


**પૂજ્ય તપસ્વિ ગુરવે નમઃ**

જેઓશ્રીની અસીમ કૃપા અને આશીર્વાદની અમી વર્ષાથી
અમારામાં સંયમની સદ્ભાવનાના અંકુરો જાગૃત થયા
તેમ જ જેઓશ્રીના
પવિત્ર શ્રીમુખ વડે પ્રવ્રજ્યા વિધિનો અભિષેક થયો
જેને અનેક રસાસ્વાદ અને વસ્તુઓના ત્યાગથી
સંયમ માર્ગને દીપાવ્યો છે
એવા પરમશ્રદ્ધેય, મહાન્ તપસ્વિ શ્રી
બા. બ્ર. પૂજ્ય ગુરુદેવશ્રી શ્રી ૧૦૦૮ 'તપસ્વિશ્રી

**શ્રી રતિલાલજી મહારાજ સાહેબના**

પવિત્ર ચરણ યુગલમાં
આ ગ્રંથના લેખન શુભ પ્રસંગે
વિધિ અને વિનય સહ વંદણા કરવાની સાથે
તેઓશ્રીના ઉપકારનું સ્મરણ કરીએ છીએ.

આપના,
આપશ્રીની કૃપા અને આશીર્વાદના આકાંક્ષી

જનક મુનિ
તથા
જગદીશ મુનિ.

नमोत्थुणं समणस्स भगवओ महावीरस्स

गणधर भगवान सुधर्मस्वामी प्रणीत

# શ્રી ભગવતી ઉપક્રમ





અનુવાદક અને સંપાદક :

પૂજ્યપ્રાણ-સમર્થ ચરણોપાસક

પં. મુનિશ્રી જનકરાયજી મહારાજ

અને

શ્રી જગદીશ મુનિજી



-: પ્રકાશક :-

શ્રી શામજી વેલજી વિરાણી અ

શ્રી કડવીબાઇ વિરાણી સ્મારક ટ્રસ્ટ

૬, દીવાનપરા - રાજકોટ-૧.

પ્રકાશન તિથિ :

માર્ગશીર્ષ શુક્લા પૂર્ણિમા

સંવત ૨૦૨૫

વીર સંવત ૨૪૯૫

પ્રત : ૩૧૦૦

પૃષ્ઠાંક : ૮૦૦

મુદ્રક :

શ્રી રાજકોટ જિલ્લા સહકારી પ્રકાશન અને મુદ્રણાલય લિ.

જિલ્લા પંચાયત કમ્પાઉન્ડ, રેસકોર્સ,

રાજકોટ-૧.

# વિષયાનુક્રમ

## પૂજ્ય પ્રાણ-સમર્થ ગુરવેનમઃ

'અનુવાદકનું વક્તવ્ય'

**જિનશાસનની મહત્તાઃ–** કરોડો માનવગણના સમૂહ વચ્ચે શ્રી જિનશાસનનો તેજસ્વી પ્રવાહ એક અસ્ખલિત વહેતા નિર્મલ ઝરણાની માફક સડસડાટ ચાલ્યો જાય છે. તેનાં કારણોમાં તેની શુદ્ધતા,-ભવ્યતા અને સંસ્થાપકોનું અસાધારણ વ્યક્તિત્વ છે. આ સર્વ સાત્ત્વિક સામગ્રીના પવિત્ર બળને લીધે તેનો પ્રવાહ પ્રતિષ્ઠાપૂર્વક વહ્યો જાય છે. અને અવસર્પિણીકાળની દૃષ્ટિથી પંચમઆરાના અંત સુધી વહ્યો જશે. શાસનની ભવ્યતાના મૂળ પાયામાં "શ્રુતધર્મ અને ચારિત્રધર્મ" રોપાયેલા છે. આ આત્મ સમૃદ્ધિની આરાધનામાં જ જિનશાસનની મહત્તા સમાયેલી છે. શ્રુત અને ચારિત્ર સ્વરૂપે બતાવેલો વીતરાગદેવનો માર્ગ દ્વાદશાંગીમાં નિર્દિષ્ઠ છે.

**દ્વાદશાંગીના રચનાકારઃ–** ચોવીસમા તીર્થપતિ જિનેન્દ્ર ભગવાને ઘાતિકર્મોને સર્વથા ક્ષીણ કરી, પોતાના આત્મામાં સ્વાભાવથી જ રહેલા કેવળજ્ઞાનને પ્રગટાવ્યું. અનાદિકાળનો એવો નિયમ છે કે, તીર્થંકર દેવો કેવળજ્ઞાનની પ્રાપ્તિ પછી પ્રથમ દેશના ફરમાવે અને ગણધરપદની સ્થાપના કરે એ નિયમને અનુસરીને કલ્પમુજબ પ્રથમ દેશના તો આપી પણ ત્યાં એવા યોગ્ય આત્માના અભાવે તે દેશનાનો પ્રસંગ તો "નિષ્ફલદેશના"ના આશ્ચર્યભૂત બનાવ તરીકે નોંધાયો. તે પ્રથમ દેશના પૂર્ણ કરીને ભગવાન "અપાપાનગરી"ના મહાસેન ઉદ્યાનમાં પધાર્યા, અને દેશનાનો પ્રારંભ થયો. એ દરમ્યાન "ઇન્દ્રભૂતિ" આદિ મહાપંડિતો ક્રમશઃ ભગવાન પાસે આવ્યા. તેમની શંકાઓનું સમાધાન થયું. અને તે સર્વ ભગવાન પાસે દીક્ષિત બન્યા.

**ત્રિપદી અને તેના ક્રમની યથાર્થતા:**– ગણધર ભગવંતો ત્રિપદી દ્વારા સંપૂર્ણ દ્વાદશાંગી રચવાનું અપૂર્વ સામર્થ્ય ધરાવનારા હોય છે. એક મુહૂર્ત માત્રમાં શ્રુતજ્ઞાનના સાગરને પામી જાય છે. અને તે જિનેન્દ્ર ભગવાનના ઉપદેશને જ આધીન હોય છે. તે પામવાની રીતિ એવી હોય છે કે દીક્ષિત થયેલા ઇન્દ્રભૂતિ આદિ વિનયપૂર્વક વંદણા કરી પૂછે છે કે, **भ ते! किं तत्त** ? તેના ઉત્તરમાં તીર્થપતિ ફરમાવે છે કે "**उप्पन्नेइ वा**" આ ઉત્તર દ્વારા દ્રવ્યની–પર્યાયના ઉત્પાદનો સિદ્ધાંત વ્યક્ત કરે છે. ગણધરદેવો તે ઉત્તરસંબંધી વિશેષ-વિચારણા કરે છે. અને આગળ પુછવાની જરૂર લાગે છે તેથી બીજીવાર જિનેન્દ્રપ્રભુને વંદણા કરી પુછે છે કે, **भ ते! कि तत्त** ? ઉત્તરમાં પ્રભુ એમ ફરમાવે છે કે "**विगमइ वा**' આ ઉત્તરદ્વારા ભગવાન દ્રવ્યમાં વ્યય–વિનાશનો સિદ્ધાંત વ્યક્ત કરે છે. એ વિષે પણ વિચારણા કરતા શ્રીગણધર દેવોને આગળ પુછવાની જરૂર લાગે છે કે માત્ર ઉત્પન્ન જ થયા અને નાશ જ પામતું રહે એ કેમ બને ? આ કારણે એ પરમતારકને ચરણે ત્રીજીવાર પ્રદક્ષિણા આપી પ્રશ્ન પુછે છે કે **भ ते ! किं तत्त** ? ઉત્તરમાં પ્રભુ ફરમાવે છે કે '**धुवेइ वा**' આ ઉત્તરદ્વારા દ્રવ્યનો ધ્રૌવ્ય–નિત્યતાનો સિદ્ધાંત વ્યક્ત કરે છે. આ ત્રીજો ઉત્તર સાંભળતાં જ ગણધર દેવોને તત્ત્વનુ સ્વરૂપ પરિપૂર્ણપણે સમજાય જાય છે.

પ્રથમ તો ભગવાને ઉત્પત્તિસૂચક ઉત્તર આપ્યો પછી વિગમ–વ્યય–સૂચક ઉત્તર આપ્યો. આ વિશ્વમાં જે જન્મે છે તે મરે છે. જેની ઉત્પત્તિ તેનો નાશ અવશ્ય થાય છે. એટલે ઉત્પન્ન થવું ને નાશ થવું એ બે તો સ્પષ્ટ દેખાતી વાત છે. તે બતાવ્યા પછી ભગવાને 'ધ્રૌવ્ય' સ્વરૂપ બતાવ્યું. જો ઉત્પન્ન જ થવું અને વિનાશ જ પામવું એટલું જ હોય અને ધ્રુવતા ન હોય તો પરભવ, પુણ્ય–પાપનાં ફલ, મોક્ષ, મોક્ષમાર્ગની આરાધના, વગેરેને અવકાશ જ ન રહે. તેથી ઉત્પાદ–વ્યયની સાથે ધ્રુવતા ભળતાંજ તત્ત્વ પરિપૂર્ણતાને પામે છે. અને તેથી શેષ કંઇ પણ સમજવાનું રહેતું હોય તો એ ત્રણને વિશેષ સમજવા માટેનું જ રહે છે.

આવી ગહન રહસ્યપૂર્ણ ત્રિપદીના શ્રવણથી "ઇન્દ્રભૂતિ" આદિને ગણધરનામકર્મનો ઉદય થાય છે. અને તેઓને જ્ઞાનાવરણીય કર્મનો એવો તો સુંદર ક્ષયોપશમ થાય છે કે ઉત્કૃષ્ટ દરજ્જાનું મતિ-શ્રુતજ્ઞાન પ્રાપ્ત થાય છે. અને મુહૂર્તમાત્રમાં દ્વાદશાંગીની રચના કરે છે. દ્વાદશાંગી એટલે ૧૨ અંગ, પરંતુ તે કયા અંગિના (શરીરના) બાર અંગ ? સામાયિક સૂત્ર જૈનશાસ્ત્રના ઉપનિષદભૂત સૂત્ર છે. અનંતા તીર્થંકરો, શ્રમણો-શ્રમણીઓ, શ્રાવક અને શ્રાવિકાઓ તેનો ઉચ્ચાર કરતાં હોય છે તીર્થંકર-નામકર્મના ઉદય પછી દરેક તીર્થંકરો પોતપોતાના શાસનમાં "આરાધના તથા શ્રુતમાં" પ્રધાન સ્થાન આપતા હોય છે એટલે અનાદિ અનંતકાળના આ પ્રધાન 'સામાયિક' સૂત્રરૂપ અંગિના (શરીરના) અંગરૂપ દ્વાદશાંગીવાણીનું પાંચમું અંગસૂત્ર તે જ આ શ્રી ભગવતીજી સૂત્ર છે.

**જૈનશાસનમાં શ્રી ભગવતીજી સૂત્રની મહત્તા :-** ૧૫ કર્મભૂમિની દૃષ્ટિએ અવિચ્છિન્નપણે ચાલી આવતી નિર્મલનિર્ગ્રંથ પરંપરામાં શ્રી ભગવતી સૂત્ર મૂર્ધન્યસ્થાન ધરાવે છે. આ પંચમ અંગ સૂત્રનું મૂળ નામ તો વિવાહપન્નત્તિ-વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ સૂત્ર છે. અર્થાત્ જેમાં વિવિધ વિષયોનું પ્રતિપાદન કરવામાં આવેલ છે. અનેક પ્રશ્નકારો દ્વારા વિવિધ વિષયોને સ્પર્શતા છત્રીસ હજાર પ્રશ્નો અને તેના ઉત્તરોથી સમૃદ્ધ આ વિવાહપન્નત્તિ સૂત્ર વિશેષ અને અધિક પૂજ્ય છે. કારણ કે વર્તમાન ઉપલબ્ધ બાકીનાં દશ અંગસૂત્રોમાં એક જ ગણધરદેવની પૃચ્છાઓ છે. ત્યારે આ વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ સૂત્રમાં અનેક ગણધર દેવો, શ્રમણનિર્ગ્રંથો, શ્રમણોપાસકો અને શ્રમણોપાસિકાઓ તથા તાપસો તેમ જ અન્યતીર્થિકો વગેરેના મહત્ત્વપૂર્ણ પ્રશ્નો છે. અને ત્રણેય લોકમા ગૌરવ ધરાવી શકે તેવા ભગવાનનાં ફરમાવેલાં સમાધાનો છે. એટલે આ પંચમ અંગસૂત્રમાં વર્ણવાયેલા વિષયો ખૂબ જ મનનીય છે. અને તેથી જ વિવાહપન્નત્તિ સૂત્રનું વિશિષ્ટપણું તેમ જ પૂજ્યપણું બતાવેલ છે. અને "ભગવતી" એવું શુભ નામ પણ એ જ કારણે પ્રસિદ્ધિ પામેલું છે. કહ્યું છે કે "इयं च भगवतीत्यपि पूज्यत्वेन अभिधीयते" આવા સૂત્રના મહત્ત્વ વિષે કંઈ વિશેષ લખવાની શી જરૂર રહે ?

**નામકરણ:**– શાસ્ત્રજ્ઞાનનો શીઘ્રતાથી અને સરળતાથી બોધ કરવા માટે શ્રી અનુયોગદ્વાર સૂત્રમાં 'ઉપક્રમ'નું વિસ્તૃત વર્ણન આવે છે. તેના વાંચનપ્રસંગે અંતરથી એવો ધ્વનિ પ્રગટ થતો હતો કે, શ્રી ભગવતી સૂત્ર જૈન શાસનમાં અપાર મહિમા ધરાવે છે. માટે તેના પર જો કંઇક લખાય તો અવશ્ય ઉપકારનું કારણ બનશે. અનેક શાસ્ત્રજ્ઞો જ્યારે શાસ્ત્રીય સમાધાન માટે સમીપે આવતા હતા ત્યારે તેમનો પણ એવો જ આગ્રહ થતો રહેતો કે મારે શ્રી ભગવતી સૂત્ર વિષે કંઇક યોજના કરવી.

ઠીક, સમયનાં વહેણ ચાલતાં જાય છે. અને તેમા કોઈક ઘડી સફળતા પણ આપતી જાય છે. એ નિયમ અનુસાર વિવરણનો પ્રારંભ પણ પ્રાપ્ત થયો અને કાર્યની શુભપૂર્ણતા પણ થઈ.

**'ઉપક્રમ' નામની પસંદગી:**– **उपक्रमण उपक्रम** અર્થાત્ ખાસ પ્રયત્નપૂર્વકનો વિશિષ્ટ પ્રારંભ. વાચ્ય–વાચકભાવમાંથી સમ્યક્ અર્થની ગવેષણા કરી શબ્દની અંતર્ગત રહેલા ભાવો વિચારી યોગ્ય રીતે નિરૂપણ કરવાની ક્રિયા ઉપક્રમ વડે થાય છે. તે માટે ગુરુગમ અતિ આવશ્યક છે. ઉપક્રમથી નિમ્નોક્ત ત્રણ કાર્યો થાય છે.

(૧) શાસ્ત્રના ભાવો સ્વસંવેદન જાગૃત કરવામાં સહાયક થાય છે.

(૨) આત્મામાં જાગૃત થયેલા સ્વસંવેદનના ભાવો આત્માને સ્વભાવમાં સ્થિરથવામાં સહાયક થાય છે.

(૩) શાસ્ત્રના દરેક ભાવોને તેના યોગ્ય સ્થાને નિક્ષેપિત કરી (સ્થાપિત કરી) સંશયથી મુક્ત થાય છે. અને યથાર્થ બોધ પ્રાપ્ત કરાય છે.

ઉપક્રમના અવલંબનથી કરવામાં આવતા આરાધનાના પ્રયત્નોથી જે પ્રવૃત્તિ થાય તે આત્મહિતરૂપ બને છે. જેમ કે ઉપક્રમની ક્રિયા તે **ભાવસાધન**, વાણીનો યોગ તે **કરણસાધન**, શ્રવણભાવમાં સ્થિર થવું તે **અધિકરણસાધન**, વિનયઆદિભાવ તે **અપાદાનસાધન**, કહેવાય છે.

જ્યારે શાસ્ત્રના ભાવો સમજવા મુશ્કેલ પડે છે, તેવે પ્રસંગે વિવિધ પ્રકારના પ્રતિપાદનના ભેદો વડે, તે ભાવોને સમીપ લાવવાની ક્રિયા ઉપક્રમ વડે થાય છે. પ્રસ્તુત અનુવાદપણુ એવા જ પ્રકારની શૈલીપૂર્વક પ્રતિપાદિત થયેલ હોવાને કારણે "ભગવતી ઉપક્રમ" એવું શુભ નામ પસંદ કરેલ છે.

**વિવરણનો હેતુ :** નિશ્ચયનયથી આત્મા પોતે જ પોતાના ભાવ વડે નિજભાવમાં સ્થિર રહી સ્વઉપાદાન શક્તિથી પોતાની પર્યાય ઉત્પન્ન કરી શકે છે. તે વ્યાપ્ય-વ્યાપક ભાવથી સિદ્ધ હોવા છતાં નિમિત્ત-નૈમિત્તિક ભાવની દૃષ્ટિએ વર્તમાનની આત્માની અશુદ્ધ પર્યાયને પોતાની શુદ્ધ પર્યાયમાં લાવવા માટે વાણીના યોગરૂપ કરણસાધન વડે ભાવસાધનરૂપ "ઉપક્રમ" ક્રિયા-આત્મઉન્નતિ માટે અતિ ઉપયોગી છે. અને તેટલા માટે જ શ્રી ભગવતી સૂત્રના ભાવો ભવ્યાત્માઓને આત્મસન્મુખ બનવામાં ઉપયોગી બને-નિમિત્તરૂપ બને તેવી ભાવના પ્રગટી અને આ રીતની રચના માટે પ્રેરણા થઇ.

**ઉપકાર અને અર્ઘ્ય :** મને આ ભાવો સમજવામાં નિમિત્ત ભૂત થનાર શ્રુતજ્ઞાનના અવતાર સમા મહાઉપકારી પરમશ્રદ્ધેય બહુશ્રુત ગુરુદેવ ૧૦૦૮ શ્રી શ્રી પૂ. સમર્થમલજી મહારાજ સાહેબ અને તેઓશ્રીના પાવનકારી શિષ્ય વૃન્દનું પવિત્ર સ્મરણ આ ગ્રંથલેખન કાર્યમાં અને સમગ્ર જીવનમાર્ગમાં મુકુટમણિ સમાન સુશોભિત સ્થાન ધરાવે છે. જેના રાગ અને દ્વેષ મૃતપ્રાયઃ બની ગયા છે, જેને આત્મીયતા સિવાય મારા તારાના ભાવો સ્પર્શ્યા નથી એવા પવિત્ર-પાવન પૂજ્ય ગુરુદેવનું સાનિધ્ય સતત ૪॥ વર્ષ મલ્યું હતું અને તે પ્રસંગ દૈવયોગે જ પ્રાપ્ત થયેલો છે. તેઓશ્રીની કૃપા અને આશીર્વાદ સંપાદન કરવા ભાગ્યશાળી થયા છીએ તે ખરેખર પૂર્વજન્મના પુણ્યબળનું શુભ પરિણામ જ કહી શકાય તેમ છે. અમે તેમના ભવોભવના ઋણી છીએ. એમનાં કૃપાકિરણોની અમીવર્ષાથી જ હું આ ભગવતીજી જેવા મહાન સૂત્ર વિષે કંઇક લખવા સફલ બન્યો છું.

**આભાર :** પ્રસ્તુત અનુવાદકાર્ય નવેસરથી તૈયાર કરવાની દૃષ્ટિએ એક ભગીરથ કાર્ય છે. મુખ્ય લેખનકાર્ય સિવાય શેષ પ્રવૃત્તિઓ માટે

સહાયતાની અપેક્ષા તો રહે જ છે. તેમાં સ્વ. શ્રી ઝવેરબાઇ મહાસતી-જીનાં સુશિષ્યા પ્રશાંતાત્મા વખતબાઇ મહાસતીજી તેમ જ વિદુષી પ્રભા-બાઈ મહાસતીજીના શિષ્યાવૃંદે યથાસમય સુંદર અક્ષરોથી પ્રેસ કોપીઓ તૈયાર કરી આપેલ છે. તે ઉપરાંત, પ્રશાંતાત્મા રંભાબાઇ મહાસતીજીના સુશિષ્યાઓનો પણ એ જ રીતે ઉદાર પ્રયત્ન સમાયેલ છે. તે સર્વથી પણ અધિક સહાયક થનાર દરિયાપુરી સંપ્રદાયનાં-શાંત-દાંત સ્થિતપ્રજ્ઞ શ્રી તારાબાઇ મહાસતીજી, કે જેઓ પોતાની સૂક્ષ્મ તાત્ત્વિક જ્ઞાન દૃષ્ટિથી બધા ફર્માઓ તપાસી ગયાં છે. અને પ્રુફ દોષાદિથી સામાન્ય ક્ષતિ રહી જવા પામેલ હતી તે દૂર કરી. તેઓશ્રીનો આભાર પણ ભૂલી શકાય તેમ નથી. ફર્માઓ પહોંચાડવામાં અને વ્યવસ્થા કરવામાં શ્રી રમણલાલ જીવરાજભાઇએ પ્રયત્ન કરેલ છે તે પણ નોંધપાત્ર છે.

આપણા સંપ્રદાયના ગૌરવસમા, ધર્મરત્ન, સંઘપતિ, સુજ્ઞ શ્રાવકજી દુર્લભજીભાઈ વિરાણીએ મેટર જોતાંની સાથે જ પોતાના ધર્મ પ્રેમને જાગૃત કરતા ૩૧૦૦ પ્રતના પ્રકાશક તરીકેની વિશાળતા દર્શાવી અને જિજ્ઞાસુવર્ગ ભાવનાપૂર્વક જેમ જેમ અગાઉથી ગ્રાહક થવાની અભિલાષા ધરાવતો ગયા તેમ તેમ ઉદાર દિલે સૌની ભાવનાને પણ માન આપતા ગયા. આ પ્રકાશનનો સંપૂર્ણ યશ દુર્લભજીભાઈ વિરાણીને ફાળે જાય છે. ગુલાબચંદભાઇ દોમડિયાએ પણ પ્રેસકાર્ય સંબંધી ઘણો પુરુષાર્થ સહર્ષ સ્વીકારેલ છે અને તેમના સુપુત્ર મૂલવંતભાઇ દોમડિયા પણ પોતાની તાત્ત્વિક બુદ્ધિના અવલંબનથી ઘણા સારા મદદરૂપ બન્યા છે. આ ગ્રંથ પ્રકાશન થવાના અવસરે સદ્ભાગ્યે જયંતિલાલ દેવચંદભાઇ મહેતાનો સંયોગ મલી ગયો. તેઓ પ્રેસકાર્યના નિષ્ણાંત અને ઉત્સાહી કાર્યકર છે. તેમણે આ પ્રકાશનના પ્રારંભથી પૂર્ણ સુધી સક્રિય રસ ધરાવ્યો. આટલો મોટો ગ્રંથ માત્ર પાંચ માસમાં પ્રસિદ્ધ થાય છે તે સર્વ યશ જયંતિલાલભાઇને ફાળે જાય છે. મેટર તપાસવા આદિ કાર્યમાં અભ્યાસ કરતા વિદ્યાર્થી ભાઇ મહેન્દ્રકુમાર પ્રાણલાલ દેસાઈનો પણ મહત્ત્વપૂર્ણ પ્રયાસ છે. વિ. સં. ૨૦૨૩ ની સાલનું સાવરકુંડલા ચાતુર્માસ પણ આ પવિત્ર કાર્યની લેખન ભૂમિ તરીકે સ્મરણીય રહેશે. લેખનકાર્યમા વિક્ષેપ પડે નહિ તેની

સાવધાની રાખનાર પ્રમુખ શ્રાવક બાલુભાઈ ઠોસાણી તથા હીરાલાલભાઈ મણિયા તેમ જ દિવસ-રાત મહેનત કરી સુંદર અક્ષરે પ્રેસકોપી તૈયાર કરી આપનાર શશીકાંત જે. શાહ પણ ભૂલી શકાય તેમ નથી. રાજકોટ શ્રી સંઘના માનદ્ મંત્રી મગનલાલ તારાચંદ શાહનો સક્રિય રસ પણ સ્મરણીય રહેશે. કઠીન શબ્દોની વ્યુત્પત્તિ જાણવાના વિષયમાં ન્યાય-વ્યાકરણ આચાર્ય શ્રીરામ શાસ્ત્રી (અમલનેર)વાળાનો પણ ઘણો સાથ છે. તે ઉપરાંત, અલ્પ યા વિશેષ પ્રમાણથી જેનો જેનો પ્રયત્ન આમાં સમાયેલ છે તે સર્વ પ્રતિ કૃતજ્ઞતા પ્રગટ કરવા સાથે આભાર!

**વાંચકગણને નમ્ર સૂચન** :- આ સંપ્રાદનમા એક ધર્મકથાનું યોગ સિવાયના શેષ ત્રણ અનુયોગોનો યથા શક્ય સમાવેશ કરેલ છે. તેમજ ભગવતી સૂત્રમાં જે પાઠોનો માત્ર નિર્દેશ છે. અને પન્નવાણા સૂત્રની ભલામણ કરી છે. તે અલ્પાંશો પણ તૈયાર કરેલ "પન્નવાણા અનુવાદ" માં આવશે તેથી તેની પુનરુક્તિ કરેલ નથી તેનો ખ્યાલ વાંચકવર્ગ અવશ્ય રાખે.

**અંતમાં**:- આ "ભગવતી ઉપક્રમ"માં સંયોજન કરીને સંપાદન કરવામાં ભગવાન શ્રી જિનેન્દ્રદેવોની આજ્ઞાથી વિરુદ્ધ કોઈ પણ વચન અનુપયોગાદિથી આવી જવા પામ્યું હોય, અગર તો મુદ્રણમાં દૃષ્ટિ-દોષાદિથી કોઈ પણ ભૂલ રહી જવા પામી હોય, તો તે બદલ અનંત સિદ્ધોની સાક્ષીથી મિચ્છામિ દુક્કડં **अस्तु इति शुभम्**

| | |
|---|---|
| માર્ગશીર્ષ કૃષ્ણા ત્રયોદશી | પૂજ્ય પ્રાણ-સમર્થ ચરણોપાસક |
| પૂજ્ય પ્રાણગુરુ નિર્વાણ | **મુનિશ્રી જનકરાયજી મહારાજ** |
| સંવત્સરે ૧૨ મી | અને |
| સંવત્સરી પ્રારંભ દિન | **શ્રી જગદીશમુનિજી** |

**સં. ૨૦૨૫,**
વીર સંવત ૨૪૯૫

# પ્રસ્તાવના

શ્રી ભગવતી સૂત્ર, વિવાહપન્નત્તિ (વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ–વિવિધ કથન) તરીકે પણ ઓળખાય છે. તે બધાં નામ સાર્થક છે. કારણ કે તેમાં ઘણા પ્રકારની પ્રરૂપણા છે. અને તે સૂત્ર મહાન છે, ગહન છે, સંશયનાશક છે, આનંદકારી છે અને જ્ઞાન વધારનાર છે.

દેવો, નરેન્દ્રો, રાજર્ષિઓ, શ્રી ગૌતમ ગણધર અને બીજા અનેક શ્રાવકો તથા શ્રાવિકાઓએ શ્રી મહાવીર સ્વામીને પૂછેલા પ્રશ્નો અને તેના જવાબો આ સૂત્રમાં છે. મૂળ પ્રશ્નો અને તેના ઉત્તરો ૩૬૦૦૦ હતા આ પુસ્તકમાં નીચે પ્રમાણે મુદ્દા અને સાર છે.

પહેલા શતકના ૧૦ ઉદ્દેશામાં :– પહેલા ઉદ્દેશામાં :–

નમોક્કાર મંત્ર છે. તેમાં દેવ, ગુરુ અને ધર્મનું સ્વરૂપ અંતર્ગત છે. તે જાણ્યા વગર જૈનધર્મમાં વાસ્તવિક પ્રવેશ થતો નથી, ત્યાર બાદ શાસનપતિશ્રી મહાવીર સ્વામીના અલૌકિક ગુણો આવે છે. ત્યાર બાદ શ્રી ગૌતમ સ્વામી પ્રથમ ગણધરના ગુણ બતાવ્યા છે. તેઓ ભગવાન શ્રી મહાવીર સ્વામી પાસે કેવી રીતે બેસતા, અને કેવી રીતે પ્રશ્ન પૂછતા તે વિનય બતાવેલ છે, જે જૈનોએ આદરવા લાયક છે. ત્યાર બાદ 'ચલાયમાન તે ચાલ્યું' આદિ કર્મસંબંધી નવ પ્રશ્નો શ્રી ગૌતમ સ્વામીએ પૂછ્યા તે સમજાવ્યા છે. તેનો સંગ્રહનયનો એક સામાન્ય ભાવ એવો નીકળે છે કે 'કરવા માંડ્યું તે કર્યું'. કારણ કે દરેક ક્રિયામાં અસંખ્યાત સમય લાગે છે. અને તે બધા સમયોમાં ક્રિયા થયા કરે છે. એક આદિ સમયમાં જે ક્રિયા કરી તે પણ 'ક્રિયા કરી' એમ ગણાય છે. ત્યાં જમાલિના મતનું ખંડન અને નિરાકરણ થાય છે.

ત્યાર બાદ આહાર આદિના કેટલાક બોલના જવાબો છે.

બીજા ઉદ્દેશામાં :– નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવ એ ચાર ગતિના જીવોનો સંસારમાં રહેવાનો કાળ–શૂન્ય–અશૂન્ય અને મિશ્ર એ

પ્રણુ રીતે બતાવ્યો છે. તેમાં એક ગતિમાંથી બીજી ગતિમાં જીવોનું ભ્રમણુ સાબિત થાય છે. અને તિર્યંચ ગતિમાં અનંત જીવ હોવાથી બીજી કોઇ ગતિની યોનિમાં સમાઇ શકે નહિ. તે બતાવ્યું છે. તથા આરાધક, વિરાધકની ગતિ તદુપરાંત આત્મારંભી પરારંભી જીવો આરંભી અને અણારંભી, સંવૃત્ત અને અસંવૃત્ત આ ભવ પરભવમાં જ્ઞાન અને અસંયત જીવોની ગતિ વગેરે છૂટક બોલ જણાવ્યા છે.

ત્રીજા ઉદ્દેશામાં :– જીવો આશ્રી કાંક્ષામોહનીયકર્મ, પ્રમાદ, યોગ, વીર્ય, વગેરેનો ખુલાસો આવે છે. શ્રમણુ નિગ્રંથોને ૧૩ કારણે કાંક્ષામોહનીય કર્મ ઉદયમાં આવે તેનું સમાધાન કર્યું છે.

પાંચમા ઉદ્દેશામાં :– નરક, ભવનપતિ, પૃથ્વી, જ્યોતિષી વૈમાનિક દેવલોકનું વર્ણન તથા સર્વજીવ આશ્રી ક્રોધ, માન, માયા, વગેરેના ભંગ બતાવ્યા છે.

છઠ્ઠા ઉદ્દેશામાં :– અનાદિ અનંત વસ્તુઓમાં કોણુ પહેલાં અને કોણુ પછી જેમકે લોક–અલોક, જીવ–અજીવ, લોકાંત-અલોકાંત, છ દ્રવ્ય, દ્વીપો, સમુદ્રો, નરક, દેવલોક, વગેરે શાશ્વતી વસ્તુઓનું, રોહામુનિના પ્રશ્નોના જવાબનું નિરાકરણુ કર્યું છે. ત્યારબાદ લોકસ્થિતિ એટલે લોકની વસ્તુઓ કોણુ–કોને આધારે રહેલી છે, તે બતાવ્યું છે.

સાતમા ઉદ્દેશામાં :– ગર્ભવાસનો અધિકાર છે. ગર્ભમાં રહેલ સંજ્ઞી પંચેન્દ્રિય પર્યાપ્ત કેવી રીતે નરકમાં કે દેવલોકમાં જાય તે બતાવ્યું છે. એક ગર્ભ એક માતાની કુક્ષિમાં ઉત્કૃષ્ટ ૧૨ વર્ષ રહે અને કાય-ભવસ્થ ગર્ભ ૨૪ વર્ષ રહે.

મહર્ધિક દેવ ચ્યવવાનો હોય અને ઉત્પત્તિસ્થાન જુએ ત્યારે તે લજ્જા પામે છે.

આઠમા ઉદ્દેશામાં :– મૃગઘાતક પારધિને કયે વખતે કેટલી ક્રિયા લાગે છે તે બતાવ્યું છે. એક જીવ એક જ વખતે એક જ આયુષ્યનો બંધ કરે છે. અગુરુલઘુ તથા ગુરુલઘુના બોલ બતાવ્યા છે. ૧૮ પાપથી જીવ ભારે કર્મી થાય છે. અને તેનાથી નિવૃત્તિ પામવાથી જીવ હળુકર્મી થાય છે. પાર્શ્વનાથ સ્વામીના

શાસનના કાલાસ્યવેષીપુત્ર અણુગાર, મહાવીર–સ્વામીના સ્થિવર ભગ-વંતોને પ્રશ્નો પૂછીને તેના સમાધાનથી સંતોષ પામી તેમાં ભળી જાય છે. અને છેવટે સિદ્ધ થાય છે.

વૈક્રિયરૂપો બનાવીને એક સમયમાં એક જીવ એકજ વેદ વેદે છે. તે સ્રીવેદ અથવા પુરુષવેદ.

**ભગવતીજી શતક ૨:**– તેના નવમા ઉદ્દેશામાં:– સુષમા સુષમા કાળનો અધિકાર છે.

તથા દશમા ઉદ્દેશામાં :– પંચાસ્તિકાયનો અધિકાર છે,

શતક ૩ ઉ શા બીજામાં :– અસુરકુમાર દેવોનું સ્થાન-ઈંદ્રો-ભવન આયુષ્ય–ઊંચે નીચે તથા ત્રીછા જવાની શકિત, હાલના ચમરેન્દ્રનો પૂર્વભવ, તેનું સુધર્મસભામાં જવું–શક્રેન્દ્રના વજ્રથી નાસવું–ભગવાનની ભકિત, ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમાં સિદ્ધ થશે. ઇત્યાદિ વર્ણન છે.

શતક ૩. ઉદ્દેશો–૩ :– લવણસમુદ્રમાં ભરતી અને ઓટનું કારણ બતાવ્યું છે. મંડિતપુત્ર અણુગારના પાંચ ક્રિયા આશ્રી પ્રશ્નોના જવાબ, સાંપરાયિકી, અને ઐર્યાપથિકી સમજ તેનાં ગુણસ્થાન અને નિષ્ક્રિય થવાની રીત બતાવી છે.

શતક ૩. ઉદ્દેશા ૪–૫ :– અણુગારોની અવધિજ્ઞાનની અને વૈક્રિયશકિત.

શતક ૫ ઉદ્દેશો–૨ :– વાયુની મંદતા અને તીવ્રતા, વાયુની ગતિના કારણ લવણસમુદ્રનો આકાર અને માપ, જંબુદ્વીપને ન બુડાડી શકે તેનું કારણ.

પ્રમાણ ચાર અને તેનું વર્ણન. કેટલાક જીવ કર્મ પ્રમાણે વિપાકથી વેદના અનુભવે અને કેટલાક જીવો જુદી રીતે વેદના અનુભવે, કર્મની સ્થિતિઘાત અને રસઘાત થઈ શકે છે.

શતક ૫ ઉદ્દેશો ૬ :– આકાશમાં બાણ ફેંકનાર વગેરેને લાગતી ક્રિયાઓ, અલ્પાયુ અને દીર્ઘાયુનાં કારણો, વ્યાપારી અને ગ્રાહકને લગતી ક્રિયાઓ.

શતક ૫ ઉદ્દેશો ૭ :– પુદ્‌ગલોનું કંપન આદિ વર્ણન તેના ભાંગા અને ૧૫ દ્વાર.

શતક ૫ ઉદ્દેશો ૮ :– ચોવીસ દંડકના જીવોનું હિયમાન–વર્ધમાન અને અવસ્થિતપણાનો કાળ સિદ્ધ ભગવાન વર્ધમાન અને અવસ્થિત છે. તેનો કાળ, ૨૪ દંડકમાં હાનિવૃદ્ધિના ભાંગા.

નિયંઠિપુત્ર અણુગારનો નારદપુત્ર અણુગારને સપ્રદેશી–અપ્રદેશીનો ખુલાસો.

શતક ૬ ઉદ્દેશો ૧ :– વેદના અને નિર્જરાના ચાર ભાંગા. તેના ચાર કરણ મન–વચન–કાયા–વીર્ય.

શતક ૬ ઉદ્દેશો ૩ :– જીવોને કર્મરજ પુરુષ પ્રયત્નથી લાગે છે તે ત્રણ યોગથી થાય છે. તેના ભાંગા.

૧૫ દ્વારના ૫૦ બોલમાંથી ચાર ગતિના ૧૪ ભેદના જીવોને કેટલા બોલ લાભે અને ૧૫ દ્વારમાં ૮ કર્મોમાંથી કેટલાનો બંધ થાય છે તે બતાવ્યું છે.

ભગવાનના ૭૦૦ શિષ્યો સિદ્ધ થયા.

શતક ૬. ઉ. ૪:– જીવના પ્રદેશ નિરૂપણના ૧૪ દ્વારના ભાંગા.

શતક ૬. ઉ. ૫:– તમસ્કાયનો અધિકાર, આઠ કૃષ્ણરાજીનો અધિકાર.

શતક ૬. ઉ. ૭:– ધાન્યની સબીજપણાની સ્થિતિ.

શતક ૬. ઉ. ૧૦:– જીવોના સુખદુઃખને બહાર કાઢીને દેખાડવામાં કોઇ સમર્થ નથી. જીવ અને ચૈતન્ય એક જ છે. સિદ્ધ સિવાય ૨૪ દંડકના જીવો દ્રવ્ય પ્રાણવાળા છે. ૨૪ દંડકમાં સુખદુઃખની વેદનાની તારતમ્યતા, જીવ, શરીર ક્ષેત્રાવગાઢ પુદ્‌ગલોને ગ્રહણ કરે છે. કેવલી ભગવાનને જાણવા દેખવા માટે ઇન્દ્રિયો અને મનનું અવલંબન લેવું પડતું નથી પણ સર્વવસ્તુ આત્મપ્રત્યક્ષ જાણે છે અને દેખે છે.

શતક ૭, ઉ. ૧:– નિર્ગ્રંથો અંગાર–ધૂમ–સંયોજના દોષ રહિત આહાર કરે. ક્ષેત્ર–કાલ, માર્ગ–પ્રમાણ–અતિક્રાંત પાન–ભોજન લીએ.

૪૨ દોષરહિત આહાર ગ્રહણ કરે. કેવળ સંયમના નિર્વાણ માટે સ્વાદ કર્યા વગર આહાર ગ્રહણ કરે!

સામાયિકમાં બેઠેલા શ્રાવકને સાંપરાયિકી ક્રિયા લાગે જે જીવોના વધના પચ્ચક્ખાણ હોય તેમને બીજું કામ કરતા અકસ્માત કોઈને લાગી જાય તો વ્રતમાં અતિચાર ન લાગે!

શ. ૭ ઉદ્દેશો ૨ :– જીવ અજીવના જ્ઞાન વગરનું પચ્ચક્ખાણ દુપચ્ચક્ખાણ છે. પ્રત્યાખ્યાનના મૂળગુણ (આશ્રવનિરોધ) ઉત્તરગુણોના ભેદોની સમજ તથા પ્રત્યાખ્યાની અપ્રત્યાખ્યાની જીવોની સમજ, આપેલ છે.

શ. ૭. ઉ. ૩ :– વનસ્પતિનો આહાર–તેની તારતમ્યતા, આહારની રીત, મૂળ–કંદ, બીજ, વગેરે કયા જીવથી વ્યાપેલા છે? ગ્રીષ્મ ઋતુમાં ઉષ્ણ યોનિવાળા જીવની બહુઉત્પત્તિ.

લેશ્યાઓ સાથે અલ્પ વા મહાકર્મની અપેક્ષાઓ, વેદના અને નિર્જરામાં ભેદ, જીવદ્રવ્યથી શાશ્વત અને પર્યાયથી અશાશ્વત વગેરે બતાવ્યું છે.

શ. ૭. ઉ. ૫ :– ખેચર આદિ તિર્યંચપંચેન્દ્રિયની યોનિ–વેદ, લેશ્યા, દૃષ્ટિ, જ્ઞાન–અજ્ઞાન, યોગ ઉપયોગ–સ્થિતિ–ગતિ–સમુદ્‌ઘાત–કુલ, વિગલેન્દ્રિયના કુલ.

સુગંધી પદાર્થોના સામાન્ય અને વિશેષરૂપ ભેદ ફૂલોનાં કુળ, વલ્લી–લતા હરિતકાયના ભેદ.

સ્વસ્તિક–અર્ચિ–કામ આદિ ૩૩ વિમાનોનો વિસ્તાર, ચાર અનુત્તર વિમાનોનો વિસ્તાર.

શ. ૭. ઉ. ૬ :– આયુષ્યનો બંધ ક્યારે થાય? ક્યારે આયુષ્ય વેદાય, ક્યારે અલ્પ વા મહાવેદના વેદે, અજાણપણાથી આયુષ્ય બાંધે, કર્કશ–અકર્કશ શાતા–અશાતા વેદનીનાં કારણો. દુ.ખંદુખા કાળનું વર્ણન.

શ. ૭. ઉ. ૭ :–ભોગ અને વેદનાનો તથા કામભોગનો અધિકાર.

શ. ૭. ઉ. ૧૦ :– અગ્નિ સળગાવનાર કરતાં ઓલવનાર અલ્પ પાપવાળો.

શ. ૮. ઉ. ૧ :— જીવોનાં નવ દ્વાર અને તેને લગતા ભેદો, સર્વ મળી પ્રયોગસા પુદ્દગલના ૮૮૬૨૫ ભેદ.

ત્રણ પ્રકારના પુદ્દગલો અને દરેકના પાંચ પાંચ ભેદ.

શ. ૮. ઉ. ૨ :— જાતિ અને કર્મ આશીવિષના ભેદો.

જીવના ૨૧ દ્વારમાં જ્ઞાન–અજ્ઞાનની વહેંચણી. તેમાં ૧૦ માં લબ્ધિદ્વાર છે. તેમાં જ્ઞાન–દર્શન–ચારિત્ર–ચારિત્રાચારિત્ર–દાન–લાભ–ભોગ–ઉપભોગ–વીર્ય–ઇન્દ્રિય એ દસ લબ્ધિવાળા જીવોમાં જ્ઞાન–અજ્ઞાનની વહેંચણી. પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાનના પર્યાયો અને તે પર્યાયોનો અલ્પબહુત્વ. પાંચ જ્ઞાનનો વિષય, કોની કેટલી સ્થિતિ, આંતરુ અને અલ્પબહુત્વ.

શ. ૮. ઉ. ૫ :— આજીવિકમતના સાધુના પ્રશ્નનો જવાબ.

સાર :—સામાયિકમાં બેઠેલા શ્રાવકે મમત્વ ભાવનો ત્યાગ કર્યો નથી.

શ. ૮. ઉ. ૬ :—આલોચનાનો અધિકાર. તેમાં દોષ લાગ્યા પછી આરાધના માટે થયેલો નિર્ગ્રંથ આરાધક છે.

શ્રમણ–અશ્રમણને પ્રતિલાભવાનું ફળ.

અન્ય સ્થિવરોને માટે ગ્રહણ કરેલ, આહારાદિની ઉપભોગ વિધિ.

સાધુને દાન દેવામાં અલ્પપાપ ને મહાનિર્જરા ક્યારે થાય તેનો ખુલાસો.

શ. ૮. ઉ. ૭ :— અન્યતીર્થિકોના આક્ષેપનો જવાબ દેવાનું શરૂ કરી દીધેલ હોય તે દીધેલું કહેવાય. યત્નાપૂર્વક જવામાં હિંસા નથી.

ગતિના પાંચ પ્રકાર છે.

શ. ૮. ઉ, ૮ :— ઇરિયાવહી બંધનો અધિકાર, તેના ભાંગા વગેરે, પ્રત્યનીકના પ્રકાર, પાંચ વ્યવહારનો ખુલાસો, ૨૨ પરિષહ, ક્યા કર્મના ઉદયમાં કેટલા પરિષહ આવે.

શ. ૮. ઉ. ૯ :— પાંચ શરીર પ્રયોગબંધ (દેશબંધ–સર્વબંધ) નો અધિકાર.

પ્રયોગબંધ અને વિશ્રસાબંધનો અધિકાર.

સંપરાયબંધનો અધિકાર.

શ. ૮. ઉ. ૧૦ :– આઠ કર્મ પ્રકૃતિઓ અને તેનો અરસપરસ સંબંધ. શ્રુત–શીલના ચાર ભાંગા, આરાધનાના ત્રણ ભેદ, અને તે દરેકના ત્રણ ત્રણ ભેદ, તેમનો અરસપરસ સંબંધ અને તેનું ફળ, તે ઉપર બે પરિશિષ્ટથી ખુલાસો.

પ૬ અંતરદ્વીપના યુગલિક મનુષ્યોનું વર્ણન; તે શ. ૯. ઉ. ૩ થી ૨૮ માં અને શ. ૧૦ ઉ. ૭ થી ઉ. ૩૪ સુધીમાં છે.

શ. ૯. ઉ. ૩૧ :– અસોચ્ચા અને સોચ્ચા કેવળીનો અધિકાર.

શ. ૯. ઉ. ૩૨ :– ગાંગેયઅણગારના ભાંગા.

શ. ૯ ઉ. ૩૪ :– ઘાતકપુરુષની ક્રિયા પૃથ્વિકાયના શ્વાસોશ્વાસ, અને તેમાં થતી ક્રિયા, વાયુકાયને લગતી ક્રિયા.

શ. ૧૦ ઉદ્દેશો ૧ :– દશ દિશા, તેનાં નામ, કયાંથી નીકળી, દિશા વિદિશામાં જીવ અજીવના ભાંગા.

શ. ૧૦ ઉ. ૩ :– દેવલોકમાં દેવતાની જવા આવવાની રીત, બાર પ્રકારની ભાષા.

શ. ૧૧ ઉ. ૧ :– ઉપ્પલકમલનો અધિકાર.

શ. ૧૧ ઉ. ૧૦ :– લોકના પ્રકાર, ક્ષેત્રલોકના ભેદ, અને તેની વિગત, આકાર (સંસ્થાન) ૩ લોકમાં જીવ–અજીવના ભાંગા, અને ભાવ-આશ્રી વર્ણાદિ પાંચ, અગુરુલઘુ પર્યાય અને ગુરુલઘુ પર્યાય સર્વ અનંત, લોક અલોક કેટલા મોટા ?

શ. ૧૧ ઉ. ૧૧ :– સુદર્શન શેઠની પૃચ્છા, કાળના ૪ પ્રકાર (પ્રમાણ, આયુષ્ય, મરણ અદ્ધા)

શ. ૧૨ ઉ. ૧ :– ત્રણ જાગ્રિકાનો અધિકાર ( ધર્મ–અધર્મ સુદખુ જાગરણ ). ધર્મ જાગરણ ( આચાર–ક્રિયા–દયા–સ્વભાવધર્મ ). આચારધર્મના ૫ ભેદ અને તેના પેટાભેદ ૩૯, ક્રિયાધર્મના ૭૦ ભેદ

( કરણુ સિત્તરી ) દયા ધર્મના ૮ ભેદ ( સ્વ-પર-દ્રવ્ય-ભાવ-વહેવાર-નિશ્ચય-સ્વરૂપ-અનુબંધ દયા ) સ્વભાવધર્મ તે દ્રવ્યની શુદ્ધ પરિણતિ ( શુદ્ધ ગુણોમાં રમણતા )

સંસારને લગતું કામકાજ અને તેનો વિચાર અધર્મ જાગિકામાં છે.

સુદકખુ જાગિકા :- ભલી ચતુરાઇવાળી સમ્યક્જ્ઞાન-દર્શનવાળી વ્રતધારી શ્રાવકને હોય.

શ. ૧૨ ઉ. ૧ :- શંખપુષ્કલી આદિ શ્રાવકનો અધિકાર તેમાં શંખજીનું પૌષધવ્રત કષાયથી કર્મનું ઉદ્વર્તન થાય શંખ શ્રાવક એકાવતારી થયા.

શ. ૧૨ ઉ. ૨ :- જયંતિબાઇ શ્રાવિકાના પ્રશ્નોના જવાબ.

૧૮ પાપોના નિવર્તનથી જીવ હલકો થાય છે. સંસાર ઘટાડે, કર્મોની સ્થિતિ ઘટાડે, સંસારસાગર તરે છે. ભવ્યપણું સ્વભાવથી જ છે. ભવ્ય જીવો સિદ્ધ થવા યોગ્ય છે. પણ લોક ભવ્ય જીવ વિનાનો રહેશે નહિ.

ધાર્મિક જીવો જાગેલા તેમ જ સબળ સારા, તેમનું ઉદ્યમીપણું સારું,

જયંતીબાઈ દીક્ષા લઈ મોક્ષ ગયાં.

શ. ૧૨ ઉ. ૪ :- પુદ્ગલોનું મળવું અને વિખરવું-તેના ભાંગા-પુદ્ગલ પરાવર્તનના ૭ પ્રકાર તેનું સૂક્ષ્મ-બાદર તથા દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવથી વર્ણન સર્વ જીવે સાતે પુદ્ગલ પરાવર્તન અનેક-અનંત વાર કર્યાં, વગેરે વિવેચન, ક્યા ક્યા સ્થાને અને દંડકે પુદ્ગલ પરાવર્તન કર્યાં, કેટલો કાળ પુદ્ગલપરાવર્તન કર્યાં. કાળની ઉપમા, અલ્પબહુત્વ વગેરે વિવેચન.

શ. ૧૨ ઉ. ૫ :- કષાયના ૫૩ બોલો.

શ. ૧૨ ઉ. ૬ :- રૂપી અરૂપીના બોલ.

શ. ૧૨ ઉ. ૬ :- ચંદ્રગ્રહણ, ચંદ્ર અને રાહુનો સંબંધ, ચંદ્રને શશી અને સૂર્યને આદિત્ય કહેવાનું કારણ.

શ. ૧૨ ઉ. ૭ :- ભવભ્રમણનો અધિકાર.

શ. ૧૨ ઉ. ૯ :– પાંચ દેવનો અધિકાર.

શ. ૧૨ ઉ. ૧૦ :–આઠ આત્માનો અધિકાર–જ્ઞાન–દર્શન આદિ જે ભાવમાં જીવ હોય તે ભાવમય જીવ ગણાય. જ્ઞાનને બદલે અજ્ઞાન હોય તો અજ્ઞાનરૂપ આત્મા ગણાય. પાંચ સ્થાવરના આત્મા અજ્ઞાનરૂપ જ હોય. જે પોતાના પર્યાયમાં જાય તે પણ આત્મા ગણાય; એવી રીતે પુદ્ગલ અને સ્કંધો પોતાના વર્ણાદિપર્યાય વડે આત્મા–સદ્રૂપ છે; પરપર્યાય-વડે અસદ્રૂપ છે; અને સ્વપર પર્યાય વડે અવ્યક્ત છે; સ્કંધોમાં ઘણા ભાંગા લાગુ પડે છે.

શ. ૧૩ ઉ. ૧–૨ :– ઉત્પન્નસંખ્યાના ૩૯ બોલ, કોને કેટલા બોલ લાભે તેનું વર્ણન છે; તેવી રીતે ઉદ્વર્તન, અને ચ્યવનના બોલનું પણ વર્ણન છે.

૧૨ ઉપયોગના અધિકારમાં ગતિમાં જતી વખતે અને નીકળતી વખતે કેટલા ઉપયોગ હોય તે બતાવેલ છે.

શ. ૧૩ ઉ. ૪ :– નરકલોક આદિ ૭ દ્વાર, તેમાં પહેલાં ચાર નરકઆશ્રી છે. પાંચમો લોકનો મધ્યભાગ; છઠ્ઠો દસદિશાનું નીકળવું વગેરે, સાતમો અસ્તિકાય પ્રવર્તનાદ્વાર, અસ્તિકાયના પ્રદેશોની અરસપરસ સ્પર્શના બતાવેલ છે; ત્યાર બાદ અરસપરસ અવગાહના બતાવી છે; અસ્તિકાય અને સમયની સ્પર્શના તથા અવગાહના બતાવી છે.

જીવ અવગાઢાદિ દ્વાર ( જીવ અવગાઢ, અસ્તિકાય નિષીદન, બહુસમ, વિષમભાગ લોકસંસ્થાન ).

શ. ૧૩ ઉ. ૭ :– ૩ યોગ અને પાંચ મરણનો અધિકાર છે.

શ. ૧૪ ઉ. ૧ :– વિગ્રહગતિ આશ્રીવર્ણન.

શ. ૧૪ ઉ. ૨ :– ઉન્માદના પ્રકાર, વરસાદ કેવી રીતે થાય.

શ. ૧૪ ઉ. ૩ :–દેવતાઓનો વિનય અને શસ્ત્ર ઉપયોગ નારકી, સ્થાવર અને વિકલેન્દ્રિયમાં વિનયનો અભાવ. નારકીમાં અશુભ પુદ્ગલોનું પરિણમન.

શતક ૧૪–ઉ. ૫ :– વાટે વહેલા જીવોનું અગ્નિ વચ્ચે થઈને જવું. નારકી, દેવતા, સ્થાવર, વિગલેન્દ્રિય, તિર્યંચપંચેન્દ્રિય અને મનુષ્યનો અનુભવ.

શતક ૧૪–ઉ. ૬ :– નારકી આહાર–આહાર–પરિણમન–યોનિ–સ્થિતિનું કારણ–નિમિત્ત કર્મ–કર્મથી અન્ય પર્યાય–વિચીદ્રવ્ય–અવીચિદ્રવ્યનો આહાર, એવી રીતે ૨૩ દંડકનું સમજવું.

શ. ૧૪ ઉ. ૭ :– તુલ્યનો અધિકાર તેના છ ભેદ :– (૧) દ્રવ્ય તુલ્ય–એક પરમાણુ પુદ્ગલ બીજા પરમાણુ પુદ્ગલની સાથે તુલ્ય. (૨) ક્ષેત્રતુલ્ય એક સરખા ક્ષેત્ર જેમકે એક આકાશ પ્રદેશમાં રહેલા પુદ્ગલ દ્રવ્ય બીજા એક આકાશ પ્રદેશમાં રહેલા પુદ્ગલ દ્રવ્યની સાથે ક્ષેત્રથી તુલ્ય (તે બન્ને આકાશ પ્રદેશમાં રહેલા પુદ્ગલોની સંખ્યા ભિન્ન હોય (૩) કાળ તુલ્ય :– એકસમયની સ્થિતિવાળા પુદ્ગલ દ્રવ્ય એકસમયની સ્થિતિવાળા બીજા પુદ્ગલ દ્રવ્યની સાથે કાળથી તુલ્ય છે. (૪) ભવતુલ્ય:– જેમ નારકી બીજા નારકી સાથે ભવથી તુલ્ય (૫) ભાવ તુલ્યના બે ભેદ:– (I) અજીવ ભાવ જેમકે એક ગુણ કાળા વર્ણના પુદ્ગલ એક ગુણ કાળા વર્ણના બીજા પુદ્ગલ સાથે ભાવ તુલ્ય. (II) જીવ ભાવ તેના છ ભેદ અહીં ઔદયિક ભાવ ઔદયિક ભાવની સાથે તુલ્ય છે. એમ બીજા ભાવમાં સમજવું. (૬) સંસ્થાન તુલ્ય તેના બે ભેદ:– અજીવ સં. અને જીવ સં. તેમાં અજીવ સં. ના પાંચ ભેદ અને જીવસંસ્થાનના ૬ ભેદ. અહીં પણ સરખા સંસ્થાનવાળા સાથે તુલ્ય છે :–

ગૌતમને આશ્વાસન :– તમો ઘણા કાળથી મારી સાથે રહેલા છો અને બન્ને સિદ્ધ થઈશું અનુત્તર વિમાનવાસી દેવોએ અનંતમનોદ્રવ્ય વર્ગણાઓને જ્ઞેયરૂપ પ્રાપ્ત કરી છે અને વ્યાપ્ત કરી છે.

શ. ૧૪-ઉ. ૯ :- શ્રમણ નિર્ગ્રંથના સુખની તુલ્યતાનો અધિકાર, જેમ જેમ દીક્ષા પર્યાય વધતી જાય છે તેમ તેમ નિર્ગ્રંથનું સુખ ઉપર ઉપરના દેવોના સુખથી વધારે થાય છે. જેમકે બાર માસની દીક્ષાપર્યાયવાળા શ્રમણ નિર્ગ્રંથનું સુખ અનુત્તર વિમાનના દેવોના સુખથી અધિક હોય છે.

શ. ૧૪ ઉ. ૧૦ :- કેવળી અને સિદ્ધ કેવળજ્ઞાનની અપેક્ષાએ સરખા છે. અને સર્વજ્ઞ છે. પણ કેવળજ્ઞાની ઉત્થાન-કર્મ-બળ-વીર્ય-પુરુષાકાર પરાક્રમ સહિત છે કે જે સિદ્ધમાં નથી !

શ. ૧૬ ઉ. ૧ અવિરતિ અને પ્રમાદના કારણે ૨૪ દંડકના જીવો અધિકરણી છે. અધિકરણના અભિઘાતથી અચેતવાયુ ઉપજે છે. જેના કેલાથી સચેત-વાયુકાયની હિંસા થાય છે.

શ. ૧૬ ઉ. ૨ શક્રેન્દ્રજીના સ્વામીપણાનો પ્રશ્ન. તેમણે શ્રમણ નિર્ગ્રંથને અવગ્રહ માટે આપેલી આજ્ઞા. ગૌતમસ્વામીએ શક્રેન્દ્રજી સંબંધી પૂછેલા પ્રશ્નો. શક્રેન્દ્રજી ચરમ છે. ઉઘાડા મોઢે (હાથ આદિથી મુખ ઢાંકયા વગર) ભાષા બોલવી તે પાપયુક્ત છે.

શ. ૧૬ ઉ. ૪ : શ્રમણ નિર્ગ્રંથોનાં કર્મો સ્થૂળ, શિથિલ તથા નિષ્ઠિત થયેલાં હોવાથી શીઘ્ર નાશ પામે છે. નારકીનાં કર્મો ગાઢ અને ચીકણાં હોવાથી અત્યંતવેદના અનુભવવા છતાં નિર્જરા અને નિર્વાણરૂપ ફળ મળતું નથી.

શ. ૧૬ ઉ. ૬ સ્વપ્નાનો અધિકાર. સ્વપ્નના પ્રકાર અને ફળ અર્ધનિદ્રામાં મન ઘૂમે ત્યારે સ્વપ્ન આવે. સંવૃત્તને સત્ય સ્વપ્ન આવે. સ્વપ્નના ૫ ભેદ. તેના ૭૨ પ્રકારમાં ૪૨ સામાન્ય અને ૩૦ મહાફળવાળા હોય છે. તેમાંનાં ૧૪ સ્વપ્ન તીર્થંકરની માતાને આવે છે. અને ચક્રવર્તિની માતાને અસ્પષ્ટ આવે છે. તેમાંનાં ૭ વાસુદેવની માતાને આવે છે. અને ૪ બળદેવની માતાને આવે છે. માંડલિકની માતાને ૧ આવે છે. મહાવીર સ્વામીની

છદ્મસ્થ અવસ્થાની છેલ્લી રાત્રિના પાછલા પહોરમાં ૧૦ સ્વપ્ન આવ્યાં. તે જ ભવે અથવા બીજે ભવે મોક્ષ જનારને કદાચ સ્વપ્ન આવે તેવાં ૧૪ સ્વપ્નો છે.

શ. ૧૬ ઉ. ૮ :– મહર્ધિક દેવને પણ અલોક પ્રવેશ અશક્ય છે.

શ. ૧૭ ઉ. ૨ :– ૯૬ બોલનો અધિકાર, ૧૮ પાપમાં પ્રવૃત્તિ + ૧૮ પાપની નિવૃત્તિ + ૬૦ બુદ્ધિ આદિ = ૯૬.

સંયત વિરત જીવ ધર્મમાં. અસંયત અવિરત જીવો અધર્મમાં અને સંયતાસંયત જીવ ધર્માધર્મમાં સ્થિત છે. શ્રમણુપંડિત છે. શ્રમણો. પાસક બાલપંડિત છે. જે જીવે એક પણ જીવના વધની વિરતિ કરી છે. તે એકાંત બાલ નથી પણ બાલપંડિત છે. ૯૬ બોલમાં પ્રવૃત્તિ કરતો જીવ તે જ જીવાત્મા છે.

શ. ૧૭ ઉ. ૩ ચલણા.

શૈલેશી અવસ્થામાં આત્મા અત્યંત સ્થિર થાય છે. એટલે પર પ્રયોગ વિના કંપતા નથી. પાંચ કંપન (દ્રવ્ય, ક્ષેત્ર, કાળ–ભાવ, ભવ) ચાર દ્રવ્યકંપન (ચાર ગતિના જીવ) પાંચે કંપનના દરેકના ચાર ચાર ભેદ–૨૦ બોલમાં જીવ ત્રણે કાળમાં છે.

શ. ૧૭ ઉ. ૬ થી ૧૧ તથા શ. ૨૦ ઉ. ૬ પૃથ્વીકાય. અપ-કાય અને વાયુકાયના ઊપજવાના ૧૧૧૦ અલાવા.

શ. ૧૮ ઉ. ૧ પ્રથમ–અપ્રથમનાં જીવાદિ ૧૪ દ્વાર, ચરમ અચરમનો વિચાર તેનાં જીવાદિ ૧૪ દ્વાર.

શ. ૧૮ ઉ. ૬ માકંદિપુત્ર અણગારના પ્રશ્નો–બંધ–દ્રવ્ય અને ભાવ. તેમાં દ્રવ્ય–પ્રયોગ તથા સ્વાભાવિક, પ્રયોગ જઘન્ય દ્રવ્ય બંધ. તે શિથિલ અને ગાઢ.

સ્વાભાવિક :– સાદિ અને અનાદિ ! ભાવ :– મૂળ અને ઉત્તર.

શ. ૧૮ ઉ. ૪ જીવાજીવના ૪૮ દ્રવ્યોમાંથી જીવના પરિભોગમ ૨૪ આવે.

યુગ્મરાશિ ૨૪ દંડક આશ્રી ૪. (કૃત, ત્ર્યોજ, દ્વાપર, કલ્યોજ.)

શ. ૧૮ ઉ. ૫ દેવતાની શોભા અને વિકુર્વણા, નારકીની અલ્પ વા બહુવેદના જે જીવ જ્યાં ઉત્પન્ન થવાવાળો છે તેની આયુષ્યની સન્મુખ થાય છે. અને જે ગતિમાં છે તે ગતિના આયુષ્યનો અનુભવ કરે છે

શ. ૧૮ ઉ. ૬ પરમાણુ આદિના પર્યાયનો અધિકાર.

દૃષ્ટિગોચર વસ્તુમાં વ્યવહારથી એક વર્ણ કે ગંધ કે રસ કે અમુક સ્પર્શ મુખ્યતાથી હોય. પણ નિશ્ચયથી તેમાં ૫ વર્ણ ૨ ગંધ, ૫ રસ, ૮ સ્પર્શ હોય છે. એક પરમાણુ પુદ્ગલમાં ૧ વર્ણ, ૧ ગંધ, ૧ રસ અને ૨ સ્પર્શ હોય છે.

શ. ૧૮ ઉ. ૭ ઉપધિ–પરિગ્રહ–પ્રણિધાનનો અધિકાર,

ઉપધિ ૩:– કર્મ, શરીર, બાહ્યવસ્તુ તથા સચેત, અચેત અને મિશ્ર

પરિગ્રહ ૩ :– કર્મ શરીર, બાહ્ય ઉપકરણ.

પ્રણિધાન ૩:– કોઈ પણ નિશ્ચિત આલંબનમાં મન–વચન–કાયાના વ્યાપારને સ્થિર કરવાનો કેવળી ભગવાન યક્ષના આવેશથી આવિષ્ટ થતા નથી.

મંડુક શ્રાવકે અન્યતીર્થિઓને ચર્ચામાં નિરુત્તર કરી દીધા. તેઓ એકાવતારી છે. હાસ્ય અને કુતૂહલથી વ્યંતરદેવો અનંત શુભ પ્રકૃતિરૂપ કર્મોને ૧૦૦ વર્ષમાં ખપાવે છે. ઉપર ઉપરના દેવોને ઘણો વધારે વખત લાગે.

શ. ૧૮ ઉ. ૮ પરમાણુ વિચાર.

છદ્મસ્થ જ્ઞાનથી પરમાણુ જાણી શકે, પણ દેખે નહિ. એવી રીતે, બે પ્રદેશી સ્કંધ યાવત્ અસંખ્યાત પ્રદેશી સ્કંધ સુધી સમજવું.

પરમ અવધિજ્ઞાની અને કેવળજ્ઞાનીનું જ્ઞાન વિશેષ ગ્રાહક છે. અને દર્શન સામાન્ય ગ્રાહક છે. તેથી તેઓ જે સમયે જાણે છે તે સમય દેખતા નથી અને જે સમય દેખે છે તે સમય જાણતા નથી.

શ. ૧૮ ઉ. ૯ ભવ દ્રવ્ય ભૂતકાળની પર્યાયના અથવા ભવિષ્ય-કાળની પર્યાયના જે કારણ છે. તે દ્રવ્ય કહેવાય. જેમ કે ભાવિ નરક પર્યાયના કારણે તિર્યંચ-પંચેન્દ્રિય અથવા મનુષ્ય ભવ્ય દ્રવ્ય નારકી કહેવાય-એમ બીજી ગતિ આશ્રી પણ જાણવું.

શ. ૧૮ ઉ. ૧૦ સ્પર્શના ભાવિતાત્મા અણગાર વૈક્રિયલબ્ધિથી તલ-વાર કે અસ્રાની ધાર પર રહી શકે છે. અગ્નિમાંથી નીકળી શકે છે. પુષ્કર સંવર્ત મેઘમાંથી નીકળી શકે છે. ગંગા સિંધુ મહા નદીઓના ઊલટા પ્રવાહમાં જઇ શકે છે. પાણીના ભંવરમાં કે ઉદકબિંદુમાં પ્રવેશી શકે છે. પણ છેઓ છેદાતા નથી. બળતા નથી. ભીંજાતા નથી. સ્ખલિત થતા નથી. પાણીરૂપી શસ્ત્ર લાગતું નથી.

પરમાણુ પુદ્ગલ યાવત્ અસંખ્યાત પ્રદેશી સ્કંધ, વાયુકાયથી સ્પર્શ થાય છે. પણ વાયુકાય પરમાણુ યાવત્ અસંખ્ય પ્રદેશી સ્કંધથી સ્પર્શ નથી થતા. રત્નપ્રભા યાવત્ સિદ્ધશિલા એમ ૩૩ સ્થાનોની નીચે વર્ણાદિ ૨૦ બોલ અન્યોન્ય બદ્ધ-સ્પૃષ્ટ યાવત્ સંબંદ્ધ છે.

સોમિલ બ્રાહ્મણે ભગવાનને પ્રશ્નો પૂછ્યા અને સંતોષ પામીને શ્રાવક થયા-એકાવતારી થયા.

શ. ૧૯ ઉ. ૩ બાર દ્વાર। પાંચ સ્થાવર, વિગલેન્દ્રિય; અને પંચે-ન્દ્રિય જીવો ઉપર બારદ્વાર, પ્રત્યેક, સાધારણ લેશ્યા, દૃષ્ટિ, જ્ઞાન, યોગ, ઉપયોગ, આહાર ૧૮ પાપ, ઉત્પાદ, સ્થિતિ, સમુદ્ઘાત, ઉદ્વર્તના.

સૂક્ષ્મ-બાદર પાંચ સ્થાવરની અવગાહનાનો અલ્પબહુત્વ.

પાંચ સ્થાવરમાં સર્વથી સૂક્ષ્મ કોણ અને સર્વથી બાદર કોણ? તેનો અલ્પબહુત્વ, પૃથ્વીકાયના શરીરની અવગાહનાનું દૃષ્ટાંત, તેની પીડાનું દૃષ્ટાંત, એવી રીતે પાંચે સ્થાવરની પીડાનો અનુભવ સમજવો.

શ. ૧૯ ઉ. ૪ મહાઆશ્રવ આદિના ૧૬ ભાંગા.

નારકીમાં મહાઆશ્રવ, મહાક્રિયા મહાવેદના, અલ્પનિર્જરા દેવતામાં મહાઆશ્રવ, મહાક્રિયા અલ્પવેદના, અલ્પનિર્જરા ઔદારિકના ૧૦ દંડકમાં સર્વ ૧૬ ભાંગા લાગે.

શ. ૧૯. ઉ. ૫. ચરમ પરમનો અધિકાર, જીવોમાં અલ્પઆયુષ્યવાળા ચરમ અને અધિક આયુષ્યવાળા પરમનો કર્મ–ક્રિયા–આશ્રવ–વેદનાઆશ્રી મુકાબલો!

શ. ૧૯. ઉ. ૮. નિવૃત્તિનો અધિકાર તેના ૮૨ બોલ, ૨૪ દંડકમાં કોને કેટલા લાભે. તેનો તથા ૧૪ ગુણસ્થાનમાં ક્યાં કેટલા લાભે તેનો અધિકાર.

શ. ૧૯ ઉ. ૬ દ્વીપસમુદ્રનો અધિકાર.

આકાર (સંસ્થાન) જંબુદ્વીપનો થાળીના આકારે બાકી બધા દ્વીપસમુદ્રોનો ચૂડીના આકારે વિષ્કંભ, પરિધિ, પ્રત્યેક દ્વીપસમુદ્રને ચાર ચાર દરવાજા–સમુદ્રોના પાણીનો સ્વાદ, માલિક દેવ, લવણસમુદ્રનું વર્ણન.

શ. ૧૯. ઉ. ૯:– ૫૫ કરણ તેમાંના ૨૪ દંડક, ૧૪ ગુણસ્થાનમાં કેટલા તેનું વર્ણન.

શ. ૨૦. ઉ. ૨:– છ દ્રવ્યનો અધિકાર, લોકાકાશમાં શું છે. કેટલી મોટી, સ્પર્શના–પર્યાયવાચી શબ્દો, જીવમાં પરિણમતા અનેક ધર્મ, કર્મથી અનેક પરિણમન.

શ. ૨૦. ઉ. ૫:– વર્ણ–ગંધ, રસ, સ્પર્શના ભાંગાનો અધિકાર, પરમાણુનો અધિકાર.

શ. ૨૦. ઉ. ૭:– ત્રણ બંધમાં ૨૪ દંડક ઉપર ૫૫ બોલની વહેંચણી.

શ. ૨૦. ઉ. ૯:– કર્મ અને અકર્મભૂમિનો અધિકાર, વિદ્યાચરણ, જંઘાચરણનો અધિકાર.

શ. ૨૦. ઉ. ૧૦:– સોપક્રમ–નિરૂપક્રમ આયુષ્યનો અધિકાર, કૃતસંચય અને અકૃતસંચયનો અધિકાર.

શ. ૨૧. ઉ. ૧ થી ૮૦:– શાલી, વ્રીહિ, આદિ વનસ્પતિનો અધિકાર.

શ. ૨૨. ઉ. ૧ થી ૬૦:– તાડ, તમાલ આદિ વનસ્પતિનો અધિકાર.

શ. ૨૩. વર્ગ પાંચ. ઉ.૧ થી ૫૦:–અનંતકાયિક જીવોનો અધિકાર.

શ. ૨૪. ઉ. ૧ થી ૨૪:– ગમ્મા અધિકાર, દ્વાર છઠ્ઠો નાણત્તા અધિકાર, નારકી અને મનુષ્યના ગમા. શ. ૨૫ માં જીવ–અજીવના સંસ્થાન આદિના વિસ્તૃત વર્ણનથી ભરપૂર છે. તથા સંયતો અને નિર્ગ્રંથોનું વર્ણન ખાસ સમજવા જેવું. ગુજરાતી સાહિત્યમાં ઘણું જ સ્પષ્ટ રીતે તલસ્પર્શી અને વિસ્તૃત વર્ણન છે. શ. ૨૬ વગેરેમાં કર્મબંધનું સ્વરૂપ છે અને અંતિમ શતકોમાં માત્ર જ્ઞાનીઓથી જ ગમ્ય બની શકે તેવું જીવો સંબંધીના ચુગ્મોનું વર્ણન છે. અહીં પ્રસ્તાવના તરીકે આ સૂત્રનો સાર પૂર્ણ થાય છે, આ સબંધ સૂત્ર હું વાંચી ગયો છું અને મને બરાબર લાગે છે.

ડો. એન. કે. ગાંધી

માર્ગશિર્ષ કૃષ્ણા ત્રયોદશી

તા. ૧૭–૧૨–૬૮

# આભાર અને અભિલાષા....

મહાનુભાવો,

જય જિનેન્દ્ર

જીવનમાં પરિગ્રહોનું મહત્વ ખૂબ જ છે–પરિગ્રહો સદંતર ન છુટે તો પણ મર્યાદિત રીતે છોડવા જેવા તો છે જ પરંતુ કેટલાક પરિગ્રહો આત્માના શ્રેયના કારણો પણ હોઇ શકે, એવા પરિગ્રહોમાંના એક પરિગ્રહની અસર મનેં વિશેષ રીતે રહ્યાં કરે છે અને તે છે વીતરાગની વાણીનો વિશેષ પ્રચાર કેમ થાય–તેના પ્રસારથી જૈન અને જૈનેતર સુધી સૌકોઇને લાભનું કારણ બને તેવી અંતઃકરણની શુભ ભાવના સતત રહ્યા જ કરે છે, અને તે કારણે આપણા સ્થાનકવાસી જૈન સમાજને દીવાદાંડીરૂપ જિનાગમ સૂત્રોના પ્રકાશન પ્રત્યે મારી રૂચી વધારે થાય છે.

અને તેથી જ બા. બ્ર. પૂ. શ્રી જનકમુનિ મહારાજશ્રી પાસે શ્રી ભગવતી સૂત્રનું સરળ અને ગુજરાતી ભાષામાં તેઓશ્રીએ અથાગ મહેનત વેઠીને તૈયાર કરેલું શ્રી ભગવતી ઉપક્રમ જોયું ત્યારે મારા મનની પ્રસન્નતા અતિશય વધી અને તે ગ્રંથનું પ્રકાશન કરવાની ભાવના થઇ અને એવી તક મને મળવા બદલ બા. બ્ર. પૂ. શ્રી જનકમુનિશ્રી અને બા. બ્ર. જગદીશ મુનિશ્રીનો મારા પર ઘણો જ ઉપકાર થયો છે અને એવી તક મળવા બદલ પૂ. મહારાજશ્રીનો આભાર માનવાનું કેમ ચુકુ !

આ ગ્રંથની પ્રસ્તાવના આપણા સમાજના વિદ્વાન્ શાસ્ત્રજ્ઞ શ્રી ડૉ. એન. કે. ગાંધીએ લખી આપવા બદલ તેઓશ્રીનો પણ આભાર.

શ્રીમાન્ જયંતિલાલ દેવચંદભાઇ મહેતાનો પ્રૌઢ અનુભવ આ કાર્યમા અમોને ઘણો જ ઉપયોગી બનેલ છે. આ ગ્રંથની શોભા એ તેમના જ પ્રયત્નનુ શુભ ફલ છે. આપની કાર્યશક્તિનો લાભ હંમેશ મળતો રહે તેવી આશા સાથે આભાર !

શ્રી જિલ્લા સહકારી મુદ્રણાલયના વ્યવસ્થાપકો તથા કાર્યકર ભાઇઓએ પણ પુરતો સાથ આપેલ છે તે બદલ તેમનો પણ આભાર.

શ્રી ભગવતી ઉપક્રમ નામના આ ગ્રંથને મૂર્ત સ્વરૂપ મળ્યું, અને તે પ્રકાશન આજે આપ સૌની સમક્ષ રજુ કરવાની જે તક મળી તેથી મારા જીવનને કૃતાર્થ માનું છું.

આજે આ ગ્રંથ શ્રી જૈન સમાજ સમક્ષ મૂકતાં મારું મન ઘણું જ પ્રફુલ્લિત થાય છે તે સાથે સાથે વાંચકોને મારી નમ્ર વિનંતી છે કે આ ગ્રંથને લક્ષપૂર્વક વાંચજો તેનાં છપાએલા વિષયોને વિવેકથી વિચારજો અને ધર્માર્થીને તમારા હૃદયમાં સ્થાન આપજો.

આપને એ ખ્યાલ તો હશે જ કે ઘણા અલ્પજ્ઞાનીઓ નહિ વાંચવા યોગ્ય વાંચન વાંચીને પોતાનો કિંમતી સમય વિના કારણ ગુમાવે છે. હલકાં વાંચનથી અવળા માર્ગે ચડી જવાનો ભય છે. આવા વાંચનથી આ ભવમાં અપકીર્તિ પામે છે, અને પરભવનાં નીચ ગતિએ જાય છે.

ભાષા જ્ઞાનના પુસ્તકોની પેઠે આ ગ્રંથ રત્ન પઠન કરવા માટે નથી પરંતુ મનન કરી હૃદયમાં ઉતારી તેનો લાભ લેવા માટે છે કે જેથી કરીને ભવોભવમાં તમારું હિત થશે.

તમે આ ગ્રંથનો વિનય, વિવેક અને ભાવથી લાભ ઉઠાવજો, વિનય અને વિવેક એ ધર્મના મૂળ હેતુઓ છે, આ ગ્રંથની અસાતના ન થાય એ માટે આપ લક્ષ રાખશો એવી મારી વિનંતી છે.

આપને બીજી એક આ પણ ભલામણ છે કે, જેઓએ પોતાની વાંચન શક્તિ ગુમાવી દીધી હોય અને તેઓની ઇચ્છા હોય, તો આ ગ્રંથ તેમને વાંચી સંભળાવી તેમને અવશ્ય લાભ લેવરાવશો.

આપને આ ગ્રંથમાંથી જે કંઇ ન સમજાય તે સુવિચક્ષણ જ્ઞાની પાસેથી સમજવાની ઇંતેજારી રાખજો.

આટલું કરવા પછી તમારા આત્માનું હિત જરૂર થશે. તમે જ્ઞાનને પામો, શાંતિ અને દિવ્ય આનંદ અનુભવો, પરોપકારી, દયાળુ, ક્ષમાવાન, વિવેકી અને બુદ્ધિશાળી થાઓ એવી પરમકૃપાળુ પરમાત્મા પાસે મારી નમ્ર માંગણી છે.

અંતમાં પૂ. મહારાજશ્રીએ આ ભગવતી ઉપક્રમ ગુજરાતી સરળ ભાષામાં તૈયાર કરી તેમણે ભવ્યાત્માઓ ઉપર ઉપકાર કર્યો છે એટલું જ નહિ પરંતુ પૂ. મહાસતીજીઓ, નવદીક્ષિત તથા ભાવદીક્ષિત તેમ જ શાસ્ત્રના અભ્યાસી મુમુક્ષુઓને ખૂબ જ ઉપયોગી થાય તેવી સરળ રીતે રજુ કરી ખૂબ જ ઉપકૃત કરેલ છે.

૬, દિવાનપરા
રાજકોટ,

લિ. આપ સૌનો આત્મબંધુ,
દુર્લભજી શામજી વીરાણી

# પૂજ્ય જય–માણેક–પ્રાણગુરુ ગુણ પ્રશસ્તિ

## ગુણાષ્ટકમ્

શ્રી જિનશાસનોદ્ધારક આચાર્ય પ્રવર શ્રી શ્રી શ્રી ૧૦૦૮ શ્રીશ્રી પૂજ્યશ્રી ડુંગરસિંહજી મહારાજ સાહેબના ગોંડલ સંપ્રદાયાનુયાયી જિનશાસન પ્રભાવક સૌરાષ્ટ્ર કેસરી ચારિત્ર ચૂડામણિ બા. બ્ર. પૂજ્ય શ્રી જય–માણેક –પ્રાણગુરુદેવશ્રીનું ગુણાષ્ટકમ્.

### વસંતતિલકા–છંદ

वाचंयमो यः स महातपस्वी,
सेवैकनिष्ठो निजधर्मवृत्तिः ।
बभाज मासादितपः प्रकामं,
वंद्यो जयेन्दुर्मुनिराजराजः ॥१॥

**ભાવાર્થ**:– જેમનો વાણી ઉપર મહાન્ કાબુ હતો, સેવામા અદ્વિતીય નિષ્ઠાવંત, આત્મધર્મમાં રુચિવાળા અને જેમણે માસખમણ આદિ પુશ્કળ પ્રમાણમાં તપશ્ચર્યાઓ કરી હતી એવા મહાન્ તપસ્વી પૂજ્ય મુનિરાજ શ્રી જયચન્દ્રજી સ્વામી સદા વંદનીય છે.

तस्मिन्काले प्रवचनपटुर्जैनधर्मोपदेष्टा,
आसीत्प्राज्ञः स मृदुवचनः स्वान्यकल्याणकांक्षी ।
यः स्याद्वादे बहुकुशलतामात्मरक्तो निनाय,
नित्यं वंद्यस्तपसि निरतः पूज्यमाणिक्यचन्द्रः ॥१॥

**ભાવાર્થ**:– તે કાલમાં જેઓ જૈનધર્મના પ્રથમ પંક્તિના ઉપદેશક, પ્રવચન–કલામાં કુશળ, મધુરભાષી, સ્વપરના કલ્યાણને સાધનાર, સ્યાદ્વાદ શૈલીથી પદાર્થોનું વિવેચન કરવામાં બહુ નિષ્ણાંત અને વિદ્વાન્ હતા તે આત્માર્થી, તપસ્વી પૂજ્યશ્રી માણિક્યચન્દ્રજી સ્વામી નિત્ય વંદનીય છે.

आचार्य डुंगर सिंहस्य सुगच्छ सूर्यम् ,
चारित्ररत्न जयमाणिकचन्द्र शिष्यम् ।
तेजस्विनं सुविमलं गुणसागरं तम् ,
श्री प्राणलाल गुरुराजमहं नमामि ॥१॥

**ભાવાર્થ** :– આચાર્ય પ્રવર પૂજ્ય શ્રી ડુંગરસિંહજી મહારાજ સાહેબના સમુન્નત ગચ્છમાં દેદીપ્યમાન ( તેજથી ઝળહળતા ) સૂર્યના સમાન રત્નત્રય. (જ્ઞાન, દર્શન, ચારિત્ર) ના પરમ આરાધક, ચારિત્ર ચૂડામણિ **જયચંદ્રજી** મહારાજ સાહેબના ગુરુભાઇ શ્રી તપસ્વી ચારિત્ર ચૂડામણિ **માણેકચંદ્રજી** મહારાજ સાહેબના શિષ્ય સંયમ અને તપના તેજથી દેદીપ્યમાન ગુણોના સાગર શ્રી **પ્રાણલાલજી** મા સા. ગુરુદેવને હું ભક્તિ પૂર્વક વંદના કરું છું. ॥૧॥ ]

सज्ज्ञानदर्शन चारित्र पवित्र चित्तम् ।
सद्धर्म देशकं वरं वरदं वरेण्यम् ॥
सौराष्ट्र केसरिपदं दधतं सुविज्ञम् ।
श्री प्राणलाल गुरुराजमहं नमामि ॥२॥

[**ભાવાર્થ** :– સમ્યગ્જ્ઞાન દર્શન ચારિત્રની સુવાસથી જેનું ચિત્ત સુવાસિત અને પવિત્ર બનેલ છે. જે સર્વજ્ઞોપદિષ્ટ ધર્મનો ઉપદેશ દેવામાં કુશળ છે, મુક્તિ માર્ગરૂપ વરદાન દેનાર મુનિઓમાં શ્રેષ્ઠ “ સૌરાષ્ટ્ર કેસરી ” પદના ધારક મહાજ્ઞાની ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મહારાજ સાહેબને હું ભક્તિ પૂર્વક વંદના કરું છું ॥૨॥ ]

ज्ञानस्य· पुंजममलं परमं विशुद्धं,
भित्वान्धकारपटलं निबिडं समूलम्।
सज्ज्योतिरेक तरणं किरणैः स्फुरन्तम्,
श्री प्राणलाल गुरुराजमहं नमामि ॥३॥

[ભાવાર્થ :– નિર્મલ જ્ઞાનના પુંજ, પરમ વિશુદ્ધ, મિથ્યાત્વરૂપી નિબિડ (ગાઢ) અંધકારનો નાશ કરવામાં સમ્યગ્જ્ઞાનરૂપી કિરણોથી ઝળહળતા સૂર્યના સમાન એવા ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મહારાજ સાહેબને હું ભક્તિપૂર્વક વંદના કરૂં છું ॥૩॥ ]

बाल्येऽपि संयमरुचिस्तव बोध पूर्वा।
संसूच्यत्पटल वीर्य विकासमुच्चम् ॥
रत्नत्रयं प्रकटितं प्रकटं विशुद्धम्।
श्री प्राणलाल गुरुराजमहं नमामि ॥४॥

[ભાવાર્થ :– બાલ્યકાળ (બચપણ) માં પણ જ્ઞાનપૂર્વક આપની સંયમ રુચિ આપના અટલ (દૃઢ) ઉચ્ચ પુરુષાર્થ અને પૂર્વ સંચિત સંસ્કારોને સૂચિત કરતી હતી અને આજ કારણથી આપના સમ્યગ્જ્ઞાન દર્શન ચારિત્રરૂપ રત્નત્રય વિશુદ્ધ રૂપથી પ્રગટ થયેલું હતું એવા ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મહારાજ સાહેબને ભાવ યુક્ત વંદન કરું છું ॥૪॥ ]

मुक्तेः पथ प्रकटने प्रवरप्रदीपम् ।
यद् वर्ति धूम रहितं ज्वलितं सदैव ॥
दूरीकृतं स्वकिरणै निविडान्धकारम् ।
श्री प्राणलाल गुरुराजमहं नमामि ॥५॥

[ભાવાર્થ :- હે ગુરુદેવ ! આપ મુક્તિનો માર્ગ પ્રકટ કરવામાં એક અનોખા પ્રકૃષ્ટ ( ઉત્કૃષ્ટ ) દીપક છો. કારણ કે દ્રવ્ય દીપકમાં તો વાટ હોય છે. જેથી ધુમાડો પેદા થાય છે, તથા તે દીપક અલ્પ સમય સુધીજ બળે છે. અને દ્રવ્ય અંધકારને જ દુર કરી શકે છે. પરંતુ ભાવદીપકરૂપ આપ બત્તી(વાટ) અને ધુમાડાથી રહિત છો. હંમેશને માટે પ્રજ્વલિત રહેનાર છો. અને મિથ્યાત્વરૂપ ભાવ અંધકારનો નાશ કરનાર છો. આવા ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મહારાજ સાહેબને હું ભક્તિપૂર્વક વંદના કરું છું ॥૫॥ ]

सूर्योदये हि कमलानि यथा भवन्ति,
त्वद्दर्शनेन सकलाः मनुजाः प्रहृष्टाः ॥
सौम्यं प्रशान्तममलं वदनं यतस्ते,
श्री प्राणलाल गुरुराजमहं नमामि ॥६॥

ભાવાર્થ :- જેવી રીતે સૂર્યોદય થવાથી કમળો ખીલી ઊઠે છે. અર્થાત્ વિકસિત થઇ જાય છે. તેવી જ રીતે આપનાં દર્શનથી બધાં મનુષ્યો પ્રસન્ન થઇ જાય છે. આમાં પણ એટલી વિશેષતા છે, કે, સૂર્યમંડલ તો તાપથી તપેલ હોય છે. જ્યારે આપનું મુખ સૌમ્ય શીતલ અને નિર્વિકાર છે. આવા ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મહારાજ સાહેબને હું ભક્તિપૂર્વક વંદના કરું છું ॥૬॥ ]

नित्यं प्रसादसदनं वदनं त्वदीयम्,
पीयूषवर्षी नयने हृदयं विशुद्धम् ।
वाणी सदैव मधुरां ह्यमृतं श्रवन्ती,
श्री प्राणलाल गुरुराजमहं नमामि ॥७॥

[ભાવાર્થ :- જેનું મુખ હંમેશાં કૃપા અને પ્રસન્નતાપૂર્ણ છે. જેનાં નેત્રોમાંથી જાણે અમૃતની વૃષ્ટિ થઇ રહી છે. જેનું હૃદય સરલ અને શુદ્ધ છે અને જેમની વાણીનો પ્રવાહ તો જાણે અમૃતનો સ્રોત (ઝરણું) જ વહી રહ્યો હોય એવો છે, આવા આ ગુરુદેવ શ્રી પ્રાણુલાલજી મહારાજ સાહેબને હું ભક્તિપૂર્વક વંદના કરું છું ॥૭॥]

एकावतार भविकं भविनां शरण्यम् ।
आराधनां विदधतोत्कट भाव भक्त्या ॥
बद्धत्वया ननु शुभं जिननामकर्म ।
श्री प्राणलाल गुरुराजमहं नमामि ॥८॥

[ભાવાર્થ :- "ननु इति वितर्के मन्ये इत्यर्थे" હું એમ માનું છું કે સમ્યગ્જ્ઞાન દર્શન ચારિત્રરૂપ રત્નત્રયની ઉત્કૃષ્ટ આરાધના કરવાથી આપ એકાવતારી બની ગયા હો. એટલું જ નહિ, પરંતુ, તીર્થંકર નામ ગોત્ર બાંધવાના વીસ બોલની ઉત્કૃષ્ટ ભક્તિપૂર્વક આરાધના કરવાથી તીર્થંકર નામ ગોત્ર પણ તમે બાંધ્યું હોય અને તેથી જ આપ ભવ્ય પ્રાણીઓને માટે શરણભૂત (શરણરૂપ) બની ગયા છો. આવા ગુરુદેવ શ્રી પ્રાણુલાલજી મહારાજ સાહેબને હું ભક્તિ પૂર્વક વંદના કરું છું ॥૮॥]

श्री प्राणलाल गणिनः गुणपुष्प पुञ्जम् ।
उन्नीय कीर्ति सुरभी कृतसूत्रबद्धम् ॥
यो घेवरेन्दु रचितं सुखदं सुमाल्यम ।
कण्ठे बिभर्ति समुपैत्ति तमाशु लक्ष्मी ॥१॥

ભાવાર્થ :– સૌરાષ્ટ્ર કેસરી પૂજ્યશ્રી પ્રાણલાલજી મ. સાહેબના ગુણરૂપી ફૂલોને ચૂંટી અને તેમની ઉજ્જવલ યશકીર્તિથી (સુગંધિત) દોરામાં પરોવી મરુધર મુનિવીરપુત્રશ્રી "ઘેવરચંદ્રજીએ" સર્વ સુખોને આપનાર ગુણમાળા ગૂંથી છે (બનાવી છે) આ ગુણમાળાને જે વ્યક્તિ સદા કંઠમાં ધારણ કરે છે. અર્થાત્ આ ગુણાષ્ટકને કંઠસ્થ કરે છે. તરત જ શીઘ્રતાથી મોક્ષરૂપી લક્ષ્મી પ્રાપ્ત થાય છે. ॥૧॥]

रचित वीरपुत्रेण, " प्राण " गुरु गुणाष्टकम् ।
यः पठेच्छृणुयाद् भक्त्या, शिवं स लभते ध्रुवम् ॥२॥

ભાવાર્થ :– મરુધર મુનિશ્રી વીરપુત્ર ઘેવરચંદ્રજી મહારાજ સાહેબે પ્રાણસમા ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મહારાજ સાહેબનું આ ગુણાષ્ટક બનાવ્યું છે. આ ગુણાષ્ટકને જે વ્યક્તિ ભાવપૂર્વક વાંચે છે. અથવા બીજાને સંભળાવે છે તે નિશ્ચય શિવ (કલ્યાણ–મોક્ષ) ને પ્રાપ્ત કરી લ્યે છે.]

" आचार्य देवो भव "

મારા પરમ ઉપકારી, ધર્મહેતુભૂત

પરમ પૂજ્ય શાસન ભૂષણ

મહારાજશ્રી ૧૦૦૮ બાલબ્રહ્મચારી પંડિતરત્ન,

મહા પ્રભાવશાળી પ્રખર તત્ત્વજ્ઞાની ઓજસ્વી

મહાન આત્મા,

# મુનિશ્રી પ્રાણલાલજી સ્વામીને

મારા અંતઃકરણના શુદ્ધ ભાવથી

કોટિ કોટિ વંદન હોજો.

ॐ શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!

ગુણાનુરાગી,

દુર્લભજી શામજી વીરાણી.

## રત્નત્રય આરાધક શ્રી રંભાબાઇ મહાસતીજીના ગુણોની પ્રશસ્તિ.

( शार्दूल विक्रिडित वृतम् ) ॥

श्रीमद् गोंडलगच्छ मानससरः वैराग्यतोयैर्भृतः ।
तन्मध्ये विहरन्ति हंससदृशाः साध्वीसतीनां गणाः ॥
चारित्र्येण स्वकीयजन्म सुतरां मोक्षोपयुक्तं शुभम् ।
कुर्वन्त्य किल तासु ज्ञानविदिता लब्धप्रतिष्ठा शुभा ॥१॥

रंभाबाइ महासतीजी रुचिरा प्रौढा स्वकीयैर्गुणैः ।
सन्मान्या शुभशंसनीय चरिता श्रेष्ठानुभावैः शुभैः ॥
शान्तात्मा निजकर्मभार क्षपणे रात्रंदिनं जागृता ।
दीक्षायां विविधैकदीर्घ तपसा कीर्त्या परं शंसिता २॥

વિશુદ્ધ અને વિસ્તૃત માનસરોવર કે જેમાં વૈરાગ્યરૂપ શુદ્ધ જલ ભરેલ છે, એવો પરંપરાએ ઐશ્વર્ય સંપન્ન ગોંડલ ગચ્છ છે, તેની મધ્યમાં સાધ્વીજીઓનું વૃંદ જેમ માનસરોવરમાં હંસો શોભી રહેલ છે તેમ શોભી રહેલ છે; તેમાં ચારિત્ર્ય રત્નના પાલનદ્વારા જેને સમગ્ર રીતે પોતાના જીવનને મોક્ષ માટે ઉપર્યુક્ત બનાવેલ છે એવા નિર્મલ

વૃંદમાં જેને શુભ જ્ઞાન દ્વારા પ્રસિદ્ધિ અને પ્રતિષ્ઠાને પામેલ છે, એવા શુભરૂપ તેજસ્વી, પોતાના જ સ્વગુણોથી પ્રૌઢત્વ પામેલ છે; જે સન્માનને માટે યોગ્ય છે, જેમનું ચારિત્ર્ય પ્રશંસાને પાત્ર છે; શુભ ભાવો વડે જે શ્રેષ્ઠતાને પામેલ છે જે ઘણા જ શાન્ત ગંભીર આત્મા છે; પોતાના કર્મ રૂપી ભારને હળવો કરવા માટે રાત્રિદિન પ્રયત્નશીલ છે, દીક્ષામાં તથા અભ્યંતર તપશ્ચર્યામાં જે હંમેશા રત છે તેથી વણમાગી કીર્તિ આવીને જેને વરેલ છે એવા રંભાબાઈ મહાસતીજી છે. [૧-૨]

( उपजाति )

आरंभकारिणी शुभानां, रंभाबाइ महासती
प्रशंस्यते भारतेऽस्मिन्, धर्मनित्यं प्रचारिणी ॥३॥

શુભ ધર્મ વિધિવિધાન રૂપ પ્રવૃત્તિ પ્રારંભ કરવાવાળા અને હંમેશા ધર્મનો પ્રચાર કરવામાં સાવધાન હોવાને કારણે રંભાબાઈ મહાસતીજી પ્રશંસાને પાત્ર છે. [૩]

卐




જેમણે મિથ્યાત્વનું વમન કરાવી બોધીબીજ અમારા આત્મામાં રોપ્યું અને દુઃખદાયિ સંસારમાંથી ખેંચી સંયમના મહાન્ પથ ઉપર સ્થાપન કર્યા, એવા અમારા મહાન્ ઉપકારી પરમ શ્રદ્ધેય પૂજ્ય શ્રી સ્વ. ગુરુદેવ સૌરાષ્ટ્ર કેશરી પંડિત રત્ન. **બા. બ્ર. પુ. શ્રી પ્રાણલાલજી મહારાજ સાહેબ,** તથા ઉપર જણાવેલ ગુરુદેવે રોપેલ બીજને શ્રુતજ્ઞાનના અધ્યયનરૂપ અમૃત સીંચી અમારામાં અભિગમરુચિની સ્થાપના કરી એવા બહુશ્રુત પરમ ઉપકારી શ્રદ્ધેય ૧૦૦૮ ગુરુદેવ પૂજ્ય **બા. બ્ર. સમર્થમલજી મહારાજ સાહેબ,** તથા **શ્રી રંભાબાઈ મહાસતીજી** કે જેઓ સંયમ સારણા વારણા આદિમાં નિપૂણ છે અને જેની અમી ભરી દૃષ્ટિથી આ પ્રયાસ થઈ શક્યો છે. આવા ત્રણેય મહાન્ પુનિતાત્માઓને સહર્ષ સમર્પણ કરી કૃતાર્થતા અનુભવીએ છીએ.

**: સમર્પક :**

પૂજ્ય–પ્રાણ–સમર્થ ચરણોપાસક

" मुनिद्वय "

## ગાદીક્ષેત્ર ગોંડલના શ્રી સંઘનો ગૌરવ નાદ

શ્રી ભગવતીજી સૂત્રનો ગુજરાતી અનુવાદ અમારા જોવામાં આવ્યો તૈયાર થતા ફર્માઓ વાંચતા એવી પ્રતીતિ થઇ કે અનુવાદની શૈલી ઘણી જ સરસ અને વાંચનારને અનુકુળ થાય તેમ છે. અત્યારે આપણા સૂત્રોના અભ્યાસની ખાસ આવશ્યકતા છે, પરંતુ તે સૂત્રો અર્ધમાગધીભાષામા હોવાને કારણે દરેક વર્ગ તેનો અભ્યાસ કે વાંચન કરી શકતા નથી. શ્રી ભગવતી સૂત્રનો અનુવાદ થતાં તેનો અભ્યાસ હવે સુગમ બનશે. શાસ્ત્રના જ્ઞાન વિના સાચી સમજણ આવી શકની નથી અને તે દૃષ્ટિથી આ અનુવાદ વાંચકવર્ગને માટે ઘણો જ ઉપયોગી છે.

શ્રી ભગવતી સૂત્ર ઘણું જ મહાન્ છે અને તેનો અનુવાદ કરવો તે સરળ વાત નથી, બા. બ્ર. પૂ. જનકરાયજી મહારાજ તથા બા. બ્ર. શ્રી જગદીશમુનિજીએ આ અનુવાદ કરવા પાછળ તેમજ તેના ભાવ રજુ કરવા પાછળ તનતોડ મહેનત કરી જે ભાષાંતર તૈયાર કરેલ છે તેમા પૂજ્ય બહુશ્રુત સમર્થમલજી મહારાજશ્રીની જ્ઞાન પ્રેરણા અને ધારણાનો સમાવેશ છે તેથી તેની પર શાસ્ત્રોક્તપણાની મહોર છે.

આ અનુવાદ આપણા ગોંડલ સંપ્રદાયના મુનિવરો દ્વારા થયેલ છે તેથી અમો ઘણો જ હર્ષ અને ગૌરવ અનુભવીએ છીએ અમો બન્ને મુનિવરોને અમારા અંતઃકરણના અભિનંદન આપીએ છીએ અને વાંચક ગણને વિનંતી કરીએ છીએ કે આ સૂત્રના જીણવટભર્યા ભાવ ગ્રહણ કરી અભ્યાસ વડે તેનો યોગ્ય ઉપયોગ કરે કે જેથી મહારાજશ્રીએ કરેલ પુરુષાર્થ સફલ બને.

[signature]

| રતિલાલ બી. ગોડા | પ્રમુખ સ્થા. જૈન સંઘ |
|---|---|
| માનદ્મંત્રી | ગોંડલ |
| ગોંડલ સંપ્ર. શ્રાવક સમિતિ | તા. ૮-૧૨-૬૮ |

## શાંત-દાંત સ્થિતપ્રજ્ઞ, શાસ્ત્રમર્મજ્ઞ, પ્રખર વ્યાખ્યાની પૂ. તારાબાઇ મહાસતીજીનો.

### -: અભિપ્રાય :-

ગુણવંત ગુણના ભંડાર પંડિત રત્ન આદર્શ વિચારક સિદ્ધાંત પ્રેમી શાસ્ત્રજ્ઞ બા. બ્ર. પરમ પૂજ્ય મહારાજશ્રી ! આપે જે ભગવતી ઉપક્રમના ફ્રમાઓ મોકલાવેલ તે સૂક્ષ્મ રીતે વાંચેલ છે.

સહર્ષ જણાવવાનું કે આપે જે પ્રબળ પુરુષાર્થ ખેડી મેળવેલ જ્ઞાન પ્રકાશને આત્મમંથન દ્વારા ભગવતી સૂત્ર જેવા ગહન અર્થોને જ્ઞાન ભરી શૈલીવડે સરળ સમજુતી સાથે જે ભાવોને પ્રકાશિત કર્યા છે. તે વાંચતાં વિચારતા અત્યંત આનંદ અનુભવાય છે. મુમુક્ષુ આત્માઓ તે અમૃત રસનો આસ્વાદ લઇ જીવનમાં સાત્ત્વિક જ્ઞાનનો પ્રકાશ મેળવી આત્મ રસિકતાને પ્રગટાવે એ જ અંતર અભ્યર્થના સાથે વિરમું છું.

અમદાવાદ — લી. રમણલાલ જીવરાજ.

તા. ૨-૧૨-૬૮ — પૂ. મહાસતીજીની આજ્ઞાનુસાર

## શાસ્ત્રજ્ઞાનના પ્રૌઢ અનુભવી. અનેક ગ્રંથોના અનુવાદક અને લેખક શ્રી ઝવેરચંદ જાદવજી કામદારનો

### -: અભિપ્રાય :-

સૌરાષ્ટ્રમાં જૈન શાસનનો અપૂર્વ ઉદ્યોત કરનાર પરમ પ્રભાવક સ્વ. ગુરુદેવ પંડિતરત્ન બા. બ્ર. શ્રી પ્રાણલાલજી મહારાજ સાહેબના સુશિષ્ય બા.બ્ર. પંડિતરત્ન મુનિશ્રી જનકરાયજી મહારાજ સાહેબ તથા બા. બ્ર. શ્રી જગદીશ મુનિજી દ્વારા સંપાદિત "શ્રી ભગવતી-ઉપક્રમ"ના ફ્રર્માઓ મેં વાંચેલ છે. તે વિચારતા અત્યંત આલ્હાદ થયો છે. પં. શ્રી જનકરાયજી મ. સા. ની જ્ઞાનારાધના ખૂબ જ પ્રશંસનીય છે. પ્રથમ પોતાના ગુરુદેવ પાસે શાસ્ત્રાધ્યયન કર્યું, ત્યાર પછી સંસ્કૃત-પ્રાકૃત-ન્યાયશાસ્ત્રો વગેરેનો અભ્યાસ કરી તેની ઉચ્ચ પરિક્ષાઓમાં ઉત્તીર્ણ થયા. વિશેષ શાસ્ત્રજ્ઞાન સંપાદન કરવાની તમન્ના જાગવાથી, ભારતભરમા સુપ્રસિદ્ધ શ્રમણશ્રેષ્ઠ

બહુશ્રુત પંડિતરત્ન' સમર્થમલજી મ. સા. ની સેવામાં રહ્યા. વિનય ભક્તિથી તેઓશ્રીની સેવા કરી ખૂબ જ ખંતપૂર્વક શાસ્ત્રાધ્યયન કર્યું. હવે તેઓશ્રીના જ્ઞાનનો લાભ સમાજને મલે તે માટે તેઓ પુરુષાર્થ કરી રહ્યા છે તે અભિનંદનીય છે. શ્રી"ભગવતી" જ્ઞાનનો મહાસાગર છે તેમાંથી ક્રમશઃ એક એક વિષય લઈને તે ઉપર તેઓશ્રીએ પ્રકાશ પાડયો છે. શૈલી સુંદર, સરળ, સુરુચિકર અને ભગવતીના ભાવોને સહેલાયથી સમજાવે તેવી છે મહારાજશ્રીનો આ પુરુષાર્થ જૈન સમાજને ખૂબ જ ઉપકારક નીવડે તેવો છે. આ બદલ તેઓશ્રીને જેટલા અભિનંદન આપીએ તેટલા થોડા છે.

શ્રીમાન્ દુર્લભજીભાઈ વીરાણી પણ આવા પ્રકાશન દ્વારા સમાજની સુંદર સેવા કરી રહ્યા છે. એતદર્થ અભિનંદન

માટુંગા

તા. ૯-૧૨-૬૮

[signature]

"સમ્યગ્દર્શન" પત્રના તંત્રીશ્રી, સિદ્ધાંતિકવિષયના સિદ્ધહસ્ત લેખક, પ્રખર તત્ત્વજ્ઞાની શ્રી રતનલાલજી ડોસીજી સાહેબ (શૈલાના)નો

-: અ ભિ પ્રા ય :-

"ભગવતી ઉપક્રમ" નામક ગ્રંથ, કે મુદ્રિત ફાર્મ હમારે સામને હૈં, યહ ગોંડલ સંપ્રદાય કે વિદ્વાન્ સંત પં. મુનિશ્રી જનકરાયજી મહારાજ સા. તથા મુનિશ્રી જગદીશમુનિજી કે પરિશ્રમકા ફ્લ હૈ. મુનિશ્રી જ્ઞાનારાધનાકી રુચિ વાલે હૈ. આપકી યહ પ્યાસ હી આપકો સૌરાષ્ટ્રસે ચલાકર મરુધરાકી શૂષ્ક ભૂમિ મેં જ્ઞાનકે શીતલ, એવં સ્વચ્છ નીર વાલે "સમર્થ-કુન્ડ" કે પાસ લે ગઈ. આપ બહુશ્રુત શ્રમણશ્રેષ્ઠ પૂજ્ય શ્રી સમર્થમલજી મ. સા. કી સેવામેં ચાર-પાચ વર્ષ રહકર અપની જ્ઞાન પિપાસા શાન્ત કરતે રહે.

પૂજ્ય શ્રી સમર્થમલજી મ. સા. અપને સમય કે શ્રેષ્ઠ શ્રુતધર અર્થધર હૈં આપકા ક્ષયોપશમ આશ્ચર્ય એવં અલ્હાદકારી હૈ. બડે બડે વિદ્વાન સંત ઔર આચાર્ય તક આપકે પાસ અપને પ્રશ્ન ભેજકર ઉત્તર પ્રાપ્ત કરતે રહે હૈ. દોનો સંત ઇસ વિશિષ્ટ શક્તિ સંપન્ન મહાત્માસે લાભાન્વિત હોને કે લિયે સૈંકડો માઇલ કા વિહાર કર ખીચન (મારવાડ) પધારે ઔર યથા ક્ષયોપશમ લાભ લિયા. આપકી સતત પ્રેરણા ઔર સૌરાષ્ટ્ર કે અગ્રગણ્ય શ્રાવકોં કે પ્રયાસને શ્રમણશ્રેષ્ઠ સે મરુધરા છુડાકર સૌરાષ્ટ્ર મે ખીંચ લીયા. શ્રમણ શ્રેષ્ઠને સૌરાષ્ટ્ર મેં દો ચાતુર્માસ કિયે. ઉસમે ભી આપ સાથ રહે. મુનિદ્વયકી ઇસ જ્ઞાન સાધના કે પરિણામ સ્વરૂપ "ભગવતી ઉપક્રમ"કી પ્રથમ પ્રસાદી સમાજ કો પ્રાપ્ત હો રહી હૈ.

"ભગવતી ઉપક્રમ" મેં ભગવતી સૂત્ર કે થોકડોં કા સંગ્રહ હૈ. યહ સંગ્રહ અપની વિશેષતા રખતા હૈ. મુનિરાજશ્રીને ઇસે પ્રશ્નકાર "ગૌતમ" ઔર ઉત્તરદાતા "મહાવીર" કે રુપ મે યોજિત કીયા હૈ. ભાષા સરલ એવં સુબોધ હૈ. યથાસ્થાન પરિશિષ્ટ, પાદ–ટીપ્પણ એવં કોષ્ટક મેં વિષયકો સ્પષ્ટ કરનેવાલા વિવેચન દીયા હૈ. યોં તો અગરચંદજી ભૈરોદાનજી સેઠીયા જૈન પારમાર્થિક સંસ્થા બીકાનેર સે થોકડોં કા પ્રકાશન પુસ્તક રુપ મેં વિભિન્ન ભાગોં મે છપે હૈં. કીન્તુ યહ પ્રકાશન એક હી ગ્રંથમે ભગવતી સૂત્ર કે સભી થોકડોં કા સમાવેશ કર લેતા હૈ ઔર સ્પષ્ટતાભી વિશેષ રુપમેં કરતા હૈ મૈં સમજતા હું કિ ગુજરાતી ભાષામેં યહ પ્રયાસ સર્વથા નયા હી હૈ. ઇસસે થોકજ્ઞાનમેં અભિવૃદ્ધિ હોગી.

મુનિરાજ શ્રી આગમિક જ્ઞાન કે પ્રચારકમેં પ્રયત્નશીલ રહતે હૈં "સમર્થ–સમાધાન"કે પ્રકાશન મેં ભી આપ કી વિશેષ રુચી રહી. આશા હૈ કિ આપ શાસ્ત્રિય જ્ઞાન પ્રચારમેં આગેભી પ્રયત્નશીલ રહેંગે.

ઇસ પ્રકાશનકા ભાર શ્રી શામજી વેલજી વીરાણી અને શ્રી કડવીબાઇ વીરાણી સ્મારક ટ્રસ્ટ રાજકોટકી ઔરસે ધર્મપ્રિય ઉદારહૃદયી શ્રીમાન્ સેઠ દુર્લભજીભાઇ શામજી વીરાણીને કીયા હૈ. ઇસ ટ્રસ્ટ કી

ઔર સે અબ તક અનેક ગ્રંથો ઔર પુસ્તકોં કા પ્રકાશન તથા અર્ધમુલ્યમેં પ્રચાર હો ચુકા હૈ ઔર હોતા રહતા હૈ ધર્મ પ્રચાર-પ્રસાર એવં ધાર્મિક શિક્ષા દેને તથા અન્ય અનેક ધાર્મિક એવં લોકોપકારી કાર્યોં મેં ઇસ ટ્રસ્ટ એવં વીરાણી પરિવારને લાખો રુપયોંકા ઉદારતાપૂર્વક દાનકર સમાજકો લાભાન્વિત કીયા હૈ સમાજ આપકે ઉપકારોંકે લિયે આભારી રહેગા.

શૈલાના

તા. ૧૫-૧૨-૬૮

રતનલાલ ડોસી

## શાસ્ત્રજ્ઞાનના રસીક, ચિંતનશીલ અને અભ્યાસી કોઠારી રંગીલદાસ હરખચંદભાઈનો

### -: અભિપ્રાય :-

પૂજ્ય મહારાજશ્રી જનકમુનિ મહારાજશ્રીએ પોતાના પૂજ્ય ગુરુવર્ય સૌરાષ્ટ્ર કેસરી બા. બ્ર. પૂજ્ય મહારાજશ્રી પ્રાણલાલજી મહારાજશ્રી પાસે તેમજ પૂ. બહુસુત્રી મહારાજશ્રી સમર્થમલજી મહારાજશ્રી પાસેથી સદ્જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેનો લાભ જનતાને આપના માટે ભગવતી સૂત્ર જેવા ગહન સૂત્રનું "ભગવતી ઉપક્રમ" નામનું ગુજરાતી ભાષામાં પુસ્તક છપાય છે તે વાંચ્યુ છે મારા જેવા અલ્પ અભ્યાસી, નિષ્ણુાંતના લખેલા પુસ્તકો વિષે શું અભિપ્રાય આપી શકે? છતાં પણ એટલું તો કહેવું જ પડે છે કે ભગવતી સૂત્ર જેવા ગહન સૂત્રનું તેઓએ ઘણી જ સરળ ભાષામાં વિવરણ કર્યું અને તેના વાંચનથી સૂત્રના થોડા અભ્યાસીને પણ જૈનદર્શનના ઘણા જ પાસા ઘણી જ સરળતાથી સમજી શકાશે તેમ મને જરૂર જણાય છે. વિદ્વાનો તો તેનો ઘણો ઊંડો અભ્યાસ કરી સારો ઉપયોગ કરી શકે તેમાં જરાપણ સંદેહ નથી હું તો એટલી પ્રાર્થના કરૂં

છું કે પૂ. જનકમુનિ મહારાજશ્રી પોતે મેળવેલ સદ્‌જ્ઞાનની લાણી જનતાને આવા બીજા સૂત્રો–ગ્રંથો વિશેષ તૈયાર કરી આપે એ જ અભ્યર્થના.

ભાવનગર                                   લી. રંગીલદાસ હ. કોઠારી
તા. ૮–૧૨–૬૮                                B. E. (civil)

**શાસ્ત્રો અને અનેક ગ્રંથોના, તાત્વીકજ્ઞાની, સિદ્ધ હસ્ત, લેખક અને સાહિત્ય જગતના પ્રૌઢ ઉપાસક એડવોકેટ શ્રી મણીલાલ હાકેમચંદ ઉદાણીનો**

**–: અ ભિ પ્રા ય :–**

ભગવતી સૂત્રનું ગુજરાતી ભાષાંતર મારા વાંચવામાં આવતા મને ઘણોજ આનંદ થાય છે, અને તેમાંથી મને ઘણું જ જાણુવા મળ્યું છે. આ કાર્ય ઘણું મહત્વનું છે, અને તેથી સમગ્ર સમાજને ઘણોજ લાભ થશે. પૂજ્ય મુનિશ્રીએ સંસ્કૃત–માગધી–ન્યાય વગેરેનો સારો અભ્યાસ કરેલ છે, અને આવા મહાન્ સૂત્રનો ગુજરાતી અનુવાદ કરી શાસન સમક્ષ મુકયું તેથી ઘણા માણસોને લાભ થશે.

પૂજ્યપાદ્ તપસ્વીજી માણેકચંદ્રજી મહારાજ તથા સદ્‌ગુરુદેવ જયચંદ્રજી મહારાજ સાથે તેમ જ પ્રખર ઓજસ્વી પૂ. પ્રાણુલાલજી મહારાજ સાથે, મારો ઘણા વર્ષનો પવિત્ર સહવાસ હતો અને તેમના શિષ્ય તરીકે આપે આટલું જ્ઞાન મેળવી આ સિદ્ધાંત ગ્રંથ ગુજરાતીમાં અનુવાદ કર્યો તેને માટે સમાજને ઘણું જ માન અને ગૌરવ છે.

બીજા મુનિઓ પણ સાહિત્યમાં આવો રસ લઈને વર્તમાન ભાષામાં સિદ્ધાંતો તૈયાર કરશે તો જ્ઞાનવૃદ્ધિનું મહાન કારણુ બનશે.

લી : મણીલાલ હાકેમચંદ ઉદાણી
એમ. એ. એલ એલ બી. (ઓમ્બે)
એમ. ડી. (હોમ) (કલકતા)
એમ.એ. (અમેરીકા) એફ.એલ.એલ.સી
એડવોકેટ ઓમ્બે હાઈકોર્ટ

રાજકોટ
તા. ૧૪–૧૨–૬૮

## અમારૂ ચાતુર્માસ ધન્ય બન્યુ

અમારા સાવરકુંડલાના આંગણે પૂજ્યપાદ સૌરાષ્ટ્ર કેસરી સ્વ. ગુરુદેવ શ્રી બા. બ્ર. પ્રાણુલાલજી મહારાજ સાહેબના સુશિષ્ય બા બ્ર. પં. શ્રી જનકરાયજી મહારાજ તથા બા. બ્ર. શ્રી જગદીશમુનિ મહારાજનું શુભ ચાતુર્માસ ૨૦૨૩ ની સાલમાં અમારા ભાગ્યોદયે નિશ્ચિત થયું. ચાર માસના અમારા અનુભવથી એવો વિશ્વાસ થયો કે પૂ. મહારાજશ્રીને શાસ્ત્રોકત અભ્યાસ સાથે ઊંડુ સંશોધન કરવાની ખૂબ જ લાગણી છે. ચાર માસ સુધીના સતત સુંદર તાત્વિક શૈલી પૂર્વકના વ્યાખ્યાનોથી પ્રભાવીત્ત થયેલા અમારા શ્રી સંઘમાં જે તપ અને ત્યાગનું ઉત્સાહમય વાતાવરણ હતુ તે ઘણા ઘણા વર્ષો પછી પ્રથમજ પ્રાપ્ત થયેલ સુઅવસર હતો. વ્યાખ્યાન પછીના શેષ સર્વ સમયમાં પૂ. મહારાજશ્રીઓ લેખન અને સંશોધનનું ગહન કાર્ય કરી રહેલ હતા. અનેક ગામોથી શાસજ્ઞ મહાસતીજીઓના તથા શ્રાવકોના તાત્વિક પ્રશ્નો આવ્યા જ કરતા હતા. અને તેના સુંદર સમાધાન રૂપે ઉત્તરો પણ પૂ. મહારાજશ્રી તરફથી સંતોષ પૂર્વક આપતા હતા તે જોઇને અમારા સકલ સંઘને અપાર સંતોષ થતો હતો અને એક પવિત્ર આશા બંધાણી. શ્રી ભગવતી સૂત્રનુ ગુજરાતી લેખન કાર્ય પણ અમારા જ ક્ષેત્રમાં થયેલ છે. અને તેનુ આજે પ્રકાશન થઇ રહેલ છે તેથી અમો અત્યંત હર્ષ અને ગૌરવ અનુભવીએ છીએ. અને પૂ. મહારાજશ્રીને પ્રાર્થના કરીએ છીએ કે– આપના તાત્વિક જ્ઞાન વડે નવા નવા ગ્રંથો રચાતા રહે અને શાસનને લાભ મળતો રહે. લખાણની કોપી સુંદર સ્વચ્છ અક્ષરોથી લખાણ અત્રેના જૈનયુવાન ઉત્સાહી શશીકાન્ત. જે. મહેતાએ અનુરૂપ બની સારો એવો લાભ મેળવેલ છે.

સાવરકુંડલા
તા. ૨૧–૧૦–૬૮

લી. ચત્રભુજ માણેકચંદ મહેતા
માનદ્ પ્રમુખ
સ્થાનકવાસી જૈનસંઘ
સાવરકુંડલા

## શાસ્ત્રજ્ઞાનના પ્રૌઢ અનુભવી, ચિંતનશીલ સુજ્ઞ શ્રાવકજી શાહ ઠાકરશીભાઈ કરશનજીનો

### -: અભિપ્રાય :-

શ્રી ભગવતી ઉપક્રમના ફર્માઓ તપાસતા મહારાજશ્રીનો પ્રયત્ન ઘણો ઉત્તમ અને પ્રશંસનીય છે, કારણ કે શ્રી ભગવતી સૂત્રના જે જે અધિકારો થોકડા રૂપે આ ગ્રંથમાં લખાયા છે તે ઘણીજ સ્પષ્ટતાથી અને સાધારણ વ્યક્તિ પણ સરલતાથી સમજી શકે અને આત્મવિશુદ્ધિ કરી શકે તે પ્રમાણે લખાયેલ છે, તે શ્રમણવર્ગને તથા શ્રાવકવર્ગને જ્ઞાન પ્રાપ્તિ કરવામાં ઘણા ઉપયોગી થશે.

શ્રી વીતરાગદેવોએ જ્ઞાન પ્રચારનું ફળ તીર્થંકર નામકર્મની પ્રાપ્તિરુપ બતાવેલ છે. તેમજ જ્ઞાન પ્રચાર કરનારને તન–મન–ધનથી સહાયક કરનાર વ્યક્તિ પણ પરમપદ પામવાનો અધિકારી બને છે.

મુનિશ્રીનો આ પુસ્તક લખવાનો પ્રયત્ન જૈન સમાજનું ગૌરવ વધારવા સમાન છે. "ઉપક્રમ" નો અર્થ દૂર રહેલ શાસ્ત્રના ભાવને નજીકમા લાવવુ અથવા સફળતાથી સમજી શકાય તેવા પ્રકારની શૈલીથી લખાયેલ; શ્રાવકવર્ગ તથા શ્રમણવર્ગ આ સૂત્રનો ઉપયોગ કરી; શ્રાવકવર્ગ પોતાના શ્રાવકવ્રતમા જાગૃત બનીને; અને શ્રમણવર્ગ પોતાના આત્માર્થે ગ્રહણ કરેલ સંયમનું યથાતથ્ય લીધેલ પ્રતિજ્ઞાનુ પાલન કરવામાં જાગૃત બની પોતાના સંયમરૂપ ઉંચ સ્થાનનું રક્ષણ કરી આત્મવિશુદ્ધિ કરીને માનવ ભવરૂપ અવસરને સફલ બનાવે એજ અમારી હાર્દિક ભાવના છે.

મુ. થાનગઢ<br>તા. ૧૯–૧૨–૬૮

લી.<br>શાહ ઠાકરશી કરશનજી

# શ્રી સિદ્ધપ્રભુનું સ્વરૂપ અને વંદના

**सर्वज्ञमीश्वरमनंतमसंगमग्रयं, सार्वीयमस्मरमनीहमिद्ध ।**
**सिद्धं शिव शिवकरं करणव्यपेतं, श्रीमज्जिनं जितरिपु प्रयत प्रणौमि॥१॥**

**ભાવાર્થ** :–જેઓ, **સર્વજ્ઞ** એટલે લોક અને અલોકનું ત્રણે કાળનું જ્ઞાન–સ્વરૂપ સમયે સમયે જાણી રહ્યા છે,

જેઓ, **ઇશ્વર** એટલે લોક અને અલોકના સાચા રાજ્યકર્તા આત્મિક મહારાજાધિરાજ છે,

જેઓ, **અનંત** એટલે જેના અપૂર્વ સુખનો કોઇપણ કાળે અંત નથી. સદા સર્વદા સંપૂર્ણ સુખમય છે,

જેઓ, **અસંગ** એટલે જડ કર્મના એકપણ અણુથી અથવા બીજા કોઇ સંગથી રહિત છે. લોપાયમાન નથી.

જેઓ, **અગ્રય** એટલે લોકમાં સર્વથી ઉપરના ઊંચામાં ઊંચો સિદ્ધક્ષેત્રમાં અગ્રસ્થાને વિરાજિત છે.

જેઓ, **સાર્વીય** એટલે સર્વ જીવોના અંતિમ હિતનોકલ્યાણનો માર્ગ બતાવી જનાર મહા શ્રેયસ્કારી ઉત્તમાત્મા છે.

જેઓ, **અસ્મર** એટલે કામવિકારથી રહિત અથવા સર્વ વિષય જન્ય સુખોથી પર છે.

જેઓ, **અનીશ** એટલે એક અપેક્ષાથી મહાન આત્મિક રાજાધિરાજ છતાં, મમત્વ રહિત, સ્વામિત્વ રહિત સંપૂર્ણ નિર્લેપ છે.

જેઓ, **અનીહ** એટલે બાહ્ય અને અભ્યંતર એવી સૂક્ષ્મમાં સૂક્ષ્મ નેચ્છાથી રહિત છે.

જેઓ, **ઇદ્ધ** એટલે સંપૂર્ણ જ્ઞાન અને સંપૂર્ણ દર્શનથી પ્રકાશિત એટલે કરોડો સૂર્યની કાંતિથી અનોખી મહા તેજસ્વી કાંતિથી પરિપૂર્ણ છે.

જેઓ, **સિદ્ધ** એટલે સંપૂર્ણ સિદ્ધ દશાના સ્વામી–સંપૂર્ણ દશાને વર્યા છે. જેઓ, **શિવ** એટલે સંપૂર્ણ અને અદ્વિતીય કલ્યાણ સ્વરૂપ છે, જેઓ, **શિવકર** એટલે ચર–અચર વિશ્વનું સંપૂર્ણ કલ્યાણ કરનાર છે.

જેઓ, **કરણવ્યપેત** એટલે પાંચ ઇંદ્રિયઓ અને મન વગેરે અનેક કરણવિષય જન્ય જડ પ્રકૃતિથી વ્યેપેત–રહિત છે, અને જેઓ, **જિતરિપુ** એટલે સર્વે બાહ્ય અને આંતરિક શત્રુના સંપૂર્ણ જીતનાર છે.

એવા એવા અનંત ગુણકારક શ્રી-જિનેશ્વર સિદ્ધ પ્રભુને હું તન–મન–વચન આદિ અને દ્રવ્ય અને ભાવરૂપ ઉત્કૃષ્ટ ક્રિયાથી પ્રણમું છું.

# બા. બ્ર. શ્રી વિનોદમુનિનું સંક્ષિપ્ત જીવનચરિત્ર

*

આ પુસ્તક બા. બ્ર. શ્રી વિનોદમુનિના સ્મણાર્થે પ્રગટ કરવામાં આવેલ છે તેથી તેમના જીવન ચરિત્રના પુસ્તકમાંથી અહીં સાંક્ષિપ્તમાં તેઓશ્રીનું જીવન વૃત્તાંત છાપવામાં આવેલ છે અને તેમને આ ગ્રંથ અર્પણ કરવામાં આવે છે.

આ પરમ વૈરાગી પુરુષનો જન્મ, વિક્રમ સંવત ૧૯૯૨ માં પોર્ટસુદાન (આફ્રિકા)માં, કે જ્યાં વિરાણી કુટુંબનો વ્યાપાર આજ દિવસ સુધી ચાલુ છે, ત્યાં થયો હતો.

શ્રી વિનોદકુમારના પુણ્યવાન પિતાશ્રીનું નામ શેઠશ્રી દુર્લભજી શામજી વિરાણી અને મહાભાગ્યવાન માતુશ્રીનું નામ બહેન મણિબહેન વિરાણી, બન્નેનું અસલ વતન રાજકોટ (સૌરાષ્ટ્ર) છે. બહેન મણિબહેન ધાર્મિક ક્રિયામાં પહેલેથી જ રુચિવાળાં હતાં, પરંતુ શ્રી વિનોદકુમાર ગર્ભમાં આવ્યા પછી વધારે દૃઢધર્મી અને પ્રિયધર્મી બન્યાં હતાં.

પૂર્વભવના સંસ્કારથી શ્રી વિનોદકુમારનું લક્ષ ધાર્મિક અભ્યાસ અને ત્યાગભાવ તરફ વધારે હોવા છતાં તેઓશ્રીએ નોનમેટ્રિક સુધી અભ્યાસ કરી વ્યાવહારિક કેળવણી લીધેલી અને વ્યાપારની પેઢીમાં કુશળતા બતાવેલી.

તેઓશ્રીએ યુનાઈટેડ કિંડમ, ફ્રાન્સ, બેલ્જિયમ, હોલેન્ડ, જર્મની, સ્વીટ્‌ઝર્લેન્ડ, તેમ જ ઇટાલિ, ઇજિપ્ત વગેરે દેશોમાં પ્રવાસ કરેલ. સાં. ૨૦૦૯ ના વૈશાખ માસ, સને ૧૯૫૩ માં લંડનમાં રાણી એલિઝાબેથનાં રાજ્યારોહણ પ્રસંગે તેઓશ્રી લંડન ગયા હતા. કાશ્મીરનો પ્રવાસ પણ તેમણે કરેલ, પરદેશ ફરવા છતાં પણ તેમણે કોઇ વખતે પણ કંદમૂળનો આહાર વાપરેલ નહીં.

ઊગતી આવતી યુવાનીમાં તેઓશ્રીએ દુનિયાનાં રમણીય સ્થળો જેવાં કે કાશ્મીર, ઇજિપ્ત અને યુરોપનાં સુંદર સ્થળોની મુલાકાત લીધી હોવા છતાંય તેઓને રમણીય સ્થળો કે રમણીય યુવતીઓનું આકર્ષણ થયું નહીં, એ પૂર્વભવના ધાર્મિક સંસ્કારનો રંગ હતો અને એ રંગે જ તેમને તે બધું ન ગમ્યું અને તુરત વતન પાછા ફર્યા . અને સાધુ-સાધ્વીજીનાં દર્શન કરવા ઠેકઠેકાણે ગયા અને તેમના ઉપદેશનો લાભ લીધો અને વૈરાગ્યમાં જ મન લાગ્યું. હુંડા ચોવીસીના પાંચમા આરાનું વિચિત્ર વાતાવરણ જોઇ તેમને કંઇક ક્ષોભ થતો કે તુરત જ તેનો ખુલાસો મેળવી લેતા અને ત્યાગભાવમાં સ્થિર રહેતા. દેશ પર-દેશમાં પણ સામાયિક, પ્રતિક્રમણ, ચોવિહાર આદિ પચ્ચક્ખાણ તેઓ ચૂક્યા નહીં. ઊંચી કોટિની શૈયાનો ત્યાગ કરી તેઓ સૂવા માટે માત્ર એક શેતરંજી, એક ઓસીકું અને ઓઢવા માટે એક ચાદર ફક્ત વાપરતા અને પલંગ ઉપર નહીં પણ ભૂમિ પર જ શયન કરતા. અને પહેરવા માટે એક ખાદીનો લેંઘો અને ઝભો વાપરતા. કોઇ વખતે કબજો પહેરતા. બહુ ઠંડી હોય તો વખતે સાદો ગરમ કોટ પહેરી લેતા અને મુંહપત્તી, પાથરણું, રજોહરણ અને બે ચાર ધાર્મિક પુસ્તકની ઝોળી સાથે રાખતા. સંડાસમાં નહીં પણ જંગલમાં એકાંત જગ્યામાં ઘણે ભાગે શરીરની અશુચિ દૂર કરવા જતા. હાલતાં, ચાલતાં, સંડાસ અને પેશાબ સંબંધીમાં જીવદયાની બરાબર જતના કરતા.

દેશમાં કે પરદેશમાં જ્યારે તેમને કોઇની સાથે મળવાનું થતું ત્યારે તેમની સાથે અહિંસામય જૈન ધર્મનું સ્વરૂપ પ્રગટ કર્યા વગર રહેતા નહીં.

દીક્ષાર્થીઓને જલદી દીક્ષા લેવાની પ્રેરણા કરતા અને એમ જ કહેતા કે જિંદગીનો કોઇ ભરોસો નથી. "**અસંખયં જીવિય મા પમાયએ**" આયુષ્ય તૂટતાં વાર લાગતી નથી, જીવન તૂટયું સંધાતું નથી માટે ધર્મકરણીમાં સમયમાત્રનો પ્રમાદ ન કરવો જોઇએ.

ગોંડલ સંપ્રદાયના ઘણાખરા પૂ. મુનિવરો અને પૂ. મહાસતીજીઓનો તથા બોટાદ સંપ્રદાયના પૂ. માણેકચંદજી મહારાજ અને

દરિયાપુરી સંપ્રદાયના ભાયચંદજી મહારાજ, શ્રમણ સંઘના મુખ્ય આચાર્યશ્રી આત્મારામજી મહારાજ વગેરે અનેક સાધુ સાધ્વીઓના ઉપદેશનો તેમણે લાભ લીધેલ.

પૂર્વ સંચીત પુણ્યબલતા અવલંબનથી અને ગયા જન્મના પ્રબલ ક્ષયોપશમની જાગૃતિથી તેઓશ્રી ધર્મપ્રવૃત્તિમાં એટલા મગ્ન રહેતા હતા કે સંસાર ચિત્ર દૃષ્ટિથી વિલીન થઇને મોક્ષ ઉપાય માટેની ધગશથી આત્મા તરબોળ રહેતો.

આ પહેલાં તેઓ જ્યારે માતા–પિતાની સાથે પૂજ્ય શ્રી માણેકચંદજી મહારાજનાં દર્શને બોટાદ ગયેલા ત્યારે તેમના ઉપદેશની જે અસર થઇ તે પણ મુખ્ય અસર પહેલી હતી અને બીજી અસર શ્રી લાલચંદજી મહારાજની આ બેઉ પ્રસંગોએ પૂર્વભવની બાકી રહેલી આરાધનાને પૂરી કરવાના નિમિત્તરૂપ હોઇને વખતોવખત તેઓ માતા–પિતા પાસે દીક્ષાની આજ્ઞા માગતા હતા અને તેનો જવાબ તેમના પિતાશ્રી તરફથી એક જ હતો 'હજુ વાર છે. સમય પાકવા દો.' જ્ઞાન અભ્યાસ વધારો.'

સાં. ૨૦૧૨ના અષાડ શુદિ ૧૫ થી શ્રી વિનોદકુમારે પુરુષોત્તમજી મહારાજ સાહેબ પાસે વેરાવળ ચાતુર્માસ દરમ્યાન ખાસ નિયમિત રીતે દીક્ષાની તૈયારી કરવા માટે તેમની પાસે જ્ઞાનાભ્યાસ કર્યો. તેની સાથે શ્રી પુરુષોત્તમજી મહારાજના સંસાર પક્ષના કૌટુંબિક, દીક્ષાના ભાવિક શ્રી જસરાજભાઇ પણ જ્ઞાનાભ્યાસ કરતા હતા. તેઓએ ત્યાં એવો નિર્ણય કરેલો કે શ્રી પુરુષોત્તમજી મહારાજ પાસે આપણે બંનેએ દીક્ષા લેવી. પહેલાં વિનોદકુમારે અને પછી શ્રી જસરાજભાઇએ દીક્ષા લેવી. શ્રી જસરાજભાઇની દીક્ષાતિથિ પૂ. પુરુષોત્તમજી મહારાજ સાહેબે સાં. ૨૦૧૩ના જેઠ શુદ ૫ને સોમવારે માંગરોલ મુકામે નક્કી કરી. શ્રી જસરાજભાઇ વિનોદકુમારને રાજકોટ મળ્યા. શ્રી વિનોદકુમારે શ્રી જસરાજભાઇની યથાયોગ્ય સેવા બજાવી, માંગરોલ રવાના કર્યા અને પોતે નિશ્ચયપૂર્વક દીક્ષા માટે આજ્ઞા માગી પણ તેઓના પિતાશ્રીની

એક ને એક વાણી સાંભળીને તેમના મનમાં આઘાત થયો અને દીક્ષા લેવા માટેનો તેમણે બીજો રસ્તો શોધી કાઢયો.

શ્રી લાલચંદજી મહારાજ અને તેમના શિષ્યોનો પરિચય મુંબઈમાં થયેલ હતો અને ત્યારબાદ કોઇ કોઇ વખત પત્ર વહેવાર પણ થતો હતો છેલ્લા પત્રથી તેમણે જાણેલ હતું જે પૂ. શ્રી લાલચંદજી મહારાજ, બીચન, પૂ. આચાર્ય શ્રી સમર્થમલજી મહારાજ સાહેબ પાસે જ્ઞાનાભ્યાસ અર્થે ગયા છે, પોતાને પિતાશ્રીની આજ્ઞા (દીક્ષા માટે) મળે તેમ નથી અને દીક્ષા તો લેવી જ છે. આજ્ઞા વિના કોઇ સાધુ મુનિરાજ દીક્ષા આપશે નહિ અને સ્વયમેવ દીક્ષા સૌરાષ્ટ્રમાં લઇને શ્રી પુરુષોત્તમજી મહારાજ પાસે જવામં ઘણાં વિઘ્ન થાશે, એમ ધારીને તેઓએ દૂર રાજસ્થાનમાં ચાલ્યા જવાનું નક્કી કર્યું.

તા, ૨૪–૫–'૫૭ સાં, ૨૦૧૩ના વૈશાખ વદ ૧૦ ને શુક્રવારના રોજ સાંજના માતુશ્રી સાથે છેલ્લું જમણુ કર્યું, ભોજન કરી, માતુશ્રી સામાયિકમાં બેસી ગયાં તે વખતે કોઈને જાણ કર્યા વગર દીક્ષાનાં વિઘ્નોમાંથી બચવા માટે ઘર, કુટુંબ, સૌરાષ્ટ્ર ભૂમિ અને ગોંડલ સંપ્રદાયનો ત્યાગ કરી તેઓ બીચન તરફ રવાના થયા.

શ્રી વિનોદમુનિના નિવેદન પરથી માલૂમ પડયું કે તા. ૨૪–૫–'૫૭ ના રોજ રાત્રે આઠ વાગ્યે ઘેરથી નીકળી રાજકોટ જંકશને જોધપુરની ટિકિટ લીધી તા. ૨૫–૫–'૫૭ ના રોજ સવારે ૮ વાગ્યે મહેસાણા પહોચ્યા ત્યાં અઢી કલાક ગાડી પડી રહે છે, તે દરમ્યાન ગામમાં જઈને લોચ કરવા માટેના વાળ રાખીને બાકીના કઢાવી નાખ્યા અને ગાડીમાં બેસી ગયા. મારવાડ જંકશન તથા જોધપુર જંકશન થઇને તા. ૨૬–૫–'૫૭ ની સવારે ૪ાા વાગ્યે ફલોદી પહોંચ્યા. ત્યાથી પગે ચાલીને બીચન ઉપાશ્રયમાં પહેચ્યા અને ઉપાશ્રયમા બિરાજતા મુનિવરોનાં દર્શન કર્યાં. વંદણા નમસ્કાર કરી સુખશાતા પૂછી, બહાર નીકળ્યા અને પોતાનાં સામાયિકનાં કપડાં પહેર્યાં અને પછી પૂજ્ય શ્રી સંતોની

સન્મુખ સામાયિક કરવા બેઠા, તેમાં "જાવ નિયમ પજ્જુવાસામિ દુવિહં તિવિહેણં" ના બદલે "જાવ પજ્જુવાસામિ તિવિહં તિવિહેણં" બોલ્યા. તે શ્રી લાલચંદજી મહારાજે સાંભળ્યું અને તેઓશ્રીએ પૂછ્યું કે, વિનોદકુમાર તમે આ શું કરો છો? તેનો જવાબ આપવાને બદલે "અપ્પાણં વોસિરામિ" બોલી પાઠ પૂરો કર્યો અને પછી વિનયપૂર્વક બે હાથ જોડી બોલ્યા કે "સાહેબ! એ તો બની ચૂક્યું અને મેં સ્વયમેવ દીક્ષા લઇ લીધી, તે બરાબર જ છે અને તેમાં કોઇ ફેરફાર થઇ શકે તેમ નથી. આ સિવાય આપશ્રીની બીજી કોઇ પણ પ્રકારની આજ્ઞા આજ્ઞા હોય તો ફરમાવો."

તે જ દિવસે બપોરના પૂજ્ય આચાર્યશ્રી સમર્થમલજી મહારાજ સાહેબે શ્રી વિનોદકુમાર મુનિને પોતાની પાસે બોલાવ્યા અને સમજાવ્યા કે, "તમે એક સારા ખાનદાન કુટુંબની વ્યક્તિ છો. તમારી દીક્ષા અંગીકાર કરવાની આ રીત બરાબર નથી. કારણ કે તમારાં માતા-પિતાને આ હકીકતથી દુઃખ થાય અને તેથી મારી સંમતિ છે કે રજોહરણની દાંડી ઉપરથી કપડું કાઢી નાખો; જેથી તમો શ્રાવક ગણાવ અને જરૂર પડે તો શ્રાવકોનો સાથ લઇ શકો. એમ ત્રણ વાર પૂજ્ય મહારાજશ્રીએ સમજાવેલા પરંતુ તેમણે ત્રણેય વખત એક જ ઉત્તર આપેલો કે "જે થયું તે થયું. હવે મારે આગળ શું કરવું તે ફરમાવો."

શ્રી વિનોદમુનિના શ્રી સમર્થમલજી જેવા મહામુનિના પ્રશ્નનો જવાબ પછી ખીચનનો ચતુર્વિધ સંઘ વિચારમાં પડી ગયો અને મુનિશ્રીઓ પર સંસારીઓનો કોઇ પણ પ્રકારનો નિષ્કારણ હુમલો ન આવે તે માટે શ્રી વિનોદમુનિને જણાવવામાં આવ્યું કે, "અમારી સલામતી માટે તમારે જાહેર નિવેદન બહાર પાડવાની જરૂર છે." ત્યારે શ્રી વિનોદમુનિએ પોતાના હસ્તાક્ષરે નિવેદન શ્રી સંઘ સમક્ષ પ્રગટ કર્યું તેનો સાર નીચે મુજબ છે:—

મારાં માતા-પિતા મોહને વશ થઇને દીક્ષાની આજ્ઞા આપે તેમ ન હતું અને "અસંખયં જીવિય મા પમાયએ" ને આધારે

એક ક્ષણ પણ હું દીક્ષાથી વંચિત રહી શકું તેમ નથી, મને સમય માત્રનો પ્રમાદ કરવો ઠીક ન લાગ્યો. તેથી શ્રી અરિહંત ભગવંતો તથા શ્રી સિદ્ધ ભગવંતોની સાક્ષીએ મારા ગુરુ મહારાજ સમક્ષ પ્રવજ્યાંનો પાઠ ભણીને, મારા આત્માના કલ્યાણ માટે દીક્ષાઅંગીકાર કરી છે સમાજને ખોટો ખ્યાલ ન આવે કે મારી દીક્ષા ક્ષણિક જુસ્સાથી અગર ગેરસમજથી થઇ છે તેથી તથા સમાજમાં જૈનશાસનની પ્રભાવના થાય તે હેતુથી મારે મારો વૃતાંત પ્રગટ કરવો ઉચિત છે.

ઉત્તરાધ્યયનજી સૂત્રના ૧૯ મા અધ્યયન પરથી મને લાગ્યું કે મનુષ્ય-જીવનનું ખરું કર્તવ્ય મોક્ષફળ આપનારી દીક્ષા જ છે.

છેવટ સુધી મેં મારા બાપુજી પાસે દીક્ષા માટે આજ્ઞા માગી અને તે વખતે પણ પહેલાંની જેમ વાત ઉડાવી દીધી અને અનંત ઉપકારી એવા મારા બાપુજી સમક્ષ હું તેમને કડક ભાષામાં પણ કહી શકતો નહીં અને બીજી બાજુથી મને થયું કે, આયુષ્ય અશાશ્વત છે અને આવા ઉન્નમ કાર્ય માટે મારે જરા પણ પ્રમાદ કરવો ઉચિત નથી. તેથી મેં વિચારીને આ પગલું ભર્યું છે અને મને પૂર્ણ વિશ્વાસ છે કે, શ્રી વીરપ્રભુ મહાવીર સ્વામીનો સકળ સંઘ મારા કાર્યને અનુમોદશે જ. તથાસ્તુ !

રાજકોટમાં શ્રી વિનોદકુમારના ગયા પછી પાછળથી ખબર પડી કે વિનોદકુમાર કેમ દેખાતા નથી. એટલે તપાસ થવા માંડી. ગામમાં ક્યાંય પત્તો ન લાગ્યો. એટલે બહારગામ તાર કર્યા. ક્યાંયથી પણ સંતોષકારક સમાચાર સાંપડયા નહીં. અર્થાત્ પત્તો મળ્યો જ નહીં. આમ વિમાસણના પરિણામે પિતાશ્રીને બે મહિના પહેલાંની એક વાતની યાદી આવી. તે એ હતી કે તે વખતે શ્રી વિનોદકુમારે આજ્ઞા માગેલી કે "બાપુજી ! આપની આજ્ઞા હોય તો આ ચાતુર્માસ બીચન (રાજસ્થાન) જાઉં. કારણ કે બીચનમાં પૂ. ગુરુમહારાજ શ્રી સમર્થમલજી મુનિ કે જેઓ સિદ્ધાંત વિશારદ છે અને અનેકાંતવાદના પૂરા જાણકાર છે, તેઓ ત્યાં બિરાજમાન છે તો મારી ઇચ્છા પણ ત્યાં તેમની પાસે જવાની છે."

આ વાતચીતનું સ્મરણ પિતાશ્રીને આવવા સાથે તેઓએ પં. પૂર્ણચંદ્રજી દકને પોતાની પાસે બોલાવ્યા અને વિનોદકુમારે મોટેની પોતાની ચિંતા વ્યક્ત કરી. પંડિતજીનું પણ આ વાતને સમર્થન મળ્યું. તેઓશ્રીએ જણાવ્યું કે, "થોડા સમય પૂર્વે શ્રી વિનોદકુમારે મારી પાસે જાણવા માગ્યું હતું કે, 'ખીચનમાં કેવા પ્રકારની સગવડ છે?' આમ મારી સાથે પણ વાર્તાલાપ થયો હતો. બન્નેનો આ પ્રમાણે એકમત થતાં પિતાશ્રીએ ખીચન તાર કરવા સૂચના કરી. તા. ૨૬-૫-'૫૭ ના રોજ પૃથ્વીરાજજી માલુ ખીચન (રાજસ્થાન) ઉપર તાર કર્યો.

તા. ૨૮-૫-'૫૭ ના રોજ જવાબ આવ્યો કે, શ્રી વિનોદભાઈએ ખીચનમાં સ્વયમેવ દીક્ષા ગ્રહણ કરી છે. એટલે તેમના પિતાશ્રીએ રાવબહાદુર શ્રી એમ. પી. સાહેબ, શ્રી કેશવલાલભાઈ પારેખ અને પંડિતજી પૂર્ણચંદ્રજી દંક એમ ત્રણેયને શ્રી વિનોદકુમારને પાછા તેડી લાવવા માટે ખીચન મોકલ્યા. તા. ૨૮-૫-'૫૭ ના રોજ રવાના થઈ તા. ૩૦-૫-'૫૭ ના રોજ સવારે ફલોદી સ્ટેશને પહોંચ્યા. બેલગાડીમાં તેઓ ખીચન ગયા, કે જ્યાં સ્થિવર મુનિશ્રી શીરેમલજી મહારાજ તથા પૂજ્ય પંડિતરત્ન, શાસ્ત્ર વિશારદ શ્રી સમર્થમલજી મહારાજ આદિ ઠાણાં ૮ તથા શ્રી લાલચંદજી મહારાજ આદિ ઠાણાં ૪ બિરાજતા હતા. કુલ સાધુ-સાધ્વીની સંખ્યા અઠ્ઠાવીસથી ત્રીસની હતી.

પૂછપરછના જવાબમાં શ્રી વિનોદમુનિએ કેશવલાલભાઈ પારેખને કહ્યું કે, "મેં તો દીક્ષા અંગીકાર કરી લીધી છે, તેમાં કોઈ ફેરફાર થાય તેમ નથી. તમો અમારા વિરાણી કુટુંબના હિતૈષી છો અને જો સાચા હિતૈષી હો તો મારાં પૂ. બા અને બાપુજીને સમજાવીને મારી હવે પછીની મોટી દીક્ષાની આજ્ઞા અઠવાડિયાની અંદર અપાવી દો. એટલું જ નહીં પણ "સવિ જીવ કરું શાસન રસી" ની ભાવનામાં અને આજ દિવસ સુધીના મારાં ઉપકારના બદલામાં આગમને અનુલક્ષીને મારી ભાવના એ હોય જ અને છે કે, મારી દીક્ષા તેઓની દીક્ષાનું નિમિત્ત બને અને મારાં માતા-પિતા સદ્ગતિને સાધે. અર્થાત્ મારી સાથે દીક્ષા લે.

આવા દૃઢ જવાબના પરિણામે તે જ સમયે શ્રી 'વિનોદકુમાર'ને પાછા લઈ જવાની ભાવનાને નિષ્ફળતા સાંપડી અને તા. ૩૧–૫–'૫૭ની રાત્રિના રવાના થઈ તા. ૨–૬–'૫૭ ના સવારે મહા પરિષહરૂપ ક્ષેત્રનો અનુભવ કરી, શ્રી વિનોદકુમારના પિતાશ્રીને તમામ વાતથી વાકેફ કર્યા.

થોડા વખતમાં ફલોદીના શ્રી સંઘે પૂ, શ્રી લાલચંદજી મહારાજને ફલોદીમાં ચોમાસુ કરવાની વિનંતી કરી. તેનો અસ્વીકાર થવાથી સંઘ ગમગીન બન્યો એટલે નિર્ણય ફેરવ્યો અને અષાડ શુદ ૧૩ ના રોજ ખીચનથી વિહાર કરી ફલોદી આવ્યા.

દીક્ષા પછી અઢી મહિનાને અંતરે, ફલોદી ચોમાસા દરમ્યાન, શ્રી વિનોદમુનિને હાજતે જવાની સંજ્ઞા થઈ અને તે માટે જવા તૈયાર થયા એટલે તેમના ગુરુએ કહ્યું કે બહુ ગરમી છે. જરાવાર થોભી જાઓ. એટલે શ્રી વિનોદમુનિએ રજોહરણ વગેરેની પ્રતિલેખના કરી, તે દરમ્યાન ન રોકી શકાય એવી હાજત લાગી તેથી ફરી આજ્ઞા માગતાં જણાવ્યું કે મને હાજત બહુ લાગી છે તેથી જાઉં છું, જલદી પાછો ફરીશ. કાળની ગહન ગતિને દુઃખદ રચના રચવી હતી. આજે જ હાજતે એકલા જવાનો બનાવ હતો. હંમેશાં તો બધા સાધુઓ સાથે મળીને દિશાએ જતા.

હાજતથી મોકળા થઈ પાછા ફરતા હતા, ત્યાં રેલવે લાઈન ઉપર બે ગાયો આવી રહી હતી. બીજી બાજુથી ટ્રેન પણ આવી રહી હતી. તેની વ્હીસલ વાગવા છતાં પણ ગાયો ખસતી ન હતી. શ્રી વિનોદમુનિનું હૃદય થરથરી ઊઠયું અને મહા અનુકંપાએ મુનિના હૃદયમાં સ્થાન લીધું. હાથમાં રજોહરણ લઈ જાનના જોખમની પરવા કર્યા વગર ગાયોને બચાવવા ગયા. ગાયોને તો બચાવી જ લીધી, પરંતુ આ ક્રિયામાં છકાય જીવની દયાના સાધનભૂત રજોહરણ કે, જે વિનોદમુનિને આત્માથી વધારે પ્યારો હતો, તે રેલવે લાઈન ઉપર પડી ગયો અને શ્રી વિનોદમુનિએ પાછો સંપાદન કરવામાં જડવાદને સિદ્ધ કરતાં

રાક્ષસી એન્જિનને ઝપાટે આવ્યા અને પોતાનું બલિદાન આપ્યું. અરિહંત...અરિહંત...એવા શબ્દો મુખમાંથી નીકળ્યા અને શરીર તૂટી પડ્યું. રક્ત પ્રવાહ છૂટી પડયો અને થોડા જ વખતમાં પ્રાણાંત થઇ ગયો. બધા લોકો કહેવા લાગ્યા કે ગૌરક્ષામાં મુનિશ્રીએ પ્રાણ આપ્યો. અંતિમ સમયે મુનિશ્રીના ચહેરા પર ભવ્ય શાન્તિ જ દેખાતી હતી.

હંમેશાં તેઓ તે જે તરફ હાજ જતા હતા તે તરફ ફલોદીથી પોકરણ તરફ જવાની રેલવે લાઇન હતી. આ લાઈન ઉપર રેલવે સત્તાવાળાઓએ ફાટક મૂકેલ નથી અને ત્યાં રસ્તો પણ છે. એટલે પશુઓની અવરજવર હોય જ છે અને વખતોવખત ત્યાં ઢોર રેલવેની હડફેટે ચડી જવાના પ્રસંગ બને છે.

ફલોદી સંઘે આ દુર્ઘટનાના ખબર રાજકોટ ટેલિફોનથી આપ્યા. જે વખતે ટેલિફોન આવ્યો, તે વખતે પિતાશ્રી બહાર ગયા હતા અને માતુશ્રી મણિબહેન સામાયિક-પ્રતિક્રમણમાં બેઠા હતાં. માત્ર એક નોકર ઘરમાં હતો. કે જેણે ટેલિફોન ઉઠાવ્યો પણ તે ટેલિફોનમાં કંઇ હકીકત સમજી શકયો નહીં અને સાચા સમાચાર મોડા મળ્યા. સ્પેશ્યલ પ્લેનથી ફલોદી પહોંચે તે પહેલાં અગ્નિસંસ્કાર થઇ ગયો. સૂચનાનો ટેલિફોન અર્ધો કલાક મોડો પહોંચ્યો. જો સંદેશો સમયસર પહોંચ્યો હોત તો માતા-પિતાને શ્રી વિનોદમુનિના શબરૂપે પણ ચહેરો જોવાનો અને અંતિમ દર્શનનો પ્રસંગ મળત, પરંતુ અંતરાય કર્મે તેમ બન્યું નહીં.

આથી પ્લેનનો પોગ્રામ પડતો મૂકવામાં આવ્યો અને માતા-પિતા તા. ૧૪-૮-'૫૭ ના રોજ ટ્રેઇન મારફત ફલોદી પહોંચ્યાં.

આ પ્રસંગે શ્રી લાલચંદજી મહારાજ અવસરને પિછાણીને અને ધૈર્યનું એકાએક ઐક્ય કરીને શ્રી વિનોદમુનિના માતા-પિતાના સાંત્વન અર્થે ઉપદેશ શરૂ કર્યો, જેનો ટૂંકામાં સાર આ પ્રમાણે છે.

**"હવે તો એ રત્ન ચાલ્યું ગયું ! સમાજનો આશાદીપક ઓલવાઇ ગયો ! ઝટ ઊગીને આથમી ગયો ! હવે એ દીપ ફરીથી આવી શકે તેમ નથી."** શ્રી વિનોદમુનિના સંસાર પક્ષનાં માતુશ્રી મણિબહેનને મુનિશ્રીએ કહ્યું કેઃ– બહેન ! ભાવિ પ્રબળ છે. આ બાબતમાં મહાપુરુષોએ પણ હાથ ધોઇ નાખ્યા છે અને સૌને મરણને શરણ થવું પડે છે, તો પછી આપણા જેવા પામર પ્રાણીનું શું ગજું છે ! હવે તો શોક દૂર કરીને આપણે એમના મૃત્યુનો આદર્શ જોઇને માત્ર ધીરજ ધરવાની રહી."

## પૂ. શ્રી સમર્થમલજી મહારાજ સાહેબનો અભિપ્રાય :–

પ્રાથમિક તેમ જ અલ્પકાળના પરિચયથી મને શ્રી વિનોદમુનિના વિષે અનુભવ થયો કે તેમની ધર્મપ્રિયતા અને ધર્માભિલાષા '**અટ્ઠિમિંજા પેમાણુરાગરત્તે**' નો પરિચય કરાવતી હતી. પ્રાપ્ત સાંસારિક પ્રચૂર વૈભવ તરફ તેમની રુચિ દૃષ્ટિગોચર થતી ન હતી, પરંતુ તેઓ વીતરાગવાણીના સંસર્ગથી વિષયવિમુખ ધર્મકાર્યમાં સદા તત્પર અને તલ્લીન દેખાતા હતા. ખાસ પરિચયના અભાવે પણ તેમની વૈરાગ્ય ધારાથી તેમની ધર્માનુરાગીતા તથા જીવનાચર્યાથી કઠિન કાર્ય કરવામાં પણ ગભરાટના સ્થાને સુખાનુભવની વૃત્તિ લક્ષમાં આવતી હતી.

હવે

શ્રી વિનોદમુનિના જીવનના બે પ્રશ્નો ઉપસ્થિત થાય છે તેનો ખુલાસો કરવામાં આવે છે.

પ્ર. ૧. તેમણે આજ્ઞા વગર સ્વયમેવ દીક્ષા કેમ લીધી ?

ઉત્તર :– પાંચમા આરાના ભદ્રા શેઠાણીના પુત્ર એવંતા (અતિ મુક્ત) કુમારને તેમની માતુશ્રીએ દીક્ષાની આજ્ઞા આપવાની તદ્દન ના પાડી એટલે તેમણે સ્વયમેવ દીક્ષા લીધી. ત્યાર બાદ ભદ્રા શેઠાણીએ પોતાના કુમારને ગુરુને સોંપી દીધા. તે જ રાત્રે તેમણે બારમી ભિખ્ખુની

"असंखयं जीविय मा पमायए"



શ્રી વિનોદકુમાર વીશાણી

(દીક્ષા લીધા પહેલાં શાસ્ત્રાભ્યાસ કરતા)

જન્મ : પોર્ટસુદાન સાં. ૧૯૯૨

| દીક્ષા | નિર્વાણ |
| --- | --- |
| ખીચન – (રાજસ્થાન) | ફલોદી – (રાજસ્થાન) |
| સાં. ૨૦૧૩ વૈશાખ વદ ૧૨ | સાં. ૨૦૧૩ શ્રાવણ શુદ ૧૨ |
| તા. ૨૬–૫–૫૭ રવિવાર | તા. ૭–૮–૫૭ બુધવાર |

પડિમા અંગીકાર કરી અને શિયાળણીના પરિષહથી કાળ કરી નલીન-ગુલ્મ વિમાનમાં ગયા. તેવી જ રીતે શ્રી વિનોદકુમાર સ્વયં દીક્ષિત થયા.

પ્ર. ૨. આવા વૈરાગી જીવને આવો ભયંકર પરિષહ કેમ આવે ?

ઉત્તર :- કેટલાક ચરમ શરીરી જીવને મ.રણાંતિક ઉપસર્ગ આવેલ છે. જુઓ ગજસુકુમાર મુનિ, મેતારજ મુનિ, કોશલ મુનિ, કારણ કે તેમની સત્તામાં હજારો ભવનાં કર્મ હોવાં જોઈએ, ત્યારે તેમને એકદમ મોક્ષ જવું હતું. તો મારણાંતિક ઉપસર્ગ આવ્યા વગર એટલાં કર્મ કેવી રીતે ખપે ? બા. બ્ર. શ્રી વિનોદમુનિને આવો પરિષહ આવ્યો, જે ઉપરથી એમ અનુમાન થાય છે કે તે એકાવતારી જીવ હોય.

શ્રી વિનોદમુનિનું વિસ્તૃત જીવનચરિત્ર જુદા પુસ્તકથી ગુજરાતી ભાષા તથા હિન્દી ભાષામાં છપાયેલ છે. તેમાંથી અહીં સાર રૂપે સંક્ષેપ કરેલ છે.



દાનવીર અને ધર્માનુરાગી

# શ્રી શામજીભાઇ વેલજીભાઇ વીરાણી

તથા

# સક્રિય આગેવાન વીરાણી કુટુંબનો

## જીવન પરિચય

પૂર્વે ધાર્માંરાધન કર્યા સિવાય પછીના ભવમાં સુસંસ્કાર પ્રાપ્ત થતાં નથી. તેમ જ દેવ, ગુરુ, ધર્મની ભકિત પણ થઇ શકતી નથી.

ધર્મરૂપી, ગુરુભકિત, ધર્મારાધન, શાસ્ત્ર શ્રવણ અને સંસ્કારી કુટુંબનો સંયોગ એ સર્વે પણ પુણ્યોદય સિવાય પ્રાપ્ત થતાં નથી.

માનવભવ, જૈન ધર્મ, આર્યક્ષેત્ર, સિદ્ધાંત શ્રવણ અને શારિરીક સંપત્તિ તથા ઐશ્વર્ય, આ બધું અનુકુળ થવું ઘણું જ દુર્લભ છે.

પૂર્વજ પુરુષોની પરંપરાથી ચાલ્યા આવતા ધર્મના કાર્યોને આગળ ને આગળ વધારે, એટલા માત્રથી પુત્રોનો જન્મ માતા-પિતાને પ્રિતિ ઉપજાવે છે, અર્થાત્ તે પુત્રો પિતાના કુળ ધર્મને દીપાવે તે જ પુત્રનું જન્મ-જીવન સાર્થક છે.

ખીરસરા-(ઘેટીયાના) ભાયાવદર પાસે (પોરબંદર પંથક) આવેલું ખીરસરા એક નાનકડું ગામડું છે. શ્રી વેલજી ધનજી વીરાણીનો ત્યાં કપાસ (આડ) અને ધીરધારનો વ્યવસાય હતો.

શ્રી શામજીભાઇ વીરાણી ત્રણ ભાઇઓ હતા. ૧. શ્રી શામજીભાઈ, ૨. શ્રી અંબાવીભાઈ, ૩. શ્રી દેવરાજભાઇ તથા એક બહેન દુધીબેન. ખીરસરામાં આનંદમય જીવન વ્યતીત કરતા હતા. દૈવયોગે શ્રી અંબાવીભાઇ મુંબઇમાં ૧૯ વર્ષની વયે દેવગત પામ્યા તેમજ શ્રી દુધીબેન પણ માત્ર બે વર્ષનું સંસાર સુખ ભોગવી કાળ ધર્મ પામ્યા.

શ્રી દેવરાજભાઇ વીરાણી પોતાના વડીલ ભાઇશ્રી શામજીભાઇ વીરાણીની આજ્ઞા અત્યંત વિવેક અને વિનયપૂર્વક જાળવતાં શ્રી દેવ-રાજભાઇ વીરાણી ઘણાં જ સરળ અને નમ્ર સ્વભાવવાળા તેમજ નીતિમય જીવન વ્યતીત કરનાર તથા ઉદારચિત્ત અને મિલનસાર સ્વભાવના ધર્મનિષ્ટા વૃત્તિવાળા જૈન ધર્મના પરમ શ્રદ્ધાળુ અને મહાન સંતોષી હતા.

શ્રી દેવરાજભાઇ વીરાણીનો દેહોત્સર્ગ સાં. ૧૯૭૫ માં થયેલ તે વખતે તેમના સુપુત્ર શ્રી રસીકભાઇ વીરાણીની ઉમર માત્ર એક વર્ષની હતી. શ્રી. રસીકભાઇ વીરાણીનો વ્યાપાર વ્યવસાય દસાઆમાં ચાલે છે. અને સુંદર રીતે પ્રમાણિક અને નીતિમય આદર્શ જીવન જીવી રહ્યા છે. સ્વભાવે શાંત અને નમ્ર હોવા ઉપરાંત ઘણુજ સાદાઇના આગ્રહી છે. તેઓશ્રીના પરિવારમાં ચાર પુત્રો અને એક પુત્રી છે. સૌથી મોટા ૧. કીરીટકુમાર. ૨. શ્રી સુરેન્દ્રકુમાર, ૩. સુધીરકુમાર, ૪. શ્રી સોહનકુમાર તથા શ્રી રંજનબાળા. સહકુટુંબ કસાલામાં છે અને ધર્મ ભાવનાવાળા છે વ્યાપાર વ્યવસાય ઘણોજ દીપ્તો ને સરસ રીતે ચાલે છે.

શ્રી શામજીભાઇ વેલજીભાઇ વીરાણી કુશળ વ્યાપારી હોવા સાથે તેઓશ્રીમાં ધર્મભાવના પ્રવર્તતી હતી. તેઓશ્રીના હૃદયમાં નીતિને પુરેપુરું સ્થાન હતું. પ્રમાણિકપણું એ તેઓશ્રીનો મુદ્રાલેખ અને મહાન ગુણો હતા.

હમેશાં કોઇને કોઇ પ્રકારનું ધર્માનુષ્ઠાન સેવવું જ જોઇએ તેવી તેઓશ્રીની ઉત્કૃષ્ટ ભાવના સદા પ્રવર્તતી હતી. સ્વભાવે શાંત, માયાળુ અને ધીર ગંભીર હતા. સાદાઇથી ભરપૂર જીવન જીવી રહ્યા હતા.

શ્રી શામજીભાઇ વીરાણીના લગ્ન શ્રી કડવીબાઇ વીરાણી સાથે ઘણી નાની ઉમરમાં થએલ અને આજના પૂ. માતુશ્રી કડવીબાઇ વીરાણી કે જેમના એવા શુભ પગલાં અને સતીત્વ કે જેના કારણે તેમના લગ્ન પછી ઉત્તરોત્તર વીરાણી કુટુંબની આજ પર્યંત ચઢતી કળા જ પરિણમેલ છે.

શ્રી શામજીભાઇ વીરાણીના પરિવારમાં ચાર પુત્રીઓ અને પાંચ સુપુત્રો સૌ પ્રથમ મોટા પુત્રી શ્રી હેમકુંવરબેન અને ત્યાર બાદ પાંચ ભાઇઓમાં ૧. શ્રી રામજીભાઈ વીરાણી ૨. શ્રી દુર્લભજીભાઇ વીરાણી, ૩. શ્રી છગનલાલભાઈ વીરાણી ૪. શ્રી મણીલાલભાઇ વીરાણી ૫. શ્રી છોટાલાલભાઇ વીરાણી અને ત્યાર બાદ બીજા ત્રણ બહેનોમાં શ્રી ઉજમબેન શ્રી બહેનકુંવરબેન, અને શ્રી દયાકુંવરબેન. એમાં શ્રી ઉજમબેન અને બહેનકુંવરબેન જે બન્ને બહેનો સ્વર્ગવાસ પામેલ છે. છે અને શ્રી છગનલાલભાઈ વીરાણી પણ સને-૧૯૬૧માં સ્વર્ગવાસ પામેલ છે એ રીતે પાંચ ભાઇઓ અને ચાર બહેનોના બહોળા પરિવાળું કુટુંબ છે.

આપણા સમાજના ઉદ્ધાર અને દાનવીર સક્રિય આગેવાન શ્રી રામજીભાઇ વીરાણીએ ખીરસરામાં સાત ધોરણ સુધી શિક્ષણ લીધું હતું. તે પછી વધુ અભ્યાસ માટે પૂ. પિતાશ્રીએ ધોરાજીમાં તેમનાં માસીબાને ત્યાં મોકલ્યાં પરંતુ તેઓશ્રીને ત્યાં ન ગમતા ખીરસરા પાછા આવ્યા. અને ત્યારબાદ શ્રી રામજીભાઇ વીરાણીની પરદેશ કે જ્યાં શ્રી શામજીભાઇ વીરાણીએ શ્રી દેવરાજભાઇ વીરાણીને પરદેશ આફ્રીકા સુદાન તેમના મોસાળ પક્ષ કે જે શ્રી રવાણી કુટુંબના નામથી પ્રસિદ્ધ છે તેનો પરદેશ સુદાનમાં વેપાર હતો તે પેઢીમાં મોકલેલ ત્યાં કાકાશ્રી પાસે તેમની જવાની ઇચ્છા થઇ. તેથી. પૂ. પિતાશ્રીએ શ્રી રામજીભાઇ વીરાણીની ૧૪ વર્ષ જેવી નાની વય હોવા છતાં તેમની ઇચ્છાને પ્રોત્સાહીન કરી શ્રી દેવરાજભાઇ વીરાણી પાસે કસાલા સુદાન મોકાલ્યા.

શ્રી રામજીભાઇ વીરાણી પોતાની નાની ઉંમરમાં પરદેશમાં આવ્યા શરૂઆતમાં શ્રી રામજીભાઈ વીરાણીને અનેક પ્રકારની યાતનાઓ તથા પરિગ્રહો સહન કરવા પડયા. જીવનના અનેક તડકા-છાંયાનો અનુભવ થયો. તેમ છતાં તેઓશ્રી ક્યારેય પણ નિરાશ ન થયા. પોતાના સાહસિક સ્વભાવ અને કામકાજનો ઘણોજ ઉત્સાહ, ખંત અને ચોકસાઇથી ધીમે ધીમે ધંધામાં કુશળતા પ્રાપ્ત કરતાં ગયા અને કાકાશ્રીની પેઢીનો વહીવટ દીપ્તો કર્યો. ઉદ્યમશીલતાથી જોતજોતામાં તેઓશ્રી આગળ વધ્યા.

સ્વ. ધર્માનુરાગી પૂજ્ય



પિતાશ્રી શામજી વેલજી વીરાણી

પરદેશમાં પોતે હવે સ્થિર થયા છે તેવી પોતાને ખાત્રી થતાં ઉત્તરોઉત્તર શ્રી દુર્લભજીભાઇ વીરાણી, શ્રી છગનલાલભાઇ વીરાણી, શ્રી મણીલાલભાઇ વીરાણી, અને શ્રી છોટાલાલભાઇ વીરાણી સૌ ભાઇઓને પરદેશ સુદાન બોલાવી લીધા અને ધંધાને ખૂબજ વીકસાવ્યો અને સુદાનમાં તેમજ અન્ય જગ્યાએ ઠેક ઠેકાણે પેઢીઓ શરૂ કરી આ રીતે શ્રી રામજીભાઇ વીરાણીના નામથી આવી નવ પેઢીઓ શરૂ કરી અને ધંધાને બૃહોળા પ્રમાણમાં વિકસાવ્યો અને સમય જતાં " શાહ-સોદાગર " તરીકે નામના મેળવી અને સર્વત્ર પોતાની સુવાસ ફેલાવી અને ચાહના મેળવી. ત્યાંના વતનીઓ સાથે ઓતપ્રોત થઇ એક બીજાને ખૂબજ પ્રેમભાવથી ચાહતા અને આ રીતે ધંધાને પોતાની બુદ્ધિપ્રતિભા વડે દીપાવ્યો.

સગા-સ્નેહીઓ અને સબંધીઓ બધાને અનુકુળતા મુજબ તેડાવતા ગયા અને આવેલા લગભગ બધાઓ યોગ્ય રીતે લાઇનસર થતા ગયા તે યશ તેમના ફાળે મોટામાં મોટો છે.

શ્રી શામજીભાઇ વીરાણીએ પરદેશથી પોતાના મોટા પુત્ર શ્રી રામજીભાઈ વીરાણીને લગ્નસારૂ વતનમાં બોલાવ્યા શ્રી રામજીભાઈ વીરાણીના લગ્ન ભાયાવદરના શ્રી મોતીચંદ ધરમશી મોદીના સુપુત્રી સમરતબેન (દુધીબેન) સાથે કર્યા શ્રી સમરતબેન સ્વભાવે શાંત અને સુશીલ છે. તેમજ ધર્મપ્રત્યે ખૂબ જ અનુરાગ ધરાવે છે આ રીતે શ્રી રામજીભાઇ વીરાણીનું દાંપત્ય જીવન પણ ખૂબ જ સુખી છે. તેઓશ્રીના પરિવારમાં એક સુપુત્ર શ્રી નગીનભાઇ વીરાણી અને સાત પુત્રીઓ છે. ૧. મોટા પુત્રી શ્રી નિર્મળાબેન કે જેઓશ્રીને નાની ઉંમરથી જ બીમારીના કારણે બાળ લકવા હોયને અત્યારે પણ એજ સ્થિતિમાં છે. તેમના નામથી મુ. શ્રી રામજીભાઈ વીરાણીએ શ્રી નિર્મળાબેન વીરાણી અશકત માતૃઆશ્રમ ઘણાં સમયથી કરેલ છે. ૨. શ્રી કાન્તાબેન. ૩. શ્રી મંજુલાબેન. ૪. શ્રી કુસુમબેન. ૫. શ્રી પુષ્પાબેન. ૬. શ્રી નીલમબેન. ૭. શ્રી ઇન્દુબેન. એ રીતે તેઓશ્રીનો પરિવાર છે.

શ્રી શામજીભાઈ વીરાણીએ વંશ પરંપરાથી ચાલી આવતી ધર્મ દષ્ટિ તરફ આત્માને વાળવા સાં. ૧૯૭૨ માં વ્યાપારથી આત્માને

નિવૃત બનાવ્યો, ધર્મકાર્યની સિદ્ધિ અર્થે તેઓશ્રીએ ગામડાનું જીવન છોડયું અને શહેરમાં વસવાનો નિશ્ચય કરી લીધો. પછી જ્યારે શ્રી દુર્લભજીભાઈ વીરાણી લગ્ન કરવા માટે દેશમાં ૧૯૭૪ માં આવ્યા ત્યારે તેઓશ્રીના લગ્ન બાદ સાં. ૧૯૭૫ માં રાજકોટમાં આવી, હાલ જ્યાં શ્રી દુર્લભજીભાઈ વીરાણી રહે છે તે જગ્યા ખરીદ કરી ધર્મકરણી માટે દઢ કરેલાં વિચારોનો અમલ કરવા ખીરસરા છોડયું અને રાજકોટ વસાવ્યું ટુંક સમયમાં અનેક ગુણોના પરિણામે રાજકોટના શ્રી સંઘમાં તેઓશ્રી આદરને પાત્ર બની ગયા.

મહાલક્ષ્મી શ્રી કડવીબાઈ વીરાણી પણ અમૃતરસમય જીવનવાળા, ખાનદાન, માયાળુ સ્વભાવના કાયમ સામાયિક આદિ વ્રતોના નિયમોનું પાલન કરનાર ધર્મનિષ્ઠ અને સેવાભાવી ગુણ ધરાવતા હતા.

વિશેષ ભાગ્યવાની તો એ છે કે પુત્રો પણ માતાપિતાના ભકત થયા કે જે પુણ્યાઇમાં સ્વ હસ્તે ખૂબ દાનાદિ ઉદાર ગુણો પ્રસિદ્ધિમાં આવ્યા કે જે મહાલક્ષ્મી શ્રી કડવીબાઇ વીરાણીની પુણ્યાઇનો લાભ અનેક જીવોને અનેક સંસ્થાઓ દ્વારા લીધો અને આડકતરો આજે પણ મળી રહ્યો છે.

શ્રી શામજીભાઈ વીરાણીની અત્યંત સાદી રહેણી કરણી અઢળક સંપત્તિને સ્પર્શી ન હતી પરંતુ ધર્મસંસ્કારને કરુણા આ મહાભાગ્યવાનને રોમેરોમ વ્યાપેલ હતા સાધુ સાધ્વીઓ પ્રત્યે તો તેમની અથાગ ભાવના અને શ્રદ્ધા હતી.

ધર્મકરણી કરતાં કરતાં શ્રી શામજીભાઇ વીરાણી રાજકોટ મુકામે ધર્મના વાતાવરણમાં જ જીંદગીના છેલ્લા શ્વાસોની કિંમતી ઘડીઓ કોઇપણ દુઃખ ભોગવ્યા વિના મરણાંત સુધી હર્ષપૂર્વક સજ્ઝાય સ્તવન રૂપ ધર્મ સાંભળ્યા કર્યો અને સૌની હાજરીમાં આ દેહ સાં. ૨૦૦૨ના મહા વદ ૧૨, તા. ૨૮–૨–૧૯૪૬ ના દિને શાંત ભાવે બપોરના ૧૨–૧૦ મીનીટે છોડી કાળ ધર્મને પામ્યા હોવા છતાં પણ ચહેરો તેવોને તેવો તેજસ્વી જરાપણ કુમળાણો નહીં. કોઈ કહી શકે નહિ કે તેઓશ્રીનું અવસાન થયું છે.

ધન્ય છે ! શ્રી શામજીભાઈ વીરાણીને કે જેના આવા સદ્‌ગુણના પ્રભાવમાં તદ્દન સુખરૂપ મરણે કાળ ધર્મ પામવાનો બનાવ બન્યો છે કે જે અક્ષરશઃ સત્ય બિના રૂપે છે.

માતુશ્રી કડવીબાઇએ પોતાનું સૌભાગ્ય પોતાના પતિ પૂ શ્રી શામજીભાઈ વીરાણી સાથે વસી, એવું ઉત્તમ પ્રાપ્ત કરી લીધું કે સુયોગ્ય દંપતિ અને આવા સમાન ગુણવાળા શ્રાવક-શ્રાવિકાના દર્શન કરવાને તેમજ તેમના સંપર્કમા આવવાના પણ અહોભાગ્ય હોવા જોઇએ.

માતુશ્રી કડવીબાઇ વીરાણી કુળને ઉજ્જવળ કરનાર ધર્મવૃત્તિવાળા વ્રત નિયમનું પાલન કરવાવાળા તેમ જ આઠમ પાખી આદિના પૌષધ-વ્રતને જીવનમાં અગ્રસ્થાન આપી સૌને ધર્મ પ્રત્યે અનુરાગ કરાવનાર અને ધર્મમાં સ્થાપી પ્રેરણા આપનાર એક સાચા સતી–શ્રાવિકા હતા.

માતુશ્રી કડવીબાઈ વીરાણીની માંદગીના પરિષહની પથારી અઢી વરસ ચાલેલ આવા ભાગ્યવાન જીવ ઉપર પક્ષઘાત રોગનો હુમલો થયો હતો. કર્મે તેઓને પરવશ કરી મૂકેલા ગમે તેવા મહર્ષિઓ અને મહાન્ સંતોને પણ કર્મના ફળ ભોગવવા જ પડે છે. કર્મનું શુદ્ધ સ્વરૂપ તો કેવળી ગમ્ય છે. કોણ કહી શકે કે આવી ઉત્તમ કોટિના આત્માને આ દેહના બંધને આ ભવમાં કર્મના દાણીગણ એટલે દેવું ચૂકાવી નાંખવામાં તેઓની સદ્‌ગતિનું કારણ ન હોય ! કેમ કે એક નિયમ એવો પણ છે કે, દુઃખના પરિણામે સુખ સર્જન થાય શ્રી કડવીબાઈ વીરાણીના ભાગ્યવાન સુપુત્રો પુરા સેવાભાવી છે. નર્સો આદિ રાખી પુરી સેવા કરી શકાય તેવા પૂરેપૂરા સંજોગો પણ હતા પરંતુ શ્રી કડવીબાઇ વીરાણીનું પૂર્વભવનું લેણદેણ શ્રી દુર્લભજીભાઇ વીરાણીના ધર્મપત્ની સેવાભાવી શ્રી મણીબેન સાથેનું હતું. એક ક્ષણ પણ શ્રી મણીબેન વીરાણી–માતુશ્રી કડવીબાઈ વીરાણી પાસેથી દુર જાય તો તેઓશ્રીને જરાપણ અનુકુળ થાય નહિ. સમસ્ત પુત્રો અને પુત્ર વધુઓ સેવાની રુચિ કરે પણ માતુશ્રીને તો શ્રી મણીબેન જ વિશેષ અનુકુળ થાય શ્રી મણીબેન વીરાણીને પણ સેવા કરવાનો અવસર પ્રાપ્ત થયો તેનો તેમને ખૂબ જ ઉમંગ હતો.

આ દર્દમાં શરીરની હેરવણી ફેરવણી કરવી કેટલી મુશ્કેલ તે તો "જેને વીતી હોય તે જાણે" અરે! શૌચ આદિ કરાવવાની મુશ્કેલીઓ વીગેરે કેટલી હોય તેનો અનુભવ જ્યારે થાય ત્યારે જ ખ્યાલ આવે એટલું જ નહિ પણ શરીરને સ્વચ્છ રાખવું, સ્પંજ કરવો અને પથારીમાં એક પણ ડાઘ ન રહે એ બાબતમાં શ્રી મણીબેન વીરાણીની સતત જાગૃતિ અને પ્રત્યેક કાર્ય સ્વ હસ્તે જ કરીને આત્મ સંતોષ અનુભવતા ધન્ય છે આવા અહો ભાગ્યશાળી માતુશ્રી કડવીબાઇ વીરાણીને કે જેને આવો સુયોગ પ્રાપ્ત થયો.

માતુશ્રી કડવીબાઇ વીરાણીનો ધર્માંરાધન કરતાં કરતાં રાજકોટમાં સાં–૨૦૧૦ ના ભાદરવા શુદ ૧૪ ને તા. ૧૧–૯–૫૪ ના દિને સંતોના શરણામાં દેહવિલય થયો.

મુરબ્બીશ્રી રામજીભાઇ વીરાણી રાજકોટ સ્થા. જૈન મોટા સંઘ જેવા વિશાળ અને માતબર સંઘના વર્ષો સુધી સંઘપતિ અને ટ્રસ્ટી તરીકે પોતાની વિનમ્ર સેવા આપે જાય છે અને હજુ પણ આપી રહ્યા છે. તે જ રીતે શ્રી દુર્લભજીભાઇ વીરાણી હાલ રાજકોટ સ્થા. જૈન મોટા સંઘ જેવા વિશાળ અને માતબર સંઘના ટ્રસ્ટી અને સંઘપતિ હોવા છતાં પણ ખૂબ જ નમ્ર અને મમતા બતાવી પોતાની નાદુરસ્ત તબીયત હોવા છતાં પણ સતત રસ લઇ પોતાનો અમુલ્ય સમય આપી શ્રી રામજીભાઈ વીરાણીના નેતૃત્વ નીચે સંઘના કાર્યને દીપાવી રહ્યા છે.

જૈન સમાજની નાની મોટી અનેક પ્રવૃત્તિઓ સાથે મુરબ્બીશ્રી રામજીભાઇ વીરાણી અને શ્રી દુર્લભજીભાઇ વીરાણી સંકળાએલા છે અને તેમાં મોટા ભાગે આગેવાની દીપાવી રહ્યાં છે.

શ્રી દુર્લભજીભાઈ વીરાણીના આદર્શ જીવન માટે શું જણાવવું! એ તો સારોએ સમાજ સુવિદિત છે જ કે મહાન પ્રતિભાશાળી, મિષ્ટભાષી, સહૃદયી, સરળતામાં અજોડ, કરુણામયી ભાવનાવાળા તથા સ્થા. જૈન સમાજના તેજસ્વી સિતારા સમાન છે. તેઓશ્રીના અનેક વ્યવસાયો દેશ અને પરદેશમાં ચાલતા હોવા છતાં સમગ્ર કાર્યનો મોટો

ભાગ તેઓશ્રી આત્મ સાધના અને ધર્મકરણીમાં ગુંથાએલા રહે છે, અને સાધુ સાધ્વીના દર્શન અને તેમની સેવામાં હમેશાં નિયમિત અચૂક પ્રવૃત હોય છે.

શ્રી દુર્લભજીભાઇ વીરાણીના પરિવારમાં પાંચ સુપુત્રો અને બે સુપુત્રીઓ છે. પાંચ ભાઇઓ અનુક્રમે ૧. શ્રી કેશવલાલભાઇ વીરાણી, ૨. શ્રી હસમુખભાઈ વીરાણી, ૩. શ્રી શાન્તિલાલભાઇ વીરાણી, ૪. શ્રી વિનોદકુમાર વીરાણી, ( પૂજ્ય વિનોદ મુનિશ્રી ) ૫. શ્રી રમેશભાઈ વીરાણી, અને બે બ્હેનોમાં ૧. શ્રી મંજુલાબેન અને ૨. શ્રી સુશીલાબેન.

બા. બ્ર. પૂ. શ્રી વિનોદ મુનિશ્રીનું જીવન ચરિત્ર આજ ગ્રંથમાં જુદુ આપેલ છે. આવા પુણ્યશાળી આત્માનો જેમને ત્યાં જન્મ હતો તેમની મહત્તા વિષે કાંઇપણ વિશેષ જણાવવું પણ જરૂરી નથી અને સારોએ સમાજ એ વિષે સુવિદિત છે જ.

શ્રી મણીબેન વીરાણી પણ ખૂબ જ શાંત સ્વભાવના તથા ધર્મમાં દઢતાવાળા તેમજ અનેક તપશ્ચર્યાના કરનાર અતિ નમ્ર અને મિલનસાર સ્વભાવ અને કરુણાહૃદયી–કર્તવ્ય નિષ્ટ સેવાભાવી છે.

સ્વ. શ્રી છગનલાલભાઇ વીરાણીની અનેક વિધ સેવા અને કાર્ય પરાયણતાની નોંધ લેવી ઘટે છે. અને તેઓશ્રીનું પણ જીવન વૃતાંત આ જ ગ્રંથમાં વિસ્તૃત રીતે મુદ્રિત કરેલ છે.

શ્રી મણીલાલભાઇ વીરાણીનો વ્યવસાય દેશ અને પરદેશમાં વિશાળ પ્રમાણથી ચાલે છે હાલ મુંબઇમાં તેઓશ્રીનું કામકાજ હોય ત્યાં જ રહે તેઓ પણ આપણા સ્થા. જૈન સમાજ માટે ખૂબજ મમતા ધરાવે છે સ્વભાવે ખૂબજ શાંત અને ખૂબજ ચોકકસાઇ પૂર્વક શાંત ભાવે નિર્ણય કરવાની શક્તિ ધરાવે છે. ઉતાવળીયું સાહસિક પગલું ભરે જ નહિ. આ તેઓશ્રીની આગવી બુદ્ધિ પ્રતિભા છે. શ્રી કાંદાવાડી સંઘ–મુંબઇમાં સારો રસ ધરાવીને સારો હોદ્દો ધરાવે છે તે જ રીતે

રાજકોટ જૈન મોટા સંઘ તેમજ સ્થા–સમાજની અન્ય સંસ્થાઓમાં પણ સેવા આપી રહ્યા છે અને સારો હોદ્દો પણ ધરાવે છે. જે અત્યારે પણ ચાલુ છે.

શ્રી મણીલાલભાઈ વીરાણી અને શ્રી નવલબેન વીરાણી વિજ્ઞાન કોલેજ હમણાં જ રાજકોટમાં તેમના દાનથી સ્થાપેલ છે.

શ્રી મણીલાલભાઇ વીરાણીના પરિવારમાં એક સુપુત્રી શ્રી વસંતબેન અને ત્રણ સુપુત્રો છે ત્રણે ભાઇઓ અનુક્રમે ૧. અનીલકુમારભાઇ વીરાણી ૨. શ્રી અરુણકુમારભાઇ વીરાણી ૩. શ્રી અતુલકુમારભાઈ વીરાણી બધાં ભાઇઓ ખૂબજ વિનયી અને નમ્રતાના ગુણ સાથે બુદ્ધિશાળી છે. શ્રી અનીલભાઇએ પરદેશનો વહીવટ ખૂબ જ દીપતો કરીને વીશાળ કરેલ છે. જે શ્રી વીરાણી કુટુંબ માટે આનંદ અને ગૌરવની બીના છે. શ્રી નવલબેન વીરાણી પણ ખૂબજ ધર્મભાવનાવાળા અને સદ્‌ગુણીયલ ધર્મ ભકિત ભાવનાવાળા છે.

શ્રી છોટાલાલભાઈ વીરાણી પ્રથમથી હમણાં સુધી મુરબ્બી શ્રી દુર્લભજીભાઇ વીરાણી સાથે જ હતા અને તેમના બધાજ વ્યવસાયમાં તેઓશ્રીની સાથેજ હતા ખૂબજ આજ્ઞાંકિત અતિ આદરભાવવાળા અને હસમુખા સ્વભાવવાળા લાગણી પ્રધાન દરેક પ્રત્યે આદર માનની ભાવનાવાળા શાંત અને અતિ નમ્રતાનો ગુણ ધરાવે છે. સ્થા. જૈન ધર્મ પ્રત્યે દૃઢ નિશ્ચયી અને ધર્મ ભાવનાવાળા છે. તેઓશ્રીના પરિવારમાં એક સુપુત્ર શ્રી લલીતકુમારભાઇ વીરાણી તથા ત્રણ સુપુત્રીઓ અનુક્રમે ૧. શ્રી સરલાબેન, ૨. શ્રી સરોજબેન અને ૩. શ્રી સુધાબેન શ્રી લલીતકુમારભાઈ વીરાણી સ્વભાવે શાંત અને બુદ્ધિશાળી છે.

શ્રી છોટાલાલભાઇ વીરાણીના ધર્મપત્ની શ્રી પ્રિયવંદાબેન વીરાણી ધર્મના અનુરાગી શાંત અને સુશીલ તેમજ ધર્મ પ્રત્યે ખૂબજ લાગણીવાળા છે.

શ્રી વીરાણી કુટુંબને સ્થા. જૈન ધર્મમાં ઊંડી શ્રદ્ધા છે. વારસામાં મળેલા ધર્મ સંસ્કારોના પ્રેરક બળે શ્રી વીરાણી કુટુંબ આત્મ સાધના કરી રહ્યું છે. કોઇ પણ સંપ્રદાયના ભેદભાવ વગર પૂ. સાધુ

મુનિરાજો તથા સતી સાધ્વીજીઓ પ્રત્યે અનન્ય ભક્તિભાવ ધરાવે છે, અને પોતાના સ્વધર્મી બંધુઓને કેવી રીતે ઉપયોગી થવાય એવી ભાવના સેવે છે.

શ્રી વીરાણી કુટુંબમાં જે જૈન ધર્મના સંસ્કારોનું સિંચન થએલ છે તે પૂ. શ્રી ગુરુદેવ જયચંદ્રજી સ્વામી તથા પૂ. શ્રી ગુરુદેવ તપસ્વીજી માણેકચંદ્રજી સ્વામી જ્યારે કાલાવડ ( શીતલાનું ) ગામે જવા માટે વિહારમાં વિચરી રહ્યા હતા ત્યારે તે વખતે રસ્તામાં ખીરસરામાં સ્થાનકવાસી જૈન ભાઈઓના સાત ઘર હતા. સૌને પૂ. મહારાજશ્રીઓ ખીરસરા રોકાયા તેથી ખૂબ જ હર્ષ થએલ અને પૂશ્રીના આગમનથી વીરાણી કુટુંબ ઉપર જે પ્રભાવ પડયો તે આજ દિવસ સુધી ખૂબ જ સારી રીતે જળવાયેલ છે અને આ પ્રથમ અસર પછી ગોંડલ સંપ્રદાયના સ્વ બા. બ્ર. પૂ. શ્રી સૌરાષ્ટ્ર કેસરી ગુરુદેવ પ્રાણુલાલજી મહારાજ સાહેબે ખૂબ જ વિશેષતા કરાવી છે અને ધર્મના રંગે હાડોહાડ રંગાવ્યા છે. એથી ગોંડલ સંપ્રદાય અને તેમના મુનિરાજો તથા મહાસતીજીઓનું વીરાણી કુટુંબ ખૂબ જ ઋણી છે.

ચારિત્ર્યનો ક્ષણિક સમય પણ સેંકડો જન્મોના કર્માવરણનો નાશ કરી શકે છે પછી સંયમ માર્ગે વિચરતા મહા મુનિરાજો અને સતી સાધ્વીજીઓ માટે તો શું બાકી હોય આવા નિર્ગ્રંથ સાધુ–સાધ્વીજીઓની સેવામાં શ્રી વીરાણી કુટુંબ તત્પર રહ્યું છે, અને મહા મુનિરાજો અને વિદુષી મહાસતીજીઓના અનેક ચાતુર્માસો રાજકોટમાં કરાવ્યા છે, અને જૈન ધર્મનો વિજય ધ્વજ અણુનમ લહેરાતો રાખ્યો છે. શ્રી વીરાણી કુટુંબ સ્થા. જૈન ધર્મનું ચુસ્ત અનુયાયી અને નિડર મુક સેવક છે.

શ્રી ગોંડલ સંપ્રદાયના સૌરાષ્ટ્ર કેસરી બા. બ્ર. પં. રત્નપૂ. સ્વ. ગુરુદેવ શ્રી પ્રાણુલાલજી મહરાજ સાહેબના સુશિષ્ય શાસ્ત્રજ્ઞ બા. બ્ર. પૂ. પં. રત્ન જનકરાયજી મહારાજ સાહેબ તથા બા. બ્ર. પૂ. જગદીશ મુનિજીનું સાં. ૨૦૨૪ નું આ ચાતુર્માસ રાજકોટમાં થયું હતું. તે વખતે પૂ. મહારાજશ્રીએ ચાતુર્માસ દરમ્યાન જે અથાગ મહેનત અને પરિશ્રમ ઉઠાવીને જે શાસ્ત્ર તૈયાર કરી રાખેલ તેનું સંશોધન કાર્ય ચાલતું હતું. શ્રી ભગવતી સૂત્રના સાર રૂપ શ્રી ભગવતી ઉપક્રમ તે દરમ્યાન તૈયાર કર્યું અને તે સૂત્ર ભાઈશ્રી દુર્લભજીભાઈ વીરાણીએ જોયું ત્યારે

તેઓશ્રીની પ્રસન્નતા ઘણી જ વધી ગઈ અને આ સૂત્રનું ગુજરાતી ભાષામાં મુદ્રણ થાય તો સૌ કોઈના લાભનું કારણ બની શકે. અને તે જ વખતે મુદ્રણ કરવાનો નિર્ણય જાહેર કર્યો. આવું મહાન્ સૂત્ર છપાવવાનું કાર્ય ત્વરીત ગતિશીલ બને તે માટે સુરબ્બીશ્રી રામજીભાઈ વીરાણીએ જણાવ્યું કે આ કાર્ય ઘણું જ ઉત્તમ છે અને ભવ્ય આત્માઓને તે શ્રેયનું કારણ બનશે. માટે શીઘ્રતાથી આ સૂત્ર પ્રકાશનનું કાર્યને વેગ આપવો જોઈએ. આ સુંદર અને ભવ્ય અનુમોદનાથી શ્રી દુર્લભજીભાઈ વીરાણી ખૂબ જ પ્રોત્સાહીત બન્યા એ જ રીતે ગં. સ્વ. શ્રી વ્રજકુંવરબેન વીરાણીએ પણ એવી જ ભાવના સાથે અનુમોદના કરી છે.

જિનગામ પ્રકાશનના કાર્યમાં સૌ કોઈએ આવો જ રસ ધરાવવો ઘટે છે. એ તો સુવિદિત છે કે શ્રી જિનગામ પ્રકાશન કાર્ય શ્રી તીર્થંકર નામ ગોત્રનું કારણ છે. શ્રી ભગવાનના પ્રરૂપેલા સિદ્ધાંતોનો પ્રચાર કરવા માટે તન, મન, અને ધનનો સદુપયોગ કરવા હંમેશાં તત્પર રહેવું જોઈએ, અને આજે આ શ્રી ભગવતી ઉપક્રમ નામના ગ્રંથમાં ભવ્ય આત્માઓએ તત્પર રહીને પ્રશંસનીય કાર્ય કર્યું છે. આવા શુભ કાર્યો આત્માના મહાન શ્રેયનું કારણ બને છે.

શ્રી ગોંડલ સંપ્રદાયના સાધુઓનો શાસ્ત્ર અનુવાદ અને લેખનનો પ્રથમ પ્રયાસ ખૂબ જ સફળ થયો છે, અને આ ભગવતી સૂત્ર એટલે આત્માનો સાર એ પરથી શ્રી ભગવતી ઉપક્રમ જિનાગમ સમુદ્રનું પાણીદાર તેજસ્વી મોતી આપણે મુદ્રણ થયેલું જોઈ શકીએ છીએ. ગોંડલ સંપ્રદાયના સાધુઓની સિદ્ધિઓમાં આ એક મહાન સિદ્ધિનો ઉમેરો થયો છે અને તે ચિરંતન ચિરસ્થાયી થઈ ગયેલ છે.

આ ગ્રંથ સાધુ મુનિરાજો, મહાસતીજીઓ, નવદીક્ષિતો તથા મુમુક્ષુઓ અને સુજ્ઞ અભ્યાસીઓને ખૂબ જ ઉપયોગી થશે તે તો નિશંક છે, પરંતુ આ ગ્રંથના પ્રકાશન પછી તે સૂત્રના ફળરૂપે એકાદ બે વ્યક્તિ પણ જો સંયમના માર્ગ તરફ પ્રયાણ કરશે તો પણ આ પ્રયત્ન સાર્થક થશે જ.

ધર્માનુરાગી.....



શ્રી દુર્લભજીભાઈ વીરાણી, મુ. શ્રી રામજીભાઈ વીરાણી, સ્વ. શ્રી છગનલાલભાઈ વીરાણી, શ્રી મણીલાલભાઈ વીરાણી, શ્રી છોટાલાલભાઈ વીરાણી.

અંતમાં શ્રી વીરાણી કુટુંબ આપણા જૈન સમાજનું ગૌરવ છે. તેઓની અનેકવિધ સેવાઓની નોંધ લેતાં હૈયું પુલકિત કેમ ન બને.! જે સાચું છે તેની ખુશામત ન કરીએ પરંતુ પ્રશંસાના પુષ્પોમાં તો કૃપણ કેમ ન બની શકીએ.

સમ્યક્દૃષ્ટિ આત્માઓ પોતાને મળેલી સંપત્તિનો ઉપયોગ આત્મકલ્યાણની આરાધનામાં કરે, તેમાં કશું જ આશ્ચર્ય નથી. કારણ કે પવિત્ર આત્માઓનો તે સ્વભાવસિદ્ધ ધર્મ જ છે. આવા પુણ્યશાળી આત્માઓની ખ્યાતી વિશ્વમાં ફેલાય, તેમાં પણ આશ્ચર્ય પામવા જેવું કશું જ નથી. પુણ્યવાન પુરુષોને ખ્યાતિ ફેલાવવા માટે પરિશ્રમ નથી કરવો પડતો પરંતુ આપો આપજ ફેલાય છે.

શ્રી વીરાણી કુટુંબની જે જૈન ધર્મ તેમજ પૂ. મહામુનિરાજો અને પૂ. મહાસતીજીઓ પ્રત્યે જે આદરભાવ છે અને સ્વધર્મી બંધુઓ પ્રત્યે જે લાગણી છે અને તેઓમાં જે ઉચ્ચ ગુણોનું જે અમૃત ભર્યું છે તે આપણા સૌના માટે અનુકરણીય બને.

હાલ પણ શ્રી વીરાણી કુટુંબનો વ્યવસાય દીપતો અને વિકાસના માર્ગે ચાલી રહ્યો છે અને પૂ. પિતાશ્રીના પગલે ચાલી શ્રી શામજીભાઇ વીરાણીએ પ્રગટાવેલી જ્ઞાન-દાન જ્યોત ચિરંત પ્રકાશતી રાખશે અને જરૂર યશ કીર્તિ મેળવશે. એ પ્રશંસનીય છે કે શ્રી વીરાણી કુટુંબનું શ્રી શામજીભાઈ વીરાણીના પગલે અને તેઓશ્રીની ભાવના પ્રમાણે તન, મન, અને ધન આપી આગળ વધી રહ્યું છે. શ્રી વીરાણી કુટુંબ દીર્ઘાયુષ્ય ભોગવે અને હજુ પણ સમાજ-સેવાના અનેકવિધ કાર્યો તેઓશ્રીના વરદ્ હસ્તે થતા રહે એવી શ્રી જિન શાસન દેવ પ્રત્યે નમ્ર પ્રાર્થના છે.

લિ. સંઘ સેવકો,

મગનલાલ તારાચંદ શાહ
કાન્તીલાલ ખીમચંદ મહેતા
માનદ્ મંત્રીઓ,
શ્રી સ્થા. જૈન મોટા સંઘ

કેશવલાલ અમૃતલાલ પારેખ
ઉપ-પ્રમુખ,
શ્રી સ્થા. જૈન મોટા સંઘ

સ્થળ : નવી પૌષધશાળા
પેલેસ રોડ, રાજકોટ.

### રાજકોટ નિવાસી ધર્માનુરાગી સ્વ.

# શ્રી છગનલાલભાઇ શામજીભાઈ વીરાણીનું

### સંક્ષિપ્ત જીવન વૃતાંત

**ચત્તારિ પરમંગાણિ, દુલ્લહાણીહ જન્તુણો ।**
**માણુસત્તં સુઇસદ્ધા, સંજમ્મિમય વીરિયં ॥**

**ભાવાર્થ :–**

સંસારમાં આ જીવને મનુષ્યત્વ, શ્રુત ધર્મનું શ્રવણ, શુદ્ધ અને સંયમમાં પુરુષાર્થ આ ચાર અંગોની પ્રાપ્તિ થવી બહુજ દુર્લભ છે.

આવા મનુષ્યત્વને પામનાર આપણા સમાજના ઉદાર દાનવીર અને સક્રિય આગેવાન શ્રી છગનલાલભાઇ વીરાણીનો જન્મ શેઠશ્રી શામજીભાઈ વેલજીભાઇ વીરાણીને ત્યાં ખીરસરા ભાયાવદર પાસેના ગામે થયો હતો માતુશ્રી કડવીબાઇ વીરાણીના અમી સીંચન અને ઘડતર સાથે.

શ્રી છગનલાલભાઇએ ખીરસરામાં શિક્ષણ લીધું હતું. શબ્દજ્ઞાનથી અનુભવજ્ઞાન શ્રેષ્ઠ છે. એ લોકોકિતને સફલ કરનાર શ્રી છગનભાઇ અલ્પ અક્ષરજ્ઞાનમાં જ પ્રબલ અનુભવ પૂર્ણ બની અનેકને માટે પણ આદર્શ રૂપ બની ગયા. અભ્યાસમા ખંત અને ઉત્સાહ એ પ્રગતિ મહાન્ નિમીત્ત છે અને તેના દર્શન તેઓશ્રીમાં બાલ્યકાળથી જ થતા હતા. એ આશ્ચર્યની વાત છે કે પુણ્યવંત આત્મઓને શકિત સ્હેજે વરી જાય છે. તેઓશ્રીના અભ્યાસ પછી તુરત જ મુ. શ્રી રામજીભાઈ વીરાણીએ તેઓશ્રીને પરદેશમાં સુદાનમાં તેડાવી લીધા.

રાજકોટમાં આવ્યા ત્યારબાદ રાજકોટમાં જ સ્થીરવાસ સાં. ૨૦૦૦ માં કરેલો.

સ્વ. શ્રી છગનલાલભાઈ બાહોશ વેપારી હતા અને તેઓએ આપ બળે અને પોતાની કાર્ય કુશળતા વડે વ્યાપારને વિકસાવી વેપારી આલમમાં સારી નામના મેળવી હતી. તેઓશ્રી ખૂબ જ બુદ્ધિશાળી, વહેવાર કુશળ, દીર્ઘ દૃષ્ટિવાળા, જ્ઞાની, ચારિત્ર્યસંપન્ન પ્રજ્ઞાશીલ, સમય અનુસાર વર્તનાર, આદર્શ અનુભવી, સ્વભાવે નમ્ર, મિલનસાર અને શાંત પ્રકૃતિના હતા અને તેથી તેઓશ્રીની સુવાસ સર્વત્ર ફેલાએલી હતી.

રાજકોટ સ્થા. જૈન મોટા સંઘ જેવા વિશાળ અને માતબર સંઘના તેઓશ્રી ટ્રસ્ટી હતા ઘણાં વર્ષો સુધી તેઓએ રાજકોટ મોટા સંઘનું સફળતા પૂર્વક સંચાલન કર્યું હતું. સમાજ હિતના કાર્યમાં ખૂબજ રસ ધરાવતા તેનું પ્રતિક અત્યારે આપણા સમક્ષ પડેલું છે, તે વિશાળ અને ભવ્ય પૌષધશાળાનું મકાન તેઓની જાતિ દેખરેખ નીચે જ તે વખને રૂા. સાડા ચાર લાખની કિંમતનું થએલ.

તેઓશ્રી આ ઉપરાંત શ્રી શામજી વેલજી વીરાણી હાઇસ્કુલ અને શ્રી કડવીબાઈ વીરાણી કન્યા વિદ્યાલય તેમજ પૂ. તપસ્વી શ્રી માણેક ચંદ્રજી સ્થા. જૈન વિદ્યાલય વઢિયા વગેરે અનેક સંસ્થાઓમાં ટ્રસ્ટી અને સંચાલક તરીકે અમુલ્ય સેવા આપી રહ્યા હતા.

તેમના અવસાનથી વ્યાપારી આલમને એક કુશળ વ્યાપારી અને સમાજને એક સક્રિય કાર્યકર અને ઉદાર દાનવીરની ન પુરી શકાય તેવી ખોટ પડી છે, અને અમારા વીરાણી કુટુંબને તો પાંચ પાડવોમાંથી એક પાંડવની ખોટ પડે તેવી જ અસર થઈ છે. અને તે મહાન્ ખોટ હમેશાં અમારી સ્મૃતિમાં રહ્યાં જ કરશે.

સંસાર એક સાગર છે એટલે દરેક પ્રાણીને જ્યાં સુધી મુક્તિ ન મળે, ત્યાં સુધી આ સંસારરૂપી સમુદ્રને વિષે એક યોનિમાંથી બીજી યોનિમાં એમ ભટકયા કરવાનું છે. જો માનવ આ ભવ સમુદ્ર તરીને પેલે પાર જાય, એટલે કે એને ફરીથી જન્મ પામવાનું મટી જાય તો, એ માનવ આ સંસારના અનેક પ્રકારના દુઃખથી વિમુક્ત થઈને મુક્તિનું નિરંતર સુખ પામે પરંતુ સમુદ્ર તરવાને નાવ જોઈએ

તો ધર્મ એ એક નાવ છે. એ નાવ મનુષ્યને સંસાર સમુદ્રથી તારે છે, માટે મનુષ્ય જો ધર્મ નૌકાનું આલંબન કરે તો સહેલાઇથી જન્મ મરણથી મુકત થઇ જાય.

આ જગતમાં જેને આપણે સ્નેહી માનીએ છીએ, તે સ્નેહીઓ તો અંતે આપણો ત્યાગ કરનારા છે; કારણ કે દેહ ત્યાગ કરતી વખતે આપણને તેઓ ઉપયોગી નથી અને આત્મા એકલો ચાલ્યો જાય છે. પરંતુ ધર્મ એ જ ખરો સ્નેહી જાણવો કે જે તેની સાથે જાય છે.

ધર્મ એ જ મુકિત આપનાર છે અને શ્રી છગનલાલભાઇના જીવનમાં તે તાણા વાણાની માફક વણાઇ ગયેલ હતો. તેઓશ્રીએ જ્ઞાનકાર્યમાં તેમ જ સામાજીક કાર્યોમાં લાખો રૂપીઆ ખર્ચ્યા છે.

આ અનંતા અનંત સંસારમાં જન્મ અને મરણ પ્રાણી માત્રને વળગેલા છે. આ સિદ્ધાંત તેઓશ્રી પુરેપુરા સમજ્યા છે અને કરુણામયી જીવન વ્યતીત કરતાં કરતાં સ્વકાજે, પરકાજે, સમાજકાજે, અને દેશ-કાજે પોતાના જીવનને અનુકરણીય કરેલ છે તે ભવી જીવો માટે પ્રેરણાનું ચિરંતન સ્થાન બની ગયેલ છે.

તેઓશ્રીને ખાત્રી થઇ ગયેલ કે પોતાની ઉન્નતી પાછળ શાસન દેવની કૃપા છે જે ધર્મનું પાલન કરે છે તેનું રક્ષણ ધર્મ કરે છે અને શાસનદેવની કૃપાથી જ શ્રી શામજી વેલજી વીરાણી નવી પૌષધશાળાનું કાર્ય પુરું થયું હતું.

તેઓશ્રીનો આત્મા ઉચ્ચ કોટીનો હતો. સંસારમાં ખૂબ સુંદર રીતે ઉચ્ચ આત્માને છાજે તેવું સાંસારિક જીવન વીતાવેલ પોતાનું જીવન ઉજ્જવળ કરી પોતાના આત્માનું કલ્યાણ સાધી ગયા પ્રમાણિકપણું તે એમનો મુદ્રાલેખ હતો.

જીવન ચરિત્રનો આશય તો મુખ્યત્વે પોતાના જીવનની નબ-ળાઇઓ ઉપર માનવી કઇ રીતે વિજય મેળવતો પોતાના જીવનનું ઘડતર ઘડે છે તે દર્શાવવાનો હોય છે, ઉચ્ચ માનવીય ગુણો દ્વારા સા

"સંસારની કોઈપણ વસ્તુ પર
તમારો હક્ક નથી"

ઉદાર દાનવીર અને સક્રિય આગેવાન કર્મવીર...



સ્વ. શ્રી છગનલાલ શામજી વીરાણી

જન્મ :
તા. ૧૯-૨-૧૯૦૦

સ્વર્ગવાસ :
તા. ૨૫-૫-૧૯૬૧

કોઈને ધર્મ પ્રત્યે અભિમુખ કરવા પાછળ તેઓ સતત મહેનત કરતા અને પોતાનું લક્ષ એવા કાર્યો તરફ રાખવા માટે હમેશાં કાળજીપૂર્વક ધ્યાન આપતાં, ગરીબો, અપંગો અને અનાથો પ્રત્યે પણ દયા ભાવ રાખી પ્રસન્નતાપૂર્વક સૌને અનુકુળતા કરી આપતા અને એવા કાર્યથી પોતે સંતોષ પામતાં.

જિનાગમ એ આપણા શ્રદ્ધેય પવિત્ર ધર્મ સૂત્રો છે અને શ્રુત ભક્તિમાં તેઓને ખૂબજ પ્રસન્નતા રહેતી અને એજ રીતે બા. બ્ર. પૂ. વિનોદમુનિની સંસાર અવસ્થા વખતે તેમની સાથે નિયમિત પૌષધ-શાળાએ જઈને અચુક સામાયિક વ્રત અંગીકાર કરતાં એવી જ રીતે પૂ. વિનોદમુનિનો પણ સંસાર અવસ્થાએ પૂ. કાકાશ્રી પ્રત્યે ખૂબ જ અનુરાગ અને ભક્તિભાવ હતો.

શ્રુતના આરાધનાથી જીવોના અજ્ઞાનનો નાશ થાય છે. અને સંસારના કલેશોથી નિવૃત્તિ મેળવે છે અને સંસાર કલેશોથી નિવૃત્તિ અને અજ્ઞાનનો નાશ થતા મોક્ષના ફળની પ્રાપ્તી થાય છે એવી એમની અડગ શ્રદ્ધા હતી.

સાદાઈ અને નિરાભીમાનીપણું તેમ જ કરુણાભાવ તેમનો જીવન મંત્ર હતો અને અંત સુધી તેઓ તે જાળવી શકયા હતા તેમના પરિચયમાં આવનાર સૌને તેમના પ્રત્યે ભક્તિભાવ થાય તેવું નિખાલસ જીવન અને પ્રસન્નતા ભાવ તે તેઓશ્રીનો મૂળ ગુણ હતો સ્થા. જૈન ધર્મના ચુસ્ત અનુયાયી હતા. સાધુ મુનિરાજો તથા સાધ્વીજીઓ પ્રત્યે તેમની અનન્ય ભક્તિ હતી.

અનંતકાળથી આપણા એક એક જીવે અનેક જીવો સાથે અનંતીવાર દરેક જાતના સંબંધો કર્યા તે માંહેનો આ પણ એક સંબંધ પુરો થયો આત્માને જ્ઞાન દૃષ્ટિથી સાંત્વન આપવું એ જ્ઞાની–વીવેકી આત્માઓનું કર્તવ્ય છે. શ્રી છગનલાલભાઈ વીરાણીનો પણ આ રીતે એક સંબંધ પુરો થયો અને અંત સમયે મુંબઈમાં તા. ૨૫–૫–૬૧ ના રોજ તેમના નિવાસસ્થાને ગોવીંદ મહાલમાં ૬૨ વર્ષની ઉંમરે સ્વર્ગવાસ થયો તે વખતે પણ અંતિમ ઘડીઓએ પૂ. સાધુ–મુનિરાજોનું શરણું

તેમને મળ્યું અને એવો સંજોગ તેઓ પામ્યા. ખરેખર તે તેમની ઉચ્ચ ગતિમાં જવાની નિશાની જ હોય શકે.

તેઓશ્રીના ગુણોમાંથી જેટલું બની શકે તેટલું પ્રાપ્ત કરવા. પ્રયત્ન કરીએ એ જ આપણું પવિત્ર કાર્ય છે.

તેમના પરિવાર અને સુપુત્રોએ શ્રી છગનલાલ શામજી વીરાણી તથા શ્રી વ્રજકુંવર છગનલાલ વીરાણી ટ્રસ્ટ કે જે શ્રી છગનલાલભાઇએ પ્રથમથી જ સ્વહસ્તે કર્યું હતું તેને વિશેષ ઓપ આપીને રાજકોટમાં ખાસ બહેરા, મુંગાશાળા સ્થાપી તેમ જ અનેક જગ્યાએ દાનનો પ્રવાહ અણનમ ચાલુ રાખ્યો છે.

શ્રી છગનલાલભાઇ વીરાણીની જિનાગમ અને જૈન સિદ્ધાંતના સૂત્રો પ્રત્યેની જે ભક્તિભાવ પૂર્વક ભાવના હતી તે આજે પણ ગં–સ્વરૂપ શ્રી વ્રજકુંવરબાઇ વીરાણીએ એ જ્યોત અણનમ ચાલુ રાખી છે અને જ્યારે આ પવિત્ર ગ્રંથ ભગવતી ઉપક્રમ છાપવાનું કાર્ય ગતિમાં હતું તે વખતે પૂ. મહારાજ સાહેબ પાસે પોતાના અવિરત વેગીલા ભાવથી પોતાનો ફાળો આપી અને તેમના પૂ. શ્રી છગનભાઇ પ્રત્યેની પોતાની ભક્તિ પૂર્વક રજુઆત કરી તેઓશ્રીના ચિરઃસ્મરણની સ્મૃતિ કાયમ રાખી છે. તે ખૂબ જ પ્રશંસનીય છે.

ભગવાનના સિદ્ધાંતોનો પ્રચાર કરવા માટે તન, મન અને ધન સમર્પણ કરવા જોઇએ અને એવી તકનો લાભ મળે તો કોણ જતો કરે? એવી તક મળવી જ દુર્લભ છે ત્યારે સામેથી આવી તક મળી તે પણ જીવનમાં મહાન લાભનું કારણ છે આવો સુયોગ મળ્યો અને તે પણ શ્રી ભગવતી સૂત્રના સારરૂપ શ્રી ભગવતી ઉપક્રમના પ્રકાશનના લાભના ભાગીદાર થવાનો સંયોગ થયો તે પણ એક દૈવ યોગ જ માનવો રહ્યો. અને આવા કાર્યના અનુમોદન કરનાર તેમના પરિવાર તથા ગં–સ્વરૂપ શ્રી વૃજકુંવરબાઈ વીરાણી ધન્યવાદને પાત્ર છે.

શ્રી છગનલાલભાઇ વીરાણીના પરિવારમાં ચાર સુપુત્રો ૧. શ્રી જયંતીલાલભાઇ ૨. શ્રી શશીકાન્તભાઈ ૩. શ્રી ભૂપતલાલભાઇ

૪. શ્રી ચંપકલાલભાઇ તથા ચાર સુપુત્રીઓ ૧. શ્રી શારદાબેન ૨. શ્રી જસવંતીબેન ૩. શ્રી વસુમતીબેન ૪. શ્રી અનસુયાબેન એ રીતે ચાર સુપુત્રો અને ચાર સુપુત્રીઓના સમગ્ર પરિવાર અને કુટુંબ શ્રી છગનભાઇ વીરાણીના સીંચેલા ધર્મ સંસ્કારને જીવનમાં ઉતારીને પોતાના જીવનને પૂ. શ્રીના જીવનને ઉજ્જવલ બનાવી રહ્યા છે.

ગં. સ્વરૂપ શ્રી વ્રજકુંવરબેન વીરાણી ખૂબજ ધર્મશીલ, ધર્મ પ્રત્યે ખૂબ જ શ્રદ્ધાવાળા, હંમેશાં ધર્મકરણીમાં પ્રવૃત રહેનારા કરૂણા ભાવવાળા મિલનસાર અને સ્વભાવે સરળ અને શાંત ભાવવાળા છે.

શ્રી છગનલાલભાઈ વીરાણીએ દેશ અને પરદેશમાં જે ધંધાકીય વ્યવસાય ખૂબ જ વિકસાવેલ તેનું સંચાલન આજે શ્રી જયંતીલાલભાઇ વીરાણી તથા અન્યભાઇઓ એક સંપથી આગળ વધારી રહ્યા છે અને શ્રી જયંતીલાલભાઈ વીરાણીનો મિલનસાર સ્વભાવથી તેઓશ્રી પણ પૂ. પિતાશ્રીના પગલે ચાલી ધંધાને નીતિમતાના ધોરણે ખૂબ જ વિકસાવશે અને સારો વિકાસ કરશે તેમજ પૂ. પિતાશ્રીની ધર્મભાવના અને ધર્મકાર્યોનું જે ધ્યેય અને આંકાક્ષાઓ હતી તેને મૂર્ત સ્વરૂપ આપશે. અને યશકીર્તિને વરશે.

અંતમાં શ્રી છગનલાલભાઇ વીરાણીના જીવનમાંથી એટલું ગ્રહણ કરીએ કે તેમના જીવનની ચિરંતન પ્રકાશતી ચિન્મય ધર્મ જ્ઞાનજ્યોતની પ્રેરણાઓ આપણા જીવનમાં ઉતરે એજ અભ્યર્થના.

દુર્લભજી શામજી વીરાણી



# શ્રી નરભેરામભાઈ હંસરાજભાઈ કમાણીનો
## જીવન – પરિચય

આ સંસારમાં માનવનો જન્મ સારરૂપ છે. પુણ્યશાળી આત્મા-ઓને જ મનુષ્ય ભવ પ્રાપ્ત થાય છે.

જીવન અને મૃત્યુ એ અનાદિકાળથી ચાલ્યા આવતા જીવનના બે છેડા છે. એક સુધરે તો બીજો છેડો આપોઆપ સુધરી જાય છે. અને છેડો સુધર્યો તેનું બધું સુધર્યું.

કેટલું કામ કર્યું તેના કરતાં કેવું કામ કર્યું તેમાં જ કિંમત છે, કેટલું જીવ્યા કરતાં કેવું જીવ્યા તેમાં જ માનવીની મહત્તા છે.

કદાચિત્ જીવ જ્ઞાન પણ પામે પરંતુ સાર્થક તો ત્યારે જ કહેવાય કે જ્ઞાનને વ્યવહારમા મૂકે અર્થાત્ ધર્મનું આચરણ કરે. સર્વને શાતા પમાડતા શીખવું એમાં જ ધર્મની સાફલ્યતા છે માટે એવો ઉત્તમ ધર્મ ધારણ કરવો.

લોકમાં જીવની ઉત્પત્તીના સ્થાનક ચોરાસી લાખ જ છે. તે ચોરાસીલાખયોનિમાંની એક એક યોનિમાં જીવ અનંતીવાર ઉત્પન્ન થયો છે.

એ રીતે મનુષ્ય ભવ મળવો અને ઉત્તમ કુળમાં જન્મ પામવો, એ સાથે ઉત્તમ ધર્મ મળવો અને પાચે ઇન્દ્રિયો પૂર્ણપણે મળવી આ બધું પૂર્વ જન્મના સંસ્કારનું કારણ છે.

શ્રી નરભેરામભાઈ હંસરાજભાઈ કમાણીનો જન્મ આવા ઉત્તમ કુળમાં પુણ્યવાન માતા–પિતાશ્રી શ્રી હંસરાજભાઈ લક્ષ્મીચંદભાઈ કમાણીને ત્યાં માતુશ્રી દુધીબાઇની રત્નકુક્ષીએ તા. ૨૫ નવેમ્બર ૧૮૯૩ અમરેલી–સૌરાષ્ટ્રની પુણ્ય ભૂમિમાં થયો હતો.

જેમના પર પૂ. તપસ્વી શ્રી જગજીવનજી
મહારાજ સાહેબની અમીદૃષ્ટિ હતી

## સેવાભાવી વીર



શ્રી નરભેરામ હંસરાજ કમાણી

પૂ. પિતાશ્રી હંસરાજભાઇ કમાણી બાળપણથી જ ધર્મના સંસ્કારે રંગાએલા હતા. અને શાસ્ત્ર અધ્યયનનો પણ ખૂબજ અનુભવ હતો અને શાસ્ત્રજ્ઞ હોવાના કારણે શ્રાવકોને શાસ્ત્ર શ્રવણ પણ કરાવતા.

પૂ. પિતાશ્રીના સમગ્ર ગુણ શ્રી નરભેરામભાઇ કમાણીમાં ઉતર્યા છે. શ્રી નરભેરામભાઈ કમાણીએ પ્રાથમિક કેળવણી અમરેલીમાં લીધેલ અને ત્યાર બાદ કુટુંબમાં વ્યવસાયમાં જોડાયા હતા.

પોતાની નાદુરસ્ત તબીયતના કારણે જમશેદપુર હવાફેર માટે આવ્યા પરંતુ આ સ્થળે આવતા સુંદર હવાપાણીથી સ્વાસ્થ્ય સુધર્યું એટલું જ નહિ પરંતુ આ નવું સ્થળ જમશેદપુર તેઓશ્રીની ૨૩ વર્ષની ઉગતી વયે ભાગ્યોદયનું પરમ સ્થળ બની ગયું.

શ્રી નરભેરામભાઇ કમાણીએ જમશેદપુરમાં "બોમ્બે સ્ટોર્સ" ના નામથી કામકાજ શરૂ કર્યું, શ્રી નરભેરામભાઇ કમાણી બાહોશ વેપારી આપ બળે આગળ વધનાર અને પોતાની કાર્યકુશળતા, ઉદ્યમશીલ અને તીવ્રબુદ્ધિ પ્રતિભા તેમજ મિલનસાર સ્વભાવના કારણે સૌ કોઇની ચાહના મેળવી વ્યાપારને ખૂબજ વિકસાવી વિશાળ બનાવી વેપારી આલમમાં ખૂબ જ સારી નામના મેળવી છે.

દિન. પ્રતિદિન ધંધામાં વધારો અને સફળતા મળતા તેઓશ્રીએ પોતાની સાથે કામ કરતાં ભાઇઓને લાભ આપવા "નરભેરામ કું. લી." કરી. આજે બધી જગ્યાએ આ નામથી જ બધું કામકાજ સરસ રીતે ચાલે છે. અને પોતે સમગ્ર કામમાં દોરવણી અને માર્ગદર્શન આપી રહ્યાં છે.

શ્રી નરભેરામભાઇ કમાણીનું દિલ માત્ર પૈસા કમાવા જેટલું સંકુચિત નથી. પરંતુ એથી વિશેષ એના દિલમાં અને સાત્વીક ભાવનાઓ અને વૃત્તિઓ પણ ઉછળે છે પોતાની માતૃભૂમિ તરફની ફરજ પણ ભૂલ્યા નથી સૌરાષ્ટ્રના ભાઇઓ અને સગા સબંધીઓને પોતાના કામકાજમાં સમાવીને આગળ વધારેલ છે. સ્વાલંબી અને પરમાર્થી દષ્ટિ રાખી બિહારના પાટનગર જમશેદપુરમાં "મશહુર" વેપારી અને દાનવીર તરીકે પ્રતિષ્ઠા અને પ્રતિભા સંપાદન કરેલ છે.

તેઓશ્રીની અનેક સખાવતો છે કે જુદુ જુદુ વર્ણન કરવું યોગ્ય નથી. આજે પણ જમશેદપુરમાં સૌ કોઇ શ્રી નરભેરામભાઇ કમાણીને મુરબ્બી તરીકે માને છે. અને તેઓશ્રીનું ખૂબ જ સન્માન કરે છે. જેની પ્રતિની જોઇ શકાય છે.

જ્યારે શ્રી નરભેરામભાઇ કમાણી જમશેદપુરમાં આવ્યા અને ધંધાની જે વખતે શરૂઆત કરી ત્યારે આપણા ગુજરાતી ભાઇઓની સંખ્યા બહુજ અલ્પ હતી. પરંતુ ત્યાર બાદ તેઓશ્રીએ ઘણા કુટુંબોને તેડાવી ધંધે ચરાવેલ છે. અને સારી સ્થિતિમાં મુકેલ છે.

શ્રી નરભેરામભાઇ કમાણી સ્વભાવે સરળ, સેવાભાવી, કૃતનિશ્ચયી સાથે દૃઢ નિશ્ચયી પણ છે. ગુજરાતનું ગૌરવ અને પ્રતિભા હમેશાં એને હૈયે વસેલાં છે બિહારમાં ગુજરાતથી આટલે દૂર આવતા છતાં ગુજ-રાતીઓ તરીકેનો માન મરતબો અને પ્રતિભાની સચોટ છાપ પાડી છે.

સામાજીક કાર્યોમાં પણ તેઓશ્રી ઉંડો રસ લે છે અને હરકોઇ સામાજીક કાર્યમાં શ્રી નરભેરામભાઇ કમાણીનું નામ મોખરે જ હોય છે.

શ્રી નરભેરામભાઇના પૂજ્ય પિતાશ્રી અને માતુશ્રી એક સદ્-ગુણીયલ શ્રાવક–શ્રાવીકા તરીકે ગોંડલ સંપ્રદાયના સાધુ મુનિરાજો તથા સાધ્વીઓ પ્રત્યે રાગ અને અનન્ય ભકિત ભાવ ધરાવતા હતા. આ ગુણ શ્રી નરભેરામભાઇ કમાણીમાં પુરેપુરો ઉતર્યો હતો અને તે આપણે જોઇ શકીએ છીએ કે શ્રી નરભેરામભાઇ કમાણીએ સને ૧૯૪૮ માં ગોંડલ સંપ્રદાયના પૂ. શ્રી જયચન્દ્રજી મહારાજ સાહેબ તથા પૂ. તપસ્વીજી શ્રી માણેકચંદજી મહારાજ સાહેબના શિષ્ય પંડિતરત્ન બા. બ્ર. શ્રી પ્રાણલાલજી મહારાજ સાહેબના શિષ્ય તપસ્વીજી શ્રી જગજીવનજી મહારાજ સાહેબ તથા બા. બ્ર. મુનિશ્રી જયંતિલાલજી મહારાજ સાહેબને સૌરાષ્ટ્રમાંથી વિહાર કરાવી ગામો ગામ ધર્મ લાભ આપતાઆપતા ઠેઠ બિહારમાં લઇ ગયેલ. શ્રી નરભેરામભાઇના આગ્રહથી આ સંતોએ ઘણો જ વિકટ પંથનો કઠિન વિહાર કરેલ. વિહારમાં અનેક પરિષહો સહન કરીને પણ પૂ. સંતોએ બિહારમાં રહીને સ્થા. જૈન સમાજ તથા જૈનેતર સમાજને ખૂબ જ ધર્મના માર્ગે ચડાવ્યા છે.

બિહાર કે જ્યાં શ્રી તીર્થંકરો મોક્ષપદને પામ્યા છે એવી ભૂમિમાં જૈન ધર્મનું લક્ષ અને દર્શન તદ્દન વિસરાઈ ગયેલ હતું. ત્યાં આ ગોંડલ સંપ્રદાયના સ્થા. જૈન સંતોએ જૈન ધર્મની જ્યોત પ્રગટાવી છે પૂ. સંતોએ ધર્મમાં ઉત્કૃષ્ટ રસ લેવરાવી શ્રાવકોને એકબીજાને પરિચિત કરાવી જૈન ધર્મના કાર્યને દીપતું કરાવ્યું છે. જેના પ્રત્યક્ષ પુરાવા રૂપે આજે બિહારમાં ૧૯ સ્થા. જૈન ઉપાશ્રયો મોજુદ છે. આ બધો યશ શ્રી નરભેરામભાઇ કમાણીના ફાળે જાય છે અને એ બધું તેઓશ્રીની પ્રતિભાને જ આભારી છે.

આ ઉદ્‌ગારો હું તમારી પાસે મારા અંતરના ભાવ અને પ્રસન્નતાથી વર્ણવું છું. આથી પણ વિશેષ હું તમારી પાસે એક અદ્‌ભૂત સત્ય હકીકત રજુ કરું છું અને તે એ છે કે પૂ. તપસ્વી શ્રી જગજીવનજી મહારાજ સાહેબના રાજગીરીમાં સંથારા વખતે હું જ્યારે પૂ.શ્રીના દર્શન અને સેવા માટે રાજગીરી ગયેલ તે વખતે ૪૫ દિવસ સુધી ત્યાં રોકાયેલ અને મારી નજરો નજર પ્રત્યક્ષ જે બધું જોયું છે તે આપ સૌ સમક્ષ ઘણાં જ હર્ષથી પ્રસન્ન ચિત્તે રજુ કરું છું."

"પૂ. શ્રી તપસ્વીજી શ્રી જગજીવનજી મહારાજ સાહેબના ૪૫ દિવસના સંથારાના સમયે હું અને મુ. શ્રી નરભેરામભાઇ કમાણી ત્યાં રોકાયેલ તે વખતે પૂર્વ ભારત સ્થા. જૈન સંઘે પૂ. તપસ્વીજી મહારાજની જે સેવા કરેલ છે. અને દર્શનાર્થી સમાજની જે સગવડ અને આગતા સ્વાગતા કરેલ છે તે વર્ણવતા મારા આત્માની પ્રસન્નતા ખૂબ જ વધી જાય છે. એવી સગવડતા અને સેવા કોઇ ફરી વખત કરી શકશે કે કેમ તે જ કહી શકાય તેવું નથી."

"શ્રી નરભેરામભાઇ કમાણીનો પૂ તપસ્વીજી જગજીવનજી મહારાજ સાહેબ પ્રત્યેનો ભક્તિભાવ અને પૂ.શ્રીનો શ્રી નરભેરામભાઇ કમાણી પ્રત્યેનો અનુરાગ એ તો કોઇ અનેરો જ હતો.

"હું અને મુ.શ્રી નરભેરામભાઇ હંમેશાં બે વખત પૂ. શ્રીના દર્શન અને સેવા માટે જતા મેં નજરે જોયું કે મુ. નરભેરામભાઇ કમાણી

જેવા કુટિરમાં પગ મૂકે કે પૂ. શ્રીની પ્રસન્નતામાં અનેકગણો વધારો થઇ જતો—અને શ્રી નરભેરામભાઇનો પૂ. શ્રી પ્રત્યેનો ભક્તિભાવ તો કોઇ અદ્‌ભુત જ હતો."

"પુણ્ય યોગે પૂર્વભવનું કોઇ કારણ કહો કે પછી ઋણાનું બંધના કોઈ કારણો હોય, જે હોય તે પણ પરસ્પરના જે ભાવ નજરે નિહાળ્યા છે તેની જે મારા મન ઉપર છાપ પડેલ છે તે કાયમ અંકિત થઇ ગયેલ છે, અહોભાગ્ય શ્રી નરભેરામભાઈ કમાણીના કે બિહારમાં પૂ. શ્રીને લાવ્યા ત્યારથી પૂ.શ્રી ના સંથારા સુધી એકધારી તેઓશ્રીની સેવા કરવાનો તેમને જે અવસર મળ્યો છે તે ભાગ્યે જ મળે." "અને તેઓશ્રીએ સહર્ષ સહિત છેવટ સુધી પુરો કરેલ છે.

"રાજગિરીની ભૂમિ જ એવી પાવનકારી કે એ ૪૫ દિવસમાં મને પણ હંમેશાં ઉમંગ અને ઉલ્લાસ જ રહ્યો છે અને ક્યારેય પણ કંટાળો આવ્યો નથી." એ જ રીતે આવેલા સૌ—ભાઇઓએ તન્દુરસ્ત રહીને સૌએ લાભ એ જ રીતનો લીધેલ છે.

"આપણા સૌરાષ્ટ્રમાં આ હકીકતથી સૌ કોઈ પરિચીત ન હોય તે સ્વાભાવીક છે અને તેથી જ જણાવું છું સુ.શ્રી નરભેરામભાઇની પૂ. શ્રી પ્રત્યેની આ અનન્ય ભક્તિભાવ અને સેવાની નોંધ લેવી ઘટે છે."

"પૂ. તપસ્વીશ્રી સ્વ. જગજીવનજી મહારાજ સાહેબે બિહારની ભૂમિમાં જે જૈન ધર્મનો વિજય ધ્વજ લહેરાવી સૌને જૈન ધર્મમાં રુચિ ઉપજાવી સ્થા. જૈન ધર્મ પ્રત્યે—અભિમુખ કરી જે ભવી આત્માઓ પર અનંત ઉપકાર કરેલ છે એવા આપણા મહાન ઉપકારી પૂ. તપસ્વીજી સ્વ.શ્રી જગજીવનજી મહારાજ સાહેબના મહાન આત્માને મારી કોટી કોટી વંદના—આજે પણ પૂ. શ્રીના આશીર્વાદથી બા. બ્ર. પૂ. શ્રી જયંતીલાલજી મહારાજ સાહેબ તે ભૂમિ પર વિચરી રહ્યા છે અને સ્થા. જૈન ધર્મની તેમજ ગોંડલ સંપ્રદાયની શાન વધારી રહ્યા છે અને જૈન ધર્મનો ઉદ્યોત કરી રહ્યા છે અને અનેક શ્રાવક શ્રાવિકાઓ તથા જૈનેતર સમાજને સ્થા—જૈન ધર્મમાં અડગ શ્રદ્ધાળુ તેમજ અથાગ પ્રિતિવાળા

કરી ઉપદેશ આપી રહ્યા છે. હજુ પણ મુ. શ્રી નરભેરામભાઈ કમાણી આ-બા-બ્ર. વિદ્વાન્ સંત પાસેથી ઘણી મોટી આશા સેવી રહ્યા છે અને તેઓશ્રીની સેવામાં હમેશાં તત્પરતા બતાવી રહ્યા છે ”

મુ.શ્રી નરભેરામભાઈ કમાણીના પરિવારમાં બે સુપુત્રો અને ત્રણ સુપુત્રીઓ છે. બન્ને પુત્રોમાં ૧. શ્રી ધરમચંદભાઈ અને ૨. શ્રી પ્રફુલચંદ્રભાઈ જેઓશ્રી પણ શ્રી નરભેરામભાઈએ વિકસાવેલ ધંધાને ખૂબ જ દિપ્તો કર્યો છે. તેઓશ્રી પણ પૂ. પિતાશ્રીના પગલે ચાલી યશ કીર્તિને વરશે.

મુ. શ્રી નરભેરામભાઈ કમાણીની સૌરાષ્ટ્ર અને બિહારમાં અનેક જગ્યાઓએ અનેક સખાવતો છે જે સુવિદિત્ છે તેઓશ્રીની દાન-સેવા ભાવનાને ધન્યવાદ ઘટે છે તેઓશ્રીની આવી શુભ ભાવનામાં પ્રતિદિન અભિવૃદ્ધિ થાઓ એવી મંગળ કામના અને અભિલાષા છે. તેઓશ્રીએ પણ તેમના નામનું ટ્રસ્ટ કરેલ છે.

શ્રી વીતરાગ દેવની આજ્ઞાની આરાધનામાં નિમિત્તભૂત બની શકે તેવા સહાયક ગ્રંથો અને જૈનધર્મના પ્રચારમાં સહાયક થઈ ઉદાહરણરૂપ બનવાની તેઆશ્રીની પ્રવૃત્તિઓ અભિનંદનને પાત્ર છે, તેઓશ્રી જો કે પોતાની પ્રવૃત્તિઓની પ્રશંસા સાંભળવા ઈચ્છતા નથી પરંતુ અમારી કૃતજ્ઞતા આટલું તો અમાસ મુખેથી ફરજીયાત ઉચ્ચારાવે છે કે તેઓશ્રીએ આ ભગવતીઉપક્રમમાં રસ ધરાવી પોતાના તરફથી જે સહકાર આપી પોતાના પૂ. પિતાશ્રી શ્રી હંસરાજભાઈ કમાણી કે જેમની જિનાગમ સૂત્રો પ્રત્યે ખૂબ જ રુચિ હતી તેને સમૃતિમાં રાખીને તે જ્ઞાન જ્યોતને પ્રકાશીત રાખી છે તેમ જ ગોંડલ સંપ્રદાયના સાધુ મુનિરાજો પ્રત્યે જે તેઓની અંતઃકરણની ભાવના હતી તેને આજે જ્વલંત બનાવી છે.

અંતમાં આવા સેવાભાવી શ્રી નરભેરામભાઈ કમાણીને સેવાના અનેક કાર્યો કરવાની પરમાત્મા તક આપે અને સુખ, સંપત્તિ, સ્વાસ્થ્ય, સાનુકુળતા સાથે દીર્ઘાયુ અર્પે અને સ્થા. જૈન સમાજ તથા જૈનેતર સમાજના કાર્યો તેમના વરદહસ્તે થાય એવી અભ્યર્થના.

આત્મબંધુ,

**દુર્લભજી શામજી વીરાણી**

# નિવેદન

"असंखय जीविय मा पमायए"

સ્વર્ગસ્થ બા. બ્ર. વિનોદમુનિજી આગમોક્ત જિનવાણીના પરમ ભકત હતા. જિનાગમવચનો પર એમની અગાધ શ્રદ્ધા હતી એને 'असंखयं जीवियं मा पमायए' (જીવન તૂટયું સંધાતું નથી માટે ક્ષણ માત્રનો પણ પ્રમાદ ન કરવો જોઈએ) આ તેમનું ધ્યેય હતું.

વીતરાગની વાણીનો વિશેષ પ્રચાર કેમ થાય એની એમના હૃદયમાં ઘણી જ ધગશ હતી. વીતરાગનાં વચનોનું શ્રદ્ધ કરીને એમણે ભગવતી દીક્ષા અંગીકાર કરી. એમની દીક્ષા સંસ્કાર વિધિમાં અમે નિમિત્ત ન થઈ શકયા, એ અમારી કમનસીબી છે વીતરાગ વાણીના પ્રચારની એમની જે ઉત્કૃષ્ટ ઇચ્છા હતી તે સદ્દભાવનાની પૂર્તિરૂપે વીતરાગવાણીમાંથી જે ઉત્તમ જ્ઞાન કે જે નિત્ય શ્રાવકજીવનમાં ઉપયોગી થઇ શકે તેવા સાહિત્યનું પ્રકાશન કરીને અમુક અંશે એ દુઃખને હળવું કરવા અમારા ચિત્તને શાન્ત્વન આપવાનો સ્વલ્પ પ્રયત્ન કરી આ ગ્રંથ સ્વર્ગસ્થ બા. બ્ર. શ્રી વિનોદમુનિજીને શ્રદ્ધાંજલિરૂપે અર્પણ કરીએ છીએ.

સ્વર્ગસ્થ મુનિશ્રી નિર્વાણ પામ્યા પછી તેમના સ્વર્ગારોહણનું જે નિમિત્ત સરજાયું, તેનું વર્ણન તથા તેમના આદર્શ જીવનના વૃતાંત સંક્ષિપ્તમાં આ ગ્રંથમાં આપેલ છે તેમ જ તેમના અનુપમ જીવનને આવરી લેતો આ ગ્રંથ ગુજરાતી તથા હિન્દી ભાષામાં જુદા જુદા ગ્રંથ રૂપે પ્રકાશન થએલ. "શ્રી ભગવતી ઉપક્રમ" નામનો ગ્રંથ અમો શ્રી જૈન ધર્મપ્રેમી મુમુક્ષુઓ સમક્ષ મુકીએ છીએ જેમાં શ્રમણ ભગવાન શ્રી મહાવીર સ્વામીને શ્રી ગૌતમ સ્વામીએ પૂછેલ પ્રશ્નોત્તરીના ખુલાસા સરળ રીતે છાપેલ છે.

આવા ગ્રંથો સસ્તી કિંમતે મળી શકે તો તેનો લાભ સૌ કોઈ વધારે પ્રમાણમાં લીએ અને જૈન જ્ઞાનનો પ્રચાર વધે એ કારણને અંગે અને અમારા સ્વ. પૂ. પિતાશ્રીની જે ખરા અંતઃકરણની ધગશ અને આકાંક્ષા હતી તેમજ તેઓશ્રીની સૂચના હતી તે પ્રમાણે આજે આ ગ્રંથ "શ્રી ભગવતી ઉપક્રમ" તેમજ શ્રી જૈન તત્ત્વ પ્રકાશ, શ્રી જૈન જ્ઞાનસાગર, શ્રી સમ્યગ્દર્શન અને આધ્યાત્મજ્ઞાન, મહામંત્ર આરાધના શ્રુતજ્ઞાન પ્રશ્નોત્તરી અને તત્ત્વ સંગ્રહ, શ્રી બૃહદ જૈન થોક સંગ્રહ શ્રી ધર્મધ્યાન અને સજઝાયમાળા, શ્રી દંડકાવ બોધ ગ્રંથ, શ્રી આચારાંગ સૂત્ર, શ્રી સૂત્રકૃતાંગ સૂત્ર પ્રથમ સ્કંધ તથા દ્વિતિય સ્કંધ, શ્રી આધ્યાત્મિક પ્રવચનો (શ્રી કેશવલાલજી મ. સાહેબના) આધ્યાત્મ પ્રવચન (પૂ. શ્રી અમરચંદજી મહારાજ સાહેબના) અતિમુક્ત બા. બ્ર. શ્રી વિનોદમુનિનું જીવન ચરિત્ર (ગુજરાતી) તથા (હિન્દી) સૌરાષ્ટ્ર કેસરી પંડિત રત્ન સ્વ-પૂ. બા. બ્ર. શ્રી પ્રાણલાલજી મહારાજ સાહેબનું જીવન ચરિત્ર, પ્રેરણાના પૂષ્પો પૂ. તપસ્વી શ્રી લાલચંદજી મહારાજ સાહેબનું, શ્રી સિદ્ધિના સોપાન, ભાવના શતક તથા કર્મ અને આત્માનો સંયોગ, શ્રી પ્રતિક્રમણ સૂત્ર, શ્રી સામાયિક સૂત્ર, જેવાં ધાર્મિક ગ્રંથો અને ધાર્મિક ઉપકરણો પડતર કિંમત કરતાં અર્ધી કિંમતે આપીને તેઓશ્રીની ઈચ્છા અને ભાવનાને માન આપ્યાનો અમોને આનંદ થાય છે. તે સાથે આ ગ્રંથ શ્રી ભગવતી ઉપક્રમ જૈન ધર્મપ્રેમી સમાજ સમક્ષ સાદર રજુ કરવાનો અમને પ્રાપ્ત થયેલા શુભ અવસર બદલે અમારી જાતને કૃતકૃત્ય માનીએ છીએ.

લિ. આત્મબંધુ,

દુર્લભજી શામજી વીરાણી

મહાનુભાવો

નીચેના ધર્મકરણી કરવામાં ઉપયોગી ધાર્મિક પુસ્તકો અને ઉપકરણો પડતર કિંમત કરતાં અર્ધી કિંમતે આપવામાં આવે છે તો જેઓને જરૂરત હોય તેમણે નીચે બતાવેલ સ્થળેથી મેળવી લેવા અગર મંગાવી લેવા (પોસ્ટેજ ખર્ચ અલગ થશે.)

| | વિગત | પડતર કિંમત | અર્ધી કિંમત |
|---|---|---|---|
| ૧ | ભગવતી ઉપક્રમ | ૫–૦૦ | — |
| ૨ | શ્રી જૈન તત્ત્વપ્રકાશ | ત્રીજી આવૃતિ છપાય છે. | |
| ૩ | શ્રી જૈન જ્ઞાન સાગર | ૬–૦૦ | ૩–૦૦ |
| ૪ | સમ્યગ્દર્શન અને આધ્યાત્મજ્ઞાન | ૪–૦૦ | ૨–૦૦ |
| ૫ | મહામંત્ર આરાધના, શ્રુતજ્ઞાન પ્રશ્નોતરી અને તત્ત્વ સંગ્રહ | ૪–૦૦ | ૨–૦૦ |
| ૬ | શ્રી બૃહદ્ જૈન થોક સંગ્રહ | ૩–૦૦ | ૧–૫૦ |
| ૭ | શ્રી ધર્મધ્યાન અને સજ્ઝાયમાળા | ૩–૫૦ | ૧–૭૫ |
| ૮ | શ્રી દંડકાવ બોધ ગ્રંથ | ૩-૦૦ | ૧–૫૦ |
| ૯ | શ્રી આચારાંગ સૂત્ર | ૩–૭૫ | ૧–૮૭ |
| ૧૦ | શ્રી સૂત્રકૃતાંગ સૂત્ર પ્રથમ સ્કંધ | ૪-૨૦ | ૨–૧૦ |
| ૧૧ | શ્રી સૂત્રકૃતાગ સૂત્ર દ્વિતિય સ્કંધ | ૪–૦૦ | ૨–૦૦ |
| ૧૨ | આધ્યાતિમક પ્રવચનો (બા. બ્ર. આધ્યત્મયોગી પંડિત રત્ન શ્રી સ્વ. કેશવલાલજી મહારાજના પ્રવચનો) [ શ્રી ઉત્તરાયન મહારાજનો અધિકાર ભાગ પહેલો તથા બીજો ] | ૬–૦૦ | ૩–૦૦ |
| ૧૩ | આધ્યાત્મ પ્રવચન (પૂ. શ્રી અમરચંદજી મહારાજ સાહેબના સને ૧૯૬૧ મા કલકત્તા ચાતુર્માશ દરમયાન ફરમાવેલા વ્યાખ્યાનનો સંગ્રહ) | ૬–૦૦ | ૩–૦૦ |

| | | | |
|---|---|---|---|
| ૧૪ | અતિમુક્ત બા. બ્ર. શ્રી વિનોદમુનિનુ જીવનચરિત્ર (બીજી આવૃત્તિ) ગુજરાતી | ૨–૫૦ | ૧–૨૫ |
| ૧૫ | અતિમુક્ત બા. બ્ર. શ્રી વિનોદમુનિનું જીવન ચરિત્ર હિન્દી | ૨–૫૦ | ૧–૨૫ |
| ૧૬ | સૌરાષ્ટ્ર કેસરી પંડિત રત્ન સ્વ. પૂ. બા. બ્ર. શ્રી પ્રાણલાલજી મહારાજનું જીવન ચરિત્ર | — | ૩–૦૦ |
| ૧૭ | પ્રેરણાના પુષ્પો (પુ. તપસ્વિ શ્રી લાલચંદ્રજી મહારાજ સાહેબના ધર્મ પ્રેરણાત્મક પરિવારનો જીવન પરિચય) | ૧–૦૦ | ૦–૫૦ |
| ૧૮ | શ્રી સિદ્ધીના સોપાન | ૧–૫૦ | ૦–૭૫ |
| ૧૯ | ભાવના શતક તથા કર્મ અને આત્માનો સંયોગ, | ૦–૫૦ | ૦–૨૫ |
| ૨૦ | શ્રી પ્રતિક્રમણ સૂત્ર | ૦–૫૦ | ૦–૨૫ |
| ૨૧ | શ્રી સામાયિક સૂત્ર | ૦–૧૦ | ૦–૦૫ |
| ૨૨ | નવકારવાળી સુખડની | ૧–૦૦ | ૦–૫૦ |
| ૨૩ | નવકારવાળી પ્લાસ્ટીકની | ૦–૫૦ | ૦–૨૫ |
| ૨૪ | ઉનના ગુચ્છા લચ્છી ૨૦ | ૨–૫૦ | ૧–૨૫ |
| ૨૫ | કટાસણુ ઉનનું | ૪–૨૫ | ૨–૧૨ |
| ૨૬ | કટાસણુ ગનાતનું | ૩–૦૦ | ૧–૫૦ |
| ૨૭ | પુસ્તકો મુકવા માટે લાકડાના સાપડા | ૧–૦૦ | ૦–૫૦ |

: સ્થળ :
દિવાનપરા શેરી ન. ૬
રાજકોટ.

શામજી વેલજી વીરાણી અને શ્રી કડવીબાઇ
વીરાણી સ્મારક ટ્રસ્ટ

સ્વર્ગસ્થોની તિથિઓ,

પૂ. પિતાશ્રી

**શ્રી શામજી વેલજી વીરાણી**

[ સાં. ૨૦૦૨ મહા વદ ૧૨, તા. ૨૮-૨-૪૬ ]



પૂ. માતુશ્રી,

**શ્રી કડવીબાઈ વીરાણી**

[ સાં. ૨૦૧૦ ભાદરવા શુદ ૧૪, તા. ૧૧-૯-૫૪ ]



બા. બ્ર. વિનોદમુનિશ્રી,

[ સાં. ૨૦૧૩ શ્રાવણ શુદ ૧૨, તા. ૭-૮-૫૭ ]



ઉપરોક્ત તિથિઓએ

**કુટુંબીજનો તથા સ્નેહીઓ**

પોતાના આત્માની ઉન્નતિને માટે ભવ્યાત્માઓના જીવનમાંથી અનુકરણીય વ્રત-નિયમ જેવાં કે સામાયિક, પ્રતિક્રમણ, સંવર, ચૌવિહાર, ઉપવાસ, એકાસણું, આયંબિલ, ઉણોદરી આદિ તપ પોતાના ભાવ પ્રમાણે કરી તેઓની વાસ્તવિક જીવન-સ્મૃતિ પોતાના જીવનમાં ઉતારે એવી નમ્ર વિનંતી.

"આપણી જાગૃતિ એજ એમની સ્મૃતિ બને"

આત્મબંધુ.








# સમર્પણ


"असंखयं जीविय मा पमायए"

પોતાના હૃદયની ચિરંતન પ્રકાશતી
ધર્મ જ્ઞાન-જ્યોતે
અમારા જીવનમાં પણ ધર્મના તેજ પાથરનાર
સ્વ. પૂ. પિતાશ્રી
**શામજી વેલજી વીરાણી**
તેમજ
સ્વ. પૂ. માતુશ્રી
**કડવીબાઈ વીરાણી**
અને
જન્મથીજ ધર્મના રંગે રંગાએલા
સ્વ. બા. બ્ર. વિનોદ મુનિશ્રી ને










# શ્રી ભગવતી ઉપક્રમ
સમર્પણ

લિ: દુર્લભજી શામજી વીરાણી
ના વંદન

# आदर्श बताकर चले गये तुम



ओह विनोद मुनि आये आये चले गये तुम ॥

प्रेम-धार से पलेहुए थे,
सुख वैभव में ढले हुए थे ।
फूल गुलाबी खिले हुए थे,

ओह नव दीक्षित हँसा रूला कर चले गये तुम ॥

शीघ्र प्राप्त कर सूत्र सार तुम,
मोह माया का तोड़ तार तुम ।
स्वयं दीक्षा सोल्लास धार तुम,

ओह त्यागी वीर सौर फैला कर चले गये तुम ॥

कैसा था वैराग्य तुम्हारा,
कैसा था चारित्र तुम्हारा ।
कैसा था सौभाग्य तुम्हारा,

ओह आदर्श मुनि आदर्श बताकर चले गये तुम ॥

અહો ! હે મહાનુભાવો અમે શું કહીએ ?

ચિન્મય એવા જ્ઞાનાત્મા

પરમ શ્રદ્ધેય સૌરાષ્ટ્ર કેસરી સ્વ. પૂ. ગુરુદેવ બા. બ્ર.

શ્રી પ્રાણલાલજી મહારાજ સાહેબના શિષ્ય રત્નો

**બા. બ્ર. પૂ. શ્રી જનકમુનિજી મહારાજ સાહેબ**

તથા

**બા. બ્ર. પૂ. શ્રી જગદીશમુનિજી મહારાજ સાહેબે**

અમારા પર અત્યંત ઉપકાર કરી

ભવભ્રમણમાંથી અમારા આત્માનો ઉદ્ધાર થાય

તેવું સર્વોત્કૃષ્ટ મંગલકાર્ય

કે જે

**શ્રી ભગવતી ઉપક્રમના**

કાર્યમાં જે અમુલ્ય તક આપી

અમોને જે પ્રેરણા આપી અમારા પ્રત્યે

જે મહાન ઉપકાર કરેલ છે

અને અમારા જીવનને ઉજ્જવળ બનાવેલ છે

તે બદલ અમો પૂ. મહારાજશ્રીના ઋણી છીએ

અમારા અંતઃકરણના શુભ ભાવથી

પૂજ્ય ચિન્મય આત્માઓના

શુદ્ધ ચારિત્ર અને જ્ઞાનને

અમારા કોટિ કોટિ વંદના

પૂજ્યશ્રીના ઋણી,

ગુલાબચંદ ધનજી દોમડીઆ

જયંતિલાલ દેવચંદ મહેતા

ના વિધિ યુક્ત વંદન.

नमोत्थुणं समणस्स भगवओ महावीरस्स
गणधर भगवान सुधर्मस्वामि प्रणित

## ॥ णमो अरिहंताणं, णमो सिद्धाणं, णमो आयरियाणं, णमो उवज्झायाणं, णमो लोए सव्वसाहूणं ॥

"श्री प्राणलाल" मुनिराज गुरुं नमामि
येनागमेषु निखिलेषु बुधः कृतोऽहम्
तं वै "समर्थमल" सूरिगुरुं नमामि
ग्रन्थस्य भावविशदीकरणे प्रयुक्तः
जैनीं सरस्वतीं नत्वा, प्राण-समर्थ गुरुं ततः.
उपक्रमाभिधां व्याख्यां, क्रियते जनक-जगदीशैः

# "શ્રી ભગવતી ઉપક્રમ"

## પ્રણેતાનો પરિચય

**શ્રમણ ભગવાન મહાવીર ભગવાન કેવા હતા?**

શ્રી મહાવીર સ્વામી ( શ્રી વર્ધમાન પ્રભુ ) આ અવસર્પિણીકાળના ૨૪ મા ( અન્તિમ ) તીર્થંકર હતા.

દસમા દેવલોકથી ચ્યવીને પૂર્વ ઉપાર્જિત ત્રણ જ્ઞાન ( મતિ, શ્રુત–અવધિ ) સહિત પૂર્વ કર્માનુસારે દેવાનંદા નામની બ્રાહ્મણીની કુક્ષીમાં આવ્યા. ત્યાં સાડીબ્યાશી રાત્રિ વીત્યે, તે કર્મ પૂરું થતાં શક્રેન્દ્રની આજ્ઞાથી હરણુગમૈષી નામના દેવે તેમનું સાહરણ કરીને ત્રિશલામાતાની કુક્ષીમાં મૂક્યા ત્યારે તીર્થંકરની માતાને ૧૪ શ્રેષ્ઠ સ્વપ્ન આવ્યાં હતાં.

તેમનો જન્મ, દીક્ષા, કેવળજ્ઞાન અને નિર્વાણનો મહોત્સવ દેવલોકના ઇન્દ્રોએ અને દેવતાઓએ મુખ્યતાથી કરેલ. તેમને દીક્ષા લીધા પછી તુરંત જ મનઃપર્યવજ્ઞાન પ્રાપ્ત થયું હતું.

તેમણે છ માસ આદિ ઉપવાસ, અને ઘોર અભિગ્રહ ધારણ કર્યા હતા. ચંડકૌશિકસર્પનો દંશ, સંગમદેવતાના જુલમી ઉપસર્ગો, ગોવાળિયાએ કાનમાં નાખેલા ખીલા, વગેરે ઉપસર્ગો તથા પરિષહોમાં તીર્થંકર સિવાય કોઈનું શરીર ન ટકે. તે વખતે શ્રી વીરપ્રભુએ અનંત શક્તિ હોવાં છતાં પરમ શાંતિ અને ધૈર્ય ધારણ કર્યાં હતાં.

આવી રીતે, ઘણાં કર્મો ખપાવીને પછી નિર્મળ, ઉજ્જવળ અને ઉત્કૃષ્ટ, શાંત, સમતારસમય શુક્લધ્યાન ધર્યું અને તે ધ્યાનના બીજા ચરણથી ક્ષાયક યથાખ્યાત ઉત્કૃષ્ટ ચારિત્ર પામ્યા અને ઉત્કૃષ્ટ સમાધિમાં કેવળજ્ઞાન પ્રગટ કર્યું, જેથી લોકના (જીવ, પુદ્‌ગલ, ધર્મ–અધર્મ–આકાશ. એ પાંચ અસ્તિકાય અને છઠ્ઠો કાળ) છ દ્રવ્યોના તથા અલોકાકાશના સર્વ ત્રૈકાલિક ગુણ પર્યાયોને એકીસાથે (યુગપદ્) એક જ સમયમાં જાણ્યા, અને બીજે સમયે કેવળદર્શનથી દેખ્યા.

કેવળજ્ઞાન અને કેવળદર્શન અક્ષીણ, અનંત, સર્વદ્રવ્ય-ક્ષેત્રકાલ ભાવમાં વિસ્તીર્ણ અને પ્રયત્ન વગર સ્વાભાવિક રીતે સતત ઉપયોગવાળા હોવાથી ઉત્કૃષ્ટ શ્રુત તથા ચારિત્ર ધર્મ બતાવ્યો, અને સાધુ–સાધ્વી–શ્રાવક–શ્રાવિકારૂપ ચાર તીર્થ સ્થાપ્યાં.

ભગવાન શરણાગત પ્રાણીઓનાં કર્મોને બોધ વડે છેદવામાં અને સૂક્ષ્મ અપ્રગટ પદાર્થોને પ્રગટ કરવામાં નિપુણ અને ત્રણ લોકમાં યશસ્વી મહર્ષિ હતા. ચાર ગતિના બંધરહિત પોતાના શુદ્ધસ્વરૂપમાં સ્થિર અને કેવળજ્ઞાનનો ઉપયોગ તે પોતાના સ્વરૂપનો જ અનુભવરૂપ હતો!

જંબુદ્વીપની મધ્યમાં રહેલ સુવર્ણ કાંતિવાળો એક લાખ જોજનનો મેરુપર્વત, જેના ઉપર નંદનવન છે, કે જ્યાં મોટા ઇંદ્રો પણ ક્રીડા કરે છે, જે પર્વત રત્નો અને ઔષધિઓથી ભરપૂર છે, જેની સૂર્ય–ચંદ્રાદિ જ્યોતિષીઓ પ્રદક્ષિણા કરે છે, તે મેરુપર્વત જેમ સર્વ

પર્વતોમાં ઇંદ્ર સમાન છે, તેમ વીર પ્રભુ સર્વ મહર્ષિઓમાં શ્રેષ્ઠ અને અનંતજ્ઞાન–વીર્યાદિ ગુણોથી ભરપૂર હતા.

છેવટે શુક્લ ધ્યાનનું ત્રીજું ચરણ ધ્યાયીને અયોગી થયા અને શૈલેશીકરણ કરીને છેવટે બાકી રહેલાં સર્વ કર્મ અને શરીરનો ત્યાગ કરીને સિદ્ધ સ્વરૂપ પામ્યા, સિદ્ધક્ષેત્રમાં સદાને માટે સ્થિર થયા અને તેઓ અનંતજ્ઞાન, અનંતદર્શન અને અનંત આત્મિક સુખમાં લીન રહે છે.

**ઇંદ્રભૂતિ (ગૌતમ સ્વામી)ની મહાનતા :–**

ભગવાન મહાવીરના જ્યેષ્ઠ અર્થાત્ સર્વથી મોટા પ્રથમ શિષ્ય "ઇન્દ્રભૂતિ" નામના અણગાર હતા, અને તે ગોત્રથી 'ગૌતમ' હતા. તેમનું શરીર ઉત્તમ સંઘયણ, ઉત્તમ સંસ્થાનયુક્ત અને સાત હાથની ઊંચાઇવાળું હતું. તેમની તેજસ્વિતા કસોટી પર ખેંચેલી સુવર્ણની રેખા સમાન તથા કમળના કેસર જેવો ઉજ્જવળતાધારક તેમનો ઉચ્ચ વર્ણ હતો, તેઓ ઉગ્રતપસ્વી, ઘોરતપસ્વી, ગુપ્ત બ્રહ્મચારી અને મહાગુણસંપન્ન હતા અને તેમજ દૂર દૂર સુધી ફેલાવી શકાય તેવી તેજોલેશ્યા પોતાના શરીરમાં સંક્ષિપ્તપણે પોતાના શરીરમાં ધારણ કરનાર હતા. દ્વાદશાંગી તેમજ ચાર જ્ઞાનના ધારક અને સર્વાક્ષરસન્નિપાતી એવા પ્રથમ ગણધર હતા.

**ગૌતમ સ્વામી પ્રભુ પાસે કેવી રીતે બેસતા ?**

ગૌતમ સ્વામી પ્રભુથી ન અતિ દૂર કે ન અતિ નિકટ, શુદ્ધ પૃથ્વી ઉપર ઉકડા (ઊભડક) આસને અને અધોમુખ (ઊંચી નહિ તેમ જ આડી નહીં પણ સ્હેજ નીચી એવી એકાગ્ર દૃષ્ટિ) રાખી ધર્મધ્યાન અને તપ સંયમના ઉચ્ચ ભાવોથી પ્રભુ સમક્ષ બેસતા હતા.

**ગૌતમ સ્વામી પ્રભુને કેવા વિનયથી પ્રશ્નો પૂછતા ?**

ભગવાન જે દિશામાં બિરાજેલા હોય ત્યાં સન્મુખ આવી ત્રણ વાર પ્રદક્ષિણા કરી પ્રથમ વંદણા નમસ્કાર કરતાં અને પાછી યથા ઉચિત આસનપૂર્વક પ્રભુનાં વચનો સાંભળવાની જિજ્ઞાસાથી બે હાથની લલાટ મધ્યે અંજલિ કરી સેવા અને ઉપાસના કરતા કરતા વિનયથી પ્રશ્નો પૂછતા.

## (૧) ચલિત કર્મ-આદિ-પ્રશ્નોત્થાન

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧ ઉ. ૧

૧. સેણૂણં ભંતે! चलमाणे चलिए? २ उदीरिज्जमाणे उदीरिए? ३ वेइज्जमाणे वेइए? ४ पहिज्जमाणे पहीणे? ५ छिज्जमाणे छिण्णे? ६ भिज्जमाणे भिण्णे? ७ दज्जामाणे दड्ढे? ८ मिज्जमाणे मडे? ९ निज्जरिज्जमाणे निज्जिण्णे?

हंता, गोयमा! चलमाणे चलिए जाव निज्जरिज्जमाणे निज्जण्णे! એ એ જ પ્રમાણે છે

**ઉપરોક્ત નવ પ્રશ્નોની ક્રમશઃ સમજ**

**૧. ચલિત કર્મ:**– સ્થિતિનો ક્ષય થવાથી ઉદયમાં આવેલું કર્મ, તે કર્મને ઉદય આવવાનો કાળ–ઉદયાવલિકા, તેના અસંખ્યાતા સમય છે. તેથી તેના આદિ, મધ્ય અને અંત એવા ભાગો પડી શકે છે. કર્મપુદ્ગલોના પણ અનંત સ્કંધો, તથા અનંત પ્રદેશો હોય છે. તેથી તેઓ અનુક્રમે પ્રત્યેક સમયે ચલાયમાન થાય છે. તેઓમાં જે આ પ્રથમ સમય છે, તેની અંદર તે કર્મ કંઇક ચલિત થયેલું હોય છે. પહેલા સમયે જે ચલિત થયું તે ઉત્તર સમયમાં ચલિત થયું નથી. જો પહેલા સમયે ચલિત થયેલું ન ગણાય તો ઉત્તરના સમયોમાં પણ ચલિત થયું ન ગણાય, પરંતુ અંતસમયે તો તેનું ચલિતપણું છે. કારણ કે તેની સ્થિતિ પરિમિત હોવાથી ત્યાં કર્મનો અભાવ થાય છે, હવે છેલ્લે સમયે જો ચલિત થયું ગણીએ તો પૂર્વના સમયોની અને તેમાં થયેલી ક્રિયાનો નિષેધ થઇ જાય અને થયેલી ક્રિયા ગણતરીમાં ન લેવામાં આવે તો મિથ્યાવચન કહેવાય. માટે **ચલાયમાન** એવા તે કર્મને **ચલિત–ચાલ્યું** એમ કહેવાય.

૨. જે કર્મ ઉદયમાં નથી આવ્યું અને જેના દળિયા ભવિષ્યમાં વેદવાના છે, તેને શુભ અધ્યવસાય લક્ષણ કરણ વડે આકર્ષી ઉદયમાં લાવવા તે **ઉદીરણા**. તે અસંખ્યાત સમય વર્તનારી છે. તે ઉદીરણાથી પહેલા સમયમાં ઉદય આવતું કર્મ ઉદીરિત કર્મ કહેવાય છે.

૩. સ્થિતિના ક્ષયથી અથવા ઉદીરણાકરણથી જે કર્મ ઉદય આવેલું હોય તેને વેદવું તે વેદન (કર્મ ભોગવવાનો અનુભવ) અસંખ્યાતા

સમયનું હોય છે: તેમાં પહેલા સમયમાં જે કર્મ વેદાય છે તે વેદિત-વેદાયું એમ કહેવાય છે:

૪. જીવના પ્રદેશોની સાથે જે કર્મ મળેલું છે, તે કર્મનું જીવ પ્રદેશમાંથી પડવું (પ્રહીણ) અસંખ્યાત સમયોના પરિમાણવાળું હોય છે. તે પડવાના પહેલા સમયમાં પડતાં એવા કર્મને પડયું એમ કહી શકાય.

૫. અપવર્તનાકરણ વડે કર્મની લાંબા કાળની સ્થિતિને ટૂંકી કરવી તેને છેદન કહેવાય છે. તે છેદન અસંખ્યાત સમયવાળું હોય છે. તેના આદિ સમય સ્થિતિમાંથી છેદાતા એવા કર્મને છેદાયું એમ કહેવાય. (સ્થિતિ છેદન)

૬. શુભાશુભ કર્મના તીવ્રરસને અપવર્તનાકરણથી મંદ કરવો, તે કર્મનો ભેદ કહેવાય છે. તે ભેદ અસંખ્યાત સમયનો છે. તેથી તેના પ્રથમ સમયે રસથી ભેદાતું એવું કર્મ ભિન્ન-ભેદાયું એમ કહેવાય છે: (રસભેદ)

૭. શુભાશુભ કર્મના દળિયાને ધ્યાનથી બાળી રૂપાંતર (જેમ લાકડાને બાળ્યાથી રાખ થાય, તે રાખ લાકડાનું રૂપાંતર છે.) કરવું તે "દાહ" અંતર્મુહૂર્તનો છે. તેથી તેના અસંખ્યાત સમયના આદિ સમયમાં દહન થતું એવું કર્મ દહન થયેલું કહેવાય છે.

૮. મરણ પામતા આયુષ્ય કર્મને મરેલું કહેવાય છે. આયુકર્મના પુદ્‌ગલોનો ક્ષય થવો તે મરણ અસંખ્યાતા સમયમાં થાય છે, તો તે કર્મ જન્મના પહેલા સમયથી માંડીને આવીચી મરણને લઈને પ્રત્યેક ક્ષણે તેનું મરણ થયા કરે તેથી તે મરણ પામતા આયુ કર્મને મરણ પામ્યું એમ કહેવાય છે.

૯. જે કર્મ ફરી વાર ઊપજે નહિ તેવી રીતે ક્ષય પામતું કર્મ (નિર્જરા પામતુ) તેને નિર્જરા પામ્યું એમ કહેવાય છે. નિર્જરાના અસંખ્યાતા સમય છે. તેથી તેના પ્રથમ સમયમાં તે નિર્જરા પામ્યું એમ કહેવાય છે.

આ નવ પ્રશ્નોનો સાર એ છે કે, જે કામ કરાતું હોય તેને કર્યું એમ કહેવાય. તેમાં વસ્ત્રનું દૃષ્ટાંત લેવું.

**ગૌતમ :** હે ભગવન્! જે ચાલતું હોય તે ચાલ્યું કહેવાય? ("ચાલતુ" તે વર્તમાન કાલીન પ્રવૃત્તિ છે છતાં 'ચાલ્યું' તેમ કહી ભૂતકાળમાં કેમ બતાવી?) ઉદયાવલિકાવાળા વ્યકિતગત સંબંધ કર્મની અપેક્ષાએ "ચાલતું" અને પ્રથમાદિ સમયમાં ચાલ્યું તે અપેક્ષાએ "ચાલ્યુ" એમ કહેવાય?

**મહાવીર :** હા. ગૌતમ! ચાલતું હોય તે ચાલ્યું કહેવાય.

કપડું વણાતું હોય ત્યારે પ્રથમ તંતુનો પ્રવેશકાળ સરૂ થયો તેટલાથી જ 'કપડું વણાયુ' એવો વ્યવહાર શરૂ થાય છે. જો પ્રથમ સમયે પણ પટ ઉત્પન્ન થતો નથી તેમ માનવામાં આવે, તો પ્રથમ સમયની પટ ઉત્પન્ન કરવાની ક્રિયા નિષ્ફળ ગઇ ગણાય. કારણ કે ઉત્પન્ન થતા પદાર્થોને ઉત્પન્ન કરવાને માટે જે ક્રિયાઓ હોય છે અને ક્રિયા વિદ્યમાન હોવાં છતાં કાર્ય ન થાય તો તે ક્રિયા નકામી ગણાય છે. તો પછી પટ જેમ પ્રથમ સમયે ઉત્પન્ન થતો નથી, તેમ ઉત્તર સમયોને વિષે પણ ઉત્પન્ન ન જ થવો જોઇએ. કારણ કે ઉત્તર સમયોની ક્રિયાઓમાં શી વિશેષતા છે, જેથી પ્રથમ સમયની ક્રિયાથી પટ ઉત્પન્ન ન થાય અને ઉત્તર સમયની ક્રિયાઓથી થાય? તાત્પર્ય એ છે કે, જ્યારે અંત સમયે આપણે પટને ઉત્પન્ન થયેલો જોઇએ છીએ ત્યારે તે પટને અંતસમયની પહેલા આદિ દરેક સમયમાં અંશે અંશે ઉત્પન્ન થતો માનવો જ જોઇએ, અર્થાત્ ઉત્પદ્યમાન પટ ઉત્પન્ન થાય છે, એ મંતવ્ય નિર્વિવાદ છે.

પહેલાં ચાર પદો (ચલિત, ઉદીરિત, વેદિત, પ્રહીણ) જુદા જુદા વ્યંજન (અક્ષર)વાળાં છે, પણ એક અર્થવાળાં છે. કારણ કે અનુક્રમ એવો છે કે કર્મ ચલિત થાય ત્યારે ઉદયમાં આવે પછી વેદાય, પછી હીન થઈ જાય (જીવથી જુદું પડયું) (૧) ચાર પદો સ્થિતિ બંધ વગેરે સામાન્ય કર્મને આશ્રયીને સરખાં છે. સર્વેનું એક કાર્ય છે, તેથી એક અર્થવાળાં તથા કેવળજ્ઞાનની ઉત્પત્તિને સરખી રીતે સાધનારા છે.

બાકીનાં પાંચ પદો (૧ સ્થિતિ છેદન, ૨ રસભેદ, ૩ દહન, ૪ મરણ ૫ નિર્જરા) તે ઉત્પાદ આશ્રયીને તથા એક અંતર્મુહૂર્તની સ્થિતિ આશ્રયીને તથા કેવળ-

જ્ઞાન અને મોક્ષ એક અર્થની પ્રાપ્તિ ને આશ્રયીને એક અર્થવાળાં કહેવાય તથા જુદા જુદા વ્યંજન અને અર્થવાળાં પણ કહેવાય.

શ્રી ભગવતી સૂત્રના વિષયોના પ્રારંભમાં જ શ્રી ગૌતમ સ્વામીએ "चलमाणे चलिए" નો પ્રશ્ન કર્યો. તેનું કારણ એ છે કે–ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ છે તે ચારમાં "મોક્ષ" એ પ્રધાન પુરુષાર્થ છે, અને બંધ તે મોક્ષનો વિરુદ્ધ પક્ષ છે. તેનાથી સર્વથા મુક્તિ થવી તે જ મોક્ષ છે, અર્થાત્ મોક્ષપ્રાપ્તિને માટે કર્મોનાં બંધનને કાપવું અનિવાર્ય છે.

चलमाणे चलिए થી णिज्जरिज्जमाणे णिज्जरिए સુધી નવ પ્રશ્નો કરવામાં આવ્યા, તેમાં કર્મ બંધનના નાશનો ક્રમ બતાવવામાં આવ્યો છે. અન્તિમ નિર્જરાના ક્રમ પછી કર્મનો બંધ રહેતો નથી. બંધનો નાશ થવામાં સર્વ પ્રથમ ક્રમ चलमाणे चलिए જ છે માટે તે કારણથી પ્રસ્તુત પ્રશ્નો સર્વ પ્રથમ કરવામાં આવેલ છે.

---

## આત્મરંભી–પરારંભી

### ભગવતી સૂત્ર શ. ૧ ઉ. ૧ નો અધિકાર

**પ્રશ્ન :** હે ભગવન્ ! શું જીવો આત્મારંભી છે, પરારંભી છે, ઉભયારંભી છે, કે અનારંભી છે ?

**ઉત્તર :** હે ગૌતમ ! જીવોના ભેદ બે છે, સિદ્ધ અને સંસારી. તેમાં સિદ્ધો અનારંભી છે. સંસારી જીવોના બે પ્રકાર છે. સંયતિ અને અસંયતિ. તેમાં પ્રથમ જે સંયતિ છે તેના બે ભેદ છે, પ્રમત્ત સંયતિ અને અપ્રમત્ત-સંયતિ. તેમાં અપ્રમત્ત સંયતિ અનારંભી છે. પ્રમત્ત સંયતિના બે પ્રકાર છે. શુભયોગી અને અશુભયોગી. શુભયોગી અનારંભી છે અને અશુભયોગી આત્મારંભી પણ છે, પરારંભી પણ છે અને ઉભયારંભી પણ છે, પરંતુ અનારંભી નથી. અશુભયોગીની સમાન અસંયતિ અને ૨૩ દંડકના જીવો માટે સમજી લેવું. મનુષ્ય સમુચ્ચય જીવની માફક કહી દેવા, પરંતુ તેમાં વિશેષતા એટલી કે તેમાં સિદ્ધ અને સંસારી એ બે ભેદ કહેવા નહિ. સલેશી (લેશ્યા સહિત) સમુચ્ચય મનુષ્યની માફક કહી દેવું.

કૃષ્ણ, નીલ અને કાપોત લેશ્યાવાળા ૨૨ દંડકના જીવો આત્મારંભી, પરારંભી, તદુભયારંભી છે, પરંતુ અનારંભી નથી. સમુચ્ચય જીવ, તેજોલેશી ૧૮ દંડક, પદ્મલેશી, શુક્લલેશી ત્રણ ત્રણ દંડક મનુષ્યની માફક સમજવા.

## આરંભી અને અનારંભી જીવોના પ્રકાર




આરંભનો અર્થ :- જીવોનો ઉપઘાત કરવો અથવા ઉપદ્રવ કરવો, તેનો સામાન્ય અર્થ એ છે કે મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને અશુભયોગથી પાંચે આશ્રવદ્વારોમાં પ્રવૃત્તિ થવી તેને આરંભ કહે છે, અને તે કરનારને આરંભી કહેવાય છે. સ્વ અને પરના આત્માની અપેક્ષાથી આરંભના ત્રણ ભાંગાઓ થાય છે, આરંભી કહે ત્યાં ત્રણે ભાંગાઓ સમજી લેવા.

૧. આત્મારંભી :- સ્વયં પોતાના આત્માથી આરંભ કરવાવાળો.

૨. પરારંભી :- અન્યને આરંભમાં પ્રવૃત્તિ કરાવનાર.

૩. તદુભયારંભી :- બન્નેના એકાકારને કહે છે.

છઠ્ઠા ગુણસ્થાનકમાં જે અશુભયોગ યુકત પ્રમાદ-અનુત્સાહ થોડી પણ અસાવધાની છે. તેમાં જીવોનું ઉપઘાતાદિનું કારણ છે. તેથી તે કારણસર પ્રમત્ત સંયત આરંભી છે. "सव्वो पमत्तजोगो समणस्स होइ आरंभो' શ્રમણનો પ્રમાદભાવ આરંભરૂપ હોય છે. પ્રમત્ત સંયતિ શુભ યોગથી અનારંભીપણાની શરૂઆત થાય. છઠ્ઠે ગુણસ્થાને આરંભિયા ક્રિયા બતાવેલ છે તે અશુભ યોગની અપેક્ષાથી છે.



## સંવૃત્ત અસંવૃત્ત અણગાર

**ગૌતમ** : હે ભગવન્! અસંવૃત્ત અણગાર (સાધુ) સિદ્ધ થાય, બુદ્ધ થાય, નિર્વાણ પામે અને સર્વ દુઃખોનો અંત કરે?

**મહાવીર** : હે ગૌતમ! એ વાત બરાબર નથી.

**ગૌતમ** : હે ભગવન્! તે કયા કારણથી?

**મહાવીર** : હે ગૌતમ! અસંવૃત્ત અણુગાર આયુષ્ય @ સિવાયની બાકીની સાતે < કર્મ પ્રકૃતિઓ શિથિલપણે બંધાઇ હોય તેને

---

@ એક ભવમાં ચાલુ આયુષ્યનો ત્રીજો ભાગ વગેરે બાકી રહેતા એક જ વખત માત્ર અંતર્મુહૂર્ત કાળને વિષે આયુષ્ય કર્મ બંધાય છે. માટે સાત કર્મ પ્રકૃતિ કહી.

< કષાયપૂર્વક કરાતી મન-વાણી-કાયાની પ્રવૃત્તિ એટલે કે 'કષાય અનુરંજિત યોગને કારણે કર્મ પરમાણુઓ જીવમા બંધાય છે, તે વખતે તેમાં ચાર અંશો નિર્માણ થાય છેઃ (૧) જ્ઞાનને આવૃત્ત કરવાનો, સુખ દુઃખ અનુભવવાનો વગેરે સ્વભાવ-'પ્રકૃતિબંધ' (૨) ને સ્વભાવથી અમુક સમય સુધી ચ્યુત ન થવાની કાળમર્યાદા 'સ્થિતિબંધ' (૩) તીવ્રતા-મંદતા આદિપણે ફલાનુભવ કરાવના વિશેષતાઓ અનુભાગબંધ' (૪) સ્વભાવદીઠ તે પરમાણુઓનું અમુક પરિમાણમાં વહેંચાઇ જવુ 'પ્રદેશબંધ.'

આ ચારમાથી પહેલો અને છેલ્લો યોગ એટલે કે પ્રવૃત્તિને આભારી છે. અને બીજો તથા ત્રીજો રાગદ્વેષાદિ કષાયને આભારી છે.

ગાઢ બંધનવાળી કરે છે. જે પ્રકૃતિઓ થોડા સમયની સ્થિતિવાળી હોય તેઓને લાંબા કાળની સ્થિતિવાળી કરવાનો પ્રારંભ કરે છે. મંદ અનુભવવાળી (હીન રસવાળી) પ્રકૃતિઓને ગાઢ રસવાળી કરે છે, અને થોડા પ્રદેશવાળા કર્મદળને ઘણા પ્રદેશવાળા કરે છે. અશાતાવેદનીય એટલે કે દુ:ખપૂર્વક અનુભવવાના કર્મને વારંવાર એકઠું કરે છે. તથા અનાદિ અનંત દીર્ઘ માર્ગવાળા તથા ચાર ગતિવાળા સંસારારણ્ય વિષે પર્યટન કરે છે.

પરંતુ સંવૃત્ત અણગાર તેથી ઊલટું કરીને સિદ્ધ થાય છે તથા સર્વ દુ:ખોનો અંત કરે છે.



## જીવના જ્ઞાન આદિ ઇહભવ પરભવ વિષે

**ગૌતમ :** હે ભગવન્! જ્ઞાન ઇહભવિક (આ ભવમાં જ રહેનારું) છે? પરભવિક (ચાલતા ભવમાં ભણાયેલું, બીજા ભવમાં સાથે જાય તેવું) છે? કે તદુભયભવિક (ચાલતા ભવમાં ભણાયેલું, આ ભવમાં રહેનારું તેમ જ પરભવમાં જાય તેવું) છે?

**મહાવીર :** હે ગૌતમ! જ્ઞાન ઇહભવિક પણ છે, પરભવિક પણ છે અને તદુભયભવિક પણ છે. દર્શન પણ એ જ પ્રમાણે જાણવું.

**ગૌતમ :** હે ભગવન્! ચારિત્ર ઇહભવિક છે, પરભવિક છે કે તદુભયભવિક છે?

**મહાવીર :** હે ગૌતમ! ચારિત્ર ઇહભવિક છે, પણ પરભવિક કે તદુભયભવિક નથી. એ પ્રમાણે તપ અને સંયમ પણ જાણવાં.

જીવ આ ભવમાં ચારિત્રવાળો થઇને એ જ ચારિત્ર વડે બીજા ભવમાં ચારિત્રવાળો થતો નથી. કારણ કે ગ્રહણ કરેલું ચારિત્ર જીવતાં સુધી જ હોય છે. વળી, અહીં અલ્પ અંશે ચારિત્ર પાળવાથી દેવલોકમાં ઉત્પત્તિ થાય, ત્યારે ત્યાં વિરતિનો તદ્દન અસંભવ હોવાથી ચારિત્રનો પણ

અભાવ છે. તેમ જ સંપૂર્ણ ચારિત્ર પાળવાથી મોક્ષગતિ જ થઈ હોય, ત્યારે તે ગતિમાં ચારિત્રનો અસંભવ છે. કારણ કે ચારિત્રનો અંગીકાર કર્મના ક્ષય માટે છે, મોક્ષમાં ચારિત્રનું કોઈ પ્રયોજન નથી.



## અસંયત જીવોની ગતિ વિષે

**ગૌતમ :** હે ભગવન્! અસંયત, અવિરતિ તથા જેણે પાપ કર્મ રોક્યાં નથી, અને વર્જ્યાં નથી તેવો જીવ અહીંથી ચ્યવીને પરલોકમાં દેવ થાય છે?

**મહાવીર :** હે ગૌતમ! તેવા કેટલાક દેવ થાય છે અને કેટલાક નથી થતા.

**ગૌતમ :** હે ભગવન્! તેનું શું કારણ?

**મહાવીર :** હે ગૌતમ! જે જીવો ગ્રામ, નગર, રાજધાની, વગેરેમાં પરાણે ભૂખ, તરસ, બ્રહ્મચર્ય, શીત, ઉષ્ણ, ડાંસ, મચ્છર, વગેરેનાં દુઃખ સહન કરે છે, પરાણે સ્નાન ત્યાગ, પરસેવો, રજ, મેલ તથા કાદવથી થતા પરિદાહનો ક્લેશ થોડો યા વધારે વખત સહન કરે છે, તેઓ તે પ્રકારના @ અકામ તપ–ક્લેશ વડે, મૃત્યુ કાળે મરીને વાણવ્યંતર દેવલોકના કોઈ પણ લોકમાં દેવપણે ઉત્પન્ન થાય છે.

હે ગૌતમ! અહીં જેમ પુષ્પ પલ્લવ, લતા, ફળ, વગેરેવાળું અશોક, આંબા, કસુંબા, વગેરેનું વન ઘણી શોભા વડે અતીવ શોભતું હોય છે, તેમ વાણવ્યંતર દેવોનાં સ્થાનો અતીવ શોભતાં હોય છે. ત્યાંનાં દેવ–દેવીની ઓછામાં ઓછી સ્થિતિ દસ હજાર વર્ષની હોય છે અને વધારેમાં વધારે એક પલ્યોપમ જેટલી હોય છે.



@ કર્મક્ષયની (નિર્જરાની) કામનાથી કરેલું નહિ એવું.

## સંસાર સંસ્થાનકાળ

### ભગવતી શ. ૧ ઉ. ૨ નો અધિકાર

**પ્રશ્ન :** હે ભગવન્ ! સંસાર સંસ્થાનકાળ (સંસારમાં રહેવાપણું) કેટલા પ્રકારનો છે ?

**ઉત્તર :** હે ગૌતમ ! ચાર પ્રકારનો છે : (૧) નૈરયિક સંસાર સંસ્થાનકાળ (૨) તિર્યંચ સંસાર સંસ્થાનકાળ (૩) મનુષ્ય સંસાર સંસ્થાનકાળ (૪) દેવસંસાર સંસ્થાનકાળ.

**પ્રશ્ન :** હે ભગવન્ ! નૈરયિક સંસાર સંસ્થાનકાળ કેટલા પ્રકારનો છે ?

**ઉત્તર :** હે ગૌતમ ! ત્રણ પ્રકારનો છે : (૧) શૂન્યકાળ (૨) અશૂન્યકાળ (૩) મિશ્રકાળ. આ પ્રમાણે મનુષ્ય અને દેવતામાં પણ ત્રણે પ્રકાર છે. તિર્યંચમાં સંસાર સંસ્થાનકાળ બે પ્રકારના હોય છે: (૧) અશૂન્યકાળ@ (૨) મિશ્રકાળ.

**પ્રશ્ન :** હે ભગવન્ ! નારકીમાં કયો કાળ થોડો અને કયો કાળ વધારે છે ?

**ઉત્તર :** હે ગૌતમ ! સર્વથી થોડો અશૂન્યકાળ, તેથી મિશ્રકાળ અનંતગુણો. તેથી શૂન્યકાળ અનંતગુણો છે. એ જ પ્રમાણે, મનુષ્ય અને દેવમાં અલ્પબહુત્વ સમજી લેવો. તિર્યંચમાં સહુથી થોડો અશૂન્યકાળ તેથી મિશ્રકાળ અનંતગુણો છે.

**પ્રશ્ન :** હે ભગવન્ ! ચાર પ્રકારના સંસાર સંસ્થાનકાળનો અલ્પબહુત્વ કેવી રીતે હોય છે ?

**ઉત્તર :** હે ગૌતમ ! સર્વથી થોડો મનુષ્ય સંસાર સંસ્થાનકાળ, તેથી નારકી સંસાર સંસ્થાનકાળ અસંખ્યાત ગુણો, તેથી દેવ સંસાર સંસ્થાનકાળ અસંખ્યાત ગુણો, તેથી તિર્યંચ સંસાર સંસ્થાનકાળ અનંતગુણો છે.

---

@ અશૂન્યકાળ :–તેનો કાળ ૧૨ મુહૂર્તનો છે. તેને વિરહકાલ કહેવાય છે.

## પરિશિષ્ઠ

પશુ મરીને પશુ થાય છે, અને મનુષ્ય મરી મનુષ્ય થાય છે. આ પ્રમાણેની માન્યતાનુ નિરાકરણ કરવા માટે ગૌતમસ્વામીએ આ પ્રશ્ન કર્યો કે, હે ભગવાન! જીવ અનાદિકાળથી એક યોનિમાંથી બીજી યોનિમાં ભ્રમણ કરી રહેલ છે, તો ભૂતકાળમાં જીવે કેટલા પ્રકારનો સંસાર વિતાવેલ છે? ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કે, હે ગૌતમ! સર્વ જીવ ભૂતકાળમાં ચાર પ્રકારના સંસારમાં રહેલ છે. ક્યારેક નારકી, ક્યારેક તિર્યંચ, ક્યારેક મનુષ્ય અને ક્યારેક દેવ આ પ્રમાણે ભવભ્રમણ કરવું તેને સંસાર સંસ્થાનકાળ કહે છે. ગૌતમસ્વામી પ્રશ્ન કરે છે કે, હે ભગવાન! નરકમાં જીવ રહ્યો તો ત્યાં તેણે કેટલો સમય વિતાવ્યો? ભગવાને ફરમાવ્યું કે, ત્યાં ત્રણ પ્રકારનો કાળ વિતાવેલ છે. જેમકે, (૧) શૂન્યકાળ. (૨) અશૂન્યકાળ. (૩) મિશ્રકાળ.

"तिरियाणं सुग्गवज्जो सेसाण होइ तिविहो वि.."

**અર્થ** – તિર્યંચોમાં શૂન્યકાળ હોતો નથી. શેષ ત્રણ ગતિમાં ત્રણે કાળ છે. હવે તેનું વર્ણન કરવામાં આવે છે. જો કે આ ત્રણે કાળમાં પ્રથમ શૂન્યકાળનું નામ આપેલ છે, છતાં પણ સમજવાની સરળતા માટે પ્રથમ અશૂન્યકાળનું વર્ણન કરવામાં આવે છે.

**અશૂન્યકાળ** :– જેમ વર્તમાનકાળમાં સાતે નરકોમાં જેટલા જીવ વિદ્યમાન છે, તેમાંથી જેટલા સમય સુધી કોઇ જીવ ન તો મરે, અને ન તો નવો ઉત્પન્ન થાય, અર્થાત્ તેટલાને તેટલા જ જીવ જેટલા સમય સુધી રહે તે સમયને નરકની અપેક્ષાએ અશૂન્યકાળ કહે છે. સારાંશ એ છે કે, નરકમાં એક એવો કાળ પણ આવે છે કે જ્યારે કોઇ નવા જીવો નરકમા આવતા નથી, અને પહેલાંના નારકીમાંથી કોઇ બહાર નીકળતો પણ નથી. તે કાળ નરકની અપેક્ષાએ અશૂન્યકાળ કહેવાય છે.

મનુષ્ય અને દેવોનો સંસ્થાનકાળનો અલ્પબહુત્વ આદિ નારકીઓના સમાન સમજી લેવો.

**મિશ્રકાળ** :– વર્તમાનકાળના આ નારકીઓમાંથી ૧–૨–૩–૪ ઇત્યાદિ ક્રમથી નીકળતાં નીકળતાં જ્યારે તેમાંથી એક જ નારકી શેષ રહે અર્થાત્ ઉપસ્થિત નારકીમાંથી એક નારકનું નીકળવું જ્યારે શરૂ થયું ત્યારથી લઇને જ્યારે એક જ શેષ રહ્યો ત્યાં સુધીના કાળને મિશ્રકાળ કહે છે.

**શૂન્યકાળ** :– નિર્દેશ કરેલ વર્તમાનકાલના જે નારકીઓનો ઉપર વિચાર કરેલ છે, તેમાંથી જ્યારે સમસ્ત નારકી જીવ નરકથી નીકળી જાય તેમાંથી એક પણ જીવ શેષ ન રહે, અને તેના સ્થાને સર્વ નવા નારકી જીવો ઉત્પન્ન થાય. તે સમય નરકની અપેક્ષાએ શૂન્યકાળ કહેવાય છે.

આ જીવ નરકમાં રહેલ છે. તેમાં ક્યારેક તો એવી અવસ્થા ભોગવેલ છે કે જ્યારે નરકના પોતાના સાથીઓથી વિખૂટો પડી એકલો જ રહ્યો, ક્યારેક તો એવી અવસ્થા ભોગવી છે કે જ્યારે તેના સાથી અનેક જીવ ઉપસ્થિત હતા. અને ક્યારેક એવો પણ સમય આવ્યો કે જ્યારે તેની સાથે પૂર્વવાળામાંથી કોઈ પણ શેષ રહ્યા ન હતા.

અહીં નરક સંસ્થાનકાળમાં જે મિશ્રકાલ સંબંધી વિચાર કરેલ છે તે માત્ર વર્તમાન કાળના જીવોની અપેક્ષાથી કરવામાં આવેલ નથી. પરંતુ જે કાલમાં નરકના જીવ નરકમાં હતા, તે ત્યાંથી નીકળી અન્ય યોનિમાં ગયા પછી ભલે ગમે તે યોનિમાં ગયેલ હોય, પરંતુ તે અપેક્ષાએ પણ વિચાર કરેલ છે. જો તેમ માનવામાં ન આવે તો દોષનો સંભવ છે. કારણ કે આગળ અશૂન્યકાળની અપેક્ષાએ મિશ્રકાળ અનંતગુણો કહેલ છે. તે ઘટિત થવો કઠિન છે. નરકનો અશૂન્યકાળ અર્થાત્ વિરહકાળ ૧૨ મુહૂર્તનો છે. જો અહીં નરકના વર્તમાન જીવોની જ અપેક્ષા લેવામાં આવે તો તે અસંખ્યાતગુણો જ ઠરશે પણ અનંતગુણો નહિ ઠરે, તે માટે જે જીવ નરકથી નીકળી અન્ય ગતિમાં ગયો અને પાછો નરકમાં ઉત્પન્ન થયો તે પણ નરકની અપેક્ષાવાળા મિશ્રકાળમાં ગણાશે ત્યારે જ મિશ્રકાળની અનંતતા સિદ્ધ થશે.

તિર્યંચયોનિમાં બે જ સંસ્થાનકાળ છે. અશૂન્યકાળ અને મિશ્રકાળ. તેમાં શૂન્યકાળ હોતો નથી. કારણ કે જ્યારે તિર્યંચયોનિમાં પહેલો એક

પણ જીવ ન રહે; પરંતુ વનસ્પતિ અપેક્ષાએ તિર્યંચયોનિમાં અનંત જીવ છે. તે સર્વ તેમાંથી નીકળી ક્યાં સમાઇ શકે? કારણ કે અન્ય કોઇ યોનિમાં અનંત જીવના સમાવેશનો અવકાશ નથી. તે માટે તિર્યંચયોનિમાં શૂન્યકાળ નથી હોતો.

મનુષ્યયોનિ અને દેવયોનિમાં ત્રણે કાળ છે. માટે તેનું વર્ણન પૂર્વોક્ત નારકીઓના વર્ણન સમાન સમજી લેવું.

નરકની અપેક્ષા સર્વથી ઓછો અશૂન્યકાળ છે. તેનો ઉત્કૃષ્ટકાળ ૧૨ મુહૂર્તનો છે. મિશ્રકાળ તેથી અનંતગુણો છે. જીવ નરકથી નીકળી અન્ય ગતિમાં જઈ ત્રસ અને વનસ્પતિમાં ગમનાગમન કરી પાછો નરકમાં આવે ત્યાં સુધી મિશ્રકાલ છે. તે અનંતગુણો છે. તેનું કારણ એ છે કે, નરકનો નિર્લેપન કાળ વનસ્પતિકાયની કાયસ્થિતિના અનંતમા ભાગે છે. તે માટે મિશ્રકાળ અનંતગુણો છે. શૂન્યકાળ મિશ્રકાળથી પણ અનંતગુણો છે, નરકના વિવક્ષિત સર્વ જીવ નરકથી નીકળી અન્ય ગતિમાં ગયા હોય તો તેમાંથી ઘણા જીવ વનસ્પતિમાં અનંતકાળ સુધી રહી શકે છે

તિર્યંચોની અપેક્ષાએ સર્વથી થોડો અશૂન્યકાળ છે. કારણ કે તેમાં ૧૨ મુહૂર્તનો વિરહ હોય છે, સંજ્ઞીતિર્યંચ પંચેન્દ્રિયનો વિરહકાળ ઉત્કૃષ્ટ ૧૨ મુહૂર્ત છે. ત્રણ વિકલેન્દ્રિય અને સમુર્ચ્છિમ તિર્યંચ પંચેન્દ્રિયનો વિરહ અંતર્મુહૂર્ત છે. પૃથ્વી આદિ પાંચ સ્થાવરમાં સમયે સમયે પરસ્પર એક બીજામાં અસંખ્યાત જીવ ઉત્પન્ન થતા રહે છે. તે માટે સ્થાવરોમાં વિરહકાળ હોતો નથી. તિર્યંચગતિમાં જે ૧૨ મુહૂર્તનો વિરહકાળ બતાવેલ છે તે ત્રણ ગતિઓથી આવીને આ ગતિમાં જીવ ઉત્પન્ન નથી હોતા.' તે અપેક્ષાથી મિશ્રકાળ અનંતગુણો છે. તે નરક સમાન જાણી લેવો.

મનુષ્ય અને દેવોનો સંસ્થાનકાળ સંબંધી અલ્પબહુત્વ વગેરે નારકીઓ સમાન જાણી લેવું.

# આરાધક આદિની ગતિ વિષે પ્રશ્નો

## ભગવતી સૂત્ર શ. ૧. ઉ. ૨.

૧. * અસંયતિ ભવ્યદ્રવ્યદેવ જઘન્યભવનપતિ, ઉત્કૃષ્ટનવગ્રૈવેયક સુધી જાય.
૨. × આરાધક સાધુ જ. પહેલા દેવલોક સુધી ઉ. સર્વાર્થ સિદ્ધ વિમાન સુધી.
૩. વિરાધક સાધુ જ. ભવનપતિ ઉ. પહેલા દેવલોક સુધી જાય.
૪. આરાધક શ્રાવક જ. પહેલા દેવલોક સુધી ઉ. બારમા દેવલોક સુધી જાય.
૫. વિરાધક શ્રાવક જ. ભવનપતિ ઉ. જ્યોતિષી સુધી જાય.

---

* કોઇ અહીં 'અસયત ભવ્યદ્રવ્ય દેવ'નો અર્થ અસંયતિ સમ્યક્‌દૃષ્ટિ કરે છે. પરંતુ તે યોગ્ય નથી. કારણ કે આ સૂત્રમાં અસંયત ભવ્યદ્રવ્ય દેવની ઉત્પત્તિ ઉપરના નવગ્રૈવેયક સુધી બતાવેલ છે. પરંતુ અસંયત સમ્યક્‌દૃષ્ટિની તો શું વાત; દેશવિરતિ શ્રાવક પણ બાર દેવલોકથી ઉપર નથી જઇ શકતો. આવી અવસ્થામાં અસંયત સમ્યક્‌દૃષ્ટિ નવગ્રૈવેયક સુધી કેમ જઇ શકે? કોઇ અસંયત ભવ્યદ્રવ્ય દેવનો અર્થ 'નિન્હવ' કરે છે તે પણ યોગ્ય નથી. કારણ, નિન્હવનો પાઠ આ સૂત્રમાં ભિન્ન આપેલ છે માટે અહી અસયત ભવ્યદ્રવ્ય દેવનો અર્થ મિથ્યાદૃષ્ટિ લેવો જોઇએ, અસંયત ભવ્યદ્રવ્ય દેવ એ જ બની શકે છે કે, જે સાધુના ગુણોને ધારણ કરવાવાળો હોય. સાધુ સમાચારીનું પાલન કરવાવાળો હોય. પરંતુ જેમાં આંતરિક સાધુતા ન હોય, માત્ર દ્રવ્યલિંગ ધારણ કરવાવાળો હોય એવા ભવ્ય-અભવ્ય મિથ્યાદૃષ્ટિ લેવા જોઇએ

જ્યારે દેશવિરતિ શ્રાવક પણ બાર દેવલોકથી આગળ જતો નથી તો સમજવું જોઇએ કે નવગ્રૈવેયકમાં જવા માટે તેથી પણ વધારે ક્રિયાની આવશ્યકતા છે. તે વિશેષ ક્રિયા શ્રાવકને તો છેજ નહિ. માટે સાધુતા બાહ્ય ગુણ હોઈ શકે છે. તે ક્રિયાના પ્રભાવથી નવગ્રૈવેયકમાં ઉત્પન્ન થઇ શકે છે. જો કે તે સાધુની સંપૂર્ણ ક્રિયાનું પાલન બાહ્ય રીતે કરે છે. પરંતુ પરિણામ રહિત હોવાને કારણે તે અસયત છે. અર્થાત્ અસંયત ભવ્યદ્રવ્ય દેવનો અર્થ એ ફલિત થયો કે, બાહ્ય રીતે સાધુ વેશ અને સાધુ પરિચર્યાવંત હોવા છતાં પણ જે ચારિત્રના પરિણામ શૂન્ય (અભ્યંતર રીતે અસંયત) ભવ્ય-અભવ્ય મિથ્યાદૃષ્ટિ જીવ તથા "સ્વલિંગી દર્શન ભ્રષ્ટનો" અર્થ નિન્હવ થાય છે તે સ્વવેશમા હોય છે, અને દર્શનનો વિરાધક હોય છે. સત્ય તત્ત્વને ગોપવે છે. તે કદાચ દેવગતિમા વધારે ને વધારે સ્થાન મેળવે તો તે પણ બાહ્ય ક્રિયાના પ્રભાવે નવ ગ્રૈવેયક સુધી જઇ શકે છે.

× તેના વિસ્તાર માટે જુઓ પાના ૧૭ પર પરિશિષ્ઠ.

૬ અસંજ્ઞી[1] તિર્યંચ જ. ભવનપતિ ઉ. વાણવ્યંતર સુધી જાય.
૭ તાપસના મતવાળા જ. ભવનપતિ ઉ. જ્યોતિષી સુધી જાય.
૮ કંદર્પિયા સાધુ જ. ભવનપતિ ઉ. પહેલા દેવલોક સુધી જાય.
૯ અંબડસંન્યાસીના મતવાળા જ. ભવનપતિ ઉ. પાંચમા દેવલોક સુધી જાય.
૧૦ જમાલીના મતવાળા જ. ભવનપતિ ઉ છઠ્ઠા દેવલોક સુધી જાય.
૧૧ સંજ્ઞી તિર્યંચ જ. ભવનપતિ ઉ. આઠમા દેવલોક સુધી જાય.
૧૨ ગોશાળાના મતવાળા જ. ભવનપતિ ઉ. બારમા દેવલોક સુધી જાય.
૧૩ દર્શન વિરાધક સ્વલિંગી સાધુ જ. ભવનપતિ ઉ. નવગ્રૈવેયક સુધી જાય.
૧૪ આભિયોગિક જ. ભવનપતિ ઉ. બારમા દેવલોક સુધી જાય.

નવ લોકાંતિક અને અનુત્તર વિમાનમાં દેવ તરીકે જવાવાળા મુનિ ભવ્ય છે. અવિરાધક મુનિ તથા અવિરાધક શ્રાવક ભવ્ય છે નવ-ગ્રૈવેયકમાં જનારા અભવ્ય સાધુના વેશમાં અસંયતિ છે

## આરાધક સંયમીની ગતિ વિષે પ્રશ્નો

## પરિશિષ્ઠ

**પ્રશ્ન ૧**: આરાધક સંયમીની ગતિ જઘન્ય સૌધર્મ કલ્પ અને ઉત્કૃષ્ટ સર્વાર્થસિદ્ધ વિમાન સુધીની બતાવેલ છે તો હવે તેમાં પ્રશ્ન એ છે કે, સંયમથી તો આસ્રવ અટકે છે. અને આસ્રવનાં દ્વાર અટકવાથી પણ જો દેવગતિ પ્રાપ્ત થાય છે તો તેનો અર્થ એ થયો

૧. અસંજ્ઞી જીવોની ઉત્પત્તિ જઘન્ય ભવનવાસી અને ઉત્કૃષ્ટ વાણવ્યંતર બતાવેલ છે. તે વાત સામાન્ય રીતે નવીનતાભરી દેખાતી હોવાના કારણે પ્રશ્ન જાગૃત થવાનો સંભવ છે. કારણ કે ભવનવાસી દેવેની ઋદ્ધિ અને સ્થિતિ અધિક છે. એટલે એક અપેક્ષાથી ભવનપતિ દેવો વાણવ્યંતર દેવોથી અધિક દેખાય છે. છતાં પણ ઉપરોકત જ. ઉ. યુક્તિ સંગત છે. અને તેનું પ્રમાણ નીચે છે.

કોઈ વાણવ્યંતર દેવ કોઈ ભવનપતિ દેવથી વધારે ઋદ્ધિવાળો હોય છે, અને કોઈ ભવનપતિ દેવ વાણવ્યંતર દેવથી વધારે ઋદ્ધિવાળો હોય છે. માટે અહીં શંકાનું સ્થાન નથી સમાન સ્થિતિવાળા ભવનવારી અને વાણવ્યંતર દેવોમા વાણવ્યંતર દેવો શ્રેષ્ઠ ગણાય છે.

કે સંયમ પણ સંસારનું કારણ છે. તો શું વાસ્તવમાં સંયમ એ સંસારનું કારણ છે ?

**ઉત્તર ૧ :** સ્વર્ગમાં ઉત્પન્ન થવું તે સંયમનું ફળ નથી પરંતુ તે સંજવલન કષાયનું ફળ છે. સંયમ વડે તો કષાયનું પરિમાર્જન થાય છે, અને કષાયને પાતળા કરે છે. સંયમથી કષાયને નિર્બળ કરતાં કરતાં પણ જો તે શેષ બાકી રહી ગયા તેના પ્રભાવથી જ સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. પરંતુ સંયમથી નહિ

**પ્રશ્ન ૨ :** જો સંયમ એ જ સ્વર્ગ પ્રાપ્તિનું કારણ નહિ માનો તો ભગવતી શ. ૨૫, ઉ. ૭માં સ્પષ્ટ ઉલ્લેખ છે કે પ્રથમના ચાર ક્ષયોપશમ જન્ય સંયમીમાંથી અમુક સંયમી સ્વર્ગમાં અમુક અમુક હદ સુધી જઇ શકે છે તો આ પ્રમાણેનું વર્ણન કેમ બતાવેલ છે ?

**ઉત્તર ૨ :** કષાયની નિર્બળતા એ જ સ્વર્ગપ્રાપ્તિનું કારણ છે, એ વાત ખરી જ છે. પરંતુ સંયમી જ કષાયોને નિર્બળ કરી શકે છે. કષાયના ક્ષયોપશમની વિભિન્નતાને કારણે જ ક્ષયોપશમ ચારિત્રના ચાર પ્રકાર કહેવામાં આવ્યા છે. કષાયના ક્ષયોપશમની પ્રબળતા એ જ વધારે અધિક ઉચ્ચ ગતિનું કારણ છે.

આયુષ્યકર્મનો બંધ આર્તધ્યાન વિના થતો નથી અને આર્ત-ધ્યાનના પ્રશસ્ત અને અપ્રશસ્ત એવા બે ભેદ છે. પ્રશસ્ત આર્તધ્યાન ભલે ગમે તેવું સારું હોય તો પણ મોક્ષનું કારણ બની શકતું નથી. તેમ છતાં પણ તે શુભ છે, અને તેથી તે વૈમાનિક ગતિનું કારણ છે. સારાંશ એ છે કે, જન્મ--મરણનું કારણ કષાયો છે પરંતુ જ્ઞાન–દર્શન-ચારિત્ર નહિ. તે તો માત્ર મોક્ષપ્રાપ્તિના જ કારણરૂપ છે.

**પ્રશ્ન ૩ :** અહીં તો આરાધક સંયમીનું કથન છે, પરંતુ જેમાં કષાય અને પ્રમાદનું અસ્તિત્વ હોય તેને આરાધક કેમ કહેવાય ? અને જો તેને આરાધક માનીએ તે તેમા પ્રમાદ અને કષાય કેમ ઘટે ?

**ઉત્તર ૩ :** અલ્પ કષાય ચારિત્રમાં દોષ ઉત્પન્ન કરવા માટે સમર્થ નથી બની શકતો. જો કે તે અલ્પ કષાય (સંજવલન) યથાખ્યાત

ચારિત્રનો ઘાત કરનાર છે. તેમ છતાં પણ સામાયિક આદિ ચારિત્રોમાં તેથી વ્યાઘાત થતો નથી. માટે સકષાયી અને સપ્રમાદી હોવા છતાં પણ સાધુ આરાધક સંયમી થઇ શકે છે.

---

## (૮) કંખા મોહનીય કર્મ

### ભગવતી શ. ૧ ઉ. ૩ નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્! શું જીવો કાંક્ષામોહનીય કર્મ કરે છે?

**મહાવીર** : હા, ગૌતમ!

**ગૌતમ** : હે ભગવન્! શું જીવ પોતાના કોઈ પણ ભાગ વડે કાંક્ષામોહનીયનો કોઇ એક ભાગ કરે છે, કે ભાગ વડે આખું કરે છે, કે આખા વડે ભાગને કરે છે, કે આખા વડે આખું જ કરે છે?

**મહાવીર** : હે ગૌતમ! આખો જીવ પોતે જ આખું કાંક્ષામોહનીય કર્મ કરે છે. જે સ્થળે જીવના બધા પ્રદેશો છે. તે સ્થળે રહેલા અને એક સમયે બાંધવાયોગ્ય જે કર્મ પુદ્ગલો હોય, તે બધાયને બાંધવામાં જીવના બધા પ્રદેશો ક્રિયા કરે છે. કારણ કે જીવનો સ્વભાવ એવા પ્રકારનો છે.

**ગૌતમ** : હે ભગવન્! જીવો કાંક્ષામોહનીય કર્મ કેવી રીતે અનુભવે છે?

**મહાવીર** : હે ગૌતમ! તે કારણો (કુતીર્થંકના સંસર્ગાદિ રૂપ) વડે શંકાવાળા, કાંક્ષાવાળા (અન્ય દર્શનને સ્વીકારવાની ઇચ્છાવાળા), વિચિકિત્સાવાળા (ફળ સંબંધે શંકા પામેલા), ભેદ પામેલા (અનિશ્ચય રૂપ મતિભંગ પામેલા) કલુષવાળા (એમ એ એમ નથી એ પ્રમાણે વિપરીત બુદ્ધિ પામેલા) થઇને તેઓ કાંક્ષામોહનીય કર્મ અનુભવે છે.

**ગૌતમ** : હે ભગવન્! જિનેએ જે જણાવ્યું છે તે જ સત્ય ને નિઃશંક છે?

**મહાવીર** : હા ગૌતમ! જિનોએ જે જણાવ્યું છે તે સત્ય અને નિઃશંક છે.

**ગૌતમ** : હે ભગવન્! જીવો કાંક્ષામોહનીય કર્મ કેવી રીતે બાંધે છે?

**મહાવીર** : હે ગૌતમ! પ્રમાદરૂપ હેતુથી અને યોગરૂપ નિમિત્તથી જીવો કાંક્ષામોહનીય કર્મ બાંધે છે.

**વિવરણ** : પ્રમાદ એટલે મિથ્યાત્વ, અવિરતી અને કષાય. પ્રમાદના આઠ પ્રકાર આ પ્રમાણે પણ કહેવાય છે, અજ્ઞાન, સંશય, મિથ્યાજ્ઞાન, રાગદ્વેષ, મતિભ્રંશ, ધર્મનો અનાદર, યોગો અને દુર્ધ્યાન.

યોગ એટલે મન, વચન અને શરીરના વ્યાપારો.

**ગૌતમ** : હે ભગવન્! પ્રમાદ શાથી થાય છે?

**ભગવાન** : હે ગૌતમ! તે પ્રમાદ રાગદ્વેષવાળા મન-વાણી-કાયાના વ્યાપારો (યોગ)થી પેદા થાય છે.

**ગૌતમ** : હે ભગવન્! તે યોગ શાથી પેદા થાય છે?

**મહાવીર** : હે ગૌતમ! તે મન-વચન-કાયાની વર્ગણાઓ અને આત્મપ્રદેશોના કંપનથી યોગ ઊપજે છે.

**ગૌતમ** : હે ભગવન્! તે વીર્ય શાથી પેદા થાય છે?

**મહાવીર** : હે ગૌતમ! તે વીર્ય[1] શરીરસ્થ આત્મ પ્રદેશોમાં પેદા થાય છે.

**ગૌતમ** : હે ભગવન્! તે શરીર શાથી પેદા થાય છે?

**મહાવીર** : હે ગૌતમ! તે શરીર જીવના નામકર્મના ઉદયથી પેદા થાય છે. ક્રિયામાં ઉત્થાન,[2] કર્મ, બલ, વીર્ય અને પુરુષકાર પરાક્રમ હોય છે.

---

૧. લેશ્યાવાળા જીવનો મન-વાણી કાયારૂપ સાધનવાળો આત્મપ્રદેશના પરિસ્પંદન રૂપ જે વ્યાપાર તે વીર્ય. કેવળજ્ઞાનીનો જે ચેષ્ટા વિનાનો અસ્ખલિત પરિણામ તે પણ વીર્ય છે. પરંતુ તે અહીં અભિપ્રેત નથી.

૨. ઉત્થાન એટલે ઊઠવું, ક્રિયાનો વિચાર કરવો, કર્મ એટલે ઊંચું ફેંકવું, નીચું ફેંકવું. કામ કરવા તૈયાર થવું, બલ, એટલે શારીરિક પ્રાણનું બળ

**ગૌતમ**: હે ભગવન્! શું જીવ પોતાની મેળે જ તે કર્મને ઉદીરે[3] છે? પોતાની મેળે જ તેને ગ્રહે છે? અને પોતાની મેળે જ તેને અટકાવે છે?

**મહાવીર**: હા, ગૌતમ! કોઇ પણ જીવને જરા પણ બંધાદિ બીજા પદાર્થના નિમિત્તથી કહ્યા નથી.

**ગૌતમ**: હે ભગવન્! નૈરયિકો કાંક્ષામોહનીય કર્મને અનુભવે છે?

**મહાવીર**: હા ગૌતમ! એ પ્રમાણે સ્તનિતકુમારો સુધી જાણવું.

**ગૌતમ**: હે ભગવન્! પૃથ્વી કાયિકો કાંક્ષામોહનીય કર્મ અનુભવે છે?

**મહાવીર**: હે ગૌતમ! 'અમે કાંક્ષામોહનીય કર્મ વેદીએ છીએ' એ પ્રમાણે તે જીવોને તર્ક[4], સંજ્ઞા, ધારણા, કે વચન નથી છતાં તેઓ વેદે છે. તે પ્રમાણે ચાર ઇન્દ્રિયવાળા જીવો સુધી જાણવું.

---

જોડવું. જીવનો ઉત્સાહ તે વીર્ય અને ઇષ્ટફળને સાધનાર તે પરાક્રમ ને કાર્ય પાર પાડવુ અને પુરુષાકાર એટલે તે કાર્યમય થવું. ગોશાલકના મતમાં ઉત્થાનાદિ નથી કારણ કે તેને મને ઉત્થાનાદિ પુરૂષાર્થ સિદ્ધ થતો નથી પણ નિયતિથી જ કાર્ય સિદ્ધ થાય છે, નિયતિના પ્રભાવે જે શુભાશુભ અર્થ મનુષ્યને મળવાનો હોય તે અવશ્ય મળે છે. જીવો ગમે તેટલો પ્રયત્ન કરે પણ ન થવાનુ થતુ નથી, અને થવાનું તે ફરતું નથી.

૩. જે કર્મ સામાન્ય ક્રમમા ભવિષ્યકાળમા જ ફળ આપવાનું છે તેને કરણ વિશેષથી ખેચી લાવી અત્યારે જ ભોગવવામા નાખી દેવુ, જેથી તેનો જલ્દી નાશ થઈ જાય તે ક્રિયાને ઉદીરણા કહે છે. તેમાં યાદ રાખવાનું કે જે કર્મની ઉદિરણા ઘણી મોડી થવાની છે તથા જે કર્મની ઉદિરણા ભવિષ્યમા થવાની નથી તેની ઉદિરણા વર્તમાન કે ભવિષ્યકાળમાં થઇ શકતી નથી પરંતુ જે કર્મ તુરતમા ઉદિરણાને યોગ્ય હોય તેને ઉદિરાય છે.

૪. 'આમ હશે' એવા સ્વરૂપવાળો તે તર્ક, સંજ્ઞા એટલે અર્થાવગ્રહ સ્વરૂપ જ્ઞાન, પ્રજ્ઞા એટલે બધા વિશેષ સંબંધી જ્ઞાન, અને ધારણા એટલે એક પ્રકારના સ્મરણાદિ રૂપ મતિજ્ઞાનનો ભેદ.

ગૌતમ : હે ભગવન્! શ્રમણ નિગ્રંથો પણ કાંક્ષા મોહનીય કર્મ વેદે છે?

મહાવીર : હા ગૌતમ! *જ્ઞાનાંતર, દર્શનાંતર, ચારિત્રાંતર, લિંગાંતર, પ્રવચનાંતર, પ્રાવચનિકાંતર, કલ્પાંતર, માર્ગાંતર, મતાંતર, ભંગાંતર, નયાંતર, નિયમાંતર અને પ્રમાણાંતર વડે શંકાવાળા, કાંક્ષાવાળા, વિચિકિત્સાવાળા, ભેદ સમાપન્ન અને કલુષસમાપન્ન થઇને તે શ્રમણ નિગ્રંથો પણ કાંક્ષામોહનીય કર્મને વેદે છે.

## પરિશિષ્ઠ

* ૧ જ્ઞાનાંતર : એક જ્ઞાનથી બીજા જ્ઞાનના વિષયમાં શંકા ઉત્પન્ન થાય છે. જેમ કે, અવધિજ્ઞાની ૧૪ રાજલોકનાં સર્વરૂપી દ્રવ્યોને જાણે છે અને મનઃપર્યવજ્ઞાની અઢીદ્વિપમાં સંજ્ઞી જીવના મનની વાતને જાણે છે. આની અંદર અવધિજ્ઞાન તે ત્રીજું જ્ઞાન છે છતાં ક્ષેત્રની અપેક્ષાએ વધારે જાણે છે અને મનઃપર્યવજ્ઞાન ચોથું છે છતાં તેનો વિષય કમ કેમ એવી શંકા ઉત્પન્ન કરે છે. તેનો ઉત્તર એ છે કે અવધિજ્ઞાનના સાથમા અવધિદર્શનની સહાયતા હોય છે. તેમજ તેના પર્યવ વધારે છે. માટે તેનો વિષય અધિક છે મનઃપર્યવજ્ઞાની વધારે સ્પષ્ટ ને સૂક્ષ્મ જાણે છે. મનઃપર્યવજ્ઞાન સાધુને જ થાય. અવધિજ્ઞાન બધાને એકસરખું નથી.

૨. દર્શનાંતર : સામાન્ય જ્ઞાનનેદર્શન કહે છે. ચક્ષુદર્શન–અચક્ષુદર્શન ભિન્ન ભિન્ન શા માટે કહ્યા? ઉત્તર : અચક્ષુદર્શન સામાન્ય રૂપથી દેખે છે જ્યારે ચક્ષુદર્શન વિશેષ રૂપથી દેખે છે. ચક્ષુદર્શન આંખથી દેખે છે. અચક્ષુદર્શન આંખ સિવાયની ૪ ઇન્દ્રિય અને મનથી દેખે છે. અથવા સમકિતના વિષયમાં શંકા ઉત્પન્ન કરે છે. જેમ કે ઉપશમ સમકિત અને ક્ષયોપક્ષમ સમકિત ભિન્ન ભિન્ન શા માટે કહ્યા? ઉત્તર :– ક્ષાયોપક્ષમિક સમકિતમાં વિપાકનો ઉપશમ છે, અને મિથ્યાત્વના પ્રદેશોનો ઉદય છે. ઉપશમ સમકિતમાં મિથ્યાત્વના પ્રદેશોનો ઉદય નથી અને વિપાકનો ઉપશમ છે.

૩ ચારિત્રાંતર: ચારિત્રના વિષયમાં શંકા કરે છે જેમ કે સામાયક ચારિત્રમાં સર્વસાવદ્ય પ્રવૃત્તિનો ત્યાગ થઇ ગયો છતાં પણ છેદોપસ્થાપનીય ચારિત્ર દેવાની શી આવશ્યકતા છે? ઉત્તર:- પ્રથમ તીર્થંકરના સાધુ ઋજુ જડ હોય છે અને અંતિમ તીર્થંકરના સાધુ વક્ર જડ હોય છે. માટે પ્રથમ અને અંતિમ તીર્થંકરના સાધુઓને ચારિત્રનાશની ભ્રાંતિથી સમજાવવા માટે છેદોપસ્થાપનીય ચારિત્ર દેવામાં આવે છે વચ્ચેના ૨૨ તીર્થંકરના સાધુ ઋજુપ્રાજ્ઞ હોય છે. તેને ભ્રાંતિ થતી નથી માટે તેને સામાયક ચારિત્ર જ કહેલ છે.

૪ લિંગાંતર: પ્રથમ અને અંતિમ તીર્થંકરના સાધુ માત્ર સફેદ વસ્ત્ર રાખે છે અને વચ્ચેના ૨૨ તીર્થંકરના સાધુ પાંચે વર્ણનાં વસ્ત્ર રાખે છે એ ભેદ શા માટે? ઉત્તર:- પ્રથમ તીર્થંકરના સાધુ ઋજુ જડ અને અંતિમ તીર્થંકરના સાધુ વક્ર જડ હોય છે. તેઓ મોહપૂર્વક ઈચ્છાવાળાં વસ્ત્રગ્રહણ કરે છે એ કારણે તેઓને માટે સફેદ વસ્ત્ર રાખવાની આજ્ઞા છે. વચ્ચેના ૨૨ તીર્થંકરના સાધુઓ ઋજુપ્રાજ્ઞ હોય છે. તેઓને રંગભેદમાં વ્યામોહ થતો નથી. માટે તેને પંચરંગી વસ્ત્રો રાખવાનું વિધાન છે.

૫. પ્રવચનાંતર: એક તીર્થંકરના પ્રવચનથી બીજા તીર્થંકરના પ્રવચનમાં અંતર પડવાથી શંકા ઉત્પન્ન કરે છે. જેમ કે પ્રથમ અને અંતિમ તીર્થંકરના સમયમાં પાંચ મહાવ્રત અને વચ્ચેના ૨૨ તીર્થંકરોના સમયમાં ચાર મહાવ્રત બતાવેલ છે. તો આ પ્રમાણે ભેદ શા માટે? ઉત્તર:-ત્રીજા પ્રશ્નના ઉત્તરની સમાન જ આનો ઉત્તર છે. ચોથા મહાવ્રતનો પાંચમા મહાવ્રતમાં સમાવેશ થઇ જાય છે. કેમ કે સ્ત્રી પરિગ્રહરૂપ છે. પણ જડતા હોય ત્યાં તેમ મનાતું નથી. તેથી સ્ત્રી ત્યાગનું એક મહાવ્રત વધ્યું અને વચ્ચેના ૨૨ તીર્થંકરોના સમયમાં ચાર મહાવ્રત કહેલ છે.

૬. પ્રાવચનિકાંતર: (સિદ્ધાંતને ભણે અને જાણે તે) પ્રાવચનિક અર્થાત્ બહુશ્રુત પુરુષ એક એવા પ્રકારની પ્રવૃત્તિ ભિન્નરૂપે કરે છે અને તેથી બીજા અન્ય રીતે પ્રવૃત્તિ કરે છે. તો તે બંનેમાં યોગ્ય શું? ઉત્તર:- ચારિત્ર મોહનીય કર્મનો ક્ષયોપશમ ભિન્ન ભિન્ન હોવાને કારણે

તથા ઉત્સર્ગ-અપવાદમાર્ગ હોવાથી પ્રવૃત્તિમાં અંતર પડે છે પરંતુ તે જ પ્રવૃત્તિ પ્રમાણરૂપ છે, કે જે આગમથી વિરુદ્ધ ન હોય.

૭. કલ્પાંતર :- જિનકલ્પ અને સ્થવિર કલ્પમાં શો ભેદ ? ઉત્તર:- ક્રિયાભેદથી જિનકલ્પ ને સ્થવિર કલ્પમાં ભેદ છે. જિનકલ્પ કઠણ હોવા છતાં જિનકલ્પિ મોક્ષ ન જાય. કારણ કે પોતાના કલ્પમાં ઉચ્ચ ભાવ રહે છે. બન્ને કલ્પ જિનાજ્ઞામાં રહે છે. વધારે આકરાં કર્મ કાપવા માટે જિનકલ્પ ધારણ કરે પછી સ્થાવિર કલ્પમાં પાછા જાય. કલ્પનો હેતુ કર્મક્ષય છે. પણ કલ્પાતીત થાય ત્યારે જ મોક્ષ જાય.

૮. માર્ગાન્તર : કોઇ આચાર્ય બે નમોથ્થુણં આપે છે કોઈ આચાર્ય ત્રણ કહે છે. કોઇ આચાર્ય અધિક કાયોત્સર્ગ, ત્યારે કોઇ કમ કહે છે. આ બંનેમાં યોગ્ય માર્ગ કયો હશે એવી શંકા ઊભી કરે તેનો ઉત્તર :- ગીતાર્થ પુરુષો જે સમાચારીમાં પ્રવૃત્તિ કરે છે અને જો તે નિષેધ યોગ્ય ન હોય તો અને નિષ્પાપ હોય તો પ્રમાણયુક્ત છે.

૯. મતાંતર : એકબીજા આચાર્યના મતમાં અંતર પડવાથી શંકા ઊભી કરે છે. જેમકે સિદ્ધસેન દિવાકર કેવળજ્ઞાન અને કેવળ-દર્શનનો ઉપયોગ એકસાથે માને છે. અને આચાર્ય જિનભદ્રગણી ક્ષમા-શ્રમણ એકસાથે નથી માનતા, પરંતુ ભિન્ન ભિન્ન સમયમાં માને છે. એ બંનેમાં કોણ સાચું ? જે મત આગમથી અનુકૂળ હોય તે જ સત્ય છે. પન્નવણાજીના પદ ૨૯ માં એ પ્રમાણે ઉલ્લેખ છે કે જે સમયે જાણે છે તે સમયે દેખતા નથી. જે સમયે દેખે છે તે સમયે જાણતા નથી. શુદ્ધ ચેતનાના બે ઉપયોગ પરિણામ છે. એક સમયે બે ઉપયોગ ન હોય.

૧૦. ભંગાંતર : હિંસા સંબંધી ચાર ભાંગા થાય છે.

(૧) દ્રવ્યથી હિંસા ભાવથી નહિ. (૨) ભાવથી હિંસા, દ્રવ્યથી નહિ. (૩) દ્રવ્યથી પણ નહિ, ભાવથી પણ નહિ. (૪) દ્રવ્યથી પણ હિંસા ભાવથી પણ હિંસા એ ભાંગામાંથી કોઇ આચાર્ય બે ભંગને, કોઇ ત્રણ ભંગને અને કોઇ ચાર ભાંગાને માને છે. એમાં શંકા ઉત્પન્ન કરે તેનો ઉત્તર-ઈર્યાસમિતિપૂર્વક યતનાથી ચાલતા સાધુના પગ નીચે કીડી આદિ જીવ મરી જાય તો દ્રવ્યહિંસા છે. વિના ઉપયોગ ચાલે તો ભાવહિંસા છે.

૧૧. નયાંતર : એક જ વસ્તુમાં નિત્ય અને અનિત્ય એ બે વિરોધી ધર્મ કેમ રહી શકે ? તેનો ઉત્તર :- દ્રવ્યાર્થિક નયની અપેક્ષાથી વસ્તુ નિત્ય છે. અને પર્યાયાર્થિક નયની અપેક્ષાએ વસ્તુ અનિત્ય છે. ભિન્ન ભિન્ન અપેક્ષાથી એક વસ્તુમાં ભિન્ન ભિન્ન ધર્મ રહી શકે છે. જેમ કે-એક પુરુષ પોતના પિતાની અપેક્ષાથી પુત્ર છે. અને પોતાના પુત્રની અપેક્ષાથી તે પિતા છે.

૧૨. નિયમાંતર : જેમ કોઈ સાધુ અભિગ્રહ કરે છે, નવકારશી, પોરસી, આદિ પચ્ચખાણ કરે છે. તેમાં શંકા ઉત્પન્ન કરે કે સાધુને તો સર્વસાવદ્ય પ્રવૃત્તિનો ત્યાગ છે પછી તેને અભિગ્રહ આદિ કરવાની શી આવશ્યકતા છે ? તેનો ઉત્તર : પ્રમાદને-વિશેષને વિશેષ રૂપે ત્યાગવા માટે અને નિર્જરા વધારવાના હેતુથી અભિગ્રહ આદિ કરે છે.

૧૩. પ્રમાણાંતર : શાસ્ત્રમાં કહ્યું છે કે સૂર્ય સમભૂમિથી ૮૦૦ યોજન ઉપર ચાલે છે. અમારી આંખમાંથી તો રોજ સૂર્ય ભૂમિથી નીકળતો દેખાય છે એમાં સત્ય શું ? તેનો ઉત્તર :- અમને દૃષ્ટિથી સૂર્ય ભૂમિથી નીકળતો દેખાય છે તે સત્ય નથી. દૃષ્ટિભ્રમ છે. કારણ કે ગમે તેટલું આગળ ચાલો તો પણ એમ જ દેખાશે. સૂર્ય પૃથ્વીથી ઘણો દૂર છે

---

## (૯) ક્રોધી-માની આદિના ભાંગા
## ભગવતી શ-૧ ઉ-૫નો અધિકાર

તેના કુલ ૪૭ ભેદ છે. સ્થિતિના ૪ ભેદ, અવગાહનાના ૪ ભેદ, શરીર ૫, સંઘયણ ૬, સંસ્થાન ૬, લેશ્યા ૬, દૃષ્ટિ ૩, જ્ઞાન ૮ (જ્ઞાન ૫ અને અજ્ઞાન ૩) યોગ ૩, ઉપયોગ ૨ = ૪૭ બોલ થયા.

**૧. સ્થિતિના ચાર પ્રકાર :-** (૧) જઘન્ય સ્થિતિ (૨) જઘન્યથી એક સમય અધિક યાવત્ સંખ્યાત સમય પર્યંત (૩) સંખ્યાત સમયથી એક સમય અધિક યાવત્ અસંખ્યાત્ સમય અધિક (ઉત્કૃષ્ટથી એક સમય કમ સુધી) (૪) ઉત્કૃષ્ટ સ્થિતિ.

**૨. અવગાહનાના ચાર પ્રકાર**:–(૧) જઘન્ય અવગાહના (૨) જઘન્યથી એક પ્રદેશ અધિક યાવત્ સંખ્યાતા આકાશ પ્રદેશ સુધી; (૩) સંખ્યાતા આકાશ પ્રદેશોથી એક આકાશ પ્રદેશ અધિક યાવત્ ઉત્કૃષ્ટથી એક આકાશ પ્રદેશ કમ સુધી અને, (૪) ઉત્કૃષ્ટ અવગાહના.

બાકીના ભેદો ઉપર પ્રમાણે છે કુલ મળીને ૪૭ બોલ થયા. સમુચ્ચય નારકીમાં ૨૯ બોલ લાભે તે સ્થિતિ તથા અવગાહનાના ૪–૪, શરીર ૩, સંસ્થાન ૧, લેશ્યા ૩, જ્ઞાન ૩, અજ્ઞાન ૩, દૃષ્ટિ ૩, યોગ ૩, ઉપયોગ ૨=૨૯ બોલ.

પહેલી, બીજી, ચોથી, છઠ્ઠી, અને સાતમી નરકમાં ૨૭ બોલ લાભે. સમુચ્ચય ૨૯ માંથી ૨ લેશ્યા કમ કરવી, તેમાંથી ૪ બોલમાં (સ્થિતિનો બીજો ભેદ, અવગાહનાનો પહેલો અને બીજો ભેદ અને મિશ્રદૃષ્ટિ) એ ચાર ભેદમાં ભાંગા ૮૦ લાભે (અસંયોગી આઠ, દ્વિસંયોગી ૨૪, ત્રિસંયોગી ૩૨, ચાર સંયોગી ૧૬,) બાકીના ૨૩ બોલમાં ભાંગા–૨૭–૨૭ લાભે. (અસંયોગી ૧, દ્વિસંયોગી ૬, ત્રિસંયોગી ૧૨, ચાર સંયોગી ૮) અશાશ્વત સ્થાનમાં ૮૦ ભાંગા લાભે અને શાશ્વત સ્થાનમાં ૨૭ લાભે.

ત્રીજી અને પાંચમી નરકમાં ૨૮–૨૮ બોલ લાભે. ઉપર ૨૭ કહ્યા તેમાં એક લેશ્યા વધી. તેના ચાર બોલમાં (ઉપરોક્ત કહ્યા મુજબ ૪ ભાંગા) ૮૦–૮૦ ભાંગા લાભે. શેષ ૨૪ બોલમાં ભંગા ૨૭–૨૭ લાભે. ઉપરોકત પ્રમાણે સમજી લેવું.

ભવનપતિ અને વ્યંતર દેવોમાં ૩૦ બોલ લાભે. ઉપર જે ૨૭ બોલ કહ્યા તેમાં ત્રણ લેશ્યા વિશેષ વધી, તેના ચાર બોલમાં (ઉપરોક્ત) ૮૦–૮૦ ભાંગા લાભે. બાકી ૨૬ બોલમાં તે ઉપર પ્રમાણે સમજી લેવા. પરંતુ અંતર એટલું છે કે નારકીમાં ક્રોધી–માની, માયી અને લોભી કહેલ છે. પરંતુ અહીંયાં લોભી, માની, માયી, ક્રોધી એ પ્રમાણે સમજવાનું છે. જેમ કે સર્વલોભી એ પ્રમાણે, બાકીના ૨૬ ભાંગા નારકીથી ઊલટા કહી દેવા.

જ્યોતિષી તથા એકથી બાર દેવલોક સુધીના વૈમાનિક દેવોમાં ૨૭-૨૭ બોલ લાભે (ઉપર ૩૦ બોલ કહ્યા છે તેમાંથી ત્રણ લેશ્યા ઘટી) તેમાંથી ચાર બોલમાં ભાંગા ૮૦-૮૦ લાભે. બાકી ૨૩ બોલમાં ૨૭-૨૭ ભાંગા લાભે. તે ઉપરોક્ત રીતે સમજી લેવા.

નવ ગ્રૈવેયકમાં બોલ ૨૬ લાભે (ઉપરના ૨૭ માંથી એક મિશ્ર-દૃષ્ટિ ઘટી) તેમાંથી ત્રણ બોલમાં ભાંગા ૮૦-૮૦ લાભે, બાકી ૨૩ બોલમાં ભાંગા ૨૭-૨૭ લાભે તે પૂર્વોક્ત રીતિ પ્રમાણે સમજી લેવા.

પાંચ અનુત્તર વિમાનમાં ૨૨ બોલ લાભે (ઉપરના ૨૬માંથી ૩ અજ્ઞાન અને ૧ મિથ્યાદૃષ્ટિ આ ચાર કમ થયા). ત્રણ બોલમાં ભાંગા લાભે, ૮૦-૮૦. બાકીના ૧૯ બોલમાં ભાંગા લાભે ૨૭-૨૭. તે ઉપરોક્ત પ્રમાણે સમજી લેવા.

પૃથ્વી, પાણી અને વનસ્પતિમાં ૨૩-૨૩ બોલ લાભે તેનાં નામઃ- સ્થિતિના ૪, અવગાહનાના ૪, શરીર ૩, સંઘયણ ૧, સંસ્થાન ૧, લેશ્યા ૪, દૃષ્ટિ ૧, અજ્ઞાન ૨, યોગ ૧, ઉપયોગ ૨, સર્વ મળીને ૨૩. તેમાંથી તેજોલેશ્યામાં ભાંગા ૮૦ લાભે (નારકીવત્). બાકી ૨૩ બોલમાં ભાંગા લાભે નહિ.

તેઉકાયમાં બોલ ૨૨ લાભે, (ઉપરના ૨૩ માંથી ૧ તેજોલેશ્યા ઘટી) વાયુકાયમાં ૨૩ બોલ લાભે. એક વૈક્રિયશરીર વધ્યું, ભાંગા નહિ.

ત્રણ વિકલેન્દ્રિયમાં ૨૬-૨૬ બોલ લાભે, (તેઉકાયમાં ૨૨ કહ્યા છે તેમાં ૧ સમદૃષ્ટિ, ૨ જ્ઞાન અને ૧ વચનયોગ આ ચાર વધ્યા) તેમાંથી છ બોલમાં (૧ સમદૃષ્ટિ, ૨ જ્ઞાન, અને સ્થિતિનો બીજો બોલ, અવગાહનાનો પહેલો બીજો બોલ-કુલ ૬) તેમાં ભાંગા ૮૦-૮૦. બાકીના ૨૦ બોલ અભંગ.

તિર્યંચ પંચેન્દ્રિયમાં ૪૪ બોલ લાભે (૪૭ બોલમાંથી શરીર ૧, જ્ઞાન ૨, આ ત્રણ ઓછા થયા). તેમાંથી ચાર બોલમાં (નારકીવત્) ભાંગા ૮૦-૮૦ થાય. બાકીના ૪૦ બોલમાં ભાંગા લાભે નહિ.

મનુષ્યમાં બોલ પાંચ, ૪૭ તેમાંથી છ બોલમાં (સ્થિતિ અને અવગાહનાનો પહેલો બીજો બોલ, આહારક શરીર અને મિશ્રદૃષ્ટિ કુલ ૬) તેમાં ભાંગા થાય ૮૦-૮૦ (નારકીવત્). બાકીના ૪૧ બોલમાં નહિ.

અશાશ્વત સ્થાનમાં ૮૦ ભાંગા જે ઉપર કહ્યા તે પ્રમાણે છે.

**અસંયોગી ભાંગા–૮**

| | | | |
|---|---|---|---|
| ૧. | ક્રોધી એક | ૫. | ક્રોધી વધુ |
| ૨. | માની એક | ૬. | માની વધુ |
| ૩. | માયી એક | ૭. | માયી વધુ |
| ૪. | લોભી એક | ૮. | લોભી વધુ |

**દ્વિસંયોગી ભાંગા–૨૪**

| | | | |
|---|---|---|---|
| ૧. | ક્રોધી એક, માની એક | ૧૩. | માની એક, માયી એક |
| ૨ | ક્રોધી એક, માની બહુ | ૧૪. | માની એક, માયી બહુ |
| ૩. | ક્રોધી બહુ, માની એક | ૧૫. | માની બહુ, માયી એક |
| ૪. | ક્રોધી બહુ, માની બહુ | ૧૬. | માની બહુ, માયી બહુ |
| ૫. | ક્રોધી એક, માયી એક | ૧૭. | માની એક, લોભી એક |
| ૬. | ક્રોધી એક, માયી બહુ | ૧૮. | માની એક, લોભી બહુ |
| ૭. | ક્રોધી બહુ, માયી એક | ૧૯. | માની બહુ, લોભી એક |
| ૮. | ક્રોધી બહુ, માયી બહુ | ૨૦. | માની બહુ, લોભી બહુ |
| ૯. | ક્રોધી એક, લોભી એક | ૨૧. | માયી એક, લોભી એક |
| ૧૦. | ક્રોધી એક, લોભી બહુ | ૨૨. | માયી એક, લોભી બહુ |
| ૧૧ | ક્રોધી બહુ, લોભી એક | ૨૩. | માયી બહુ, લોભી એક |
| ૧૨. | ક્રોધી બહુ, લોભી બહુ | ૨૪. | માયી બહુ, લોભી બહુ |

**ત્રિસંયોગી ભાંગા–૩૨**

| | |
|---|---|
| ક્રોધી એક, માની એક, માયી એક | ક્રોધી એક, માયી એક, લોભી એક |
| ક્રોધી એક, માની એક, માયી બહુ | ક્રોધી એક, માયી એક, લોભી બહુ |
| ક્રોધી એક, માની બહુ, માયી એક | ક્રોધી એક, માયી બહુ, લોભી એક |
| ક્રોધી એક, માની બહુ, માયી બહુ | ક્રોધી એક, માયી બહુ, લોભી બહુ |
| ક્રોધી બહુ, માની એક, માયી એક | ક્રોધી બહુ, માયી એક, લોભી એક |
| ક્રોધી બહુ, માની એક, માયી બહુ | ક્રોધી બહુ, માયી એક, લોભી બહુ |
| ક્રોધી બહુ. માની બહુ, માયી એક | ક્રોધી બહુ, માયી બહુ, લોભી એક |
| ક્રોધી બહુ, માની બહુ, માયી બહુ | ક્રોધી બહુ, માયી બહુ, લોભી બહુ |

ક્રોધી એક, માની એક, લોભી એક
ક્રોધી એક, માની એક, લોભી બહુ
ક્રોધી એક, માની બહુ, લોભી એક
ક્રોધી એક, માની બહુ, લોભી બહુ
ક્રોધી બહુ, માની એક, લોભી એક
ક્રોધી બહુ, માની એક, લોભી બહુ
ક્રોધી બહુ, માની બહુ, લોભી એક
ક્રોધી બહુ, માની બહુ, લોભી બહુ

માની એક, માયી એક, લોભી એક
માની એક, માયી એક, લોભી બહુ
માની એક, માયી બહુ, લોભી એક
માની એક, માયી બહુ, લોભી બહુ
માની બહુ, માયી એક, લોભી એક
માની બહુ, માયી એક, લોભી બહુ
માની બહુ, માયી બહુ, લોભી એક
માની બહુ, માયી બહુ, લોભી બહુ

ચાર સંયોગી ભાંગા-૧૬

૧. ક્રોધી એક, માની એક, માયી એક, લોભી એક,
૨. ક્રોધી એક, માની એક, માયી એક, લોભી બહુ.
૩. ક્રોધી એક, માની એક, માયી બહુ, લોભી એક.
૪. ક્રોધી એક, માની એક, માયી બહુ, લોભી બહુ.
૫. ક્રોધી એક, માની બહુ, માયી એક, લોભી એક.
૬. ક્રોધી એક, માની બહુ, માયી એક, લોભી બહુ.
૭. ક્રોધી એક, માની બહુ, માયી બહુ, લોભી એક.
૮. ક્રોધી એક, માની બહુ, માયી બહુ, લોભી બહુ.
૯. ક્રોધી બહુ, માની એક, માયી એક, લોભી એક.
૧૦. ક્રોધી બહુ, માની એક, માયી એક, લોભી બહુ.
૧૧. ક્રોધી બહુ, માની એક, માયી બહુ, લોભી એક.
૧૨. ક્રોધી બહુ. માની એક, માયી બહુ, લોભી બહુ,
૧૩. ક્રોધી બહુ, માની બહુ, માયી એક, લોભી એક.
૧૪. ક્રોધી બહુ, માની બહુ, માયી એક, લોભી બહુ.
૧૫. ક્રોધી બહુ, માની બહુ, માયી બહુ, લોભી એક.
૧૬. ક્રોધી બહુ, માની બહુ, માયી બહુ, લોભી બહુ,

શાશ્વત બોલોમાં ૨૭ ભાંગા હોય છે. જેમાં અસંયોગી એક, દ્વિસંયોગી ૬, ત્રિસંયોગી ૧૨, ચાર સંયોગી ૮ ભાંગા હોય છે=૨૭.

**અસંયોગી ભાંગા–૧.**

૧. બધા ક્રોધી.

**દ્વિસંયોગી ભાંગા–૬**

| | |
|---|---|
| ૧. ક્રોધી બહુ, માની એક. | ૪. ક્રોધી બહુ માયી બહુ. |
| ૨. ક્રોધી બહુ, માની બહુ. | ૫. ક્રોધી બહુ, લોભી એક. |
| ૩. ક્રોધી બહુ, માયી એક. | ૬. ક્રોધી બહુ, લોભી બહુ. |

**ત્રિસંયોગી ભાંગા–૧૨.**

| | |
|---|---|
| ક્રોધી બહુ, માની એક, માયી એક. | ક્રોધી બહુ, માની બહુ, લોભી એક. |
| ક્રોધી બહુ, માની એક, માયી બહુ. | ક્રોધી બહુ, માની બહુ, લોભી બહુ. |
| ક્રોધી બહુ, માની બહુ, માયી એક. | ક્રોધી બહુ, માયી એક, લોભી એક. |
| ક્રોધી બહુ, માની બહુ, માયી બહુ. | ક્રોધી બહુ, માયી એક, લોભી બહુ. |
| ક્રોધી બહુ, માની એક, લોભી એક. | ક્રોધી બહુ, માયી બહુ, લોભી એક. |
| ક્રોધી બહુ, માની એક, લોભી બહુ. | ક્રોધી બહુ, માયી બહુ, લોભી બહુ. |

**ચાર સંયોગી ભાંગા–૮**

૧. ક્રોધી બહુ, માની એક, માયી એક, લોભી એક
૨. ક્રોધી બહુ, માની એક, માયી એક, લોભી બહુ
૩. ક્રોધી બહુ, માની એક, માયી બહુ, લોભી બહુ
૪. ક્રોધી બહુ, માની એક, માયી બહુ, લોભી બહુ
૫. ક્રોધી બહુ, માની બહુ, માયી એક, લોભી એક
૬. ક્રોધી બહુ, માની બહુ, માયી એક, લોભી બહુ
૭ ક્રોધી બહુ, માની બહુ, માયી બહુ, લોભી એક
૮. ક્રોધી બહુ, માની બહુ, માયી બહુ, લોભી બહુ

દેવતાના ૨૭ ભાંગા આ પ્રમાણે છે–અસંયોગી ભાંગા ૧.
(૧) બધા લોભી.

**દ્વિસંયોગી ભાંગા–૬**

| | |
|---|---|
| ૧. લોભી બહુ, માયી એક | ૪. લોભી બહુ, માની બહુ |
| ૨. લોભી બહુ, માયી બહુ | ૫. લોભી બહુ, ક્રોધી એક |
| ૩. લોભી બહુ, માની એક | ૬. લોભી બહુ, ક્રોધી બહુ |

### ત્રિસંયોગી ભાંગા-૧૨

| | |
|---|---|
| લોભી બહુ, માયી એક, માની એક | લોભી બહુ, માયી બહુ, ક્રોધી એક |
| લોભી બહુ, માયી એક, માની બહુ | લોભી બહુ, માયી બહુ, ક્રોધી બહુ |
| લોભી બહુ, માયી બહુ, માની એક | લોભી બહુ, માની એક, ક્રોધી એક |
| લોભી એક, માયી બહુ, માની બહુ | લોભી બહુ, માની એક, ક્રોધી બહુ |
| લોભી બહુ, માયી એક, ક્રોધી એક | લોભી બહુ, માની બહુ, ક્રોધી એક |
| લોભી બહુ, માયી એક, ક્રોધી બહુ | લોભી બહુ, માની બહુ, ક્રોધી બહુ |

### ચાર સંયોગી ભાંગા-૮

૧. લોભી બહુ, માયી એક, માની એક, ક્રોધી એક.
૨. લોભી બહુ, માયી એક, માની એક, ક્રોધી બહુ.
૩. લોભી બહુ, માયી એક, માની બહુ, ક્રોધી એક.
૪. લોભી બહુ, માયી એક, માની બહુ, ક્રોધી બહુ.
૫. લોભી બહુ, માયી બહુ, માની એક, ક્રોધી એક.
૬. લોભી બહુ, માયી બહુ, માની એક, ક્રોધી બહુ.
૭. લોભી બહુ, માયી બહુ, માની બહુ, ક્રોધી એક.
૮. લોભી બહુ, માયી બહુ, માની બહુ, ક્રોધી બહુ



## (૧૦) રોહામુનિના પ્રશ્નોત્તર
### ભગવતી શ-૧. ઉ-૬ નો અધિકાર

સરલ અને ભદ્રિક પ્રકૃતિવાળા, ઉપશાંત કષાયિ, રોહામુનિ જ્ઞાન-ધ્યાનમાં રમણ કરતા હતા. એકદા તેમણે પ્રભુ મહાવીરને નીચેના પ્રશ્નો કર્યા. પ્રભુએ તેના જે જવાબ આપ્યા એ પ્રશ્નોત્તર નીચે મુજબ છે.

**પ્રશ્ન** : હે ભગવાન્ ! પહેલાં લોક થયો કે અલોક ?

**ઉત્તર** : જે પદાર્થનો આદિ કે અંત ન જ હોય તેને પહેલા કે પછી થયાનું કેમ કહેવાય ? લોક અને અલોક બંને અનાદિ-અનંત છે. કારણ કે આકાશ શાશ્વત છે. અને આકાશ સાથે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, જીવાસ્તિકાય, પુદ્‌ગલાસ્તિકાય અને કાળ, એ પાંચે દ્રવ્યો શાશ્વત

છે એ દ્રવ્યો જેટલાં આકાશમાં રહે છે તે લોક છે. બાકીનાં આકાશને અલોક કહ્યો છે દ્રવ્યાપેક્ષાએ બધાં નિત્ય છે. પર્યાયાપેક્ષાએ અનિત્ય છે. માટે જ અનાદિ અનંત–શાશ્વત લોક અલોકનો બનાવનાર કોઈ નથી.

**પ્રશ્ન :** હે ભગવાન્! જીવ પહેલાં કે અજીવ?

**ઉત્તર :** જીવ અને અજીવ બંને શાશ્વત પદાર્થ છે. બંને અનાદિ કાળથી છે જો જીવ પહેલો માનીએ તો આકાશ વિના તે રહે ક્યાં? ધર્માસ્તિકાય વિના ચાલે કેમ? અધર્માસ્તિકાય વિના સ્થિર કેમ થાય? પુદ્ગલાસ્તિકાય વિના કર્મ–કાર્ય કેમ કરે? જો અજીવ પહેલો હોય તો જીવ વિના ઉપકાર કોનો કરે? કોના ઉપયોગમાં આવે? માટે એમાં પહેલા–પછીપણું નથી.

તેની સિદ્ધતા માટે નીચેના પ્રશ્નો થયા.

**પ્રશ્ન :** હે ભગવાન્! પહેલાં કૂકડી થઈ કે ઈંડું?

**ઉત્તર :** કૂકડી અને ઇંડું બંને શાશ્વત છે, અનાદિ કાળથી છે.

**પ્રશ્ન :** હે પૂજ્ય! પહેલાં લોકાન્ત કે અલોકાન્ત?

**ઉત્તર :** બન્ને શાશ્વત છે. અનાદિ કાળથી છે.

એવી જ રીતે, નીચેના પ્રશ્નોના ઉત્તરમાં પણ શાશ્વત અને અનાદિથી સમજવું.

૧. લોકાન્ત અને સાતમી નરકનો આકાશાંત.
૨. સાતમી નરકનો આકાશાંત અને સાતમી નરકનો તનવાયુ.
૩. સાતમી નરકનો તનવાયુ અને સાતમી નરકનો ઘનવાયુ.
૪. સાતમી નરકનો ઘનવાયુ અને સાતમી નરકનો ઘનોદધિ.
૫. સાતમી નરકનો ઘનોદધિ અને સાતમી નરકનો પૃથ્વીપિંડ.
૬. સાતમી નરકનો પૃથ્વીપિંડ અને છઠ્ઠી નરકનો આકાશાંત.
૧૦. એવી જ રીતે તનવાયુ, ઘનવાયુ, ઘનોદધિ અને પૃથ્વીપિંડ.

ઉપર પ્રમાણે ૬ઠ્ઠી નરકના ૪ બોલ

૧૫. એવં પાંચમી નરકના પાંચ બોલ,

૨૦. ચોથી નરકના પાંચ બોલ.

૨૫. એવં ત્રીજી નરકના પાંચ બોલ.

૩૦. બીજી નરકના પાંચ બોલ.

૩૫. એવં પહેલી નરકના પાંચ બોલ.

એવં લોકાન્ત અને દ્વિપાન્ત જંબુદ્વીપાદિ અસંખ્યાતા અને લવણાદિ સમુદ્ર અસંખ્યાતા, એવં ભરતાદિ સર્વક્ષેત્ર, સર્વ અલાવા લોકાંત સાથે મેળવી દેવા. તથા નરકાદિ ૨૪ દંડક, ષટદ્રવ્ય, ૬ લેશ્યા, ૮ કર્મ, ૩ દૃષ્ટિ, ૪ દર્શન, ૫ જ્ઞાન, ૩ અજ્ઞાન, ૪ સંજ્ઞા, ૩ યોગ, ૨ ઉપયોગ, સર્વદ્રવ્ય, સર્વપ્રદેશ, સર્વ પર્યાય, એ બધા પ્રશ્નોના ઉત્તર અનાદિ અનંત (શાશ્વતા) છે. હવે ચરમના પ્રશ્નો.

**પ્રશ્ન**: હે પૂજ્ય ! લોકાન્ત પહેલો કે કાળ પહેલો ?

**ઉત્તર**: બન્ને શાશ્વત–અનાદિ–અનંત છે.

જેમ દ્વીપ સમુદ્રોથી કાળ સુધી પ્રશ્નો લોકાન્ત સાથે કર્યા છે. તેમ, અલોકાન્ત સાથે લગાડવા. જેમ લોકાન્ત અને અલોકાન્ત સાથે પ્રશ્નોત્તર છે તેમ જ, દ્વીપ સાથે નીચેના સર્વ સંયોગ લગાડવા. પછી દ્વીપને છોડીને સમુદ્ર સાથે, પછી સમુદ્રને છોડી ભરતાદિ ક્ષેત્ર સાથે યાવત્ પર્યાયથી કાળની સાથે સર્વ બોલોને લગાડવા. ઉ. અનાદિ–અનંત.

ઇશ્વર કર્તૃત્વ માનનારનું આ પ્રશ્નોથી જ નિરાકરણ થાય છે. કારણ કે ઇશ્વર કર્મરહિત, નિષ્ક્રિય, અમૂર્ત, સચ્ચિદાનંદ, સ્વગુણ (જ્ઞાનદર્શનયુક્ત) છે. જો ઇશ્વર કુંભાર માફક જગતને ઘડવા બેસે તો તેનું ઇશ્વરત્વ જ ન રહે.

જગતમાં બે પ્રકારના પદાર્થો છે: શાશ્વતા અને કૃત્રિમ. શાશ્વતાના કોઈ કર્તા નથી અને કૃત્રિમ ચીજો કર્મસહિત–સંસારી જીવો બનાવે છે. સંસારી જીવો કર્મસહિત છે. તે કર્મજન્ય સુખદુઃખ ભોગવે છે. તદનુસાર ક્રિયા કરે છે. અને તે જીવ જ્યારે તપ સંયમથી શુભાશુભ કર્મોનો નાશ કરશે ત્યારે ઇશ્વરરૂપ થશે.

રોહાસુનિ આ પ્રશ્નોથી સંતુષ્ટ થઈ જ્ઞાનધ્યાનમાં લીન થયા. એટલામાં ગૌતમ સ્વામીએ પ્રભુ સાથે નીચે મુજબ પ્રશ્નોત્તર કર્યા.

**પ્રશ્ન** : હે ભગવાન્ ! લોકસ્થિતિ કેટલા પ્રકારની છે ?

**ઉત્તર** : આઠ પ્રકારની છે. (૧) આકાશને આધારે તન વાયુ અને તનવાયુને આધારે ઘનવાયુ છે. (૨) વાયુના આધારે પાણી (ઘનોદધિ) છે. (૩) પાણીના આધારે પૃથ્વી (નર્કના પૃથ્વી પિંડ) છે. (૪) પૃથ્વીના આધારે ત્રસ-સ્થાવર જીવો રહેલ છે (૫) અજીવ જીવોનો સંગ્રહ (ઉપચરિત નયાપેક્ષા શરીરાદિ અજીવ તે જીવોનો સંગ્રહ સમજવો). (૬) જીવે કર્મનો સંગ્રહ કરી રાખ્યો છે. (૭) જીવ અજીવનો સંગ્રહ કરે છે. અર્થાત્ જીવ ભાષા-મનપણે પુદ્ગલોનો સંગ્રહ કરે છે. (૮) જીવ કર્મોનો સંગ્રહ કરે છે.

**પ્રશ્ન** : હે પ્રભુ ! એ લોકસ્થિતિ કેવા પ્રકારની છે ?

**ઉત્તર** : હે ગૌતમ ! જેમ ચામડાની મસકમાં વાયુ ભરીને મોઢું પાકા દોરાથી બાંધે પછી મધ્ય ભાગે પાકા દોરાથી બાંધી લે, પછી નીચલો ભાગ વાયુથી ભરેલો રહેવા દઈ ઉપરના વાયુને કાઢીને તેને બદલે પાણી ભરી મોઢું પાકી રીતે બાંધી દે, પછી વચલો બંધ છોડી નાખે તો પાણી ઉપર હતું ત્યાં જ વાયુના આધારે અધ્ધર રહે. એ રીતે, વાયુના આધારથી પાણી ઘનોદધિ અને પાણીના આધારે પૃથ્વી રહી છે. યાવત જીવ કર્મનો સંગ્રહ કરે છે, એમ સમજવું.

**પ્રશ્ન** : હે ભગવાન્ ! સૂક્ષ્મ અપકાય હંમેશાં વરસે છે ?

**ઉત્તર** : હા, ગૌતમ ! સૂક્ષ્મ અપકાય ઊંચી-નીચી, તીરછી દિશામાં હંમેશાં વરસે છે. પણ સ્થૂલ અપકાયની જેમ દીર્ઘકાલ ટકતી નથી. દિવસે સૂર્યના તાપમાં અધ્ધરથી જ જલદી નાશ પામે છે. રાત્રિના વખતે કંઇક ટકે છે. માટે સાધુ-સાધ્વી કે વ્રતધારી શ્રાવકો ખુલ્લી જગ્યાએ રાત્રે રહેતા નથી. કારણવશ જવું જ પડે તો માથે ઓઢીને ચાલે.

---

## (૧૧) ગર્ભવાસ

### ભગવતી શ. ૧ ઉ. ૭ નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્ ! ગર્ભમાં ઉત્પન્ન થતો જીવ ઇંદ્રિયવાળો ઉત્પન્ન થાય છે કે ઇંદ્રિય વિનાનો ?

**મહાવીર** : દ્રવ્યેન્દ્રિયો-સ્થૂલ ઇંદ્રિયોની અપેક્ષાએ ઇંદ્રિય વિનાનો ઉત્પન્ન થાય અને ભાવ ઇંદ્રિય (ચૈતન્ય શક્તિ)ની અપેક્ષાએ ઇંદ્રિયવાળો ઉત્પન્ન થાય.

**ગૌતમ** : હે ભગવન્ ! ગર્ભમાં ઉત્પન્ન થતો જીવ શરીરવાળો ઉત્પન્ન થાય કે શરીર વિનાનો ઉત્પન્ન થાય ?

**મહાવીર** : હે ગૌતમ ! ઔદારિક, વૈક્રિય અને આહારક એ ત્રણ સ્થૂલ શરીરોની અપેક્ષાએ શરીર વિનાનો ઉત્પન્ન થાય અને તૈજસ તથા કાર્માણ એ સૂક્ષ્મ શરીરોની અપેક્ષાએ શરીરવાળો ઉત્પન્ન થાય.

**ગૌતમ** : હે ભગવન્ ! જીવ ગર્ભમાં ઉત્પન્ન થતાંવેંત શું ખાય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! પરસ્પર એકઠું થયેલું માતાનું આર્તવ અને પિતાનું વીર્ય ખાય છે.

**ગૌતમ** : હે ભગવન્ ! ગર્ભમાં ગયા બાદ જીવ શું ખાય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! ગર્ભમાં ગયા બાદ જીવ માતાએ ખાધેલ અનેક પ્રકારના રસવિકારોના એક ભાગ સાથે માતાના આર્તવને ખાય છે.

**ગૌતમ** : હે ભગવન્ ! ગર્ભમાં ગયેલા જીવને વિષ્ટા હોય ? મૂત્ર હોય ? શ્લેષ્મ હોય ? નાકનો મેલ હોય ? વમન અને પિત્ત હોય ?

**મહાવીર** : હે ગૌતમ ! ન હોય. કારણ કે ગર્ભમાં ગયા પછી જીવ જે આહારને ખાય છે તેને કાનપણે, ચામડીપણે, હાડકાપણે, મજ્જાપણે, વાળપણે, દાઢીપણે, રુંવાટાપણે અને નખપણે પરિણમાવે છે. માટે તેને વિષ્ટાદિક ન હોય.

**ગૌતમ** : હે ભગવન્ ! ગર્ભમાં ગયેલો જીવ મોં વડે આહાર ખાય છે ?

**મહાવીર** : ના, ગૌતમ ! કારણ કે ગર્ભમાં ગયેલો જીવ આખા શરીર વડે આહાર કરે છે. ગર્ભને રસ પહોંચાડવામાં કારણભૂત અને

માતાને રસ લેવામાં કારણભૂત 'માતૃજીવરસ હરણી' નામે નાડી છે. તે માતાના જીવ સાથે સંબદ્ધ છે અને ગર્ભના જીવને અડકેલી છે. તેનાથી ગર્ભનો જીવ આહાર લે છે અને આહારને પરિણમાવે છે. તથા બીજી પણ એક નાડી છે, જે ગર્ભના જીવ સાથે સંબદ્ધ છે, અને માતાના જીવને અડકેલી છે; તેનાથી ગર્ભનો જીવ આહારનો ચય અને ઉપચય કરે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! (ગર્ભમાં) માતાનાં (એટલે કે માતા તરફથી મળેલાં) અંગો કેટલાં હોય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! માતાનાં અંગો ત્રણ હોય છે. માંસ, લોહી અને માથાનું ભેજું.

**ગૌતમ** : હે ભગવન્ ! પિતાનાં અંગો કેટલાં હોય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! પિતાનાં અંગો ત્રણ હોય છે હાડકાં, મજ્જા અને કેશ-દાઢી-રોમ-નખ.

**ગૌતમ** : હે ભગવન્ ! માતા અને પિતાનાં અંગો સંતાનના શરીરમાં કેટલા કાળ સુધી રહે ?

**મહાવીર** : હે ગૌતમ ! સંતાનનું શરીર જેટલા કાળ સુધી ટકે તેટલા કાળ સુધી.

**ગૌતમ** : હે ભગવન્ ! ગર્ભમાં દાખલ થયા બાદ કોઈ જીવ નૈરયિકમાં ઉત્પન્ન થાય ? અર્થાત્ ગર્ભમાં રહેલો જીવ પણ નરકને યોગ્ય કર્મો બાંધી, મરીને નરકમાં ઉત્પન્ન થાય ?

**મહાવીર** : હે ગૌતમ ! કોઈ સંજ્ઞી, પંચેન્દ્રિય અને સર્વ પર્યાપ્તિઓથી પૂરો થયેલો જીવ, શત્રુનું લશ્કર આવેલું સાંભળી, વીર્યલબ્ધિ વડે અને વૈક્રિયલબ્ધિ વડે આત્મપ્રદેશોને ગર્ભથી બહારના ભાગે ફેંકે છે, અને વૈક્રિય સમુદ્ઘાત કરી ચતુરંગી સેના બનાવે છે. અને તેના વડે શત્રુના લશ્કર સાથે યુદ્ધ કરે છે. પછી તે પૈસાનો લાલચુ, રાજ્યનો લાલચુ, ભોગનો લાલચુ તથા કામનો લાલચુ જીવ

તે રાજધાનીમાં જ ચિત્ત, મન, આત્મપરિણામ, અધ્યવસાન (પ્રયત્ન) અને સાવધાનીવાળો તથા તેને માટે ક્રિયાઓ કરનારો અને તેના જ સંસ્કારવાળો બની એ સમયે જો મરણ પામે, તો તે નૈરયિકોમાં ઉત્પન્ન થાય.

**ગૌતમ** : હે ભગવન્ ! ગર્ભમાં ગયેલો જીવ દેવલોકે જાય ?

**મહાવીર** : હે ગૌતમ ! કોઈ સંજ્ઞી, પંચેન્દ્રિય અને સર્વ પર્યાપ્તિથી પૂર્ણ થયેલો જીવ ઉત્તમ શ્રમણ કે બ્રાહ્મણ પાસે એક પણ ધાર્મિક અને આર્યવચન સાંભળી, તરત જ સંવેગથી ધર્મમાં શ્રદ્ધાળુ, ધર્મમાં તીવ્ર અનુરાગથી રંગાયેલો, ધર્મનો અર્થી, પુણ્યનો અર્થી, સ્વર્ગનો અર્થી, મોક્ષનો અર્થી, તેમાં ચિત્તવાળો, તેમાં મનવાળો, તેમાં આત્મપરિણામવાળો, તેમાં અધ્યવસાયવાળો, તેમાં તીવ્ર પ્રયત્નવાળો, તેમાં સાવધાનીવાળો, તેને માટે ક્રિયાઓ કરનારો અને તેના સંસ્કારવાળો બની, તે સમયે જો મરણ પામે તો તે દેવલોક જાય.

**ગૌતમ** : હે ભગવન્ ! ગર્ભમાં ગયેલો જીવ ચતો હોય, પડખાભર હોય, કેરી જેવો કુબ્જ હોય, ઊભેલો હોય, બેઠેલો હોય કે સૂતેલો હોય ? તથા જ્યારે માતા સૂતી હોય ત્યારે સૂતો હોય, જ્યારે માતા જાગતી હોય ત્યારે જાગતો હોય, માતા સુખી હોય ત્યારે સુખી હોય અને માતા દુઃખી હોય ત્યારે દુઃખી હોય ?

**મહાવીર** : હા ગૌતમ ! હવે જો તે ગર્ભ પ્રસવ સમયે માથા દ્વારા કે પગ દ્વારા આવે તો સરખી રીતે આવે અને જો આડો થઇને આવે તો મરણ પામે, જે જીવ બહાર આવે તેનાં કર્મો અશુભ હોય તો તે જીવ કદરૂપો, દુર્વર્ણી, દુર્ગંધી, ખરાબ રસવાળો, ખરાબ સ્પર્શવાળો, અનિષ્ટ, અકાંત, અપ્રિય, અશુભ, અમનોજ્ઞ, સંભાર્યો પણ સારો ન લાગે તેવો હીન સ્વરવાળો, દીન સ્વરવાળો, અનિષ્ટ સ્વરવાળો, અકાંત સ્વરવાળો, અપ્રિય સ્વરવાળો, અશુભ સ્વરવાળો, અમનોજ્ઞ સ્વરવાળો, સંભાર્યો–પણ સારો ન લાગે તેવા સ્વરવાળો અને જેનું વચન કોઈ ન માને તેવો (અનાદેય વચન) થાય. પણ જો તેનાં કર્મો શુભ હોય તો તેથી ઊલટું થાય.

**ગૌતમ** : હે ભગવન્ ! તે એ પ્રમાણે છે. હે ભગવન્ !- તે એ પ્રમાણે છે.

---

## (૧૪) ગર્ભકાળ

**ગૌતમ** : હે ભગવન્ ! ઉદક ગર્ભ કેટલા સમય સુધી ઉદક ગર્ભરૂપે રહે ?

**મહાવીર** : હે ગૌતમ ! ઓછામાં ઓછો ૧ સમય અને વધારેમાં વધારે છ માસ.

**ગૌતમ** : હે ભગવન્ ! તિર્યંગ્યોનિક ગર્ભ કેટલા સમય સુધી ગર્ભરૂપે રહે ?

**મહાવીર** : હે ગૌતમ ! ઓછામાં ઓછું અંતર્મુહૂર્ત ને વધારે વધારે આઠ વર્ષ.

**ગૌતમ** : હે ભગવન્ ! મનુષી ગર્ભ કેટલા સમય સુધી ગર્ભરૂપે રહે ?

**મહાવીર** : હે ગૌતમ ! ઓછામાં ઓછું અંતર્મુહૂર્ત અને વધારેમાં વધારે બાર વર્ષ. માતાના પેટની વચ્ચે રહેલ ગર્ભનું શરીર તે 'કાય'. તે શરીરમાં ઉત્પન્ન થવું તે 'કાયભવ'. અને તેમાં જ જે જન્મ્યો હોય તે કાયભવસ્થ કહેવાય. કોઈ એક જીવ હોય, તેનું શરીર ગર્ભમાં રચાઈ ગયું હોય પછી તે જીવ તે શરીરમાં પોતાની માતાના ઉદરમાં બાર વર્ષ સુધી રહી, મરણ પામી, પાછો બીજી સ્ત્રીના શરીરમાં ઉત્પન્ન થઈ, પાછો બાર વર્ષ સુધી રહે. અને એ પ્રકારે ચોવીસ વર્ષ સુધી ગર્ભ કાયસ્થરૂપે રહી શકે.

**ગૌતમ** : હે ભગવન્ ! કાય ભવસ્થ કેટલા સમય સુધી 'કાયભવસ્થ'રૂપે રહે ?

**મહાવીર** : હે ગૌતમ ! ઓછામાં ઓછું અંતર્મુહૂર્ત અને વધારેમાં વધારે ૨૪ વર્ષ સુધી રહે. (ભ-શ ૨. ઉ. ૫.)

---

## (૧૩) દેવોની શરમ

**ગૌતમ** : હે ભગવન્ ! મોટી ઋદ્ધિવાળો દેવ મરણ સમયે શરમને લીધે કેટલા કાળ સુધી આહાર નથી કરતો ?

**મહાવીર** : હે ગૌતમ ! જ્યારે દેવ મરવાની તૈયારીમાં હોય છે, ત્યારે પોતે જ્યાં ઉત્પન્ન થવાનો છે તે ઠેકાણાને પુરુષ દ્વારા ભોગવાતા સ્ત્રીના ગર્ભાશયને જોઇને શરમાય છે. તથા તેને ઘૃણા આવે છે. કારણ કે પોતાની ઉત્પત્તિમાં ગંદકીરૂપ વીર્ય વગેરે કારણ છે, એમ તે જુએ છે. આમ, અરતિને લીધે ચેન ન પડવાથી તે દેવ આહાર નથી કરતો (દેવનો આહાર એટલે તથાવિધ પુદ્ગલોને મનથી ગ્રહણ કરવા તે). પરંતુ પછી ભૂખથી થતી પીડા લાંબો કાળ સહન ન થવાથી આહાર કરે છે. પછી તેનું દેવ આયુષ્ય સર્વથા નષ્ટ થતાં તે ત્યાં ઉત્પન્ન થાય છે ત્યાંનું આયુષ્ય ભોગવે છે. તે આયુષ્ય મનુષ્યનું જાણવું. (મહાઋદ્ધિવાળો દેવ મરીને નારક કે દેવ કે તિર્યંચ થતો નથી.) (ભ–શ. ૧. ઉ. ૭)

---

## (૧૪) મૃગઘાતક આદિને લાગવાવાળી ક્રિયા

### ભગવતી શ–૧. ઉ–૮ નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્ ! હરણોથી આજીવિકા ચલાવનાર હરણનો શિકારી વન જંગલમાં મૃગના વધ માટે ખાડા અને જાળ રચે, તો તે પુરુષને કેટલી ક્રિયાઓ લાગે ?

**મહાવીર** : હે ગૌતમ ! જ્યાં સુધી તે પુરુષ જાળને ધારણ કરે છે અને મૃગને બાંધતો નથી તથા મૃગને મારતો નથી ત્યાં સુધી તે પુરુષ કાયિકી, આધિકરણિકી (જાળ, વગેરે અધિકરણ–શસ્ત્રનો પ્રયોગ કરવારૂપી) અને પ્રાદ્વેષિકી (મનમાં પ્રદ્વેષ ધારણ કરવારૂપી) એ ત્રણ ક્રિયાઓવાળો છે. જ્યાં સુધી તે પુરુષ તે જાળને ધરી રાખે છે અને મૃગોને બાંધે છે પણ મૃગોને મારતો નથી ત્યાં સુધી તે કાયિકી, આધિકરણિકી, પ્રાદ્વેષિકી અને પારિતાપનિકી (પરિતાપ આપવારૂપી) એ

ચાર ક્રિયાઓવાળો છે અને જ્યારે તે જાળ ધારણ કરી રાખી મૃગને બાંધી મૃગને મારે ત્યારે તે ઉપરની ચાર ઉપરાંત પ્રાણાતિપાત (વધ કરવારૂપી) ક્રિયા મળીને પાંચ ક્રિયાઓવાળો થાય છે.

**ગૌતમ** : હે ભગવન્ ! કોઈ પુરુષ વન–જંગલમાં તરણાં ભેગાં કરી તેમાં આગ મૂકે તો તે કેટલી ક્રિયાઓવાળો કહેવાય ?

**મહાવીર** : હે ગૌતમ ! જ્યાં સુધી તરણાંને ભેગાં કરે ત્યાં સુધી તે ત્રણ ક્રિયાઓવાળો છે. આગ મૂકે ત્યારે ચાર ક્રિયાવાળો છે અને બાળે ત્યારે પાંચ ક્રિયાઓવાળો છે.

**ગૌતમ** : હે ભગવન્ ! હરણોથી આજીવિકા ચલાવનાર શિકારી વન–જંગલમાં કોઈ હરણને મારવા બાણ ફેંકે તો તે કેટલી ક્રિયાઓવાળો થાય ?

**મહાવીર** : હે ગૌતમ ! જ્યાં સુધી તે બાણ ફેંકે છે ત્યાં સુધી તે ત્રણ ક્રિયાઓવાળો છે, મૃગને વીંધે છે ત્યાં સુધી ચાર ક્રિયાઓવાળો છે અને મૃગને મારે છે ત્યારે તે પાંચ ક્રિયાઓવાળો થાય છે.

**ગૌતમ** : હે ભગવન્ ! કોઈ પારધિ મૃગને મારવા બાણ ધનુષ્ય ઉપર ચડાવી કાન સુધી ખેંચે તેવામાં તેનો શત્રુ આવી તેનું માથું તલવારથી કાપી નાખે, પરંતુ પેલું બાણ છટકી પેલા મૃગને વીંધે, તો મૃગની હત્યા પેલા શત્રુને લાગે કે પારધિને જ ?

**મહાવીર** : મૃગની હત્યા પેલા પારધિને જ લાગે છે. પેલા શત્રુને તો પારધિની જ હત્યા લાગે. કારણ કે 'જે વસ્તુ કરાતી હોય તે પણ કરાઈ જ કહેવાય.' એ ન્યાયે પેલા પારધિએ મૃગને માર્યો જ છે. એટલો વિશેષ છે કે મરનાર છ માસની અંદર મરે તો મારનાર પુરુષ પાંચેય ક્રિયાઓવાળો થાય. પણ છ માસ પછી મરે તો પારિતાપનિકી સુધીની ચાર ક્રિયાઓવાળો જ થાય, પ્રાણવધરૂપી પાંચમી ક્રિયા તેને ન લાગે.



## (૧૫) જીવોના વીર્ય વિષે

હે ભગવાન ! જીવોના કેટલા ભેદ છે ?

હે ગૌતમ ! જીવોના ૩ ભેદ છે.

**૧. એકાંતબાલજીવ** : (મિથ્યાત્વી) ચારે ગતિના આયુષ્યનો બંધ કરે છે.

**૨. પંડિત જીવ** : (સંયમી સાધુ) તેમાં આયુષ્ય બંધની ભજના છે. કારણ કે પંડિત જીવની ગતિ બે છે. કોઇ તો અંતક્રિયા કરીને તે જ ભવે મોક્ષમાં જાય છે. તેથી તે આયુષ્ય કર્મના અબંધક છે; અને જે અંતક્રિયા નથી કરતા તે વૈમાનિક જાતિના દેવનું આયુષ્ય બંધ કરે છે.

**૩. બાલપંડિત જીવ** : (શ્રાવક) દેશવિરતિ માત્ર, વૈમાનિક ગતિમા બાર દેવલોક સુધીનું આયુષ્યબંધ કરે છે.

સમુચ્ચય જીવ અને મનુષ્યમાં ત્રણેય પ્રકારના જીવો હોય છે. તિર્યંચ પંચેન્દ્રિયમાં બે પ્રકારના જીવો હોય છે. તે બાલ અને બાલપંડિત. શેષ ૨૨ દંડકમાં માત્ર એક બાલવીર્ય હોય છે. તેનો અલ્પબહુત્વ;

સમુચ્ચય જીવમાં સર્વથી થોડા પંડિત, તેનાથી બાલપંડિત અસંખ્યાતગુણા, તેથી બાલ અનંતગુણા, મનુષ્યમાં સર્વથી થોડા પંડિત, તેથી બાલપંડિત સંખ્યાતગુણા, અને તેથી બાલ અસંખ્યાતગુણા, તિર્યંચ પંચેંદ્રિયમાં સર્વથી થોડા બાલપંડિત, તેથી બાલ અસંખ્યાતગુણા.

**ગૌતમ** : હે ભગવન્ ! જીવો વીર્યવાળા[1] છે કે વીર્ય વિનાના ?

---

૧. વીર્ય એટલે વીર્યાન્તરાય કર્મના ક્ષયોપશમ વિશેષથી પ્રાપ્ત થનાર એક વિશિષ્ટ શક્તિ. તે શક્તિ જો મિથ્યાત્વ, મોહ અને અનંતાનુબંધી કષાયથી પ્રેરિત થયેલી હોય તો તે શક્તિવાળો જીવ અસંયમી અને અવિરતિ હોય છે. તેથી તે બાલજીવ કહેવાય છે. અથવા વીર્યાન્તરાયના ક્ષયોપશમથી પ્રાપ્ત શક્તિ જો મિથ્યાત્વ અને અપચ્ચક્ખાણાવર્ણી કષાયના ક્ષયોપશમથી પ્રેરિત હોય તો તે જીવ દેશવિરતિપણુ અંગીકાર કરી શકે છે, તેથી તે બાલપંડિત કહેવાય છે.

**મહાવીર** : હે ગૌતમ! જીવો વીર્યવાળા પણ છે, અને વીર્ય વિનાના પણ છે.

**ગૌતમ** : હે ભગવન્! તેનું શું કારણ?

**મહાવીર** : હે ગૌતમ! જીવો બે પ્રકારના છે: સંસારી અને મુક્ત (સિદ્ધ).

**ગૌતમ** : હે ભગવન્! સમાન ચામડીવાળા, સરખી ઉંમરવાળા અને સરખા દ્રવ્ય અને શસ્ત્ર વગેરે ઉપકરણવાળા કોઈ બે પુરુષ લડે, તેમાં એક જીતે અને એક હારે એ પ્રમાણે થાય? અને થાય તો તેનું શું કારણ?

**મહાવીર** : હે ગૌતમ! જે વીર્યવાળો હોય તે જીતે અને વીર્ય વિનાનો હારે, જેણે વીર્યરહિત કર્મો નથી બાંધ્યાં, અને જેનાં તે કર્મો ઉદયમાં નથી આવ્યાં તે જીતે છે, અને જે પુરુષે વીર્યરહિત કર્મો બાંધ્યાં છે અને જેનાં તે કર્મો ઉદયમાં આવ્યાં છે તે પુરુષ પરાજય પામે છે.

---

અને અપચ્ચક્ખાણાવર્ણી કષાયના ક્ષયોપશમથી પ્રેરિત શક્તિવાળો આત્મા સર્વવિરતિ હોય છે તેથી તે પંડિતજીવ કહેવાય છે. તેમાં મુક્ત જીવો તો વીર્યરહિત છે. સંસારી જીવો બે પ્રકારના છે. શુક્લધ્યાનથી શૈલ જેવી નિશ્ચલ (શૈલેશી) દશામાં સ્થિત થયેલા, અને તેવી દશા વિનાના તેમાં જેઓ શૈલેશી દશામાં સ્થિત છે. તેઓમાં સત્તારૂપે વીર્ય તો હોય છે; પણ ક્રિયા કરતું વીર્ય હોય પણ ખરું અને ન પણ હોય. (એટલે કે જ્યારે તેઓ ઉત્થાનાદિ ક્રિયાવાળા હોય ત્યારે તેઓ સવીર્ય છે; અને ઉત્થાનાદિ ક્રિયા વિનાના હોય ત્યારે અવીર્ય છે. વળી, અપર્યાપ્તાદિ પોતાની યોનિને યોગ્ય શરીર, ઇંદ્રિયાદિ પર્યાપ્તિઓ હજુ પ્રાપ્ત ન થઈ હોય તે અવસ્થા વખતે પણ તેઓ અવીર્ય જ હોય છે.)

મનુષ્યનો એક દંડક બાદ કરી શેષ ૨૩ દંડકના જીવ લબ્ધિવીર્યની અપેક્ષાએ સવીર્ય છે અને કરણ વીર્યની અપેક્ષાએ ઉત્થાન આદિ પાંચશક્તિવાળા તો સવીર્ય છે. અને શક્તિરહિત અવીર્ય છે. મનુષ્યના એક દંડક માટે ઉપર કહ્યું તે પ્રમાણે. પરંતુ વિશેષતા એટલી કે તેમાં સિદ્ધ ભગવાનનું કથન કરવું નહિ.

## (૧૬) આયુષ્યબંધ વિષે અન્યતીર્થિકોનો પ્રશ્ન

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧ ઉ. ૯નો અધિકાર

**પ્રશ્ન** : હે ભગવાન્! અન્ય તીર્થિકો એમ કહે છે કે, એક જીવ એક સમયે બે આયુષ્ય કરે છે: "આ ભવનું અને પરભવનું". જે સમયે આ ભવનું આયુષ્ય કરે છે, તે સમયે પરભવનું કરે છે; અને જે સમયે પરભવનું કરે છે, ત્યારે આ ભવનું કરે છે. વળી, આ ભવનું આયુષ્ય કરવાથી પરભવનું કરે છે, અને પરભવનું આયુષ્ય કરવાથી આ ભવનું આયુષ્ય કરે છે. હે ભગવન્! તે એ પ્રમાણે કેમ હોઈ શકે?

**ઉત્તર** : હે ગૌતમ! તે લોકોનું કહેવું ખોટું છે. હું એમ કહું છું કે, એક જીવ એક સમયે એક જ આયુષ્ય કરે છે. આ ભવનું[1] અથવા પરભવનું.

---

## (૧૭) ગુરુ, લઘુ, ગુરુલઘુ, અગુરુલઘુ,

દ્વાર : (૧) દ્વીપ ૧ (૨) સમુદ્ર ૧ (૩) વાસાક્ષેત્ર ૧ (૪) દંડક ૨૪ (૫) અસ્તિકાય ૫, (૬) સમય ૧ (૭) કર્મ ૮ (૮) લેશ્યા ૧૨ (૯) દૃષ્ટિ ૩ (૧૦) દર્શન ૪ (૧૧) જ્ઞાન ૮ (પાંચ જ્ઞાન, ૩ અજ્ઞાન) (૧૨) સંજ્ઞા ૪ (૧૩) શરીર ૫ (૧૪) યોગ ૩ (૧૫) ઉપયોગ ૨ (૧૬) દ્રવ્ય ૧ (૧૭) પ્રદેશ ૧ (૧૮) પર્યાય ૧ (૧૯) અતીતકાળ ૧ (૨૦) અનાગતકાળ ૧ (૨૧) સર્વકાળ ૧: એ બધા મળી ૮૮ બોલ થયા. તેમાં ૭ નરક, ૭ ઘનોદધિ, ૭ ઘનવાય, ૭ તનુવાય અને ૭ આકાશાન્તર

---

૧ મનુષ્ય મનુષ્યનુ આયુષ્ય બાંધે તે આ ભવનુ આયુષ્ય કહેવાય છે. મનુષ્ય અન્ય ગતિ (નારકી, તિર્યંચ ને દેવતા) નું આયુષ્ય બાંધે તે પરભવનું આયુષ્ય કહેવાય છે અર્થાત સજાતીય આયુષ્યનો બંધ કરવો તે આ ભવનું આયુષ્ય બંધાયું તેમ કહેવાય. અને વિજાતીય ભવનું આયુષ્ય બાંધવું તે પરભવનુ આયુષ્ય બંધાયું તેમ કહેવાય. અન્ય તીર્થિકોનો આ સ્થળે કહેવાનો આશય એ છે કે, મનુષ્ય જેવી રીતે આયુષ્ય કર્મ સિવાય ૭ કર્મ આ ભવનાં અને પરભવનાં બાંધી શકે છે તેવી જ રીતે આયુષ્ય કર્મ પણ આ ભવ અને પરભવ સંબંધી એક સાથે બે જન્મનુ બાંધી શકે છે. તેમ, અન્ય તીર્થિકોના કથન સામે ભગવાન કહે છે કે આયુકર્મ એક સાથે બે ભવનું બંધાતું નથી.

એ ૩૫ બોલ ભેળવી દેવાથી કુલ ૧૨૩ બોલ થયા. તેમાં ગુરુ, લઘુ, ગુરુલઘુ, અગુરુલઘુ[1] એ ચાર ભાંગામાં જે ભાંગા લાભે છે તે કહે છેઃ–

૭ નારકીના, ૭ આકાશાન્તર, ૪ અસ્તિકાય (ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય). ૧ સમય, ૮ કર્મ, ૬ ભાવલેશ્યા, ૧ કાર્મણ શરીર, ૩ દૃષ્ટિ, ૪ દર્શન, ૫ જ્ઞાન, ૩ અજ્ઞાન, ૪ સંજ્ઞા, ૨ યોગ, (મનયોગ – વચનયોગ), ૨ ઉપયોગ, ૩ કાળ : એ ૫૩ બોલમાં ભાંગો લાભે ૧ (અગુરુલઘુ), ૭ તનુવાય, ૭ ઘનવાય, ૭ ઘનોદધિ, ૭ પૃથ્વી, ૧ સર્વદ્વીપ, ૧ સર્વ સમુદ્ર, ૧ સર્વક્ષેત્ર, ૪ શરીર (કાર્મણ શરીર છોડીને ૨૪ દંડકમાં[2] જેને જેને આઠ સ્પર્શી શરીર લાભે તેને એ ભાંગા કહેવા. ૬ દ્રવ્ય લેશ્યા, ૧ કાયયોગ, એ ૬૬ બોલમાં ભાંગો લાભે ૧ ગુરુલઘુ પુદ્ગલાસ્તિકાય સર્વ દ્રવ્ય, સર્વ પ્રદેશ, સર્વ પર્યાય એ ચાર બોલમાં ભાંગા લાભે ૨, ત્રીજો ગુરુલઘુ, ચોથો અગુરુલઘુ

## (૧૮) જીવોનું ગુરુત્વ અને લઘુત્વ

**ગૌતમ** : હે ભગવન્ ! જીવો જલદી (કર્મના ભારથી) ભારે કેવી રીતે થઇ જાય ?

**મહાવીર** : હે ગૌતમ ! હિંસા વડે, અસત્ય વાણી વડે, ચોરી વડે, મૈથુન વડે, પરિગ્રહ વડે, ક્રોધ વડે, માન વડે, માયા વડે, લોભ વડે, રાગ વડે, દ્વેષ વડે, કલહ વડે, અભ્યાખ્યાન (મિથ્યા આળ દેવા) વડે, ચાડી ખાવા વડે, અરતિ અને રતિ વડે, નિંદા વડે, કપટપૂર્વક ખોટું

---

૧. નિશ્ચય નયમા ભાગા લાભે ૨ ગુરુલઘુ, અગુરુલઘુ, વ્યવહાર નયમાં ભાંગા લાભે ૪ ગુરુ-લઘુ–ગુરુલઘુ–અગુરુલઘુ

'ભારે'ને ગુરુ કહે છે. દા. ત., પથ્થર. 'હલકા'ને લઘુ કહે છે. દા. ત, ધુમાડો. ભારે અને હલકાને 'ગુરુલઘુ' કહે છે. દા. ત., વાયુકાય. જે ભારે પણ નથી અને હલકો પણ નથી તેને 'અગુરુલઘુ' કહે છે જેમ કે, આકાશ.

૨. ૨૪ દંડકના જીવ અને કાર્મણ શરીરમાં ચોથો અગુરુલઘુ ભાગો. કાર્મણ છોડીને બાકી ૨૪ દંડકમા જેટલા જેટલા શરીર લાભે તે સર્વમાં ત્રીજો ગુરુલઘુ ભાગો લાભે.

બોલવા વડે અને અવિવેક (મિથ્યા દર્શન શલ્ય) વડે જીવો જલ્દી ભારેપણું પામે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! જીવો શીઘ્ર હલકાપણું કેવી રીતે પામે ?

**મહાવીર** : હે ગૌતમ ! ઉપર જણાવેલ હિંસાદિ ૧૮ પાપ-સ્થાનોનો ત્યાગ કરવાથી જીવ શીઘ્ર હલકાપણું પ્રાપ્ત કરે છે.

એ જ રીતે, હિંસાદિ ૧૮ પાપસ્થાનો ન ત્યાગનારાનો સંસાર વધે છે, લાંબો થાય છે. તથા તે સંસારમાં ભમ્યા કરે છે. પરંતુ તેમાંથી નિવૃત્ત થનારનો સંસાર ઘટે છે. ટૂંકો થાય છે. અને તે સંસારને ઓળંગી જાય છે.

હળવાપણું, સંસારને ઘટાડવો, સંસારને ટૂંકો કરવો અને સંસારને ઓળંગવો એ ચાર પ્રશસ્ત છે. તથા ભારેપણું, સંસારને વધારવો, સંસારને લાંબો કરવો અને સંસારમાં ભમવું એ અપ્રશસ્ત છે.

## (૧૯) કાલાસ્યવેષીપુત્ર અણગારના સંયમ વિષેના પ્રશ્નો

પાર્શ્વનાથની પરંપરામાં થયેલા કાલાસ્યવેષીપુત્ર નામના સાધુ એક વખત મહાવીરના સ્થવીર ભગવંતો પાસે આવીને કહેવા લાગ્યોઃ હે આર્યો ! સામાયક એટલે શું ? પ્રત્યાખ્યાન એટલે શું ? સંયમ એટલે શું ? સંવર એટલે શું ? વિવેક એટલે શું ? અને વ્યુત્સર્ગ એટલે શું ? તે તમે જાણો છો ? ત્યારે તે સ્થવીરોએ કહ્યું કે, હે આર્ય ! અમારો આત્મા એ જ સામાયક છે. અમારો આત્મા જ પ્રત્યાખ્યાન છે તથા અમારો આત્મા જ સંયમ, સંવર, વિવેક અને વ્યુત્સર્ગ છે.

**પ્રશ્ન** : તો પછી હે આર્યો ! જો આત્મા જ સામાયક વગેરે હોય તો તમે ક્રોધ, માન, માયા અને લોભનો ત્યાગ કરી શા માટે તે ક્રોધ વગેરેને નિંદો છો ? (આત્મા એ જ સામાયક—સમભાવ—રૂપ છે એમ માનનાર કષાયની નિંદા કેવી રીતે કરી શકે એવો ભાવ છે.)

**ઉત્તર** : હે કાલાસ્યવેષીપુત્ર ! સંયમને માટે અમે ક્રોધાદિકને નિંદીએ છીએ અર્થાત્ પાપની નિંદા કરવાથી સંયમ થઈ શકે છે કારણ કે તેનાથી પાપસંબંધી અનુમતિનો વ્યવચ્છેદ થાય છે.

**પ્રશ્ન** : હે ભગવંતો ! નિંદા એ સંયમ છે કે અનિંદા ?

**ઉત્તર** : હે કાલાસ્યવેષીપુત્ર ! (અહીં) નિંદા એ સંયમ છે. પણ અનિંદા નહિ. (દોષોની) નિંદા બધા દોષોનો નાશ કરે છે. આત્મા સર્વ મિથ્યાત્વને (અવિરતિને) જાણીને નિંદા દ્વારા બધા દોષોનો ત્યાગ કરે છે. એ પ્રમાણે અમારો આત્મા (નિંદા દ્વારા ઊલટો) સંયમમાં સ્થાપિત થાય છે.

આ સાંભળી કાલાસ્યવેષીપુત્રને ભાન આવ્યું અને તે પેલા ભગવંતોને નમસ્કાર કરી બોલ્યા: હે ભગવંત ! પૂર્વે અજ્ઞાન હોવાથી, સત્ શાસ્ત્રનું શ્રવણ ન હોવાથી આવાં પદો મેં સાંભળ્યાં ન હતાં, ચિંતવ્યાં ન હતાં, નિર્ણીત કર્યાં ન હતાં તથા તેઓમાં મેં શ્રદ્ધા, પ્રીતિ કે રુચિ કરી ન હતી. પરંતુ હવે તો હું તેઓમાં શ્રદ્ધા, પ્રીતિ તથા રુચિ કરું છું. હે ભગવંતો ! તમે જેમ કહો છો તે એ પ્રમાણે છે.

ત્યાર બાદ ભગવંતોની અનુજ્ઞાથી કાલાસ્યવેષીપુત્રે ચાર મહાવ્રત-વાળો ધર્મ (પરિગ્રહેલી સ્ત્રી ભોગવાય છે, એમ કહીને પાર્શ્વનાથના મતમાં મૈથુનને પરિગ્રહમાં જ સમાવ્યું છે.) મૂકી પ્રતિક્રમણવાળો અને પાંચ મહાવ્રતવાળો ધર્મ સ્વીકાર્યો.

ત્યાર પછી તે સાધુએ ઘણાં વર્ષો સુધી સાધુપણું પાળ્યું અને એ પ્રયોજન સારુ નગ્નપણું, મુંડપણું, સ્નાન ન કરવું, દાતણ ન કરવું, છત્ર ન રાખવું, જોડા ન પહેરવા, ભોંયપથારી કરવી, પાટિયા ઉપર સૂવું, લાકડા ઉપર સૂવું, કેશનો લોચ કરવો, બ્રહ્મચર્યપૂર્વક રહેવું, ભિક્ષા માટે બીજાને ઘેર જવું, ભિક્ષા મળે કે ન મળે અથવા ઓછી મળે એ સહન કરવું તથા અનુકૂળ અને પ્રતિકૂળ બાવીસ પરિષહોને સહન કરવા એ બધું કર્યું. પછી છેલ્લા શ્વાસોશ્વાસ વખતે તે કાલાસ્યવેષીપુત્ર સિદ્ધ થયો, બુદ્ધ થયો અને મુક્ત થયો.



## (૨૦) એક સાથે એક જ વેદ હોય

**ગૌતમ** : હે ભગવન્ ! અન્યતીર્થિકો એમ કહે છે કે, 'કોઈ પણ નિર્ગ્રંથ મર્યા બાદ દેવ થાય તો, તે દેવ ત્યાં બીજા દેવો સાથે કે બીજા દેવોની દેવીઓ સાથે વિષયસેવન કરતો નથી. તેમ જ

પોતાની દેવીઓને વશ કરીને તેઓની સાથે પણ વિષયસેવન કરતો નથી. પરંતુ તે દેવ પોતે જ પોતાનાં નવાં બે રૂપ કરે છે તેમાં એક રૂપ દેવનું અને બીજું, દેવીનું હોય છે તે પ્રમાણે બે રૂપ બનાવી તે દેવ કૃત્રિમ દેવી સાથે વિષયસેવન કરે છે. એ પ્રમાણે એક જીવ એક જ કાળે બે વેદ અનુભવે છે. 'પુરુષવેદ અને સ્ત્રીવેદ' હે ભગવન્! એવું કેમ કરીને હોય?

**મહાવીર**: હે ગૌતમ! એ લોકોનું એ બધું કહેવું ખોટું છે. હું તો એમ કહું છું કે, તે દેવ બીજા દેવો સાથે તથા બીજા દેવની દેવીઓ સાથે તેઓને વશ કરીને વિષયસેવન કરે છે. અને તેવી જ રીતે, પોતાની દેવીઓને વશ કરીને તેઓની સાથે પણ વિષયસેવન કરે છે. પણ પોતે પોતાનાં બે રૂપ બનાવીને વિષયસેવન કરે તો તે જીવ એક સમયે એક જ વેદ અનુભવે છે, બે કદી નહિ. કારણ કે એક જીવ એક સમયમાં સ્ત્રીવેદ અને પુરુષવેદ એ બન્ને વેદોમાંથી કોઈ એક જ વેદનો અનુભવ કરે છે.

જે સમયે સ્ત્રીવેદનો અનુભવ કરે છે તે સમયે પુરુષવેદને અનુભવતો નથી અને જે સમયે પુરુષવેદને અનુભવે છે તે સમયે સ્ત્રીવેદને વેદતો નથી. માટે એક જીવ એક સમયમાં સ્ત્રીવેદ અથવા પુરુષવેદ એ બે વેદોમાંથી કોઈ એક જ વેદનો અનુભવ કરે છે.

(ભ-શ-૨. ઉ-૫.)

## (૨૧) સુષમ સુષમા કાળનો વર્તાવ

### ભગવતી શ. ૨ ઉ. ૯ નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્! જંબુદ્વીપ નામના દ્વીપમાં આ અવસર્પિણીમાં ઉત્તમ અર્થોને પ્રાપ્ત સુષમ સુષમા કાળમાં ભારત વર્ષનો આકાર અને ભાવોનો આવિર્ભાવ કેવો હતો?

**મહાવીર** : હે ગૌતમ! ભૂમિભાગ બહુ સમ હોવાથી રમણીય હતો. ભારત વર્ષનો ભૂમિભાગ આલિંગ પુષ્કર-તબલાનું મુખપુટ હોય તેવો હતો. [ અહીંથી આગળ, જીવાજીવાભિગમસૂત્રમાં ઉત્તર કુરુના

વર્ણનમાં આપેલી વિગતો, જેવી કે ભૂમિભાગમાં રહેલા તૃણ અને મણિઓનાં પાંચ વર્ણ, સુરભિ, કોમળ સ્પર્શ, સારા શબ્દ, વાવ, વગેરેમાં અનુગત ઉત્પાતપર્વતાદિ, ઉત્પાતપર્વતાદિને [આશ્રિત, લલિતાગૃહ અને શિલાપટ્ટકાદિનું વર્ણન સમજી લેવું–એમ ટીકાકાર કહે છે.] તે કાળમાં ભારતવર્ષમાં તે તે દેશોમાં કુશ અને વિકુશથી વિશુદ્ધ વૃક્ષમૂલો તથા (ત્યાંથી માંડીને) છ પ્રકારના માણુસો હતા. (૧) પદ્મ સમાન ગંધવાળા, (૨) કસ્તૂરી સમાન ગંધવાળા, (૩) મમત્વ વિનાના, (૪) તેજસ્વી અને રૂપાળા (૫) સહનશીલ તથા, (૬) ઉતાવળ વિનાના.

**ગૌતમ** : હે ભગવન્! તે એ પ્રમાણે છે. હે ભગવન્! તે એ પ્રમાણે છે.

---

## (૨૨) પંચાસ્તિકાય

### ભગવતી શ–૨ ઉ-૧૦ નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્! અસ્તિકાયો કેટલા છે?

**મહાવીર** : હે ગૌતમ! પાંચ છે: ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય અને પુદ્ગલાસ્તિકાય.

**ગૌતમ** : હે ભગવન્! ધર્માસ્તિકાયમાં કેટલા રંગ, ગંધ, રસ અને સ્પર્શ છે?

**મહાવીર** : હે ગૌતમ! ધર્માસ્તિકાય અરૂપી છે. તેથી તેમાં રંગ ગંધાદિ નથી. તે અરૂપી છે. અજીવ શાશ્વત અવસ્થિત લોકદ્રવ્ય છે દ્રવ્યથી ધર્માસ્તિકાય એક દ્રવ્ય છે. ક્ષેત્રથી તે લોકપ્રમાણ છે. કાળથી તે નિત્ય છે, ભાવથી તે રંગ ગંધાદિ વિનાનો છે, ગુણથી તે ગતિસહાય ગુણવાળો છે એ પ્રમાણે અધર્માસ્તિકાય સ્થિતિ સહાય ગુણવાળો છે. આકાશાસ્તિકાય તો લોકાલોક જેવડો છે. અને ગુણથી અન્ય દ્રવ્યોને અવકાશ આપવારૂપ અવગાહના દાન ગુણવાળો છે.

**ગૌતમ** : હે ભગવન્! જીવાસ્તિકાય કેટલા રૂપ ગંધાદિવાળો છે?

**મહાવીર :** હે ગૌતમ! જીવાસ્તિકાય પણ અરૂપી હોઇ રૂપગંધાદિ વિનાનો છે. દ્રવ્યથી તે અનંત દ્રવ્યરૂપ છે. ક્ષેત્રથી તે લોકપ્રમાણ છે. કાળથી તે નિત્ય છે. ભાવથી રંગગંધાદિ વિનાનો તથા ગુણથી બોધ વ્યાપારરૂપ ઉપયોગ ગુણવાળો છે.

**ગૌતમ :** હે ભગવન્! પુદ્ગલાસ્તિકાયમાં કેટલા રંગ ગંધાદિ છે?

**મહાવીર :** હે ગૌતમ! તે પાંચ વર્ણ, પાંચ રસ, બે ગંધ અને આઠ સ્પર્શવાળો છે. મૂર્ત છે, અજીવ છે, શાશ્વત છે, અને અવસ્થિત લોકદ્રવ્ય છે. દ્રવ્યથી તે અનંત દ્રવ્યરૂપ છે, લોક જેટલા ક્ષેત્રમાં છે, કાળથી નિત્ય છે, ભાવથી રંગ ગંધાદિવાળો છે અને ગુણથી તે પરસ્પર સંયોગ–વિયોગ ગુણવાળો છે. કારણ કે ઔદારિકાદિ અનેક પુદ્ગલો સાથે જીવનો સંબંધ છે. અથવા પ્રાણધારી જીવ ઔદારિકાદિ અનેક જાતના પુદ્ગલોનું ગ્રહણ કર્યા કરે છે. અને છોડયા કરે છે.

**ગૌતમ :** હે ભગવન! ધર્માસ્તિકાયનો એક પ્રદેશ 'તે ધર્માસ્તિકાય' એમ કહેવાય!

**મહાવીર :** ના. ગૌતમ! એ પ્રમાણે બે ત્રણ કે અસંખ્યેય પ્રદેશો પણ ન કહેવાય. જ્યાં સુધી ધર્માસ્તિકાયનો એક પ્રદેશ પણ ઊણો છે ત્યાં સુધી તેને ધર્માસ્તિકાય ન કહેવાય. કારણ કે ચક્રનો ભાગ ચક્ર ન કહેવાય. તે આખું હોય ત્યારે જ ચક્ર કહેવાય. તે પ્રમાણે જ્યારે ધર્માસ્તિકાય પૂરો હોય ત્યારે જ ધર્માસ્તિકાય એમ કહેવાય.

## (૨૩) અસુરરાજ ચમર

### શ્રી ભગવતી શ. ૩. ઉ. ૨. નો અધિકાર

રાજગૃહ નગરમાં મહાવીર ભગવાન પધાર્યા હતા. તે વખતે અસુરરાજ ચમર ગૌતમાદિને નાટયવિધિ† દેખાડી ગયો. તે ઉપરથી ગૌતમ પ્રશ્ન પૂછે છે:

† દેવતાઓ ભગવાનની સામે નાટક કરે છે. તે દેવતાઓનો જીત વ્યવહાર છે. અને તેનો આશય ધર્મકરણી તથા તીર્થંકરનુ માહાત્મ્ય વધારવાનો હોય છે

**ગૌતમ** : હે ભગવાન્! અસુરકુમાર દેવો ક્યાં રહે છે?

**મહાવીર** : હે ગૌતમ! એક લાખ અને એંશી હજાર યોજનની જાડાઇવાળી આ રત્નપ્રભા પૃથ્વીની વચગાળે તે અસુરકુમાર દેવો રહે છે. (અસુરકુમારોનો આવાસ દક્ષિણે અને ઉત્તરે એમ બે દિશામાં આવેલો છે. તેમાં દક્ષિણમાં "ચમર" અને ઉત્તરમાં "બલિ" એ નામના બે ઇંદ્રો છે. ચમરની રાજધાનીને ચમરચંચા અને બલિની રાજધાનીને બલિચંચા કહેવામાં આવે છે. ચમરચંચામાં ૩૪ લાખ ભવન છે અને બલિચંચામાં ૩૦ લાખ છે. તે દેવોનું આયુષ્ય ઓછામાં ઓછું દશ હજાર વર્ષ અને વધારેમાં વધારે એક સાગરોપમથી અધિક છે).

**ગૌતમ** : હે ભગવાન્! તે અસુરકુમારોમાં પોતાના સ્થાનથી નીચે જવાનું સામર્થ્ય છે ખરું?

**મહાવીર** : હે ગૌતમ! તેઓ પોતાના સ્થાનથી નીચે (નરકની) સાતમી પૃથ્વી સુધી જઇ શકે; પરંતુ તેઓ ત્યાં સુધી ગયા નથી, જશે નહિ અને જતા પણ નથી. તેઓ માત્ર ત્રીજી પૃથ્વી સુધી જાય છે, ગયા છે અને જશે પણ ખરા. પોતાના જૂના શત્રુને દુઃખ દેવા અને પોતાના જૂના મિત્રને સુખી કરવા તે દેવો ત્રીજી પૃથ્વી સુધી ગયા છે. જાય છે તથા જશે.

તે પ્રમાણે પોતાના સ્થાનથી તિરછા લોકમાં અસંખ્ય દ્વીપ અને સમુદ્ર સુધી જવાની તેઓની શક્તિ છે, પરંતુ તેઓ અરિહંત ભગવંતોના જન્મ–દીક્ષા–કેવળ–જ્ઞાનોત્પત્તિ અને પરિનિર્વાણના ઉત્સવો નિમિત્તે નંદીશ્વર દ્વીપ સુધી જ જાય છે, ગયા છે અને જશે.

પોતાના સ્થાનથી ઊંચે તેઓ અચ્યુત કલ્પ સુધી જઈ શકે છે. પરંતુ તેઓ માત્ર સૌધર્મ કલ્પ સુધી જાય છે, ગયા છે અને જશે.

---

પણ ભગવાન તેને સારું જાણી અનુમોદન પણ નથી કરતા. અને જીત વ્યવહાર દેવોનો છે એટલે ના કહેવાથી તેઓનો દર્પ હણાય અને તેઓ તેમ કરતા અટકશે પણ નહિ એમ માનીને શાસ્ત્રનો તેનો નિષેધ પણ કરતા નથી. પણ મૌન રહે છે.

"नो आढाइ, नो परिजाणइ तुसीणीए संचिट्ठइ"

**ગૌતમ** : હે ભગવાન્! તેઓ ઊંચે સૌધર્મ કલ્પ સુધી-કયા નિમિત્તે ગયાં છે, જાય છે-અને જશે?

**મહાવીર** : હે ગૌતમ! તે દેવોને જન્મથી જ વૈરાનુબંધ હોય છે. તેથી તેઓ આત્મરક્ષક દેવોને ત્રાસ ઉપજાવે છે તથા યથોચિત નાનાં નાનાં રત્નોને લઇ ઉજ્જડ ભાગમાં ચાલ્યા જાય છે.

**ગૌતમ** : હે ભગવન્! જ્યારે તે અસુરો વૈમાનિકનાં રત્નો ઉપાડી જાય, ત્યારે વૈમાનિકો તેઓને શું કરે?

**મહાવીર** : હે ગૌતમ! તેઓ તેમને શારીરિક વ્યથા ઉપજાવે છે.

**ગૌતમ** : હે ભગવાન્! ઊંચે ગયા પછી તે અસુરકુમારો ત્યાં રહેલી અપ્સરાઓ સાથે ભોગો ભોગવી શકે ખરા?

**મહાવીર** : હે ગૌતમ! જો તે અપ્સરાઓ તેમનો આદર કરે અને તેઓને સ્વામી તરીકે સ્વીકારે, તો તેમની સાથે તેઓ ભોગો ભોગવી શકે છે, નહિ તો નહિ.

વળી, તેઓનું આમ ઉપર જવું હંમેશ નથી બનતું. અનંત ઉત્સર્પિણી અને અનંત અવસર્પિણી વીત્યા પછી લોકમાં આશ્ચર્યો પમાડનાર ભાવો (આ અવસર્પિણીમાં તેવાં દસ આશ્ચર્યો થયાં છે.) ઉત્પન્ન થાય છે. પરંતુ તેઓ પોતાના આપબળથી ત્યાં નથી જઇ શકતા; પણ જેમ કોઇ શબર, બબ્બર પુલિંદ, વગેરે અનાર્ય જાતિના લોકો જંગલ, ખાડા, ગુફા, વગેરેનો આશ્રય કરીને સુસજ્જિત લશ્કરને પણ હંફાવવાની હિંમત કરે છે.

**ગૌતમ** : હે ભગવન્! શું સર્વ અસુરકુમાર દેવો સૌધર્મ-કલ્પ સુધી જઇ શકે છે?

**મહાવીર** : હે ગૌતમ! સર્વ અસુરકુમાર દેવો નથી જઈ શકતા, પરંતુ જે મહાઋદ્ધિવાળા અસુરકુમાર દેવો હોય છે તે જ જઈ શકે છે.

**ગૌતમ** : હે ભગવન્! તે મહાઋદ્ધિ અને મહાદ્યુતિવાળા અસુરેન્દ્ર અસુરરાજ ચમરને દિવ્ય દેવઋદ્ધિ કેવી રીતે પ્રાપ્ત થઇ?

પ્રદક્ષિણા કરી મને નમન કર્યું અને કહ્યું, 'ભગવન્! આ ચમર તમારો આશરો લઈને મને મારી શોભાથી ભ્રષ્ટ કરવા આવ્યો હતો, તેથી મેં આ વજ્ર તેની પાછળ મૂક્યું હતું.' એમ કહી, ક્ષમા માગી તે પાછો ફર્યો અને ઉત્તર-પૂર્વ ભાગમાં થોડે દૂર ગયા પછી ત્રણ વાર ડાબો પગ પૃથ્વી ઉપર પછાડી તેણે ચમરને કહ્યું કે, 'હે અસુરેન્દ્ર, અસુરરાજ ચમર! શ્રમણ ભગવંત મહાવીરના પ્રભાવથી તું બચી ગયો છે. હવે તને મારાથી જરા પણ ભય નથી.' આમ કહીને તે ચાલ્યો ગયો.

**ગૌતમ** : હે ભગવન્! પોતે હાથે ફેંકેલી વસ્તુને તેની પાછળ દોડી દેવ પકડી શકે?

**મહાવીર** : હા. ગૌતમ! વસ્તુને જ્યારે ફેંકવામાં આવે છે, ત્યારે તેની ગતિ ઉતાવળી હોય છે, અને પછી મંદ થઈ જાય છે, જ્યારે મોટી ઋદ્ધિવાળો દેવ તો પહેલાં અને પછી પણ શીઘ્ર ગતિવાળો હોય છે; તેથી તેને પકડી શકે છે.

**ગૌતમ** : હે ભગવન્! તો પછી દેવેંદ્ર શક્ર પોતાના હાથે અસુરેન્દ્ર ચમરને કેમ ન પકડી શક્યો?

**મહાવીર** : હે ગૌતમ! અસુરકુમારો નીચે બહુ શીઘ્ર જઈ શકે છે અને ઉપર બહુ મંદ રીતે જઈ શકે છે; જ્યારે વૈમાનિક દેવો ઊંચે બહુ જલદી જઈ શકે છે પણ નીચે બહુ મંદ રીતે જઈ શકે છે. એક સમયમાં શક્ર જેટલો ભાગ ઉપર જઈ શકે છે, તેટલું જ ઉપર જવાને વજ્રને બે સમય લાગે છે, અને ચમરને ત્રણ સમય લાગે છે. પરંતુ અસુરેન્દ્ર ચમર એક સમયમાં જેટલું નીચે જઈ શકે, તેટલું નીચે જવાને શક્રને બે સમય લાગે છે અને વજ્રને ત્રણ સમય લાગે છે.

હવે વજ્રના ભયથી મુક્ત થયેલો, અને દેવરાજ શક્ર દ્વારા મોટા અપમાનથી અપમાનિત થયેલો. તથા શોક સાગરમાં ડૂબેલો અસુરેન્દ્ર વિચાર કરવા લાગ્યો કે, શ્રમણ ભગવંત મહાવીરના પ્રભાવથી જ હું બચી ગયો છું. પછી તેણે પોતાના સામાનિકોને † કહ્યું કે, હે દેવાનુ-

---

† જેઓ આયુષ્ય આદિમાં ઇંદ્રસમાન છે. પણ જેમનામાં ફક્ત ઇંદ્રત્વ નથી તેવા દેવો.

પ્રિયો ! ચાલો આપણે બધા જઇએ અને શ્રમણ ભગવત મહાવીરની પર્યુપાસના કરીએ. પછી તે બધા સાથે તે અશોક વૃક્ષ નીચે આવ્યો અને મને ત્રણ વાર પ્રદક્ષિણા કરી બોલ્યો, 'હે ભગવન ! હું આપના પ્રભાવથી બચી ગયો છું હું આપની ક્ષમા માગું છું.' પછી તે પાછો ચાલ્યો ગયો.

હે ગૌતમ ! તે ચમરેન્દ્રની આવરદા સાગરોપમ છે, અને તે ત્યાંથી ચ્યવીને મહાવિદેહ ક્ષેત્રમાં સિદ્ધ થશે, તથા સર્વ દુઃખોનો નાશ કરશે.

**ગૌતમ** : હે ભગવન્ ! બીજા અસુરકુમારો સૌધર્મકલ્પ સુધી ઊંચે જાય છે તેનું શું કારણ ?

**મહાવીર** : હે ગૌતમ ! તે તાજા ઉત્પન્ન થયેલા કે મરવાની અણી ઉપર આવેલા દેવોને એવો સંકલ્પ થાય છે કે, આપણે જેવી દિવ્ય દેવઋદ્ધિ પ્રાપ્ત કરી છે, તેવી દેવરાજ શક્રે પણ પ્રાપ્ત કરી છે, તો આપણે જઇએ અને તેની દેવઋદ્ધિ જોઇએ, તથા આપણી દેવઋદ્ધિ તેને બતાવીએ. એ કારણથી તેઓ ત્યાં જાય છે.



## (૨૪) લવણ સમુદ્રમાં ભરતી અને ઓટ

### ભગવતી શ. ૩ ઉ ૩ નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્ ! લવણ સમુદ્ર ચૌદશને દિવસે; આઠમને દિવસે, અમાસને દિવસે, પૂનમને દિવસે વધારે કેમ વધે છે ? અને વધારે કેમ ઘટે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! લવણ સમુદ્રમાં નીચે ચારે દિશાઓમાં ચાર મહાપાતાલ કલશ છે. તેનું પરિમાણ એક લાખ યોજન છે, તેની નીચેના ત્રણ ભાગમાં વાયુ છે, વચ્ચેના ભાગમાં વાયુ અને પાણી છે. અને ઉપરના ભાગમાં માત્ર પાણી છે. એ ચાર મહાપાતાલ કલશો સિવાય બીજા પણ નાના નાના પાતાલ કલશ છે તેની સંખ્યા ૭૮૮૪ છે. તેનું પરિમાણ એક હજાર યોજનનું છે. તેમાં પણ પૂર્વોક્ત રીતિથી વાયુ પાણી તથા વાયુ અને પાણી છે. તેના વાયુવિક્ષોભથી લવણ સમુદ્રના પાણીમાં ઉપરોક્ત તિથિના દિવસે વૃદ્ધિ અને હાનિ થાય છે.

લવણુ સમુદ્રની શિખાની પહોળાઈ ૧૦ હજાર યોજન છે. અને તેની ઊંચાઇ ૧૬ હજાર યોજન છે. તેના ઉપર અર્ધો યોજન પાણીની વૃદ્ધિ અને હાનિ-થાય છે.

## (૨૫) મંડિતપુત્ર અણગારના પ્રશ્નો
## કાયિકી આદિ પાંચ ક્રિયા વિષે

તે સમયની વાત છે ભગવાન મહાવીર ફરતા ફરતા રાજગૃહમાં આવેલા હતા. ત્યાં ધર્મકથા પૂરી થયે બધા લોકો વેરાઈ ગયા બાદ તેમના છઠ્ઠા ગણધર મંડિતપુત્ર તેમની પાસે આવી પૂછવા લાગ્યા.

**મંડિતપુત્ર** : હે ભગવાન્! ક્રિયાઓ કેટલા પ્રકારની છે?

**મહાવીર** : હે મંડિતપુત્ર! ક્રિયાઓ પાંચ પ્રકારની છે. તે આ પ્રમાણે (૧) **કાયિકી** એટલે કે શરીરમાં કે શરીર દ્વારા થયેલી ક્રિયા (૨) આધિકરણિકી જે દ્વારા આત્મા નરક વગેરે દુર્ગતિઓમાં જવાનો અધિકારી થાય તે. '**અધિકરણ**' એટલે કે એક જાતનું અનુષ્ઠાન; અથવા અધિકરણ એટલે હિંસાદિના સાધનરૂપ ચક્ર, તલવાર, વગેરે બહારની વસ્તુ, તે અધિકરણમાં કે અધિકરણ દ્વારા થયેલી ક્રિયા. (૩) **પ્રાદ્વેષિકી** એટલે મત્સર રૂપ નિમિત્તને લઇને કે મત્સર દ્વારા થયેલી ક્રિયા, અથવા મત્સર રૂપ ક્રિયા. (૪) પારિતાપનિકી એટલે કે પરિતાપને લઇને કે પરિતાપ દ્વારા થયેલી ક્રિયા, બીજાને પરિતાપ આપનારી ક્રિયા (૫) પ્રાણાતિપાત રૂપ ક્રિયા દ્રવ્યપ્રાણ નાશ કરનારી ક્રિયા. તે દરેકના બે પ્રકાર છે.

**૧.** કાયિકી ક્રિયના બે પ્રકાર છે: અનુપરત–એટલે કે ત્યાગવૃત્તિ વિનાના પ્રાણીની અને અવિરતિ પ્રમાદથી દુષ્પ્રયુક્ત બનેલા પ્રાણીની થતી 'દુષ્પ્રયુક્ત કાયક્રિયા' છે.

**૨.** આધિકરણિકી ક્રિયાના બે પ્રકાર આ પ્રમાણે છે. વધાદિ માટે જાળ વગેરેના જુદા જુદા ભાગોને જોડીને એક યંત્ર તૈયાર કરવું કે કોઈ પદાર્થમાં ઝેર મેળવીને એક મિશ્રિત પદાર્થ બનાવવો તે

સંયોજનરૂપ ક્રિયા 'સંયોજનાધિકરણ ક્રિયા' કહેવાય છે અને તલવાર, બરછી, વગેરે શસ્ત્રોની બનાવટ (નિર્વર્તન) નિર્વર્તનાધિકરણ ક્રિયા કહેવાય છે.

૩. પ્રાદ્વેષિકી ક્રિયાના બે પ્રકાર આ પ્રમાણે છે, પોતાપર અને પોતા, તથા બીજા ઉપર દ્વેષ કરવારૂપ, તે જીવ પ્રાદ્વેષિકી ક્રિયા અને અજીવ પર દ્વેષ કરવારૂપ ક્રિયા તે અજીવ પ્રાદ્વેષિકી ક્રિયા.

૪. ૫. પારિતાપનિકી અને પ્રાણાતિપાત ક્રિયાના બે પ્રકાર તે 'સ્વહસ્ત' દ્વારા કરેલી કે 'પરહસ્ત' દ્વારા કરાવેલી એ પ્રમાણે છે.

**મંડિતપુત્ર :** ભગવન્! શ્રમણ નિર્ગ્રંથોને ક્રિયા હોય?

**મહાવીર :** હા. મંડિતપુત્ર! પ્રમાદને લીધે અને યોગ એટલે કે શરીરાદિની પ્રવૃત્તિને (માત્ર શરીરના હલનચલનથી માર્ગમાં હાલવા-ચાલવાથી થતી) નિમિત્તે શ્રમણ-નિર્ગ્રંથોને પણ ક્રિયા હોય છે.

**પ્રશ્ન :** ભગવન્! દેહધારી તેમ જ વ્યાપાર યુક્ત જીવ હંમેશાં કંપવાની, જવાની, ચાલવાની, ક્ષોભ પામવાની, પ્રબળતાપૂર્વક પ્રેરવાની, ઊંચકવાની, સંકોચવાની કે પ્રસારવાની વગેરે ક્રિયાઓ કર્યા કરે છે?

**ઉત્તર :** હા. મંડિતપુત્ર! જીવ હંમેશાં તે બધી ક્રિયાઓ કર્યા કરે છે.

**પ્રશ્ન :** ભગવન્! જ્યાં સુધી જીવ હંમેશાં તે પ્રમાણે ક્રિયાઓ કર્યા કરે છે, ત્યાં સુધી તે મુક્ત થાય?

**ઉત્તર :** ના. મંડિતપુત્ર! એ વાત બરાબર નથી. સક્રિય જીવની મુક્તિ ન થાય.

**પ્રશ્ન :** ભગવન્! તેનું શું કારણ?

**ઉત્તર :** જ્યાં સુધી જીવ ક્રિયા કરે છે, ત્યાં સુધી તે અન્ય જીવોને ઉપદ્રવ (આરંભ) કર્યા કરે છે, તેમના નાશનો સંકલ્પ (સરંભ) કર્યા કરે છે, તેમને દુઃખ ઉપજાવે છે (સમારંભ). તથા એ રીતે ઘણા

ભૂતપ્રાણીઓને દુઃખ પમાડવામાં અને પરિતાપ કરાવવામાં કારણભૂત થાય છે. હે મંડિતપુત્ર ! તે કારણથી કહ્યું છે કે, સક્રિય જીવની મુક્તિ સંભવતી નથી.

**પ્રશ્ન** : ભગવન્ ! જીવ નિષ્ક્રિય હોઈ શકે ?

**ઉત્તર** : હા. મંડિતપુત્ર ! જીવ નિષ્ક્રિય હોઈ શકે. યોગ (પ્રવૃત્તિ) નિરોધ કરી શુક્લધ્યાનથી શૈલેષી (શૈલ જેવી નિશ્ચલ) દશા પ્રાપ્ત કરનાર જીવ નિષ્ક્રિય હોય છે. તેવો જીવ આરંભાદિ ક્રિયાઓ ન કરતો હોવાથી તેવા જીવની મુક્તિ થાય છે.

જેમ કોઈ પુરુષ સૂકા ઘાસના પૂળાને અગ્નિમાં નાખે તો તે તરત જ બળી જાય કે નહિ ?

હા. બળી જાય.

વળી, કોઈ પુરુષ પાણીના ટીપાને તપેલા લોઢાના કડાયા ઉપર નાખે તો તે ટીપું તરત જ નાશ પામી જાય કે નહિ ?

હા. તે નાશ પામી જાય.

વળી, પાણીથી ભરેલ કોઈ (હોજ) ગૃહ હોય તેમાં કોઈ પુરુષ, સેંકડો કાણાંવાળી એક હોડી દાખલ કરે, તો તે નાવ પાણીથી પૂરેપૂરી ભરાઈ જાય કે નહિ ?

હા. ભરાઈ જાય.

પરંતુ કોઈ પુરુષ તે નાવનાં બધા કાણાં પૂરી દે, અને તેમાનું બધુ પાણી ઊલેચી નાખે, તો તે નાવ શીઘ્ર ઉપર આવે કે નહિ ?

હા. તરત જ આવે.

મંડિતપુત્ર ! તે પ્રમાણે શુક્લધ્યાન રૂપી અગ્નિ વડે જીવાત્માનાં પૂર્વે બંધાયેલ બધાં કર્મો બળી જાય છે. તેમ જ, તે જીવ બધી રીતે આત્મામાં પ્રતિસંલિન હોવાથી તેમ જ સાવધાનીપૂર્વક પ્રવૃત્તિ કરતો હોવાથી તન મન, વાણી અને કાયાનું ગોપન કરતો હોવાથી તેનામાં

નવું કર્મ દાખલ થતું નથી. તેથી તે પુરુષ મુક્ત થાય છે. એ વાત સાચી છે કે, શરીર કાયમ છે ત્યાં સુધી થોડી ઘણી શારીરાદિક ક્રિયાઓ થવાની જ. પરંતુ તેવા સંયમી અણગારની તેવી બધી ક્રિયાઓથી બંધાતું કર્મ પ્રથમ સમયે આત્મામાં બંધાય છે. બીજે સમયે તેનું ફળ ભોગવાઈ જાય છે. (તે ફળ પણ સુખરૂપ હોય છે, દુઃખરૂપ નહિ) અને ત્રીજે સમયે તે આત્માથી છૂટું પડી જાય છે. એ રીતે તે તરત જ અકર્મરૂપ થઈ જાય છે. એ ક્રિયાને ઐર્યાપથિકી ક્રિયા કહે છે.

**ગૌતમ** : ભગવન્! 'ઉપયોગ' એટલે કે આત્મજાગૃતિ-સાવધાની સિવાય ગમનાદિ, તેમ જ ગ્રહણાદિ ક્રિયાઓ કરનાર સાધુને ઐર્યાપથિકી ક્રિયા લાગે કે સાંપરાયિકી?

**મહાવીર** : ગૌતમ! ઐર્યાપથિકી ન લાગે, પણ સાંપરાયિકી લાગે. કારણ કે જેનાં ક્રોધ-માન-માયા અને લોભ વ્યુચ્છિન્ન થયાં હોય તેને જ ઐર્યાપથિકી ક્રિયા હોય, પણ જેનાં ક્રોધાદિ ક્ષીણ ન થયાં હોય તેની સાંપરાયિકી ક્રિયા જ હોય. *સૂત્રને અનુસારે વર્તતા સાધુને ઐર્યાપથિકી ક્રિયા લાગે છે અને સૂત્ર વિરુદ્ધ વર્તનારને સાંપરાયિક લાગે છે.



## * પરિશિષ્ઠ

अहासुत्तं रीयमाणस्स इरियावहि किरिया कज्जइ,
उस्सुत्तं रीयमाणस्स संपराइया किरिया कज्जइ.

આ પ્રમાણેનો મૂળ પાઠ છે, અને તેનો અર્થ વિસ્તાર નિચે છે.

ક્ષયોપશમજન્ય (પ્રથમના ચાર) ચારિત્ર ૧૦ ગુણસ્થાન સુધી હોય છે. અને ત્યાં સુધી ઇરિયાવહિ ક્રિયાનો સંભવજ નથી. કષાયોનો સર્વથા અભાવ થયા પછી જે ક્ષાયિક જન્ય ચારિત્ર (યથાખ્યાત) પ્રગટે છે ત્યારેજ ઇરિયાવહિ ક્રિયાનો સંભવ છે. ગુણસ્થાનોની અપેક્ષાએ ૧૧ થી ૧૩ ગુણસ્થાન સુધી જ, તે સીવાય અન્યત્ર કોઈપણ સ્થિતિમાં ઇરિયાવહિ ક્રિયા સંભવે નહિ.

### 'अहासुत्तं' શબ્દનો અર્થ

अहासुत्त – તેનો સામાન્ય અર્થ એ છે કે "સૂત્ર અનુસાર"

પરંતુ તે સૂત્ર કયા ? તો તેનો ઉત્તર એ છે કે યથાખ્યાત ચારિત્ર પાલનવિધિના સૂત્રો (નિયમો) સમજવા, તે સિવાય નહિ ! (કારણ કે અહિ વિચાર ઇરિયાવહિ ક્રિયાને માટે કરવાનો છે અને તે ક્રિયા ક્ષાયિક ચારિત્ર વિના હોય જ નહિ તે માટે) અર્થાત્ અણગારો જો યથાખ્યાત ચરિત્રની પાલન વિધિને અનુસારે अहासुत्तं પ્રવર્તે તો તેને ઇરિયાવહિ ક્રિયા લાગે છે. અને જો તેથી વિરુદ્ધ उस्सुत्त એટલે કે ક્ષાયિક ચરિત્રને બદલે ક્ષયોપશમજન્ય ચરિત્રને અનુસારે પ્રવર્તે તો સાંપરાય ક્રિયા લાગે છે. उस्सुत्त નો અર્થ શ્રુતજ્ઞાનથી વિરૂદ્ધની પ્રવર્તી કરે એમ નહિ પણ ક્ષાયિક ચારિત્રના નિયમથી વિરૂદ્ધનું પ્રવર્તે અર્થાત્ પ્રથમના ચાર ચરિત્રમાં પ્રવર્તે એ પ્રમાણે લેવાનો છે.

अहासुत्त શબ્દ પછી रीयमाणस्स શબ્દ આવે છે તેનો અર્થ સયંમ પાલનની જાગૃતિ. જાગૃતિ તેને જ રાખવાની હોય કે જેને કેવળજ્ઞાન પ્રાપ્ત નથી થયું તેને જ. ઇરિયાવહિ ક્રિયા સંભવી શકે, તેવા ૧૧–૧૨–૧૩ એ ત્રણ ગુણસ્થાનોમાં ૧૧–૧૨ ગુણસ્થાન કેવળજ્ઞાન પ્રાપ્તિ વગરના છે માટે ૧૧–૧૨ ગુણ સ્થાનને જ જાગૃતિની જરૂર છે. અર્થાત્ रीस्यमणास्स શબ્દથી ૧૩ મું ગુણસ્થાન બાદ થયુ અને હવે બાકી ૧૧–૧૨ ગુણસ્થાન વર્તી જો अहासुत्त ક્ષાયિક ચારિત્ર અનુસાર પ્રવર્તે તો તેને ઇરિયાવહિ ક્રિયા લાગે. અને જો उस्सुत्तं તેનાથી વિરૂદ્ધ પ્રવર્તે અર્થાત્ ક્ષયોપશમ જન્ય ચારિત્ર અનુસાર પ્રવર્તન કરવા માંડે તો સાંપરાય ક્રિયા લાગે છે.

---

## (૨૬) અણગારોની શક્તિ વિષે
### ભગવતી શ. ૩. ઉ. ૪ નો અધિકાર

**ગૌતમ**: ભગવન્ ! સંયમ અને તપ વડે આત્માને ભાવિત કરનારો મુનિ (અવધિજ્ઞાનાદિ૬ શકિતઓ વડે) વૈક્રિય સમુદ્ઘાત વડે વિમાનરૂપે ગતિ કરતા દેવને જાણે કે જુએ ?

---

૬ જેના દ્વારા પરોક્ષ રહેલા પણ રૂપવાળા પદાર્થો વિસ્તારપૂર્વક દેખાય, તે અવધિજ્ઞાન, આ જ્ઞાન દેવોને અને નારકીઓને જન્મથી જ હોય છે. મનુષ્ય અને તિર્યંચને તેનું પ્રતિબંધક કર્મ તપ વગેરેથી નાશ પામે ત્યારે પ્રાપ્ત થાય છે.

**મહાવીર** : અવધિજ્ઞાનની શકિત કર્મના ક્ષયોપશમની વૈચિત્ર્યતાને લીધે વિચિત્ર હોય છે. જેમ કે કેટલાકને જે સ્થળે અવધિજ્ઞાન થયું હોય તે સ્થળ છોડતાં તે જ્ઞાન પણ ચાલ્યું જાય છે. કેટલાકને બધે સ્થળે કાયમ રહે છે, કેટલાકને ધીમે ધીમે વધતું જાય છે. કેટલાકને વધ–ઘટ પામ્યા કરે છે, અને કેટલાકને સ્થિર રહે છે. તે મુજબ, કેટલાક તે દેવને જુએ, પણ વિમાનને ન જુએ, કેટલાક વિમાનને જુએ પણ દેવને ન જુએ, કેટલાક દેવ અને વિમાન બન્નેને જુએ તથા કોઈ એ બેમાંથી એકેયને ન જુએ.

**ગૌતમ** : ભગવન્ ! તે ભાવિત–આત્મા સાધુ ઝાડના અંદરના ભાગને જુએ કે બહારના ભાગને જુએ ?

**મહાવીર** : કોઇ અંદરનો ભાગ જુએ, કોઇ બહારનો જુએ તથા કોઇ બન્નેને પણ જુએ (વગેરે . ઉપર મુજબ)

**ગૌતમ** : ભગવન્ ! ભાવિત–આત્મા સાધુ વૈક્રિય શરીર ધારણ કરી વૈભાર†પર્વતને ઓળંગી શકે ?

**મહાવીર** : હા. ગૌતમ ! ઓળંગી શકે.

**ગૌતમ** : ભગવન્ ! તે સાધુ વૈક્રિય શકિત વડે જેટલાં રૂપો રાજગૃહનગરમાં છે તેટલાં બધાં રૂપો બનાવી, વૈભારપર્વતમાં પ્રવેશ કરી, તે સમ પર્વતને વિષમ કરી શકે ? કે તે વિષમ પર્વતને સમ કરી શકે ?

**મહાવીર**: હા. ગૌતમ ! કરી શકે.

## (૨૭) કયા અણગારો વૈક્રિય શક્તિ ફોરવે

**ગૌતમ** : ભગવન્ ! પ્રમત્ત મનુષ્ય વૈક્રિય શક્તિ (રૂપ બદલવાની શક્તિ)નો પ્રયોગ કરે કે અપ્રમત્ત ?

**મહાવીર** : પ્રમત્ત મનુષ્યો જ તેમ કરે.

---

†રાજગૃહથી અડધા ગાઉ જેટલે છેટે પાંચ પહાડો આવેલા છે. તેમાંનો એક વિભારગિરી. બાકીના ચાર વિપુલગિરી, ઉદયગિરી, સુવર્ણગિરી અને રત્નગિરી.

**ગૌતમ** : ભગવન્ ! તેનું શું કારણ ?

**મહાવીર** : પ્રમત્ત મનુષ્ય ઘી વગેરેથી ખૂબ ચીકાશદાર (પ્રણિત) પાનભોજન કરે છે. તે પ્રણિત પ્રાણુભોજન દ્વારા તેનાં હાડ અને અને હાડમાં રહેલી મજ્જા ઘન થાય છે, તથા તેનું માંસ અને લોહી પ્રતનું (કૃશ) થાય છે. વળી, તે ભોજનના પુદ્ગલો શ્રોત વગેરે ઇંદ્રિયોપણે, હાડપણે, હાડની મજ્જાપણે, કેશપણે, શ્મશ્રુપણે, રોમપણે, નખપણે, વીર્યપણે અને લોહીપણે પરિણમે છે.

પરંતુ અપ્રમત્ત મનુષ્ય તો લૂખું પાનભોજન કરે છે. એવું ભોજન કરીને તે વમન કરતો નથી. તે લૂખા પાનભોજન દ્વારા તેના હાડ, હાડની મજ્જા, વગેરે કૃશ (પ્રતનું) થાય છે. અને તેનું માંસ અને લોહી ઘન થાય છે. તથા તે ભોજનના પુદ્ગલો વિષ્ટા, મૂત્ર, લીંટ, કફ, વમન, પિત્ત, પૂતિ અને લોહીપણે પરિણમે છે. તે કારણથી અપ્રમત્ત મનુષ્ય વિકુર્વણ કરતો નથી.

અપ્રમત્ત એટલે રાગદ્વેષરહિત શુદ્ધ ઉપયોગવાળા જીવને વૈક્રિય આદિ શક્તિ ફેરવવાની ઇચ્છા થતી નથી.

## [૨૮] વાયુની મંદતા અને તીવ્રતા

### ભગવતી શ. ૫ ઉ. ૨નો અધિકાર

**ગૌતમ** : ભગવન્ ! ઇષત્પુરોવાત (એટલે થોડી ભીનાશવાળા) પથ્યવાત (એટલે વનસ્પતિ વગેરેને હિતકર) મંદવાયુ અને મહાવાયુ વાય છે ?

**મહાવીર** : તે વાયુઓ બધી દિશાઓમાં અને ખૂણાઓમાં છે. જ્યારે પૂર્વમાં ઇષત્પુરોવાત વગેરે વાયુઓ વાય છે ત્યારે તે બધા પશ્ચિમમાં પણ વાય છે, અને જ્યારે પશ્ચિમમાં તે બધા વાય છે ત્યારે પૂર્વમાં પણ તે બધા વાય છે. એમ બધી દિશાઓ અને ખૂણાઓમાં સમજવું.

વળી, તે બધા વાયુઓ દ્વીપોમાં તેમ જ સમુદ્રોમાં પણ હોય છે. પરંતુ એટલો ફેર છે કે જ્યારે દ્વીપના વાયુ વાતા હોય છે ત્યારે સમુદ્રના નથી વાતા, અને જ્યારે સમુદ્રના વાતા હોય ત્યારે દ્વીપના નથી વાતા.

**ગૌતમ** : ભગવન્! ઇંષત્પુરોવાત વગેરે વાયુઓ ક્યારે વાય છે!

**મહાવીર** : જ્યારે વાયુકાય પોતાના સ્વભાવપૂર્વક ગતિ કરે છે ત્યારે તે બધા વાયુઓ વાય છે. અથવા વાયુકાય વૈક્રિય શરીર બનાવીને ગતિ કરે છે ત્યારે તે બધા વાયુ વાય છે, અથવા જ્યારે વાયુકુમારો અને વાયુકુમારીઓ પોતાને, બીજાને કે બન્ને માટે વાયુકાયને ઉદિરે છે ત્યારે તે બધા વાયુઓ વાય છે.

## [૨૯] સમુદ્રનું માપ

**ગૌતમ** : ભગવન્! લવણુ સમુદ્રનો આકાર કેવો છે?

**મહાવીર** : ગોતીર્થ જેવો, નૌકા જેવો, છીપના સંપુટ જેવો, અશ્વસ્કંધ જેવો તથા વલભી જેવો વૃત્ત અને વલયના આકારનો છે.

**ગૌતમ** : ભગવન્! તેનું માપ શું છે?

**મહાવીર** : લવણુ સમુદ્રનો ચક્રપાલ વિષ્કંભ બે લાખ યોજનનો છે. તેનો ઘેરાવો પંદર લાખ એકાશી હજાર એકસો ઓગણચાલીસ (૧૫૮૧૧૩૯) યોજન ઉપરાંત થોડોઘણો વધતોઓછો છે. તેનો ઉદ્વેધ એક હજાર યોજન છે, તેનો ઉત્સેધ સોળ હજાર યોજન છે, અને તેનું સર્વાગ્ર ૧૭ હજાર યોજન છે.

**ગૌતમ** : ભગવન્! તો પછી એવડો મોટો લવણુ સમુદ્ર આ જંબુદ્વીપ નામના દ્વીપને શા માટે ડુબાડતો નથી? અને જલમય કરી દેતો નથી?

**મહાવીર** : જંબુદ્વીપ નામના આ દ્વીપમાં ભરત અને ઐરવત ક્ષેત્રોમાં અર્હંતો, ચક્રવર્તીઓ, બળદેવો, વાસુદેવો, ચારણો, વિદ્યાધરો, શ્રમણો, શ્રમણીઓ, શ્રાવક, શ્રાવિકાઓ અને અનેક ધર્મવાળા મનુષ્યો રહે છે. તેઓ સ્વભાવે ભદ્ર, વિનીત અને ઉપશાંત હોય છે. સ્વભાવથી જ તેઓના ક્રોધાદિ કષાયો મંદ હોય છે. સરલ અને કોમળ હોય છે, તથા તેઓ જિતેન્દ્રિય, ભદ્ર અને નમ્ર હોય છે, તેના મનુષ્યોના પ્રભાવથી લવણુ સમુદ્ર જંબુદ્વીપને ડુબાડતો નથી અને જલમય કરી શકતો નથી.

## (૩૦) પ્રમાણ

**ગૌતમ :** ભગવન્! પ્રમાણ તે શું?

**મહાવીર :** જેનાથી અર્થ, પદાર્થ જાણી શકાય તે પ્રમાણ. અથવા 'જાણવું' તે પ્રમાણ. ચાર પ્રકારના છે. પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, આગમ. પ્રત્યક્ષના બે પ્રકાર છે: ઇન્દ્રિય પ્રત્યક્ષ અને નોઇન્દ્રિય પ્રત્યક્ષ. ઇન્દ્રિય પ્રત્યક્ષ એટલે પાંચ ઇન્દ્રિયોથી થતું જ્ઞાન. નોઇન્દ્રિય પ્રત્યક્ષ એટલે ઇન્દ્રિય અને મનની સહાયતા વિના ફક્ત આત્માની યોગ્યતાના બળથી ઉત્પન્ન થતું જ્ઞાન. તેના ત્રણ પ્રકાર છે; અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાન; એ ત્રણ નોઇન્દ્રિય પ્રત્યક્ષજ્ઞાનો છે.

અનુમાન ત્રણ પ્રકારનું છે, પૂર્વવત્, શેષવત્ અને દૃષ્ટ સાધર્મ્યવત્. [જેમ નાશીજઈને ફરી આવેલા પુત્રને માતા કોઈ (ઘા વગેરેના) પૂર્વનિશાનથી ઓળખી કહે, તેમ પૂર્વ જાણેલા નિશાનથી જે જ્ઞાન થાય તે પૂર્વવત્. શેષવત્ એટલે કાર્ય વગેરેની નિશાનીઓથી પરોક્ષ પદાર્થનું જે જ્ઞાન થાય તે. જેમ કે અહીં મોરનો શબ્દ હોવાથી મોર હોવો જોઈએ. એક પદાર્થના સ્વરૂપનું નિરીક્ષણ કરવાથી એવા સ્વરૂપવાળા બીજા પદાર્થો પણ એ પ્રકારના છે, એવું જે જ્ઞાન તે દૃષ્ટ સાધર્મ્યવત્ અનુમાન કહેવાય જેમ કે (૮૦ રતિ-ભારના) એક કર્ષને જોવાથી એના જેવા જે બીજા તે પણ કાર્ષાપણ કહેવાય તેવું જ્ઞાન. જેવી ગાય હોય છે, તેવો જ ગવય (રોઝ) હોય છે, ઇત્યાદિ જ્ઞાનને "ઉપમાન જ્ઞાન" કહે છે. આગમ જ્ઞાનના બે ભેદ છે; લૌકિક અને લોકોત્તર. અથવા બીજી રીતે તેના ત્રણ પ્રકાર પણ છે; સૂત્ર; અર્થ અને સૂત્ર ં (તદુભય). મૂળરૂપ આગમને સૂત્રાગમ કહે છે, શાસ્ત્રના અર્થરૂપ આગમને અર્થાગમ કહે છે, સૂત્ર અને અર્થ બન્નેના એકાકારને તદુભયાગમ કહે છે. અથવા બીજી રીતે પણ ત્રણ પ્રકાર છે: આત્માગમ, અનંતરાગમ, અને પરંપરાગમ. અર્થની અપેક્ષા તીર્થંકરો માટે આત્માગમ છે. ગણધરોને માટે અનંતરાગમ છે અને ગણધરોના શિષ્ય–પ્રશિષ્ય આદિ માટે પરંપરાગમ છે. સૂત્રની અપેક્ષાથી

ગણુધરોને માટે આત્માગમ છે. ગણુધરોના શિષ્યને માટે અનંતરાગમ છે અને ગણુધરોના પ્રશિષ્યોને માટે પરંપરાગમ છે.

## (૩૧) કર્મ પ્રમાણે જ વેદના ન અનુભવે

**ગૌતમ** : હે ભગવન્! અન્ય તીર્થિકો એમ કહે છે કે સર્વ ભૂત, પ્રાણો જે પ્રમાણે કર્મ બાંધ્યું હોય તે પ્રમાણે જ વેદના અનુભવે છે. તે એમ શાથી છે?

**મહાવીર** : તેમનું તે કહેવું ખોટું છે. હું તો એમ કહું છું કે, કેટલાક જીવો કર્મ પ્રમાણે વેદનાને અનુભવે છે. જ્યારે કેટલાક જીવો તેથી જુદી રીતે વેદના અનુભવે છે.

**ગૌતમ** : ભગવન્! એ કેવી રીતે?

**મહાવીર** : જેઓને કર્મ અનુસાર ઉદય હોય છે, તેઓ કર્મ અનુસાર વેદના અનુભવે છે, અને જેઓને તેથી જુદી રીતે ઉદય હોય છે. તેઓ તેથી જુદી અનુભવે છે.

**નોંધ** :– પરતીર્થિઓનું કથન એ છે કે, સર્વ જીવો જેવી રીતે કર્મ બાંધે છે તે જ રીતે વેદના વેદે છે. અર્થાત્ જીવો જે પ્રકારે કર્મ બાંધે છે તે જ પ્રકારે અશાતા આદિ વેદના વેદે છે. પરંતુ તે અન્ય તીર્થિનું કથન અસત્ય છે. કારણુ કે તેમ માનવામાં દોષ આવે છે. જે રીતે બાંધે છે તે રીતે સર્વ કર્મ વેદતા નથી. કારણુ કે લાંબા કાળમાં ભોગવવા યોગ્ય બાંધેલાં કર્મો અલ્પ કાળમાં પણુ ભોગવાય છે. માટે એ વાત સત્ય છે કે, કેટલાક જીવ જે પ્રકારે કર્મ બાંધે છે તેથી ભિન્ન પ્રકારે પણુ વેદના વેદે છે.

બીજી વાત એ છે કે, સિદ્ધાંતમાં કર્મની સ્થિતિ ઘાત, રસઘાત, આદિ બતાવેલ છે, તે માટે જે પ્રકારે જીવ કર્મ બાંધે છે. તેથી ભિન્ન પ્રકારે વેદનાનો સિદ્ધાંત પણુ સત્ય સાબિત થાય છે. જે જીવોના જે

કર્મોના સ્થિતિઘાત, રસઘાત, આદિ થાય છે, તે જે પ્રકારે કર્મ બાંધેલ છે તેથી ભિન્ન પ્રકારે વેદના વેદે છે, અને જે જીવોના સ્થિતિઘાત, રસઘાત, આદિ થતા નથી તે જીવ જે પ્રકારે કર્મ બાંધે છે તે પ્રકારે વેદના વેદે છે.

## (૩૨) પુરુષ અને ધનુષ્ય

### ભગવતી શ. ૫ ઉ. ૬ નો અધિકાર

**ગૌતમ** : ભગવન્! કોઈ પુરુષ ધનુષ્ય ઉપર બાણ ચડાવી આકાશમાં ફેંકે, પછી તે બાણ આકાશમાં અનેક પ્રાણોને, ભૂતોને, જીવોને અને સત્ત્વોને હણે, તો તે પુરુષને કેટલી ક્રિયાઓ લાગે?

**મહાવીર** : તે પુરુષને પાંચે ક્રિયાઓ લાગે છે. વળી, જે જીવોના શરીર દ્વારા તે ધનુષ્ય બન્યું છે તે જીવોને પણ પાંચે ક્રિયાઓ લાગે છે. ધનુષ્યની પીઠને, દોરીને અને નારુને પણ પાંચ તથા બાણ, શર, પત્ર (પીંછાં) અને નારુને પણ પાંચ.

**ગૌતમ** : ભગવન્! પછી તે બાણ આકાશમાંથી પોતાના ભારેપણાને લીધે નીચે પડવા માંડે, અને તે વખતે માર્ગમાં આવતા પ્રાણોને હણે, ત્યારે તે પુરુષને કેટલી ક્રિયા લાગે?

**મહાવીર** : ત્યારે તે પુરુષને પારિતાપનિકી સુધીની ચાર ક્રિયાઓ લાગે છે. જે જીવોનાં શરીરનું ધનુષ્ય બનેલું છે, તે જીવોને પણ ચાર, ધનુષ્યની પીઠ, દોરી અને નારુને ચાર, પરંતુ બાણ, શર, પત્ર, ફલ અને નારુને પાંચ ક્રિયાઓ લાગે છે. તથા તે નીચે પડતા બાણના અવગ્રહમાં જે જીવો છે તે જીવોને પણ પાંચ ક્રિયાઓ લાગે છે.

## (૩૩) અલ્પાયુ અને દીર્ઘાયુનું કારણ

**ગૌતમ** : ભગવન્! જીવો થોડું જીવવાના કારણભૂત કર્મ કેવી રીતે બાંધે છે?

**મહાવીર** : ત્રણ સ્થાનો વડે જીવો થોડું જીવવાનું કારણભૂત કર્મ બાંધે છે. હિંસા વડે, અસત્ય વાણી વડે તથા શ્રમણ–બ્રાહ્મણને સજીવ તથા સદોષ (અકલ્પ્ય–ન ખપે તેવું) અન્નપાનાદિ આપવા વડે.

**ગૌતમ** : ભગવન્! જીવો લાંબો કાળ જીવવાના કારણભૂત કર્મ કેવી રીતે બાંધે છે?

**મહાવીર** : ત્રણ સ્થાનો વડે જીવો લાંબો કાળ જીવવાના કારણભૂત કર્મ બાંધે છે. અહિંસા વડે, સત્ય વાણી વડે તથા શ્રમણ બ્રાહ્મણને નિર્જીવ તથા નિર્દોષ ખાનપાનાદિ પદાર્થો આપવા વડે.

**ગૌતમ** : ભગવન્! જીવો અશુભ રીતે લાંબો કાળ જીવવાના કારણભૂત કર્મ કેવી રીતે બાંધે છે?

**મહાવીર** : હિંસા કરીને, ખોટું બોલીને તથા શ્રમણ, બ્રાહ્મણની હિલના નિંદા, ફજેતી, ગર્હા કે અપમાન કરીને તથા તેને અમનોજ્ઞ (સ્વરૂપથી ખરાબ, અપ્રિય) અન્નપાનાદિ આપીને જીવો અશુભ રીતે લાંબો કાળ જીવવાના કારણભૂત કર્મ બાંધે છે.

**ગૌતમ** : ભગવન્! જીવો શુભ પ્રકારે લાંબો કાળ જીવવાના કારણભૂત કર્મ કેવી રીતે બાંધે છે?

**મહાવીર** : પ્રાણોને ન મારીને, ખોટું ન બોલીને તથા શ્રમણ-બ્રાહ્મણને વંદોપાસનાદિપૂર્વક મનોજ્ઞ તથા પ્રીતિકારક અન્નપાનાદિ આપીને જીવો શુભ દીર્ઘાયુષ બાંધે છે.



## (૩૪) ગૃહપતિ અને કરિયાણું

**ગૌતમ** : ભગવન્! કરિયાણાનો વેપાર કરતા કોઈ ગૃહસ્થનું કોઈ માણસ તે કરિયાણું ચોરી જાય, પછી તે કરિયાણાની તપાસ કરનાર તે ગૃહસ્થને કઈ ક્રિયા લાગે?

**મહાવીર** : આરંભિકી, પારિગ્રહિકી, માયાપ્રત્યયિકી અને અપ્રત્યાખ્યાનિકી ક્રિયા લાગે. મિથ્યાદર્શન પ્રત્યયિકી કદાચ લાગે અને

કદાચ ન લાગે (જ્યારે ગૃહસ્થ મિથ્યાદૃષ્ટિ હોય ત્યારે લાગે, અને સમ્યગ્ દૃષ્ટિ હોય ત્યારે ન લાગે). વસ્તુ જડયા પછી તે બધી ક્રિયાઓ પ્રતનું (અલ્પ–હળવી) થઇ જાય છે.

**ગૌતમ**: ભગવન્ ! કરિયાણું વેચતા ગૃહસ્થનું કરિયાણું કોઇએ ખરીદ્યું, તથા તેને માટે બાનું આપ્યું. પણ હજુ તે કરિયાણું લઇ જવાયું નથી પણ વેચનારને ત્યાં જ છે, તો તે વેચનાર ગૃહસ્થને તે કરિયાણાથી શું આરંભિકી વગેરે પાંચ ક્રિયા લાગે ? તેમ જ તે ખરીદનારને તે ક્રિયાઓ લાગે ?

**મહાવીર**: વેચનાર ગૃહસ્થને બાકીની ચાર લાગે, અને તે પાંચમી મિથ્યાદર્શન પ્રત્યયિકી કદાચ લાગે અને કદાચ ન લાગે. ખરીદ કરનારને તે બધી ક્રિયાઓ પ્રતનું હોય છે. પરંતુ તે કરિયાણું ખરીદનાર પોતાને ત્યાં લઇ જાય ત્યારે તેથી ઊલટું બને છે. એટલે કે વેચનારને પ્રતનું હોય છે, અને ખરીદનારને મોટા રૂપમાં હોય છે.

**ગૌતમ**: ભગવન્ ! કરિયાણું વેચનાર ગૃહસ્થનું કરિયાણું કોઇ ખરીદનાર ખરીદ કરે પરંતુ તેની કિંમત હજુ તેને આપી ન હોય, તો ખરીદ કરનારને તે ધનથી કેવી ક્રિયા લાગે, અને વેચનારને તે ધનથી કેવી ક્રિયાઓ લાગે ?

**મહાવીર**: ઉપર પ્રમાણે ખરીદનારને મોટા રૂપમાં લાગે, અને વેચનારને ઓછા પ્રમાણમાં લાગે.

**ગૌતમ**: ભગવન્ ! તેની કિંમત આપી દીધા પછી શું થાય ?

**મહાવીર**: વેચનારને મોટા પ્રમાણમાં અને ખરીદનારને ઓછા પ્રમાણમાં લાગે.

## (૩૫) પુદ્ગલોનું કંપન આદિ

### ભગવતી શ. ૫ ઉ. ૭ નો અધિકાર

તેનાં દ્વાર ૧૫ (૧) સકંપ અકંપદ્વાર (૨) છેદન–દહન આદિ દ્વાર (૩) અર્ધ, મધ્ય અને પ્રવેશદ્વાર (૪) સ્પર્શદ્વાર (૫) પરમાણુની

સ્થિતિદ્વાર. (૬) સકંપ–અકંપની સ્થિતિદ્વાર. (૭) વર્ણ, ગંધ, રસ, સ્પર્શની સ્થિતિદ્વાર. (૮) સૂક્ષ્મ–બાદરની સ્થિતિદ્વાર. (૯) શબ્દ–અશબ્દ-પણે પરિણતની સ્થિતિદ્વાર. (૧૦) પરમાણુનો અંતરદ્વાર. (૧૧) કંપમાન–અકંપમાનનો અંતરદ્વાર. (૧૨) વર્ણાદિનો અંતરદ્વાર. (૧૩) સૂક્ષ્મ–બાદરનો અંતરદ્વાર. (૧૪) શબ્દ–અશબ્દપણે પરિણતનો અંતરદ્વાર. (૧૫) અલ્પ બહુત્વદ્વાર.

૧. પરમાણુ પુદ્ગલ કદાચ કંપે અને કદાચ ન કંપે. એ પ્રમાણે બે ભાંગા. (૨) બે પ્રદેશી સ્કંધ કદાચ કંપે કદાચ ન કંપે, અને કદાચ એક ભાગ કંપે, એક ભાગ ન કંપે. એ પ્રમાણે ત્રણ ભાંગા. (૩) ત્રણ પ્રદેશી સ્કંધમાં પાંચ ભાંગા લાભે ઉપર પ્રમાણે. (૪) કદાચ એક પ્રદેશ કંપે, ઘણા દેશ ન કંપે. (૫) કદાચ ઘણા દેશ કંપે, એક દેશ ન કંપે, ચાર પ્રદેશી સ્કંધમાં છ ભાંગા લાભે, તે પાંચ તો ઉપર પ્રમાણે ને (૬) કદાચ ઘણા દેશ કંપે, ઘણા દેશ ન કંપે. ચાર પ્રદેશીની માફક પાંચ પ્રદેશી યાવત્ દસ પ્રદેશી–સંખ્યાત–અસંખ્યાત સૂક્ષ્મ અનંત પ્રદેશી અને બાદર અનંત પ્રદેશી છ–છ ભાંગા સમજી લેવા. તે સર્વ ૭૬* ભાંગા થયા.

૨. પરમાણુ પુદ્ગલ તલવાર આદિની ધાર પર આશ્રિત થતે સમયે તથા અગ્નિથી પસાર થતે સમયે તથા પુષ્કલ સંવર્તક મેઘ વચ્ચેથી પસાર થતે સમયે તેનું છેદન–દહન કે ભીંજાવું થાય નહિ. એ પ્રમાણે બે પ્રદેશી સ્કંધથી સૂક્ષ્મ અનંત–પ્રદેશી સ્કંધ સુધી સમજી લેવું. બાદર અનંત પ્રદેશી સ્કંધનું કદાચ છેદન–દહન અને ભીંજાવું થાય અને કદાચ તેમ ન થાય.

૩. પરમાણુ પુદ્ગલ અર્ધભાગ, મધ્યભાગ અને પ્રદેશોથી રહિત છે. તેમ જ વિષમ સંખ્યાવાળા પુદ્ગલો (૩–૫–૭–૯ આદિ જેનો સમભાગ

*પરમાણુ પુદ્ગલના બે ભાગા, બે પ્રદેશીના ૩ ભાંગા, ત્રણ પ્રદેશીના પાચ ભાંગા, ચાર પ્રદેશીથી જાવ્ ૧૦ પ્રદેશી સુધીના ૭ બોલમાં છ–છ ભાંગા ૭×૬=૪૨ સંખ્યાત–અસંખ્યાત–સૂક્ષ્મ અનત પ્રદેશી અને બાદર અનંત પ્રદેશી તે ચાર બોલમા છ–છ ભાગા લાભે, ૪×૬=૨૪ થાય છે. કુલ ૨+૩+૫+૪૨+૨૪=૭૬ ભાગા સર્વ મળીને સમજવા.

થઇ શકે નહિ) પણ તેથી રહિત છે. પરંતુ સમ સંખ્યાવાળા (૨-૪-૬-૮-૧૦ આદિ જેના ભાગ સમપણે કરી શકાય)માં મધ્યભાગ, અર્ધભાગ અને પ્રદેશો સહિત છે.

૪. પરમાણુને પરમાણુનો સ્પર્શ થવામાં નવ ભાંગા છે.

(૧) એક ભાગ વડે એક ભાગનો સ્પર્શ કરે.
(૨) એક ભાગ વડે ઘણા ભાગનો સ્પર્શ કરે.
(૩) એક ભાગ વડે સર્વ ભાગનો સ્પર્શ કરે.
(૪) ઘણા ભાગ વડે એક ભાગનો સ્પર્શ કરે.
(૫) ઘણા ભાગ વડે ઘણા ભાગનો સ્પર્શ કરે.
(૬) ઘણા ભાગ વડે સર્વ ભાગનો સ્પર્શ કરે.
(૭) સર્વ ભાગ વડે એક ભાગનો સ્પર્શ કરે.
(૮) સર્વ ભાગ વડે ઘણા ભાગનો સ્પર્શ કરે.
(૯) સર્વ ભાગ વડે સર્વ ભાગનો સ્પર્શ કરે.

એક પરમાણુ એક પરમાણુનો સ્પર્શ કરે તો તેમાં એક નવમો ભાંગો લાભે. એક પરમાણુ બે પ્રદેશી સ્કંધનો સ્પર્શ કરે તો તેમાં બે ભાંગા લાભે તે ૭-૯ મો. એક પરમાણુ ત્રણ પ્રદેશી સ્કંધનો સ્પર્શ કરે તો તેમાં ભાંગા ત્રણ લાભે. તે ૭-૮ અને ૯. જે પ્રમાણે ત્રણ પ્રદેશીને માટે કહ્યું તે પ્રમાણે ચાર પ્રદેશી, પાંચ પ્રદેશી યાવત્ દસ પ્રદેશી, સંખ્યાત-અસંખ્યાતથી અનંત પ્રદેશી સુધીના ૧૧ બોલમાં ૩-૩ ભાંગા લાભે ૧૧×૩=૩૩. પરમાણુઓનો એક ભાંગો તથા બે પ્રદેશીના બે ભાંગા એ પ્રમાણે કુલ ૩૬ ભાંગા થયા. બે પ્રદેશી સ્કંધ પરમાણુ પુદ્ગલને સ્પર્શે તો તેમાં ભાંગા ૨ લાભે તે ત્રણ-નવમો ભાંગો બે પ્રદેશી સ્કંધ બે પ્રદેશી સ્કંધને સ્પર્શે તો તેમાં ભાંગા ૪ લાભે તે ૧-૩-૭-૯ ભાંગા. બે પ્રદેશી સ્કંધ ત્રણ પ્રદેશી સ્કંધને સ્પર્શે તો તેમાં ભાંગા ૬ લાભે તે ૧-૨-૩-૭-૮-૯ ભાંગા. એ પ્રમાણે અનંત પ્રદેશી સ્કંધ સુધી સમજી લેવું. બે પ્રદેશી સ્કંધના ૭૨ ભાગા થાય.

ત્રણ પ્રદેશી સ્કંધ પરમાણુ પુદ્ગલને સ્પર્શે તો તેમાં ભાંગા ત્રણ લાભે તે ૩-૬-૯ મો ભાંગો. ત્રણ પ્રદેશી સ્કંધ બે પ્રદેશી સ્કંધને સ્પર્શે તો તેમાં ભાંગા ૬ લાભે તે ૧-૩-૪-૬-૭-૯ ભાંગો. ત્રણ પ્રદેશી સ્કંધ ત્રણ

પ્રદેશી સ્કંધને સ્પર્શે તો તેમાં ભાંગા ૯ લાભે તે ૧ થી નવ સુધી સર્વ. એ પ્રમાણે અનંત પ્રદેશી સ્કંધ સુધી સમજી લેવું. ત્રણ પ્રદેશી સ્કંધના સર્વ ભાંગા ૧૦૮ થાય. જે પ્રમાણે ત્રણ પ્રદેશી સ્કંધ સુધી કહ્યો તે પ્રમાણે ચાર પ્રદેશી સુધીથી યાવત્ અનંત પ્રદેશી સ્કંધ સુધી જાણવું. સર્વ બોલમાં ૧૦૮-૧૦૮ ભાંગા થાય.

૫. પરમાણુ પુદ્દગલની સ્થિતિ જઘન્ય એક સમયની ઉત્કૃષ્ટ અસંખ્યાત કાળની એ પ્રમાણે બે પ્રદેશી સ્કંધથી અનંત પ્રદેશી સ્કંધ સુધી સ્થિતિ સમજી લેવી.

૬. સકંપ-અકંપની સ્થિતિદ્વાર :- એક આકાશ પ્રદેશ અવગાહ્યા કંપમાન પુદ્દગલોની સ્થિતિ જઘન્ય ૧ સમયની ઉત્કૃષ્ટ આવલિકાના અસંખ્યાતમા ભાગની. અકંપમાન પુદ્દગલોની સ્થિતિ જઘન્ય ૧ સમયની ઉત્કૃષ્ટ અસંખ્યાતા કાળની એ પ્રમાણે બે આકાશ પ્રદેશ અવગાહ્યાથી અસંખ્યાતા આકાશ પ્રદેશ અવગાહ્યા સુધીની સ્થિતિ સમજી લેવી.

૭. વર્ણ, ગંધ, રસ, સ્પર્શનો સ્થિતિદ્વાર :- તેની સ્થિતિ જઘન્ય એક સમય ઉત્કૃષ્ટ અસંખ્યાતા કાળની એ પ્રમાણે એક ગુણ કાળાથી અનંતગુણકાળા સુધી સમજી લેવું. જેમ કાળા વર્ણ માટે કહ્યું તે પ્રમાણે વર્ણાદિ ૧૯ બોલ માટે સમજી લેવું.

૮. સૂક્ષ્મ બાદરની સ્થિતિદ્વાર :- તેની સ્થિતિ જઘન્ય ૧ સમય અને ઉત્કૃષ્ટ અસંખ્યાતા કાળની.

૯. શબ્દપણે અશબ્દપણે પરિણતની સ્થિતિ :- શબ્દપણે પરિણત પુદ્દગલની જઘન્ય ૧ સમયની ઉત્કૃષ્ટ આવલિકાના અસંખ્યાતમા ભાગની અશબ્દપણે પરિણત પુદ્દગલોની સ્થિતિ જઘન્ય ૧ સમયની ઉત્કૃષ્ટ અસંખ્યાત કાળની.

૧૦. પરમાણુ અને અંતરદ્વાર :- પરમાણુ પુદ્દગલનું અંતર જઘન્ય ૧ સમય, ઉત્કૃષ્ટ અસંખ્યાતા કાળનું. બે પ્રદેશી યાવત્ અનંત પ્રદેશી સ્કંધ સુધીનું અંતર જઘન્ય ૧ સમય ઉત્કૃષ્ટ અનંત કાળનું.

૧૧. કંપમાન-અકંપમાન પુદ્દગલોનું અંતર :- એક આકાશ પ્રદેશ અવગાહ્યાથી યાવત્ અસંખ્યાત આકાશ પ્રદેશ અવગાહ્યા સુધી

કંપમાનનું અંતર જઘન્ય એક સમય ઉત્કૃષ્ટ અસંખ્યાત કાળ. અકંપમાનનું અંતર જઘન્ય એક સમય ઉત્કૃષ્ટ આવલિકાના અસંખ્યાતમા ભાગનું.

૧૨. વર્ણાદિનું અંતરદ્વાર :– જઘન્ય એક સમય ઉત્કૃષ્ટ અસંખ્યાત કાળ.

૧૩. સૂક્ષ્મ–બાદરનું અંતરદ્વાર :– જઘન્ય એક સમય ઉત્કૃષ્ટ અસંખ્યાત કાળ.

૧૪. શબ્દપણે, અશબ્દપણે પરિણતનું અંતરદ્વાર :– શબ્દપણે પરિણતનું અંતર જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ અસંખ્યાત કાળનું, અશબ્દપણે પરિણતનું અંતર જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ આવલિકાના અસંખ્યાતમા ભાગનું.

૧૫. અલ્પ બહુત્વ દ્વાર :– સર્વથી થોડા* ક્ષેત્રે[ સ્થાન, આયુ

---

*ક્ષેત્રસ્થાન આયુ અર્થાત્ ક્ષેત્રનો કાળ સર્વથી થોડો છે. તેથી અવગાહના સ્થાન આયુ અર્થાત્ અવગાહનાનો કાળ અસંખ્યાત ગુણ છે. તેનું કારણ એ છે કે, કલ્પના કરો કે એકસો પ્રદેશી સ્કંધ એક પાંચ પ્રદેશી આકાશ ઉપર પાંચ પ્રદેશી અવગાહનાથી બેસેલ છે. ત્યાંથી ચલિત થઇને તે અન્યત્ર ગયો. એ પ્રમાણે તે સ્કંધ તે અવગાહનાથી અનેક સ્થાને ચલિત થતો ગયો. એટલે એ પ્રમાણે તેનું ક્ષેત્ર તો બદલાતું ગયુ છે. પરંતુ અવગાહના બદલી નહિ અને લાંબા સમય સુધી તેમ ને તેમ રહી. તે માટે ક્ષેત્રની અપેક્ષા અવગાહનાનો કાળ અસંખ્યાત્ ગુણ છે.

તે સો પ્રદેશી સ્કંધ પાંચ પ્રદેશી અવગાહનાને છોડી ચાર પ્રદેશી અવગાહનાથી અને ક્યાંક તેથી થોડા કે વધારે અવગાહનાથી બેસતો ગયો. તો તેનાથી તેની અવગાહનાનો બદલો તો થયો, પરંતુ દ્રવ્યો બદલો થયો નહિ. તે દ્રવ્ય વધારે સમય સુધી ત્યાં રહ્યો. માટે અવગાહનાથી દ્રવ્યનો કાળ અસંખ્યાતગુણ છે.

તે સો પ્રદેશી સ્કંધ વર્ણની અપેક્ષા ૧૦ ગુણ કાળો હતો. હવે ભલે તે પચાસ પ્રદેશી અથવા તેથી ઓછા કે વધારે દ્રવ્યવાળો થઇ ગયો, પરંતુ ૧૦ ગુણ કાળો તો એમનો એમ રહ્યો. એટલે તેના દ્રવ્યનો તો બદલો થયો, પણ

તેથી અવગાહના† સ્થાન આયુ અસંખ્યાત ગુણા, તેથી દ્રવ્યસ્થાન* આયુ અસંખ્યાત ગુણા તેથી ભાવસ્થાન+ આયુ અસંખ્યાત ગુણા.

## (૩૬) હિયમાન અને વર્ધમાન

### ભગવતી શ. ૫ ઉ. ૮ નો અધિકાર

(૧) પ્રશ્ન: જીવ હિયમાન (ઘટતું) છે. વર્ધમાન (વધતું) હિયમાન નથી કે વર્ધમાન નથી, પણ અવસ્થિત (વધઘટ વિના જેમના તેમ રહે) છે?

(૨) ઉત્તર: નેરીયા હિયમાન-વર્ધમાન અને અવસ્થિત પણ છે. એવં ૨૪ દંડક સિદ્ધ ભગવાન વર્ધમાન અને અવસ્થિત છે.

(૩) સમુચ્ચયજીવ અવસ્થિત રહે તો શાશ્વતા. નેરીયા હિયમાન-વર્ધમાન રહે તો જઘન્ય ૧ સમય ઉત્કૃષ્ટ આવલિકાના અસંખ્યાત ભાગ. અને અવસ્થિત રહે તો વિરહકાળથી બમણા. એવં ૨૪ દંડકમાં અવસ્થિતકાળ વિરહકાળથી બમણો, પણ પાંચ સ્થાવરમાં અવસ્થિતકાળ હિયમાનવત્ જાણવો. સિદ્ધોમાં વર્ધમાન જઘન્ય ૧ સમય ઉત્કૃષ્ટ ૮ સમય અને અવસ્થિતકાળ જઘન્ય એક સમય ઉત્કૃષ્ટ છ માસ.

---

૧૦ ગુણ કાળાનો ફેરફાર થયો નહિ માટે દ્રવ્યથી ભાવનો કાળ અસંખ્યાત ગુણ છે.

∫એક પ્રદેશાદિ ક્ષેત્રોમાં પુદ્‌ગલોના અવસ્થાનને "ક્ષેત્રસ્થાન આયુ" કહે છે.

†મર્યાદિત સ્થાનમાં પુદ્‌ગલોનું રહેવું તેને "અવગાહના સ્થાન આયુ" કહે છે.

*પુદ્‌ગલ દ્રવ્યનું, પરમાણુ દ્વિપ્રદેશી સ્કંધ આદિ રૂપથી રહેવું તે "દ્રવ્યસ્થાન આયુ" કહે છે.

+પુદ્‌ગલોનુ કૃષ્ણવર્ણ આદિપણે રહેવુ તે "ભાવસ્થાન આયુ" કહે છે.

**શંકા:** અવગહના અને ક્ષેત્રમાં એવુ શું અંતર છે કે જેથી બંનેને ભિન્ન કહેવામાં આવ્યાં?

**સમાધાન:** પુદ્‌ગલોના વ્યાપ્ત સ્થાનને ક્ષેત્ર કહે છે અને તે વિવક્ષિત ક્ષેત્રથી બીજા ક્ષેત્રમા પણ પુદ્‌ગલોનુ મર્યાદિત રહેવુ તે અવગાહના કહેવાય છે. અર્થાત પુદ્‌ગલોના આધાર સ્થલરૂપ એક પ્રકારનો આકાર, તે અવગાહના કહેવાય છે. અને પુદ્‌ગલ જ્યાં રહે છે તે ક્ષેત્ર કહેવાય છે.

## (૩૭) સાવચ્ચયા-સોવચ્ચયા

૧. સાવચયા (વૃદ્ધિ) ૨. સોવચ્ચયા (હાનિ) ૩. સાવચયા-સોવચયા (હાનિ-વૃદ્ધિ) અને, ૪. નિરુવચયા-નિરવચયા (હાનિ નહિ કે વૃદ્ધિ નહિ) એ ચાર ભાંગા પરના પ્રશ્નોત્તર: સમુચ્ચય જીવોમાં ચોથો ભાંગો છે. શેષ ૩ નથી.

૨૪ દંડકમાં ચાર ભાંગા લાભે (હોય). સિદ્ધમાં ભાંગા ૨ (સાવચયા અને નિરુવચયા-નિરવચયા).

સમુચ્ચય જીવમાં નિરુવચયા-નિરવચયા છે તે સર્વાર્ધ છે અને નારકીમાં નિરુવચયા-નિરવચયા સિવાયના ત્રણ ભાંગાની સ્થિતિ જઘન્ય ૧ સમય ઉત્કૃષ્ટ આવલિકાના અસંખ્યાત ભાગની તથા નિરુવચયા-નિરવચયાની સ્થિતિ વિરહદ્વારવત્ પરંતુ પાંચ સ્થાવરમાં નિરુવચયા-નિરવચયા પણ જઘન્ય ૧ સમય, ઉત્કૃષ્ટ આવલિકાને અસંખ્યાતમે ભાગ. સિદ્ધમાં સાવચ્ચયા જઘન્ય ૧ સમય, ઉત્કૃષ્ટ આઠ સમયની અને નિરુવચયા-નિરવચયા જઘન્ય ૧ સમય ઉત્કૃષ્ટ છ માસની સ્થિતિ જાણવી.

[**નોંધ** : પાંચ સ્થાવરમાં અવસ્થિત કાળ તથા નિરુવચયા-નિરવચયા કાળ આવલિકાને અસંખ્યાતમે ભાગ કહેલ છે. તે પરકાયાપેક્ષા છે. સ્વકાયનો વિરહ નથી પડતો ]

---

## (૩૮) સપ્રદેશી અને અપ્રદેશી

(નિયંઠિપુત્ર અણગાર અને નારદપુત્ર અણગારનો પુદ્ગલ વિષેનો સંવાદ. બન્ને ભગવાન મહાવીરના શિષ્યો છે.)

**નિયંઠિપુત્ર અણગાર** : આપની ધારણા પ્રમાણે શું સર્વ પુદ્ગલ અર્ધભાગ, મધ્યભાગ અને પ્રદેશો સહિત છે?

**નારદપુત્ર અણગાર** : હા. મારી ધારણા પ્રમાણે તેમ જ છે.

નિ. : હે આર્ય ! આપની ધારણા પ્રમાણે શું સર્વ પુદ્ગલ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવની અપેક્ષા અર્ધ–મધ્ય અને પ્રદેશો સહિત છે?

ના. : હે આર્ય ! મારી ધારણા પ્રમાણે એમ જ છે.

નિ. : હે આર્ય ! જો સર્વ પુદ્ગલ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવની અપેક્ષા અર્ધ–મધ્ય અને પ્રદેશો સહિત છે, તો આપની ધારણા પ્રમાણે એક પરમાણુ પુદ્ગલ એક પ્રદેશ અવગાઢ પુદ્ગલ, એક સમયની સ્થિતિવાળા પુદ્ગલ; એક ગુણ કાળા પુદ્ગલ અર્ધ–મધ્ય અને પ્રદેશો સહિત હોવા જોઈએ, તેથી રહિત નહિ અને જો આપની ધારણા તેવી જ હોય તો પરમાણુ પુદ્ગલમાં તેવી જ આપત્તિ આવશે એટલે આપની ધારણા મિથ્યા સાબિત ઠરશે.

ત્યારે નારદપુત્ર અણગારે કહ્યું કે હે દેવાનુપ્રિય ! હું એજાણી, દેખી કે સમજી શકતો નથી. માટે આપ ફરમાવો.

નિ. : હે આર્ય ! મારી ધારણા પ્રમાણે સર્વ પુદ્ગલ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવથી કદાચ સપ્રદેશી છે અને કદાચ અપ્રદેશી છે. જે પુદ્ગલ દ્રવ્યથી અપ્રદેશી છે તે ક્ષેત્રથી નિયમા અપ્રદેશી હોય છે. કાળથી કદાચ સપ્રદેશી અને કદાચ અપ્રદેશી હોય છે અને ભાવથી કદાચ અપ્રદેશી હોય, કદાચ સપ્રદેશી હોય છે. જે પુદ્ગલ ક્ષેત્રથી અપ્રદેશી છે, તે દ્રવ્યથી, કાળથી અને ભાવથી કદાચ સપ્રદેશી અને કદાચ અપ્રદેશી હોય છે. જે પુદ્ગલ કાળથી અપ્રદેશી છે તે દ્રવ્યથી, ક્ષેત્રથી અને ભાવથી કદાચ સપ્રદેશી અને કદાચ અપ્રદેશી હોય છે. જે પુદ્ગલ ભાવથી અપ્રદેશી છે તે દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી કદાચ સપ્રદેશી અને કદાચ અપ્રદેશી હોય છે. જે પુદ્ગલ દ્રવ્યથી સપ્રદેશી છે તે ક્ષેત્રથી, કાળથી, ભાવથી કદાચ સપ્રદેશી અને કદાચ અપ્રદેશી હોય છે. જે પુદ્ગલ ક્ષેત્રથી સપ્રદેશી હોય છે તે દ્રવ્યથી નિયમા સપ્રદેશી હોય છે. કાળથી અને ભાવથી કદાચ સપ્રદેશી અને કદાચ અપ્રદેશી હોય છે. જે પુદ્ગલ કાળથી સપ્રદેશી હોય છે તે દ્રવ્યથી, ક્ષેત્રથી અને ભાવથી કદાચ સપ્રદેશી અને કદાચ અપ્રદેશી હોય છે. જે પુદ્ગલ ભાવથી સપ્રદેશી હોય છે તે દ્રવ્યથી, ક્ષેત્રથી, અને કાળથી કદાચ સપ્રદેશી અને કદાચ અપ્રદેશી હોય છે.

**ના. :** હે દેવાનુપ્રિય ! સપ્રદેશી–અપ્રદેશીમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવની અપેક્ષા અલ્પ બહુત્વ ફરમાવો !

**નિ. :** હે નારદપુત્ર અણગાર ! (૧)સર્વથી* થોડા ભાવથી અપ્રદેશી (૨) તેથી કાળથી અપ્રદેશી અસંખ્યાત ગુણા (૩) તેથી દ્રવ્ય અપ્રદેશી અસંખ્યાત ગુણા (૪) તેથી ક્ષેત્રથી અપ્રદેશી અસંખ્યાત ગુણા (૫) તેથી ક્ષેત્રથી સપ્રદેશી અસંખ્યાત ગુણા (૬) તેથી દ્રવ્યથી સપ્રદેશી વિશેષાધિક (૭) તેથી કાળથી સપ્રદેશી વિશેષાધિક (૮) તેથી ભાવથી સપ્રદેશી વિશેષાધિક.

આ પ્રમાણે અર્થ સાંભળીને નારદપુત્ર અણગારે નિયંઠિપુત્ર અણગારથી સંતોષ પામી વંદના નમસ્કાર કર્યા અને ક્ષમા માગી.

## (૩૯) વેદના અને નિર્જરા

### ભગવતી શ. ૬ ઉ. ૧ નો અધિકાર

વેદના એટલે કર્મફળરૂપે સુખદુ:ખાદિ પ્રાપ્ત થવાં તે. અને નિર્જરા એટલે કર્મનું ફળ ભોગવાઇ જતાં તેનું આત્મામાંથી ખરી પડવું તે.

**ગૌતમ :** હે ભગવન્ ! જે મહા વેદનાવાળો હોય તે મહા નિર્જરાવાળો પણ હોય ? અને મહા વેદનાવાળામાં તથા અલ્પ વેદનાવાળામાં પ્રશસ્ત નિર્જરાવાળો જીવ જ ઉત્તમ કહેવાય કે કેમ ?

---

*(૧) સર્વથી થોડા ભાવથી અપ્રદેશી જેમકે–એક ગુણકાળો, નીલો આદિ. (૨) તેથી કાળથી અપ્રદેશી અસખ્યાત ગુણા જેમ કે–એક સમયની સ્થિતિવાળા પુદ્‌ગલો. (૩) તેથી દ્રવ્યથી અપ્રદેશી અસખ્યાત ગુણા જેમ કે–સર્વ પરમાણુ પુદ્‌ગલ. (૪) તેથી ક્ષેત્રથી અપ્રદેશી અસંખ્યાત ગુણા–જેમ કે એક એક આકાશ પ્રદેશ અવગાહ્યા પુદ્‌ગલો. (૫) તેથી ક્ષેત્રથી સપ્રદેશી -અસંખ્યાત ગુણા, જેમ કે બે આકાશ પ્રદેશ અવગાહ્યા પુદ્‌ગલ. (૬) તેથી દ્રવ્યથી સપ્રદેશી વિશેષાધિક જેમ કે–બે પ્રદેશી સ્કંધ, ત્રણ પ્રદેશી સ્કંધ યાવત્ અનંત પ્રદેશી સ્કંધ. (૭) તેથી કાળથી સપ્રદેશી વિશેષાધિક જેમ કે બે સમય, ત્રણ સમય યાવત્ અસંખ્યાત સમયની સ્થિતિવાળા પુદ્‌ગલ. (૮) તેથી ભાવથી સપ્રદેશી વિશેષાધિક જેમ કે બે ગુણકાળા, ત્રણ ગુણકાળા યાવત્ અનંત ગુણકાળા આદિ પુદ્‌ગલો.

**મહાવીર** : હા. ગૌતમ !

**ગૌતમ** : હે ભગવન્ ! છઠ્ઠી અને સાતમી નરકભૂમિઓમાં નૈરયિકો મોટી વેદનાવાળા છે, પરંતુ તેથી તે શ્રમણનિર્ગ્રંથો કરતાં મોટી નિર્જરાવાળા છે ખરા ?

**મહાવીર** : ના. ગૌતમ ! તે વાત બરાબર નથી.

**ગૌતમ** : હે ભગવન્ ! તેમ શાથી કહો છો ?

**મહાવીર** : હે ગૌતમ ! કોઇ બે વસ્ત્રો હોય, તેમાંથી એક કર્દમ (કાદવ)ના રંગથી રંગાયેલું હોય, અને બીજું, ખંજન (મેશ કે મળી)ના રંગથી રંગાયેલું હોય તે બેમાંથી કયું વસ્ત્ર મહા કષ્ટે ધોઇ શકાય તેવું, ડાઘા મટાડી શકાય તેવું, તેમ જ ચળકાટ કે ચિતરામણ કરી શકાય તેવું કહેવાય ?

**ગૌતમ** : હે ભગવન્ ! કર્દમથી રંગેલું મહા કષ્ટે ધોઇ શકાય તેવું કહેવાય.

**મહાવીર** : હે ગૌતમ ! એ જ પ્રમાણે, નૈરયિકોનાં પાપકર્મ ગાઢ, ચીકણાં, શ્લિષ્ટ તથા ખિલીભૂત છે, તેથી તેઓ ગાઢ વેદના ભોગવતા હોવા છતાં મોટી નિર્જરાવાળા નથી કે મોટા પર્યવસાન (નિર્વાણરૂપ ફળ)વાળા નથી.

વળી, જેમ એરણ ઉપર મોટા અવાજથી નિરંતર ઉપરાઉપરી ઘણના પ્રહાર કરવામાં આવે તો પણ તેનાં રજકણ છૂટાં પડી જતાં નથી તેમ, નૈરયિકોનાં પાપકર્મો ગાઢ હોવાથી બહુ વેદના થવા છતાં મોટા પ્રમાણમાં ખરી જતાં નથી.

અર્થાત્ સામાન્ય રીતે મોટી વેદનાવાળો જીવ મોટી નિર્જરાવાળો હોય છે. પરંતુ ઉપર જણાવ્યું તેમ નારકી જીવોનાં પાપકર્મો દુર્વિશોધ્ય હોવાથી મોટી વેદનાવાળા હોય છે, પણ મોટી નિર્જરાવાળાં નથી હોતાં. તેમ જ શ્રેષ્ઠ ધ્યાનમાં સ્થિત થયેલો યોગી મોટી નિર્જરાવાળો હોવા છતાં મોટી વેદનાવાળો નથી હોતો. જેમ ખંજનના રંગથી રંગાયેલું વસ્ત્ર સહેલાઇથી ધોઇ શકાય છે તેમ, શ્રમણ નિર્ગ્રંથોનાં કર્મ

(તપાદિથી) શિથિલ એટલે મંદ વિપાકવાળાં, સત્તા વિનાનાં તથા વિપરિણામવાળાં કરી નાખેલ હોવાથી ઝટ દૂર થઈ જાય છે. તેથી થોડી ઘણી વેદના ભોગવવા અને ન ભોગવવા છતાં શ્રમણ નિર્ગ્રંથો મોટી નિર્જરાવાળા અને મોટા પર્યવસાન (નિર્વાણફળ)વાળા હોય છે. જેમ કોઈ પુરુષ ઘાસના સૂકા પૂળાને અગ્નિમાં ફેંકે અને તે શીઘ્ર બળી જાય, કે કોઈ પુરુષ લોઢાના ધગધગતા ગોળા ઉપર પાણીનું ટીપું મૂકે અને તે વિધ્વંસ પામી જાય તે પ્રમાણે હે ગૌતમ! શ્રમણ–નિર્ગ્રંથોનાં કર્મો નહિ જેવી વેદના હોવા છતાં શીઘ્ર તેમ જ મોટા પ્રમાણમાં નષ્ટ થઈ જાય છે.

**ગૌતમ** : હે ભગવન્! મહા વેદના મહા નિર્જરાનું કારણ શું છે?

**મહાવીર** : હે ગૌતમ! કરણ વડે તે કરે છે અને તે ચાર પ્રકારનાં છે. (૧) મનકરણ (૨) વચનકરણ (૩) કાયાકરણ અને, (૪) કર્મકરણ (કર્મોનું બંધન સંક્રમણ આદિમાં નિમિત્તભૂત જીવનું વીર્ય). તે કરણો નારકીમાં અશુભ જ લાભે. અશુભકરણથી અશાતા વેદના વેદે છે. કદાચિત શાતા પણ વેદે છે. (તીર્થંકરોના જન્માદિ કલ્યાણક પ્રસંગે પ્રકાશ થાય તે સમયે) દેવતામાં જ શુભકરણ લાભે, તેથી તે શાતા વેદે છે. કદાચ અશાતા પણ વેદે છે (ઇન્દ્રાદિના પ્રહાર સમયે). પાંચ સ્થાવરમાં બે તે [૧] કાયાકરણ [૨] કર્મકરણ, ત્રણ વિકલેન્દ્રિયમાં ત્રણ કરણ લાભે. [૧] કાયાકરણ [૨] વચનકરણ [૩] કર્મકરણ. તિર્યંચ પંચેન્દ્રિયમાં અને મનુષ્યમાં ૪–૪ કરણ લાભે. એ ઔદારિકના દસ દંડકમાં શુભાશુભ કરણથી વિમાત્રાથી [ક્યારેક શાતા, ક્યારેક અશાતા] વેદે છે.

જીવો આશ્રી વેદના અને નિર્જરાના ચાર ભાંગા થાય છે. [૧] મહા વેદના મહા નિર્જરા [૨] મહા વેદના અલ્પ નિર્જરા [૩] અલ્પ વેદના મહા નિર્જરા અને, [૪] અલ્પવેદના–અલ્પ નિર્જરા. તેના પ્રથમ ભાગમાં પડિમાધારી સાધુ છે. બીજા ભાગમાં ૬–૭ નરકના નૈરયાઓ છે ત્રીજા ભાગમાં શૈલેશી પ્રતિપન્ન [૧૪ ગુણસ્થાનવાળા] અણગાર છે, અને ચોથા ભાગમાં અનુત્તર વિમાનવાસી દેવો છે.

## (૪૦) પુદ્દગલોનો સંગ્રહ-વસ્તુનું દૃષ્ટાંત

### ભગવતી શ. ૧ ઉ. ૩ નો અધિકાર

જેમ કોઇ અણુવાપરેલું કે વાપરીને પણ ધોયેલું કે સાળ ઉપરથી તાજું જ ઊતરેલું વસ્ત્ર સ્વચ્છ હોય છે. પરંતુ તે વસ્ત્ર ક્રમે ક્રમે વપરાશમાં આવે છે ત્યારે તેને સર્વ બાજુએથી રજ ચોટે છે અને કાલાન્તરે તે વસ્ત્ર મસોતા જેવું મેલું અને દુર્ગંધી થઇ જાય છે. તેમ મહા-કર્મવાળા, મહા ક્રિયાવાળા, મહા પાપવાળા અને મહા વેદનાવાળા જીવને સર્વ બાજુએથી આવીને કર્મરજ ચોટે છે; અને તે જીવ હંમેશાં દુરૂપપણે, દુર્વર્ણપણે, દુરસપણે, દુઃસ્પર્શપણે, અનિષ્ટપણે, અસુંદરપણે, અપ્રિયપણે, અશુભપણે, અમનોજ્ઞપણે, (મનને ન ભાવવું તે), અમનોમ્ય-પણે, (મન દ્વારા જે સંભારતાં પણ જે ન રુચે તે) અનિપ્સિતંપણે, અકાંક્ષિતપણે, જઘન્યપણે (હીનપણે), અસુખ્યપણે, દુ.ખપણે અને અસુખપણે વારંવાર પરિણમે છે.

પરંતુ જેમ કોઇ મેલું વસ્ત્ર હોય તેને ક્રમે ક્રમે શુદ્ધ કરવામાં આવતું હોય તથા શુદ્ધ પાણીથી ધોવામાં આવતું હોય, તો તેને લાગેલો મેલ ઊખડતો જાય છે, તેમ અલ્પ કર્મવાળા, અલ્પ ક્રિયાવાળા, અલ્પ પાપવાળા અને અલ્પ વેદનાવાળા જીવના કર્મ પુદ્દગલો છેદાતા જાય છે, ભેદાતા જાય છે, વિધ્વંસ પામતા જાય છે તથા અંતે સમસ્તપણે નાશ પામે છે. તેનો આત્મા હંમેશાં નિરંતર સુરૂપપણે, સુવર્ણપણે અને સુખપણે વારંવાર પરિણમે છે.

**ગૌતમ** : હે ભગવન્! વસ્ત્રને જે મેલ ચોટે છે તે પુરુષ પ્રયત્નથી ચોટે છે કે સ્વાભાવિક રીતે ચોટે છે?

**મહાવીર** : હે ગૌતમ! પુરુષ પ્રયત્નથી પણ ચોટે છે અને સ્વાભાવિકપણે પણ ચોટે છે.

**ગૌતમ** : હે ભગવન્! તે પ્રમાણે જીવોને જે કર્મરજ ચોટે છે, તે પુરુષ પ્રયત્નથી અને સ્વાભાવિકપણે એમ બન્ને રીતે ચોટે છે?

**મહાવીર** : હે ગૌતમ! જીવોને જે કર્મરજ ચોટે છે, તે પુરુષ પ્રયત્નથી ચોટે છે, પણ સ્વાભાવિક રીતે નથી ચોટતી. જીવોના

વ્યાપાર ત્રણ પ્રકારના છે: મનોવ્યાપાર, વચનવ્યાપાર અને કાયવ્યાપાર. એ ત્રણ પ્રકારના વ્યાપારો વડે જીવને કર્મોપચય થાય છે.

**ગૌતમ** : હે ભગવન્! વસ્ત્રને જે પુદ્ગલોનો ઉપચય થાય છે તે સાદિ–સાંત છે, સાદિ–અનંત છે, અનાદિ–સાંત છે કે અનાદિ–અનંત છે?

**મહાવીર** : હે ગૌતમ! તે ઉપચય સાદિ–સાંત જ છે.

**ગૌતમ** : હે ભગવન્! તે પ્રમાણે જીવોનો કર્મોપચય સાદિ–સાંત છે, સાદિ–અનંત છે, અનાદિ–સાંત છે કે અનાદિ–અનંત છે?

**મહાવીર** : હે ગૌતમ! કેટલાક જીવોનો કર્મોપચય સાદિ–સાંત છે કેટલાકનો અનાદિ–સાંત છે અને કેટલાકનો અનાદિ–અનંત છે. પણ જીવોનો કર્મોપચય સાદિ–અનંત નથી.

**ગૌતમ** : હે ભગવન્! તે કેવી રીતે?

**મહાવીર** : ઐર્યાપથિક કર્મ બાંધનારો કર્મોપચય સાદિ–સાંત છે, ભવસિદ્ધિક જીવનો કર્મોપચય અનાદિ–સાંત છે અને અભવસિદ્ધિકોનો કર્મોપચય અનાદિ–અનંત છે.



## (૪૧) પચાસ બોલની બંધી

**દ્વારગાથા: वेद संजय दिट्ठि, सन्नि भविदंसण पज्जत्ते**
**भासग परित्त नाण, जोगुवओग आहार सुहुग चरमेसु,**

(૧) વેદ ૪ (પુરુષ, સ્ત્રી, નપુંસક વેદ અને અવેદ) (૨) સંયતિ ૪ (સંયત, અસંયત, સંયતાસંયત, નોસંયત–નો–અસંયત) (૩) દૃષ્ટિ ૩ (૪) સંજ્ઞી ૩ (સંજ્ઞી, અસંજ્ઞી, નોસંજ્ઞી–નો–અસંજ્ઞી) (૫) ભવ્ય ૩ (ભવ્ય, અભવ્ય, નોભવ્ય–નો–અભવ્ય) (૬) દર્શન ૪ (૭) પર્યાપ્તા ૩ (પર્યાપ્તા, અપર્યાપ્તા નોપર્યાપ્તા–નોઅપર્યાપ્તા) (૮) ભાષક ૨ (ભાષક અને અભાષક) (૯) પરિત્ત ૩ (પરિત, અપરિત્ત, નોપરિત્ત નોઅપરિત્ત) (૧૦) જ્ઞાન ૮ (૫ જ્ઞાન, ૩ અજ્ઞાન) (૧૧) યોગ ૪

(મન, વચન, કાયાયોગ અને અયોગ) (૧૨) ઉપયોગ ૨ (સાકાર અને અનાકાર) (૧૩) આહારક ૨ (આહારક ને અનાહારક) (૧૪) સૂક્ષ્મ ૩ (સૂક્ષ્મ, બાદર, નોસૂક્ષ્મ-નોબાદર) (૧૫) ચરમ ૨ (ચરમ અને અચરમ) કુલ ૫૦ બોલ થયા.

એ ૫૦ માંથી જે જે જીવોમાં જેટલા બોલ લાભે છે તેનું યંત્રઃ

| નામ | બોલ | નામ | બોલ |
|---|---|---|---|
| પહેલી નારકીમાં | ૩૪. | પાંચ સ્થાવરમાં | ૨૩ |
| બીજીથી સાતમી નારકી સુધી | ૩૩. | બે ઇન્દ્રિય તેઇન્દ્રિયમાં | ૨૭ |
| ભવનપતિ વાણવ્યંતરમાં | ૩૫. | ચૌરેન્દ્રિ, અસંજ્ઞી પંચેન્દ્રિયમાં | ૨૮ |
| જ્યોતિષી પહેલા બીજા દેવલોકમાં | ૩૪. | સંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિયમાં | ૩૬ |
| ત્રીજાથી બારમા દેવલોક સુધી | ૩૩. | અસંજ્ઞી મનુષ્યમાં | ૨૨ |
| નવગ્રૈવેયકમાં | ૩૨. | સંજ્ઞી મનુષ્યમાં | ૪૫ |
| પાંચ અનુત્તર વિમાનમાં | ૨૬. | સમુચ્ચય જીવમાં | ૫૦ |

એ ૫૦ બોલોમાંથી કયા બોલમાં કેટલાં કર્મોનો બંધ થાય છે, તે કહે છેઃ

૧. **વેદદ્વાર** : ત્રણ વેદોમાં સાત કર્મોની નિયમા, આયુકર્મની ભજના, અવેદીમાં ૭ કર્મોની ભજના અને આયુકર્મનો અબંધ.

૨. **સંયતદ્વાર** : સંયતમાં ૮ કર્મોની ભજના, અસંયતિ અને સંયતાસંયતિમાં ૭ કર્મોની નિયમા અને આયુકર્મની ભજના, નોસંયતિ નોઅસંયતિ નોસંયતા સંયતમાં ૮ કર્મોનો અબંધ.

૩. **દૃષ્ટિદ્વાર** : સમદૃષ્ટિમાં ૮ કર્મોની ભજના, મિથ્યા દૃષ્ટિમાં ૭ કર્મોની નિયમા અને આયુકર્મની ભજના, મિશ્રદૃષ્ટિમાં ૭ કર્મોની નિયમા અને આયુનો અબંધ.

૪. **સંજ્ઞીદ્વાર** : સંજ્ઞીમાં ૭ કર્મોની ભજના અને વેદનીય કર્મની નિયમા. અસંજ્ઞીમા ૭ કર્મોની નિયમા અને આયુકર્મની ભજના, નોસંજ્ઞી નો-અસંજ્ઞીમાં વેદનીય કર્મની ભજના અને ૭ કર્મોનો અબંધ.

૫. **ભવીદ્વાર** : ભવીમાં ૮ કર્મોની ભજના, અભવીમાં ૭ કર્મોની નિયમા અને આયુકર્મની ભજના, નોભવી નો-અભવીમાં (કર્મોનો અબંધ)

૬. **દર્શનદ્વાર** : પ્રથમનાં ત્રણ દર્શનમાં ૭ કર્મની ભજના અને વેદનીયની નિયમા કેવળદર્શનમાં વેદનીયની ભજના અને ૭ કર્મોનો અબંધ.

૭. **પર્યાપ્તદ્વાર** : પર્યાપ્તામાં ૮ કર્મની ભજના, અપર્યાપ્તામાં ૭ કર્મોની નિયમા, અને આયુકર્મની ભજના. નોપર્યાપ્તા નો–અપર્યાપ્તામાં ૮ કર્મોનો અબંધ.

૮. **ભાષકદ્વાર** : ભાષકમાં ૭ કર્મોની ભજના અને વેદનીયની નિયમા. અભાષકમાં ૮ કર્મોની ભજના.

૯. **પરિત્તદ્વાર** : પરિત્તમાં ૮ કર્મોની ભજના. અપરિત્તમાં ૭ કર્મોની નિયમા અને આયુકર્મની ભજના નો–પરિત્ત નોઅપરિત્તમા ૮ કર્મોનો અબંધ.

૧૦. **જ્ઞાનદ્વાર** : ૪ જ્ઞાનમાં ૭ કર્મોની ભજના અને વેદનીયની નિયમા. કેવળજ્ઞાનમાં વેદનીયની ભજના અને ૭ કર્મોનો અબંધ, ત્રણ અજ્ઞાનમાં ૭ કર્મોની નિયમા અને આયુકર્મની ભજના.

૧૧. **યોગદ્વાર** : ત્રણ યોગમાં ૭ કર્મોની ભજના અને વેદનીયની નિયમા, અયોગમાં ૮ કર્મોનો અબંધ.

૧૨. **ઉપયોગદ્વાર** : સાકાર અને અનાકારમાં ૮ કર્મોની ભજના.

૧૩. **આહારક** : આહારકમાં ૭ કર્મોની ભજના અને વેદનીયની નિયમા. અનઆહારકમાં ૭ કર્મોની ભજના, આયુકર્મનો અબંધ.

૧૪. **સૂક્ષ્મદ્વાર** : સૂક્ષ્મમાં ૭ કર્મોની નિયમા અને આયુકર્મની ભજના, બાદરમાં ૮ કર્મોની ભજના, નોસૂક્ષ્મ નોબાદરમાં ૮ કર્મોનો અબંધ.

૧૫. **ચરમદ્વાર** : ચરમ અને અચરમમાં ૮ કર્મોની ભજના.

## (૪૨) કેટલા શિષ્યો સિદ્ધ થશે ?

એક વખત મહાશુક્ર નામના દેવલોકમાંથી, મહાસર્ગ નામના મોટા વિમાનમાંથી મોટી ઋદ્ધિવાળા બે દેવો શ્રમણ ભગવંત મહાવીરની પાસે પ્રાદુર્ભૂત થયા. તેમણે મનથી જ ભગવાનને વંદનાદિ કરી, પ્રશ્ન

પૂછયા; તથા ભગવાને પણ તેમને મનથી જ જવાબ આપ્યા, તે સાંભળી સંતુષ્ટ થઇ તેઓ ફરી મનથી જ તેમને વંદનાદિ કરી તેમની પર્યુ-પાસના કરવા લાગ્યા.

તે વખતે ભગવાનના મોટા શિષ્ય ગૌતમ સ્વામી મહાવીર સ્વામીની પાસે ઉત્કૃષ્ટ રીતે બેસીને ધ્યાન ધરતા હતા. ધ્યાન પૂરું થયા પછી તેમને સંકલ્પ થયો કે, બે દેવો ભગવાન પાસે પ્રાદુર્ભૂત થયા હતા, તે ક્યાંથી અને શા માટે આવ્યા હતા તે હું ભગવાનને પૂછું.

ભગવાને તેમનો ઇરાદો તેમને પ્રથમથી જ કહી બતાવીને તેમને તે દેવો પાસે જ શંકા ટાળવા મોકલ્યા. દેવો તેમને આવતા જોઇ હર્ષિત થયા. તથા જલદી ઊભા થઇ ગયા પછી ગૌતમને તેમણે કહ્યું કે, "હે ભગવાન્ ! અમે મહાશુક્ર કલ્પમાંથી મહાસર્ગ વિમાનમાંથી આવ્યા છીએ; અમે ભગવાનને મનથી જ પૂછ્યું હતું કે, 'હે ભગવન્ ! આપ દેવાનુપ્રિયના કેટલા શિષ્યો સિદ્ધ થશે ? ત્યારે ભગવાને અમને મનથી જ જવાબ આપ્યો કે, 'હે દેવાનુપ્રિયો ! મારા સાતસો શિષ્યો સિદ્ધ થશે.' એ રીતે અમે મનથી જ પૂછેલા પ્રશ્નના જવાબ પણ અમને શ્રવણ ભગવંત તરફથી મન દ્વારા જ મળ્યા તેથી અમે તેમની પર્યુપાસના કરીએ છીએ." એમ કહીને તે દેવો ગૌતમ સ્વામીને વંદન કરી, જે દિશામાંથી પ્રગટ્યા હતા તે દિશામાં જ અંતર્ધ્યાન થઇ ગયા.

(શ્રી ભગવતી શ. ૫ ઉ. ૪નો અધિકાર)



## (૪૩) જીવના પ્રદેશ નિરૂપણ

### ભગવતી શ. ૬ ઉ. ૪ નો અધિકાર

તેનાં દ્વાર ૧૪ (૧) સપ્રદેશીદ્વાર (૨) આહારકદ્વાર (૩) ભવ્ય-દ્વાર (૪) સંજ્ઞીદ્વાર (૫) લેશ્યાદ્વાર (૬) દૃષ્ટિદ્વાર (૭) સંયતદ્વાર (૮) કષાયદ્વાર (૯) જ્ઞાનદ્વાર (૧૦) યોગદ્વાર (૧૧) ઉપયોગદ્વાર (૧૨) વેદદ્વાર (૧૩) શરીરદ્વાર (૧૪) પર્યાપ્તિદ્વાર.

**૧. સપ્રદેશીદ્વાર :** સપ્રદેશી (જે જીવને ઉત્પન્ન થયાને ૨–૩ અથવા તેથી વધારે સમય થયો હોય તે). અપ્રદેશી (પ્રથમ સમયનો ઉત્પન્ન થયેલો જીવ) તેના ભાંગા ૬ થાય છે. (૧) કદાચ સપ્રદેશી (૨) કદાચ અપ્રદેશી (૩) સપ્રદેશી એક અને અપ્રદેશી એક. (૪) સપ્રદેશી એક અને અપ્રદેશી ઘણા (૫) સપ્રદેશી ઘણા અને અપ્રદેશી એક (૬) સપ્રદેશી ઘણા અને અપ્રદેશી ઘણા (શાશ્વતા બોલમાં ત્રણ ભાંગા અને અશાશ્વતા બોલમાં છ ભાંગા હોય છે).

સમુચ્ચય જીવ કાલ આશ્રી–એક જીવ અને ઘણા જીવ નિયમા સપ્રદેશી ૨૪ દંડકના જીવ તથા સિદ્ધ ભગવાન કાલ આશ્રી એક જીવમાં ભાગો ૧–૨ લાભે, ઘણા જીવ આશ્રી (૫ સ્થાવર છોડીને) ત્રણ ભાંગા લાભે તે ૧, ૫, ૬ તથા ૫ સ્થાવરમાં ભાંગો લાભે એક તે ત્રીજો.

**૨. આહારકેદ્વાર :** આહારક સમુચ્ચય જીવ અને ૨૪ દંડક, એક જીવ આશ્રીમાં ભાંગા ૨ તે ૧–૨, ઘણા જીવ આશ્રી (પાંચ સ્થાવરને છોડીને) ત્રણ ભાંગા લાભે તે ૧–૫ અને ૬, પાંચ સ્થાવરમાં ભાંગો લાભે એક તે ત્રીજો, અનઆહારકમાં સમુચ્ચય જીવ અને ૨૪ દંડક એક જીવ આશ્રી ભાંગા ૨ તે ૧–૨ અને ઘણા જીવ આશ્રી (પાંચ સ્થાવર છોડીને) ભાંગા ૬ લાભે, અને પાંચ સ્થાવરમાં ભાંગો ૧ તે ત્રીજો, સિદ્ધ ભગવાનમાં એક જીવ આશ્રી બે ભાંગા તે ૧–૨ અને ઘણા જીવ આશ્રી ત્રણ ભાંગા.

**૩. ભવ્યદ્વાર :** ભવી અને અભવીમાં એક જીવ અને ઘણા જીવ આશ્રી નિયમા સપ્રદેશી. ૨૪ દંડકના ભવી અને અભવીમાં એક જીવ આશ્રી ભાંગા બે, તે ૧–૨ અને ઘણા જીવ આશ્રી (સ્થાવર બાદ કરીને) ત્રણ ભાંગા લાભે છે. સ્થાવરમાં ભાંગો એક ત્રીજો. સિદ્ધ ભગવાનમાં એક જીવ આશ્રી ભાંગા ૨ તે ૧–૨ અને ઘણા જીવ આશ્રી ભાંગા ત્રણ લાભે.

**૪. સંજ્ઞીદ્વાર :** સમુચ્ચય જીવ અને સંજ્ઞીના ૧૬ દંડકમાં એક જીવ આશ્રી ૧–૨ ભાંગા અને ઘણા જીવ આશ્રી ત્રણ ત્રણ ભાંગા

લાભે, અસંજ્ઞી સમુચ્ચય જીવ ૨૨ દંડક એક જીવ આશ્રી ૧-૨ ભાંગા અને ઘણા જીવ આશ્રી સમુચ્ચય જીવ, ત્રણ વિકલેન્દ્રિય અને તિર્યંચ પંચેન્દ્રિયમાં ભાંગા ત્રણ લાભે. સ્થાવરમાં ભાંગો ૧ ત્રીજો લાભે. નારકી, દેવતા અને મનુષ્યમાં ભાંગા ૬-૬ લાભે, નોસંજ્ઞી નોઅસંજ્ઞી મનુષ્ય અને સિદ્ધમાં એક જીવ આશ્રી ભાંગા બે, ૧-૨ ઘણા જીવ આશ્રી મનુષ્ય અને સિદ્ધમાં ૭, ૩ ભાંગા લાભે.

૫. **લેશ્યાદ્વાર :** સલેશી સમુચ્ચય જીવમાં એક જીવ અને ઘણા જીવ આશ્રી નિયમા સપ્રદેશી ૨૪ દંડકના જીવ અને સિદ્ધ ભગવાનમાં એક જીવ આશ્રી ભાંગા ૨ તે ૧-૨. ઘણા જીવ આશ્રી (૫ સ્થાવરને છોડીને) ત્રણ-ત્રણ ભાંગા લાભે, સ્થાવરોમાં એક ત્રીજો ભાંગો લાભે. કૃષ્ણ-નીલ-કાપોતલેશી સમુચ્ચય જીવ ૨૨ દંડકમાં એક જીવમાં બે ભાંગા ૧-૨ અને ઘણા જીવ આશ્રી (સ્થાવરને છોડીને) ત્રણ ત્રણ ભાંગા લાભે. સ્થાવરોમાં ભાંગો એક તે ત્રીજો, તેજોલેશી સમુચ્ચય જીવ ૧૮ દંડકમાં એક જીવ આશ્રી ભાંગા બે, તે ૧-૨ ઘણા જીવ આશ્રી સમુચ્ચય જીવ અને ૧૫ દંડકમાં ૩-૩ ભાંગા લાભે, પૃથ્વી, અપ, વનસ્પતિમાં છ-છ ભાંગા લાભે, પદ્મલેશી, શુકલલેશી, સમુચ્ચય જીવ ત્રણ દંડકમાં એક જીવ આશ્રી ભાંગા બે તે ૧-૨ અને ઘણા જીવ આશ્રી ૩-૩ ભાંગા લાભે, અલેશીજીવ મનુષ્ય અને સિદ્ધ ભગવાનમાં એક જીવ આશ્રી ભાંગા ૨ તે ૧-૨, અને ઘણા જીવ આશ્રી જીવ અને સિદ્ધ ભગવાનમાં ત્રણ ત્રણ ભાંગા લાભે, મનુષ્યમાં છ-છ ભાંગા લાભે.

૬. **દૃષ્ટિદ્વાર :** સમદૃષ્ટિ સમુચ્ચય જીવ ૧૯ દંડક અને સિદ્ધ ભગવાનમાં એક જીવ આશ્રી ભાંગા બે તે ૧-૨ અને ઘણા જીવ આશ્રી ૩-૩ ભાંગા લાભે. પરંતુ ફેર એટલો કે, ત્રણ વિકલેન્દ્રિયમાં ૬ ભાંગા લાભે, મિથ્યાદૃષ્ટિ સમુચ્ચય જીવ ૨૪ દંડકમાં એક જીવ આશ્રી ભાંગા ૨ તે ૧-૨ અને ઘણા જીવ આશ્રી (સ્થાવરોને બાદ કરીને) સમુચ્ચય જીવ ૧૯ દંડકમાં ત્રણ ત્રણ ભાંગા લાભે સ્થાવરોમાં એક તે ત્રીજો ભાંગો લાભે. મિશ્રદૃષ્ટિ સમુચ્ચય જીવ અને ૧૬ દંડક આશ્રી એક જીવમાં ભાંગા ૨ તે ૧-૨, અને ઘણા જીવ આશ્રી ૬-૬ ભાંગા લાભે.

**૭. સંયતદ્વાર :** સંયતિમાં સમુચ્ચય જીવ મનુષ્ય અને સંયતા સંયતિમાં સમુચ્ચય જીવ મનુષ્ય, તિર્યંચ એક જીવ આશ્રી ભાંગા બે તે ૧–૨ અને ઘણા જીવ આશ્રી ૩–૩ ભાંગા લાભે. અસંયતિ સમુચ્ચય જીવ ૨૪ દંડકમાં એક જીવ આશ્રી ભાંગા બે તે ૧–૨ લાભે અને ઘણા જીવ આશ્રી (સ્થાવર બાદ કરીને) ત્રણ-ત્રણ ભાંગા લાભે, અને સ્થાવરોમાં એક ત્રીજો ભાંગો લાભે. નોસંયતિ નોઅસંયતિ નોસંયતાસંયતિ (સિદ્ધો)માં એક જીવ આશ્રી ભાંગા બે તે ૧–૨ અને ઘણા જીવ આશ્રી ભાંગા ૩ લાભે.

**૮. કષાયદ્વાર :** સકષાય સમુચ્ચય જીવ ૨૪ દંડકમાં એક જીવ આશ્રી ભાંગા બે તે ૧–૨ અને ઘણા જીવ આશ્રી (સ્થાવરો છોડીને) સમુચ્ચય જીવ ૧૯ દંડકમાં ૩–૩ ભાંગા લાભે, અને સ્થાવરોમાં એક ભાંગો ત્રીજો ક્રોધકષાયી સમુચ્ચય જીવ ૨૪ દંડકમાં એક જીવ આશ્રી ભાંગા બે તે ૧–૨ અને ઘણા આશ્રી (સ્થાવરો પાંચ છોડીને) ૩–૩ ભાંગા લાભે, પાંચ સ્થાવરોમાં એક ત્રીજો ભાંગો લાભે (દેવોમાં છ–છ ભાંગા લાભે) માન કષાયી, માયા કષાયી સમુચ્ચય જીવ ૨૪ દંડકમાં એક જીવ આશ્રી ભાંગા બે તે ૧–૨ અને ઘણા જીવ આશ્રી (૫ સ્થાવરો છોડીને) ૩–૩ ભાંગા લાભે. અને સ્થાવરોમાં એક ત્રીજો ભાંગો લાભે (નારક દેવોમાં છ–છ ભાંગા લાભે) લોભ કષાયી સમુચ્ચય જીવ ૨૪ દંડકમાં એક જીવ આશ્રી ભાંગા બે તે ૧–૨ અને ઘણા જીવ આશ્રી (૫ સ્થાવરો છોડીને) ૩–૩ ભાંગા લાભે, અને સ્થાવરોમાં એક ત્રીજો ભાંગો લાભે (નારકીમાં છ ભાંગા). અકષાયી જીવ મનુષ્ય સિદ્ધ ભગવાનમાં એક જીવ આશ્રી ભાંગા બે તે ૧–૨ અને ઘણા જીવ આશ્રી ૩–૩ ભાંગા લાભે.

**૯. જ્ઞાનદ્વાર :** સમુચ્ચય જ્ઞાન સમુચ્ચય જીવ ૧૯ દંડક સિદ્ધ ભગવાનમાં એક જીવ આશ્રી ભાંગા બે તે ૧–૨ અને ઘણા જીવ આશ્રી ૩–૩ ભાંગા લાભે. (ત્રણ વિકલેન્દ્રિયમાં છ–છ ભાંગા લાભે) મતિ–શ્રુતજ્ઞાન સમુચ્ચય જીવ ૧૯ દંડકમાં અવધિજ્ઞાન સમુચ્ચય જીવ ૧૯ દંડકમાં તથા મનઃપર્યયજ્ઞાન કેવળજ્ઞાન સમુચ્ચય મનુષ્યમાં એક

જીવ આશ્રી ભાંગા ૨ તે ૧-૨ અને ઘણા જીવ આશ્રી ૩ ભાંગા લાભે. (મતિ-શ્રુતજ્ઞાન અને ત્રણ વિકલેન્દ્રિયમાં છ-છ ભાંગા લાભે) સમુચ્ચય અજ્ઞાન, મતિ-શ્રુત અજ્ઞાન સમુચ્ચય જીવ ૨૪ દંડકમાં વિભંગઅજ્ઞાન ૧૬ દંડકમાં એક જીવ આશ્રી ભાંગા ૨ તે ૧-૨ અને ઘણા જીવ આશ્રી (૫ સ્થાવર છોડીને) ૩-૩ ભાંગા લાભે અને પાંચ સ્થાવરમાં એક ત્રીજો ભાંગો લાભે.

૧૦. **યોગદ્વાર :** સયોગીમાં સમુચ્ચય એક જીવ આશ્રી અને ઘણા જીવ આશ્રી નિયમા સપ્રદેશી. ૨૪ દંડકમાં એક જીવ આશ્રી ભાંગા બે તે ૧-૨ અને ઘણા જીવ આશ્રી (૫ સ્થાવરોને છોડીને) ૩-૩ ભાંગા લાભે, સ્થાવરોમાં એક ભાંગો ત્રીજો. મનયોગી સમુચ્ચય જીવ ૧૬ દંડકમાં તથા વચનયોગી સમુચ્ચય જીવ ૧૯ દંડકમાં એક જીવ આશ્રી ભાંગા બે તે ૧-૨ અને ઘણા જીવ આશ્રી ૩-૩ ભાંગા લાભે. કાયયોગી સમુચ્ચય જીવ ૨૪ દંડકમાં એક જીવ આશ્રી ભાંગા બે તે ૧-૨ અને ઘણા જીવ આશ્રી સમુચ્ચય જીવ અને ૧૯ દંડકમાં ૩-૩ ભાંગા લાભે અને પાંચ સ્થાવરોમાં એક ત્રીજો ભાંગો લાભે. અયોગી જીવ મનુષ્ય સિદ્ધ ભગવાનમાં એક જીવ આશ્રી ભાંગા તે બે તે ૧-૨ અને ઘણા જીવ આશ્રી સિદ્ધ ભગવાનમાં ૩-૩ ભાંગા લાભે. અને મનુષ્યમાં ૬ ભાંગા લાભે.

૧૧. **ઉપયોગદ્વાર :** સાકાર અને અનાકાર સમુચ્ચય જીવ ૨૪ દંડક અને સિદ્ધ, ભગવાનમા એક જીવ આશ્રી ભાંગા બે, ૧-૨ અને ઘણા જીવ આશ્રી (પાંચ સ્થાવરો છોડીને) ૧૯ દંડકમાં ૩-૩ ભાંગા લાભે અને ૫ સ્થાવરોમાં એક ત્રીજો ભાગો લાભે.

૧૨. **વેદદ્વાર :** સવેદી સમુચ્ચય જીવ ૨૪ દંડકમાં એક જીવ આશ્રી ભ.ગા બે તે ૧-૨ અને ઘણા જીવ આશ્રી (સ્થાવરોને છોડીને) સમુચ્ચય જીવ અને ૧૯ દંડકમાં ૩-૩ ભાગા લાભે. ૫ સ્થાવરોમાં એક ત્રીજો ભાંગો લાભે. સ્રી વેદ, પુરુષવેદ, સમુચ્ચય જીવ ૧૫ દંડકમાં નપુંસક વેદ, સમુચ્ચય જીવ ૧૧ દંડકમાં એક જીવ આશ્રી ભાંગા બે ને ૧-૨ અને ઘણા જીવ આશ્રી સ્રી-પુરુષ વેદમાં (સમુચ્ચય જીવ અને ૧૫ દંડકમાં)

૩–૩ ભાંગા લાભે, નપુંસક વેદમાં (૫ સ્થાવરોને છોડીને) સમુચ્ચય અને ૧ દંડકમાં ૩–૩ ભાંગા લાભે પાંચ સ્થાવરોને છોડીને એક ત્રીજો ભાંગો, અવેદી મનુષ્ય અને સિદ્ધ ભગવાનમાં એક જીવ આશ્રી ભાંગા બે ૧–૨ અને ઘણા જીવ આશ્રી ૩–૩ ભાંગા લાભે.

**૧૩. શરીરદ્વાર :** સશરીરી અને તૈજસ–કાર્મણ શરીરમાં સમુચ્ચય એક જીવ આશ્રી અને ઘણા જીવ આશ્રી નિયમા. સપ્રદેશી ૨૪ દંડકમાં એક જીવ આશ્રી ભાંગા બે ૧–૨ અને ઘણા જીવ આશ્રી (પાંચ સ્થાવરોને છોડીને) ૩–૩ ભાંગા લાભે, અને સ્થાવરોમાં એક ત્રીજો ભાંગો અશરીરી સમુચ્ચય જીવ સિદ્ધ ભગવાનમાં એક જીવ આશ્રી ભાંગા બે તે ૧–૨ અને ઘણા જીવ આશ્રી ૩–૩ ભાંગા લાભે. ઔદારિક શરીર સમુચ્ચય જીવ ૧૦ દંડકમાં એક જીવ આશ્રી ભાંગા બે તે ૧–૨ અને ઘણા જીવ આશ્રી (સ્થાવરોને છોડીને) ૩–૩ ભાંગા લાભે, પાંચ સ્થાવરોમાં એક ત્રીજો ભાંગો લાભે. વૈક્રિય શરીર ૧૭ દંડકમાં એક જીવ આશ્રી ભાંગા બે તે ૧–૨ અને ઘણા જીવ આશ્રી ૧૬ દંડકમાં ૩–૩ ભાંગા લાભે, સમુચ્ચય જીવ એક વાયુકાયમાં ત્રીજો ભાંગો લાભે. આહારક શરીર મનુષ્યમાં એક જીવ આશ્રી ભાંગા બે તે ૧–૨ અને ઘણા જીવ આશ્રી છ ભાંગા.

**૧૪. પર્યાપ્તદ્વાર :** આહાર – શરીર – ઇન્દ્રિય – શ્વાસોચ્છ્વાસ, પર્યાપ્તિમાં સમુચ્ચય જીવ ૨૪ દંડકમાં એક જીવ આશ્રી ભાંગા બે ૧–૨ અને ઘણા જીવ આશ્રી (સ્થાવરોને છોડીને) સમુચ્ચય જીવમાં ૩–૩ ભાંગા લાભે સ્થાવરોમાં એક ત્રીજો ભાગો લાભે ભાષા પર્યાપ્તિમાં સમુચ્ચય જીવ ૧૯ દંડકમાં મનઃપર્યાપ્તિમાં સમુચ્ચય જીવ ૧૬ દંડકમાં એક જીવ આશ્રી ભાંગા ૧–૨ અને ઘણા જીવ આશ્રી ૩–૩ ભાંગા લાભે.

આહારઅપર્યાપ્તિ સમુચ્ચય જીવ ૨૪ દંડકમાં એક જીવ આશ્રી ભાંગા ૧–૨ અને ઘણા જીવ આશ્રી (સ્થાવરો છોડીને) છ–છ ભાંગા લાભે અને સ્થાવરોમાં એક ત્રીજો ભાંગો લાભે. શરીર–ઇન્દ્રિય–શ્વાસોચ્છ્વાસ–અપર્યાપ્તિ, સમુચ્ચય જીવ ૨૪ દંડકમાં એક જીવ આશ્રી ભાંગા બે ૧–૨ અને ઘણા જીવ આશ્રી ભાંગા બે ૧–૨ અને ઘણા

જીવ આશ્રી પાંચ સ્થાવરોમાં ત્રીજો ભાંગો. નારક, દેવતા અને મનુષ્યમાં ૭–૭ ભાંગા લાભે ત્રણ વિકલેન્દ્રિય અને તિર્યંચ પંચેન્દ્રિયમાં ૩–૩ ભાંગા લાભે. ભાષા પર્યાપ્તિમાં સમુચ્ચય જીવ ૧૯ દંડકમાં મન અપર્યાપ્તિના સમુચ્ચય જીવ ૧૬ દંડકમાં એક જીવ આશ્રી ભાંગા બે ૧–૨ અને ઘણા જીવ આશ્રી ૩–૩ ભાંગા લાભે. પરંતુ ફેર એટલો કે નારકી દેવતા અને મનુષ્યમાં ૭–૭ ભાંગા લાભે.



## (૪૪) તમસ્કાય

### ભગવતી શ. ૬ ઉ. ૫ નો અધિકાર

તમસ્–અંધારાં પુદ્‌ગલોનો કાય–એટલે રાશિ તે તમસ્કાય. આ લોકમાં આવેલો એક ખાસ તમસ્કાય અહીં વિવક્ષિત છે. તે તમસ્કાય અપકાય હોઈ શકે. કારણ કે એ કાયા સિવાયનો કોઈ તમસ્કાય જેવો હોઇ શકે નહિ.

**ગૌતમ :** ભગવન્! આ તમસ્કાય, પૃથ્વી તમસ્કાય છે કે પાણી તમસ્કાય છે?

**મહાવીર :** પાણી તમસ્કાય છે. કારણ કે કેટલીક મણિ વગેરે જેવો પૃથ્વીકાય તો પ્રકાશિત પણ હોય છે. પરંતુ પાણી તમસ્કાય તો અંધારો જ હોય

**ગૌતમ :** ભગવન્! એ તમસ્કાય ક્યાંથી શરૂ થયો છે અને તેનો અંત ક્યાં છે?

**મહાવીર :** જંબુદ્વીપની બહાર તિરછા અસંખ્ય દ્વીપો અને સમુદ્રો ઓળંગ્યા પછી અરુણવરદ્વીપ આવે છે. તે દ્વીપની બહારની વેદિકાના અંતથી અરુણોદય સમુદ્રમાં ૪૨ હજાર યોજન દૂર જઈએ ત્યારે ઉપરિતન જલાંત આવે છે. ત્યાંથી એક પ્રદેશની શ્રેણીએ (એટલે કે સમભીત્તીપણે; નહિ કે એક પ્રદેશવાળી શ્રેણીએ) તમસ્કાય શરૂ થાય છે. ત્યાંથી શરૂ થઇ તે ૧૭૨૧ યોજન ઊંચો જઈ ત્યાંથી પાછો તિરછો વિસ્તાર પામતો સૌધર્મ, ઈશાન, સનતકુમાર અને માહેન્દ્ર એ

ચારે કલ્પોને પણ આચ્છાદિને ઊંચે પણ બ્રહ્મલોક કલ્પમાં રિષ્ટ વિમાનના પ્રસ્તર સુધી તે પહોંચ્યો છે.

તેનો આકાર નીચેની બાજુ કોડિયાના નીચેના ભાગ જેવો છે, અને ઉપર કૂકડાના પાંજરા જેવો છે. કોઇ દેવ આ જંબુદ્વીપને ત્રણ ચપટી વગાડતાં ૨૧ વાર ફરી આવે, તેવો દેવ પણ છ મહિના ચાલે છતાં તેના સંખ્યેય વિસ્તૃત ભાગને પહોંચે, પણ અસંખ્યેય વિસ્તૃત ભાગને તો ન પહોંચે*. તે તમસ્કાયમાં ગામ, ઘર કે સંનિવેશાદિ કંઇ નથી. માત્ર તેમાં મેઘ પુદ્ગલો એકઠા થવાથી મોટા મેઘ ઉત્પન્ન થાય છે અને વરસે છે. પણ તે દેવ અસુર અથવા નાગને કારણે થાય છે. તેમાં જે સ્થૂલ ગર્જના અને વીજળી છે, તે દેવ–અસુર અથવા નાગને કારણે જ છે.†

તમસ્કાયમાં સ્થૂલ પૃથ્વી અને અગ્નિની હયાતી નથી હોતી, પણ જે બાદર (સ્થૂલ) પૃથ્વી અને બાદર અગ્નિ વિગ્રહગતિમાં વર્તતા હોય છે તેઓ જ ત્યાં હોઇ શકે છે. ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર અને તારાઓ તમસ્કાયમાં નથી. પણ તેની પડખે છે. તેમની પ્રભા તમસ્કાયમાં જાય છે ખરી પણ ઊલટી પોતે અંધારારૂપ થઇ જાય છે. તે તમસ્કાયનો વર્ણ એટલો કાળો, ગંભીર, રૂવાંટાં ઊભાં કરનાર તથા ભયંકર છે કે, તેને જોઇને જ કેટલાક દેવો પણ ક્ષોભ પામે, અને કદાચ કોઇ દેવ તેમાં પ્રવેશ કરે તો પણ તે શરીરની ત્વરાથી અને મનની ત્વરાથી તેને જલદી ઉલ્લંઘી જાય છે. તે તમસ્કાયનાં તેર નામ છે. તમ, તમસ્કાય, અંધકાર, મહાંધકાર, લોકાંધકાર, લોકતમિસ્ર, દેવાંધકાર, દેવતમિસ્ર, દેવારણ્ય, દેવવ્યૂહ, દેવપરિઘ, દેવપ્રતિક્ષોભ અને અરુણોદક સમુદ્ર.

**ગૌતમ :** ભગવન્! તમસ્કાય પૃથ્વીનો પરિણામ છે, પાણીનો પરિણામ છે, જીવનો પરિણામ છે? કે પુદ્ગલોનો પરિણામ છે?

---

*આ બે ભાગોનું કારણ, તેનો કોડિયા જેવો વધતી વિસ્તૃતતાવાળો આકાર છે.

†એટલે કે અહીં સ્થૂલ વીજળી શબ્દથી તૈજસકાયિકો ન સમજવા. કારણ કે અહીં તેઓનો નિષેધ કરવાનો છે. પણ દેવના પ્રભાવથી ઉત્પન્ન થયેલા ભાસ્વર પુદ્ગલોને અહીં સ્થૂલ તેજરૂપે સમજવાના છે.

**મહાવીર** : હે ગૌતમ ! તે પાણીનો પણ પરિણામ છે. જીવનો પણ પરિણામ છે અને પુદ્ગલોનો પણ પરિણામ$ છે. પણ પૃથ્વીનો પરિણામ નથી. તે તમસ્કાયમાં સર્વ પ્રાણો, ભૂતો, જીવો અને સત્ત્વો સ્થૂલ વાયુ સ્થૂલ વનસ્પતિ અને ત્રસપણે અનેક વાર અથવા અનંત વાર પૂર્વે ઉત્પન્ન થયા છે. પણ સ્થૂલ પૃથ્વીકાયપણે અને સ્થૂલ અગ્નિકાયપણે નથી થયા.

## (૪૫) કૃષ્ણરાજિ

કૃષ્ણરાજિ એટલે કાળાં પુદ્ગલોની રેખા. તેવી આઠ કૃષ્ણ-રાજિઓ છે, ઉપર સનતકુમાર–માહેન્દ્ર કલ્પ ઉપર અને બ્રહ્મલોક કલ્પની નિચે રિષ્ટ વિમાનના પ્રસ્તરમાં તે આવેલી છે. તે જેમ કે બે પૂર્વમાં, બે પશ્ચિમમાં, બે દક્ષિણમાં અને બે ઉત્તરમાં. તેમાં પૂર્વ–અભ્યંતર કૃષ્ણરાજિ, દક્ષિણ–બાહ્ય કૃષ્ણરાજિને સ્પર્શેલી છે. દક્ષિણ–અભ્યંતર રાજિ, પશ્ચિમ બાહ્યને સ્પર્શેલી છે; પશ્ચિમ–અભ્યંતર રાજિ ઉત્તર-બાહ્યને સ્પર્શેલી છે; અને ઉત્તર–અભ્યંતર રાજિ પૂર્વ–બાહ્યને સ્પર્શેલી છે. પૂર્વની અને પશ્ચિમની બે બાહ્ય રાજિઓ ષટકોણ છે. ઉત્તરની અને દક્ષિણની બે બાહ્ય રાજિઓ ત્રાંસી–ત્રિખૂણી છે. પૂર્વની અને પશ્ચિમની બે અભ્યંતર રાજિઓ ચોખંડી છે, અને ઉત્તરની અને દક્ષિણની બે અભ્યંતર રાજિઓ પણ ચોખંડી છે.

તે રાજિઓનો આયામ અસંખ્યેય યોજન સહસ્ર છે. વિષ્કંભ સંખ્યેય યોજન સહસ્ર છે, અને પરિક્ષેપ અસંખ્યેય યોજન સહસ્ર છે. એક વિપળ જેટલા વખતમાં આખા જંબુદ્વીપને એકવીસ વાર ફરી આવે એવા દેવ લાગલાગટ અડધો માસ ચાલે તો પણ તેના સંખ્યેય ભાગને પહોંચે, પરંતુ અસંખ્યેય ભાગને ન પહોંચે.

તે રાજિઓમાં ગામ વગેરે નથી. મોટા મેઘો છે, પણ તેને દેવ કરે છે; અસુર કે નાગ નહિ. (કૃષ્ણરાજિ આગળ અસુરકુમારો અને નાગકુમારોનું ગમન સંભવતું નથી.) સ્થૂળ ગર્જનાના શબ્દોનું મેઘ પ્રમાણે જાણવું. વિગ્રહ ગતિવાળા સિવાય ત્યાં સ્થૂલ અપકાય, સ્થૂળ

$ પાણી એ જીવ અને પુદ્ગલના પરિણામરૂપ જ છે.

અગ્નિકાય અને વનસ્પતિકાય હોઈ શકે નહિ, ત્યાં ચંદ્ર કે સૂર્યની પ્રભા પણ નથી. તે કાળી તથા મહાભયંકર દેવને પણ ડરાવે તેવી છે, તે કૃષ્ણરાજિનાં આઠ નામ છેઃ કૃષ્ણરાજિ, મેઘરાજિ, મઘા, માઘવતી, વાતપરિઘા, વાત પરિક્ષોભા, દેવપરિઘા, દેવ પરિક્ષોભા.

કૃષ્ણરાજિ પૃથ્વીનો પરિણામ છે, પણ જળનો પરિણામ નથી. તથા જીવનો પણ પરિણામ છે અને પુદ્ગલનો પણ પરિણામ છે. તેમાં સર્વ પ્રાણો, ભૂતો, વગેરે પૂર્વ અનેક વાર અથવા અનંત વાર ઉત્પન્ન થયાં છે, પણ સ્થૂળ અપકાયપણે, સ્થૂળ અગ્નિકાયપણે અને સ્થૂળ વનસ્પતિકાયપણે ઉત્પન્ન થયા નથી.



## (૪૬) ધાન્યની સ્થિતિ

### ભગવતી શ. ૬ ઉ. ૭ નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્! શાલી, વ્રીહિ, ઘઉં, જવ અને જવજવ એ બધાં ધાન્યો કોઠલામાં હોય, વાંસના પાલામાં હોય, માંચામાં હોય, માળમાં હોય, છાણથી લિપ્ત હોય, ઢાંકેલાં હોય, માટી વગેરે વડે મુદ્રિત કરેલાં હોય, તો તેઓની યોનિ-અંકુરની ઉત્પત્તિમાં હેતુભૂત શક્તિ કેટલો કાળ કાયમ રહે?

**મહાવીર** : હે ગૌતમ! ઓછામાં ઓછું અંતર્મુહૂર્ત અને વધારેમાં વધારે ત્રણ વરસ કાયમ રહે છે. ત્યાર બાદ તે યોનિ ગ્લાન થાય છે અને પ્રતિધ્વંસ પામે છે. પછી તે બીજ અબીજ થાય છે.

તે પ્રમાણે કલાય, મસૂર, તલ, મગ, અડદ, વાલ, કળથી, ચોળા, તુવેર અને ચણાનું પણ જાણવું, પણ વધારેમાં વધારે પાંચ વર્ષ જાણવાં. તે પ્રમાણે અળસી, કુસુંભ, કોદરા, કાંગ, બંટી, શણ, સરસવ, અને મૂલક બીજનું પણ જાણવું, પણ વધારેમાં વધારે સાત વર્ષ જાણવાં.



## (૪૭) સુખ દુઃખ આદિ

## શ્રી ભગવતી શ. ૬ ઉ. ૧૦ નો અધિકાર

**ગૌતમ :** ભગવન્! અન્યતીર્થિ એ પ્રકારે કહે છે કે રાજગૃહ નગરમાં જેટલા જીવ છે તે જીવોનાં સુખદુઃખ બહાર કાઢીને, હાથમાં લઇને બોરના ઠળિયા પ્રમાણ યાવત્ જૂ, લીખ પ્રમાણ કોઇ દેખાડવામાં સમર્થ નથી. હે ભગવન્! શું તે બરાબર છે?

**મહાવીર :** અન્ય તીર્થિઓનું આ કહેવું મિથ્યા છે. હું એવી રીતે કહું છું કે સંપૂર્ણ લોકના જીવોનાં સુખદુઃખને બહાર કાઢીને હાથમાં લઇને દેખાડવામાં કોઇ સમર્થ નથી.

**ગૌતમ :** ભગવન્! કયા કારણથી દેખાડવામાં સમર્થ નથી?

**મહાવીર :** હે ગૌતમ! જેવી રીતે ત્રણ ચપટી વગાડે તેટલામાં તે જંબુદ્વીપની ૨૧ પરિક્રમા કરે એવી શીઘ્ર ગતિવાળા કોઇ દેવ સંપૂર્ણ જંબુદ્વીપમાં વ્યાપ્ત એવો ગંધનો ડબ્બો ખોલીને જંબુદ્વીપની ૨૧ પરિક્રમા કરે એટલામાં ગંધ ઊડીને જીવોના નાકમાં પ્રવેશ કરે, તે ગંધને અલગ કરીને દેખાડવામાં કોઇ સમર્થ નથી. તેવી રીતે, જીવોનાં સુખ-દુઃખને બહાર કાઢીને દેખાડવામાં કોઇ સમર્થ નથી.

**ગૌતમ :** ભગવન્! શું જીવ છે તે ચૈતન્ય છે કે ચૈતન્ય છે તે જીવ છે?

**મહાવીર :** હે ગૌતમ! જીવ છે તે ચૈતન્ય છે અને ચૈતન્ય છે તે જીવ છે. જીવ અને ચૈતન્ય એક જ છે. નારકીના નેરિયા તે નિયમા જીવ છે અને જીવ છે તે નેરિયા અને અનેરિયા બન્ને છે. એવી રીતે ૨૪ દંડક કહી દેવા.

**ગૌતમ :** ભગવન્! જીવ છે તે પ્રાણ ધારણ કરે છે કે પ્રાણ ધારણ કરે છે તે જીવ છે?

**મહાવીર :** હે ગૌતમ! જે પ્રાણ ધારણ કરે છે તે નિયમા જીવ છે. પરંતુ જીવ પ્રાણ ધારણ કરે પણ છે અને નથી પણ ધારણ કરતો,

જેવી રીતે, સિદ્ધ ભગવાન દ્રવ્યપ્રાણ ધારણ નથી કરતા. નારકીના નેરિયા નિયમા પ્રાણધારી છે અને પ્રાણધારી છે તે નેરિયા અને અનેરિયા બન્ને છે. એવી રીતે ૨૪ દંડક કહી દેવા.

**ગૌતમ :** ભગવન્! ભવસિદ્ધિક (ભવી) નેરિયા હોય છે કે નેરિયા ભવસિદ્ધિક હોય છે?

**મહાવીર :** ભવસિદ્ધિક નેરિયા અનેરિયા બન્ને હોય છે. એવી રીતે નેરિયા પણ ભવસિદ્ધિક અને અભવસિદ્ધિક બંને હોય છે. એવી રીતે ૨૪ દંડક કહી દેવા.

**ગૌતમ :** ભગવન્! અન્યતિર્થી કહે છે કે સર્વ પ્રાણી ભૂત જીવ સત્ત્વ એકાંત દુઃખરૂપ વેદના વેદે છે. શું તે બરાબર છે?

**મહાવીર :** હે ગૌતમ! અન્ય તીર્થીઓનું તે કહેવું મિથ્યા છે. હું એવી રીતે કહું છું કે, નારકીના નેરિયા એકાંત દુઃખરૂપ વેદના વેદે છે, કદાચિત્ સુખરૂપ વેદના પણ વેદે છે. ચારે જાતિના દેવતા એકાંત સુખરૂપ વેદના વેદે છે. કદાચિત્ દુઃખરૂપ વેદના પણ વેદે છે. ઔદારિકના ૧૦ દંડક વિવિધ પ્રકારની (વેમાયા) વેદના વેદે છે. અર્થાત્ કદાચિત્ સુખ અને કદાચિત્ દુઃખ વેદે છે.

**ગૌતમ :** ભગવન્! શું નારકીના નેરિયા આત્મશરીર ક્ષેત્રાવગાઢ (સ્વશરીર અવગાહ્યા) પુદ્ગલોને ગ્રહણ કરી આહાર કરે છે કે અનંતર ક્ષેત્રાવગાઢ (પોતાના શરીરક્ષેત્ર અવગાહ્યાની અપેક્ષા બીજું ક્ષેત્ર) પુદ્ગલોને ગ્રહણ કરી આહાર કરે છે કે પરંપર ક્ષેત્રાવગાઢ (આત્મ-ક્ષેત્રથી અનંતર ક્ષેત્ર તેનાથી પરક્ષેત્ર તે પરંપર ક્ષેત્ર) પુદ્ગલોને ગ્રહણ કરી આહાર કરે છે?

**મહાવીર :** આત્મ શરીર ક્ષેત્રાવગાઢ પુદ્ગલોને આત્મા દ્વારા ગ્રહણ કરી આહાર કરે છે. અનંતર ક્ષેત્રાવગાઢ અને પરંપર ક્ષેત્રાવગાઢ પુદ્ગલોને આત્મા ગ્રહણ કરી આહાર કરતો નથી. એવી રીતે ૨૪ દંડક કહી દેવા.

**ગૌતમ :** ભગવન્! શું કેવળી મહારાજ ઇંદ્રિયોથી જાણે-દેખે છે?

**મહાવીર** : કેવળી મહારાજ ઇંદ્રિયોથી જાણતા-દેખતા નથી. છએ દિશાઓમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ મર્યાદા સહિત પણ જાણે દેખે છે અને મર્યાદા રહિત પણ જાણે દેખે છે. યાવત્ કેવળીનું દર્શન નિરાવરણ (આવરણ રહિત) છે.

## (૪૮) નિર્ગ્રંથોના આહાર વિષે

### ભગવતી શ. ૭ ઉ. ૧ નો અધિકાર

**ગૌતમ** : ભગવન્! અંગારદોષ સહિત, ધૂમદોષ રહિત અને સંયોજના દોષ વડે દુષ્ટ પાનભોજનનો શો અર્થ છે?

**મહાવીર** : હે ગૌતમ! કોઇ નિર્ગ્રંથ સાધુ યા સાધ્વી નિર્જીવ અને નિર્દોષ અન્ન પાનાદિ ગ્રહણ કરી, તેમાં મૂર્છિત, લુબ્ધ અને આસક્ત થઇને આહાર કરે, તો હે ગૌતમ! એ અંગારદોષ સહિત પાનભોજન કહેવાય. જો તેને અત્યંત અપ્રીતપૂર્વક તથા ક્રોધથી ખિન્ન થઇને ખાય-પીએ તો હે ગૌતમ! એ ધૂમદોષ સહિત પાનભોજન કહેવાય, અને કોઇ સાધુ યા સાધ્વી આહારને ગ્રહણ કરી, તેમાં સ્વાદ ઉત્પન્ન કરવા, બીજા પદાર્થ સાથે સંયોગ કરી તેનું ભોજન કરે તો હે ગૌતમ! એ સંયોજના દોષ વડે દુષ્ટ પાનભોજન કહેવાય.

એ બધાથી ઊલટું કરવું એ તે દોષથી રહિત પાનભોજન છે.

**ગૌતમ** : ભગવન્! ક્ષેત્રાતિક્રાન્ત, કાલાતિક્રાન્ત, માર્ગાતિક્રાન્ત અને પ્રમાણાતિક્રાન્ત પાનભોજન એટલે શું?

**મહાવીર** : હે ગૌતમ! (૧) કોઇ સાધુ નિર્દોષ પાનભોજનને સૂર્ય ઊગ્યા પહેલાં ગ્રહણ કરી, સૂર્ય ઊગ્યા પછી ખાય તો હે ગૌતમ! તે ક્ષેત્રાતિક્રાન્ત ભોજન કહેવાય. (૨) તથા પહેલા પહોરમાં ગ્રહણ કરી છેલ્લા પહોર સુધી રાખીને પછી ખાય તો તે કાલાતિક્રાન્ત પાનભોજન કહેવાય. (૩) બે ગાઉ દૂર લઇ જઇ ખાય તે તથા રસ્તામાં કે નિરોધ કરેલ જગ્યાએ લઈ જઇ ખાય તે માર્ગાતિક્રાન્ત (૪) પ્રમાણસરના ૩૨ થી વધારે કોળિયા જેટલું ખાય તો તે પ્રામાણાતિક્રાન્ત પાનભોજન કહેવાય.

હે ગૌતમ ! સાધુ યા સાધ્વી જે પોતે શસ્ત્ર અને મુશલાદિ રહિત હોય, તેમ પુષ્પમાળા અને ચંદનના વિલેપન રહિત હોય તે સાધુ યા સાધ્વી કૃમ્યાદિ જંતુ રહિત નિર્જીવ, સાધુને માટે તૈયાર નહિ કરેલ-કરાવેલ નહિ. સંકલ્પેલ, આમંત્રણ દીધા વિનાનો નહિ ખરીદેલ, અનુદ્દિષ્ટ† નવકોટી∫ વિશુદ્ધ, ભિક્ષાના ૪૨ દોષથી રહિત. ઉપર જણાવેલા અંગાર-ધૂમ-સંયોજના દોષોથી રહિત આહાર, સુરસુર કે ચપચપ શબ્દ કર્યા વિના બહુ ઉતાવળથી નહિ કે આહારના કોઈ ભાગને પડતો મૂક્યા વિના, ગાડાની ધરીને તેલ ઊંજવું જોઈએ કે વ્રણ ઉપર લેપ કરવો જોઈએ એવી ભાવનાથી, કેવળ સંયમના નિર્વાહ અર્થે તથા સાપ આજુ-બાજુ સ્પર્શ કર્યા વિના સીધો દરમાં પેસે તેમ સ્વાદ માટે મોંમાં ફેરવ્યા વિના ખાય, તો તે આહાર 'શસ્ત્રાતીત' એટલે કે અગ્નિ વગેરે નાશક વસ્તુ-શસ્ત્ર-ઉપરથી ઉતારેલો. 'શસ્ત્ર પરિણામિત' એટલે કે અગ્નિ વગેરે શસ્ત્રથી નિર્જીવ કરાયેલો, 'એષિત' એટલે કે એષણાના દોષોથી રહિત, 'વ્યેષિત' એટલે કે વિશેષતઃ એષણા દોષથી રહિત તથા 'સામુદાયિક' એટલે કે જુદે જુદે ઠેકાણેથી માગીને મળેલો આહાર કહેવાય

## (૪૯) શ્રાવક ને ક્રિયા

**ગૌતમ :** શ્રમણના ઉપાશ્રયમાં રહીને સામાયકવ્રત આચરનાર શ્રમણોપાસક ગૃહસ્થને ઐર્યાપથિકી ક્રિયા લાગે કે સાંપરાયિકી ?

**મહાવીર :** ઐર્યાપથિકી ન લાગે, પણ સાંપરાયિકી લાગે. કારણ કે તે શ્રાવકનો આત્મા હજુ કષાયનાં સાધનોયુક્ત છે, તેથી તેને સાંપરાયિકી લાગે. કષાયરહિત પુરુષને જ માત્ર યોગ એટલે કે પ્રવૃત્તિના નિમિત્તથી ઐર્યાપથિકી ક્રિયા લાગે.

---

†પહેલેથી તૈયાર કરેલ આહારને સાધુને ઉદ્દેશી દહીં, ગોળ, વગેરેથી સ્વાદુ ન કરેલ.

∫મન-વચન-કાયાથી હણવું, હણાવવું, હણતાને અનુમતિ આપવીઃ રાંધવું, રંધાવવું, રાંધનારને અનુમતિ આપવીઃ ખરીદવું, ખરીદાવવું અને ખરીદ કરનારને અનુમતિ આપવી એ નવ કોટીઓ વિનાનો.

**ગૌતમ :** હે ભગવન્ ! કોઇ શ્રાવકે જંગમ જીવોનો વધ ન કરવાનું વ્રત લીધું હોય, પણ પૃથ્વીકાય જીવોનો વધ કરવાનું વ્રત ન લીધું હોય, તે ગૃહસ્થ પૃથ્વીને ખોદતાં કોઇ જંગમ જીવની હિંસા કરે, તો તેને પોતાના વ્રતમાં અતિચાર દોષ લાગે ?

**મહાવીર :** હે ગૌતમ ! એ વસ્તુ બરાબર નથી. કારણ કે શ્રાવક કંઇ તેનો વધ કરવા પ્રવૃત્તિ કરતો નથી.*

તેમ જ, વનસ્પતિના વધનો નિયમ લેનાર પૃથ્વી ખોદતાં કોઇ વૃક્ષના મૂળને છેદી નાખે તો પણ તેને દોષ નથી.

---

## (૫૦) પ્રત્યાખ્યાન વિષે

### ભગવતી સૂત્ર શ. ૭ ઉ. ૨ નો અધિકાર

**ગૌતમ :** હે ભગવન્ ! કોઇ માણસ એવું વ્રત લે કે "હવેથી હું સર્વ પ્રાણો, સર્વ ભૂતો, સર્વ જીવો અને સર્વ સત્ત્વોની હિંસાનો ત્યાગ કરું છું." તો તેનું તે વ્રત સુવ્રત કહેવાય કે દુર્વ્રત કહેવાય ?

**મહાવીર :** હે ગૌતમ ! તેનું તે વ્રત કદાચ સુવ્રત હોય કે કદાચ દુર્વ્રત પણ હોય.

**ગૌતમ :** હે ભગવન્ ! તેનું શું કારણ ?

**મહાવીર :** હે ગૌતમ ! એ પ્રમાણે વ્રત લેનારને 'આ જીવ છે, આ અજીવ છે, આ ત્રસ (જંગમ) જીવ છે, આ સ્થાવર જીવ છે' એવું જ્ઞાન ન હોય, તો તેનું તે વ્રત સુવ્રત ન કહેવાય. પણ દુર્વ્રત કહેવાય. જેને જીવ અજીવનું જ્ઞાન નથી, તે જીવહિંસા ન કરવાનું વ્રત લે તો તે સત્ય ભાષા નથી બોલતો, પરંતુ અસત્ય ભાષા બોલે છે. તે અસત્યવાદી પુરુષ સર્વ

---

*સામાન્ય રીતે અંશતઃ વ્રત લેનાર શ્રાવકને સંકલ્પપૂર્વક કરેલ હિંસાના ત્યાગનું વ્રત હોય છે. તેથી જેની હિંસાનો નિયમ હોય તેની હિંસા કરવા સંકલ્પપૂર્વક જ્યા સુધી તે પ્રવૃત્તિ ન કરે ત્યાં સુધી તેને તે વ્રતમાં દોષ લાગતો નથી.

ભૂત–પ્રાણોમાં મન–વાણી કાયાથી, જાતે કરવું, બીજા પાસે કરાવવું કે કરનારને અનુમતિ આપવી એ ત્રણ પ્રકારે સંયમથી રહિત છે, વિરતિથી રહિત છે. એકાંત હિંસા કરનાર તથા એકાંત (અજ્ઞાની) છે, પરંતુ જેને જીવ વગેરેનું જ્ઞાન છે તે તેમની હિંસા ન કરવાનું વ્રત લે તો તેનું જ વ્રત સુવ્રત છે. તથા તે સર્વ ભૂતપ્રાણોમાં બધી રીતે સંયત, વિરત, પાપકર્મ વિનાનો, કર્મબંધ વિનાનો, સંવરયુક્ત, એકાંત, અહિંસક તથા પંડિત છે.

**ગૌતમ**: હે ભગવન્! પ્રત્યાખ્યાનનું સ્વરૂપ શું છે?

**મહાવીર**: હે ગૌતમ! (આશ્રવ નહિ કરું એવી પ્રતિજ્ઞારૂપ) પ્રત્યાખ્યાન બે પ્રકારનાં છે: મૂલગુણ પ્રત્યાખ્યાન અને ઉત્તરગુણ પ્રત્યાખ્યાન.

૧. તેમાં મૂલગુણ પ્રત્યાખ્યાન બે પ્રકારનાં છે. સર્વ મૂલગુણ પ્રત્યાખ્યાન અને દેશ મૂલગુણ પ્રત્યાખ્યાન.

તેમાં સર્વ મૂલગુણ પ્રત્યાખ્યાનના પણ પાંચ પ્રકાર છે. (૧) સર્વ પ્રકારની હિંસામાંથી. (૨) સર્વ પ્રકારના અસત્યમાંથી (૩) સર્વ પ્રકારના ચૌર્યમાંથી. (૪) સર્વ પ્રકારના અબ્રહ્મચર્યમાંથી અને, (૫) સર્વ પ્રકારના પરિગ્રહમાંથી વિરામ પામવું તે.

દેશમૂલગુણ પ્રત્યાખ્યાનના પણ પાંચ પ્રકાર છે:

(૧) સ્થૂલ હિંસા, (૨) અસત્ય, (૩) ચૌર્ય, (૪) અબ્રહ્મચર્ય અને, (૫) પરિગ્રહમાંથી વિરામ પામવું તે.

૨. ઉત્તર ગુણ પ્રત્યાખ્યાન બે પ્રકારનાં છે. સર્વ ઉત્તરગુણ પ્રત્યાખ્યાન અને દેશ ઉત્તરગુણ પ્રત્યાખ્યાન.

તેમાં સર્વ ઉત્તરગુણ પ્રત્યાખ્યાનના ૧૦ પ્રકાર છે. ભવિષ્યમાં જે તપ કરવાનું હોય તે પૂર્વે કરવું તે "અનાગત તપ." પૂર્વે કરવાનું તપ પછી કરવું તે "અતિક્રાન્ત તપ." એક તપ જે દિવસે પૂરું થાય તેજ દિવસે બીજું શરૂ કરવું તે રીતે પ્રત્યાખ્યાનની આદિ અને અંત કોટી મેળવી તે "કોટી સહિત તપ." નિયમિત દિવસે વિઘ્ન આવ્યા છતાં અવશ્ય તપ કરવું તે "નિયંત્રિત તપ." અપવાદપૂર્વક

તપ કરવું તે "સાકાર તપ." અપવાદ સિવાય તપ કરવું તે "નિરાકાર તપ." કોળિયા, ઘર, ચીજ, વગેરેનું પરિમાણ કરવું તે "કૃતપરિમાણ તપ." ચાર પ્રકારના આહારનો ત્યાગ કરવો તે "નરવિશેષ તપ" મુષ્ટિ ઇત્યાદિ સંકેતપૂર્વકતપ કરવું તે "સંકેતતપ." (એટલે કે વાળેલી મૂઠી ઉઘાડું નહિ ત્યાં સુધી અમુક કામ ન કરું, ઇત્યાદિ). અને કાળનું પ્રમાણ કરી તપ કરવું તે "અદ્ધાતપ".

દેશ ઉત્તરગુણ પ્રત્યાખ્યાનના સાત પ્રકાર છે. દશે દિશામાં અમુક ક્ષેત્રમાં જ પ્રવૃત્તિની મર્યાદારૂપ "દિગ્વ્રત." ઉપભોગ પરિભોગની વસ્તુઓનું પરિમાણ કરવું તે "ઉપભોગ-પરિભોગ પરિમાણ." નિષ્પ્રયોજન અધર્મ વ્યાપારનો ત્યાગ તે "અનર્થદંડ વિરમણ." માઠાધ્યાનનો તથા કાયિક-વાચિક પાપ કર્મોનો ત્યાગ કરી સમતા ધારણ કરવારૂપ તે "સામાયિક." દિગ્વ્રતમાં જે મર્યાદા બાંધી હોય તેને રાત-દિવસ પ્રહર પૂરતી રાખવી તે "દેશાવગાશિક." આઠમ, ચૌદશ, પૂનમ અને અમાવાસ્યાને દિવસે ઉપવાસ કરવો, કુપ્રવૃત્તિનો ત્યાગ કરવો, બ્રહ્મચર્ય ધારણ કરવું અને સ્નાનાદિ સંસ્કારનો ત્યાગ કરવો તે "પૌષધોપવાસ." અને સાધુઓને અન્નાદિ આપવાં તે "અતિથિસંવિભાગ."

આ ઉપરાંત, છેલ્લી-મરણકાળે-સંલેખના એટલે કે શરીર અને કષાયાદિને કૃષ કરનાર (ઉપવાસરૂપ) તપવિશેષ તે "અપશ્ચિમ મારણાન્તિક-સંલેખના" દેશોત્તર ગુણવાળાને દેશોત્તર ગુણરૂપ અને સર્વોત્તર ગુણવાળાને સર્વોત્તર ગુણરૂપ છે. તો પણ દેશોત્તર ગુણવાળાને પણ અંતે કરવા યોગ્ય છે.

(૧) **ગૌતમ :** હે ભગવન્! જીવો મૂલગુણ પ્રત્યાખ્યાની છે, ઉત્તરગુણ પ્રત્યાખ્યાની કે અપ્રત્યાખ્યાની છે?

**મહાવીર :** હે ગૌતમ! જીવો ત્રણે પ્રકારના છે. નારકો તેમ જ ચતુરિન્દ્રિય સુધીના જીવો અપ્રત્યાખ્યાની છે. પંચેન્દ્રિય તિર્યંચ (જો કે પંચેન્દ્રિય તિર્યંચો અંશથી જ મૂલગુણ પ્રત્યાખ્યાની છે. કારણ કે તેમનામાં સર્વ વિરતિનો અભાવ છે) અને મનુષ્ય ત્રણે પ્રકારના છે. ભવનપતિ અને વાણવ્યંતર, જ્યોતિષી અને વૈમાનિક અપ્રત્યાખ્યાની છે.

**ગૌતમ** : હે ભગવન્! તે ત્રણમાંથી કોણ કોનાથી વિશેષાધિક છે?

**મહાવીર** : હે ગૌતમ! મૂલગુણ પ્રત્યાખ્યાની સહુથી થોડા છે. ઉત્તરગુણ પ્રત્યાખ્યાની અસંખ્યગુણા છે, અને અપ્રત્યાખ્યાની અનંતાગુણા છે. તિર્યંચોમાં મૂલગુણ પ્રત્યાખ્યાની સર્વથી થોડા છે. ઉત્તરગુણ પ્રત્યાખ્યાની અસંખ્યગુણા છે. અને અપ્રત્યાખ્યાની તેથી પણ અસંખ્યગુણા છે.

મનુષ્યોમાં મૂલગુણ પ્રત્યાખ્યાની સર્વથી થોડા છે. ઉત્તરગુણ પ્રત્યાખ્યાની સંખ્યાતગણા છે. અને અપ્રત્યાખ્યાની અસંખ્યગણા છે. (તેમાં અસંખ્યતા સમુર્ચ્છિમ મનુષ્યોનો સમાવેશ થતો હોવાથી અસંખ્યાતગણા છે. બાકી મનુષ્યો તો સંખ્યાત જ છે.)

(૨) **ગૌતમ**: હે ભગવન્! જીવો સર્વ મૂલગુણ પ્રત્યાખ્યાની છે, દેશ મૂલગુણ પ્રત્યાખ્યાની છે કે અપ્રત્યાખ્યાની?

**મહાવીર** : હે ગૌતમ! જીવો ત્રણે પ્રકારના છે. નારકો અપ્રત્યાખ્યાની જ છે. પચેન્દ્રિય તિર્યંચો દેશ મૂલગુણ પ્રત્યાખ્યાની ને અપ્રત્યાખ્યાની છે. મનુષ્યો ત્રણે પ્રકારના છે અને ભવનપતિ વાણવ્યંતર જ્યોતિષી અને વૈમાનિકો અપ્રત્યાખ્યાની જ છે.

એ ત્રણ વર્ગોમાંથી સર્વ મૂલ, સર્વથી થોડા છે. દેશમૂલ અસંખ્યગણા છે. અને અપ્રત્યાખ્યાની અનંતગણા છે. જીવો પંચેન્દ્રિય તિર્યંચો અને મનુષ્યમાં અલ્પબહુત્વ પહેલા દંડકની પેઠે જાણવા. પરંતુ સર્વથી થોડા પચેન્દ્રિય તિર્યંચો દેશ મૂલગુણ પ્રત્યાખ્યાની ગણવા અને અપ્રત્યાખ્યાની પંચેન્દ્રિય તિર્યંચો અસંખ્યાતગણા ગણવા.

(૩) **ગૌતમ** : હે ભગવન્! જીવો સર્વ ઉત્તરગુણ પ્રત્યાખ્યાની છે, દેશ ઉત્તરગુણ પ્રત્યાખ્યાની છે કે અપ્રત્યાખ્યાની છે?

**મહાવીર** : હે ગૌતમ! તેઓ ત્રણ પ્રકારના છે. પંચેન્દ્રિય તિર્યંચો અને મનુષ્યો એ પ્રમાણે છે. બાકીના વૈમાનિક સુધીના અપ્રત્યાખ્યાની છે. તે ત્રણ પ્રકારનું અલ્પબહુત્વ પ્રથમ દંડક પ્રમાણે જાણવું (મનુષ્યો સુધી).

(૪) **ગૌતમ** : હે ભગવાન્ ! જીવો પ્રત્યાખ્યાની છે, અપ્રત્યાખ્યાની છે કે પ્રત્યાખ્યાનાપ્રત્યાખ્યાની ( દેશપ્રત્યાખ્યાની ) છે ?

**મહાવીર** : હે ગૌતમ ! જીવો ત્રણે પ્રકારના છે. મનુષ્યો પણ ત્રણે પ્રકારના છે. પંચેન્દ્રિયતિર્યંચો પ્રથમ પ્રકારથી રહિત છે. બાકીનાં વૈમાનિક સુધીના અપ્રત્યાખ્યાની છે. તે ત્રણે પ્રકારોમાં પ્રત્યાખ્યાની સૌથી થોડા છે. પ્રત્યાખ્યાનાપ્રત્યાખ્યાની અસંખ્યાત ગણા છે અને અપ્રત્યાખ્યાની અનંત ગણા છે. દેશ પ્રત્યાખ્યાની પંચેન્દ્રિય તિર્યંચો સર્વથી થોડા છે. અને અપ્રત્યાખ્યાની અસંખ્યગણા છે. પ્રત્યાખ્યાની મનુષ્યો સર્વથી થોડા છે. દેશ પ્રત્યાખ્યાની સંખ્યાતગણા છે. અને અપ્રત્યાખ્યાની અસંખ્યગણા છે.

---

## (૫૧) વનસ્પતિનો આહાર આદિ

### શ્રી ભગવતી સૂત્ર શ. ૭ ઉ. ૩ નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્ ! વનસ્પતિ ક્યા કાળમાં અલ્પાહારી હોય છે ? અને ક્યા કાળમાં મહાઆહારી હોય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! પ્રાવૃસ ઋતુ (શ્રાવણ–ભાદરવો) અને વર્ષા ઋતુ (આસો–કારતક)માં સર્વથી અધિક મહાઆહારી હોય છે. એના પછી શરદ ઋતુ (માગશર–પોષ), હેમન્ત ( મહા–ફાગણ ), વસંત ઋતુ (ચૈત્ર–વૈશાખ)માં અનુક્રમે અલ્પઆહારી હોય છે. યાવત્ ગ્રીષ્મ ઋતુ (જેઠ–અષાડ)માં સર્વથી અલ્પાહારી હોય છે.

**ગૌતમ** : હે ભગવન્ ! ગ્રીષ્મ ઋતુમાં વનસ્પતિ સર્વથી અલ્પાહારી હોય છે, તો બહુ વનસ્પતિમાં ખૂબ પાન–ફૂલ–ફળ થાય છે તે કઇ રીતે ?

**મહાવીર** : હે ગૌતમ ! ગ્રીષ્મ ઋતુમાં વનસ્પતિમાં ઉષ્ણ યોનિવાળા જીવ બહુ ઉત્પન્ન થાય છે. યાવત્ વૃદ્ધિ પામે છે. એ કારણથી વનસ્પતિમાં પાન–ફૂલ–ફળ બહુ થાય છે.

**ગૌતમ** : હે ભગવન ! વનસ્પતિનાં મૂળ, કંદ યાવત્ બી ક્યા જીવથી વ્યાપેલાં છે ?

**મહાવીર :** હે ગૌતમ ! વનસ્પતિનાં મૂળ, મૂળના જીવથી વ્યાપેલાં છે. યાવત્ બીજ, બીજના જીવથી વ્યાપેલાં છે.

**ગૌતમ :** હે ભગવન્ ! વનસ્પતિનો જીવ કઇ રીતે આહાર લે છે અને કઇ રીતે પરિણમાવે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! વનસ્પતિનાં મૂળ પૃથ્વીથી સંબદ્ધ (જોડાયેલાં) છે, જેનાથી વનસ્પતિ આહાર લે છે અને પરિણમાવે છે. એ રીતે બી સુધી ૧૦ આલાવા કહેવાં.

**ગૌતમ :** હે ભગવન્ ! આલુ (બટાટા), મૂળા, આદિ અનેક વનસ્પતિઓ અનંત જીવવાળી અને ભિન્ન ભિન્ન જીવવાળી છે ?

**મહાવીર :** હા. ગૌતમ ! આલુ, મૂળા, આદિ અનેક વનસ્પતિઓ અનંત જીવવાળી અને ભિન્ન ભિન્ન જીવવાળી છે.

**ગૌતમ :** હે ભગવન્ ! કૃષ્ણલેશી, નૈરયિક, અલ્પકર્મી અને નીલલેશી નૈરયિક મહાકર્મી હોઇ શકે ?

**મહાવીર :** હા ગૌતમ ! સ્થિતિ† અપેક્ષાએ કૃષ્ણલેશી નૈરયિક અલ્પકર્મી અને નીલલેશી નૈરયિક મહાકર્મી હોઇ શકે છે. એ રીતે જ્યોતિષી‡ દેવને વર્જીને ૨૩ દંડકમાં જેમાં જેટલી લેશ્યા લાભે એટલી લેશ્યાથી અલ્પકર્મી અને મહાકર્મી કહેવા.

---

†કૃષ્ણલેશ્યા અત્યંત અશુભ પરિણામરૂપ છે. તે અપેક્ષાએ નીલલેશ્યા કંઇક શુભ પરિણામરૂપ છે. એટલે સામાન્યત. કૃષ્ણલેશ્યાવાળા મહાકર્મી અને નીલ લેશ્યાવાળા અલ્પકર્મી હોય છે. પરંતુ કદાચ આયુષ્યની સ્થિતિની અપેક્ષાએ કૃષ્ણલેશ્યાવાળા અલ્પકર્મી અને નીલ લેશ્યાવાળા મહાકર્મી પણ હોઇ શકે છે. જેમ કે કૃષ્ણલેશ્યાવાળા નૈરયિક, જેણે પોતાના આયુષ્યની બહુસ્થિતિ ક્ષય કરી છે અને બહુકર્મ પણ ક્ષય કર્યાં છે એની અપેક્ષા કોઇ નીલલેશ્યાવાળા નૈરયિક ૧૦ સાગરોપમની સ્થિતિથી પાંચમી નરકમા હમણાં તુરત ઉત્પન્ન થયા છે. એણે આયુષ્યની સ્થિતિ અધિક ક્ષય નથી કરી. એ માટે હમણાં એનાં બહુકર્મ બાકી છે. એ કારણે તે કૃષ્ણલેશી નૈરયિકની અપેક્ષાએ મહાકર્મી છે.

‡ જયોતિષી દેવોમાં ફક્ત એક તેજો લેશ્યા લાભે છે, બીજી લેશ્યા લાભે નહિ, એ કારણથી બીજી લેશ્યાની અપેક્ષાએ અલ્પકર્મી અને મહાકર્મી કહી શકાય નહિ.

**ગૌતમ** : હે ભગવન્! વેદના અને નિર્જરા એક કહી શકાય છે?

**મહાવીર** : હે ગૌતમ! વેદના અને નિર્જરા એક કહી શકાય નહિ. વેદના કર્મ છે અને નિર્જરા@ નોકર્મ છે. એ રીતે વેદના અને નિર્જરામાં ત્રણકાળ અપેક્ષાએ કહેવું. વેદના અને નિર્જરાનો સમય એક નથી. જે સમયે વેદે છે તે સમયે નિર્જરતા નથી. જે સમયે નિર્જરે છે તે સમયે વેદતા નથી. વેદના અને નિર્જરાના સમય અલગ અલગ છે. એ રીતે ૨૪ દંડક પર ૧૨૦ અલાવા કહેવા.

**ગૌતમ** : હે ભગવન્! સમુચ્ચય જીવ શાશ્વત છે કે અશાશ્વત છે?

**મહાવીર** : હે ગૌતમ! દ્રવ્યની અપેક્ષાએ (દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ) જીવ શાશ્વત છે અને પર્યાયની અપેક્ષાએ (પર્યાયાર્થિક નયની અપેક્ષાએ) જીવ અશાશ્વત છે. એ રીતે ૨૪ દંડક કહેવા.

---

## (૫૨) ખેચર તિર્યંચ પંચેંદ્રિયની યોનિ સંગ્રહ

### શ્રી ભગવતી સૂત્ર શ. ૭ ઉ. ૫ નો અધિકાર

**जोणी संग्गह लेस्सा, दिट्ठी णाणे य जोग उवओगे ।**
**उववाय ठिइसमुग्घाय, चवण जाइ कुल विहीओ ॥**

**ગૌતમ** : હે ભગવન્! ખેચરતિર્યંચ પંચેન્દ્રિયની કેટલા પ્રકારની યોનિ છે?

**મહાવીર** : હે ગૌતમ! ત્રણ પ્રકારની છે.* અંડજ, પોતજ,

---

@ ઉદયમાં આવેલાં કર્મને ભોગવવા તે વેદના કહેવાય છે અને જે કર્મ ભોગવી ક્ષય કરી દીધાં તે નિર્જરા કહેવાય છે. એટલે વેદનાને કર્મ કહેલ છે અને નિર્જરાને નોકર્મ કહેલ છે.

* અંડજ–ઇંડાથી ઉત્પન્ન થવાવાળા જીવ અંડજ કહેવાય છે, જેવાં કે કબૂતર–મોર આદિ. પોતજ–જે જીવ જન્મ સમયે ચર્મ (ચામડીથી) આવૃત થયેલ (ઢાંકેલ) કોથળી સહિત ઉત્પન્ન થાય છે તે પોતજ કહેવાય છે. જેવા કે હાથી, ચામાચીડિયા, આદિ. સમુચ્છિંમ–હેવનારકીની સિવાય જે જીવ માતા પિતાના સંયોગ વિના ઉત્પન્ન થાય છે તે સમ્મુચ્છિંમ કહેવાય છે, જેવાં કે, કીડી, કથવા, પતંગા, આદિ.

સમ્મૂર્ચ્છિમ. અંડજ અને પોતજના ૩-૩ ભેદ છે. સ્ત્રી, પુરુષ, નપુંસક. સમ્મૂર્ચ્છિમ જીવ સર્વ નપુંસક હોય છે. એમાં લેશ્યા લાભે ૬, દૃષ્ટિ લાભે ૩, ત્રણ જ્ઞાન, ત્રણ અજ્ઞાનની ભજના, યોગ લાભે ૩, ઉપયોગ લાભે ૨ (સાકારોપયોગ અને અનાકારોપયોગ), અસંખ્યાતા વર્ષની આયુષ્યવાળા યુગલિયા મનુષ્ય અને તિર્યંચોને છોડીને શેષ યાવત્ આઠમા દેવલોક સુધીના જીવ આવીને ખેચરતિર્યંચ પંચેંદ્રિયમાં ઉત્પન્ન થાય છે. એની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્તની ઉત્કૃષ્ટ પલ્યોપમના અસંખ્યાતમા ભાગની છે. એમાં સમુદ્ઘાત લાભે ૫ (પહેલાની) એ સમોહ્યા અને અસમોહ્યા બંન્ને મરણથી મરે છે. પહેલાથી ત્રીજી નરક સુધી ભવનપતિથી લઇ આઠમા દેવલોક સુધી અને મનુષ્ય તિર્યંચમાં સર્વ ઠેકાણે જઇને ઉત્પન્ન થાય છે. ખેચરની ૧૨ લાખ કુલ કોડી છે.

જે રીતે ખેચરનો અધિકાર કહ્યો તે રીતે જલચર, સ્થલચર, ઉરપર અને ભુજપરના અધિકાર પણ કહેવા એટલું વિશેષ કે જળચરની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત, ઉત્કૃષ્ટ, ક્રોડપૂર્વની, કુલ કોડી ૧૨૫૦૦૦૦ (સાડાબાર લાખ ક્રોડની) છે. પહેલીથી સાતમી નરક સુધી જાય છે. સ્થળચરમાં યોનિ લાભે ૨ (પોતજ અને સંમુર્ચ્છિમ) સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત, ઉત્કૃષ્ટ ૩ પલ્યોપમની કુલ કોડી દશ લાખ છે. ચોથી નરક સુધી જાય છે. ઉરપરની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત, ઉત્કૃષ્ટ ક્રોડપૂર્વની કુલ કોડી દશ લાખ ક્રોડની છે. પાંચમી નરક સુધી જાય છે. ભુજપરની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત, ઉત્કૃષ્ટ ક્રોડપૂર્વની કુલ કોડી નવ લાખ ક્રોડ છે. બીજી નરક સુધી જઇને ઉત્પન્ન થાય છે.

**ગૌતમ :** હે ભગવન્! બે ઇન્દ્રિય, તે ઇન્દ્રિય, ચૌઇન્દ્રિયની કેટલી કુલ કોડી છે?

**મહાવીર :** હે ગૌતમ! બે ઇન્દ્રિયની કુલ કોડી ૭ લાખ ક્રોડ છે. તેઇન્દ્રિયની કુલ કોડી ૮ લાખ ક્રોડ છે. ચૌઇન્દ્રિયની કુલ કોડી નવ લાખ ક્રોડ છે.

**ગૌતમ :** હે ભગવન્! ગંધ કેટલા પ્રકારના કહ્યા છે?

**મહાવીર** : હે ગૌતમ ! ગંધ સાત પ્રકારના તથા સાતસો* પ્રકારના કહ્યા છે.

**ગૌતમ** : હે ભગવન્ ! પુષ્પ (ફૂલ) ની કેટલી કુલ કોડી છે ?

**મહાવીર** : હે ગૌતમ ! પુષ્પની ૧૬ લાખ ક્રોડ કુલ કોડી છે. જળથી ઉત્પન્ન થવાવાળા, સ્થળમાં ઉત્પન્ન થવાવાળા, મહાવૃક્ષના, મહાગુલ્મનાં એ ચાર જાતિનાં ફૂલોની પ્રત્યેકની ચાર ચાર લાખ ક્રોડ કુલ કોડી છે.

**ગૌતમ** : હે ભગવન્ ! વલ્લી, લતા, હરિતકાયના કેટલા ભેદ છે ?

**મહાવીર** : હે ગૌતમ ! ૪ વલ્લીના ૪૦૦, ૮ લતાના ૮૦૦ અને ૩ હરિત કાયના ૩૦૦ ભેદ છે.

**ગૌતમ** : હે ભગવન્ ! સ્વસ્તિક આદિ ૧૧ વિમાનોનો કેટલો વિસ્તાર છે ?

**મહાવીર** : હે ગૌતમ ! કોઇ દેવતા ૩ આકાશ આંતરા† પ્રમાણ (૨૮૩૫૮૦ ૭/૬૦ યોજન) નો એક પગ (કદમ) ભરતા જાય એવી શીઘ્ર ગતિથી એક દિવસ બે દિવસ યાવત્ છ માસ સુધી જાય તો પણ સ્વસ્તિક આદિ ૧૧ વિમાનોમાંથી કોઇનો પાર પામે અને કોઇનો પાર પામે નહિ. સ્વસ્તિક આદિ વિમાનોનો એટલો વિસ્તાર છે.

**ગૌતમ** : હે ભગવન્ ! અર્ચિ આદિ ૧૧ વિમાનોનો કેટલો વિસ્દાર છે ?

---

* સામાન્ય રૂપથી ગંધના ૭ ભેદ છે–૧ મૂળ મોચ વનસ્પતિ આદિ, ૨. ત્વચા–વૃક્ષની છાલ, ૩. કાષ્ટ–ચંદન આદિ. ૪. નિર્યાસ વૃક્ષનો રસ, કપૂર, આદિ; ૫. પત્ર–જાતિપત્ર, તમાલપત્રાદિ ૬. પુષ્પ–ફૂલ પ્રિયંગુ– વૃક્ષના ફૂલ આદિ, ૭. ફળ – લવિંગ આદિ એ સાતને કાળા આદિ પાંચ વર્ણથી ગુણવાથી ૩૫ ભેદ થાય છે. એ સર્વ સુગંધિત પદાર્થ છે એટલે એક 'સુગંધ' થી ગુણવાથી ફરી ૩૫ના ૩૫ રહ્યા. એ ૩૫ને પાંચ રસથી ગુણવાથી ૧૭૫ થયા. જો કે સ્પર્શ ૮ છે, પરંતુ ઉપરોક્ત સુગંધી પદાર્થોમાં વ્યવહાર દષ્ટિથી ઉત્તમ ચાર સ્પર્શ (કોમળ, હલકો, ઠંડો અને ગરમ) માનેલ છે. એટલે ૧૭૫ ને ૪ થી ગુણવાથી ૭૦૦ ભેદ થાય છે. ( ૭×૫×૧×૫×૪=૭૦૦ )

† જેમ જંબુદ્વીપમાં સર્વોત્કૃષ્ટ દિવસમાં ૪૭૨૬૩ ૨૧/૬૦ યોજન દૂરથી સૂર્ય દેખાય છે એના બેગણા (૯૪૫૨૬ ૪૨/૬૦ યોજન પ્રમાણ)ને એક આકાશ આંતરા કહે છે.

**મહાવીર :** હે ગૌતમ ! કોઇ દેવતા ૫ આકાશ આંતરા પ્રમાણે (૪૭૨૬૩૩ ૧/૬ યોજન)નું એક કદમ ભરતો જાય, એવી શીઘ્ર ગતિથી એક દિવસ, બે દિવસ યાવત્ ૬ માસ સુધી જાય તો પણ કોઇ વિમાનોનો પાર પામે, કોઇ વિમાનોનો પાર પામે નહિ. અર્ચિ આદિ ૧૧ વિમાનોનો એટલો વિસ્તાર છે.

**ગૌતમ :** હે ભગવન્ ! કામ આદિ ૧૧ વિમાનોનો કેટલો વિસ્તાર છે ?

**મહાવીર :** હે ગૌતમ ! કોઈ દેવતા ૭ આકાશ આંતરા પ્રમાણે (૬૬૧૬૮૬ ૫૪/૬૦ યોજન)નો એક કદમ ભરતો ૬ માસ સુધી ચાલે તો પણ કોઇ વિમાનનો પાર પામે અને કોઇ વિમાનનો પાર પામે નહિ. કામ આદિ ૧૧ વિમાનનો એટલો વિસ્તાર છે.

**ગૌતમ :** હે ભગવન્ ! વિજય, વૈજયંત, જયંત, અપરાજિત એ ચાર વિમાનોનો કેટલો વિસ્તાર છે ?

**મહાવીર :** હે ગૌતમ ! કોઈ દેવતા ૯ આકાશ આંતરા પ્રમાણે (૮૫૦૭૪૦ ૬/૬૦ યોજન)નું એક કદમ ભરતાં ૬ માસ સુધી ચાલે તો પણ કોઇ વિમાનનો પાર પામે અને કોઈ વિમાનનો પાર પામે નહિ. વિજય આદિ ચાર વિમાનોનો એટલો વિસ્તાર છે.



## (૫૩) આયુષ્ય બંધ આદિ

### શ્રી ભગવતી સૂત્ર શ. ૭ ઉ. ૬ નો અધિકાર

**ગૌતમ :** હે ભગવન્ ! નારકીમાં ઉત્પન્ન થવાવાળા જીવ નારકીનું આયુષ્ય આ ભવમાં બાંધે છે કે નરકમાં ઉત્પન્ન થતી વખતે બાંધે છે કે ઉત્પન્ન થયા બાદ બાંધે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! આ ભવમાં બાંધે છે. નરકમાં ઉત્પન્ન થતી વખતે બાંધતા નથી. ઉત્પન્ન થયા બાદ પણ બાંધતા નથી (પહેલા ભાંગામાં બાંધે છે, બીજા, ત્રીજા ભાંગામાં નહિ), એ રીતે ૨૪ દંડક કહેવા.

**ગૌતમ** : હે ભગવન્ ! નારકીમાં ઉત્પન્ન થવાવાળા જીવ નરકનું આયુષ્ય આ ભવમાં વેદે છે કે નરકમાં ઉત્પન્ન થતી વખતે વેદે છે કે ઉત્પન્ન થયા બાદ વેદે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! આ ભવમાં વેદતા નથી, પરંતુ ઉત્પન્ન થતી વખતે અને ઉત્પન્ન થયા બાદ વેદે છે (પહેલા ભાંગામાં વેદતા નથી, બીજાત્રીજા ભાંગામાં વેદે છે). એ રીતે ૨૪ દંડકમાં કહેવું.

**ગૌતમ** : હે ભગવન્ ! નરકમાં ઉત્પન્ન થવાવાળા જીવ આ ભવમાં રહેતા મહાવેદનાવાળા હોય છે ? કે નરકમાં ઉત્પન્ન થતી વખતે મહાવેદનાવાળા હોય છે ? કે નરકમાં ઉત્પન્ન થયા બાદ મહા વેદનાવાળા હોય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! આ ભવમાં રહ્યા હોતા કદાચ મહા વેદનાવાળા હોય છે, કદાચ અલ્પ વેદનાવાળા હોય છે. નરકમાં ઉત્પન્ન થતે સમયે કદાચ મહાવેદનાવાળા હોય છે. કદાચ અલ્પવેદનાવાળા હોય છે. નરકમાં ઉત્પન્ન થયા બાદ એકાંત દુઃખવેદના વેદે છે, કદાચ કંઇક સુખવેદના વેદે છે. દેવતામાં પહેલાબીજા ભાંગામાં કદાચ મહા વેદનાવાળા કદાચ અલ્પ વેદનાવાળા હોય છે; પરંતુ દેવતામાં ઉત્પન્ન થયા બાદ એકાંત શાતા વેદે છે, પરંતુ કિંચિત્ અશાતા વેદના પણ હોય છે. દસ દંડક ઔદારિકના જીવ પહેલાબીજા ભાંગામાં કદાચ મહાવેદના વેદે છે, કદાચ અલ્પવેદના વેદે છે, ઉત્પન્ન થયા બાદ વિવિધ પ્રકારે વેદના વેદે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! જીવ જાણપણાથી આયુષ્ય બાંધે છે કે અજાણપણાથી આયુષ્ય બાંધે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! જીવ અજાણપણાથી આયુષ્ય બાંધે છે. એ રીતે ૨૪ દંડકમાં કહેવું.

**ગૌતમ** : હે ભગવન્ ! જીવ કર્કશ વેદનીય (દુઃખથી વેદવા યોગ્ય) કર્મ બાંધે છે ?

**મહાવીર** : હા. ગૌતમ ! બાંધે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! એનું શું કારણ ?

**મહાવીર** : હે ગૌતમ ! ૧૮ પાપ કરવાથી જીવ કર્કશ વેદનીય કર્મ બાંધે છે. આ રીતે ૨૪ દંડકમાં કહેવું.

**ગૌતમ** : હે ભગવન્ ! જીવ અકર્કશ વેદનીય (સુખપૂર્વક વેદ યોગ્ય) કર્મ બાંધે છે ?

**મહાવીર** : હા ગૌતમ ! બાંધે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! એનું શું કારણ ?

**મહાવીર** : હે ગૌતમ ! ૧૮ પાપનો ત્યાગ કરવાથી જીવ અકર્કશ વેદનીય કર્મ બાંધે છે. એ રીતે મનુષ્યમાં કહેવું. શેષ ૨૩ દંડકના જીવ અકર્કશ વેદનીય કર્મ બાંધતા નથી.

**ગૌતમ** : હે ભગવન્ ! જીવ શાતાવેદનીય કર્મ બાંધે છે ?

**મહાવીર** : હા. ગૌતમ ! બાંધે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! જીવ શાતાવેદનીય કર્મ કેવી રીતે બાંધે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! જીવ શાતાવેદનીય કર્મ* ૧૦ પ્રકારથી બાંધે છે. એ રીતે ૨૪ દંડકમાં કહેવું.

**ગૌતમ** : હે ભગવન્ ! જીવ અશાતા વેદનીય કર્મ બાંધે છે !

**મહાવીર** : હા. ગૌતમ ! બાંધે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! જીવ અશાતા વેદનીય કર્મ કઇ રીતે બાંધે છે ?

---

*શાતાવેદનીય કર્મબંધનાં દસ કારણો;

(૧–૪) પ્રાણ, ભૂત, જીવ, સત્ત્વો પર અનુકંપા કરવાથી (૫) બહુ પ્રાણભૂત જીવ સત્ત્વોને દુ:ખ નહિ દેવાથી (૬) એને શોક નહિ ઉપજાવવાથી (૭) ખેદ નહિ ઉપજાવવાથી (૮) વેદના નહિ ઉપજાવવાથી (૯) નહિ મારવાથી (૧૦) પરિતાપ નહિ ઉપજાવવાથી જીવ સાતાવેદનીય કર્મ બાધે છે.

મહાવીર : હે ગૌતમ! જીવો† ૧૨ પ્રકારથી અશાતા વેદનીય કર્મ બાંધે છે. એ રીતે ૨૪ દંડકમાં કહેવું.



## (૫૪) દુષમા દુષમ કાળનું વર્ણન

ગૌતમ : હે ભગવન્! જંબુદ્વીપ નામે દ્વીપમાં ભારતવર્ષને વિષે આ અવસર્પિણીમાં દુષમાદુષમકાલ અત્યંત ઉત્કટ અવસ્થાને પ્રાપ્ત થશે, ત્યારે ભારતવર્ષનો આકાર અને ભાવોનો આવિર્ભાવ કેવે પ્રકારે થશે?

મહાવીર : હે ગૌતમ! હાહાભૂત (જે કાળે દુઃખી લોકો 'હા, હા,' શબ્દ કરશે) ભંભાભૂત (જે કાળે દુઃખાર્ત પશુઓ ભાં, ભાં, શબ્દ કરશે) અને કોલાહલભૂત (જ્યારે દુઃખપીડિત પક્ષીઓ કોલાહલ કરશે) એવો તે કાળ થશે. કાળના પ્રભાવથી ઘણા કઠોર, ધૂળથી મેલા, અસહ્ય, અનુચિત અને ભયંકર વાયુ, તેમ જ સંવર્તક વાયુ (ભમરિયા વાયુ) વાશે. આ કાળે વારંવાર ચારે બાજુએ ધૂળ ઊડતી હોવાથી મલિન અને અંધકાર વડે પ્રકાશરહિત દિશાઓ ધુમાડા જેવી ઝાંખી દેખાશે. કાળની રૂક્ષતાથી ચંદ્ર અધિક શીતળતા આપશે અને સૂર્ય અત્યંત તપશે. વળી, વારંવાર ઘણા ખરાબ રસવાળા, વિરુદ્ધ રસવાળા, ખારા ખાતર સમાન, (ખાટા) પાણીવાળા, અગ્નિની માફક દાહક પાણીવાળા, વીજળીયુક્ત, કરા વરસાવનારા કે પર્વત ભેદનારા અશનિમેઘ, વિષમેઘ તથા વ્યાધિ રોગ વેદના ઉત્પન્ન કરનાર પાણીવાળા અને મનને રુચે નહિ તેવા પાણીવાળા મેઘો તીક્ષ્ણ ધારાઓ નાખતા પુષ્કળ વરસશે. તેથી ભારતવર્ષમાં ગામ–નગર વગેરે ઠેકાણે રહેલાં મનુષ્યો,

---

†અશાતા વેદનીય કર્મ બાંધવાના ૧૨ કારણઃ–

(૧) બીજા જીવોને દુઃખ દેવાથી (૨) શોક ઉપજાવવાથી (૩) ખેદ ઉપજાવવાથી (૪) પીડા પહોંચાડવાથી (૫) મારવાથી (૬) પરિતાપ ઉપજાવવાથી (૭–૧૨) બહુ પ્રાણભૂત જીવ સત્ત્વોને દુઃખ દેવાથી, શોક ઉપજાવવાથી, ખેદ ઉપજાવવાથી, પીડા પહોંચાડવાથી, મારવાથી, પરિતાપ ઉપજાવવાથી જીવ અશાતા વેદનીય કર્મ બાંધે છે.

ચોપગાં, ખેચર તેમ જ ગામ અને જંગલમાં ચાલતા જંગમ જીવો તથા બહુ પ્રકારનાં વૃક્ષો, ગુલ્મો, લતાઓ, વેલડીઓ, ઘાસ, શેરડી, વગેરે, ધરો વગેરે, શાલી વગેરે તથા પ્રવાહો અને અંકુરાદિ તૃણ વનસ્પતિઓ નાશ પામશે. વૈતાઢ્ય (ભરત ક્ષેત્રના મધ્યમાં આવેલો કહેવાતો પર્વત. ચુલ્લ હિમવંત પર્વત ઉપરથી નીકળેલ ગંગા અને સિંધુ નદીઓ એ પર્વતની ગુફામાં થઈને દક્ષિણાર્ધ ભરતમાં દાખલ થાય છે.) સિવાયના પર્વતો, ડુંગરો, ધૂળનાં ઊંચાં સ્થળો તથા રજ વિનાની ભૂમિઓ નાશ પામશે. ગંગા અને સિંધુ સિવાય પાણીના ઝરાઓ, ખાડાઓ તથા દુર્ગમ અને વિષમ ભૂમિમાં રહેલાં ઊંચાં અને નીચાં સ્થળો સરખાં થશે.

તે વખતે ભારતવર્ષની ભૂમિ પણ અંગારા જેવી, છાણાના અગ્નિ જેવી, ભસ્મીભૂત, તપી ગયેલ કડાયા જેવી અગ્નિ સરખી, બહુ રજવાળી, બહુ કીચડવાળી, બહુ સેવાળવાળી, ઘણા કાદવવાળી અને પ્રાણીઓને ચાલવું મુશ્કેલ પડે તેવી થશે.

તે વખતે ભારત વર્ષના મનુષ્યો ખરાબ રૂપવાળા, ખરાબ વર્ણવાળા, ખરાબ ગંધવાળા, દુષ્ટ રસવાળા, ખરાબ સ્પર્શવાળા, અનિષ્ટ અમનોજ્ઞ, મનને ન ગમે તેવા, હીન સ્વરવાળા, દીન સ્વરવાળા, અનિષ્ટ સ્વરવાળા, મનને ન ગમે તેવા સ્વરવાળા, જેના વચન અને જન્મ અગ્રાહ્ય છે એવા નિર્લજ્જ, કૂડકપટ, કલહ, વધ, બંધ અને વૈરમાં આસક્ત; મર્યાદાનું ઉલ્લંઘન કરવામાં મુખ્ય, અકાર્ય કરવામાં નિત્ય તત્પર, માતા-પિતાદિને અવશ્ય કરવા યોગ્ય વિનયથી રહિત બેડોળ રૂપવાળાં, વધેલા નખ-કેશ-દાઢી-મૂછ અને રોમવાળાં, કાળાં, અત્યંત કઠોર, શ્યામવર્ણવાળાં, છૂટા કેશવાળાં, ધોળા કેશવાળાં, બહુ સ્નાયુથી બાંધેલ હોવાને લીધે દુર્દર્શનીય રૂપવાળાં, વાંકા અને કરચલીઓવાળા પ્રત્યેક અંગયુક્ત, વૃદ્ધાવસ્થાયુક્ત પુરુષ જેવા છૂટા અને સડી ગયેલા દાંતની શ્રેણીવાળાં, ભયંકર એવો ડોક પાછળનો ભાગ અને મુખવાળાં, વિષમ નેત્રવાળાં, વાંકી નાસિકાવાળાં, વાંકાં અને વલિઓથી વિકૃત થયેલાં, ભયંકર મુખવાળાં ખસ અને ખરજથી વ્યાપ્ત, કઠણ અને તીક્ષ્ણ નખો વડે ખજવાળવાથી

વિકૃત થયેલાં, દરાજ, કોઢ અને કરોળિયાવાળાં, ફાટી ગયેલ અને કઠોર ચામડીવાળાં, વિચિત્ર અંગવાળાં, ઉષ્ટ્રાદિના જેવી ગતિવાળાં, સાંધાના વિષમ બંધનવાળાં, યોગ્ય સ્થાને નહિ ગોઠવાયેલ તથા છૂટાં દેખાતાં હાડકાંવાળાં, દુર્બળ, ખરાબ બાંધાવાળાં, ખરાબ પ્રમાણવાળાં, ખરાબ આકૃતિવાળાં, ખરાબ રૂપવાળાં, ખરાબ સ્થાન અને આસનવાળાં, ખરાબ શય્યાવાળાં, ખરાબ ભોજનવાળાં, જેઓનું પ્રત્યેક અંગ અનેક વ્યાધિઓથી પીડિત છે તેવાં, સ્ખલનાયુક્ત વિહ્વળ ગતિવાળાં, ઉત્સાહરહિત, સત્ત્વરહિત, વિકૃત ચેષ્ટાવાળાં, તેજરહિત, વારંવાર શીત, ઉષ્ણ અને કઠોર પવન વડે વ્યાપ્ત, જેઓનાં અંગ ધૂળ વડે મલિન અને રજ વડે વ્યાપ્ત છે એવાં; બહુ ક્રોધ, માન અને માયાવાળાં, બહુ લોભવાળાં, અશુભ દુઃખનાં ભાગી, ધર્મસંજ્ઞા અને સમ્યક્ત્વથી ભ્રષ્ટ, વધારેમાં વધારે એક હાથ પ્રમાણ શરીરવાળાં, વધારેમાં વધારે ૧૬ અને વીસ વર્ષના આયુષ્યવ.ળાં, પુત્ર પૌત્રાદિ પરિવારમાં અત્યંત સ્નેહવાળાં (ઘણાં પુત્ર-પૌત્રાદિનું પાલન કરનારાં) બીજના જેવાં અને બીજમાત્ર એવાં મનુષ્યોનાં ૭૨ કુટુંબો ગંગા અને સિંધુ એ બે મહા નદીઓ અને વૈતાઢ્ય પર્વતનો આશ્રય કરીને દરમાં રહેનારાં થશે.

**ગૌતમ :** હે ભગવન્ ! તે મનુષ્યો કેવા પ્રકારનો આહાર કરશે ?

**મહાવીર :** હે ગૌતમ ! તે કાળે અને તે સમયે મહાવિસ્તારવાળી ગંગા અને સિંધુ એ મહ નદીઓ રથની ધરી જેટલા ભાગમાં પણીને વહેશે. તે પાણી ઘણાં માછલાં અને કાચબા, વગેરેથી ભરેલું હશે, પણ તેમાં ઘણું પાણી નહિ હોય ત્યારે તે મનુષ્યો સૂર્ય ઊગ્યા પછી એક મુહૂર્તની અંદર સૂર્ય આથમ્યા પછી એક મુહૂર્તમાં પોતપોતાનાં દરોમાંથી બહાર નીકળશે અને માછલાં તથા કાચબા વગેરેને જમીનમાં દાટશે. પછી ટાઢ અને તડકા વડે બફાઇ ગયેલાં મ.છલાં અને કાચબા વગેરેથી તેઓ એકવીસ હજાર વર્ષ સુધી આજીવિકા કરતાં ત્યાં રહેશે.



## (૫૫) ભોગ અને વેદના

### શ્રી ભગવતી સૂત્ર શ. ૭ ઉ. ૭ નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્ ! કોઈ છદ્મસ્થ કોઈ પણ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થવાને યોગ્ય છે. તે અત્યારે તો ક્ષીણભોગી, દુર્બળ શરીરવાળો છે; પરંતુ તે ઉત્થાન, કર્મ, બળ, વીર્ય અને પુરુષાકાર–પરાક્રમ વડે વિપુલ એવા ભોગ્ય ભોગોને ભોગવવા સમર્થ છે ?

**મહાવીર** : હે ગૌતમ ! તે ઉત્થાનાદિ વડે કોઈ પણ વિપુલ એવા ભોગ્ય ભોગો ભોગવવા સમર્થ છે. પરંતુ તેમ છતાં ભોગોનો તે ત્યાગ કરે છે. તેથી જ તે મહાનિર્જરાવાળો અને મહાનિર્વાણરૂપી ફળવાળો થાય છે.

તે જ પ્રમાણે, અવધિજ્ઞાનવાળાનું પણ જાણવું.

તે જ પ્રમાણે, તે જ ભવમાં, સિદ્ધ થવાને યોગ્ય પરમાવધિજ્ઞાની માટે પણ સમજવું.

**ગૌતમ** : હે ભગવન્ ! પૃથ્વીકાયિકોથી માંડીને વનસ્પતિકાયિકો સુધીના અને ત્રસ જીવોમાંના પણ સંમૂર્છિમ$ કોટિના જે જીવો અસંજ્ઞી એટલે કે મન વિનાના છે, તથા અજ્ઞાની, મૂઢ, અજ્ઞાનાંધકારમાં પ્રવેશ કરેલા તથા અજ્ઞાનરૂપ આવરણ અને મોહજાળ વડે ઢંકાયેલા છે, તેઓ ઇચ્છાશક્તિ અને જ્ઞાનશક્તિને અભાવે અનિચ્છાપૂર્વક વેદના વેદે છે એમ કહેવાય ?

**મહાવીર** : હા. ગૌતમ ! કહેવાય.

**ગૌતમ** : હે ભગવન્ ! સમર્થ એટલે કે સંજ્ઞી હોવા છતાં કોઈ જીવ અનિચ્છાપૂર્વક વેદનાને વેદે ?

**મહાવીર** : હા. ગૌતમ ! વેદે.

**ગૌતમ** : હે ભગવન્ ! તેનું શું કારણ ?

---

$ માતાપિતાના સંજોગ વિના, ગર્ભજ જીવોના મળમૂત્રાદિમાં પેદા થતા જીવો.

**મહાવીર :** હે ગૌતમ! જેમ જોવાની શક્તિ હોવા છતાં અંધકારમાં રહેલા પદાર્થોને પ્રદીપ સિવાય જોઈ શકતો નથી, તેમ જ પાછળ, ઊંચે, નીચે રહેલા પદાર્થોને ખ્યાલ સિવાય જોઇ શકતો નથી; તેમ જ્ઞાનશક્તિ અને ઇચ્છાશક્તિવાળો પણ અજ્ઞાન દશામાં (તે શક્તિની પ્રવૃત્તિને અભાવે) સુખદુઃખનો અનુભવ કરે છે.

**ગૌતમ :** હે ભગવન્! સમર્થ એટલે કે સંજ્ઞી પણ તીવ્ર ઇચ્છાપૂર્વક વેદનાને વેદે?

**મહાવીર :** જેમ અસંજ્ઞી જીવો ઇચ્છા અને જ્ઞાનશક્તિને અભાવે અનિચ્છા અને અજ્ઞાનપૂર્વક સુખદુઃખ વેદે છે; તથા સંજ્ઞી જીવો ઇચ્છા અને જ્ઞાનશક્તિયુક્ત હોવા છતાં, ઉપયોગને અભાવે અનિચ્છા અને અજ્ઞાનપૂર્વક સુખદુઃખ વેદે છે, તેમ સંજ્ઞી જીવો સમર્થ અને ઇચ્છાયુક્ત હોવા છતાં પ્રાપ્તિના સામર્થ્યને અભાવે માત્ર તીવ્ર ઇચ્છાથી સુખઃદુખ વેદે છે. જેને સમુદ્રની પાર જવાની શક્તિ નથી. ત્યાં રહેલાં રૂપો સમર્થ નથી તે તીવ્ર ઈચ્છા દેખવા પૂર્વક સુખઃદુઃખને વેદે છે

---

## (૫૬) કામ અને ભોગ

**ગૌતમ :** હે ભગવન્! કામો વિષે પૂછું છું. અને ભોગો વિષે પૂછું છું.

**મહાવીર :** હે ગૌતમ! કામો (ઇચ્છા) રૂપી છે, અરૂપી નથી. કામો સચિત્ત પણ છે અને અચિત્ત પણ છે. કામો જીવ પણ છે અને અજીવ પણ છે. કામો જીવોને હોય છે, અજીવોને નથી હોતા. કામોના બે પ્રકાર છેઃ શબ્દો અને રૂપો.

હે ગૌતમ! ભોગો પણ રૂપી છે; પરંતુ તે ત્રણ પ્રકારના છેઃ ગંધ, રસ અને સ્પર્શ.

**ગૌતમ :** હે ભગવન! જીવો કામી છે કે ભોગી છે?

**મહાવીર :** હે ગૌતમ ! જીવો કામી પણ છે અને ભોગી પણ છે. શ્રોતેંદ્રિય અને ચક્ષુની અપેક્ષાએ આ જીવો કામી કહેવાય છે, અને ઘ્રાણ, જિહ્વા અને સ્પર્શનેન્દ્રિયની અપેક્ષાએ જીવો ભોગી કહેવાય છે. જે જીવોને ચક્ષુ અને શ્રોતેંદ્રિય નથી. તે કામી નથી પણ ભોગી છે.

**ગૌતમ :** હે ભગવન્ ! તેમાંથી કયા જીવો કોનાથી વિશેષાધિક છે?

**મહાવીર :** હે ગૌતમ ! કામભોગી જીવો સૌથી થોડા છે,* નોકામી–નોભોગી જીવો† તેમનાથી અનંતગણા છે; અને ભોગી જીવો તેમનાથી પણ અનંતગણા‡ છે.



## (૫૭) અગ્નિના આરંભમાં અલ્પ–મહાપાતક
### ભગવતી શ. ૭ ઉ. ૧૦ નો અધિકાર

**કાલોદાયી :** હે ભગવન્ ! બે પુરુષોમાંથી એક અગ્નિ સળગાવે અને બીજો ઓલવે; તો તે બેમાંથી કયો મહાપાતકવાળો અને કયો અલ્પપાતકવાળો કહેવાય ?

**મહાવીર :** હે કાલોદાયી ! તે બેમાંથી જે ઓલવે છે તે અલ્પ પાતકવાળો છે, અને જે સળગાવે છે તે મહાપાતકવાળો છે. કારણ કે જે અગ્નિ સળગાવે છે, તે તો ઘણા પૃથ્વીકાયનો નાશ કરે છે. થોડા અગ્નિકાયો નાશ કરે છે, ઘણા વાયુકાયનો નાશ કરે છે. ઘણા વનસ્પતિ-કાયનો નાશ કરે છે અને ઘણા ત્રસ (જંગમ) કાયોનો નાશ કરે છે. પરંતુ જે પુરુષ અગ્નિ ઓલવી નાખે છે તે થોડા પૃથ્વીકાયોનો, થોડા જલકાયોનો, થોડા વાયુકાયોનો, થોડા વનસ્પતિકાયોનો, થોડા ત્રસ કાયોનો અને વધારે અગ્નિકાયોનો નાશ કરે છે. તેથી હે કાલોદાયી ! સળગાવનાર કરતાં ઓલવનાર અલ્પપાતકવાળો છે.

---

*કારણ કે તેઓ ચતુરિન્દ્રિય અને પંચેંદ્રિય જ હોય છે.

†એટલે કે સિદ્ધો, તેઓ અનંત છે.

‡એક, બે અને ત્રણ ઇન્દ્રિયવાળા માત્ર ભોગી છે. તેમા વનસ્પતિ જીવો જ અનંતગણા છે.

## (૫૮) નવ દંડક

## શ્રી ભગવતી શ. ૮ ઉ. ૧ નો અધિકાર

તેનાં દ્વાર નવ :- (૧) નામ, (૨) ભેદ, (૩) શરીર, (૪) ઇંદ્રિય, (૫) શરીરની ઇંદ્રિય, (૬) વર્ણાદિ, (૭) શરીરના વર્ણાદિ, (૮) ઇંદ્રિયોના વર્ણાદિ, (૯) શરીરની ઇંદ્રિયના વર્ણાદિદ્વાર.

પુદ્ગલ ત્રણ પ્રકારના છે. (૧) પ્રયોગસા* (૨) મિશ્રસા, (૩) વિસ્રસા.

(૧) જીવના ભેદ ૮૧ થાય છે. સ્થાવરના ૧૦ ભેદ (પાંચ સૂક્ષ્મ; પાંચ બાદર સ્થાવર) ૩ વિકલેંદ્રિય, ૭ નારકી, ૫ સંજ્ઞી તિર્યંચ, ૫ અસંજ્ઞી તિર્યંચ, ૧ ગર્ભજ મનુષ્ય, ૧ સમૂર્છિમ મનુષ્ય, દેવતાના ૪૯ (૧૦ ભવનપતિ, ૮ વ્યંતર, ૫ જ્યોતિષી, ૧૨ દેવલોક, ૯ ગ્રૈવેયક, ૫ અનુત્તર વિમાન=૪૯) સર્વ મળી ૮૧.

(૨) જીવના ૧૬૧ ભેદ–ઉપર ૮૧ ભેદ કહ્યા તેમાંથી સમૂર્છિમ મનુષ્ય બાદ કરી બાકીના ૮૦ના પર્યાપ્તા અને અપર્યાપ્તા ૧૬૦, અને સમૂર્છિમ મનુષ્યનો અપર્યાપ્તો. સર્વ મળીને ૧૬૧.

(૩) શરીર દ્વારમાં ૧૬૧ જીવના ભેદોના ૪૯૧ શરીર થાય છે. ઉપર કહેલા ૧૬૧ ભેદોમાંથી ૧૫૪ ભેદોમાં (વાયુકાય, ગર્ભજ–મનુષ્ય તિર્યંચના પાંચ એ કુલ ૭ ભેદ બાદ થયા) એક એકને ૩–૩ શરીર લાભે. ૧૫૪×૩=૪૬૨. વાયુકાયને તથા ગર્ભજ તિર્યંચના પાંચ ભેદમાં ૪ શરીર ૬×૪=૨૪ તથા ગર્ભજ મનુષ્યમાં ૫ શરીર છે. તે સર્વ મળીને ૪૯૧ શરીર થયા.

---

* (૧) પ્રયોગસા · મન, વચન, કાયાદિ ૧૫ પ્રયોગો (યોગ)થી જીવ વડે ગ્રહણ થયેલા પુદ્ગલો. જેમકે–જીવ સહિત શરીર આદિ.

(૨) મિશ્રસા · પ્રયોગ (યોગ) અને સ્વભાવ એ બન્નેના સંબંધથી પરિણમેલા પુદ્ગલો. જેમકે–મૃત શરીર, વસ્ત્ર આદિ.

(૩) વિસ્રસા . સ્વભાવથી પરિણમેલા પુદ્ગલો. જેમકે–વાદળ, તાપ, છાંયો આદિ

ત્રણે પુદ્ગલોનું સામાન્ય વર્ણન કરતો દોહરો :

જીવ ગ્રહ્યા તે પ્રયોગસા, મિશ્રસા જીવ રહિત;
વિસ્રસા હાથ આવે નહિ, જ્ઞાની વચન તહત.

(૪) ઇંદ્રિય દ્વારમાં જીવના ૧૬૧ ભેદોની ૭૧૩ ઇંદ્રિય, જીવના ૧૬૧ ભેદોમાંથી ૧૩૫ ભેદોમાં (૨૦ સ્થાવરના, ૬ વિકલેંદ્રિયના એ ૨૬ બાદ થયા) ૫–૫ ઇંદ્રિયો છે. ૧૩૫×૫=૬૭૫ સ્થાવરના ૨૦ ભેદમાં ૨૦ ઇંદ્રિય, વિકલેંદ્રિયના ૬ ભેદમાં ૧૮ ઇંદ્રિયો. સર્વ મળીને ૭૧૩ ઇંદ્રિયો થઇ.

(૫) શરીરની ઇંદ્રિય દ્વારમાં ૪૯૧ શરીરની ૨૧૭૫ ઇંદ્રિય. શરીરના ૪૯૧ ભેદોમાંથી ૪૧૨ શરીરમાં સર્વને ૫–૫ ઇંદ્રિયો છે. ૪૧૨×૫=૨૦૬૦. એકેંદ્રિય ૬૧ શરીરની ૬૧ ઇંદ્રિય, ત્રણ વિકલેંદ્રિયના ૧૮ શરીરની ૫૪ ઇંદ્રિયો. સર્વ મળીને ૨૧૭૫ ઇંદ્રિયો થઇ.

(૬) વર્ણાદિ દ્વારમાં જીવના ૧૬૧ ભેદોના ૪૦૨૫. વર્ણ ૫, ગંધ ૨, રસ ૫, સ્પર્શ ૮, અને સંસ્થાન ૫ છે. કુલ ૨૫ વર્ણાદિ. ૧૬૧×૨૫=૪૦૨૫ થયા.

(૭) શરીરના વર્ણાદિ દ્વારમાં ૪૯૧ શરીરના ૧૧૬૩૧ વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, અને સંસ્થાન છે. ૪૯૧×૨૫=૧૨૨૭૫ થયા. ૧૬૧ કાર્મણ શરીર ચાર સ્પર્શી છે. માટે ૧૬૧×૪=૬૪૪ ઘટાડવાથી ૧૧૬૩૧ વર્ણાદિ થયા.

(૮) ઇંદ્રિયોના વર્ણાદિ દ્વારમાં ૭૧૩ ઇંદ્રિયોના ૧૭૮૨૫ વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, અને સંસ્થાન છે. ૭૧૩×૨૫=૧૭૮૨૫ ઇંદ્રિયોના વર્ણાદિ થયા.

(૯) શરીરની ઇંદ્રિયોના વર્ણાદિ દ્વારમાં ૨૧૭૫ શરીરની ઇંદ્રિયોના ૫૧૫૨૩ વર્ણ, ગંધ, રસ, સ્પર્શ અને સંસ્થાન છે. ૨૧૭૫×૫=૫૪૩૭૫ થયા. ૧૬૧ કાર્મણ શરીર ચારસ્પર્શી છે માટે ૭૧૩×૫=૨૮૫૨ બાદ કરવાથી ૫૧૫૨૩ શરીરની ઇંદ્રિયના વર્ણાદિ થયા.

સર્વ મળીને ૮૮૬૨૫ પ્રયોગસા પરિણમ્યા પુદ્‌ગલો. તેટલા જ મિશ્રસા પરિણમ્યા પુદ્‌ગલો, ૫૩૦ વિસ્રસા પરિણમ્યા પુદ્‌ગલ. સર્વ મળીને ૧,૭૭,૭૮૦ ભેદ થયા.

અલ્પબહુત્વ : સર્વથી થોડા પ્રયોગસા પરિણમ્યા પુદ્ગલો, તેથી મિશ્રસા પરિણમ્યા પુદ્ગલો અનંતગુણા, તેથી વિસ્રસા પરિણમ્યા પુદ્ગલો અનંતગુણા.



## (૫૯) ત્રણ પ્રકારના પુદ્ગલો

ગૌતમ : હે ભગવન્! કેટલા પ્રકારના પુદ્ગલો કહ્યા છે?

મહાવીર : હે ગૌતમ! ત્રણ પ્રકારના પુદ્ગલો કહ્યા છે.

૧. પ્રયોગ પરિણત : એટલે જીવના વ્યાપારથી શરીરાદિરૂપે પરિણામ પામેલા ઔદારિકાદિ શરીરપણે પરિણામ પામેલી ઔદારિકાદિ વર્ગણાઓ જીવના પ્રયોગથી જ્યારે ઔદારિકાદિ શરીર વગેરે રૂપે પરિણત થાય ત્યારે તે પણ પ્રયોગસા પરિણત કહેવાય છે.

૨. મિશ્રસા પરિણત : જીવે મૂકેલા (છોડેલા) પુદ્ગલો તે મિશ્રસા. જેમ કે મૃત કલેવરાદિ પુદ્ગલો તે મિશ્રસા પરિણત.

૩. વિસ્રસા પરિણત : (સ્વભાવથી પરિણમેલા) જે પુદ્ગલો સ્વભાવથી મળે અને વિખરાય તે વિસ્રસા. જેમ કે તીર્થંકર દેવના અશોક વૃક્ષાદિ પ્રતિહાર્ય તથા વાદળાં આદિ જે પુદ્ગલો મનુષ્યથી ગ્રહણ થઈ ન શકે તે વિસ્રસા કહેવાય.

ગૌતમ : હે ભગવન્! પ્રયોગ પરિણત પુદ્ગલો કેટલા પ્રકારના કહ્યા છે?

મહાવીર · હે ગૌતમ! પ્રયોગ પરિણત પુદ્ગલો પાંચ પ્રકારના કહ્યા છે. એકેન્દ્રિય પ્રયોગ પરિણત (એટલે કે એકેન્દ્રિય જીવના વ્યાપાર વડે પરિણામ પામેલા.) એકેન્દ્રિય પ્રયોગ પરિણત એમ પંચેન્દ્રિય પ્રયોગ પરિણત†

†મૂળમા પછી તે દરેકના પેટા વિભાગો પણ જણાવેલા છે. જેમકે એકેન્દ્રિયના પૃથ્વી આદિ પાચ, પંચેન્દ્રિયના નૈરયિક, તિર્યંચ, દેવ, અને મનુષ્ય, પાછા તે દરેકના સૂક્ષ્મ, બાદર, જળચર, સ્થળચર, પર્યાપ્ત, અપર્યાપ્ત, ગર્ભજ, સંમૂચ્છિંમ, એમ જેટલા પેટા વિભાગ પ્રસિદ્ધ છે તે ગણાવેલા છે.

**ગૌતમ** : હે ભગવન્ ! મિશ્ર પરિણુત પુદ્દગલો કેટલા પ્રકારના કહ્યા છે ?

**મહાવીર** : હે ગૌતમ ! મિશ્ર પરિણુત પુદ્દગલો પાંચ પ્રકારના કહ્યા છે. તે આ પ્રમાણે: એકેન્દ્રિય મિશ્ર પરિણુત એમ પંચેન્દ્રિય સુધી.

**ગૌતમ** : હે ભગવન્ ! વિસ્રસા પરિણુત–સ્વભાવથી પરિણામને પ્રાપ્ત થયેલ પુદ્દગલો કેટલા પ્રકારના કહ્યા છે ?

**મહાવીર** : હે ગૌતમ ! પાંચ પ્રકારના છે. વર્ણ પરિણુત, ગંધ પરિણુત, રસ પરિણુત, સ્પર્શ પરિણુત, અને સંસ્થાન પરિણુત*.

**ગૌતમ** : હે ભગવન્ ! પ્રયોગ પરિણુત મિશ્ર પરિણુત અને વિસ્રસા પરિણુત એ પુદ્દગલોમાં કયા પુદ્દગલો કોનાથી વિશેષાધિક છે ?

**મહાવીર** : હે ગૌતમ ! સૌથી થોડા પ્રયોગ પરિણુત[ છે. તેથી મિશ્ર અનંતગણા છે. અને તેથી વિસ્રસા પરિણુત અનંત ગણા છે.

**ગૌતમ** : હે ભગવન્ ! તે એમ જ છે. હે ભગવન્ ! તે એમ જ છે.

---

*તે વર્ણ વગેરેના પેટા વિભાગો પણ મૂળમાં ગણાવ્યા છે. મૂળમાં આની પછી પ્રયોગના મન–વાણી–કાયના પ્રયોગ એમ ત્રણ પેટા વિભાગ પાડયા છે, અને મન–વાણીના પાછા સત્ય, મિથ્યા, આદિ પેટા વિભાગ પાડયા છે. કાય પ્રયોગમાં ઔદારિકાદિ શરીરરૂપે પેટા વિભાગ પાડયા છે, અને તે દરેકના પાછા એકેન્દ્રિયાદિ રૂપે પેટા વિભાગ પાડયા છે, તે જ પ્રમાણે, મિશ્રના પણ મનોમિશ્ર, વચનમિશ્રાદિ પેટા વિભાગ પાડયા છે. અને વિસ્રસાના વર્ણાદિ પેટા વિભાગ પાડયા છે, તે વર્ણાદિના પણ કૃષ્ણાદિ પેટા વિભાગ પાડયા છે.

આમ, એક દ્રવ્યની અપેક્ષાએ આટલો વિસ્તાર કરી, પાછું બે દ્રવ્યોની અપેક્ષાએ તે બધુ ગણાવ્યુ છે. તેમાં એક અમુક રીતે અને બીજું બીજી રીતે એવા પણ વિભાગો સંભવતા હોવાથી વિસ્તારનો પાર નથી રહ્યો. એ પ્રમાણે પાછો ત્રણ દ્રવ્યોનો, અને અંતે ચાર દ્રવ્યોનો એમ અસંખ્યાત અને અનંત દ્રવ્યોનો ઉલ્લેખ કરી પ્રકરણ પૂરું કર્યું છે.

[કારણ કે પ્રયોગ પરિણુત એટલે શરીરાદિ રૂપે પરિણુત. પરંતુ જીવ પુદ્દગલનો સંબંધકાળ થોડો છે, તેથી તે થોડાં છે, વિસ્રસા તો અનંતા છે. કારણ કે જીવથી ગ્રહણ ન થાય તેવાં પણ અનંત પુદ્દગલો છે.

# (૬૦) આશીવિષનો વિચાર

## ભગવતી શ. ૮ ઉ. ૨ નો અધિકાર

આશીવિષના* બે પ્રકાર છે. (૧) જાતિ આશીવિષ અને, (૨) કર્મ આશીવિષ. તેમાં પ્રથમ જાતિ આશીવિષના ચાર પ્રકાર છે (૧) વૃશ્ચિક (વીંછી) જાતિ આશીવિષ. તેનો વિષય† અર્ધભરત પ્રમાણ છે. (૨) મંડુક (દેડકા) જાતિ આશીવિષ. તેનો વિષય ભરતક્ષેત્ર પ્રમાણ છે. (૩) સર્પ જાતિ આશીવિષ. તેનો વિષય જંબુદ્વીપ પ્રમાણ છે. (૪) મનુષ્ય જાતિ આશીવિષ તેનો વિષય અઢીદ્વીપ પ્રમાણ છે.

બીજા કર્મ આશીવિષના ત્રણ પ્રકાર છે. (૧) મનુષ્ય (કર્મભૂમિ પર્યાપ્ત) (૨) તિર્યંચ (કર્મભૂમિ પર્યાપ્ત) (૩) દેવતા (ભવનપતિથી આઠમા દેવલોક સુધીના અપર્યાપ્તા)માં કર્મ આશીવિષ હોય છે.

---

*આશીવિષ–આશીનો અર્થ છે દાઢ. જે જીવોની દાઢમાં વિષ હોય છે તેને આશીવિષ કહે છે. તેના બે ભેદ છે. જાતિ આશીવિષ અને કર્મ આશીવિષ.

સાપ, વીંછી આદિ પ્રાણી જાતિ (જન્મથી)જ વિષવાળાં હોય છે. માટે તેને જાતિ આશીવિષ કહે છે.

કર્મ આશીવિષ–જે કર્મથી (શ્રાપ આદિ) પ્રાણીઓનો નાશ કરે છે તેને કહે છે પર્યાપ્ત સંજ્ઞીતિર્યંચ પંચેન્દ્રિય અને મનુષ્યને તપાદિથી અથવા અન્ય કોઇ કારણથી આવી લબ્ધિ ઉત્પન્ન થાય છે, માટે તે અન્યને શ્રાપ આપીને બીજાનો નાશ કરવાની શકિતવાળા હોય છે. આવા પ્રકારનો આત્મા આવી આશીવિષ લબ્ધિને કારણે આઠમા દેવલોકથી આગળ જઇ શકતો નથી. તે દેવલોકમાં ઉત્પન્ન થયા પછી અપર્યાપ્ત અવસ્થા સુધી કર્મ આશીવિષવાળા હોય છે.

†અસત્ કલ્પનાથી જેમ કોઇ મનુષ્યે અર્ધ ભરત પ્રમાણ પોતાનું શરીર બનાવેલ હોય તેના પગમા વીંછી ડંખ મારે તો તેના માથા સુધી તેનું વિષ ચડી જાય છે. આ પ્રમાણે ચારેયના વિષય માટે સમજી લેવું.



## (૬૧) લબ્ધિ વિચાર

તેનાં ૨૧ દ્વાર કહે છે. (૧) જીવ, (૨) ગતિ, (૩) ઇન્દ્રિય, (૪) કાયા, (૫) સૂક્ષ્મબાદર, (૬) પર્યાપ્તિ, (૭) ભવસ્થ, (૮) ભવસિદ્ધિક, (૯) સંજ્ઞી, (૧૦) લબ્ધિ, (૧૧) ઉપયોગ, (૧૨) યોગ, (૧૩) લેશ્યા, (૧૪) કષાય, (૧૫) વેદ, (૧૬) આહાર, (૧૭) જ્ઞાનગોચર, (૧૮) કાલ, (૧૯) અંતર, (૨૦) જ્ઞાનનો અલ્પ બહુત્વ, અને (૨૧) પર્યાયનો અલ્પ બહુત્વ.

**(૧) જીવદ્વાર :** સમુચ્ચય જીવમાં પાંચ જ્ઞાન, અને ત્રણ અજ્ઞાનની ભજના (વિકલ્પે હોય) પહેલી નારકી, ભવનપતિ અને વાણવ્યંતર દેવોમાં ત્રણ જ્ઞાનની નિયમા, (જેઓને જ્ઞાન છે તેઓ અવશ્ય ત્રણ જ્ઞાન યુક્ત છે) અને બે અજ્ઞાન અથવા ત્રણ અજ્ઞાનની *ભજના. બીજી નરકથીસાતમી નરક સુધી, તથા જ્યોતિષીથી નવગ્રૈવેયક સુધી, ત્રણ જ્ઞાન, ત્રણ અજ્ઞાનની નિયમા. (જેને જ્ઞાન છે તેઓને અવશ્ય ત્રણ જ્ઞાન, અને અજ્ઞાન છે તેઓને અવશ્ય અજ્ઞાનની નિયમા). પાંચ અનુત્તર વિમાનમાં ત્રણ જ્ઞાનની નિયમા. પાંચ સ્થાવર તથા અસંજ્ઞી મનુષ્યમાં બે અજ્ઞાનની નિયમા, ત્રણ વિકલેન્દ્રિયમાં તથા અસંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિયમાં$ બે જ્ઞાન, બે અજ્ઞાનની નિયમા. સંજ્ઞી તિર્યંચમાં ત્રણ જ્ઞાન, ત્રણ અજ્ઞાનની ભજના, સંજ્ઞી મનુષ્યમાં, પાંચ જ્ઞાન, ત્રણ અજ્ઞાનની ભજના. સિદ્ધ ભગવાનમાં કેવળ જ્ઞાનની નિયમા.

---

*જે અજ્ઞાની છે તેમાં કેટલાક બે અજ્ઞાનવાળા છે. કેમકે કોઇ અસંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિય ઉપરોક્ત સ્થાનમા ઉત્પન્ન થાય ત્યારે તેઓને અપર્યાપ્ત અવસ્થામાં વિભંગજ્ઞાન ન હોવાથી ઉત્પત્તિના સમયે બે અજ્ઞાન હોય છે. અને જો મિથ્યાદૃષ્ટિ સંજ્ઞી તિર્યંચપંચેન્દ્રિય નરક તથા દેવગતિમાં ઉત્પન્ન થાય તો તેઓને પણ અપર્યાપ્ત વસ્થામા વિભંગજ્ઞાન હોય છે, માટે ત્રણ અજ્ઞાન કહ્યાં છે.

$ત્રણ વિકલેન્દ્રિય અને અસંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિયને અપર્યાપ્ત અવસ્થામાં વિકલ્પે સમકિત છે, તે અપેક્ષાથી જેને જ્ઞાન છે, તેને બે જ્ઞાનની નિયમા સમજવાની છે, અને પર્યાપ્ત અવસ્થામાં બે અજ્ઞાનની નિયમા.

**(૨) ગતિદ્વાર :** નરકગતિક[1] અને દેવગતિકમાં[2] ત્રણ જ્ઞાનની નિયમા, ત્રણ અજ્ઞાનની ભજના, તિર્યંચગતિકમાં બે જ્ઞાન બે અજ્ઞાનની નિયમા,[3] મનુષ્યગતિકમાં ત્રણ જ્ઞાનની ભજના, બે અજ્ઞાનની નિયમા.[4] સિદ્ધગતિકમાં કેવળજ્ઞાનની નિયમા.

---

૧. નિરય—નરક—ને વિષે ગતિ—ગમન જેઓનું છે તેઓ નિરયગતિક કહેવાય છે. એટલે સમ્યક્દષ્ટિ કે મિથ્યાદષ્ટિ, જ્ઞાની કે અજ્ઞાની પંચેન્દ્રિયતિર્યંચ અને મનુષ્ય નરકમાં ઉત્પન્ન થવાવાળા અન્તરગતિમાં વર્તતા હોય તે નિરયગતિક સમજવા. તે માટે અહીં નિરય શબ્દની સાથે ગતિ ગ્રહણ કરેલ છે. નિરયગતિકને જો તે જ્ઞાની હોય તો તેને ત્રણ જ્ઞાન અવશ્ય હોય છે. કેમકે તેને અવધિજ્ઞાન ભવપ્રત્યય હોવાથી તે અન્તરગતિમાં પણ હોય છે. અને તેઓને ત્રણ અજ્ઞાન ભજનાએ હોય છે. કેમકે અસંજ્ઞી પંચેન્દ્રિય તિર્યંચ નરકમાં જાય ત્યારે અપર્યાપ્તાવસ્થાએ વિભંગજ્ઞાન ન હોવાથી તેને બે અજ્ઞાન હોય છે, અને મિથ્યાદષ્ટિ સંજ્ઞીને ત્રણ અજ્ઞાન હોય છે. કારણ કે તેને ભવપ્રત્યય વિભંગજ્ઞાન હોય છે.

૨. દેવગતિમાં જતાં અન્તરાલગતિએ વર્તતા જીવો નરકગતિકની પેઠે જાણવા. કેમકે જે જ્ઞાની દેવગતિમાં જાય છે તેઓને ભવપ્રત્યય અવધિજ્ઞાન દેવાયુષને પ્રથમ સમયે જ ઉત્પન્ન થાય છે. તેથી નારકોની પેઠે તેઓને ત્રણ જ્ઞાન અવશ્ય હોય છે. જેઓ અજ્ઞાની છે અને અસંજ્ઞી થકી દેવગતિમાં ઉત્પન્ન થાય છે, તેઓને અપર્યાપ્તાવસ્થામા વિભંગજ્ઞાનનો અભાવ હોવાથી બે અજ્ઞાન હોય છે. જે અજ્ઞાની સંજ્ઞી થકી આવી દેવગતિમાં ઉત્પન્ન થાય છે તેને ભવપ્રત્યય વિભંગજ્ઞાન હોવાથી ત્રણ અજ્ઞાન હોય છે.

૩. તિર્યંચગતિમાં જતાં વચ્ચે અન્તરાલગતિમાં વર્તતા હોય તે તિર્યંચગતિક જીવો જાણવા તેને બે જ્ઞાન અને અજ્ઞાન હોય છે. કેમકે સમ્યક્દષ્ટિ જીવો અવધિજ્ઞાનથી પડયા પછી મતિશ્રુતજ્ઞાન સહિત તિર્યંચગતિમાં જાય છે. તેથી તેને બે જ્ઞાન હોય છે, અને મિથ્યાદષ્ટિ જીવો વિભંગજ્ઞાનથી પડયા પછી તિર્યંચગતિમાં જાય છે. માટે તેને બે અજ્ઞાન હોય છે.

૪. મનુષ્ય ગતિમાં જતાં અંતરાલગતિએ વર્તતા હોય તે અહીં મનુષ્ય ગતિક જાણવા, તેમાંના કેટલાક જીવો જે જ્ઞાની છે. તે તીર્થંકરની પેઠે અવધિજ્ઞાન સાથે જ મનુષ્ય ગતિમાં જાય છે, અને કેટલાક તેને છોડીને જાય છે, માટે તેઓને ત્રણ અથવા બે જ્ઞાન હોય છે જે અજ્ઞાની છે તેઓ વિભંગજ્ઞાનથી પડયા પછી મનુષ્યગતિમાં ઉત્પન્ન થાય છે, માટે અવશ્ય તેને બે અજ્ઞાન હોય છે.

**(૩) ઇંદ્રિયદ્વાર :** સઇન્દ્રિય અને પંચેન્દ્રિયમાં ૪ જ્ઞાન ૩ અજ્ઞાનની ભજના.[1] એકેન્દ્રિયમાં બે અજ્ઞાનની નિયમા,[2] ત્રણ વિકલેંદ્રિયમાં ૨ જ્ઞાન, ૨ અજ્ઞાનની નિયમા, અનિંદ્રિયમાં કેવળ જ્ઞાનની નિયમા.[3]

**(૪) કાયાદ્વાર :** સકાયિ અને ત્રસકાયકમાં પાંચ જ્ઞાન ૩ અજ્ઞાનની ભજના.[4] પાંચ સ્થાવરમાં ૨ અજ્ઞાનની નિયમા. અકાયિકમાં કેવળજ્ઞાનની નિયમા.[5]

**(૫) સૂક્ષ્મ બાદરદ્વાર :** સૂક્ષ્મમાં બે અજ્ઞાનની નિયમા.[6] બાદરમાં પાંચ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના,[7] નોસૂક્ષ્મ નોબાદરમાં કેવળ-જ્ઞાનની નિયમા.

---

૧. ઇન્દ્રિયદ્વારને વિષે સેન્દ્રિય એટલે ઇન્દ્રિયના ઉપયોગવાળા. તે જ્ઞાની અને અજ્ઞાની બન્ને પ્રકારના છે. તેમાં જ્ઞાનીને ચાર જ્ઞાન ભજનાએ હોય છે. એટલે બે, ત્રણ કે ચાર જ્ઞાન હોય છે; પણ તેઓને કેવલજ્ઞાન હોતું નથી કેમકે તે અતીન્દ્રિયજ્ઞાન છે. અહીં બે, ત્રણ કે ચાર જ્ઞાનો કહેલાં છે તે લબ્ધિની અપેક્ષાએ જાણવાં. ઉપયોગની અપેક્ષાએ સર્વને એક જ જ્ઞાન હોય છે. અજ્ઞાનીને ત્રણ અજ્ઞાન ભજનાએ હોય છે—એટલે કવચિત્ બે કે ત્રણ અજ્ઞાન હોય છે.

૨. એકેન્દ્રિય જીવો મિથ્યાદષ્ટિ હોવાથી અજ્ઞાની છે અને તે બે અજ્ઞાન-વાળા છે. બેઇન્દ્રિયાદિક જીવોને બે જ્ઞાન હોય છે. કેમકે તેને અપર્યાપ્ત અવ-સ્થામાં સાસ્વાદન ગુણસ્થાનકનો સંભવ છે. તે સિવાય બીજાને બે અજ્ઞાન હોય છે.

૩. અનિન્દ્રિય એટલે ઇન્દ્રિયના ઉપયોગ રહિત કેવલજ્ઞાની. તેઓને સિદ્ધની પેઠે એક કેવલજ્ઞાન હોય છે.

૪. કાય એટલે ઔદારિકાદિ શરીર અથવા પૃથ્વી આદિ છ કાય. તે વડે સહિત તે સકાયિક. તેઓ કેવલી પણ હોય, તેથી સકાયિક સમ્યક્દષ્ટિઓને પાંચ જ્ઞાન અને મિથ્યાદષ્ટિઓને ત્રણ અજ્ઞાન ભજનાએ હોય છે.

૫. જેઓને પૂર્વે કહેલ કાય એટલે ઔદારિકાદિ શરીર નથી તે અકાયિક એટલે સિદ્ધ કહેવાય છે. માટે તેમાં કેવળજ્ઞાનની જ નિયમા હોય છે.

૬. સૂક્ષ્મદ્વારને વિષે સૂક્ષ્મ જીવો પૃથ્વીકાયિકની પેઠે મિથ્યાદષ્ટિ હોવાથી તેઓને બે અજ્ઞાન હોય છે.

૭. સકાયિક જીવોની પેઠે બાદર જીવો કેવલજ્ઞાની પણ હોય છે. માટે તેઓને ભજનાએ પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન હોય છે.

(૬) **પર્યાપ્તિદ્વાર :** સમુચ્ચય પર્યાપ્તામાં પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાનની ભજના. પ્રથમ નરકથી નવગ્રૈવેયક સુધીના પર્યાપ્તામાં ત્રણ જ્ઞાન, ત્રણ અજ્ઞાનની નિયમા. પાંચઅનુત્તર વિમાનના પર્યાપ્તા અને અપર્યાપ્તામાં ત્રણ જ્ઞાનની નિયમા. પાંચ સ્થાવર, ત્રણ વિકલેન્દ્રિય અને અસંજ્ઞી તિર્યંચના પર્યાપ્તામાં બે અજ્ઞાનની નિયમા. સંજ્ઞી તિર્યંચના પર્યાપ્તામાં ત્રણ જ્ઞાન અને ત્રણ અજ્ઞાનની ભજના.[1] સમુચ્ચય અપર્યાપ્તામાં ત્રણ જ્ઞાન અને ત્રણ અજ્ઞાનની ભજના. પહેલી નારકી, ભવનપતિ અને વાણવ્યંતરદેવના અપર્યાપ્તામાં ત્રણ જ્ઞાનની નિયમા. ત્રણ અજ્ઞાનની ભજના.[2] બીજી નારકીથી છ નરક સુધી અને જ્યોતિષીથી નવગ્રૈવેયક સુધીના અપર્યાપ્તામાં ત્રણ જ્ઞાન, ત્રણ અજ્ઞાનની નિયમા.[3] સાતમી નરકના અપર્યાપ્તામાં ત્રણ અજ્ઞાનની નિયમા. પાંચ અનુત્તર વિમાનના અપર્યાપ્તામાં ત્રણ જ્ઞાનની નિયમા. પાંચ સ્થાવર અને અસંજ્ઞી મનુષ્યના અપર્યાપ્તામાં બે અજ્ઞાનની નિયમા. ત્રણ વિકલેન્દ્રિય, અસંજ્ઞી તિર્યંચ અને સંજ્ઞી તિર્યંચના અપર્યાપ્તામાં બે જ્ઞાન, બે અજ્ઞાનની નિયમા.[4] સંજ્ઞી

---

૧. પર્યાપ્ત સંજ્ઞી પંચેન્દ્રિયતિર્યંચમા અવધિજ્ઞાન કે વિભંગજ્ઞાન કેટલાકને હોય અને કેટલાકને ન હોય. માટે ત્રણ જ્ઞાન કે ત્રણ અજ્ઞાન અથવા બે જ્ઞાન કે બે અજ્ઞાન તેઓને હોય છે. તેથી ત્રણ જ્ઞાન ત્રણ અજ્ઞાન ભજનાથી (વિકલ્પથી) કહેલ છે.

૨. અસંજ્ઞી તિર્યંચપંચેન્દ્રિયથી નીકળીને જે જીવો પ્રથમ નરક અને ભવનપતિ તથા વાણવ્યંતરમા આવેલ હોય તેને અપર્યાપ્ત અવસ્થામા વિભંગ જ્ઞાનનો અભાવ હોય છે. એટલે બે અજ્ઞાન હોય છે અને પર્યાપ્તાવસ્થામાં તેઓને ત્રણ અજ્ઞાન નિયમા (અવશ્ય) હોય છે. તેથી ત્રણ જ્ઞાન નિયમા અને ત્રણ અજ્ઞાન ભજના (વિકલ્પ)થી કહેલ છે.

૩. બીજી નરકથી ૭ નરક સુધી અને જ્યોતિષી તથા વૈમાનિકને વિષે સંજ્ઞીથી જ આવીને ઉત્પન્ન થાય છે. માટે તેઓને અપર્યાપ્તાવસ્થામા પણ ભવપ્રત્યય અવધિ કે વિભંગનો અવશ્ય સદ્‌ભાવ હોવાથી ત્રણ જ્ઞાન અથવા ત્રણ અજ્ઞાન નિયમા (અવશ્ય) હોય છે.

૪. ત્રણ વિકલેન્દ્રિય અને અસંજ્ઞી તિર્યંચપંચેન્દ્રિયમાના કોઇક જીવને અપર્યાપ્તાવસ્થામાં સાસ્વાદન સમકિતનો સંભવ છે. તેથી જેને સાસ્વાદન સમકિત છે તેને બે જ્ઞાન અને સમકિત નથી તેને બે અજ્ઞાન નિયમા (અવશ્ય) હોય છે. અને સંજ્ઞી તિર્યંચપંચેન્દ્રિયને અપર્યાપ્તાવસ્થામાં બે જ્ઞાન અથવા બે અજ્ઞાન નિયમા (અવશ્ય) હોય છે.

મનુષ્યના અપર્યાપ્તામાં ત્રણ જ્ઞાનની ભજના. બે અજ્ઞાનની નિયમા. નોપર્યાપ્તા નોઅપર્યાપ્તામાં કેવળજ્ઞાનની નિયમા.

(૭) **ભવસ્થદ્વાર**[3] : નારકભવસ્થ અને દેવભવસ્થમાં ૩ જ્ઞાનની નિયમા ૩ અજ્ઞાનની ભજના.[4] તિર્યંચભવસ્થમાં ૩ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના. મનુષ્યભવસ્થમાં પાંચ જ્ઞાન ત્રણ અજ્ઞાનની ભજના. અભવસ્થ (સિદ્ધ ભગવાન)માં કેવળજ્ઞાનની નિયમા.

(૮) **ભવસિદ્ધિકદ્વાર** : ભવસિદ્ધિક (ભવ્ય)માં પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાનની ભજના. અભવસિદ્ધિક (અભવ્ય)માં ત્રણ અજ્ઞાનની ભજના. નોભવસિદ્ધિક અને નોઅભવસિદ્ધિકમાં (સિદ્ધ ભગવાનમાં) કેવળ-જ્ઞાનની નિયમા. (ખુલાસા માટે કાયાદ્વારની ફૂટનોટ પ્રમાણે જાણવું.)

(૯) **સંજ્ઞીદ્વાર** : સંજ્ઞીમાં ૪ જ્ઞાન અને ૩ અજ્ઞાનની ભજના. અસંજ્ઞીમાં ૨ જ્ઞાન અને ૨ અજ્ઞાનની નિયમા. નોસંજ્ઞી અને નોઅસંજ્ઞીમાં (સિદ્ધ ભગવાન અને તેરમા તથા ચૌદમા ગુણસ્થાનવર્તી જીવોમાં) કેવળજ્ઞાનની નિયમા. (ખુલાસા માટે સેઇંદ્રિયની ફૂટનોટની (નોંધ) પ્રમાણે જાણવું.)

---

૧. સમ્યગદૃષ્ટિ મનુષ્યને અપર્યાપ્તાવસ્થામા તીર્થંકરાદિકની પેઠે અવધિ જ્ઞાનનો સંભવ છે. તેથી ત્રણ જ્ઞાન ભજનાએ (વિકલ્પથી) હોય છે પણ મિથ્યાદૃષ્ટિને વિભંગ હોતું નથી. માટે બે અજ્ઞાન તેઓને નિયમા (અવશ્ય) હોય છે.

૨. નોપર્યાપ્ત અને નોઅપર્યાપ્ત એટલે પર્યાપ્તભાવ અને અપર્યાપ્તભાવના અભાવથી સિદ્ધ જીવો જાણવા કારણ કે તેઓ પર્યાપ્ત અને અપર્યાપ્ત નામ-કર્મથી રહિત છે. સિદ્ધોને કેવળજ્ઞાન નિયમા (અવશ્ય) હોય છે.

૩. જે જીવ મરીને પોતાના ઉત્પત્તિ સ્થાનમા જઈને ઉત્પત્તિ સ્થાનને પ્રાપ્ત થયેલ છે તેને ભવસ્થ કહે છે. જેમ મનુષ્યમા રહેલ જીવ મનુષ્યભવસ્થ કહેવાય છે તેમ ચારે ગતિ માટે સમજવું.

૪. નિરયગતિક એટલે નરક ગતિમાં જતાં અંતરાલગતિમા વર્તતા પણ ઉત્પત્તિ સ્થાનને પ્રાપ્ત નહિ થયેલ જીવને નિરયગતિક જીવ કહે છે. એટલે કે ઉત્પત્તિ સ્થાનને નહિ પ્રાપ્ત થયેલ અને અંતરાલ ગતિમા વર્તતા વાટેવહેતા જીવને ગતિક જીવ કહે છે. નારક ભવસ્થ અને દેવભવસ્થને નિરયગતિકની પેઠે ત્રણ જ્ઞાનવાળા અને બે કે ત્રણ અજ્ઞાનવાળા જાણવા.

(૧૦) **લબ્ધિદ્વાર :** લબ્ધિ એટલે તે તે પ્રતિબંધક કર્મના ક્ષયાદિકથી આત્માને જ્ઞાનાદિક ગુણનો લાભ થવો તેને લબ્ધિ કહે છે. લબ્ધિના દશ પ્રકાર છે:

(૧) જ્ઞાન લબ્ધિ (૨) દર્શન લબ્ધિ (૩) ચારિત્ર લબ્ધિ (૪) ચારિત્રચારિત્ર લબ્ધિ (૫) દાન લબ્ધિ (૬) લાભ લબ્ધિ (૭) ભોગ લબ્ધિ (૮) ઉપભોગ લબ્ધિ (૯) વીર્ય લબ્ધિ (૧૦) ઇન્દ્રિય લબ્ધિ.

**૧. જ્ઞાનલબ્ધિ :** તથાવિધ જ્ઞાનાવરણીય કર્મના ક્ષય કે ક્ષયોપશમથી યથાસંભવ પાંચ પ્રકારના જ્ઞાનનો લાભ થવો તે જ્ઞાન લબ્ધિ. જ્ઞાનલબ્ધિના પાંચ પ્રકાર છે. મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન. અને કેવળજ્ઞાન. અજ્ઞાનના ત્રણ ભેદ છે તે મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન અને વિભંગજ્ઞાન. સમુચ્ચય જ્ઞાન લબ્ધિયામાં પાંચ જ્ઞાનની ભજના અને જ્ઞાનના અલબ્ધિયામાં ત્રણ અજ્ઞાનની ભજના. મતિ-શ્રુતજ્ઞાનના લબ્ધિયામાં ચાર જ્ઞાનની ભજના અને મતિ-શ્રુતજ્ઞાનના અલબ્ધિયામાં ત્રણ અજ્ઞાનની ભજના, કેવળ જ્ઞાનની નિયમા. અવધિજ્ઞાન લબ્ધિયમાં અને મનઃપર્યવજ્ઞાન લબ્ધિયામાં ચાર જ્ઞાનની ભજના અને તેના અલબ્ધિયામાં ચાર જ્ઞાન, ત્રણ અજ્ઞાનની ભજના. કેવળજ્ઞાન લબ્ધિયામાં કેવળજ્ઞાનની નિયમા, તેના અલબ્ધિયામાં ચાર જ્ઞાન ત્રણ અજ્ઞાનની ભજના. સમુચ્ચય અજ્ઞાન અને મતિઅજ્ઞાન-શ્રુતઅજ્ઞાનના લબ્ધિયામાં ત્રણ અજ્ઞાનની ભજના અને તેના અલબ્ધિયામાં પાંચ જ્ઞાનની ભજના. વિભંગજ્ઞાનના લબ્ધિયામાં ત્રણ અજ્ઞાનની નિયમા અને તેના અલબ્ધિયામાં પાંચ જ્ઞાનની ભજના. બે અજ્ઞાનની નિયમા.

**૨. દર્શનલબ્ધિ :** દર્શનમોહનીય કર્મના ક્ષય કે ક્ષયોપશમથી થતા સમ્યક, મિશ્ર કે મિથ્યાશ્રદ્ધાનરૂપ આત્માના પરિણામને દર્શનલબ્ધિ કહે છે. તેના ત્રણ ભેદ છે. (૧) સમ્યક્દર્શન લબ્ધિ[1] (૨) મિથ્યાદર્શન લબ્ધિ (૩) મિશ્રદર્શન લબ્ધિ.[3] સમુચ્ચય દર્શનમાં

---

૧. મિથ્યાત્વ મોહનીય કર્મના ઉપશમ, ક્ષય કે ક્ષયોપશમથી થયેલ શ્રદ્ધાનરૂપ આત્મ પરિણામ તે સમ્યક્દર્શન લબ્ધિ.

૨. અશુદ્ધ મિથ્યાત્વના પુદ્ગલના વેદનથી થયેલ વિપર્યાસરૂપ જીવ પરિણામ તે મિથ્યાદર્શન લબ્ધિ.

૩. અર્ધવિશુદ્ધ મિથ્યાત્વ પુદ્ગલના વેદનથી ઉત્પન્ન થયેલ મિશ્ર રુચિરૂપ આત્મ પરિણામ તે સમ્યક્ મિથ્યા દર્શન લબ્ધિ અથવા મિશ્રદર્શન લબ્ધિ.

પાંચ જ્ઞાન અને ત્રણુ અજ્ઞાનની ભજના. દર્શનના અલબ્ધિયામાં કોઇ જીવ નથી. સમ્યક્દર્શનના લબ્ધિયામાં પાંચ જ્ઞાનની ભજના. તેના અલબ્ધિયામાં ત્રણુ અજ્ઞાનની ભજના. મિથ્યા દર્શનલબ્ધિયા અને મિશ્રદર્શન લબ્ધિયામાં ત્રણુ અજ્ઞાનની ભજના અને તેના અલબ્ધિયામાં પાંચ જ્ઞાન અને ત્રણુ અજ્ઞાનની ભજના.

**૩. ચારિત્રલબ્ધિ :** ચારિત્રમોહનીય કર્મના ક્ષય કે ક્ષયોપશમથી થયેલ આત્મપરિણામને ચારિત્ર લબ્ધિ કહે છે. તેના પાંચ ભેદ છે.[૧] (૧) સામાયિક ચારિત્રલબ્ધિ (૨) છેદોપસ્થાપનિય ચારિત્રલબ્ધિ (૩) પરિહાર વિશુદ્ધ ચારિત્રલબ્ધિ (૪) સૂક્ષ્મ સંપરાય ચારિત્રલબ્ધિ (૫) યથાખ્યાત ચારિત્રલબ્ધિ. સમુચ્ચય ચારિત્ર લબ્ધિયામાં પાંચ જ્ઞાનની ભજના અને તેના અલબ્ધિયામાં ચાર જ્ઞાન, ત્રણુ અજ્ઞાનની ભજના. સામાયિક ચારિત્રલબ્ધિ, છેદોપસ્થાપનીય ચારિત્રલબ્ધિ, પરિહાર વિશુદ્ધ ચારિત્રલબ્ધિ અને સૂક્ષ્મસંપરાય ચારિત્ર લબ્ધિયામાં ચાર જ્ઞાનની ભજના અને તેના અલબ્ધિય.માં પાંચ જ્ઞાન અને ત્રણુ અજ્ઞાનની ભજના. યથાખ્યાત ચારિત્ર લબ્ધિયામાં પાંચ જ્ઞાનની ભજના. અને તેના અલબ્ધિયામાં પાંચ જ્ઞાન અને ત્રણુ અજ્ઞાનની ભજના.

**(૪) ચારિત્રા ચારિત્રલબ્ધિ :** અપ્રત્યાખ્યાનાવરણુ કષાયના ક્ષયોપશમથી થયેલ દેશવિરતિ રૂપ આત્મપરિણામને ચારિત્રાચારિત્ર લબ્ધિ કહે છે. ચારિત્રાચારિત્ર લબ્ધિમાં ત્રણુ જ્ઞાનની ભજના અને તેના અલબ્ધિયામાં પાંચ જ્ઞાન અને ત્રણુ અજ્ઞાનની ભજના.[૨]

---

૧. પાંચ ભેદની વિશેષ સમજણુ માટે, જુઓ (ભગવતી શતક ૨૬મું ઉદ્દેશો ૭)

૨. ચારિત્રા ચારિત્રલબ્ધિ રહિત જીવો તે દેશવિરતિ શ્રાવકથી બીજા જાણુવા. તેમાં જે જ્ઞાની છે તેને પાંચ જ્ઞાન ભજનાએ છે અને જે અજ્ઞાની છે તેઓને ત્રણુ અજ્ઞાન ભજનાએ છે.

(૫ થી ૯) : અંતરાય કર્મના ક્ષય કે ક્ષયોપશમથી નીચેની પાંચ લબ્ધિ ઉત્પન્ન થાય છે. (૧) દાન લબ્ધિ (૨) લાભ લબ્ધિ (૩) ભોગ લબ્ધિ (૪) ઉપભોગ લબ્ધિ (૫) વીર્ય લબ્ધિ.-તેના લબ્ધિયામાં પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાનની ભજના. અને તેના અલબ્ધિયામાં કેવળજ્ઞાનની નિયમા.[1] બાલવીર્ય[2] લબ્ધિમાં ત્રણ જ્ઞાન અને ત્રણ અજ્ઞાનની ભજના અને તેના અલબ્ધિયામાં[3] પાંચ જ્ઞાનની ભજના. બાલપંડિત વીર્ય લબ્ધિમાં ત્રણ જ્ઞાનની ભજના અને તેના અલબ્ધિયામાં પાંચ જ્ઞાન, ત્રણ અજ્ઞાનની ભજના. પંડિતવીર્ય લબ્ધિમાં પાંચ જ્ઞાનની ભજના અને તેના અલબ્ધિયામાં[4] ચાર જ્ઞાન અને ત્રણ અજ્ઞાનની ભજના.

૧૦. **ઇન્દ્રિયલબ્ધિ** : મતિજ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમથી પ્રાપ્ત થયેલ ભાવેન્દ્રિયોનો તથા એકેન્દ્રિયાદિ જાતિ નામકર્મ અને પર્યાપ્ત નામકર્મના ઉદયથી દ્રવ્યેન્દ્રિયોનો લાભ થવો તેને ઇન્દ્રિય લબ્ધિ કહે છે. તેના પાંચ પ્રકાર છે. (૧) શ્રોત્રેન્દ્રિય લબ્ધિ (૨) ચક્ષુઇન્દ્રિય લબ્ધિ

---

૧. અંતરાય કર્મનો ક્ષય થવાથી કેવળજ્ઞાનીને દાનાદિક પાચ લબ્ધિઓ પ્રગટ થાય છે. તેથી સિદ્ધોની પણ દાનાદિકમાં પ્રવૃત્તિ થવી જોઇએ. પરંતુ તેઓ કૃતકૃત્ય થયેલા હોવાથી અને પ્રયોજનના અભાવથી તેઓની દાનાદિકમા પ્રવૃત્તિ થતી નથી. સિદ્ધોને દાનાદિક પ્રયોજનના અભાવથી દાનાદિલબ્ધિ રહિત કહ્યા છે તેથી પાંચેયલબ્ધિના અલબ્ધિયામા કેવળજ્ઞાનની નિયમા કહી છે.

૨ બાલવીર્ય લબ્ધિવાળા અસંયત (અવિરતિ) કહેવાય છે. તેમાં જ્ઞાનીને ત્રણ જ્ઞાન અને અજ્ઞાનીને ત્રણ અજ્ઞાન ભજનાએ છે

૩. બાલવીર્ય લબ્ધિ રહિત જીવો તે સર્વવિરતિ, દેશવિરતિ અને સિદ્ધો જાણવા. તેઓને પાચ જ્ઞાન ભજનાએ હોય છે.

૪. પંડિતવીર્યના અલબ્ધિયામાં અસંયત, દેશસંયત અને સિદ્ધો છે. તેમાં અસંયત જીવોમા અવિ-તિસમ્યદૃષ્ટિ આદિને ત્રણ જ્ઞાન ભજનાએ છે. અને મિથ્યાદૃષ્ટિ તથા મિશ્રદૃષ્ટિ જીવોને ત્રણ અજ્ઞાન ભજનાએ હોય છે. દેશસંયતને ત્રણ જ્ઞાન ભજનાએ હોય છે અને સિદ્ધ ભગવાનને એક કેવળજ્ઞાન હોય છે. તેથી પંડિતવીર્યના અલબ્ધિયામાં મનઃપર્યવજ્ઞાન સિવાયના ચાર જ્ઞાન અને ત્રણ અજ્ઞાન ભજનાએ જાણવા. અહિંસાદિ ધર્મવ્યાપારમા પ્રવૃત્તિના અભાવની અપેક્ષાએ સિદ્ધો પંડિતવીર્ય લબ્ધિ રહિત છે અને તેઓને એક કેવળજ્ઞાન હોય છે.

(૩) ઘ્રાણેન્દ્રિય લબ્ધિ (૪) રસેન્દ્રિય લબ્ધિ (૫) સ્પર્શેન્દ્રિય લબ્ધિ.

સેઇન્દ્રિય લબ્ધિમાં અને સ્પર્શેન્દ્રિય લબ્ધિમાં ચાર જ્ઞાન અને ત્રણ અજ્ઞાનની[1] ભજના અને તેના- અલબ્ધિયામાં કેવળજ્ઞાનની નિયમા. શ્રોત્રેન્દ્રિય, ચક્ષુઇન્દ્રિય અને ઘ્રાણેન્દ્રિય લબ્ધિમાં ચાર જ્ઞાન અને ત્રણ અજ્ઞાનની ભજના, તેના અલબ્ધિયામાં બે જ્ઞાન, બે અજ્ઞાન અને કેવળ-જ્ઞાનની નિયમા. રસેન્દ્રિય લબ્ધિયામાં ચાર જ્ઞાન અને ત્રણ અજ્ઞાનની ભજના અને તેના અલબ્ધિયામાં કેવળ જ્ઞાનની નિયમા અને બે અજ્ઞાનની નિયમા.

**(૧૧) ઉપયોગદ્વાર :** સાકારઉપયોગ[2] (જ્ઞાનઉપયોગ) અને અનાકારઉપયોગ[3] (દર્શન ઉપયોગ)માં પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાનની ભજના. મતિ, શ્રુત, અવધિ અને મનઃપર્યવજ્ઞાનમાં ચાર જ્ઞાનની ભજના, કેવળજ્ઞાનમાં એક કેવળજ્ઞાનની નિયમા. મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાનમાં ત્રણ અજ્ઞાનની ભજના. વિભંગજ્ઞાનમાં ત્રણ અજ્ઞાનની નિયમા. ચક્ષુદર્શન, અચક્ષુદર્શનમાં ચાર જ્ઞાન ત્રણ અજ્ઞાનની ભજના.

---

૧. ઇન્દ્રિય લબ્ધિવાળા જીવો જેઓ જ્ઞાની છે તેઓને ચાર જ્ઞાન હોય છે. પણ કેવળજ્ઞાન હોતુ નથી. કારણ કે કેવળજ્ઞાનીઓને ઇન્દ્રિયોનો ઉપયોગ નથી. જેઓ અજ્ઞાની છે તેઓને ત્રણ અજ્ઞાન ભજનાએ છે.

૨. આકાર–વિશેષ, તે સહિત જે બોધ તે સાકાર બોધ એટલે વિશેષ ગ્રાહક બોધ, તેના ઉપયોગ સહિત તે સાકારોપયુક્ત કહેવાય છે. તે જ્ઞાની અને અજ્ઞાની બંને હોય છે. તેમાં જ્ઞાનીને પાંચ જ્ઞાન ભજનાએ હોય છે, એટલે કદાચિત્ એક, બે, ત્રણ, ચાર અને એક પણ જ્ઞાન હોય છે. આ બધા જ્ઞાનલબ્ધિને આશ્રયી જાણવા. ઉપયોગની અપેક્ષાએ તો એક કાળે એક જ જ્ઞાન કે એક અજ્ઞાન હોય છે. અજ્ઞાનીને ત્રણ અજ્ઞાન ભજનાએ હોય છે.

૩. જે જ્ઞાનને વિષે આકાર–જાતિ, ગુણ, ક્રિયાદિ સ્વરૂપ વિશેષ. પ્રતિભાસિત ન થાય તે અનાકાર ઉપયોગ એટલે દર્શન. અનાકારઉપયોગવાળા જ્ઞાની અને અજ્ઞાની બે પ્રકારના છે. જ્ઞાનીને લબ્ધિની અપેક્ષાએ પાંચ જ્ઞાન ભજનાએ હોય છે અને અજ્ઞાનીને ત્રણ અજ્ઞાન ભજનાએ હોય છે.

અવધિદર્શનમાં[1] ત્રણ અજ્ઞાનની નિયમા ચાર જ્ઞાનની ભજના. કેવળ-દર્શનમાં એક કેવળજ્ઞાનની નિયમા.

**(૧૨) યોગદ્વાર :** સયોગી, મનયોગી, વચનયોગી અને કાય-યોગીમાં પાંચ જ્ઞાન ત્રણ અજ્ઞાનની ભજના.[2] અયોગીમાં કેવળજ્ઞાનની નિયમા.

**(૧૩) લેશ્યાદ્વાર :** સલેશી અને શુકલલેશીમાં પાંચ જ્ઞાન ત્રણ અજ્ઞાનની ભજના.[3] કૃષ્ણલેશી, નીલલેષી, કાપોતલેશી, તેજોલેશી, પદ્મલેશીમાં ચાર જ્ઞાન, ત્રણ અજ્ઞાનની ભજના. અલેશીમાં કેવળજ્ઞાનની નિયમા.

**(૧૪) કષાયદ્વાર :** સકષાયી, ક્રોધકષાયી, માનકષાયી, માયા-કષાયી અને લોભકષાયીમાં ચાર જ્ઞાન ત્રણ અજ્ઞાનની ભજના અકષાયીમાં પાચ જ્ઞાનની ભજના.

**(૧૫) વેદદ્વાર[4] :** સવેદી, સ્ત્રીવેદી, પુરુષવેદી, નપુંસકવેદીમાં

---

૧. અવધિદર્શન અનાકાર ઉપયોગવાળા જ્ઞાની અને અજ્ઞાની એમ બે પ્રકારના છે. કારણ કે દર્શનનો વિષય સામાન્ય હોવાથી અને સામાન્ય અભિન્નરૂપ હોવાથી જ્ઞાની અને અજ્ઞાનીના દર્શનમાં ભેદ હોતો નથી. તેથી અજ્ઞાનીને ત્રણ અજ્ઞાન નિયમા અને જ્ઞાનીને ચાર જ્ઞાનની ભજના.

૨. યોગદ્વારમાં સયોગીને સકાયિકની પેઠે ભજનાએ પાચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન જાણવા. એ પ્રમાણે મનયોગ સહિત, વચનયોગ સહિત અને કાયયોગ સહિત જીવો પણ જાણવા. કારણ કે કેવલીને પણ મનોયોગાદિ હોય છે. સયોગી મિથ્યા દૃષ્ટિને ત્રણ અજ્ઞાન ભજનાએ હોય છે અને અયોગીને એક કેવળજ્ઞાન હોય છે

૩. લેશ્યાદ્વારમાં જેમ સકાયિકને ભજનાએ પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન કહ્યા તેમ લેશ્યાવાળાને પણ જાણવા. કેમકે કેવલીને પણ શુકલલેશ્યા હોવાથી તે લેશ્યા સહિત છે. યોગાન્તર્ગત કૃષ્ણાદિ દ્રવ્યના સંબંધથી આત્માના પરિણામ તે લેશ્યા.

૪. વેદ દ્વારમાં સવેદકને સેન્દ્રિયની પેઠે ભજનાએ કેવળજ્ઞાન સિવાય ચાર જ્ઞાન અને ત્રણ અજ્ઞાન હોય છે, અવેદક–વેદરહિત જીવોને અકષાયીની પેઠે ભજનાએ પાચ જ્ઞાન હોય છે. કેમ કે અનિવૃત્તિબાદર ગુણસ્થાનકે અવેદક હોય છે. ત્યા છદ્મસ્થને ચાર જ્ઞાન ભજનાએ હોય છે અને કેવળ જ્ઞાનીને પાચમું કેવળજ્ઞાન હોય છે.

ચાર જ્ઞાન ત્રણ અજ્ઞાનની ભજના. અવેદીમાં પાંચ જ્ઞાનની ભજના.

**(૧૬) આહારદ્વાર :** આહારકમાં પાંચ જ્ઞાન ત્રણ અજ્ઞાનની ભજના.[1] અનાહારકમાં ચાર જ્ઞાન (મનઃપર્યવજ્ઞાન સિવાય) ત્રણ અજ્ઞાનની ભજના.[2]

**(૧૭) જ્ઞાનગોચરદ્વાર[3] :** પાંચે જ્ઞાનનો વિષય સંક્ષેપથી ચાર પ્રકારનો કહ્યો છે તે આ પ્રમાણે છે. દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી. આભિનિબોધિક જ્ઞાની (મતિજ્ઞાની) દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી આદેશ વડે (સામાન્ય રૂપે) સર્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને જાણે છે અને દેખે છે.[4]

શ્રુતજ્ઞાની ઉપયોગ સહિત સર્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને જાણે છે અને દેખે છે.

---

૧. આહારકદ્વારમાં જેમ સકષાયી ચાર જ્ઞાનવાળા અને ત્રણ અજ્ઞાનવાળા કહ્યા તેમ આહારકો પણ એ પ્રમાણે જાણવા. પરંતુ આહારકોને કેવળજ્ઞાન પણ હોય છે. કેમકે કેવળજ્ઞાની આહારક છે.

૨. વિગ્રહગતિ, કેવળી સમુદ્‌ઘાત અને અયોગીપણામાં જીવો અનાહારક હોય છે અને બાકીની અવસ્થામા આહારક હોય છે. મન.પર્યવજ્ઞાન આહારકને જ હોય છે અને અનાહારકને આદિના ત્રણ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન વિગ્રહગતિમા અને કેવળજ્ઞાનીને એક કેવળજ્ઞાન કેવળિ સમુદ્‌ઘાત અને અયોગી અવસ્થામાં હોય છે, એ માટે અનાહારક જીવોને મન.પર્યવજ્ઞાન સિવાય ચાર જ્ઞાન અને ત્રણ અજ્ઞાન કહ્યા છે.

૩. પાંચેય જ્ઞાનના વિષયની વિશેષ સમજણ માટે જુઓ પરિશિષ્ઠ.

૪. ભગવતી સૂત્રના ૮ મા શતકના બીજા ઉદ્દેશાની ટીકામા કહેલ છે. "અવાય ધારણે જ્ઞાનમ્ અવગ્રહે‌હે દર્શનમ્" એટલે કે અવાય અને ધારણા જ્ઞાનરૂપ છે તથા અવગ્રહ અને ઈહા દર્શનરૂપ છે. આ માટે અવાય અને ધારણાની અપેક્ષાએ જાણવાનું કહેલ છે તથા અવગ્રહ અને ઈહાની અપેક્ષાથી જોવાનું કહેલ છે.

જાતિસ્મરણ મતિજ્ઞાનના પેટામાં (અંતર્ગત) છે. એ કારણથી ભગવતી સૂત્રમાં "જાણેઇ પાસેઇ" કહેલ છે. નદી સૂત્રમાં "જાણેઇ નપાસઇ" કહેલ છે. કારણ કે મતિજ્ઞાન પરોક્ષ જ્ઞાન છે.

અવધિજ્ઞાની દ્રવ્યથી જઘન્ય અનંતાનંત રૂપી દ્રવ્ય જાણે દેખે છે અને ઉત્કૃષ્ટથી સર્વરૂપી દ્રવ્ય જાણે દેખે છે, ક્ષેત્રથી જઘન્ય અંગુલનો અસંખ્યાતમો ભાગ જાણે દેખે છે, ઉત્કૃષ્ટથી સર્વલોક અને લોક જેવડા અસંખ્યાતા ભાગ અલોકમાં જાણે દેખે છે. કાળથી જઘન્ય આવલિકાનો અસંખ્યાતમો ભાગ ભૂતકાળ અને ભવિષ્યકાળ જાણે દેખે છે, ઉત્કૃષ્ટથી અસંખ્યાતી ઉત્સર્પિણી–અવસર્પિણી જેટલો ભૂતકાળ અને ભવિષ્યકાળ જાણે દેખે છે. ભાવથી જઘન્ય અનંતા ભાવ જાણે દેખે છે. અને ઉત્કૃષ્ટથી સર્વભાવ જાણે દેખે છે.

મનઃપર્યવજ્ઞાનના બે ભેદ છે: ઋજુમતિ અને વિપુલમતિ. ઋજુમતિ–દ્રવ્યથી અનંતાઅનંત પ્રદેશી સ્કંધ જાણે દેખે છે. ક્ષેત્રથી જઘન્ય આંગુલનો અસંખ્યાતમો ભાગ, ઉત્કૃષ્ટ અધોલોકમાં રત્નપ્રભા પૃથ્વીમાં ઉપરના અને નીચેના નાના પ્રતરોને દેખે છે. ઉર્ધ્વદિશામાં જ્યોતિષીના ઉપરના તળાને જાણે દેખે છે. તિર્યક્‌દિશામાં અઢીદ્વીપમાં અઢીઆંગુલ કમ ક્ષેત્ર સુધીના સંજ્ઞીપંચેન્દ્રિય પર્યાપ્ત જીવોના મનના ભાવોને જાણે દેખે છે. કાળથી પલ્યના અસંખ્યાતમા ભાગ પ્રમાણ ભૂતકાળ તથા ભવિષ્યકાળ સંબંધી જાણે દેખે છે. ભાવથી અનંતા ભાવ જાણે દેખે છે. ઉત્કૃષ્ટથી સર્વભાવોના અનંતમા ભાગને જાણે દેખે છે.

વિપુલમતિનું કથન ઋજુમતિના સમાન જાણવું. પરંતુ વિશેષતા એ છે કે ક્ષેત્રની અપેક્ષા સંપૂર્ણ અઢીદ્વીપ જાણે દેખે છે અને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવમાં કંઇક વધુ વિસ્તાર સાથે નિર્મળ, અધિક સ્પષ્ટપણે જાણે છે.

કેવળજ્ઞાનના બે ભેદ છે–ભવસ્થ કેવળજ્ઞાન અને સિદ્ધ કેવળજ્ઞાન. કેવળજ્ઞાન સર્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને જાણે દેખે છે.

મતિઅજ્ઞાની દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવથી ગ્રહણ કરેલ પુદ્‌ગલોને જાણે દેખે છે. શ્રુતઅજ્ઞાની દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવથી ગ્રહણ કરેલ પુદ્‌ગલોને કહે છે, બતાવે છે અને પ્રરૂપે છે. વિભંગજ્ઞાની દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવથી ગ્રહણ કરેલ પુદ્‌ગલોને જાણે દેખે છે.

**(૧૮) કાળદ્વાર**[૧] : જ્ઞાનીના જ્ઞાનની સ્થિતિની મર્યાદાને કાળ કહે છે. સ્થિતિ બે પ્રકારની છે. ૧. સાઇયાસપજ્જવસિયા (આદિ અંત સહિત) ૨. સાઇયાઅપજ્જવસિયા (આદિ છે પણ અંત રહિત). સમુચ્ચય જ્ઞાનીમાં ભાંગા લાભે બે–સાઇયાઅપજ્જવસિયા અને સાઇયાસપજ્જવસિયા. સાઇયાઅપજ્જવસિયાની સ્થિતિ નથી. સાઇયાસપજ્જવસિયાની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ ૬૬ સાગરોપમ ઝાઝેરી. મતિજ્ઞાની અને શ્રુતજ્ઞાનીની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ ૬૬ સાગર ઝાઝેરી. અવધિજ્ઞાનની સ્થિતિ જઘન્ય એક સમયની ઉત્કૃષ્ટ ૬૬ સાગર ઝાઝેરી. મનઃપર્યવજ્ઞાનની સ્થિતિ જઘન્ય એક સમયની ઉત્કૃષ્ટ દેશોન (કંઇક ઓછી) ક્રોડપૂર્વની. કેવળજ્ઞાનમાં ભાંગો લાભે એક સાઈયા–અપજ્જવસિયા. કેવળજ્ઞાન ઉત્પન્ન થઇને ફરી કોઇ વખત નાશ પામતું નથી.

સમુચ્ચય અજ્ઞાન અને મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાનમાં ભાંગા લાભે ત્રણ (૧) આદિ અંત રહિત (૨) આદિ નહીં પણ અંત છે. (૩) આદિ અંત સહિત. પહેલો ભાંગો અભવીજીવોમાં આવે છે. બીજો ભાંગો ભવીજીવોમાં આવે છે. ત્રીજો ભાંગો પ્રતિપાતી ભવ્ય જીવોમાં આવે છે. સમુચ્ચય અજ્ઞાન, મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાનમાં ત્રીજા ભાંગાની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્તની, ઉત્કૃષ્ટ દેશે ઊણી અર્ધ પુદ્ગલ પરાવર્તનની. વિભંગજ્ઞાનની સ્થિતિ જઘન્ય એક સમયની ઉત્કૃષ્ટ ૩૩ સાગર અને દેશે ઊણી ક્રોડ પૂર્વ અધિક.

**(૧૯) અંતરદ્વાર** : એક જ્ઞાનની પર્યાયમાંથી બીજા જ્ઞાનની પર્યાય પ્રાપ્ત કરવા વચ્ચેના કાળને અંતર કહે છે. સમુચ્ચય જ્ઞાનમાં ભાંગા બે : (૧) સાઇયાઅપજ્જવસિયા (૨) સાઇયાસપજ્જવસિયા. સાઇયાઅપજ્જવસિયાનું અંતર નથી. સમુચ્ચય જ્ઞાનના બીજા ભાંગા મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાનનું અંતર જઘન્ય અંતર્મુહૂર્તનું ઉત્કૃષ્ટ દેશોન અર્ધ પુદ્ગલ પરાવર્તનનું. કેવળજ્ઞાનનું અંતર નથી.

---

૧. વિશેષ સમજણ માટે જુઓ પરિશિષ્ઠ.

સમુચ્ચય અજ્ઞાન, મતિઅજ્ઞાન શ્રુત અજ્ઞાનના ભાંગા ત્રણ : (૧) અણાઇયાઅપજ્જવસિયા (૨) અણાઇયાસપજ્જવસિયા (૩) સાઇયા સપજ્જવસિયા પહેલા તથા બીજા ભાંગાનું અંતર નથી. ત્રીજા ભાંગાનું અંતર જઘન્ય અંતર્મુહૂર્તનું ઉત્કૃષ્ટ ૬૬ સાગર ઝાઝેરું. વિભંગજ્ઞાનનું અંતર જઘન્ય અંતર્મુહૂર્તનું ઉત્કૃષ્ટ અનંતકાલ (વનસ્પતિના કાલ જેટલો) છે.

**(૨૦) અલ્પબહુત્વદ્વાર** : જ્ઞાનનો અલ્પબહુત્વ : (૧) સર્વથી થોડા મનઃપર્યવજ્ઞાની (૨) તેથી અવધિજ્ઞાની અસંખ્યાતગુણા (૩) તેથી મતિજ્ઞાની અને શ્રુતજ્ઞાની પરસ્પરતુલ્ય પણ અવધિજ્ઞાનીથી બન્ને વિશેષાધિક (૪) તેથી કેવળજ્ઞાની અનંતગુણા (૫) તેથી સમુચ્ચયજ્ઞાની વિશેષાધિક.

ત્રણ અજ્ઞાનનો અલ્પબહુત્વ : (૧) સર્વથી થોડા વિભંગજ્ઞાની (૨) તેથી મતિઅજ્ઞાની શ્રુતઅજ્ઞાની પરસ્પરતુલ્ય પરંતુ વિભંગજ્ઞાનીથી અનંતગુણા (૩) તેથી સમુચ્ચય અજ્ઞાની વિશેષાધિક.

જ્ઞાન અને અજ્ઞાન બન્નેનો સાથે અલ્પ બહુત્વ : સર્વથી થોડા મનઃપર્યવજ્ઞાની (૨) તેથી અવધિજ્ઞાની અસંખ્યાત ગુણા (૩) તેથી મતિજ્ઞાની અને શ્રુતજ્ઞાની પરસ્પરતુલ્ય પરંતુ અવધિજ્ઞાનીથી વિશેષાધિક (૪) તેથી વિભંગજ્ઞાની અસંખ્યાત ગુણા (૫) તેથી કેવળજ્ઞાની અનંતગુણા (૬) તેથી સમુચ્ચયજ્ઞાની વિશેષાધિક (૭) તેથી મતિઅજ્ઞાની અને શ્રુત અજ્ઞાની પરસ્પરતુલ્ય પરંતુ સમુચ્ચય જ્ઞાનીથી વિશેષાધિક (૮) તેથી સમુચ્ચય અજ્ઞાની વિશેષાધિક.

**(૨૧) પર્યાયનો અલ્પ બહુત્વ દ્વાર**[૧] : એક એક જ્ઞાનના અનંતાઅનંત પર્યાય છે [૧] સર્વથી થોડા મનઃપર્યવજ્ઞાનના પર્યાય [૨] તેથી અવધિજ્ઞાનના પર્યાય અનંતગુણા [૩] તેથી શ્રુતજ્ઞાનના પર્યાય [૪] તેથી મતિજ્ઞાનના પર્યાય અનંતગુણા [૫] તેથી કેવળજ્ઞાનના પર્યાય અનંત ગુણા.

ત્રણ અજ્ઞાનની પર્યાય અનંતાઅનંત છે. તેનો અલ્પબહુત્વ : [૧] સર્વથી થોડા વિભંગજ્ઞાનની [૨] તેથી શ્રુતઅજ્ઞાનના પર્યાય અનંત

૧. વિશેષ સમજણ માટે જુઓ પરિશિષ્ઠ.

ગુણા [૩] તેથી મતિ અજ્ઞાનના પર્યાય અનંત ગુણા.

જ્ઞાન અજ્ઞાન બંનેની પર્યાયનો સાથે અલ્પબહુત્વ : [૧] સર્વથી થોડા મનઃપર્યવજ્ઞાનના પર્યાય [૨] તેથી વિભંગજ્ઞાનના પર્યાય અનંત ગુણા [૩] તેથી અવધિજ્ઞાનના પર્યાય અનંત ગુણા [૪] તેથી શ્રુતઅજ્ઞાનના પર્યાય અનંત ગુણા [૫] તેથી શ્રુત જ્ઞાનના પર્યાય વિશેષાધિક [૬] તેથી મતિઅજ્ઞાનના પર્યાય અનંત ગુણા [૭] તેથી મતિજ્ઞાનના પર્યાય વિશેષાધિક [૮] તેથી કેવળજ્ઞાનના પર્યાય અનંતગુણા.



## પરિશિષ્ઠ

## જ્ઞાનવિષય દ્વાર પર વિશેષ નોંધ

**આભિનિબોધિક જ્ઞાનનો વિષય :** દ્રવ્યથી ધર્માસ્તિકાયાદિ દ્રવ્યને આશ્રયી. ક્ષેત્રથી–દ્રવ્યોના આધારભૂત આકાશને–આશ્રયી, કાળથી દ્રવ્યના પર્યાયની અવસ્થિતિને આશ્રયી અને ભાવથી–ઔદયિકાદિ ભાવ અથવા દ્રવ્યના પર્યાયોને આશ્રયી ચાર પ્રકારનો કહ્યો છે. તેમાં દ્રવ્યને આશ્રયી જે આભિનિબોધિક જ્ઞાન થાય છે, તે ધર્માસ્તિકાયાદિ દ્રવ્યોને આદેશથી એટલે કે સામાન્ય વિશેષરૂપ પ્રકારથી અથવા ઓઘથકી (સમુચ્ચય-રૂપે) દ્રવ્ય માત્રરૂપે જાણે છે, પરંતુ તેમાં રહેલા સર્વ વિશેષની અપેક્ષાએ જાણતો નથી, અથવા આદેશ–શ્રુતજ્ઞાન જનિત સંસ્કાર વડે અપાય અને ધારણાની અપેક્ષાએ જાણે છે. કેમકે અપાય અને ધારણા જ્ઞાન સ્વરૂપ છે અને અવગ્રહ ને ઇહાની અપેક્ષાએ જુએ છે. કારણ કે અવગ્રહ અને ઇહા દર્શનરૂપ છે. શ્રુતજ્ઞાન જન્ય સંસ્કાર વડે લોકાલોકરૂપ સર્વ ક્ષેત્રને જાણે છે. એ પ્રમાણે કાલથી સર્વ કાલને અને ભાવથી ઔદયિકાદિ પાંચ ભાવોને જાણે છે.

**શ્રુતજ્ઞાનનો વિષય :** ઉપયોગસહિત શ્રુતજ્ઞાની–સંપૂર્ણ દશપૂર્વધરાદિ શ્રુતકેવલી સર્વ ધર્માસ્તિકાયાદિ દ્રવ્યને જાણે છે, અને શ્રુતાનુસારી માનસ અચક્ષુદર્શન વડે અભિલાપ્ય (કથનયોગ્ય) દ્રવ્યને

જુએ છે. એ પ્રમાણે ક્ષેત્રાદિને પણ જાણી લેવું. ભાવથી ઉપયુક્ત (ઉપયોગ સહિત) શ્રુતજ્ઞાની ઔદયિકાદિ સર્વ ભાવને અથવા સર્વ અભિલાપ્ય ભાવોને જાણે છે. યદ્યપિ અભિલાપ્ય ભાવોનો અનન્તમો ભાગ જ શ્રુતપ્રતિપાદિત છે, તો પણ પ્રસંગાનુપ્રસંગથી સર્વ અભિલાપ્ય ભાવ શ્રુજ્ઞાતનનો વિષય છે, માટે તેની અપેક્ષાએ "સર્વ ભાવોને જાણે છે" એમ કહ્યું છે.

**અવધિજ્ઞાનનો વિષય :** દ્રવ્યથી અવધિજ્ઞાની જઘન્યથી તૈજસ અને ભાષા દ્રવ્યોની અંતરે રહેલા એવા સૂક્ષ્મ અનન્ત પુદ્‌ગલ દ્રવ્યોને જાણે અને અવધિદર્શનથી દેખે. ક્ષેત્રથી અવધિજ્ઞાની જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગને અને ઉત્કૃષ્ટથી શકિતની અપેક્ષાએ અલોકને વિષે અસંખ્ય લોકપ્રમાણ ખંડને જાણે અને જુએ, કાલથી અવધિજ્ઞાની જઘન્ય આવલિકાના અસંખ્યાતમા ભાગને અને ઉત્કૃષ્ટથી અસંખ્યાત ઉત્સર્પિણી અને અવસર્પિણી ભૂતકાળ અને ભવિષ્યકાળને જાણે અને જુએ-એટલે તેટલા કાલમાં રહેલા રૂપી દ્રવ્યને જાણે યાવત્ ભાવથી અવધિજ્ઞાની જઘન્ય અનન્ત ભાવોને જાણે અને જુએ, પણ દરેક દ્રવ્યદીઠ અનંતભાવોને ન જાણે. ઉત્કૃષ્ટથી પણ અનન્ત ભાવોને જાણે અને જુએ. તે ભાવો સર્વ પર્યાયનો અનંતમો ભાગ જાણવો.

**મનઃપર્યવજ્ઞાનનો વિષય :** તે બે પ્રકારનું છે : ઋજુમતિ અને વિપુલમતિ. ઋજુ-એટલે સામાન્યગ્રાહીમતિ તે ઋજુમતિ મનઃપર્યવ. જેમ "એણે ઘડો વિચાર્યો" એવું સામાન્ય કેટલાક પર્યાય વિશિષ્ટ મનોદ્રવ્યનું જ્ઞાન. દ્રવ્યથી ઋજુમતિ મનઃપર્યવજ્ઞાની અઢીદ્વીપમાં રહેલા સંજ્ઞીપર્યાપ્ત જીવોએ મનરૂપે પરિણમાવેલા મનોવર્ગણાના અનંત સ્કંધોને સાક્ષાત્ જાણે, પરંતુ તેણે ચિંતવેલ ઘટાદિરૂપ અર્થને (આવા આકારવાળો મનોદ્રવ્યનો પરિણામ આવા પ્રકારના ચિંતન સિવાય ન થાય એવા) અનુમાનથી જાણે, માટે દેખે એમ કહ્યું.

વિપુલ : અનેક વિશેષગ્રાહી મતિજ્ઞાન, અર્થાત્ પુષ્કળ વિશેષ વિશિષ્ટ મનોદ્રવ્યનું જ્ઞાન તે વિપુલમતિ મનઃપર્યવજ્ઞાન. જેમકે "એણે દ્રવ્યથી માટીનો, ક્ષેત્રથી પાટલિપુત્રનો, કાળથી વસંતકાળનો, અને ભાવથી

પીત્ત વર્ણનો ઘડો વિચાર્યો.” ક્ષેત્રથી ઋજુમતિ જઘન્યથી અંગુલનો અસંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટથી તિર્યંક મનુષ્યલોકમાં રહેલા સંજ્ઞી પંચેન્દ્રિય પર્યાપ્તાના મનોગત ભાવોને જાણે દેખે, અને વિપુલમતિ અઢી આંગુલ તે ક્ષેત્રમાં રહેલા મનોગત ભાવને જાણે દેખે, કાળથી ઋજુમતિ જઘન્ય પલ્યોપમના અસંખ્યાતમા ભાગને અને ઉત્કૃષ્ટપણે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા ભૂતકાળ તથા ભવિષ્યકાળને જાણે અને જુએ, તેને જ વિપુલમતિ વધારે સ્પષ્ટપણે જાણે. ભાવથી ઋજુમતિ સર્વ ભાવોના અનંતમા ભાગે રહેલા અનંતભાવને જાણે અને જુએ. તેને વિપુલમતિ વિશુદ્ધ અને સ્પષ્ટપણે જાણે અને જુએ.

**કેવળજ્ઞાનનો વિષય :** દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી કેવળજ્ઞાની સર્વ ભાવોને જાણે અને દેખે.

**કાળદ્વાર પર વિશેષ નોંધ ·** કાળદ્વારમાં સાદિઅપર્યવસિત [જેની આદિ છે પણ અંત નથી તે] કેવળજ્ઞાની અને સાદિસપર્યવસિત [જેની આદિ છે અને અંત પણ છે તે] મત્યાદિ જ્ઞાનવાળો. તેમાં કેવળજ્ઞાનનો સાદિઅપર્યવસિત કાળ છે. અને બીજા મત્યાદિજ્ઞાનનો સાદિસપર્યવસિત કાલ છે. તેમાં આદિના બે જ્ઞાનની અપેક્ષાએ જઘન્ય અંતર્મુહૂર્ત કાલ કહ્યો છે, અન્યથા અવધિ અને મનઃપર્યવનો જઘન્યકાલ એક સમય છે, અને ઉત્કૃષ્ટ કાંઈક અધિક છાસઠ સાગરોપમ કાલ આદિ ત્રણ જ્ઞાનને આશ્રયીને કહ્યો છે.

આભિનિબોધિક જ્ઞાન અને શ્રુતજ્ઞાનનો કાલ જઘન્યથી અંતર્મુહૂર્ત, અને ઉત્કૃષ્ટથી કંઈક અધિક છાસઠ સાગરોપમ છે. અવધિજ્ઞાનનો ઉત્કૃષ્ટ સ્થિતિકાલ પણ એ પ્રકારે છે, પણ જઘન્યથી એક સમય છે. જેમકે, જ્યારે કોઈ વિભંગજ્ઞાની સમ્યક્દર્શન પામે ત્યારે તેના પ્રથમ સમયે જ વિભંગજ્ઞાન અવધિજ્ઞાનરૂપે પરિણત થાય છે, ત્યાર પછી તરત જ બીજે સમયે પડે ત્યારે માત્ર એક સમય અવધિજ્ઞાન રહે છે. મનઃપર્યવજ્ઞાનીનો અવસ્થિતિકાળ જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી કંઈક ન્યૂન પૂર્વકોટી વર્ષ હોય છે અને ઉત્કૃષ્ટથી કંઈક ન્યૂન પૂર્વકોટી વર્ષ છે; પૂર્વકોટી વર્ષના આયુષવાળા કોઈ મનુષ્યને ચારિત્ર અંગીકાર

કર્યા પછી તરત જ મનઃપર્યવજ્ઞાન ઉત્પન્ન થાય અને યાવજ્જીવન રહે તો તેનો સ્થિતિકાલ ઉત્કૃષ્ટથી કંઇક ન્યૂન પૂર્વકોટી વર્ષ થાય છે; કેવળજ્ઞાનનો સ્થિતિકાલ સાદિઅનંત છે. અજ્ઞાન, મતિઅજ્ઞાન અને શ્રુતઅજ્ઞાનનો સ્થિતિકાલ ત્રણ પ્રકારનો છે. ૧. અનાદિ અનંત અભવ્યોને આશ્રયી. ૨. અનાદિસાન્ત ભવ્યજીવોને આશ્રયી. ૩. સાદિસાન્ત તે સમ્યક્દર્શનથી પડેલાને આશ્રયી. તેમાં સાદિસાન્ત કાલ જઘન્યથી અંતર્મુહૂર્ત હોય છે. કેમકે કોઇ જીવ સમ્યક્દર્શનથી પડે અને પુનઃઅંતર્મુહૂર્ત પછી સમ્યક્દર્શન પામે. ઉત્કૃષ્ટથી અનંતકાલ જાણવો. કેમકે કોઈ જીવ સમ્યક્ત્વથી પડી અનંતકાલે પુનઃસમ્યક્ત્વ પામે. વિભંગજ્ઞાનનો સ્થિતિકાલ જઘન્યથી એક સમય છે. કેમકે, તે ઉત્પન્ન થયા પછી બીજે સમયે તેનો નાશ થાય, અને ઉત્કૃષ્ટથી કંઈ ન્યૂન પૂર્વકોટી અધિક તેત્રીસ સાગરોપમ છે. જેમ કોઈ મનુષ્યમાં કંઇક ન્યૂન પૂર્વકોટી વર્ષ વિભંગજ્ઞાનીપણે રહીને સાતમી (નરક) પૃથ્વીમાં ઉત્પન્ન થાય.

**પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાનનો અલ્પબહુત્વ :** સૌથી થોડા મનઃપર્યવજ્ઞાની છે, તેથી અવધિજ્ઞાના અસંખ્યાત ગુણા છે. તેથી આભિનિબોધિકજ્ઞાની અને શ્રુતજ્ઞાની બંને વિશેષાધિક છે અને પરસ્પર તુલ્ય છે. તેથી કેવળજ્ઞાની અનંતગુણ છે. સૌથી થોડા વિભંગજ્ઞાની છે, તેથી મતિઅજ્ઞાની અને શ્રુતઅજ્ઞાની અનંતગુણ છે અને પરસ્પર સરખા છે. તેમાં પ્રથમ જ્ઞાનીના અલ્પબહુત્વમાં મનઃપર્યવજ્ઞાની સૌથી થોડા છે. કારણ કે સંયતને જ મન.પર્યવજ્ઞાન હોય છે. અવધિજ્ઞાની ચારે ગતિમાં હોય છે. માટે તેથી અસંખ્યાત ગુણા છે. તેથી આભિનિબોધિકજ્ઞાની અને શ્રુતજ્ઞાની વિશેષાધિક હોવાનું કારણ અવધિ વગેરે જ્ઞાનરહિત છતાં પણ કેટલાક પંચેન્દ્રિય જીવો અને કેટલાક વિકલેન્દ્રિયો પણ (સાસ્વાદન સમ્યક્દર્શનનો અપર્યાપ્ત અવસ્થામાં સંભવ હોવાથી) મતિ–શ્રુતજ્ઞાની હોય છે. અજ્ઞાનીના અલ્પબહુત્વમાં પંચેન્દ્રિયોને જ વિભંગજ્ઞાન સંભવે છે. માટે તે સૌથી થોડા છે. મતિઅજ્ઞાની અને શ્રુત–અજ્ઞાની એકેન્દ્રિયો પણ હોય છે; માટે તેથી તેઓ અનંતગુણ છે અને પરસ્પર તુલ્ય છે. જ્ઞાની અને અજ્ઞાનીના મિશ્ર અલ્પબહુત્વમાં સૌથી થોડા મનઃપર્યવજ્ઞાની છે, તેથી

અસંખ્યાતગુણા અવધિજ્ઞાની, તેથી આભિનિબોધિક જ્ઞાની અને શ્રુતજ્ઞાની વિશેષાધિક છે અને પરસ્પર તુલ્ય છે. તેથી વિભંગજ્ઞાની અસંખ્યાત-ગુણા છે. કેમકે સમ્યકૃદૃષ્ટિ દેવ અને નારક કરતાં મિથ્યાદૃષ્ટિ અ-સંખ્યાત ગુણા છે. તેથી કેવલજ્ઞાની અનંતગુણા છે. કેમકે એકેન્દ્રિય સિવાય બાકીના સર્વ જીવોથી સિદ્ધો અનંતગુણા છે. તેથી મતિ–અજ્ઞાની અને શ્રુત–અજ્ઞાની અનંતગુણ છે અને પરસ્પર તુલ્ય છે. કેમકે સાધારણ વનસ્પતિ જીવો મતિઅજ્ઞાની અને શ્રુતઅજ્ઞાની હોય છે અને તેઓ સિદ્ધ થકી અનંતગુણ છે.

**પર્યાયનો અલ્પબહુત્વદ્વાર :** પર્યાય એટલે ભિન્ન ભિન્ન અવસ્થાઓ કે ભેદો. તેના બે પ્રકાર છે: સ્વપર્યાય અને પરપર્યાય. ક્ષયોપશમની વિચિત્રતાથી મતિજ્ઞાનના અવગ્રહાદિ અનંતભેદો થાય છે. તે સ્વપર્યાય કહેવાય છે, અથવા મતિજ્ઞાનના વિષયભૂત જ્ઞેય પદાર્થો અનંત છે, અને જ્ઞેયના ભેદથી જ્ઞાનના પણ અનંત ભેદો થાય છે. માટે તે રીતે પણ તેના અનંત પર્યાયો છે. અથવા કેવલજ્ઞાન વડે મતિજ્ઞાનના અંશ કરતા અનંતાઅંશ થાય તે મતિજ્ઞાનના અનંત પર્યાયો કહેવાય છે. મતિજ્ઞાન સિવાય બીજા પદાર્થોના પર્યાયો છે. તે તેના પરપર્યાયો છે અને તે સ્વપર્યાયથી અનંતગુણ છે. અહીં કોઇ શંકા કરે કે જો તે પરપર્યાયો છે તો તે મતિજ્ઞાનના છે એમ કહેવાય. અને જો તે મતિજ્ઞાનના છે તો પરપર્યાયો કેમ કહેવાય ?

તેનો ઉત્તર આ પ્રમાણે છે. પરપદાર્થોના પર્યાયોનો મતિજ્ઞાનને વિષે સંબંધ નથી. માટે તે પરપર્યાય કહેવાય છે. પરંતુ મતિજ્ઞાનના સ્વપર્યાયોને જાણવામાં, અને તેનાથી જુદા પાડવામાં પ્રતિયોગી (સંબંધી) તરીકે તેનો ઉપયોગ છે માટે તે મતિજ્ઞાનના પરપર્યાયો કહેવાય છે.

શ્રુતજ્ઞાનના પણ સ્વપર્યાયો અને પરપર્યાયો અનંત છે. તેમાં સ્વપર્યાયો જે શ્રુતજ્ઞાનના અક્ષરશ્રુતાદિ ભેદો છે તે જાણવા, તે અનંત છે. કેમકે તેનો ક્ષયોપશમ વિચિત્ર હોવાથી અને વિષય અનંત હોવાથી શ્રુતાનુસારી બોધના અનંત પ્રકાર થાય છે. અથવા કેવળજ્ઞાન વડે શ્રુતજ્ઞાનના અનંત અંશો થાય તે તેના સ્વપર્યાય કહેવાય છે. તેથી ભિન્ન પદાર્થોના

વિશેષ ધર્મો તે શ્રુતજ્ઞાનના પરપર્યાયો છે. અવધિજ્ઞાનના અનંત સ્વપર્યાયો છે. કારણ કે તેના ભવપ્રત્યય અને ક્ષાયોપશમિક ભેદથી, નારક તિર્યંચ મનુષ્ય અને દેવરૂપ સ્વામીના ભેદથી, અસંખ્ય ક્ષેત્ર અને કાળના ભેદથી અનંત દ્રવ્ય પર્યાયના ભેદથી અને તેના અનંત અંશો થતા હોવાથી તેના અનંત ભેદો થાય છે. એ પ્રમાણે, મનઃપર્યવજ્ઞાનના અને કેવળ-જ્ઞાનના વિષયના અનંત ભેદથી તેમ અનંત અંશોની કલ્પનાથી અનંત પર્યાયો થાય છે.

મનઃપર્યવજ્ઞાનના પર્યાયોના સંબંધમાં સ્વપર્યાયની અપેક્ષાએ અલ્પબહુત્વ સમજવું. કેમકે સ્વ અને પરપર્યાયની અપેક્ષાએ સર્વજ્ઞાનોના સરખા પર્યાયો છે. તેમાં સૌથી થોડા મનઃપર્યવજ્ઞાનના પર્યાયો છે. કેમકે તેનો વિષય માત્ર મન છે. તેથી અવધિજ્ઞાનના પર્યાયો અનંતગુણ છે. કેમકે મનઃપર્યવજ્ઞાનની અપેક્ષાએ અવધિજ્ઞાનનો વિષય દ્રવ્ય અને પર્યાયોથી અનંત ગુણ છે. તેથી શ્રુતજ્ઞાનના પર્યાયો અનંત ગુણ છે. કેમકે તેનો વિષય રૂપી અને અરૂપી દ્રવ્યો હોવાથી તેનાથી અનંતગુણ છે. તેથી આભિનિબોધિક જ્ઞાનના પર્યાયો અનંતગુણ છે. કારણ કે તેનો વિષય અભિ-લાપ્ય (કથન યોગ્ય) અને અનભિલાપ્ય (શબ્દાતીત) પદાર્થો હોવાથી તેથી (શ્રુતજ્ઞાનના પર્યાયોથી) અનંત ગુણ છે. તેથી કેવલજ્ઞાનના પર્યાયો અનંત ગુણ છે. કેમકે તેનો વિષય સર્વ દ્રવ્યો અને સર્વ પર્યાયો હોવાથી અનંત ગુણ છે. તે પ્રમાણે અજ્ઞાનોના અલ્પબહુત્વનું કારણ જાણી લેવું.

જ્ઞાન અને અજ્ઞાનના મિશ્રસૂત્રને વિષે સૌથી થોડા મનઃપર્યવ-જ્ઞાનના પર્યાયો છે. તેથી વિભંગજ્ઞાનના પર્યાયો અનંત ગુણ છે. કેમકે ઉપરના ગ્રૈવેયકથી આરંભી સાતમી (નરક) પૃથ્વીમાં અને તિર્યક અસંખ્યાત દ્વીપસમુદ્રમાં રહેલા કેટલાક રૂપી દ્રવ્યો અને તેના કેટલાક પર્યાયો વિભંગજ્ઞાનનો વિષય છે, અને તે મનઃપર્યવજ્ઞાનના વિષયની અપેક્ષાએ અનંતગુણ છે. વિભંગજ્ઞાનથી અવધિજ્ઞાનના પર્યાયો અનંતગુણ છે. કેમકે અવધિજ્ઞાનનો વિષય સકલ રૂપી દ્રવ્યો અને પ્રત્યેક દ્રવ્યના અસંખ્યાત પર્યાયો છે. અને તે વિભંગજ્ઞાનની અપેક્ષાએ અનંતગુણ છે. તેથી શ્રુત અજ્ઞાનના પર્યાયો અનંતગુણ છે. કેમકે શ્રુતઅજ્ઞાનનો વિષય શ્રુતજ્ઞાનની પેઠે

સામાન્ય આદેશથી સર્વ મૂર્તામૂર્ત (રૂપી અને અરૂપી) દ્રવ્યો અને સર્વ પર્યાયો હોવાથી અવધિજ્ઞાનની અપેક્ષાએ અનંત ગુણ છે.

તેથી શ્રુતજ્ઞાનના પર્યાયો વિશેષાધિક છે. કેમકે શ્રુતઅજ્ઞાનને અગોચર કેટલાક પર્યાયને શ્રુતજ્ઞાન જાણે છે. તેથી મતિ–અજ્ઞાનના પર્યાયો અનંત ગુણ છે. કેમકે શ્રુતજ્ઞાન અભિલાપ્ય (કથન યોગ્ય) વસ્તુવિષયક હોય છે. અને મતિઅજ્ઞાન તેનાથી અનંતગુણ અનભિલાપ્ય (શબ્દાતીત) વસ્તુવિષયક પણ હોય છે. તેથી મતિજ્ઞાનના પર્યાયો વિશેષાધિક છે. તેથી કેવલજ્ઞાનના પર્યાયો અનંતગુણ છે. કારણ કે તે સર્વ કાલમાં રહેલાં સર્વ દ્રવ્યો અને સર્વ પર્યાયોને જાણે છે.



## (૬૨) આજીવિક મતના સાધુનો પ્રશ્ન

### શ્રી ભગવતી સૂત્ર શ. ૮ ઉ. ૫ નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્! ગોશાલકના શિષ્ય આજીવિકોએ સ્થવિર (ઉમર-જ્ઞાન-દીક્ષાનો સમય, વગેરે બાબતોમાં વડીલ સાધુ) ભગવંતોને એમ પૂછયું હતું: શ્રમણના ઉપાશ્રયમાં સામાયિક સ્વીકારીને (અહંમમત્વ ત્યાગીને) બેઠેલા શ્રાવકનાં વસ્ત્રાદિ કોઇ હરી જાય; તો હે ભગવન્! સામાયિક પૂરું કરી, તે વસ્તુનું અન્વેષણ કરતો તે શ્રાવક શું પોતાની વસ્તુને શોધે છે કે અન્યની?

**મહાવીર** : હે ગૌતમ! તે શ્રાવક પોતાની વસ્તુ શોધે છે, પણ અન્યની વસ્તુ નથી શોધતો. કારણ કે સામાયિક કરતી વખતે જો કે તે શ્રાવકના મનમાં એવો ભાવ હોય છે કે, 'મારે હિરણ્ય નથી, મારે સુવર્ણ નથી, મારે વસ્ત્ર નથી. મારે વિપુલ ધન, રત્ન, મણિ, મોતી, આદિ સારભૂત દ્રવ્ય નથી.' પરંતુ તેણે મમત્વભાવ ત્યાગ્યો નથી. તેથી હે ગૌતમ! એમ કહેવાય છે કે, તે પોતાની વસ્તુને શોધે છે, પણ પારકાની વસ્તુને શોધતો નથી.

તે જ પ્રમાણે, સામાયિક કરતા શ્રમણોપાસકની સ્ત્રીને કોઇ પુરુષ સેવે, તો તે તેની સ્ત્રીને સેવે છે, પણ અન્યની સ્ત્રીને નહિ.



## (૬૩) આલોચના વિષે

### ભગવતી શ. ૮ ઉ. ૬ નો અધિકાર

**ગૌતમ :** હે ભગવન્! કોઇ નિર્ગ્રંથ ભિક્ષા માટે ગૃહસ્થના ઘરમાં પ્રવેશ કર્યો હોય ત્યાં તેનાથી કોઇ દોષ થઇ જાય. તે વખતે તેના મનમાં એમ થાય કે 'હું અહીંયાં જ આ કાર્યનું આલોચન (કબૂલાત) કરી પ્રાયશ્ચિત્તરૂપ તપનો સ્વીકાર કરું ત્યાર પછી સ્થવિરો પાસે જઇ અને વિધિસર આલોચનાદિ કરીશ.' એમ વિચારી તે નિર્ગ્રંથ સ્થવિરોની પાસે જવા નીકળે પણ ત્યાં પહોંચ્યા પહેલાં તે સ્થવિરો વાતાદિ દોષના પ્રકોપથી મૂક થઇ જાય અર્થાત્ પ્રાયશ્ચિત્ત ન આપી શકે, તો તે નિર્ગ્રંથ આરાધક છે કે વિરાધક?

**મહાવીર :** હે ગૌતમ! તે આરાધક છે, વિરાધક નથી. તે પ્રમાણે પહોંચતા પહેલાં તે નિર્ગ્રંથ જ મૂક થઇ જાય કે, તે સ્થવિરો મૃત્યુ પામે કે તે નિર્ગ્રંથ મૃત્યુ પામે વગેરે પ્રસંગોમાં પણ તેમ જ જાણવું.

**ગૌતમ :** હે ભગવન્! એમ આપ શાથી કહો છો?

**મહાવીર :** હે ગૌતમ! જેમ કોઇ પુરુષ ઉન વગેરેના બે-ત્રણ કે વધારે કકડા કરી, તેને અગ્નિમાં નાખે તો હે ગૌતમ! તે છેદાતાં-છેદાયેલું, અગ્નિમાં નંખાતાં-નખાયેલું, કે બળતાં-બળેલું એમ કહેવાય છે કે નહિ?

**ગૌતમ :** હા ભગવન્! તેમ કહેવાય.

**મહાવીર :** હે ગૌતમ! તે પ્રમાણે આરાધના માટે તૈયાર થયેલો તે નિર્ગ્રંથ આરાધક છે, વિરાધક નથી.

---

## (૬૪) શ્રમણ-અશ્રમણને પ્રતિલાભનું ફલ

**ગૌતમ :** હે ભગવન્! તથારૂપના શ્રમણને (જે સાધુવેશમાં છે, તથા જેની પ્રવૃત્તિ અને ગુણો પણ તદનુરુપ છે) પ્રાસુક અને એષણીય આહાર પાણી આદિથી પ્રતિલાભિત કરતા શ્રાવકને શો લાભ પ્રાપ્ત થાય છે?

**મહાવીર** : હે ગૌતમ ! તેને એકાંત નિર્જરા થાય છે, પરંતુ પાપકર્મનો બંધ થતો નથી.

**ગૌતમ** : હે ભગવન્ ! તથારૂપના શ્રમણને અપ્રાસુક અને અનેષણીક આહારાદિથી પ્રતિલાભિત કરતો શ્રાવક શું લાભ પ્રાપ્ત કરે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! તેને અલ્પપાપ અને મહાનિર્જરા* થાય છે.

**ગૌતમ** : હે ભગવન્ ! પાપ કર્મના આશ્રવને જેને નથી રોક્યા, તેવા અસંયત અને અવિરતને, પ્રાસુક કે અપ્રાસુક, એષણીક કે અનેષણિક આહારાદિથી પ્રતિલાભિત કરતો ગૃહસ્થ શું લાભ પ્રાપ્ત કરે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! તેને થોડી પણ નિર્જરા થતી નથી. પરંતુ પાપકર્મનો⊕ બંધ થાય છે.

## (૬૫) અન્ય સ્થવિરને માટે પ્રાપ્ત થયેલ આહારાદિની ઉપભોગવિધિ

ગૃહસ્થને ઘરે આહારાદિ ગ્રહણ કરવાની અભિલાષાથી દાખલ થયેલ નિર્ગ્રંથને કોઈ ગૃહસ્થ બે પિંડ (બે પ્રકારનો આહાર અથવા બે વિભાગ કરીને) આપે અને કહે કે "આમાંથી એક તમે વાપરજો અને સ્થવિરોને આપજો" પછી તે નિર્ગ્રંથ તે બંને પિંડ ગ્રહણ કરે.

---

* જુઓ પરિશિષ્ટ.

⊕ "પાપ અને કર્મ" એ બંને પરસ્પર ભિન્ન અર્થસૂચક શબ્દ છે. પાપ એકાંત અશુભ અને સર્વથા હેય છે ત્યારે "કર્મ" એ શુભાશુભ ઉભય પ્રકૃતિરૂપ છે. એટલે તેમાં પુણ્યનો પણ સમાવેશ થાય છે. તેથી ઉપરોક્ત ઉત્તરમાં ભગવાને જે કિંચિત્ પણ નિર્જરા નહિ બતાવતાં એકાંત "પાપકર્મ" કહેલ છે. તેનો આશય એ છે કે, અસંયત અવિરત પાપજીવીઓને કોઇ વ્યક્તિ સદોષ કે નિર્દોષ દાન જો અધર્મ બુદ્ધિથી આપે તો પાપબંધ અને જો. અનુકંપા બુદ્ધિથી આપે તો પુણ્યના બંધનો સંભવ છે, પરંતુ નિર્જરા થતી નથી.

પછી તે મુનિ તે પિંડોને લઇ પોતાના સ્થાન પર આવે. ત્યાર પછી સ્થવિર મુનિઓની શોધ કરે. જો સ્થવિર મુનિઓ મળે તો તેને તે પિંડ આપે અને જો ન મળે તો તે પિંડ (આહાર) પોતે વાપરે નહિ. તેમ જ અન્યને પણ આપે નહિ. પરંતુ એકાંત નિર્જીવ સ્થાન જોઇ જીવાદિની પ્રતિલેખના કરી ત્યાં પરઠી દે.*

આ પ્રમાણે બે પિંડના વક્તવ્ય પ્રમાણે ૩-૪-૫ યાવત્ ૧૦ પિંડ સુધીનું વક્તવ્ય કહેવું. અને પાત્રા, ગુચ્છો, રજોહરણ, ચોલપટ્ટ, કંબલ, દંડ અને સંસ્તારક વગેરે માટે પણ ઉપરોક્ત કથન પ્રમાણે આલાવા કહેવા.

## પરિશિષ્ટ

અલ્પપાપ અને મહાનિર્જરા :

આ સૂત્રમાં એમ બતાવ્યું છે, "તથારૂપ" (સાધુના ગુણોવાળા) સાધુને અપ્રાસુક, અનેષણીય આહાર, વગેરે દેવાથી અલ્પપાપ અને બહુ નિર્જરા થાય છે. એટલે પાપકર્મની અપેક્ષાએ ઘણી વધારે નિર્જરા થાય છે અને નિર્જરાની અપેક્ષાએ પાપ બહુ થોડું થાય છે.

પ્રાસુક અને એષણીય શબ્દોના અર્થ અનેક સ્થાનો પર આવી રીતે કર્યાં છે. જેમકે-"પ્રાસુક" એટલે "નિર્જીવ" અને "એષણીય" એટલે "નિર્દોષ".

આ વ્યાખ્યા પ્રમાણે "અપ્રાસુક"નો અર્થ "સજીવ" અને "અનેષણીય"નો અર્થ "સદોષ" થાય છે પરંતુ અહીં બહુ નિર્જરા અલ્પપાપના પ્રકરણમાં એ અર્થ લાગુ પડતો નથી. કારણ કે તથારૂપ

* અહીં જે કથન કહેવામાં આવ્યું છે કે જે પિંડ, પાત્ર, આદિ સ્થવિર મુનિઓના નિમિત્તે આપવામાં આવ્યા હોય તેનો ઉપયોગ તે મુનિ પોતે કરે નહીં તેમ જ તે બીજાને પણ આપે નહીં. કારણ કે ગૃહસ્થે સ્થવિર મુનિઓનું નામ લઇ આપેલ છે. એટલા માટે તે પિંડ પાત્રાદિનો ઉપયોગ જો પોતે કરે અથવા બીજાને આપે તો તે મુનિને અદત્તાદાનનો દોષ લાગે આ કારણથી તે અચિત્તાદિ વિશેષણ વિશિષ્ટ સ્થંડિલ ભૂમિની પ્રતિલેખના અને પ્રમાર્જના કરી ત્યાં પરઠી દે.

શુદ્ધ સાધુને જાણી જોઇને સચેત વસ્તુ તથા મહાદોષ–યુક્ત અનેષણીય વસ્તુ વહોરાવીને દાતા શું કોઇ દિવસ ઘણી નિર્જરાના ભાગી થઇ શકે ખરા? નહીં! બીજી વાત એ છે કે, આત્માર્થી મુનિ એવો સચિત્ત અને મહાદોષવાળો આહાર કેમ લે? તેથી અપ્રાસુક અને અનેષણીયનો જે અર્થ આચારાંગસૂત્રના બીજા શ્રુતસ્કંધમાં અનેક સ્થાને આપ્યો છે તે અર્થ અહીં લાગુ થાય છે. જેમ કે ઘણા પ્રમાણમાં વહોરાવી દેવાથી જે આહારને પરઠવો પડે તથા જે આહાર બહુ ઉજ્જિત ધર્મવાળો હોય (જેમાં ખાવાલાયક અંશ થોડો અને પરઠવા લાયક અંશ ઘણો વધારે હોય) એવો આહાર અચિત્ત અને અન્ય દોષોથી રહિત હોવા છતાં પણ તેમાંથી બહુ અંશ પરઠવો પડે તે કારણથી તેને અપ્રાસુક અનેષણીય કહેલ છે. શય્યાતરપિંડ, માલિકની આજ્ઞા વગર દીધેલ આહારાદિ, જે વસ્ત્ર ટકાઉ ન હોય અને કામમાં આવે એવું ન હોય, માગણ–ભિખારીને દેવાનો આહારાદિ પદાર્થ નિર્જીવ પણ ઉપર કહેલા દોષ સિવાય બીજા દોષોથી રહિત હોવા છતાં પણ તેને "અપ્રાસુક અનેષણીય" બતાવેલ છે. તેથી "અપ્રાસુક અનેષણીય"નો એ જ અર્થ અહીં લેવો. એટલે કે "અપ્રાસુક અનેષણીય" આહાર વગેરે વહોરાવવાથી ઘણી નિર્જરા અને અલ્પપાપ થાય છે

વળી, કોઈ મોટું કારણ ઉપસ્થિત થતાં સાધારણ સંઘટ્ટા (પરંપરાથી બીજ વગેરેના સંઘટ્ટા લાગતા હોય, પોતાના ખીસ્સામાં એલચી આદિ કોઈ સચેત પદાર્થ હોય) વગેરે દોષને ગૌણ રાખી દાતાએ જે આહારાદિ વહોરાવ્યાં હોય, તેથી પણ બહુ નિર્જરા અને અલ્પ પાપ થાય છે. દાખલા તરીકે, કોઇ સંત મહાત્મા ગરમીની (ઉનાળાની) મોસમમાં વિહાર કરીને કોઇ ગામમાં પધારે, મોડા આવવાને કારણે દિવસ ઘણો ચઢી ગયો હોય એવે વખતે અચિત્ત પાણીનો ક્યાંય જોગ ન મળ્યો, તરસથી પ્રાણ જવાનો વખત આવ્યો, તે વખતે એક શ્રાવકના ઘરમાં સ્વાભાવિક અચિત્ત પાણી પડ્યું હતું, પણ સાધારણ સંઘટ્ટા આદિ લાગતાં હતાં. તેને ગૌણ કરીને શ્રાવકે તે પાણી સાધુને વહોરાવી દીધું. તે શ્રાવકને સંઘટ્ટા સંબંધી અલ્પપાપ લાગ્યું પણ સંતમહાત્માના પ્રાણ બચી ગયા. તેથી તેને નિર્જરાનો મહા લાભ થયો.

# (૬૬) અન્યતીર્થિકોના પ્રશ્નો

## ભગવતી સૂત્ર શ. ૮ ઉ. ૭ નો અધિકાર

રાજગૃહી નગરીની બહાર સારી સંખ્યામાં અન્યતીર્થિકો રહેતા હતા. એક વખત તેઓ શ્રમણ ભગવાન શ્રી મહાવીર સ્વામીના સ્થવિર સાધુઓની પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે, હે આર્યો! તમે અસંયતિ, અવિરત, યાવત્ એકાન્ત બાલ અજ્ઞાની છો. કેમકે તમે અદત્તને ગ્રહણ કરો છો, અને અદત્તનો આહાર કરો છો, અને તમે અદત્ત કહેવડાવો છો. કેમકે જ્યાં સુધી તમારા પાત્રમાં નહિ આવેલી અને વચ્ચે જ કોઇ લઇ જાય તો તમો તેને પોતાની વસ્તુ ગઇ માનતા નથી. તેથી તમોને અદત્ત લાગે છે.

સ્થવિર સાધુઓએ અન્યતીર્થિકોને કહ્યું કે-"હે આર્યો! અમારા મત મુજબ दिज्जमाणे दिण्णे (દેવાનું શરૂ કરેલ હોય તે દીધેલું) કહેવાય છે. એટલા માટે અદત્ત ગ્રહણ કરતા નથી અને અદત્તનો આહાર કરતા નથી. તેથી અમે ત્રિવિધ-ત્રિવિધ (ત્રણ કરણ ત્રણ યોગથી) સંયતિ વિરત યાવત્ એકાંત પંડિત છીએ હે આર્યો! તમારા મતમાં दिज्जमाणे दिण्णे કહેવાતું નથી. તે માટે તમે અદત્તને ગ્રહણ કરો છો, અને અદત્તનો આહાર કરો છો, જેથી તમો અસંયત, અવિરત યાવત્ એકાંત બાલ અજ્ઞાની છો"

અન્યતીર્થિકોએ સ્થવિર સાધુઓને કહ્યું કે-"હે આર્યો! તમે એક સ્થાનેથી બીજે સ્થાને જાઓ છો, ત્યારે પૃથ્વીકાયના જીવને દબાવો છો, યાવત્ મારી નાખો છો. તેથી તમે અસંયતિ અવિરતિ યાવત્ એકાંત બાલ અજ્ઞાની છો."

સ્થવિર સાધુઓએ અન્યતીર્થિકોને કહ્યું કે, "હે આર્યો! અમે કાયયોગ, શરીરને (ગ્લાનિ આદિની સેવા) અને સત્ય (જીવ રક્ષારૂપ સંયમ)નો આશ્રય કરી એક સ્થાનેથી બીજે સ્થાને યતનાપૂર્વક જઇએ છીએ. એટલા માટે અમે પૃથ્વીકાયના જીવોને દબાવતા નથી. યાવત્ મારતા નથી. તેથી અમે સંયતિ, વિરતિ યાવત્ એકાંત પંડિત છીએ.

હે આર્યો, તમે એક સ્થાનેથી બીજે સ્થાન પર અયતનાપૂર્વક જાઓ છો. તેથી તમે પૃથ્વીકાયના જીવોને દબાવો છો. યાવત્ મારો છો. તેથી તમે અસંયતિ, અવિરત યાવત્ એકાંત બાલ અજ્ઞાની છો.

સ્થવિર સાધુઓએ આવી રીતે ઉત્તર આપીને અન્યતીર્થિકોને નિરુત્તર બનાવ્યા. ત્યાર પછી તેણે 'ગતિપ્રપાત' નામનું અધ્યયન કર્યું.

**ગૌતમ :** અહો ભગવન્! ગતિ પ્રપાતના કેટલા ભેદ છે?

**મહાવીર :** હે ગૌતમ! ગતિપ્રપાતના પાંચ ભેદ છે. (૧) પ્રયોગગતિ (૨) તતગતિ (૩) બંધન-છેદનગતિ (૪) ઉપપાતગતિ (૫) વિહાયોગતિ.

તેનો વિસ્તાર શ્રી પન્નવણા સૂત્ર પદ ૧૬માં સવિસ્તર આપેલો છે.



## (૬૭) ઇરિયાવહી બંધ

### શ્રી ભગવતી સૂત્ર શ. ૮ ઉ. ૮ નો અધિકાર

**૧. ગૌતમ :** અહો ભગવન્! બંધ કેટલા પ્રકારના છે?

**મહાવીર :** હે ગૌતમ! બંધ બે પ્રકારના છેઃ ઇરિયાવહી બંધ અને સાંપરાયિક બંધ.

**૨. ગૌતમ :** અહો ભગવન્! શું ઇરિયાવહી બંધ નારકી, તિર્યંચ, તિર્યંચાણી, મનુષ્ય, મનુષ્યાણી (મનુષ્ય સ્ત્રી), દેવતા, દેવાંગના (દેવી) બાંધે છે?

**મહાવીરઃ** હે ગૌતમ! પૂર્વપ્રતિપન્ન* આશ્રી મનુષ્ય-મનુષ્યાણી

---

* જેણે પહેલા ઇર્યાપથિક કર્મનો બંધ બાંધ્યો છે તેને પૂર્વપ્રતિપન્ન કહે છે, અર્થાત્ જે ઇર્યાપથિક કર્મ બંધના બીજા, ત્રીજા આદિ સમયમાં વર્તમાનમાં હોય એવા ઘણા પુરુષો અને સ્ત્રીઓ હોય છે. તે માટે તેના ભાંગા બતાવેલ નથી. કારણ કે બન્ને પ્રકારના કેવળી (પુરુષ કેવળી ને સ્ત્રી કેવળી) હમેશાં હોય છે ઇર્યાપથિક કર્મના બંધક વીતરાગ, ઉપશાંત, ક્ષીણમોહ અને સયોગી કેવળી ગુણસ્થાનમાં રહેવાવાળા જીવ હોય છે.

બાંધે છે. બાકી પાંચ બાંધતા નથી †પ્રતિપદ્યમાન આશ્રી મનુષ્ય, મનુષ્યણી બાંધે છે તેના ૮ ભાંગા છે, અસંયોગી ૪, દ્વિસંયોગી ૪ (૧) મનુષ્ય એક (૨) મનુષ્યણી એક (૩) મનુષ્ય ઘણા (૪) મનુષ્યણી ઘણી (૫) મનુષ્ય એક, મનુષ્યણી એક (૬) મનુષ્ય એક, મનુષ્યણી ઘણી (૭) મનુષ્ય ઘણા, મનુષ્યણી એક (૮) મનુષ્ય ઘણા, મનુષ્યણી ઘણી.

**૩. ગૌતમ :** અહો ભગવન્ ! ઇર્યાપથિક કર્મ શું સ્રી બાંધે છે, પુરુષ બાંધે છે, નપુંસક બાંધે છે, ઘણી સ્રીઓ બાંધે છે, ઘણા પુરુષો બાંધે છે, ઘણા નપુંસકો બાંધે છે, નોસ્રી, નોપુરુષ, નોનપુંસક બાંધે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સ્રી બાંધતી નથી, પુરુષ બાંધતો નથી. નપુંસક બાંધતો નથી. ઘણી સ્રીઓ નથી બાંધતી, ઘણા પુરુષો નથી બાંધતા, ઘણા નપુંસકો નથી બાંધતા, નોસ્રી નોપુરુષ, નોનપુંસક બાંધે છે. પૂર્વપ્રતિપન્ન આશ્રી વેદ રહિત (અવેદી) ઘણા જીવ બાંધે છે) વર્તમાન પ્રતિપન્ન (પ્રતિપદ્યમાન) આશ્રી વેદ રહિત એક જીવ તથા ઘણા જીવ બાંધે છે. તેના (પ્રતિપદ્યમાનના) ૨૬ ભાંગા છે. અસંયોગી ૬, દ્વિસંયોગી ૧૨, ત્રિસંયોગી ૮, અસંયોગી ભાંગા ૬ આ પ્રમાણે છે.

*(૧) સ્રી પચ્છાકડા એક (૨) પુરુષ પચ્છાકડા એક (૩) નપુંસક પચ્છાકડા એક (૪) પુરુષ પચ્છાકડા ઘણા (૫) સ્રી પચ્છાકડા ઘણા (૬) નપુંસક પચ્છાકડા ઘણા. દ્વિસંયોગી ૧૨ (૧) સ્રી પચ્છાકડા એક, (૨) સ્રી પચ્છાકડા એક, પુરુષ પચ્છાકડા ઘણા (૩) સ્રી પચ્છાકડા ઘણા, પુરુષ પચ્છાકડા એક (૪) સ્રી પચ્છાકડા ઘણા, પુરુષ પચ્છાકડા ઘણા (૫ થી ૧૨) જેવી રીતે સ્રી પચ્છાકડા પુરુષ પચ્છાકડાના કહ્યા તે પ્રમાણે ચાર ભાંગા સ્રી પચ્છાકડા, નપુંસક પચ્છાકડા તથા ચાર ભાંગા પુરુષ

---

†જે જીવ ઇર્યાપથિક બંધના પહેલા સમયમાં વર્તમાન હોય છે તેને પ્રતિપદ્યમાન કહે છે. તેનો વિરહ હોઇ શકે છે. એટલા માટે તેના અસંયોગી ચાર એમ દ્વિસયોગી ૪ એમ આઠ ભાંગા હોય છે.

* જે જીવ ગયા કાળમાં સ્રી હોય, વર્તમાનમાં અવેદી હોય તેને સ્રી પચ્છાકડા કહે છે. તેવી રીતે પુરુષ પચ્છાકડા અને નપુસક પચ્છાકડા પણ સમજી લેવા.

-પચ્છાકડા નપુંસક પચ્છાકડાના કહી દેવા. ત્રિસંયોગી ભાંગા ૮ આંક ૧૧૧, ૧૧૩, ૧૩૧, ૧૩૩, ૩૧૧, ૩૧૩, ૩૩૧, ૩૩૩-જેવી રીતે (૧) સ્ત્રી પચ્છાકડા એક, પુરુષ પચ્છાકડા એક, નપુંસક પચ્છાકડા એક, એવી રીતે ૭ ભાંગાના આંકની અનુસાર કહી દેવા. જ્યાં એકનો આંક છે, ત્યાં એક કહી દેવા, અને જ્યાં ત્રણનો આંક છે ત્યાં ઘણા કહી દેવા.

**ગૌતમ:** અહો ભગવન્ ! શું જીવે ઇર્યાવહી બંધ (૧) ભૂતકાળમાં બાંધ્યો, વર્તમાનમાં બાંધે છે અને ભવિષ્યમાં બાંધશે (૨) બાંધ્યો, બાંધે છે અને નહિ બાંધે (૩) બાંધ્યો, નથી બાંધતો અને બાંધશે (૪) બાંધ્યો, નથી બાંધતો અને નહિ બાંધે (૫) નથી બાંધ્યો, બાંધે છે અને બાંધશે (૬) નથી બાંધ્યો, બાંધે છે અને ભવિષ્યમાં નહિ બાંધે (૭) નથી બાંધ્યો, વર્તમાનમાં બાંધતો નથી પણ ભવિષ્યમાં બાંધશે (૮) નથી બાંધ્યો, વર્તમાનમાં બાંધતો નથી, બાંધશે પણ નહિ ?

**મહાવીર:** હે ગૌતમ ! એક ભવ આશ્રી ભાંગા લાભે ૭. છઠ્ઠો ભાંગો વર્જીને ઘણા ભવ આશ્રી ભાંગા લાભે ૮†

એક ભવ આશ્રી પહેલો ભાંગો તેરમા ગુણસ્થાનમાં બે સમય બાકી હોય તેને હોય છે, બીજો ભાંગો ૧૩મા ગુણસ્થાનમાં એક સમય

---

† ઘણા ભવ આશ્રી (૧) પહેલો ભાગો –બાંધ્યો હતો, બાંધે છે અને બાંધશે તે એવા જીવમા મળે છે કે જેણે ગયા કાળમા (પૂર્વ ભવમા) ઉપશમ શ્રેણી કરી હતી તેને બાંધ્યું હતું, વર્તમાનમાં ઉપશમ શ્રેણીમાં બાંધે છે, અને આવતા ભવમાં શ્રેણી કરશે તેમા બાંધશે.

(૨) **બીજો ભાંગો** બાંધ્યો હતો, બાંધે છે, ભવિષ્યમાં નહિ બાંધે તે એવા જીવમાં મળે છે કે જેણે પૂર્વભવમાં ઉપશમ શ્રેણી હતી તેને બાંધ્યું હતું. વર્તમાનમાં ક્ષપક શ્રેણીમાં બાંધે છે અને પછી મોક્ષમાં જશે એટલે આગામી કાળમાં બાંધશે નહિ.

૩. **ત્રીજો ભાંગો** બાંધ્યું હતું, વર્તમાનમાં બાંધતો નથી પણ ભવિષ્યમાં બાંધશે તે એવા જીવમા મળે છે કે જેણે પૂર્વભવમાં ઉપશમ શ્રેણી કરી હતી તેને બાંધ્યું હતું. વર્તમાન ભવમા શ્રેણી કરતો નથી તેથી બાંધતો નથી. આવતા ભવમાં ઉપશમ શ્રેણી અથવા ક્ષપક શ્રેણી કરશે તેથી બાંધશે.

બાકી રહે ત્યારે હોય છે. (અંતિમ સમયમાં) ત્રીજો ભાંગો ઉપશમ શ્રેણીથી પડતામાં હોય છે. ચોથો ભાંગો ચૌદમા ગુણસ્થાનના પહેલા સમયમાં હોય છે. પાંચમો ભાંગો અગિયારમા અગર બારમા ગુણસ્થાનના પહેલા સમયમાં હોય છે. છઠ્ઠો ભાંગો શૂન્ય યાને ક્યાંય હોતો નથી. સાતમો ભાંગો દસમા ગુણસ્થાનના અંતિમ સમયમાં હોય છે. આઠમો ભાગો અભવ્ય આદિમાં હોય છે.

**ગૌતમ :** અહો ભગવન્ ! કયો જીવ ઇરિયાવહી બંધ અણાઇયા અપજ્જવસિયા (અનાદિ અનંત) બાંધે છે. (૨) અણાઇયા સપજ્જવસિયા (અનાદિ સાંત) બાંધે છે. (૩) સાઇયા અપજ્જવાસિયા (સાદિ અનંત) બાંધે છે (૪) સાઇયા સપજ્જવસિયા (સાદિ-સાંત) બાંધે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સાઇયા સપજ્જવાસિયા બાંધે છે. બાકી ત્રણ (અણાઇયા અપજ્જવાસિયા, અણાઇયા સપજ્જવાસિયા, સાઇયા અપજ્જવાસિયા) બાંધતો નથી.

---

**ચોથો ભાંગો :** બાંધ્યું હતુ, બાંધતો નથી, બાંધશે નહિ તે એવા જીવમાં મળે છે, કે જે વર્તમાનમાં ૧૪ મા ગુણસ્થાનકમા છે, તેને પૂર્વભવમાં બાંધ્યું હતું, વર્તમાનમા બાંધતો નથી, અને આગામી કાળમા બાંધશે પણ નહિ.

**પાંચમો ભાંગો** બાંધ્યો નથી, બાંધે છે અને બાંધશે તે એવા જીવમાં મળે છે, કે જેણે પૂર્વભવમા બાંધ્યું નથી. વર્તમાન ભવમાં ઉપશમ શ્રેણીમાં બાંધે છે. આવતા ભવમા ઉપશમ શ્રેણી અથવા ક્ષપક શ્રેણીમાં બાંધશે.

**છઠ્ઠો ભાંગો** બાંધ્યુ નથી, વર્તમાનમા બાંધે છે. અને ભવિષ્યમાં બાંધશે નહિ, તે એવા જીવમા મળે છે કે જેણે પૂર્વ ભવમાં બાંધ્યું નથી, વર્તમાન ભવમાં ક્ષપક શ્રેણીમા બાંધે છે પછી મોક્ષ પ્રાપ્ત કરશે. એટલે આગામી કાલમાં બાંધશે નહિ.

**સાતમો ભાંગો .** બાંધ્યું નથી, બાંધતો નથી બાંધશે તે એવા જીવમાં મળે છે કે, જેણે પૂર્વભવમા બાંધ્યું નથી, વર્તમાન કાલમાં બાંધતો નથી, આવતા ભવમા ઉપશમ શ્રેણી અથવા ક્ષપક શ્રેણીમા બાંધશે.

**આઠમો ભાંગો :** બાંધ્યુ નથી, બાંધતો નથી, અને બાંધશે પણ નહિ. અભવી જીવમા મળે છે. કારણ કે તેણે પૂર્વ ભવમાં બાંધ્યું નથી. વર્તમાન ભવમાં બાંધતો નથી અને આવતા ભવમાં બાંધશે પણ નહિ. (ઇરિયાવહી કર્મબંધ).

**ગૌતમ** : અહો ભગવન્! શું ઇરિયાવહી બંધ દેશથી દેશ બાંધે છે દેશથી સર્વ બાંધે છે, સર્વથી દેશ બાંધે છે, સર્વથી સર્વ બાંધે છે?

**મહાવીર** : હે ગૌતમ! દેશથી દેશ નથી બાંધતો, દેશથી સર્વ નથી બાંધતો, સર્વથી દેશ નથી બાંધતો, પણ સર્વથી સર્વ બાંધે છે. (જીવના આત્મપ્રદેશ પણ સર્વ અને ઇરિયાવહી કર્મ પણ સર્વ પ્રદેશે)

## (૬૮) પ્રત્યનીકના પ્રકાર

પ્રત્યનીક એટલે વિરોધી અથવા દ્વેષી.

**ગૌતમ** : હે ભગવન્! ગુરુઓની અપેક્ષાએ કેટલા પ્રત્યનીક છે?

**મહાવીર** : હે ગૌતમ! ત્રણ પ્રત્યનીકો કહ્યા છે. તે આ પ્રમાણે. (૧) આચાર્ય પ્રત્યનીક (૨) ઉપાધ્યાય પ્રત્યનીક અને, (૩) સ્થવિર પ્રત્યનીક (ઉંમર, વિદ્યા અથવા દીક્ષાનો કાળ એ બાબતોમાં જે સાધુ મોટો હોય તે).

**ગૌતમ** : હે ભગવન્! ગતિની અપેક્ષાએ કેટલા પ્રત્યનીકો કહ્યા છે?

**મહાવીર** : હે ગૌતમ! ત્રણ પ્રત્યનીકો કહ્યા છે. તે આ પ્રમાણે; ઇન્દ્રિયાદિકથી પ્રતિકૂળ અજ્ઞાન, કષાયાચરણ કરનાર (૧) 'ઇહલોક–પ્રત્યનીક,' ઇન્દ્રિયના વિષયમાં તત્પર રહેનાર (૨) 'પરલોક–પ્રત્યનીક' અને ચૌર્યાદિક વડે ઇન્દ્રિયોના વિષયોમાં તત્પર રહેનાર તે (૩) 'ઉભયલોક પ્રત્યનીક'.

## (૬૯) વ્યવહાર

**ગૌતમ** : અહો ભગવન્! વ્યવહાર* કેટલા પ્રકારે કહ્યો છે?

**મહાવીર** : હે ગૌતમ! વ્યવહાર પાંચ પ્રકારે કહ્યો છે; (૧) આગમ વ્યવહાર, (૨) શ્રુત વ્યવહાર, (૩) આજ્ઞા વ્યવહાર, (૪) ધારણા વ્યવહાર, (૫) જીત વ્યવહાર.

---

*મોક્ષાભિલાષી જીવોની પ્રવૃત્તિ અને નિવૃત્તિને તથા પ્રવૃત્તિનિવૃત્તિના જ્ઞાનને વ્યવહાર કહે છે.

આ પાંચમાંથી જેને આગમજ્ઞાન હોય તેણે આગમજ્ઞાનથી વ્યવહાર ચલાવવો જોઇએ. ત્યાં શેષ ૪ વ્યવહારોની જરૂર નથી. જેની પાસે આગમજ્ઞાન ન હોય તેણે શ્રુત (સૂત્ર)થી વ્યવહાર ચલાવવો જોઇએ, ત્યાં શેષ ૩ વ્યવહારોની જરૂર નથી. જેને શ્રુત (સૂત્ર) ન હોય તો તેણે આજ્ઞા વ્યવહાર ચલાવવો જોઇએ. ત્યાં શેષ ૨ ની જરૂર નથી. આજ્ઞા વ્યવહાર ન હોય તેણે ધારણાથી વ્યવહાર ચલાવવો જોઇએ. ધારણા વ્યવહાર ન હોય તો જીત વ્યવહારથી વ્યવહાર ચલાવવો જોઇએ.

એ પાંચ વ્યવહારોની ઉચિત પ્રવૃત્તિ અને પાપથી નિવૃત્તિ કરવી અને કરતો થકો સાધુ કેવળ જિનોપદેશનો આરાધક હોય છે.

---

૧. આગમ વ્યવહાર : કેવળજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, અવધિજ્ઞાન, ચૌદપૂર્વ દસ અને પૂર્વનું જ્ઞાન આગમ કહેવાય છે. આગમજ્ઞાન દ્વારા ચલાવેલી પ્રવૃત્તિનિવૃત્તિને આગમ વ્યવહાર કહે છે.

૨. શ્રુત વ્યવહાર : આચારકલ્પ આદિ શ્રુતજ્ઞાન કહેવાય છે શ્રુતજ્ઞાન દ્વારા ચલાવેલી પ્રવૃત્તિનિવૃત્તિને શ્રુતવ્યવહાર કહે છે.

૩. આજ્ઞા વ્યવહાર : અતિચારોની આલોચના કરવા માટે કોઈ ગીતાર્થ સાધુએ પોતાના અગીતાર્થ શિષ્યની સાથે બીજા દેશમાં રહેલા ગીતાર્થ સાધુની પાસે ગૂઢ અર્થવાળું પદ મોકલ્યું. તે ગૂઢ અર્થવાળાં પદોને સમજી તે ગીતાર્થ સાધુએ પરત ગૂઢ અર્થવાળાં પદોમાં અતિચારોની શુદ્ધિ માટે પ્રાયશ્ચિત્ત મોકલ્યું, તેને આજ્ઞા વ્યવહાર કહે છે.

૪. ધારણા વ્યવહાર : દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવનો વિચાર કરીને ગીતાર્થ સાધુએ જે અપરાધમાં જે પ્રાયશ્ચિત્ત કહ્યું છે તેની ધારણાથી તેવા અપરાધમાં તેવા પ્રકારનું પ્રાયશ્ચિત્ત દેવું તે ધારણા વ્યવહાર કહેવાય છે. અથવા કોઇ સાધુ સર્વ છેદસૂત્ર ભણી ન શકે તેને ગુરુ જે પ્રાયશ્ચિત્તપદ શિખડાવે તેને ધારણ કરવુ તે ધારણા વ્યવહાર કહેવાય છે.

૫. જીત વ્યવહાર : દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવની અપેક્ષા શારીરિક બળ, ધૈર્ય આદિની હાનિનો વિચાર કરી જે પ્રાયશ્ચિત્ત દેવાય છે તે જીત વ્યવહાર કહેવાય છે. અથવા ગીતાર્થ સાધુ સાથે મળીને જે મર્યાદા બાંધે છે તેને જીત વ્યવહાર કહેવાય છે.

## (૭૦) પરિષહ

**ગૌતમ :** હે ભગવન્ ! કર્મપ્રકૃતિ કેટલી કહેવામાં આવી છે ?

**મહાવીર :** હે ગૌતમ ! કર્મ પ્રકૃતિઓ આઠ કહેવામાં આવી છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય; નામ, ગોત્ર અને અંતરાય

**ગૌતમ :** હે ભગવન્ ! કેટલા પરિષહો કહ્યા છે ?

**મહાવીર :** હે ગૌતમ ! પરિષહો ૨૨ છે. ક્ષુધા, તૃષા, શીત, ઉષ્ણ, દંશ–મસક (ડાંસ–મચ્છર), નગ્નતા, અરતિ, (કંટાળો), સ્ત્રી, ચર્યા (ગામેગામ પગપાળા ફરવું તે), નૈષેધિકી (શ્મશાન વગેરે સ્વાધ્યાય, ધ્યાન ઈત્યાદિનાં સ્થાન) શય્યા, આક્રોશ (તિરસ્કાર), વધ (માર), યાચના, અલાભ, રોગ, તૃણસ્પર્શ, જલ્લ (મળ), સત્કાર, પુરસ્કાર, પ્રજ્ઞા, અજ્ઞાન અને દર્શન (શ્રદ્ધા).

આ બધી સાધકના માર્ગમાં આવતી મુશ્કેલીઓ છે.

તે બાવીસે પરિષહોનો ચાર કર્મ પ્રકૃતિઓમાં સમાવેશ થાય છે. તે આ પ્રમાણે: જ્ઞાનાવરણીય, વેદનીય, મોહનીય અને અંતરાય.

તેમાં જ્ઞાનાવરણીય કર્મમાં પ્રજ્ઞા અને અજ્ઞાન એ બે પરિષહોનો સમાવેશ થાય છે. પ્રજ્ઞાનો અભાવ તેમ જ જ્ઞાનનો અભાવ જ્ઞાનાવરણીય કર્મના ઉદયથી જ થાય છે.

વેદનીય કર્મમાં ક્ષુધા, પિપાસા, શીત, ઉષ્ણ, દંશ–મસક, ચર્યા, શય્યા, વધ, રોગ, તૃણસ્પર્શ અને મલપરિષહ એ અગિયારનો સમાવેશ થાય છે.

દર્શન મોહનીય કર્મમાં દર્શન પરિષહ એકલાનો સમાવેશ થાય છે.

ચારિત્ર મોહનીય કર્મમાં અરતિ, નગ્નતા, સ્ત્રી, નૈષેધિકી, યાચના, આક્રોશ અને સત્કાર પુરસ્કાર એ સાતનો સમાવેશ થાય છે.

અંતરાય કર્મમાં અલાભ પરિષહનો સમાવેશ થાય છે.

(આયુષ્ય-સિવાયનાં) સાત પ્રકારનાં કર્મ બાંધનારને બાવીસ પરિષહો કહ્યા છે. પરંતુ એક સાથે તે વીસને અનુભવે છે. કારણ કે જ્યારે

શીતને અનુભવે ત્યારે ઉષ્ણને ન અનુભવે,< અને ચર્યાને અનુભવે ત્યારે નૈષેધિકીને ન અનુભવે.{}

આઠ પ્રકારના કર્મ બાંધનારને માટે તેમ જ જાણવું.

આયુષ્ય અને મોહનીય એ બે સિવાયના છ પ્રકારનાં કર્મ બાંધનારને* (દર્શનમોહનીય અને ચારિત્ર મોહનીયના મળીને આઠ પરિષહો બાદ થતાં) ૧૪ પરિષહ હોય છે, પણ તે એક સાથે બારને જ અનુભવે છે. કારણ કે જ્યારે શીત અનુભવે ત્યારે ઉષ્ણ નહિ અને ચર્યા વખતે શય્યાને ન અનુભવે.<

માત્ર વેદનીય રૂપી એક જ કર્મ બાંધનાર વીતરાગ છદ્મસ્થને (૧૧ મા અને ૧૨ મા ગુણસ્થાન વખતે. તેને વીતરાગછદ્મસ્થ કહે છે) છ પ્રકારનાં કર્મ બાંધનાર જેટલા પરિષહ જાણવા. પરંતુ સયોગી ભવસ્થ કેવળજ્ઞાનીને (૧૩ મા ગુણસ્થાન વખતે) જ્ઞાનાવરણીયના બે પરિષહો વધુ બાદ કરતાં ૧૧ પરિષહો સંભવે છે. પણ તેમાં એક સાથે તે નવને જ અનુભવે છે. કારણ કે શીત-ઉષ્ણ, અને ચર્યા-શય્યા એ બે જોડકાંમાંથી ગમે તે એકને જ તે અનુભવે છે.

કર્મબંધ રહિત અયોગી ભવસ્થ કેવળજ્ઞાનીને (૧૪ મા ગુણસ્થાન-વાળાને) અગિયાર પરિષહો તે પ્રમાણે છે.

---

< તેનાથી ઊલટું પણ સમજી લેવું.

{} ચર્યાથી એમ તો શય્યા પણ વિરુદ્ધ છે, પરંતુ ગામ જવા નીકળ્યો હોય, ત્યારે રસ્તામાં વિશ્રામભોજનાદિ માટે થોડો વખત શય્યાસેવન કરે-પણ ખરો, પણ તે વખતેય તેના મનમા ચર્યાનું ઔત્સુક્ય હજુ શમ્યું નથી હોતું; તેથી વાસ્તવિક રીતે તેની ચર્યા (મુસાફરી) જ ચાલુ હોય છે.

* 'સૂક્ષ્મસંપરાય (૧૦મા) ગુણસ્થાનવાળાને' તેને સરાગછદ્મસ્થ કહે છે. કારણ કે હજુ લોભના સૂક્ષ્મ અંશો તેનામાં વિદ્યમાન છે; અને તેને કેવળજ્ઞાન થયું નથી.

< અહીં તો મોહનીય અવિદ્યમાન જેવું થયું હોવાથી, સર્વત્ર અનૌત્સુક્યજ પ્રવર્તે છે. તેથી શય્યાકાળે તે શય્યામાં જ વર્તે છે; ચર્યાની ઉત્સુકતા તે વખતે તેને ન હોવાથી ચર્યામા નથી હોતો.

## (૭૧) દેશબંધ સર્વબંધ

### શ્રી ભગવતી સૂત્ર શ. ૮ ઉ. ૯ નો અધિકાર

**ગૌતમ :** અહો ભગવન્! ઔદારિક શરીર પ્રયોગ–બંધ કયા કર્મના ઉદયથી બંધાય છે?

**મહાવીર :** હે ગૌતમ! આઠ બોલોથી બંધાય છે. ☐ (૧) વીર્ય (૨) સયોગ (મન આદિ) (૩) દ્રવ્ય (૪) પ્રમાદ (૫) કર્મ (૬) યોગ (કાયા આદિ) (૭) ભવ (૮) આયુષ્ય આદિ હેતુઓથી અને ઔદારિક શરીર પ્રયોગ–બંધ નામકર્મના ઉદયથી ઔદારિક શરીર–પ્રયોગ–બંધ થાય છે.

**ગૌતમ :** અહો ભગવન્! ઔદારિક શરીર કેટલા ઠેકાણે (સ્થાનમાં) હોય છે?

**મહાવીરઃ** હે ગૌતમ! ઔદારિક શરીર ૧૨ ઠેકાણે હોય છે. (૧) સમુચ્ચય જીવ (૨) સમુચ્ચય એકેંદ્રિય (૩–૭) પાંચ સ્થાવર (પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય) (૮–૧૦) ત્રણ વિકલેંદ્રિય (બે ઇન્દ્રિય, ત્રિઇંદ્રિય, ચૌરેંદ્રિય) (૧૧) તિર્યંચ ૫ ચેંદ્રિય (૧૨) મનુષ્ય.

---

☐ મકાનનું દૃષ્ટાંત. (૧) દ્રવ્ય–ચૂનો–ઇંટ આદિ. (૨) વીર્ય–ખરીદવામા પરાક્રમ. (૩) સયોગ–વસ્તુનો સયોગ મળવો. (૪) યોગ–કારીગર આદિની વ્યવસ્થા. (૫) કર્મ–શુભ ઉદય હોય તો મકાન બને. (૬) આયુષ્ય–મકાન બનાવવાવાળાનુ આયુષ્ય લાંબું હોય તો હવેલી (મકાન) પૂર્ણ થાય. (૭) ભવ–જેનામાં જેવી શકિત હોય તેવું મકાન બનાવે, પરતુ મનુષ્ય વિના મકાન બની શકતું નથી. (૮) કાળ–ત્રીજા, ચોથા, પાચમા આરામાં હવેલી (મકાન) બને છે.

હવે તે આઠ બોલ શરીર ઉપર ઉતારે છે.

(૧) દ્રવ્ય–શરીર બનવા યોગ્ય પુદ્ગલ (૨) વીર્ય–તે પુદ્ગલો એકઠાં કરવા. (૩) સંયોગ–મનના પરિણામ સહિત (૪) યોગ–શરીરની વ્યવસ્થા (૫) કર્મ–જેવા શુભાશુભ કર્મ કર્યાં હોય તેવુ શુભાશુભ શરીર બને છે. (૬) આયુષ્ય–જો આયુષ્ય લાંબું હોય તો શરીર પૂર્ણ થાય છે, નહિ તો અપર્યાપ્ત અવસ્થામાં જ મરણ થાય છે (૭) ભવ–તિર્યંચ અને મનુષ્ય વિના ઔદારિક શરીર બનતું નથી. (૮) કાળ–જે જે કાળ હોય તેવી અવગાહના હોય છે. આ રીતે ઔદારિક શરીરનો બંધ ઉપરોકત આઠ કારણોથી થાય છે.

**ગૌતમ :** અહો ભગવન્! બાર બોલોના સર્વબંધની< સ્થિતિ કેટલી છે?

**મહાવીર :** હે ગૌતમ! જઘન્ય ઉત્કૃષ્ટ એક સમયની.

**ગૌતમ :** અહો ભગવન્! બાર બોલોના દેશબંધની સ્થિતિ કેટલી છે?

**મહાવીર :** હે ગૌતમ! સમુચ્ચય જીવ, તિર્યંચ પંચેંદ્રિય અને મનુષ્ય એ ત્રણ બોલોની સ્થિતિ જઘન્ય ૧ સમયની, ઉત્કૃષ્ટ ત્રણ પલ્યોપમમાં એક સમય ઊણી (ઓછી). સમુચ્ચય એકેંદ્રિય અને વાયુકાયની સ્થિતિ જઘન્ય એક એક સમયની, ઉત્કૃષ્ટ પોતપોતાની સ્થિતિથી એક એક સમય ઊણી. ચાર સ્થાવર અને ત્રણ વિકલેંદ્રિયના દેશબંધની સ્થિતિ જઘન્ય એક ખુડાગ* ભવ (ક્ષુલ્લક ભવ)માં ત્રણ ત્રણ સમય ઊણી, ઉત્કૃષ્ટ પોતપોતાની સ્થિતિથી એક એક સમય ઊણી (ઓછી).

**ગૌતમ:** અહો ભગવન્! સમુચ્ચય જીવના સર્વબંધનું અંતર (આંતરા) કેટલું છે?

**મહાવીર :** હે ગૌતમ! જઘન્ય એક ખુડાગ ભવમાં ત્રણ

---

< ઉત્પન્ન થતી વખતે પહેલા સમયમાં જે આહાર લે છે તેને સર્વબંધ કહે છે. પહેલા સમય પછી જે આહાર લે છે તેને દેશબંધ કહે છે. જેવી રીતે ઘીથી ભરેલ અને અગ્નિથી તપેલ કડાઇમાં માલપૂડો નાખવામાં આવે તો નાખતા જ પહેલા સમયમાં તે ઘીને માત્ર ખેંચે (શોષે) છે. ત્યાર પછીના સમયોમાં ઘીને ગ્રહણ (ખેંચે) પણ છે અને છોડે પણ છે. તેવી રીતે જીવ જ્યારે પહેલાંના શરીરને છોડી બીજું શરીર ધારણ કરે છે ત્યારે પ્રથમ સમયમાં ઉત્પત્તિસ્થાનમા રહેલા શરીર યોગ્ય પુદ્ગલોને માત્ર ગ્રહણ જ કરે છે. તેથી તેને સર્વબંધ કહે છે. ત્યાર પછીના સમયોમાં પુદ્ગલોને ગ્રહણ કરે છે અને છોડે પણ છે. તેથી તે દેશબંધ કહેવાય છે.

* એક અંતર્મુહૂર્તમાં ૬૫૫૩૬ ખુડાગભવ (ક્ષુલ્લકભવ) હોય છે. એક શ્વાસોશ્વાસમા ૧૭ ઝાઝેરા (થોડા વધુ) ખુડાગભવ હોય છે.

સમય ઊણા, ઉત્કૃષ્ટ ૩૩ સાગર ક્રોડપૂર્વથી એક સમય અધિક.<

**ગૌતમ :** અહો ભગવન્! સમુચ્ચય જીવના દેશબંધનું અંતર કેટલું છે?

**મહાવીર :** હે ગૌતમ! જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ ૩૩ સાગરથી ત્રણ સમય અધિક.≈

**ગૌતમ :** અહો ભગવન્! અગિયારબોલોનું (સમુચ્ચય એકેંદ્રિય, પાંચ સ્થાવર, ત્રણ વિકલેંદ્રિય, તિર્યંચપંચેંદ્રિય અને મનુષ્ય) અંતર કેટલું છે?

**મહાવીર:** હે ગૌતમ! તે અગિયાર બોલોનું અંતર બે પ્રકારે છે. સકાય (સ્વકાય) આશ્રી, પરકાય આશ્રી.{} સકાય આશ્રી અગિયાર બોલોના સર્વબંધનું અંતર જઘન્ય એક ખુડાગ ભવમાં ત્રણ સમય ઊણા, ઉત્કૃષ્ટ પોતપોતાની સ્થિતિથી એક સમય અધિક. સકાય આશ્રી દેશબંધનું અંતર ૪ બોલોનું (સમુચ્ચય એકેંદ્રિય, વાયુકાય, તિર્યંચપંચેંદ્રિય અને મનુષ્ય) જઘન્ય ૧ સમયનું, ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્તનું. બાકીના ૭ બોલોનું સકાય આશ્રી દેશબંધનું અંતર જઘન્ય એક સમયનું, ઉત્કૃષ્ટ ત્રણ સમયનું, પરકાય આશ્રી ૧૧ બોલોમાંથી સમુચ્ચય એકેંદ્રિયનું સર્વબંધનું અંતર જઘન્ય બે ખુડાગ ભવમાં ૩ સમય ઊણા. દેશબંધનું અંતર જઘન્ય એક ખુડાગ ભવથી એક સમય અધિક, ઉત્કૃષ્ટ ૨૦૦૦ સાગર

---

<પહેલાં સમય સર્વબંધમાં રહ્યો. એક સમય કમ ક્રોડપૂર્વ દેશબંધમાં રહ્યો અને ૩૩ સાગર દેવતામાં રહ્યો. દેવતાથી ચ્યવીને પાછો આવતી વખતે બે સમય વાટે વહેતા (વિગ્રહગતિમા) થયા. એ પ્રકારે સર્વબંધકનું અંતર એક સમય અધિક પૂર્વકોટિ (ક્રોડપૂર્વ) અને ૩૩ સાગર હોય છે.

≈તેત્રીસ સાગર દેવતામાં રહ્યો. બે સમય વાટે વહેતાં (વિગ્રહગતિમાં) થયા. એક સમય સર્વબંધમાં થયો. એ પ્રમાણે ૩૩ સાગરથી ત્રણ સમય અધિક થયા.

{}એકેંદ્રિય મરીને પાછો એકેંદ્રિયમાં ઉત્પન્ન થાય તેને સકાય (સ્વકાય) કહે છે અને એકેંદ્રિય મરીને એકેંદ્રિયને છોડીને બીજી કાયામાં ઉત્પન્ન થાય તેને પરકાય કહે છે.

ઝાઝેરા (થોડું વધારે) વનસ્પતિકાયના સર્વબંધનું અંતર જઘન્ય બે ખુડાગ ભવમાં ૩ સમય ઊણા (ઓછુ). દેશબંધનું અંતર જઘન્ય એક ખુડાગ ભવથી એક સમય અધિક, ઉત્કૃષ્ટ અસંખ્યાતકાળ (પુઢવી કાળ). નવ બોલોના (૧૧ બોલોમાંથી સમુચ્ચય એકેંદ્રિય અને વનસ્પતિને છોડીને બાકીના ૯ બોલોનું) સર્વબંધનું અંતર જઘન્ય બે ખુડાગ ભવમાં ત્રણ સમય ઊણા (ઓછું), ઉત્કૃષ્ટ અનંતકાળ. "વનસ્પતિકાયનું." દેશબંધનું અંતર જઘન્ય એક ખુડાગ ભવથી એક સમય અધિક, ઉત્કૃષ્ટ અનંતકાળનું. (વનસ્પતિકાળ).

**અલ્પબહુત્વ**: સર્વથી થોડા ઔદારિક શરીરના સર્વબંધક, તેથી અબંધક વિશેષાધિક, તેથી દેશબંધક અસંખ્યાતગુણા.

**ગૌતમ** : અહો ભગવન્ ! વૈક્રિયશરીર પ્રયોગ-બંધ કયા કર્મના ઉદયથી બંધાય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! ૯ બોલોથી બંધાય છે. આઠ બોલ જે ઔદારિક શરીરમાં કહ્યા તે કહી દેવા અને નવમો બોલ વૈક્રિય લબ્ધિ કહેવો. તથા વૈક્રિય શરીર-પ્રયોગ નામ-કર્મના ઉદયથી વૈક્રિય શરીર-પ્રયોગ-બંધ થાય છે.

**ગૌતમ** : અહો ભગવન્ ! વૈક્રિયશરીર કેટલા ઠેકાણે (સ્થાનમાં) મળે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! છઠેકાણે હોય છે. (૧) સમુચ્ચય જીવ (૨) નારકી (૩) દેવતા (૪) વાયુકાય (૫) તિર્યંચ પંચેંદ્રિય (૬) કર્મભૂમિના પર્યાપ્ત સજ્ઞી મનુષ્ય

**ગૌતમ** : અહો ભગવન્ ! વૈક્રિય શરીરના સર્વબંધની સ્થિતિ કેટલી છે ?

**મહાવીર**: હે ગૌતમ ! સમુચ્ચય જીવમાં જઘન્ય એક સમયની ઉત્કૃષ્ટ બે સમયની. બાકી ૫ બોલો (નારકી, દેવતા, વાયુકાય, તિર્યંચ, પંચેંદ્રિય મનુષ્ય)ના સર્વબંધની સ્થિતિ જઘન્ય ઉત્કૃષ્ટ એક સમયની.

**ગૌતમ :** અહો ભગવન્ ! વૈક્રિય શરીરના દેશબંધની સ્થિતિ કેટલી છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સમુચ્ચય જીવમાં જઘન્ય એક સમયની. ઉત્કૃષ્ટ ૩૩ સાગરમાં એક સમય ઊણી. વાયુકાય તિર્યંચ પંચેંદ્રિયના દેશબંધની સ્થિતિ જઘન્ય એક સમયની, ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્તની. નારકી, દેવતાના વૈક્રિય શરીરના દેશબંધની સ્થિતિ જઘન્ય ૧૦,૦૦૦ વર્ષમાં ત્રણ સમય ઊણી, ઉત્કૃષ્ટ ૩૩ સાગરમાં એક સમય ઊણી.

**ગૌતમ :** અહો ભગવન્ ! વૈક્રિય શરીરના સર્વબંધ અને દેશબંધનું અંતર કેટલું ?

**મહાવીર :** હે ગૌતમ ! સમુચ્ચય જીવમાં જઘન્ય એક સમયનું, ઉત્કૃષ્ટ અનંતકાળનું (વનસ્પતિકાળ), વાયુકાયનું સકાય (પોતાની કાય યાને વાયુકાય) આશ્રી જઘન્ય અંતર્મુહૂર્તનું, ઉત્કૃષ્ટ અસંખ્યાતકાળનું (ક્ષેત્ર પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ). પરકાય (અન્યકાય યાને વાયુકાયની સિવાય બીજી કાય) આશ્રી જઘન્ય અંતર્મુહૂર્તનું, ઉત્કૃષ્ટ અનંતકાળનું. (વનસ્પતિકાળ) તિર્યંચ પંચેંદ્રિય અને મનુષ્યના સકાય આશ્રી સર્વબંધ અને દેશબંધનું અંતર જઘન્ય અંતર્મુહૂર્તનું, ઉત્કૃષ્ટ પ્રત્યેક ક્રોડ પૂર્વનું, પરકાય આશ્રી જઘન્ય અંતર્મુહૂર્તનું, ઉત્કૃષ્ટ અનંતકાળનું. (વનસ્પતિકાળ) નારકી દેવતાનું સકાય આશ્રી અંતર નથી. પરકાય આશ્રી નારકીથી માંડીને આઠમા દેવલોક સુધી સર્વબંધનું અંતર જઘન્ય પોતપોતાની સ્થિતિથી અંતર્મુહૂર્ત અધિક, ઉત્કૃષ્ટ અનંતકાળનું (વનસ્પતિકાળ). દેશબંધનું અંતર જઘન્ય અંતર્મુહૂર્તનું, ઉત્કૃષ્ટ અનંતકાળનું (વનસ્પતિકાળ). નવમા દેવલોકથી માંડીને નવ ગ્રૈવેયક સુધી સર્વબંધનું અંતર જઘન્ય પોતપોતાની સ્થિતિથી પ્રત્યેક વર્ષ અધિક, ઉત્કૃષ્ટ અનંતકાળનું (વનસ્પતિ કાળ). દેશબંધનું અંતર જઘન્ય પ્રત્યેક વર્ષનું, ઉત્કૃષ્ટ અનંતકાળનું (વનસ્પતિ કાળ). ચાર અનુત્તર વિમાનના સર્વબંધનું અંતર જઘન્ય પોતપોતાની સ્થિતિથી પ્રત્યેક વર્ષ અધિક, ઉત્કૃષ્ટ સંખ્યાતા સાગરોપમનું. દેશબંધનું અંતર જઘન્ય* પ્રત્યેક વર્ષનું, ઉત્કૃષ્ટ સંખ્યાતા સાગરોપમનું. સર્વબંધ અને દેશબંધનું અંતર નથી.

---

*પ્રત્યેક વર્ષ એટલે બેથી નવ વર્ષ.

અલ્પબહુત્વ : સર્વથી થોડા વૈક્રિય શરીરના સર્વબંધ, તેથી દેશબંધક અસંખ્યાત ગુણા, તેથી અબંધક અનંતગુણા.

**ગૌતમ** : અહો ભગવન્ ! આહારક શરીર પ્રયોગબંધ કયા કર્મના ઉદયથી થાય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! ૯ બોલોથી બાંધે છે. આઠ તે ઔદારિક માફક કહી દેવા અને નવમો બોલ આહારક લબ્ધિ કહેવો. તથા આહારક શરીર–પ્રયોગ નામ કર્મના ઉદયથી આહારક શરીર–પ્રયોગ બંધ થાય છે.

**ગૌતમ** : અહો ભગવન્ ! આહારકશરીર કેટલાં સ્થાનોમાં હોય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! બે સ્થાનોમાં હોય છે. સમુચ્ચય જીવ અને મનુષ્યમાં.

**ગૌતમ** : અહો ભગવન્ ! આહારક શરીરના સર્વબંધ અને દેશબંધની સ્થિતિ કેટલી છે ?

**મહાવીર** : હે ગૌતમ ! સર્વબંધની સ્થિતિ જઘન્ય ઉત્કૃષ્ટ એક સમયની, દેશબંધની જઘન્ય ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્તની.

**ગૌતમ** : અહો ભગવન્ ! આહારક શરીરના સર્વબંધ અને દેશબંધનું અંતર કેટલું છે ?

**મહાવીર** : હે ગૌતમ ! આહારક શરીરના સર્વબંધ અને દેશબંધનું અંતર જઘન્ય અંતર્મુહૂર્તનું, ઉત્કૃષ્ટ દેશ ઊણા (થોડા ઓછા) અર્ધ પુદ્ગલ પરાવર્તનકાળનું.

અલ્પબહુત્વ : સર્વથી થોડા આહારક શરીરના સર્વબંધક, તેથી દેશબંધક સંખ્યાતગુણા, તેથી અબંધક અનંતગુણા.

**ગૌતમ** : અહો ભગવન્ ! તૈજસ કાર્મણ શરીર કયા કર્મના ઉદયથી બંધાય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! સવીર્યતા, સયોગતા, સદ્દ્રવ્યતા યાવત્ આયુષ્ય એ આઠ બોલોથી તથા તૈજસ કાર્મણ શરીર પ્રયોગ નામકર્મના ઉદયથી તૈજસ કાર્મણ શરીરનો બંધ થાય છે.

**ગૌતમ :** અહો ભગવન્ ! તૈજસ કાર્મણ શરીર કયા સ્થાનોમાં હોય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! ચોવીસ દંડકના જીવોમાં હોય છે.

**ગૌતમ :** અહો ભગવન્ ! તૈજસ કાર્મણ શરીર (પ્રયોગ બંધ) શું દેશબંધ છે યા સર્વબંધ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! દેશબંધ છે, સર્વબંધ નથી.

**ગૌતમ :** અહો ભગવન્ ! તૈજસ કાર્મણ શરીર દેશબંધની સ્થિતિ કેટલી છે ?

**મહાવીર :** હે ગૌતમ ! તૈજસ કાર્મણ શરીરના બે ભાંગા છેઃ અણાઇયા અપજ્જવસિયા (અનાદિ અનંત) અભવીઆશ્રી. અણાઇયા સપજ્જવસિયા અનાદિ સાંત) ભવી આશ્રી.

**ગૌતમ :** અહો ભગવન્ ! તૈજસ કાર્મણ શરીરના અંતર કેટલા છે ?

**મહાવીર :** હે ગૌતમ ! તૈજસ કાર્મણ શરીરના અંતર નથી.

અલ્પબહુત્વ : સર્વથી થોડા તૈજસ કાર્મણ શરીરના અબંધક, તેથી દેશબંધક અનંતગુણા.

પાંચ શરીરના દેશબંધ, સર્વબંધ અને અબંધનો એક સાથે સાથે અલ્પબહુત્વ: (૧) સર્વથી થોડા આહારક શરીરના સર્વબંધક (૨) તેથી આહારક શરીરના દેશબંધક સંખ્યાતગુણા (૩) તેથી વૈક્રિય શરીરના સર્વબંધક અસંખ્યાતગુણા (૪) તેથી વૈક્રિય શરીરના દેશબંધક અસંખ્યાતગુણા (૫) તેથી તૈજસ કાર્મણ શરીરના અબંધક અનંતગુણા (૬) તેથી ઔદારિક શરીરના સર્વબંધક અનંતગુણા (૭) તેથી ઔદારિક શરીરના અબંધક વિશેષાધિક (૮) તેથી ઔદારિક શરીરના દેશબંધક અસંખ્યાતગુણા (૯) તેથી તૈજસ કાર્મણ શરીરના દેશબંધક વિશેષાધિક (૧૦) તેથી વૈક્રિય શરીરના અબંધક વિશેષાધિક (૧૧) તેથી આહારક શરીરના અબંધક વિશેષાધિક.



## પ્રયોગબંધ, વિસ્રસા બંધ

**ગૌતમ :** અહો ભગવન્ ! બંધ કેટલા પ્રકારના છે ?

**મહાવીર :** હે ગૌતમ ! બંધ બે પ્રકારના છે. (૧) પ્રયોગ બંધ {}(૨) વિસ્રસાબંધ (વીસસા બંધ).

**ગૌતમ :** અહો ભગવન્ : વિસ્રસાબંધના કેટલા ભેદ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! વિસ્રસાબંધના બે ભેદ છે. સાદિ વિસ્રસાબંધ અને અનાદિ વિસ્રસાબંધ.

**ગૌતમ :** અહો ભગવન્ ! અનાદિ વિસ્રસાબંધના કેટલા ભેદ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! અનાદિ વિસ્રસાબંધના ત્રણ ભેદ છે. (૧) ધર્માસ્તિકાય અન્યોન્ય અનાદિ વિસ્રસાબંધ, (૨) અધર્માસ્તિકાય અન્યોન્ય અનાદિ વિસ્રસાબંધ. (૩) આકાશાસ્તિકાય અન્યોન્ય અનાદિ વિસ્રસાબંધ. આ ત્રણ દેશબંધ છે, સર્વબંધ નથી આ ત્રણની સ્થિતિ સદાકાળ છે.

**ગૌતમ :** અહો ભગવન્ ! સાદિ વિસ્રસાબંધના કેટલા ભેદ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! ત્રણ ભેદ છે. // બંધનપ્રત્યયિક, ભાજન પ્રત્યયિક અને પરિણામ પ્રત્યયિક.

---

{} જે મન વચન કાયાના યોગોની પ્રવૃત્તિથી બંધાય છે તેને પ્રયોગબંધ કહે છે. જે સ્વાભાવિકરૂપથી બંધાય છે તેને વિસ્રસા (વીસસા) બંધ કહે છે

// સ્નિગ્ધતા આદિ ગુણોથી પરમાણુઓનો જે બંધ થાય છે તેને બંધનપ્રત્યયિક બંધ કહે છે.

ભાજન એટલે આધારના નિમિત્તથી જે બંધ થાય છે તેને ભાજનપ્રત્યયિક બંધ કહે છે. જેવી રીતે – ઘડામાં રાખેલો જૂનો મદિરા (દારૂ) ઘટ્ટ બની જાય છે, જૂનો ગોળ અગર જૂના ચોખાનો પિંડ બંધાઇ જાય છે તેને ભાજન પ્રત્યયિક બંધ કહે છે.

પરિણામ યાને રૂપાંતર તેના નિમિત્તથી જે બંધ થાય છે તેને પરિણામપ્રત્યયિક બંધ કહે છે.

બંધન પ્રત્યાયક બંધ, એક પરમાણુથી માંડીને અનંતપ્રદેશી સુધી જઘન્ય ગુણ વર્જીને સ્નિગ્ધનો વિષમ બંધ હોય છે, સમબંધ હોતો નથી. રૂક્ષ રૂક્ષનો જઘન્ય ગુણ વર્જીને વિષમબંધ હોય છે. સમબંધ હોતો નથી. એક ગુણ વર્જીને સ્નિગ્ધ રૂક્ષનો સમબંધ અને વિષમબંધ બન્ને હોય છે.

ભાજનપ્રત્યયિક બંધ: (વાસણ સબંધી) બંધ વાસણમાં રાખેલો જૂનો મદિરા ઘટ્ટ બની જાય છે. જૂનો ગોળ, ચોખા, આદિનો પિંડ થઇ જાય છે. પરિણામ પ્રત્યયિકબંધ:—વાદળ આદિના પરિણામથી બંધ થાય છે.

**ગૌતમ :** અહો ભગવન્! તે ત્રણ બંધની સ્થિતિ કેટલી છે?

**મહાવીર :** હે ગૌતમ! બંધનપ્રત્યયિક બંધની સ્થિતિ જઘન્ય એક સમયની, ઉત્કૃષ્ટ અસંખ્યાત કાળની. ભાજનપ્રત્યયિક બંધની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્તની, ઉત્કૃષ્ટ સંખ્યાતાકાળની, પરિણામ પ્રત્યયિક બંધની સ્થિતિ જઘન્ય એક સમયની ઉત્કૃષ્ટ ૬ માસની.

**ગૌતમ :** અહો ભગવન્! પ્રયોગબંધના કેટલા ભેદ છે?

**મહાવીર :** હે ગૌતમ! ત્રણ ભેદ છે. (૧) અનાદિઅનંત (૨) સાદિઅનંત, (૩) સાદિસાંત, જીવના આઠ મધ્ય પ્રદેશોમાંથી ત્રણ ત્રણ પ્રદેશોમાં અનાદિઅનંત બંધ છે.

સાદિસાંતના ૪ ભેદ (૧)* આલાયનબંધ (૨) આલિનબંધ (૩) શરીરબંધ (૪) શરીરપ્રયોગબંધ.

---

* આલાયનબંધ : દોરી આદિથી ઘાસ આદિને બાધવુ આલાયન બંધ છે.

આલિન બંધ : લાખ આદિ દ્વારા એક પદાર્થને બીજા પદાર્થની સાથે બાંધવું આલિનબંધ છે.

શરીરબંધ : સમુદ્ઘાત કરતા વખતે વિસ્તારિત અને સંકોચિત જીવ પ્રદેશોના સંબંધથી તૈજસ આદિ શરીર પ્રદેશોના સબધ શરીરબંધ છે. અથવા સમુદ્ઘાત કરતી વખતે સંકુચિત થતો આત્મ પ્રદેશોનો સંબંધ શરીરબંધ છે.

શરીરપ્રયોગબંધ : ઔદારિકાદિ શરીરની પ્રવૃત્તિથી શરીરના પુદ્ગલોના ગ્રહણ કરવારૂપ બંધ છે.

ઘાસનો ભારો, લાકડાનો ભારો આદિને દોરી આદિથી બંધવા તે આલાયનબંધ છે.

આલિનબંધના ૪ ભેદ (૧) શ્લેષણા બંધ (૨) ઉચ્ચય બંધ (૩) સમુચ્ચય બંધ (૪) સંહનન બંધ. માટી, ચૂનો, લાખ, આદિનું લેપન કરવું તે શ્લેષણા બંધ છે. ઘાસ, લાકડાં, ભૂસું, કચરો આદિના ઢગલાને ઉચ્ચપણે બાંધવું તે ઉચ્ચયબંધ છે. કૂવા વાવ, તળાવ, ઘર, હાટ આદિ બંધાવવાં તે સમુચ્ચય બંધ છે.

સંહનનબંધના બે ભેદ-દેશ સંહનનબંધ અને સર્વ સંહનન બંધ. ગાડી, રથ, પાલખી આદિને બાંધવું તે દેશસંહનન બંધ છે.

દૂધ અને પાણીનું એકમેક થઈ જવું તે સર્વ સંહનન બંધ છે. આલાયનબંધ અને આલિનબંધ તે બન્નેની સ્થિતિ જઘન્ય અંતમુંહૂર્ત, ઉત્કૃષ્ટ સંખ્યાતાકાળની છે.

શરીરબંધના બે ભેદ :- પૂર્વપ્રયોગ પ્રત્યયિક અને પ્રત્યુત્પન્ન પ્રયોગ પ્રત્યયિક. નારકાદિ સંસારીજીવ વેદનીય કષાયાદિ સમુદ્દઘાત દ્વારા તૈજસ કાર્મણ શરીરના પ્રદેશોને લાંબા પહોળા વિસ્તૃત કરી પછી સંકોચ કરી બાંધે તે પૂર્વપ્રયોગ પ્રત્યયિક શરીબંધ છે. કેવળી ભગવાનને કેવળસમુદ્દઘાત કરતી વખતે પાંચમાં સમયમાં તૈજસ કાર્મણ શરીરનો જે બંધ થાય છે તે પ્રત્યુપન્ન પ્રયોગ પ્રત્યયિક બંધ છે.

**ગૌતમ :-** અહો ભગવન્ ! શરીર પ્રયોગબંધના કેટલા ભેદ છે ?

**મહાવીર :-** હે ગૌતમ ! શરીરપ્રયોગ બંધના ૫ ભેદ છે: (૧) ઔદારિક શરીર પ્રયોગબંધ (૨) વૈક્રિય શરીર પ્રયોગબંધ (૩) આહારક શરીર પ્રયોગ બંધ (૪) તૈજસ શરીર પ્રયોગબંધ (૫) કાર્મણ શરીર પ્રયોગબંધ.

## સંપરાય બંધ

**ગૌતમ :** હે ભગવન્ ! સંપરાય કર્મ કોણ બાંધે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! નારકી, તિર્યંચ, તિર્યંચણી, મનુષ્ય મનુષ્યણી, દેવતા, દેવી સંપરાય કર્મ બાંધે છે.

**ગૌતમ** : હે ભગવન્! સંપરાય બંધ સ્ત્રી બાંધે છે કે પુરુષ બાંધે છે કે નપુંસક બાંધે છે કે બહુ સ્ત્રીઓ બાંધે છે કે બહુ પુરુષ બાંધે છે કે બહુ નપુંસક બાંધે છે કે નોસ્ત્રી નોપુરુષ નોનપુંસક બાંધે છે?

**મહાવીર** : હે ગૌતમ! સ્ત્રી બાંધે છે, પુરુષ બાંધે છે, બહુ સ્ત્રીઓ બાંધે છે, બહુ પુરુષ બાંધે છે, બહુ નપુંસક પણ બાંધે છે.* અવેદી એક જીવ પણ બાંધે છે, બહુ જીવ પણ બાંધે છે.

**ગૌતમ** : હે ભગવન્! અવેદી બાંધે છે તો સ્ત્રી≈ પચ્છાકડા બાંધે છે કે પુરુષ પચ્છાકડા બાંધે છે કે નપુસક પચ્છાકડા બાંધે છે કે બહુ સ્ત્રી પચ્છાકડા બાંધે છે કે બહુ પુરુષ પચ્છાકડા બાંધે છે કે બહુ નપુંસક પચ્છાકડા બાંધે છે?

**મહાવીર** : હે ગૌતમ! સ્ત્રી પચ્છાકડા બાંધે છે, પુરુષ પચ્છાકડા બાંધે છે, નપુંસક પચ્છાકડા બાંધે છે, બહુ સ્ત્રી પચ્છાકડા બાંધે છે, બહુ પુરુષ પચ્છાકડા બાંધે છે, બહુ નપુંસક પચ્છાકડા બાંધે છે. યાવત ૨૬ ભાગા ઇરિયાવહી બંધ માફક કહેવા.

**ગૌતમ** : હે ભગવન્! જીવે સાંપરાય કર્મ (૧) બાંધ્યાં છે, બાંધે છે, બાંધશે? (૨) બાંધ્યાં છે, બાંધે છે, બાંધશે નહિ? (૩) બાંધ્યાં છે, બાંધતા નથી, બાંધશે? (૪) બાંધ્યાં છે, બાંધતા નથી, બાંધશે નહિ?

**મહાવીર** : હે ગૌતમ! જીવે સંપરાય કર્મ બાંધ્યાં છે, બાંધે છે બાંધશે. અભવી જીવની અપેક્ષાએ. (૨) બાંધ્યાં છે, બાંધે છે, બાંધશે નહિ. ભવી જીવની અપેક્ષાએ. (૩) બાંધ્યાં છે, બાંધતા નથી, બાંધશે, ઉપશમશ્રેણીની અપેક્ષાએ (૪) બાંધ્યાં છે, બાંધતા નથી, બાંધશે નહિ ક્ષપકશ્રેણીની અપેક્ષાએ.

---

* અહીં એક વચન બહુવચન જે કહેલ છે તે પૂછનારાઓની અપેક્ષાથી છે. તે રીતે સર્વ સકપાયી જીવ સંપરાય કર્મ બાંધે છે. તત્ત્વ કેવળી ગમ્ય.

≈ જે જીવ ગયા કાળમાં સ્ત્રી હતો, હવે વર્તમાનકાળમાં અવેદી થઇ ગયો છે એને સ્ત્રી પચ્છાકડા કહે છે. એ રીતે પુરુષ પચ્છાકડા અને નપુંસક પચ્છાકડા જાણવા.

**ગૌતમ :** હે ભગવન્! સંપરાય કર્મ આદિ અંત સહિત બાંધે છે? આદિઅંત રહિત બાંધે છે? અનાદિ સાન્ત બાંધે છે? અનાદિ અનંત બાંધે છે?

**મહાવીર :** હે ગૌતમ! સાદિ અનંત છોડીને બાકીના ત્રણ ભાંગા બાંધે છે.

**ગૌતમ :** હે ભગવન્! સંપરાય બંધ દેશથી દેશ બાંધે છે? દેશથી સર્વ બાંધે છે? સર્વથી દેશ બાંધે છે? સર્વથી સર્વ બાંધે છે?

**મહાવીર :** હે ગૌતમ! સર્વથી સર્વ બાંધે છે. બાકીના ત્રણ ભાંગા બાંધતા નથી.

---

## કર્મ પ્રકૃતિ

### ભગવતી સૂત્ર શ. ૮ ઉ. ૧૦ નો અધિકાર

કર્મ પુદ્‌ગલો જીવ દ્વારા ગ્રહણ અથવા કર્મરૂપે પરિણામ પામે છે, તેની સાથે જ તેમાં પ્રકૃતિ, સ્થિતિ, વગેરે અંશોનું નિર્માણ થાય છે. પ્રકૃતિ એટલે જ્ઞાનને આવરવાનો વગેરે સ્વભાવ. તે પ્રકૃતિઓ આઠ પ્રકારની છે.

**ગૌતમ :** હે ભગવન્! કર્મ પ્રકૃતિઓ કેટલી કહી છે?

**મહાવીર :** હે ગૌતમ! આઠ કર્મપ્રકૃતિઓ કહી છે: જેમકે જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય (જેથી સુખદુઃખાદિ અનુભવાય તે), મોહનીય, આયુષ્ય, નામ (જેથી વિશિષ્ટગતિ, જાતિ, આદિ પ્રાપ્ત થાય તે). ગોત્ર અને અંતરાય (જેનાથી દેવા-લેવા-ભોગવવામાં અંતરાય આવે તે).

**ગૌતમ :** હે ભગવન્! જે જીવને જ્ઞાનાવરણીય કર્મ છે, તેને શું દર્શનાવરણીય કર્મ છે? અને જેને દર્શનાવરણીય કર્મ છે તેને શું જ્ઞાનાવરણીય કર્મ છે?

**મહાવીર :** હે ગૌતમ! જેને જ્ઞાનાવરણીય છે, તેને અવશ્ય દર્શનાવરણીય છે, અને જેને દર્શનાવરણીય છે તેને પણ અવશ્ય જ્ઞાનાવરણીય હોય છે.

ગૌતમ : હે ભગવન્! જેને જ્ઞાનાવરણીય છે તેને શું વેદનીય હોય છે? તથા જેને વેદનીય છે, તેને જ્ઞાનાવરણીય હોય છે?

મહાવીર : હે ગૌતમ! જેને જ્ઞાનાવરણીય છે તેને અવશ્ય વેદનીય છે; અને જેને વેદનીય છે તેને જ્ઞાનાવરણીય કદાચ હોય કે કદાચ ન હોય. (કેવળજ્ઞાનીને વેદનીય હોય, પણ જ્ઞાનાવરણીય ન હોય.)

ગૌતમ : હે ભગવન્! જેને જ્ઞાનાવરણીય છે તેને શું મોહનીય છે? તથા જેને મોહનીય છે, તેને જ્ઞાનાવરણીય છે?

મહાવીર : હે ગૌતમ! જેને જ્ઞાનાવરણીય છે તેને મોહનીય કદાચ હોય અને કદાચ ન હોય.* પણ જેને મોહનીય છે તેને અવશ્ય જ્ઞાનાવરણીય હોય છે.

ગૌતમ : હે ભગવન્! જેને જ્ઞાનાવરણીય કર્મ છે તેને શું આયુષ્યકર્મ છે? અને જેને આયુષ્યકર્મ છે તેને જ્ઞાનાવરણીય કર્મ છે?

મહાવીર : હે ગૌતમ! જેમ વેદનીય કર્મ સાથે કહ્યું તેમ આયુષ્યની સાથે પણ જાણવું. એ પ્રમાણે નામ અને ગોત્ર કર્મની સાથે પણ જાણવું. અને જેમ દર્શનાવરણીય સાથે કહ્યું, તેમ અંતરાયકર્મ સાથે જાણવું.

ગૌતમ : હે ભગવન્! જેને દર્શનાવરણીય કર્મ છે તેને વેદનીય છે? તથા જેને વેદનીય છે તેને દર્શનાવરણીય છે?

મહાવીર : હે ગૌતમ! જેમ જ્ઞાનાવરણીય કર્મ ઉપરનાં સાત કર્મો સાથે કહ્યું, તેમ દર્શનાવરણીય કર્મ પણ ઉપરનાં છ કર્મો સાથે કહેવું.

ગૌતમ : હે ભગવન્! જેને વેદનીય છે, તેને મોહનીય છે? અને જેને મોહનીય છે તેને વેદનીય છે?

---

* ક્ષપક એટલે કે જેમાં મોહનીય કર્મનો ક્ષય થઈ ગયો છે, તેને કેવળજ્ઞાન ઉત્પન્ન ન થાય ત્યાં સુધી જ્ઞાનાવરણીય હોય છે; જેના મોહનીયનો ક્ષય નથી થયો, તેને તો મોહનીય અને જ્ઞાનાવરણીય બન્ને હોય છે.

**મહાવીર** : હે ગૌતમ ! જેને વેદનીય છે, તેને મોહનીય કદાચ હોય અને કદાચ ન હોય (ક્ષીણમોહને ન હોય), પણ જેને મોહનીય છે તેને અવશ્ય વેદનીય છે.

**ગૌતમ** : હે ભગવન્ ! જેને વેદનીય છે, તેને શું આયુષ્યકર્મ હોય ?

**મહાવીર** : હે ગૌતમ ! એ બન્ને પરસ્પર અવશ્ય હોય. તે જ પ્રમાણે, નામ અને ગોત્રની સાથે પણ કહેવું; પરંતુ જેને વેદનીય છે તેને અંતરાય કર્મ કદાચ હોય અને કદાચ ન હોય, પણ જેને અંતરાયકર્મ છે તેને અવશ્ય વેદનીય હોય. [વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્ર એ કર્મો તો કેવળજ્ઞાનીને પણ હોય છે; તેમનો તો શરીરના નાશ સાથે જ ક્ષય થાય છે. તેમને પરિભાષામાં 'ચાર કેવલિકર્માંશો' કહે છે].

**ગૌતમ** : હે ભગવન્ ! જેને મોહનીય છે તેને શું આયુષ્ય હોય ? અને જેને આયુષ્ય છે, તેને શું મોહનીય હોય ?

**મહાવીર** : હે ગૌતમ ! જેને મોહનીય છે તેને અવશ્ય આયુષ હોય; પરંતુ જેને આયુષ્ય હોય તેને મોહનીય કર્મ કદાચ હોય, અને કદાચ ન હોય. એ પ્રમાણે નામ, ગોત્ર અને અંતરાય કર્મ કહેવું.

**ગૌતમ** : હે ભગવન્ ! જેને આયુષ્યકર્મ છે, તેને નામકર્મ હોય ? અને જેને નામકર્મ છે, તેને આયુષ્યકર્મ હોય ?

**મહાવીર** : હે ગૌતમ ! તે બન્ને પરસ્પર અવશ્ય હોય, તે પ્રમાણે ગોત્ર સાથે પણ કહેવું.

**ગૌતમ** : હે ભગવન્ ! જેને આયુષ્ય છે. તેને અંતરાયકર્મ હોય ? અને જેને અંતરાય કર્મ છે તેને આયુષ્યકર્મ હોય ?

**મહાવીર** : હે ગૌતમ ! જેને આયુષ્ય છે તેને અંતરાય કદાચ હોય અને કદાચ ન હોય, પણ જેને અંતરાયકર્મ છે, તેને અવશ્ય આયુષ્યકર્મ હોય.

**ગૌતમ** : હે ભગવન્ ! જેને નામકર્મ છે. તેને શું ગોત્રકર્મ હોય, અને જેને ગોત્રકર્મ છે. તેને નામ કર્મ છે ?

**મહાવીર :** હે ગૌતમ! તે બન્ને પરસ્પર અવશ્ય હોય.

**ગૌતમ :** હે ભગવન્! જેને નામકર્મ છે તેને અંતરાયકર્મ હોય? અને જેને અંતરાયકર્મ છે તેને નામકર્મ હોય?

**મહાવીર :** હે ગૌતમ! જેને નામકર્મ છે તેને અંતરાયકર્મ કદાચ હોય અને કદાચ ન હોય, પણ જેને અંતરાયકર્મ છે, તેને અવશ્ય નામકર્મ હોય.

**ગૌતમ :** હે ભગવન્! જેને ગોત્રકર્મ છે, તેને અંતરાયકર્મ હોય?

**મહાવીર :** હે ગૌતમ! જેને ગોત્રકર્મ છે તેને અંતરાયકર્મ કદાચ હોય અને કદાચ ન હોય; પણ જેને અંતરાયકર્મ છે તેને અવશ્ય ગોત્રકર્મ હોય.



## શ્રુત–શીલ અને આરાધના

### ભગવતી શ. ૮ ઉ. ૧૦ નો અધિકાર

**ગૌતમ :** હે ભગવન્! કેટલાક અન્યસંપ્રદાયીઓ એમ કહે છે કે શીલ જ શ્રેય છે. બીજા કહે છે કે શ્રુત એટલે કે જ્ઞાન જ શ્રેય છે અને ત્રીજા કહે છે કે, અન્યોન્ય નિરપેક્ષ શીલ અને શ્રુત શ્રેય છે, તો હે ભગવન્! તેમનું કહેવું બરાબર છે?

**મહાવીર :** હે ગૌતમ તે લોકોનું કહેવું મિથ્યા છે મારા મત પ્રમાણે ચાર પ્રકારના પુરુષો હોય છે.< (૧) કેટલાક શીલ સંપન્ન છે, પણ શ્રુતસંપન્નનથી (૨) કેટલાક શ્રુત-સમ્પન્ન છે પણ શીલ સમ્પન્નનથી (૩) કેટલાક શીલસમ્પન્ન છે અને શ્રુત સમ્પન્ન પણ છે જ્યારે (૪) કેટલાક શીલસમ્પન્ન પણ નથી અને શ્રુત સમ્પન્ન પણ નથી. તેમાં જે પ્રથમ પ્રકારના છે તે શીલવાન છે પણ શ્રુતવાન નથી તે ઉપરત (પાપાદિથી નિવૃત્ત) છે, પણ ધર્મને જાણતો નથી. તે અંશતઃ આરાધક છે. બીજો પુરુષ શીલવાળો નથી, પરંતુ શ્રુતવાળો છે. તે

< વિશેષ વિવેચન માટે જુઓ પરિશિષ્ટ નં. ૧.

પુરુષ અનુપરત (પાપથી અનિવૃત્ત) છતાં ધર્મને જાણે છે. તે પુરુષ અંશતઃ વિરાધક છે. ત્રીજો પુરુષ શીલવાળો છે અને શ્રુતવાળો પણ છે. તે (પાપથી) ઉપરત છે અને ધર્મને જાણે છે. તે સર્વાંશે આરાધક છે, અને જે ચોથો પુરુષ છે, તે શીલથી અને શ્રુતથી રહિત છે. તે પાપથી ઉપરત નથી, અને ધર્મથી અજ્ઞાન છે. તે પુરુષ સર્વાંશે વિરાધક છે.

**પ્રશ્ન :** હે ભગવન્! આરાધના કેટલા પ્રકારની છે?

**ઉત્તર :** હે ગૌતમ! આરાધના ત્રણ પ્રકારની છે.{} (૧) જ્ઞાનારાધના, (૨) દર્શનારાધના, (૩) ચારિત્રારાધના<. તે દરેકના પાછા ઉત્કૃષ્ટ, મધ્યમ અને જઘન્ય એવા ત્રણ ત્રણ પ્રકાર છે. જે જીવને ઉત્કૃષ્ટ જ્ઞાનારાધના હોય તેને ઉત્કૃષ્ટ અને મધ્યમ દર્શનારાધના હોય, જે જીવને ઉત્કૃષ્ટ દર્શનારાધના હોય તેને ઉત્કૃષ્ટ, જઘન્ય અને મધ્યમ જ્ઞાનારાધના હોય.

તેવો જ સંબંધ ઉત્કૃષ્ટ જ્ઞાનારાધના અને ઉત્કૃષ્ટ ચારિત્રારાધનાનો છે. જેને ઉત્કૃષ્ટ દર્શનારાધના હોય તેને ઉત્કૃષ્ટ, જઘન્ય અને મધ્યમ ચારિત્રારાધના હોય. તથા જેને ઉત્કૃષ્ટ ચારિત્રારાધના હોય, તેને અવશ્ય ઉત્કૃષ્ટ દર્શનારાધના હોય.

ઉત્કૃષ્ટ જ્ઞાનારાધનાવાળા જીવોમાંથી કેટલાક તે ભવે જ સિદ્ધ થાય અને સર્વ દુઃખોનો નાશ કરે; કેટલાક બે ભવે સિદ્ધ થાય અને કેટલાક કલ્પોપપન્ન દેવલોકમાં (૧૨મા દેવલોકમાં) અથવા કલ્પાતીત (૯ ગ્રૈવેયક તથા પાંચ અનુત્તર વિમાન) દેવલોકમાં ઉત્પન્ન થાય.

---

{} વિશેષ સમજણ માટે જુઓ પરિશિષ્ટ નં. ૨.

< જ્ઞાનારાધના એટલે યોગ્ય કાળે અધ્યયન, વિનય, તપ અને અનિન્હવ તથા શબ્દભેદ, અર્થભેદ કે ઉભયભેદ ન કરવા તે.

દર્શનાચાર એટલે નિઃશંકિતા, નિષ્કાંક્ષિતા, નિર્વિચિકિત્સા, અમૂઢદૃષ્ટિતા, સમાન ધર્મીઓના ગુણોમાં વૃદ્ધિ કરવી, તેમને સ્થિર કરવા, તેમના ઉપર વાત્સલ્યતા રાખવી, અને ધર્મપ્રચાર કરવો તે.

ચારિત્રાચાર એટલે પાંચ સમિતિઓ અને ત્રણ ગુપ્તિઓ એ પ્રમાણે આઠ યોગો–વ્યાપારોથી યુક્ત રહેવું તે.

ઉત્કૃષ્ટ દર્શનારાધનાવાળાઓનું પણ તેમ જ જાણવું.

ઉત્કૃષ્ટ ચારિત્રારાધનાવાળાઓનું પણ તેમ જ જાણવું.

જ્ઞાનની મધ્યમ આરાધનાવાળા બે ભવ પછી સિદ્ધ થાય, પણ ત્રીજા ભવને અતિક્રમે નહિ.

મધ્યમ દર્શનારાધનાવાળા તેમ જ મધ્યમ ચારિત્રારાધનાવાળાનું પણ તેમ જ જાણવું.

જઘન્ય જ્ઞાનારાધનાવાળામાંથી કેટલાક ત્રીજે ભવે સિદ્ધ થાય, પણ સાત–આઠ ભવથી વધારે ન કરે. તે જ પ્રમાણે જઘન્ય દર્શનારાધના અને ચારિત્રારાધનાનું પણ જાણવું.



## પરિશિષ્ટ ૧

**વિવેચન :** સર્વજ્ઞનાં વચનોમાં એકતા તેમ જ પરસ્પર વિરોધ આવતો નથી પરંતુ છદ્મસ્થોનાં વચનોમાં એમ હોતું નથી. કોઈ અમુક મતની પ્રરૂપણા કરે છે તો કોઈ બીજા પ્રકારની. અન્યતીર્થિકોની પણ એ જ દશા છે: કોઈ અન્યતીર્થી એમ માને છે કે શીલ (પ્રાણાતિપાતાદિથી નિવર્તવારૂપ ક્રિયા ) જ શ્રેષ્ઠ છે, જ્ઞાનનું કોઈ પ્રયોજન (જરૂર) નથી. કારણ કે જ્ઞાન તો પ્રવૃત્તિરહિત હોય છે.

કોઈ અન્યતીર્થિક એમ કહે છે કે જ્ઞાન જ શ્રેષ્ઠ છે, માત્ર જ્ઞાનથી જ ફળ સિદ્ધ થાય છે. જ્ઞાનરહિત ક્રિયાવાનને ફળની સિદ્ધિ થતી નથી. આ રીતે તેઓ શ્રુત (જ્ઞાન)ને જ શ્રેષ્ઠ માને છે.

કેટલાએ અન્યતીર્થિકો એકબીજાના સામન્વય રહિત શ્રુત અને શીલથી અભીષ્ટ (ઇચ્છિત) અર્થની સિદ્ધિ માને છે. તેથી તેઓ ક્રિયારહિત જ્ઞાન અથવા જ્ઞાનરહિત ક્રિયાથી અભીષ્ટ સિદ્ધિ માને છે. શ્રુત અને શીલ દરેક પુરુષની પવિત્રતાનું કારણ છે. તેથી તેઓ કહે છે કે શીલ શ્રેષ્ઠ છે અથવા શ્રુત શ્રેષ્ઠ છે. આ રીતે જુદી જુદી રીતે પ્રરૂપણા કરે છે.

શ્રમણ ભગવાન મહાવીર સ્વામી ગૌતમ સ્વામીને આ પ્રમાણે કહે છે કે–મારો તેમ જ સર્વ સર્વજ્ઞોનો સિદ્ધાંત આ પ્રમાણે છે.

(૧) કોઇ પુરુષ શીલ સમ્પન્ન છે, પરંતુ શ્રુત સમ્પન્ન નથી.

(૨) કોઇ પુરુષ શ્રુત સમ્પન્ન છે, પરંતુ શીલ સમ્પન્ન નથી.

(૩) કોઇ પુરુષ શીલ સમ્પન્ન પણ છે અને શ્રુત સમ્પન્ન પણ છે.

(૪) કોઇ શીલ સમ્પન્ન પણ નથી અને શ્રુત સમ્પન્ન પણ નથી.

આમાંથી પહેલા ભાંગાવાળો જે શીલ સમ્પન્ન છે. પરંતુ શ્રુત સમ્પન્ન નથી તે ઉપરાંત છે. તે તત્ત્વોનો વિશેષ જ્ઞાતા નહીં હોવા છતાં પણ પોતાની સ્વબુદ્ધિથી પાપોથી નિવૃત્ત છે. ગીતાર્થ મુનિની નેશ્રાયમાં તપ કરનાર તે અગીતાર્થ પુરુષ "દેશ આરાધક" છે અર્થાત્ દેશતઃ એટલે કે અંશતઃ મોક્ષમાર્ગની આરાધના કરનાર છે. અહીં મૂળ પાઠમાં "अविण्णाय धम्मे" પદ કહેલ છે. તેનો અર્થ "न विशेषेण ज्ञातः धर्मो येन सः अविज्ञात धर्माः" અર્થાત્ જેણે વિશેષ રૂપથી ધર્મને જાણ્યો નહીં તે પુરુષ "अविज्ञात धर्माः" કહેવાય છે. તાત્પર્ય એ છે કે પ્રથમ ભંગનો સ્વામી દેશ આરાધક પુરુષ તે છે કે જે ચારિત્રની આરાધના કરે છે, પરંતુ વિશેષ રૂપથી જ્ઞાનવાળો નથી (તેનાથી જ્ઞાનની આરાધના થતી નથી). આ ભાંગાવાળો મિથ્યાદૃષ્ટિ નથી પણ સમ્યક્દૃષ્ટિ છે.

બીજા ભાંગાવાળો જે શીલ સમ્પન્ન નથી પરંતુ શ્રુત સમ્પન્ન છે, તે અનુપરત (પાપાદિથી અનિવૃત્ત) છે. છતાંપણ તે ધર્મને જાણે છે તેથી તે દેશ વિરાધક કહેલ છે. આ ભાંગાનો સ્વામી "અવિરત સમ્યગ્દૃષ્ટિ" છે. તે જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ રત્નત્રય મોક્ષમાર્ગ છે. તેમાં ત્રીજા ભાગરૂપ ચારિત્રની વિરાધના કરે છે. અર્થાત્ પ્રાપ્ત થયેલ ચારિત્રનું પાલન નથી. કરતો અથવા ચારિત્રને પામતો નથી તેથી તે દેશવિરાધક છે.

ત્રીજા ભાંગાવાળો-શીલસમ્પન્ન તેમ જ શ્રુત સમ્પન્ન છે. તે ઉપરત છે તેમ જ ધર્મને પણ જાણે છે તેથી તે સર્વ આરાધક છે. કારણ કે જ્ઞાન-દર્શન ચારિત્રરૂપ રત્નત્રય જે મોક્ષમાર્ગ છે તેની તે સર્વથા આરાધના કરે છે.

શ્રુત શબ્દથી સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્દર્શન બંનેને ગ્રહણ કર્યા છે. જે મિથ્યાદૃષ્ટિ પુરુષ છે તે વાસ્તવિક રીતે "विज्ञात धर्मा"

હોઈ શકે જ નહીં.

ચોથા ભાંગાવાળો શીલસમ્પન્ન પણ નથી અને શ્રુતસમ્પન્ન પણ નથી. તે અનુપરત છે અને ધર્મને પણ જાણતો નથી. તે પુરુષ સર્વ વિરાધક છે. કારણ કે સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ રત્નત્રયમાંથી કોઈ એકની પણ આરાધના કરતો નથી.

સાર એ છે કે, શ્રુત અર્થાત્ સમ્યગ્દર્શનયુક્તજ્ઞાન અને શીલ અર્થાત્ ક્રિયા એ બંને સાથે હોય તો જ તે મોક્ષમાર્ગ છે. સમ્યગ્ જ્ઞાનયુક્ત ક્રિયાથી જ અભીષ્ટની સિદ્ધિ એટલે કે મોક્ષની પ્રાપ્તિ થાય છે.



## પરિશિષ્ટ ૨

જ્ઞાન, દર્શન, ચારિત્રની આરાધનામાં જઘન્ય, મધ્યમ, ઉત્કૃષ્ટ આરાધના કઈ રીતે સમજવી ?

ઉત્તર: आराधना शब्दस्य व्युत्पत्तिः
अधिकम् अधिकम् आराध्यते । अंगीक्रियते इति आराधना।

આત્મિક અવસ્થાથી પૂર્ણ થવા માટે સાધકને સમ્યક્પૂર્વકની સતત્ પ્રવૃત્તિને "આરાધના" કહે છે, અને તે વર્ધમાન પરિણામયુક્ત જ હોય છે. જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણે ગુણોની પ્રાપ્તિની ભિન્ન ભિન્ન પ્રવૃત્તિવસાત્ તેના ઉપરોક્ત ગુણાનુસાર પ્રકાર પણ ત્રણ થાય છે. અને તે એક એકમાં પણ પરિણામોની ચઢ–ઊતરતાની કારણે જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એવા ત્રણ–ત્રણ પેટા ભેદ પણ થાય છે.

### ૧. જ્ઞાન આરાધના :

તેના પ્રકાર ત્રણ છે. જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ. અહીંયાં જે ઉત્કૃષ્ટ આદિ ત્રણ જ્ઞાન આરાધના બતાવેલ છે તે ક્ષયોપશમ જન્ય માત્ર શાબ્દિક જ્ઞાનની ચડતી–ઊતરતી કક્ષા સમજવાની નથી. પરંતુ જ્ઞાન પ્રત્યે ઉત્કૃષ્ટ મધ્યમ કે જઘન્ય રુચિને જઘન્ય, ઉત્કૃષ્ટ, મધ્યમ, જઘન્ય જ્ઞાન આરાધના સમજવાની છે. અને તે રુચિ પણ દશવૈકાલિક

અ. ૯ ઉ. ૪ની બીજું સૂત્ર સમાધિમા જે ચાર કારણો બતાવેલાં છે. તેવા જ પવિત્ર ધ્યેયથી પ્રેરાયેલી હોય છે.

થોક સંગ્રહમાં આવતો થોકડો 'આરાધના પદ' નામના થોકડામાં બતાવે છે કે :-

(૧) અષ્ટ પ્રવચન માતાનું જ્ઞાન તે જઘન્ય જ્ઞાન આરાધના.
(૨) ૧૧ અંગ સૂત્રોનો અભ્યાસ તે મધ્યમજ્ઞાન આરાધના.
(૩) ૧૪ પૂર્વનું જ્ઞાન મેળવવું તે ઉત્કૃષ્ટ જ્ઞાન આરાધના.

આ પ્રમાણે થોક સંગ્રહ તથા સ્વ. પૂ. અમોલખઋષિજી કૃત હિન્દી અનુવાદમાં આવે છે, પરંતુ તે બરોબર નથી. કારણ કે જો આ નિયમને અનુસરીને વિચારવામાં આવે તો ચૌદપૂર્વી ઉત્કૃષ્ટ જ્ઞાન આરાધક બને અને તેથી તે મોક્ષે પણ નિયમા જવો જોઈએ, અને અષ્ટપ્રવચન માતાનો જ્ઞાની જઘન્ય આરાધક હોવાના કારણે તે મોક્ષે જઈ શકે જ નહિ. આ પ્રમાણે સિદ્ધાંત ફલિત થાય છે. પરંતુ વ્યવહારમાં તો એવી પ્રવૃત્તિ શાસ્ત્રથી દૃષ્ટિગોચર થતી નથી. માટે થોક સંગ્રહાદિની વાતમાં વિચાર કરતાં 'અસંભવ દોષ'ની પ્રાપ્તિ થાય છે.

વસ્તુતઃ જઘન્ય, મધ્યમ, ઉત્કૃષ્ટ જ્ઞાન આરાધનાનો અર્થ એ થાય છે કે, કોઈ વ્યક્તિનો જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ પૂર્વકર્મના પ્રબલ ઉદયને કારણે એટલો મંદ છે કે સૂર્યોદયથી અસ્ત સુધીના સતત્ પ્રયત્નને અંતે પણ એકબે ગાથા કરી શકે છે. પરંતુ આવો આત્મા જો 'માસતુસ મુનિ' સમાન સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવા જેટલી તીવ્ર અભિલાષા હોય તો તે જ વાસ્તવિક ઉત્કૃષ્ટ જ્ઞાન-આરાધના છે. અને કોઈ મનુષ્ય દિવસભરમાં સો-સો ગાથા સહેજે કરી શકે તેટલો ક્ષયોપશમ ધરાવતો હોય અને તેટલા જ અલ્પ સમયમાં કરી શેષકાલ વ્યર્થ વિતાવતો હોય તો તેની આરાધના (રુચિ) મધ્યમ કે આગળ વધીને જઘન્ય જ્ઞાન-આરાધના પણ કહી શકાય. માટે જ્ઞાન પ્રત્યેની સાત્વિક રુચિને જ વાસ્તવિક રીતે આરાધના કહેવાય અને તે રુચિની તરતમ્યતામાં જ જઘન્ય, મધ્યમ, ઉત્કૃષ્ટ એવી ત્રણ પ્રકારની જ્ઞાન આરાધના થાય છે.

## ૨. દર્શન આરાધના :

તેમાં પણ પરિણામોની ચઢ-ઊતરતાને કારણે ઉત્કૃષ્ટ આદિ ત્રણ ભેદો થશે. તેમાં પણ જો સાસ્વાદાન-ક્ષયોપશમ અને ક્ષાયિક સમ્યક્-દર્શનને ક્રમશઃ જઘન્યાદિ, દર્શનાદિ (થોકસંગ્રહ, પરંપરા અને અમોલખઋષિજી કૃત ભગવતીના આધારે) માનીએ તો તેમાં પણ 'અસંભવ દોષ' એવી રીતે આવે છે કે તે મતે ક્ષાયક સમ્યક્ત્વ ઉત્કૃષ્ટ આરાધક થયો અને તેની મુક્તિ તેજ ભવે થવી જોઇએ અને સાસ્વાદાન સમ્યક્ત્વ જઘન્ય આરાધનાવાળો થયો હોવાને કારણે તેજ ભવે મોક્ષે જાય નહિ. આ પ્રમાણે સિદ્ધાંત તે અભિપ્રાય પ્રમાણે ફલિત થાય છે. પરંતુ તે વ્યવહારમાં તો વાસ્તવિક રીતે તેમ સિદ્ધાંતથી ફલિત થતું નથી. કારણ કે ક્ષાયકસમ્યક્ત્વી ઉત્કૃષ્ટ ચાર ભવ પણ કરી શકે.

એટલે વસ્તુતઃ ઉત્કૃષ્ટ, મધ્યમ, જઘન્ય દર્શનારાધનાનો અર્થ એ છે કે ઉત્તરાધ્યયન અ. ૨૮ની ગાથા ૩૧મીના ભાવ પ્રમાણે 'શંકા' આદિ સમ્યક્ત્વના દૂષણ રહિત નિરતિચાર સમકિતનું પાલન કરવું અને આ પ્રમાણેની નિરતિચાર પાલનની ભાવના દર્શનમોહ કર્મના શુદ્ધ ક્ષયોપશમથી પ્રેરણા પામેલ હોય છે. અને તે પ્રબલ રુચિ વિના સંભવી જ શકે નહિ.

બેદરકારી કે અભિપ્રાયની મંદતા તુરંત ક્ષતિ પહોંચાડે છે. એટલે સિદ્ધાંત ફલિત થાય છે કે, આત્માના દર્શન ગુણ પ્રત્યેની પ્રબલ ભાવનાપૂર્વકની નિરતિચાર પાલનની રુચિ તે ઉત્કૃષ્ટ દર્શનારાધના. અને એજ પ્રમાણે મધ્યમ અને જઘન્ય માટે પણ વિચાર કરી લેવો.

## ૩. ચારિત્ર આરાધના :

તેના પણ પરિણામોની ભિન્નતાના કારણથી પૂર્વવત્ ત્રણ ભેદો થાય છે. પૂર્વ ઉલ્લેખિત માન્યતાનુસાર જો યથાખ્યાત સૂક્ષ્મ-સંપરાય સામાયક ચારિત્રને ક્રમશઃ ઉત્કૃષ્ટાદિ ત્રણ ભેદોમાં વિભાજન કરવામાં આવે તો તેમાં પણ પૂર્વ સંગતિ અનુસાર 'અસંભવ દોષ'ની ઉપસ્થિતિ તૈયાર એટલા માટે છે કે જો તે માન્યતાનુસાર વિચારવામાં

આવે તો યથાખ્યાત ચારિત્રવાળાને ઉત્કૃષ્ટ ચારિત્ર આરાધના થઇ અને તે તે જ ભવે મુક્તિ પ્રાપ્ત કરનાર હોવો જોઇએ.() અને સામાયક ચારિત્ર આરાધક તે માટે જઘન્ય સાબિત થયું અને તે જ ભવે મુક્તિ માટે તેવા આત્માને પોતાની શક્તિ અનામત જ રાખવી પડે.

પૂર્વ ઉલ્લેખિત માન્યતાના સ્વીકારમાં જે સિદ્ધાંતિક બાધાઓ આવે છે તેના સમાધાન પછી વાસ્તવિકની સ્થાપના માટે ઉત્કૃષ્ટ, મધ્યમ, જઘન્ય ચારિત્રારાધનાનું સ્વરુપ પણ પૂર્વાનુસાર "રુચિ" પ્રમાણે જ સ્વીકારવું પડશે. ચારિત્ર ધર્મના ૧૨૫ અતિચારોથી રહિત થવાના પ્રબલ ભાવનાને વેગપૂર્વકથી ચારિત્ર મોહપ્રકૃતિનો ક્ષયોપશમ શુદ્ધોત્તર થતો જાય છે અને અંતે ક્ષાયક ભાવને પામી જાય છે. આવા ધ્યેયથી પ્રેરાઇને જે આત્મા નિરતિચારપણે ચારિત્રપાલનમાં અતિશય "રુચિ"વાળો થઇને પોતાના સમ્યક્‌ગુણમાં વૃદ્ધિંગત થતો જાય છે. તેને ઉત્કૃષ્ટ ચારિત્રારાધક કહેવાય. તેવા પ્રકારની મધ્યમ કે જઘન્ય રુચિને તેવા તેવા પ્રકારથી ચારિત્રારાધક કહેવાય છે.

## ૫૬ અંતરદ્વીપો

શ્રી ભગવતી સૂત્રના શ. ૯ ઉ ૩ થી ઉ. ૨૮ સુધીમાં દક્ષિણ દિશાના ૨૮ અંતરદ્વીપોનું વર્ણન છે. આ રીતે, શ. ૧૦. ઉ. ૭ થી ઉ. ૩૪ સુધી ૨૮ ઉદ્દેશામાં ઉત્તર દિશાના ૨૮ અંતરદ્વીપોનાં વર્ણન છે. આ અંતરદ્વીપોમાં તે તે અંતરદ્વીપોના નામવાળા યુગલિયા મનુષ્ય રહે છે. ૨૮ અંતરદ્વીપોનાં નામ આ પ્રકારે છે.

| સંખ્યા | ઇશાન કોણ | અગ્નિ કોણ | નૈઋત્ય કોણ | વાયવ્ય કોણ |
|---|---|---|---|---|
| ૧ | એકોરુક | આભાસિક | વૈષાણિક | નાગોલિક |
| ૨ | હયકર્ણ | ગજકર્ણ | ગોકર્ણ | શષ્કુલીકર્ણ |
| ૩ | આદર્શમુખ | મેંઢમુખ | અયોમુખ | ગોમુખ |
| ૪ | અશ્વમુખ | હસ્તિમુખ | સિંહમુખ | વ્યાઘ્રમુખ |
| ૫ | અશ્વકર્ણ | હરિકર્ણ | અકર્ણ | કર્ણપ્રાવરણ |
| ૬ | ઉલ્કામુખ | મેઘમુખ | વિદ્યુતમુખ | વિદ્યુદંત |
| ૭ | ઘનદંત | લષ્ટદંત | ગૂઢદંત | શુદ્ધદંત |

આ અંતર દ્વીપોનું થોડું વર્ણન આ યંત્રથી જાણવું.

() ૧૧ મે ગુણસ્થાનકે રહીને યથાખ્યાત ચારિત્રના ભાવને જાગૃત કરનાર ઉત્કૃષ્ટ અનંતભવો પણ કરી શકે છે.

| ચોક | જગતી દ્વીપાંતર ચોજન | લંબાઇ પહોળાઇ ચોજન | પરિધ ચોજન | કલ્પવૃક્ષ | મનુષ્યની અવગાહના ધનુષ્ય | પાંસળી | બાળકના પ્રતિપાલના દિવસો | પાણીની સપાટીથી દ્વીપની ઊંચાઇ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૩૦૦ | ૩૦૦ | ૯૪૯ | ૧૦ | ૮૦૦ | ૬૪ | ૭૯ | અડધો ચોજન |
| ૨ | ૪૦૦ | ૪૦૦ | ૧૨૬૫ | ૧૦ | ૮૦૦ | ૬૪ | ૭૯ | ,, ,, |
| ૩ | ૫૦૦ | ૫૦૦ | ૧૫૮૧ | ૧૦ | ૮૦૦ | ૬૪ | ૭૯ | ,, ,, |
| ૪ | ૬૦૦ | ૬૦૦ | ૧૮૯૭ | ૧૦ | ૮૦૦ | ૬૪ | ૭૯ | ,, ,, |
| ૫ | ૭૦૦ | ૭૦૦ | ૨૨૧૩ | ૧૦ | ૮૦૦ | ૬૪ | ૭૯ | ,, ,, |
| ૬ | ૮૦૦ | ૮૦૦ | ૨૫૨૯ | ૧૦ | ૮૦૦ | ૬૪ | ૭૯ | ,, ,, |
| ૭ | ૯૦૦ | ૯૦૦ | ૨૮૪૫ | ૧૦ | ૮૦૦ | ૬૪ | ૭૯ | ,, ,, |

જંબુદ્વીપમાં દક્ષિણ દિશામાં ચુલ્લહિમવાન પર્વત છે. પૂર્વ અને પશ્ચિમ તરફ જ્યાં લવણ સમુદ્રનાં પાણીથી આ પર્વતને સ્પર્શ થાય છે ત્યાં આ પર્વતથી બન્ને તરફ ચારે વિદિશાઓમાં ગજદંતાકાર બે બે* દાઢો નીકળી છે. એક એક દાઢા પર સાત સાત અંતરદ્વીપ છે. આ રીતે ચાર દાઢો પર ૨૮ અંતરદ્વીપ છે.

પૂર્વ દિશામાં ઇશાન કોણમાં જે દાઢા નીકળી છે એના પર સાત અંતરદ્વીપ આ રીતે છે–(૧) લવણ સમુદ્રમાં ૩૦૦ ચોજન જવા પર "એકોરુક" નામનો પહેલો અંતરદ્વીપ આવે છે આ અંતરદ્વીપ જંબુદ્વીપની જગતીથી ૩૦૦ ચોજન દૂર છે. એનો વિસ્તાર ૩૦૦ ચોજન છે અને પરિધિ (ઘેરાવો) ૯૪૯ ચોજનથી કંઇક ઓછો છે. (૨) એકોરુક દ્વીપથી ૪૦૦ ચોજન જવા પર "હયકર્ણ" નામનો બીજો અંતરદ્વીપ આવે છે. હયકર્ણ અંતરદ્વીપ જંબુદ્વીપની જગતીથી ૪૦૦ ચોજન દૂર છે. એનો વિસ્તાર ૪૦૦ ચોજન છે. એનો પરિધિ ૧૨૬૫ ચોજનથી કંઈક ઓછો છે. (૩) હયકર્ણ દ્વીપથી ૫૦૦ ચોજન જવા પર "અદર્શમુખ" નામનો ત્રીજો અંતરદ્વીપ આવે છે. એ જગતીથી ૫૦૦ ચોજન દૂર છે. એનો ૫૦૦ ચોજનનો વિસ્તાર છે અને ૧૫૮૧ ચોજનનો

* વાસ્તવિકમાં એ દાઢા નથી, દાઢોના આકારથી દ્વીપો રહેલા છે.

પરિધિ છે. (૫) આદર્શમુખથી ૬૦૦ યોજન જવા પર "અશ્વમુખ" નામનો ચોથો અંતરદ્વીપ આવે છે. એનો વિસ્તાર ૬૦૦ યોજન છે. અને પરિધિ ૧૮૯૭ યોજનની છે. તે જગતીથી ૬૦૦ યોજન દૂર છે. (૫) અશ્વમુખ દ્વીપથી ૭૦૦ યોજન આગળ જવા પર "અશ્વકર્ણ" નામનો પાંચમો અંતરદ્વીપ આવે છે. તે જગતીથી ૭૦૦ યોજન દૂર છે. એનો વિસ્તાર ૭૦૦ યોજન છે અને પરિધિ ૨૨૧૩ યોજન છે. (૬) અશ્વકર્ણ દ્વીપથી ૮૦૦ યોજન જવા પર "ઉલ્કામુખ" નામનો છઠ્ઠો અંતરદ્વીપ આવે છે. તે જગતીથી ૮૦૦ યોજન દૂર છે. એનો વિસ્તાર ૮૦૦ યોજન છે અને પરિધિ ૨૫૨૯ યોજન છે. (૭) ઉલ્કામુખ દ્વીપથી ૯૦૦ યોજન જવા પર "ઘનદંત" નામનો સાતમો અંતરદ્વીપ આવે છે. તે જગતીથી ૯૦૦ યોજન દૂર છે. એનો વિસ્તાર ૯૦૦ યોજન છે. અને પરિધિ ૨૮૪૫ યોજન છે.

એ સાતે અંતરદ્વીપોમાં સો સો યોજનનો વિસ્તાર વધતો ગયો છે. જે અંતરદ્વીપનો જેટલો જેટલો વિસ્તાર છે તે જગતીથી એટલો જ દૂર છે.

જે રીતે ઇશાન કોણની દાઢા પર ૭ અંતરદ્વીપો છે એ રીતે અગ્નિ કોણ, નૈઋત્ય કોણ અને વાયવ્ય કોણની દાઢો પર સાત સાત અંતરદ્વીપો છે. એ રીતે ચુલ્લહિમવાન પર્વતની ચારે દાઢો પર ૨૮ અંતરદ્વીપો છે. ચુલ્લહિમવાન પર્વતની જેમ શિખરી પર્વત પર પણ ૨૮ અંતરદ્વીપો છે આ સર્વ મળીને ૫૬ અંતરદ્વીપો છે. ચારે તરફ પદ્મવર વેદિકાથી સુશોભિત છે અને પદ્મવર વેદિકા વનખંડોથી સુશોભિત છે.

એ અંતરદ્વીપોમાં તે તે અંતરદ્વીપના નામવાળા જુગલિયા મનુષ્ય રહે છે. એને વજ્રઋષભનારાચ સંઘયણ અને સમચતુરસ્ર સંસ્થાન હોય છે. એની અવગાહના ૮૦૦ ધનુષ્ય અને આયુ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણે હોય છે. ૬૪ પાંસળી હોય છે. જ્યારે એની આયુષ્ય ૬ મહિના બાકી રહે છે ત્યારે એ એક યુગલ સંતાનને જન્મ આપે છે અને ૭૯ દિવસ સંતાનનું પાલન કરે છે. એ અલ્પકષાયી, સરલ અને સંતોષી હોય છે. ત્યાંનું આયુ ભોગવીને

દેવપણે ઉત્પન્ન થાય છે.

અંતરદ્વીપોમાં અસિ, મસી, કૃષિના વેપાર નથી, < મતંગા, ભૃંગા, તુડિયંગા, દીવંગા, જોઇયંગા, ચિત્તંગા ચિતરસા, મણિયંગા, ગિહગારા, અણિયગણા, એ દસ જાતિનાં કલ્પવૃક્ષ ઇચ્છા પૂરી કરે છે. ત્યાં રાજા, રાણી, ચાકર, ઠાકર, મેળા, મહોત્સવ, વિવાહ, સગાઇ, રથ, પાલખી, હાંસ, મચ્છર, સંગ્રામ, રોગ, શોક, કાંટા, ખીલા, કાંકરા, અશુચિ, દુર્ગંધ, સુકાળ, દુષ્કાળ, વૃષ્ટિ, આદિ બાબત હોતી નથી. હાથીઘોડા હોય છે પરંતુ એના પર કોઇ સવારી કરતા નથી. ગાયોભેંસો હોય છે પરંતુ યુગલિકોને કામમાં આવતી નથી. સિંહસર્પાદિ છે પરંતુ તે કોઇને દુઃખ દેતાં નથી. અને કોઇ પણ વસ્તુ ઉપર ગૃદ્ધિપણું હોતું નથી. યુગલિયા ઉર લક્ષણોયુકત હોય છે. એકાંતરા (એક દિવસના અંતરથી) આહાર કરે છે. છીંક, બગાસું લેતાં જ કાળ કરી જાય છે. કાળ કરીને ભવનપતિ વાણવ્યંતર દેવોમાં ઉત્પન્ન થાય છે.

---

< અકર્મ ભુમિમાં હોવાવાળા યુગલિયાને માટે જે ઉપભોગરૂપ હોય અર્થાત્ એની આવશ્યકતાઓ પૂરી કરવાવાળાં વૃક્ષ કલ્પવૃક્ષ કહેવાય છે. એના દશ ભેદ છે–

(૧) મતંગા–શરીરને માટે પૌષ્ટિક રસ દેવાવાળા. (૨) ભૃંગા (ભૃતાંગ)–પાત્ર આદિ દેવાવાળા. (૩) તુડિયંગા– (ત્રુટિતાંગા) વાજિત્ર દેવાવાળા. (૪) દીવગા (દીપાંગા) દીપકનું કામ દેવાવાળા. (૫) જોઇયંગા (જ્યોતિરગા) પ્રકાશને જ્યોતિ કહે છે. સૂર્યના સમાન પ્રકાશ દેવાવાળા. અગ્નિને પણ જ્યોતિ કહે છે. અગ્નિનું કામ દેવાવાળા. (૬) ચિત્તગા–પુષ્પમાળા દેવાવાળા (૭) ચિત્તરસા (ચિત્રરસા) વિવિધ પ્રકારના ભોજન દેવાવાળા. (૮) મણિયંગા (મણ્યંગા)– આભૂષણ દેવાવાળા. (૯) ગિહગારા (ગેહાકારા) મકાનના આકારે પરિણમતા હોતા અર્થાત્ મકાનની રીતે આશ્રય દેવાવાળા. (૧૦) અણિયણા (અનગ્ના) વસ્ત્ર આદિ દેવાવાળા.

આ દસ પ્રકારનાં કલ્પવૃક્ષોથી યુગલિયાઓની આવશ્યકતાઓ પૂરી થઇ જાય છે. અતઃ એ કલ્પવૃક્ષ કહેવાય છે. કલ્પવૃક્ષથી જે સુખને ભોગવે છે તે વૃક્ષો પોતપોતાના ગુણ પ્રમાણે સુખસમૃદ્ધ હોય છે. ચિંતામણિ રત્ન માફક અનેક પ્રકારની કલ્પનાઓ પ્રમાણે સુખ સમૃદ્ધ હોતા નથી કારણ કે જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્રમા આવે છે કે પૃથ્વી, ફૂલ, ફળ, સિવાય આહાર હોતો નથી. વસ્ત્ર, અલંકાર માલાદિ પણ વનસ્પતિના જ હોય છે. ઠાણાંગ સૂત્રના ૭મા સ્થાને એક 'દેવનારી' કલ્પવૃક્ષનું વર્ણન આવે છે. જ્યારે સંધિકાળે પુણ્ય શકિત ઘટે અને કલ્પવૃક્ષની સંખ્યા પણ ઘટે છે ત્યારે અપૂર્તિની પૂર્તિ માટે તે કલ્પવૃક્ષનો ઉપયોગ કરવામાં આવે છે.

# અસોચ્ચા કેવળી

## શ્રી ભગવતી સૂત્ર શ. ૯. ઉ. ૩૧ નો અધિકાર

**ગૌતમ** : અહો ભગવન્ ! શું કોઇ જીવ કેવળી, કેવળીના શ્રાવક, કેવળીની શ્રાવિકા, કેવળીના ઉપાસક, કેવળીની ઉપાસિકા, કેવળીના પાક્ષિક એટલે સ્વયંબુદ્ધ, સ્વયંબુદ્ધના શ્રાવક, સ્વયંબુદ્ધની શ્રાવિકા, સ્વયંબુદ્ધના ઉપાસક, સ્વયંબુદ્ધની ઉપાસિકા પાસેથી સાંભળ્યા વિના કેવળી પ્રરૂપિત શ્રુતધર્મનો લાભ પ્રાપ્ત થાય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! કોઇ જીવ કેવળી યાવત્ સ્વયંબુદ્ધની ઉપાસિકા પાસેથી સાંભળ્યા વિના કેવળી પ્રરૂપિત શ્રુતધર્મનો લાભ પ્રાપ્ત કરે છે અને કોઇ જીવ કરતા નથી.

**ગૌતમ** : અહો ભગવન્ ! આપ એમ શા કારણથી ફરમાવો છો ?

**મહાવીર** : હે ગૌતમ ! જે જીવે જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ કર્યો છે તે કેવળી યાવત્ સ્વયંબુદ્ધની ઉપાસિકા પાસેથી સાંભળ્યા વિના પણ કેવળી પ્રરૂપિત શ્રુતધર્મનો લાભ પ્રાપ્ત કરે છે અને જે જીવે જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ નથી કર્યો તે શ્રુતધર્મનો લાભ પ્રાપ્ત કરતા નથી. હે ગૌતમ ! એ કારણથી મેં એવી રીતે કહ્યું છે.

**ગૌતમ** : અહો ભગવન્ ! શું કોઇ જીવ કેવળી યાવત્ સ્વયંબુદ્ધની ઉપાસિકા પાસેથી સાંભળ્યા વિના શુદ્ધ સમ્યગ્દર્શનની પ્રાપ્તિ કરી શકે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! કેવળી યાવત્ સ્વયંબુદ્ધની ઉપાસિકા પાસેથી સાંભળ્યા વિના પણ કોઇ જીવ શુદ્ધ સમ્યગ્દર્શન પ્રાપ્ત કરી શકે છે અને કોઇ જીવ તે સાંભળ્યા વિના શુદ્ધ સમ્યગ્દર્શનની પ્રાપ્તિ કરી શકતા નથી.

**ગૌતમ** : હે ભગવન્ ! આપ એવું શા કારણથી ફરમાવો છો ?

**મહાવીર** : હે ગૌતમ ! જે જીવે દર્શનાવરણીય અને દર્શન મોહનીય કર્મનો ક્ષયોપશમ કર્યો છે તે કેવળી યાવત્ સ્વયંબુદ્ધની

ઉપાસિકા પાસેથી સાંભળ્યાં વિના શુદ્ધ સમ્યગ્દર્શન પ્રાપ્ત કરી શકે છે અને જે જીવે દર્શનાવરણીય અને દર્શનમોહનીય કર્મનો ક્ષયોપશમ નથી કર્યો તે શુદ્ધ સમ્યગ્દર્શન પ્રાપ્ત કરતા નથી. હે ગૌતમ ! આ કારણથી મેં એવી રીતે કહ્યું છે.

**ગૌતમ** : અહો ભગવન્ ! શું કોઇ જીવ, કેવળી યાવત્ સ્વયં-બુદ્ધની ઉપાસિકા પાસેથી સાંભળ્યા વિના, ગૃહસ્થાશ્રમ છોડીને, મુંડિત થઇને શુદ્ધ અણગારપદની પ્રવ્રજ્યા સ્વીકારે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! કોઇ જીવ કેવળી યાવત્ સ્વયંબુદ્ધ પાસેથી સાંભળ્યા વિના પણ ગૃહસ્થાશ્રમ છોડીને, મુંડિત બનીને શુદ્ધ અણગારપદની પ્રવ્રજ્યા સ્વીકાર કરે છે અને કોઇ જીવ કરતા નથી.

**ગૌતમ** : હે ભગવન્ ! આપ એવું શા કારણથી ફરમાવો છે ?

**મહાવીર** : હે ગૌતમ ! જે જીવે ધર્માન્તરાય કર્મ યાને વીર્યાંતરાય તથા ચારિત્ર મોહનીય કર્મનો ક્ષયોપશમ કર્યો છે તે, કેવળી યાવત્ સ્વયંબુદ્ધની ઉપાસિકા પાસેથી સાંભળ્યા વિના પણ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને, મુંડિત થઇને શુદ્ધ અણગારપદની પ્રવ્રજ્યાનો સ્વીકાર કરે છે અને જે જીવે વીર્યાંતરાય તથા ચારિત્ર મોહનીય કર્મનો ક્ષયોપશમ કર્યો નથી તે કેવળી યાવત્ સ્વયંબુદ્ધની ઉપાસિકા પાસેથી સાંભળ્યા વિના ગૃહસ્થાશ્રમ છોડીને, મુંડિત બનીને શુદ્ધ અણગાર પદની પ્રવ્રજ્યા સ્વીકારતા નથી. હે ગૌતમ ! આ કારણથી મેં એવી રીતે કહ્યું છે.

**ગૌતમ** : હે ભગવન્ ! શું કોઇ જીવ કેવળી યાવત્ સ્વયંબુદ્ધની ઉપાસિકા પાસેથી સાંભળ્યા વિના શુદ્ધ બ્રહ્મચર્યવાસ ધારણ કરે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! કોઇ જીવ કેવળી યાવત્ સ્વયંબુદ્ધની ઉપાસિકા પાસેથી સાંભળ્યા વિના પણ બ્રહ્મચર્યવાસ ધારણ કરે છે અને કોઇ જીવ તેની પાસેથી સાંભળ્યા વિના શુદ્ધ બ્રહ્મચર્યવાસ ધારણ નથી કરતા.

**ગૌતમ** : હે ભગવન ! આપ એમ શા કારણથી ફરમાવો છો ?

**મહાવીર** : હે ગૌતમ ! જે જીવે ચારિત્રાવરણીય કર્મોનો

ક્ષયોપશમ કર્યો છે તે, કેવળી યાવત્ સ્વયંબુદ્ધની ઉપાસિકા પાસેથી સાંભળ્યા વિના પણ શુદ્ધ બ્રહ્મચર્યવાસ ધારણ કરે છે. જે જીવે ચારિત્રાવરણીય કર્મોનો ક્ષયોપશમ કર્યો નથી તે શુદ્ધ બ્રહ્મચર્યવાસ ધારણ કરતો નથી. આ કારણથી હે ગૌતમ! મેં એમ કહ્યું છે.

**ગૌતમ** : અહો ભગવન્! તે ઉપરના દશ બોલની પાસે કેવળી પ્રરૂપિત ધર્મને સાંભળ્યા વિના શું કોઇ જીવ શુદ્ધ સંયમ દ્વારા સંયમયતના ૧ (સંયમચારિત્ર) કરે છે?

**મહાવીર** : હે ગૌતમ! કોઇ સંયમયતના કરે છે અને કોઇ નથી કરતા.

**ગૌતમ** : અહો ભગવન્! તેનું શું કારણ?

**મહાવીર** : હે ગૌતમ! જે જીવને યતનાવરણીય કર્મનો ક્ષયોપશમ થયો છે તે શુદ્ધ સંયમ દ્વારા સંયમયતના કરે છે અને જે જીવે યતનાવરણીય કર્મનો ક્ષયોપશમ કર્યો નથી તે શુદ્ધ સંયમ દ્વારા સંયમયતના કરતા નથી.

**ગૌતમ** : અહો ભગવન્! એ દસ બોલની પાસે કેવળી પ્રરૂપિત ધર્મને સાંભળ્યા વિના શું શુદ્ધ સંવર દ્વારા આશ્રવોને રોકે છે?

**મહાવીર** : હે ગૌતમ! કોઇ રોકે છે, કોઇ નથી રોકતા.

**ગૌતમ** : અહો ભગવન્! તેનું શું કારણ?

**મહાવીર** : હે ગૌતમ! જે જીવને અધ્યવસાયાવરણીય (ભાવ ચારિત્રાવરણીય) કર્મનો ક્ષયોપશમ થયો હોય તે શુદ્ધ સંવર દ્વારા આશ્રવોને રોકે છે અને જે જીવને અધ્યવસાયાવરણીય કર્મનો ક્ષયોપશમ નથી થયો તે શુદ્ધ સંવર દ્વારા આશ્રવને રોકતો નથી.

**ગૌતમ** : અહો ભગવન્! તે દસ બોલની પાસે કેવળી પ્રરૂપિત ધર્મને સાંભળ્યા વિના શું કોઇ જીવ શુદ્ધ આભિનિબોધિક જ્ઞાન (મતિજ્ઞાન) ઉત્પન્ન કરે છે?

---

૧ સંયમ (ચારિત્ર)નો સ્વીકાર કરીને તેના દોષોનો ત્યાગ કરવાનો વિશેષ-પ્રયત્ન કરવો તેને સંયમયતના કહે છે.

**મહાવીર** : ગૌતમ ! કોઈ કરે છે અને કોઈ નથી કરતા.

**ગૌતમ** : અહો ભગવન્ ! તેનું શું કારણ ?

**મહાવીર** : હે ગૌતમ ! જે જીવને આભિનિબોધિક જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થયો હોય તે શુદ્ધ આભિનિબોધિક જ્ઞાન ઉત્પન્ન કરે છે અને જે જીવને આભિનિબોધિક જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થયો નથી તે આભિનિબોધિક જ્ઞાન ઉત્પન્ન કરતા નથી.

આ પ્રમાણે શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન પણ કહી દેવા. પરંતુ શ્રુતજ્ઞાનમાં શ્રુતજ્ઞાનાવરણીયકર્મનો ક્ષયોપશમ કહેવો. અવધિજ્ઞાનમાં અવધિજ્ઞાનાવરણીયકર્મનો ક્ષયોપશમ કહેવો અને મનઃપર્યવજ્ઞાનમાં મનઃપર્યવજ્ઞાનાવરણીયકર્મનો ક્ષયોપશમ કહેવો.

**ગૌતમ** : અહો ભગવન્ ! શું તે દસ બોલની પાસે કેવળી પ્રરૂપિત ધર્મને સાંભળ્યા વિના કોઈ જીવ કેવળજ્ઞાન ઉત્પન્ન કરી શકે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! કોઈ જીવ કરી શકે છે, કોઈ જીવ કરતા નથી.

**ગૌતમ** : અહો ભગવન્ ! તેનું શું કારણ ?

**મહાવીર** : હે ગૌતમ ! જે જીવને કેવળજ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થયો હોય તે કેવળજ્ઞાન ઉત્પન્ન કરી શકે છે. અને જે જીવને કેવળજ્ઞાનાવરણીય કર્મનો ક્ષય ન થયો હોય તે કેવળજ્ઞાન ઉત્પન્ન કરી શકતા નથી.

---

## અસોચ્ચા કેવળી

**ગૌતમ** : અહો ભગવન્ ! કેવળી, કેવળીનાં શ્રાવક-શ્રાવિકા, ઉપાસક-ઉપાસિકા, કેવળી-પાક્ષિક (સ્વયંબુદ્ધ), કેવળી પાક્ષિકનાં શ્રાવક-શ્રાવિકા, ઉપાસક-ઉપાસિકા એ દસેની પાસે સાંભળ્યા વિના શું કોઈ

જીવને કેવળી પ્રરૂપિત ધર્મનો બોધ યાવત્* કેવળજ્ઞાન થાય છે?

**મહાવીર**: હે ગૌતમ! કોઇ જીવને થાય છે. કોઇને નથી થતું.

**ગૌતમ**: અહો ભગવન્! તેનું કારણ શું?

**મહાવીર**: હે ગૌતમ! જે જીવના જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થયો હોય યાવત્ કેવલ-જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થયો હોય તેને કેવળી પ્રરૂપિત ધર્મનો બોધ યાવત્ કેવળજ્ઞાન થાય છે, અને જે જીવને જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ નથી થયો યાવત્ કેવલજ્ઞાનાવરણીય કર્મનો ક્ષય નથી થયો તેને કેવળી પ્રરૂપિત ધર્મનો બોધ યાવત્ કેવલજ્ઞાન થતું નથી.

**ગૌતમ**: અહો ભગવન્! તે જીવને કેવળજ્ઞાન કેવી રીતે ઉત્પન્ન થાય છે?

**મહાવીર**: હે ગૌતમ! કોઇ બાલતપસ્વી નિરંતર છઠ્ઠ-છઠ્ઠનાં પારણાં કરીને બન્ને હાથ ઊંચા કરીને સૂર્યની સામે આતાપના લે તેને પ્રકૃતિની ભદ્રતાથી, પ્રકૃતિની ઉપશાંતતાથી, પ્રકૃતિ (સ્વભાવ) થી ક્રોધ-માન-માયા લોભ પાતળા થવાથી, પ્રકૃતિની કોમળતા અને નમ્રતાથી કામભોગોમાં આસક્તિ ન હોવાથી ભદ્રતા અને વિનીતતાથી કોઇ દિવસ શુભ અધ્યવસાયથી, શુભ પરિણામોથી વિશુધ્ધ લેશ્યાથી વિભંગજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી (ઇહિા, અપોહ, માર્ગણા, ગવેષણા, કરતા થકા) વિભંગજ્ઞાન ઉત્પન્ન થાય છે. જેનાથી જઘન્ય આંગુલના અસંખ્યાતમા ભાગને જાણે દેખે છે, ઉત્કૃષ્ટ અસંખ્યાત હજાર-યોજન જાણે દેખે છે. તે જીવોને જાણે છે. અજીવોને જાણે છે. પાખંડી, આરંભવાળા, પરિગ્રહવાળા સંક્લેશને પ્રાપ્ત થયેલા જીવોને જાણે છે, અને વિશુદ્ધ જીવોને પણ જાણે છે. ત્યાર પછી તે સમકિતને પ્રાપ્ત કરે છે. પછી શ્રમણધર્મ ઉપર રુચિ કરે છે. રુચિ કરીને ચારિત્ર અંગીકાર કરે છે. પછી લિંગ

* જેવી રીતે પહેલાના 'અસોચ્ચાકેવલી' ના અધિકારમાં કહ્યું છે તેવી રીતે અહી પણ કહી દેવું. અર્થાત્ ધર્મ શ્રવણ (બોધ) થી માંડીને કેવળજ્ઞાન ઉત્પન્ન થાય ત્યાં સુધીના બધા બોલ અહી પણ કહી દેવા.

(સ્વલિંગ)નો સ્વીકાર કરે છે. મિથ્યાત્વના પરિણામ ઘટતાં ઘટતાં અને અને સમ્યક્દર્શનનાં પરિણામ વધતાં વધતાં તે વિભંગજ્ઞાન સમ્યક્ત્વ-યુકત થઇને અવધિજ્ઞાનપણે પરિણમે છે.

**ગૌતમ :** અહો ભગવન્! તે અવધિજ્ઞાની જીવને કેટલી લેશ્યાઓ હોય છે?

**મહાવીર :** હે ગૌતમ! તેજોલેશ્યા, પદ્મલેશ્યા, શુકલલેશ્યા એ ત્રણ વિશુદ્ધ લેશ્યાઓ હોય છે.

**ગૌતમ :** અહો ભગવન્! અવધિજ્ઞાની જીવને કેટલાં જ્ઞાનો હોય છે?

**મહાવીર :** હે ગૌતમ! મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન એ ત્રણ જ્ઞાન હોય છે.

**ગૌતમ :** અહો ભગવન્! તે અવધિજ્ઞાની જીવ સયોગી હોય છે કે અયોગી?

**મહાવીર :** હે ગૌતમ! સયોગી હોય છે, અયોગી નથી હોતા. તેને મન, વચન, કાયા એ ત્રણ યોગ હોય છે.

**ગૌતમ :** અહો ભગવન્! તે અવધિજ્ઞાની સાકાર (જ્ઞાન) ઉપયોગ-વાળા હોય છે કે અનાકાર (દર્શન) ઉપયોગવાળા હોય છે?

**મહાવીર :** હે ગૌતમ! તે સાકાર ઉપયોગવાળા પણ હોય છે અને અનાકાર ઉપયોગવાળા પણ હોય છે.

**ગૌતમ :** અહો ભગવન્! તે અવધિજ્ઞાની કયાં સંઘયણમાં હોય છે?

**મહાવીર :** હે ગૌતમ! તે વજ્રઋષભનારચ સંઘયણમાં હોય છે.

**ગૌતમ :** અહો ભગવન્! તે અવધિજ્ઞાની કયા સંસ્થાનમાં હોય છે.

**મહાવીર :** હે ગૌતમ! તે છ સંસ્થાનોમાંથી કોઇ એક સંસ્થાનમાં હોય છે.

**ગૌતમ :** અહો ભગવન્! તે અવધિજ્ઞાની કેટલી ઊંચાઇવાળા હોય છે?

મહાવીર : હે ગૌતમ ! જઘન્ય ૭ હાથ ઉત્કૃષ્ટ ૫૦૦ ધનુષ્યની ઊંચાઈવાળા હોય છે.

ગૌતમ : અહો ભગવન્ ! તે કેટલા આયુષ્યવાળા હોય છે ?

મહાવીર : હે ગૌતમ ! જઘન્ય આઠ વર્ષથી થોડું અધિક અને ઉત્કૃષ્ટ ક્રોડપૂર્વ આયુષ્યવાળા હોય છે.

ગૌતમ : અહો ભગવન્ ! તે વેદ સહિત હોય છે કે વેદ રહિત હોય છે ?

મહાવીર : હે ગૌતમ ! તે વેદ સહિત હોય છે. વેદ રહિત નથી હોતા.

ગૌતમ : અહો ભગવન્ ! તે વેદ સહિત હોય તો શું સ્ત્રીવેદી, પુરુષવેદી, નપુંસકવેદી હોય છે કે પુરુષનપુંસક(*)વેદી હોય છે ?

મહાવીર : હે ગૌતમ ! તે સ્ત્રીવેદી અને નપુંસકવેદી નથી હોતા પરંતુ તે પુરુષવેદી અથવા પુરુષનપુંસકવેદી હોય છે.

ગૌતમ : અહો ભગવન્ ! તે અવધિજ્ઞાની સકષાયી હોય છે કે અકષાયી હોય છે ?

મહાવીર : હે ગૌતમ ! તે સકષાયી હોય છે, અકષાયી નથી હોતા.

ગૌતમ : અહો ભગવન્ ! તે સકષાયી હોય તો તેનામાં કેટલા કષાય છે ?

મહાવીર : હે ગૌતમ ! તેનામાં સંજવલનના ક્રોધ, માન, માયા, લોભ એ ચાર કષાય હોય છે.

ગૌતમ : અહો ભગવન્ ! તેને કેટલા અધ્યવસાયો હોય છે ?

મહાવીર : હે ગૌતમ ! તેને અસંખ્યાતા અધ્યવસાયો હોય છે,

ગૌતમ : હે ભગવન્ ! તેના અધ્યવસાય પ્રશસ્ત હોય છે કે અપ્રશસ્ત ?

(*) લિંગનો છેદ કરવાથી જે નપુંસક બને છે. અર્થાત્ જે કૃત્રિમ નપુંસક બને છે તેને પુરુષ-નપુંસક કહેવાય છે.

**મહાવીર :** હે ગૌતમ ! તેના અધ્યવસાય પ્રશસ્ત હોય છે, અપ્રશસ્ત નહિ.

પછી આગળ વધતાં પ્રશસ્ત અધ્યવસાયોથી નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવગતિના અનંતા ભવોથી પોતાના આત્માને મુક્ત કરે છે. ક્રમશઃ અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાની, પ્રત્યાખ્યાની, સંજ્વલનના ક્રોધ, માન, માયા, લોભનો ક્ષય કરે છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, અંતરાય અને મોહનીયનો ક્ષય કરે છે. જેનાથી તેને અનંત, અનુત્તર (પ્રધાન) વ્યાઘાતરહિત, આવરણરહિત, સર્વ પદાર્થોને ગ્રહણ કરવાવાળા, પ્રતિપૂર્ણ, શ્રેષ્ઠ કેવળજ્ઞાન કેવળદર્શન ઉત્પન્ન થાય છે.

**ગૌતમ :** અહો ભગવન્! શું તે કેવળી ભગવાન કેવળી પરૂપિત ધર્મનો ઉપદેશ આપે છે. યાવત્ પરૂપણા કરે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! તે અર્થ સમર્થ નથી. તે કેવળી ભગવાન ધર્મનો ઉપદેશ નથી દેતા યાવત્ પરૂપણા કરતા નથી. પરંતુ ?? એક ન્યાય (ઉદાહરણ) અથવા એક પ્રશ્નના ઉત્તર સિવાય તે ધર્મનો ઉપદેશ નથી આપતા.

**ગૌતમ :** હે ભગવન્ ! તે કેવળી ભગવાન કોઇને દીક્ષા આપે છે.? મુંડન કરે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! તે સમર્થ નથી. તે કેવળી ભગવાન કોઇને દીક્ષા નથી દેતા, મુંડિત નથી કરતા. પરંતુ 'અમુકની પાસે દીક્ષા લો.' એવો ઉપદેશ આપે છે. (બીજાની પાસે દીક્ષા લેવા માટે કહે છે.)

**ગૌતમ :** અહો ભગવન્ ! શું તે કેવળી ભગવાન તેજ ભવમાં સિદ્ધ, બુદ્ધ, મુક્ત થઇને સર્વ દુઃખોનો અંત લાવે છે?

---

?? પ્રાચીન ધારણા એવા પ્રકારની છે કે અસોચ્ચા કેવળી શેષ આયુષ્ય ઓછું હોવાના કારણે વેશ નથી બદલતા. ઉપદેશ પણ દેતા નથી અને શિષ્ય પણ નથી બનાવતા. જો આયુષ્ય લાંબુ હોય તો વેશ બદલે છે. અને વેશ બદલીને પછી ઉપદેશ પણ આપે છે અને દીક્ષા દઇ શિષ્યો પણ બનાવે છે.

**મહાવીર :** હા. ગૌતમ ! તે જ ભવમાં સિદ્ધ, બુદ્ધ, મુક્ત થઇને સર્વ દુઃખોનો અંત લાવે છે.

**ગૌતમ :** અહો ભગવન્ ! તે કેવળી ભગવાન શું ઉર્ધ્વલોકમાં હોય છે, અધોલોકમાં હોય છે કે તિર્ચ્છાલોકમાં હોય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! તે કેવળી ભગવાન ઉર્ધ્વલોકમાં પણ હોય છે, અધોલોકમાં પણ હોય છે અને તિર્ચ્છાલોકમાં પણ હોય છે. ઉર્ધ્વલોકમાં તે સદ્દાવાઈ, વિયડાવાઇ, ગંધાવાઇ, અને માલ્યવંત નામના વૃત્ત (ગોળ) વૈતાઢય પર્વત ઉપર હોય છે. સંહરણ આશ્રી મેરુપર્વતના સોમનસવન અને પંડકવનમાં હોય છે. અધોલોકમાં હોય તો સલિલાવતી વિજયમાં અથવા ગુફામાં હોય છે. સંહરણ આશ્રી પાતાળમાં તથા ભવનપતિઓનાં ભવનોમાં હોય છે. તિર્ચ્છાલોકમાં હોય તો પંદરકર્મભૂમિમાં હોય છે, સંહારણ આશ્રી અઢીદ્વીપ સમુદ્રના એક ભાગમાં હોય છે.

**ગૌતમ :** અહો ભગવન્ ! તે કેવળી ભગવાન એક સમયમાં કેટલા હોય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જઘન્ય ૧, ૨, ૩ ઉત્કૃષ્ટ ૧૦ હોય છે.

---

## સોચ્ચા કેવળી

### શ્રી ભગવતી શ. ૯ ઉ. ૩૧ નો અધિકાર

**ગૌતમ :** અહો ભગવન્ શું કેવળી, કેવળીના શ્રાવક, શ્રાવિકા, ઉપાસક-ઉપાસિકા, કેવળી પાક્ષિક (સ્વયંબુદ્ધ), કેવળી પાક્ષિકના શ્રાવક-શ્રાવિકા, ઉપાસક-ઉપાસિકા, એ દસેની પાસે કેવળી પરૂપિત ધર્મ સાંભળીને કોઇ જીવને ધર્મનો બોધ થાય છે ? યાવત્ કેવળજ્ઞાન ઉપન્ન થાય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! કોઇને થાય છે કોઇને નથી થતું. આ આખું વર્ણન ૧૧ બોલ ".અસોચ્ચા"ની માફક કહી દેવા. પરંતુ અહીં "સોચ્ચા" (સાંભળીને) એવું કહેવું. જે જીવે જ્ઞાનાવરણીય કર્મનો

ક્ષયોપશમ કર્યો છે તેને ધર્મનો બોધ થાય છે. યાવત્ જે જીવે કેવળ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય કર્યો છે, તેને કેવળજ્ઞાન થાય છે.

કોઇ સાધુ નિરંતર ત્રણ–ત્રણ ઉપવાસનાં પારણાં કરતા થકા આત્માને ભાવિત કરતો વિચરે છે, તેને પ્રકૃતિની ભદ્રતા, વિનીતતા, આદિ ગુણોથી યાવત્ અવધિજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી અવધિજ્ઞાન ઉત્પન્ન થાય છે. તે આ અવધિજ્ઞાન દ્વારા જઘન્ય આંગુલના અસંખ્યાતમા ભાગને જાણે દેખે છે. ઉત્કૃષ્ટ અલોકમાં લોકપ્રમાણ અસંખ્યાત ખંડોને જાણે દેખે છે.

**ગૌતમ** : અહો ભગવન્! તે (અવધિજ્ઞાની) જીવને કેટલી લેશ્યાઓ હોય છે?

**મહાવીર** : હે ગૌતમ! કૃષ્ણ યાવત્ શુકલ છ લેશ્યા હોય છે.

**ગૌતમ** : અહો ભગવન્! તે અવધિજ્ઞાનીને કેટલાં જ્ઞાન હોય છે?

**મહાવીર** : હે ગૌતમ! મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન એ ત્રણ અથવા મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાન એ ચાર જ્ઞાન હોય છે.

**ગૌતમ** : હે ભગવન્! તે અવધિજ્ઞાની સંયોગી હોય છે કે અયોગી?

**મહાવીર** : હે ગૌતમ! તે સયોગી હોય છે, પણ અયોગી નથી હોતા. જેવી રીતે યોગ, ઉપયોગ, સંઘયણ, સંસ્થાન, ઊંચાઈ અને આયુષ્ય 'અસોચ્ચા'માં કહ્યા તે પ્રમાણે અહીં "સોચ્ચા"માં પણ કહી દેવા.

**ગૌતમ** : અહો ભગવન્! તે અવધિજ્ઞાની સવેદી હોય છે કે અવેદી?

**મહાવીર** : હે ગૌતમ! તે સવેદી હોય અથવા અવેદી પણ હોય છે. સવેદી હોય તો સ્ત્રીવેદી, પુરુષવેદી, પુરુષનપુંસકવેદી હોય છે, અને જો અવેદી હોય તો ક્ષીણવેદી હોય છે. ઉપશાંત વેદી નથી હોતા.

**ગૌતમ** : અહો ભગવન્ ! તે (અવધિજ્ઞાની) સકષાયી હોય કે અકષાયી ?

**મહાવીર** : હે ગૌતમ ! સકષાયી પણ હોય છે અને અકષાયી પણ હોય છે. સકષાયી હોય તો સંજ્વલન ચોક હોય છે. ત્રિક (માન–માયા–લોભ) હોય છે. દ્વિક (માયા-લોભ) હોય છે, અથવા એક (લોભ) હોય છે, અને જો અકષાયી હોય તો ક્ષીણકષાયી હોય છે. ઉપશાંત કષાયી નથી હોતા.

**ગૌતમ** : અહો ભગવન્ ! તે અવધિજ્ઞાનીને કેટલા અધ્યવસાયો હોય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! તેના અસંખ્યાત પ્રશસ્ત અધ્યવસાયો હોય છે. તે પ્રશસ્ત અધ્યવસાયોના વધવાથી કેવળજ્ઞાન–કેવળદર્શન પ્રાપ્ત થાય છે.

**ગૌતમ** : અહો ભગવન્ ! શું તે "સોચ્ચા" કેવળી ભગવાન કેવળી પરૂપિત ધર્મનો ઉપદેશ કરે છે. યાવત્ પરૂપણા કરે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! તે કેવળી પરૂપિત ધર્મનો ઉપદેશ કરે છે. યાવત્ પરૂપણા કરે છે.

**ગૌતમ** : અહો ભગવન્ ! શું તે કેવળી ભગવાન કોઇને પ્રવ્રજ્યા (દીક્ષા) દે છે ? મુંડિત કરે છે ?

**મહાવીર** : હા. ગૌતમ ! પ્રવ્રજ્યા દે છે. મુંડિત કરે છે.

**ગૌતમ** : અહો ભગવન્ ! શું તે કેવળી ભગવાનના શિષ્ય પ્રશિષ્ય પણ કોઇને પ્રવ્રજ્યા આપે છે ? મુંડિત કરે છે ?

**મહાવીર** : હા. ગૌતમ ! તેના શિષ્ય પ્રશિષ્ય પણ પ્રવ્રજ્યા દે છે. મુંડિત કરે છે.

**ગૌતમ** : અહો ભગવન્ ! શું તે કેવળી ભગવાન તે જ ભવમાં સિદ્ધ, બુદ્ધ, મુક્ત થઇને સર્વ દુઃખોનો અંત લાવશે ?

**મહાવીર** : હા. ગૌતમ ! તે, તે જ ભવમાં સિદ્ધ, બુદ્ધ, મુક્ત થઇને સર્વ દુઃખોનો નાશ કરશે.

**ગૌતમ :** અહો ભગવન્ ! શું તે કેવળી ભગવાનના શિષ્ય-પ્રશિષ્ય પણ સિદ્ધ, બુદ્ધ, મુક્ત થઈને સર્વ દુઃખોનો અંત લાવશે ?

**મહાવીર :** હા. ગૌતમ ! તે પણ સિદ્ધ, બુદ્ધ, મુક્ત થઈને સર્વ દુઃખોનો નાશ કરશે.

**ગૌતમ :** અહો ભગવન્ ! તે ઉર્ધ્વલોકમાં, અધોલોકમાં કે તિર્ચ્છાલોકમાં હોય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! તે ઉર્ધ્વલોકમાં પણ હોય છે. અધોલોકમાં પણ હોય છે અને તિર્ચ્છાલોકમાં પણ હોય છે. આ આખું વર્ણન 'અસોચ્ચા' કેવળીની માફક કહી દેવું.

**ગૌતમ :** અહો ભગવન્ ! તે કેવળી ભગવાન એક સમયમાં કેટલા સિદ્ધ થાય ?

**મહાવીર :** હે ગૌતમ ! જઘન્ય એક-બે-ત્રણ ઉત્કૃષ્ટ ૧૦૮ સિદ્ધ થાય છે.



## ગાંગેય અણગારના ભાંગા

### શ્રી ભગવતી સૂત્ર શ. ૯. ઉ. ૩૨નો અધિકાર

ત્રેવીસમા તીર્થંકર ભગવાન શ્રી પાર્શ્વનાથ સ્વામીના શિષ્ય શ્રી ગાંગેય અણગારે શ્રમણ ભગવાન શ્રી મહાવીર સ્વામીને પૂછ્યું કે,

**ગાંગેય :** હે ભગવન્ ! શું નારકીના નેરિયા નરકમાં < સાંતર ઊપજે છે યા નિરંતર ઊપજે છે ?

**મહાવીર :** હે ગાંગેય ! નારકીના નેરયા○ સાંતર ઊપજે છે,

---

< જે જીવોની ઉત્પત્તિમા સમય આદિ કાળનું અંતર (વ્યવધાન) હોય તેને 'સાંતર' કહે છે અને જે જીવોના ઉત્પત્તિમાં સમય આદિ કાળનું અંતર (વ્યવધાન) ન હોય તેને 'નિરંતર' કહે છે.

○ નરકમાં ઉત્પન્ન થનારાળા જીવ બીજી ગતિથી આવના રસ્તામાં (વાટે વહેતા થકા) નરકનું આયુષ્ય ભોગવે છે. એટલા માટે તેને નારકીના નેરિયા કહ્યા છે.

અને નિરંતર પણ ઊપજે છે. તે રીતે પાંચ સ્થાવર સિવાયના શેષ અઢાર દંડક કહી દેવા,

**ગાંગેય :** અહો ભગવન્! શું પાંચેય સ્થાવરના જીવ સાંતર ઊપજે છે કે નિરંતર ઊપજે છે?

**મહાવીર :** હે ગાંગેય! પાંચ સ્થાવરના જીવ સાંતરે નથી ઊપજતા પણ નિરંતર ઊપજે છે.

**ગૌતમ :** અહો ભગવન્! શું નારકીના નેરિયા સાંતર ઉદ્વર્તે છે? (નારકીથી નીકળી બીજી ગતિમાં જાય છે) અથવા નિરંતર ઉદ્વર્તે છે?

**મહાવીર :** હે ગાંગેય! સાંતર પણ ઉદ્વર્તે છે અને નિરંતર પણ ઉદ્વર્તે છે. એવી રીતે પાંચ સ્થાવર સિવાય શેષ અઢાર દંડક પણ કહી દેવા. પરંતુ જ્યોતિષી અને વૈમાનિક દેવતાઓમાં ઉદ્વર્તનને સ્થાને ચ્યવન શબ્દ બોલવો.

**ગાંગેય :** અહો! ભગવન્! પાંચ સ્થાવરના જીવ સાંતર ઉદ્વર્તે છે યા નિરંતર?

**મહાવીર :** હે ગાંગેય! સંતર નહીં પરંતુ નિરંતર ઉદ્વર્તે છે.

**ગાંગેય :** અહો ભગવન્! ઉત્પત્તિના કેટલા ભેદ છે?

**મહાવીર :** હે ગાંગેય! ઉત્પત્તિના ચાર પ્રકાર કહ્યા છે. (૧) નૈરયિક ઉત્પત્તિ (૨) તિર્યંચોની ઉત્પત્તિ (૩) મનુષ્ય ઉત્પત્તિ (૪) દેવ ઉત્પત્તિ.

**ગાંગેય :** અહો ભગવન્: નૈરયિક ઉત્પત્તિના કેટલા ભેદ છે?

**મહાવીર :** હે ગાંગેય! નૈરયિક ઉત્પત્તિના સાત ભેદ કહ્યા છે. રત્નપ્રભા પૃથ્વી ઉત્પત્તિ યાવત્ તમતમા પૃથ્વી ઉત્પત્તિ એવી રીતે તિર્યંચોની ઉત્પત્તિના પાંચ ભેદ છે. એકેન્દ્રિયથી પંચેન્દ્રિય. મનુષ્ય ઉત્પત્તિના બે ભેદ સંમૂર્છિમ અને ગર્ભજ દેવ ઉત્પત્તિના ચાર ભેદ ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષી અને વૈમાનિક.

એક આદિ જીવ જે ગતિમાં પ્રવેશ કરે છે. તેના પદ વિકલ્પ ભાંગા સંક્ષેપમાં બતાવે છે.

| જીવ | સ્થાનના પદ | ૧૨ દેવલોક સંયોગી પદ | નરક સંયોગી પદ | તિર્યંચ સંયોગી પદ | મનુષ્ય સંયોગી પદ | દેવ સંયોગી પદ |
|---|---|---|---|---|---|---|
| | ૧ | ૧૨ | ૭ | ૫ | ૨ | ૪ |
| ૨ | ૩ | ૬૬ | ૨૧ | ૧૦ | ૧ | ૬ |
| ૩ | ૭ | ૨૨૦ | ૩૫ | ૧૦ | | ૪ |
| ૪ | ૧૫ | ૪૯૫ | ૩૫ | ૫ | | ૧ |
| ૫ | ૩૧ | ૭૯૨ | ૨૧ | ૧ | | |
| ૬ | ૬૩ | ૯૨૪ | ૭ | | | |
| ૭ | ૧૨૭ | ૭૯૨ | ૧ | | | |
| ૮ | ૨૫૫ | ૪૯૫ | | | | |
| ૯ | ૫૧૧ | ૨૨૦ | | | | |
| ૧૦ | ૧૦૨૩ | ૬૬ | | | | |
| ૧૧ | ૨૦૪૭ | ૧૨ | | | | |
| ૧૨ | ૪૦૯૫ | ૧ | | | | |

નરકમાં ૧૦ જીવ જાય તેના સંયોગી વિકલ્પ ૪૬૬ હોય છે. તે વિકલ્પ બનાવવાની રીત આ છે :– દસ જીવોનો વિકલ્પ કરવાનો હોય તો 'એકનો' આંક ઉપર લખવો અને 'નવ'નો આંક નીચે લખવો. એવી રીતે દ્વિસંયોગી નવ વિકલ્પ થયા. નવના આંકને આઠથી ગુણી બેથી ભાગવાથી ત્રિસંયોગી ૩૬ વિકલ્પ થયા. છત્રીસને સાતથી ગુણી ત્રણથી ભાગવાથી ચાર સંયોગી ૮૪ વિકલ્પ થયા. ચોરાશીને છથી ગુણી ચારથી ભાગવાથી પાંચ સંયોગી ૧૨૬ વિકલ્પ થયા. એકસો છવ્વીસને પાંચથી ગુણી પાંચથી ભાગવાથી છ સંયોગી ૧૨૬ વિકલ્પ થયા. એકસો છવ્વીસને ચારથી ગુણી છથી ભાગવાથી સાત સંયોગી ૮૪ વિકલ્પ થયા. પછી પદને વિકલ્પની સાથે ગુણી જે સંખ્યા આવે તેને ભાંગા સમજી લેવા.

આ પ્રમાણે બધામાં સમજી લેવું.

**સ્થાનપદ બનાવવાની રીત :**

સાત નરકના અસંયોગી ૭ પદ થયા. તે સાતને છથી ગુણી બેથી ભાગવાથી દ્વિસંયોગી ૨૧ પદ થયા. ૨૧ ને પાંચથી ગુણી ૩ થી ભાગવાથી ત્રિસંયોગી ૩૫ પદ થયા. ૩૫ ને ચારગણા કરી ૪ થી ભાગવાથી ૩૫ પદ થયા. ૩૫ ને ૩ થી ગુણી પાંચથી ભાગવાથી પાંચ સંયોગી ૨૧ પદ થયા. ૨૧ ને બેથી ગુણી છથી ભાગવાથી છ સંયોગી ૭ પદ થયા. સાતને એકથી ગુણી ૭ થી ભાગવાથી ૭ સંયોગી એક પદ થયું.

## ચાર ગતિમાં એક આદિ જીવોના ભાંગાનું યંત્ર

| જીવ | નરકના ભાંગા | તિર્યંચના ભાંગા | મનુષ્યના ભાંગા | દેવતાના ભાંગા |
|---|---|---|---|---|
| ૧ | ૭ | ૫ | ૨ | ૪ |
| ૨ | ૨૮ | ૧૫ | ૩ | ૧૦ |
| ૩ | ૮૪ | ૩૫ | ૪ | ૨૦ |
| ૪ | ૨૧૦ | ૭૦ | ૫ | ૩૫ |
| ૫ | ૪૬૨ | ૧૨૬ | ૬ | ૫૬ |
| ૬ | ૯૨૪ | ૨૧૦ | ૭ | |
| ૭ | ૧૭૧૬ | | ૮ | |
| ૮ | ૩૦૦૩ | | ૯ | |
| ૯ | ૫૦૦૫ | | ૧૦ | |
| ૧૦ | ૮૦૦૮ | | ૧૧ | |
| સંખ્યાતા | ૩૩૩૭ | | | |
| અસંખ્યાતા | ૩૬૫૮ | | | |
| ઉત્કૃષ્ટ | ૬૪ | | | |

જેવી રીતે સાત નારકીમાં એક જીવ જાય તો ૭ ભાંગા, ૨ જીવ જાય તો ૨૮ ભાંગા, ૩ જીવ જાય તો ૮૪ ભાંગા, ચાર જીવ જાય તો ૨૧૦ ભાંગા, ૧૦ જીવ જાય તો ૮૦૦૮ ભાંગા, સંખ્યાતા જીવ

જાય તો ૩૩૩૭ ભાંગા. અસંખ્યાતા જીવ જાય તો ૩૬૫૮ ભાંગા, ઉત્કૃષ્ટ જીવ જાય તો ૬૪ ભાંગા.

નરકના પદ ૧૨૭ હોય છે. અસંયોગી ૭ પદ@ ૧,૨,૩,૪,૫,૬,૭ દ્વિસંયોગી ૨૧ પદ: ૧-૨, ૧-૩, ૧-૪, ૧-૫, ૧-૬, ૧-૭, ૨-૩, ૨-૪, ૨-૫, ૨-૬, ૨-૭, ૩-૪, ૩-૫, ૩-૬, ૩ ૭, ૪-૫, ૪-૬, ૪-૭, ૫-૬, ૫-૭, ૬-૭, દ્વિસંયોગી ૨૧ પદ.

ત્રિસંયોગી ૩૫ પદ: ૧-૨-૩, ૧-૨-૪, ૧-૨-૫, ૧-૨-૬, ૧-૨-૭, ૧-૩-૪, ૧-૩-૫, ૧-૩-૬, ૧-૩-૭, ૧-૪-૫, ૧-૪-૬, ૧-૪-૭, ૧-૫-૬, ૧-૫-૭, ૧-૬-૭, ૨-૩-૪, ૨-૩-૫, ૨-૩-૬, ૨-૩-૭, ૨-૪-૫, ૨-૪-૬, ૨-૪-૭, ૨-૫-૬, ૨-૫-૭, ૨-૬-૭, ૩-૪-૫, ૩-૪-૬, ૩-૪-૭, ૩-૫-૬, ૩-૫-૭, ૩-૬-૭, ૪-૫-૬, ૪-૫-૭, ૪-૬-૭, ૫-૬-૭, ત્રિસંયોગી ૩૫ પદ.

ચાર સંયોગી ૩૫ પદ: ૧-૨-૩-૪, ૧-૨-૩-૫, ૧-૨-૩-૬, ૧-૨-૩-૭, ૧-૨-૪-૫, ૧-૨-૪-૬, ૧-૨-૪-૭, ૧-૨-૫-૬, ૧-૨-૫-૭, ૧-૨-૬-૭, ૧-૩-૪-૫, ૧-૩-૪-૬, ૧-૩-૪-૭, ૧-૩-૫-૬, ૧-૩-૫-૭, ૧-૩-૬-૭, ૧-૪-૫-૬, ૧-૪-૫-૭,

---

@જ્યાં એકનો આંક છે ત્યાં પહેલી નરક, જ્યાં બેનો આંક છે ત્યાં બીજી નરક, જ્યાં ત્રણનો આંક છે ત્યાં ત્રીજી નરક, જ્યાં ચારનો આંક છે ત્યાં ચોથી નરક, જ્યાં પાંચનો આંક છે ત્યાં પાંચમી નરક, જ્યાં છનો આંક છે ત્યાં છઠ્ઠી નરક અને જ્યાં સાતનો આંક છે ત્યાં સાતમી નરક સમજવી.

જેવી રીતે એક જીવ કોઇ પહેલી નરકમાં જાય, કોઇ બીજી નરકમાં જાય યાવત્ કોઇ સાતમી નરકમાં જાય છે. તેવી રીતે બે જીવ નરકમાં જાય તો અસંયોગી ભાંગા તે ઉપર બતાવ્યા મુજબ બને છે. પહેલી, બીજી, યાવત્ સાતમી નરકમાં જાય છે. બે સંયોગી જાય તો એક પહેલીમાં એક બીજીમાં, એક પહેલીમાં એક ત્રીજીમાં, એક પહેલીમાં એક ચોથીમાં, એવી રીતે યાવત્ એક છઠ્ઠીમાં એક સાતમીમાં ત્યાં સુધી ૨૧ પદ કહી દેવા.

એવી રીતે ત્રિસંયોગી એક પહેલીમાં, એક બીજીમાં, એક ત્રીજીમાં, યાવત્ એક પાંચમીમાં, એક છઠ્ઠીમાં એક સાતમીમાં જાય છે. ત્યાં સુધી ૩૫ પદ કહી દેવા. એવી રીતે ૭ સંયોગી સુધી કહી દેવા.

૧-૪-૬-૭, ૧-૫-૬-૭, ૨-૩-૪-૫, ૨-૩-૪-૬, ૨-૩-૪-૭, ૨-૩-૫-૬, ૨-૩-૫-૭, ૨-૩-૬-૭, ૨-૪-૫-૬, ૨-૪-૫-૭, ૨-૪-૬-૭, ૨-૫-૬-૭, ૩-૪-૫-૬, ૩-૪-૫-૭, ૩-૪-૬-૭, ૩-૫-૬-૭, ૪-૫-૬-૭ ચાર સંયોગી ૩૫ પદ.

પાંચ સંયોગી ૨૧ પદ: ૧-૨-૩-૪-૫, ૧-૨-૩-૪-૬, ૧-૨-૩-૪-૭, ૧-૨-૩-૫-૬, ૧-૨-૩-૫-૭, ૧-૨-૩-૬-૭, ૧-૨-૪-૫-૬, ૧-૨-૪-૫-૭, ૧-૨-૪-૬-૭, ૧-૨-૫-૬-૭, ૧-૩-૪-૫-૬, ૧-૩-૪-૫-૭, ૧-૩-૪-૬-૭, ૧-૩-૫-૬-૭, ૧-૪-૫-૬-૭, ૨-૩-૪-૫-૬, ૨-૩-૪-૫-૭, ૨-૩-૪-૬-૭, ૨-૩-૫-૬-૭, ૨-૪-૫-૬-૭, ૩-૪-૫-૬-૭ પાંચ સંયોગી ૨૧ પદ.

છ સંયોગી સાત પદ: ૧-૨-૩-૪-૫-૬, ૧-૨-૩-૪-૫-૭, ૧-૨-૩-૪-૬-૭, ૧-૨-૩-૫-૬-૭, ૧-૨-૪-૫-૬-૭, ૧-૩-૪-૫-૬-૭, ૨-૩-૪-૫-૬-૭ છ સંયોગી સાત પદ.

સાત સંયોગી એક પદ: ૧-૨-૩-૪-૫-૬-૭, સાત સંયોગી એક પદ એ બધા મળી કુલ ૧૨૭ પદ થયા.

એવી રીતે પોતાના એ ઠેકાણાના પદ સમજી લેવા.

સાત નારકીમાં સાત જીવ જાય છે. તેના વિકલ્પ ૬૪ થાય છે.

અસંયોગી ૧ વિકલ્પ :- ૭ જીવ એક સાથે જાય.

દ્વિસંયોગી ૬ વિકલ્પ:- ૧-૬-૨-૫-૩-૪, ૪-૩-૫-૨-૬-૧.

ત્રિસંયોગી ૧૫ વિકલ્પ :- ૧-૧-૫, ૧-૨-૪, ૨-૧-૪, ૧-૩-૩, ૨-૨-૩, ૩-૧-૩, ૧-૪-૨, ૨-૩-૨, ૩-૨-૨, ૪-૧-૨, ૧-૫-૧, ૨-૪-૧, ૩-૩-૧, ૪-૨-૧, ૫-૧-૧.

ચાર સંયોગી ૨૦ વિકલ્પ :- ૧-૧-૧-૪, ૧-૨-૩-૪, ૧-૨-૧-૩, ૨-૧-૧-૩, ૧-૧-૩-૨, ૧-૨-૨-૨, ૨-૧-૨-૨, ૧-૩-૧-૨, ૨-૨-૧-૨, ૩-૧-૧-૨, ૧-૧-૪-૧, ૧-૨-૩-૧,

૨–૧–૩–૧, ૧–૩–૨–૧, ૨–૨–૨–૧, ૩–૧–૨–૧, ૧–૪–૧–૧, ૨–૩–૧–૧, ૩–૨–૧–૧, ૪–૧–૧–૧.

પાંચ સંયોગી ૧૫ વિકલ્પ :– ૧–૧–૧–૧–૩, ૧–૧–૧–૨–૨, ૧–૧–૨–૧–૨, ૧–૨–૧–૧–૨, ૨–૧–૧–૧–૨, ૧–૧–૧–૩–૧, ૧–૧–૨–૨–૧, ૧–૨–૧–૨–૧, ૨–૧–૧–૨–૧, ૧–૧–૩–૧–૧, ૧–૨–૨–૧–૧, ૨–૧–૨–૧–૧, ૧–૩–૧–૧–૧, ૨–૨–૧–૧–૧, ૩–૧–૧–૧–૧.

છ સંયોગી છ વિકલ્પ:– ૧–૧–૧–૧–૧–૨, ૧–૧–૧–૧–૨–૧, ૧–૧–૧–૨–૧, ૧–૧–૨–૧–૧–૧, ૧–૨–૧–૧–૧–૧, ૨-૧-૧-૧-૧-૧.

સાત સંયોગી ૧ વિકલ્પ :– ૧–૧–૧–૧–૧–૧–૧.

સાત જીવ સાત નરકમાં જાય તો અસંયોગી ૭ ભાંગા થાય છે. જેવી રીતે ૭ જીવ પહેલી નરકમાં જાય છે. યાવત્ ૭ જીવ સાતમી નરકમાં જાય છે એવી રીતે ૭ ભાંગા થાય છે.

સાત જીવ સાત નરકમાં દ્વિસંયોગી બનીને જાય તો એક જીવ પહેલી નરકમાં, છ જીવ બીજી નરકમાં, એક જીવ પહેલી નરકમાં, છ જીવ ત્રીજી નરકમાં, યાવત્ એક જીવ પહેલી નરકમાં, છ જીવ સાતમી નરકમાં, એ પ્રમાણે ૧–૬ વિકલ્પથી ૬ ભાંગા થાય.

બે જીવ પહેલીમાં, ૫ જીવ બીજીમાં, ૨ જીવ પહેલીમાં, ૫ જીવ ત્રીજીમાં, યાવત્ બે જીવ પહેલીમાં, પાંચ જીવ સાતમીમાં એ પ્રમાણે ૨–૫ વિકલ્પથી ૬ ભાંગા થયા. એ પ્રમાણે દ્વિસંયોગી, ૬ વિકલ્પમાં પહેલી નરકથી, ૩૬ ભાંગા થયા. બીજી નરકથી ૩૦, ત્રીજી નરકથી ૨૪, ચોથી નરકથી ૧૮, પાંચમી નરકથી ૧૨, છઠ્ઠી સાતમી નરકથી ૬, એવી રીતે બે સંયોગી ૧૨૬ ભાંગા થયા.

એ પ્રમાણે ત્રિસંયોગીના ૫૨૫ ભાંગા થયા.

ચાર સંયોગીના ૭૦૦, પાંચ સંયોગીના ૩૧૫, છ સંયોગીના ૪૨, સાત સંયોગીના ૧, સર્વ મળી ૧૭૧૬ (૭+૧૨૬+૫૨૫+૭૦૦ +૩૧૫+૪૨+૧=૧૭૧૬) ભાંગા થયા.

સાત જીવ સાત નારકીમાં જાય છે. તેના પદ ૧૨૭, જીવોના વિકલ્પ ૬૪ અને ભાંગા ૧૭૧૬ થાય છે.

## નરકમાં એક આદિ જીવોના અસંયોગાદિ ભાંગાનું યંત્ર

| જીવ | અસંયોગી | દ્વિસંયોગી | ત્રિસંયોગી | ચાર સંયોગી | પાંચ સંયોગી | છ સંયોગી | સાત સંયોગી | ભાંગાના યોગ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૭ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૭ |
| ૨ | ૭ | ૨૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨૮ |
| ૩ | ૭ | ૪૨ | ૩૫ | ૦ | ૦ | ૦ | ૦ | ૮૪ |
| ૪ | ૭ | ૬૩ | ૧૦૫ | ૩૫ | ૦ | ૦ | ૦ | ૨૧૦ |
| ૫ | ૭ | ૮૪ | ૨૧૦ | ૧૪૦ | ૨૧ | ૦ | ૦ | ૪૬૨ |
| ૬ | ૭ | ૧૦૫ | ૩૫૦ | ૩૫૦ | ૧૦૫ | ૭ | ૦ | ૯૨૪ |
| ૭ | ૭ | ૧૨૬ | ૫૨૫ | ૭૦૦ | ૩૧૫ | ૪૨ | ૧ | ૧૭૧૬ |
| ૮ | ૭ | ૧૪૭ | ૭૩૫ | ૧૨૨૫ | ૭૩૫ | ૧૪૭ | ૭ | ૩૦૦૩ |
| ૯ | ૭ | ૧૬૮ | ૯૮૦ | ૧૯૬૦ | ૧૪૭૦ | ૩૯૨ | ૨૮ | ૫૦૦૫ |
| ૧૦ | ૭ | ૧૮૯ | ૧૨૬૦ | ૨૯૪૦ | ૨૬૪૬ | ૮૪૨ | ૮૪ | ૮૦૦૮ |
| સંખ્યાતા | ૭ | ૨૩૧ | ૭૩૫ | ૧૦૮૫ | ૮૬૧ | ૩૫૭ | ૬૧ | ૩૩૩૭ |
| અસંખ્યાતા | ૭ | ૨૫૨ | ૮૦૫ | ૧૧૯૦ | ૯૪૫ | ૩૬૨ | ૬૭ | ૩૬૫૮ |
| ઉત્કૃષ્ટ | ૧ | ૬ | ૧૫ | ૨૦ | ૧૫ | ૬ | ૧ | ૬૪ |

એવી રીતે પોતપોતાના ઠેકાણાના સંયોગી ભાંગા સમજી લેવા.

એક જીવ નરકમાં જાય તેના ૭ ભાંગા થાય છે. ૭ ને ૮ થી ગુણી બેથી ભાગવાથી બે જીવોના ૨૮ ભાંગા થાય છે. અઠ્ઠાવીશને ૯ થી ગુણી ૩ થી ભાગવાથી ત્રણ જીવોના ૮૪ ભાંગા થાય છે. એવી રીતે સર્વ ભાંગા સમજી લેવા.

જેવી રીતે નરકના ભાંગા પદ, વિકલ્પ, કહ્યા તે પ્રમાણે બાકી ત્રણ પ્રવેશનક (તિર્યંચ, મનુષ્ય, દેવ)ના પણ ભાંગા, પદ, વિકલ્પ કરી લેવા. ઉત્કૃષ્ટ જીવ પ્રવેશનક આશ્રી નરકમાં જાય તો પહેલી નરકમાં

જાય. તિર્યંચમાં જાય તો એકેન્દ્રિયમાં જાય. મનુષ્યમાં જાય તો સંમૂર્ચ્છિમ મનુષ્યમાં જાય. દેવમાં જાય તો જ્યોતિષીમાં જાય.

નરક પ્રવેશનકનો અલ્પબહુત્વઃ-

(૧) સર્વથી થોડા સાતમી નરક પ્રવેશનક (૨) તેથી છઠ્ઠી નરક પ્રવેશનક અસંખ્યાત ગુણા (૩) તેથી પાંચમી નરક પ્રવેશનક અસંખ્યાત ગુણા (૪) તેથી ચોથી નરક પ્રવેશનક અસંખ્યાત ગુણા (૫) તેથી ત્રીજી નરક પ્રવેશનક અસંખ્યાત ગુણા (૬) તેથી બીજી નરક પ્રવેશનક અસંખ્યાત ગુણા (૭) તેથી પહેલી નરક પ્રવેશનક અસંખ્યાત ગુણા.

તિર્યંચ પ્રવેશનકનો અલ્પબહુત્વઃ-

(૧) સર્વથી થોડા પંચેન્દ્રિય તિર્યંચ પ્રવેશનક (૨) તેથી ચૌરેન્દ્રિય પ્રવેશનક વિશેષાધિક, (૩) તેથી તેઇન્દ્રિય પ્રવેશનક વિશેષાધિક (૪) તેથી બેઇન્દ્રિય પ્રવેશનક વિશેષાધિક (૫) તેથી એકેન્દ્રિય પ્રવેશનક વિશેષાધિક.

મનુષ્ય પ્રવેશનકનો અલ્પબહુત્વ.

(૧) સર્વથી થોડા ગર્ભજ મનુષ્ય પ્રવેશનક (૨) તેથી સમૂર્ચ્છિમ મનુષ્ય પ્રવેશનક અસંખ્યાત ગુણા.

દેવ પ્રવેશનકનો અલ્પબહુત્વઃ-

(૧)સર્વથી થોડા વૈમાનિક દેવ પ્રવેશનક (૨) તેથી ભવનપતિ દેવ પ્રવેશનક અસંખ્યાત ગુણા (૩) તેથી વાણવ્યંતર દેવ પ્રવેશનક અસંખ્યાત ગુણા (૪) તેથી જ્યોતિષીદેવ પ્રવેશનક સંખ્યાત ગુણા.

ચાર ગતિનો સાથે અલ્પબહુત્વઃ-

(૧) સર્વથી થોડા મનુષ્ય પ્રવેશનક (૨) તેથી નરક પ્રવેશનક અસંખ્યાત ગુણા (૩) તેથી દેવ પ્રવેશનક અસંખ્યાત ગુણા (૪) તેથી તિર્યંચ પ્રવેશનક અસંખ્યાત ગુણા.

લોક શાશ્વત છે તે માટે નરકાદિ ૨૪ દંડકના જીવ સ્વયંમેવ ઉત્પન્ન થાય છે. તે વાત શ્રમણ ભગવાન શ્રી મહાવીર સ્વામી કેવળજ્ઞાન દ્વારા સ્વયંમેવ જાણે છે.

નરકના જીવ અશુભ કર્મના ઉદયથી દેવ શુભ કર્મના ઉદયથી. મનુષ્ય અને તિર્યંચ શુભાશુભ કર્મોના ઉદયથી સ્વયંમેવ ગતિઓમાં ઉત્પન્ન થાય છે.

પાર્શ્વનાથ ભગવાનના શિષ્ય ગાંગેય અણગારે આ આખો અધિકાર શ્રમણ ભગવાન મહાવીર પાસેથી સાંભળ્યો. સાંભળીને સંશય રૂપથી જાણ્યું કે શ્રવણ ભગવાન મહાવીર સ્વામી કેવળજ્ઞાની છે. પછી ચતુર્યામ (ચાર મહાવ્રત) ધર્મથી પાંચ મહાવ્રત ધર્મ સ્વીકાર્યો. યાવત સર્વ દુઃખોનો અંત કરી મોક્ષ પધાર્યા.



## ઘાતક પુરુષની ક્રિયા

## ભગવતી શ. ૯ ઉ. ૩૪નો અધિકાર

**ગૌતમ :** હે ભગવન્! કોઇ પુરુષ, પુરુષનો ઘાત કરતાં શું પુરુષનો જ ઘાત કરે છે કે પુરુષ સિવાય બીજા જીવોનો પણ ઘાત કરે છે?

**મહાવીર :** હે ગૌતમ! તે અન્ય જીવોનો પણ ઘાત કરે છે. તે ઘાત કરનારના મનમાં તો એમ છે કે 'હું એક પુરુષને હણું છું'., પણ તે એક પુરુષને હણતાં બીજા અનેક જીવોને હણે છે તેથી એમ કહ્યું કે, અન્ય જીવોને પણ હણે.

તે જ પ્રમાણે, ઋષિને હણનારો અનંત જીવોને હણે છે. (કારણ કે ઋષિ જીવતો હોય તો અનેક પ્રાણીઓને જ્ઞાન આપે અને તેઓ મોક્ષે જાય. મુક્ત જીવો તો અનંત જીવોના અહિંસક છે, તેથી તે અનંત જીવોની અહિંસામાં ઋષિ કારણ છે. માટે ઋષિનો વધ કરનાર અનંત જીવોની હિંસા કરે છે.)

**ગૌતમ :** હે ભગવન્! કોઇ પુરુષ બીજા પુરુષને હણતો પુરુષના વેરથી બંધાય કે પુરુષ સિવાય બીજા જીવોના વેરથી પણ બંધાય?

**મહાવીર** : હે ગૌતમ ! તે અવશ્ય પુરુષના વેરથી તો બંધાય જ પરંતુ અન્ય એક જીવના વેરથી પણ બંધાય કે અન્ય અનેક જીવોના વેરથી પણ બંધાય. ઋષિને હણનારો તો ઋષિના વેરથી અને ઋષિ સિવાય અનેકનાં વેરથી બંધાય.

## પૃથ્વીકાયના શ્વાસોશ્વાસ

પૃથ્વીકાયિકાદિ જીવ વર્ગો પોતાના સજાતીય તેમ જ વિજાતીય જીવ-વર્ગોને શ્વાસોશ્વાસ રૂપે ગ્રહણ કરે છે અને મૂકે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! પૃથ્વીકાયિક જીવ પૃથ્વીકાયિકને શ્વાસોશ્વાસ રૂપે ગ્રહણ કરે છે, અને મૂકે ત્યારે તેને કેટલી ક્રિયા લાગે ?

**મહાવીર** : હે ગૌતમ ! જ્યાં સુધી તેને પીડા ઉત્પન્ન ન કરે ત્યાં સુધી તેને કાયિકી આદિ ત્રણ ક્રિયા હોય. પીડા કરે ત્યારે પરિતાપનિકી સહિત ચાર હોય. અને તેનો ઘાત કરે ત્યારે પ્રાણાતિપાતિક યુક્ત પાંચ ક્રિયા હોય. એ પ્રમાણે અન્ય જીવ વર્ગોની બાબતમાં સમજવું.

**ગૌતમ** : હે ભગવન્ ! વાયુકાય જીવ વૃક્ષના મૂળને કંપાવતો કે પાડતો કેટલી ક્રિયાવાળો હોય ?

**મહાવીર** : હે ગૌતમ ! (ઉપર પ્રમાણે) કદાચ ત્રણ ક્રિયાવાળો, કદાચ ચારવાળો, કદાચ પાંચવાળો પણ હોય. (ભ શ. ૯ ઉ. ૩૪)

## દસ દિશાઓ

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૦ ઉ. ૧ નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્ ! દિશાઓ કેટલી કહી છે ?

**મહાવીર** : હે ગૌતમ ! દિશાઓ દસ કહી છે. (૧) પૂર્વ, (૨) અગ્નિ કોણ, (૩) દક્ષિણ, (૪) નૈઋત્ય કોણ, (૫) પશ્ચિમ (૬) વાયવ્ય કોણ, (૭) ઉત્તર, (૮) ઇશાન કોણ, (૯) ઉર્ધ્વ દિશા (૧૦) અધોદિશા.

**ગૌતમ :** હે ભગવન્ ! આ દિશાઓનાં શું શું નામ કહ્યાં છે?

**મહાવીર :** હે ગૌતમ ! આ દિશાઓનાં નામ ૧૦ પ્રકારે છે: (૧) ઐન્દ્રી{} (પૂર્વ) (૨) આગ્નેયી (અગ્નિ કોણ) (૩) યામ્યા (દક્ષિણ) (૪) નૈઋતી (નૈઋર્ત્ય કોણ) (૫) વારુણી (પશ્ચિમ) (૬) વાયવ્ય (વાયવ્ય કોણ), (૭) સોમા (ઉત્તર) (૮) ઐશાની (ઇશાન ખૂણો) (૯) વિમલા (ઉર્ધ્વ દિશા) (૧૦) તમા (અધો દિશા).

**ગૌતમ :** હે ભગવન્ એ દશ દિશાઓ ક્યાંથી નીકળી છે?

**મહાવીર :** હે ગૌતમ ! મેરુપર્વતના મધ્ય ભાગથી નીકળી છે. અર્થાત્ ૧૮૦૦ યોજનનો આ તિર્છાલોક છે, એની વચમાં અને મેરુપર્વતના પણ બરાબર મધ્ય ભાગમાં ૮ રુચક પ્રદેશ છે. ચાર ઉપરની તરફ છે અને ચાર નીચેની તરફ છે. અહીંથી દશે દિશાઓ નીકળી છે,–પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ : એ ચારે દિશાઓ બે બે પ્રદેશી નીકળી છે અને આગળ બે બે પ્રદેશની વૃદ્ધિ થતી થતી લોકાંત સુધી અને અલોકમાં ચાલી ગઇ છે. લોકમાં અસંખ્યાત પ્રદેશ વૃદ્ધિ થઇ છે અને અલોકમા અનંત પ્રદેશ વૃદ્ધિ થઇ છે. એનો આકાર ગાડાની ધોંસરી કે આંગળીના વેઢાની સમાન છે. અગ્નિકોણ, વાયવ્યકોણ, ઇશાન કોણ, નૈઋર્ત્ય કોણ–એ ચાર વિદિશાઓ એક એક પ્રદેશી નીકળી છે અને લોકાંત સુધી ગઇ છે. એનો આકાર મોતીઓની સર જેવો છે. ઉર્ધ્વ દિશા અને અધો દિશા ચાર ચાર પ્રદેશી નીકળી છે અને લોકાંત સુધી અને અલોકમાં ગઇ છે.

**ગૌતમ :** હે ભગવન્ ! પૂર્વ દિશામાં જીવ છે ? કે જીવનો દેશ છે કે જીવનો પ્રદેશ છે? અજીવ છે? કે અજીવનો દેશ છે? કે અજીવનો પ્રદેશ છે?

---

{} પૂર્વ દિશાનો સ્વામી ઇન્દ્ર છે એટલે એનું નામ-ઇંદા (ઐન્દ્રી) કહેલ છે, એ પ્રકારે અગ્નિ, યમા, નૈઋતી, વરુણ, વાયુ, સોમ અને ઇશાન દેવો સ્વામી છે એટલા માટે એ દિશાઓના આગ્નેયી આદિ ગુણનિષ્પન્ન નામ કહ્યાં છે. પ્રકાશ યુક્ત હોવાથી ઉર્ધ્વ દિશાને વિમલા અને અંધકારયુક્ત હોવાથી અધો દિશાને 'તમા' કહેલ છે.

**મહાવીર :** હે ગૌતમ ! જીવ છે, જીવનો દેશ છે, જીવનો પ્રદેશ છે, અજીવ છે. અજીવનો દેશ છે, અજીવનો પ્રદેશ છે.

**ગૌતમ :** હે ભગવન્ ! જીવ છે, તો એકેન્દ્રિય છે, બેઇંદ્રિય છે, તેઇંદ્રિય છે, ચૌરિન્દ્રિય પંચેંદ્રિય છે, કે અનિન્દ્રિય છે

**મહાવીર :** હે ગૌતમ ! એકેંદ્રિય પણ છે. યાવત્ અનિન્દ્રિય પણ છે, આ છનો દેશ પણ છે, અને પ્રદેશ પણ છે. એ જીવ સંબંધી ૧૮ ભાંગા થયા.

**ગૌતમ :** હે ભગવન્ ! અજીવ છે, તો ધર્માસ્તિકાયનો દેશ છે કે પ્રદેશ છે ? અધર્માસ્તિકાયનો દેશ છે કે પ્રદેશ છે ? આકાશાસ્તિકાયનો દેશ છે કે પ્રદેશ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય આકાશાસ્તિકાયનો એક દેશ છે, અને બહુ બહુ પ્રદેશ છે. આ છ ભાંગા થયા. અને સાતમો અદ્ધા સમય (અઢી દ્વીપ) એ સાત ભાંગા અરૂપી અજીવના થયા. સ્કંધ, દેશ, પ્રદેશ, પરમાણુ એ ચાર ભાંગા રૂપી અજીવ (પુદ્‌ગલ)ના થયા. એ અજીવના ૧૧ ભાંગા થયા. જીવના ૧૮ અને અજીવના ૧૧ એ સર્વ મળી ૨૯ ભાંગા થયા. ચારે દિશામાં ૨૯–૨૯ ભાંગા કહેવા.

ચારે વિદિશામાં ૩૮–૩૮ ભાંગા કહેવા, ભાગા આ રીતે છે. બહુ એકેંદ્રિય જીવના બહુ દેશ (૧) બહુ એકેંદ્રિય જીવના બહુ દેશ અને એક બેઇંદ્રિય જીવનો એક દેશ (૨) બહુ એકેંદ્રિય જીવોના બહુ દેશ અને એક બેઇંદ્રિય જીવના બહુ દેશ (૩) બહુ એકેંદ્રિય જીવોના બહુ દેશ અને બહુ બેઇંદ્રિય જીવોના બહુ દેશ. એ પ્રકારે તેઇંદ્રિય, ચૌરિન્દ્રય, પંચેંદ્રિય અને અનિન્દ્રિયના ત્રણ ત્રણ ભાંગા કહેવા. એ દેશ સંબંધી ૧૬ ભાંગા થયા.

હવે પ્રદેશ સંબંધી ૧૧ ભાંગા કહેવાય છે : ૧ બહુ એકેંદ્રિય જીવોના બહુ પ્રદેશ અને એક બેઇંદ્રિય જીવના બહુ પ્રદેશ (૨) બહુ એકેંદ્રિય જીવોના બહુ પ્રદેશ અને બહુ બેઇંદ્રિય જીવોના બહુ પ્રદેશ એ રીતે તેઇંદ્રિય, ચૌરિન્દ્રિય, પંચેંદ્રિય,

અનિન્દ્રિયના બે બે ભાંગા કહેવા. એ ૧૧ ભાંગા થયા. દેશ સંબંધી ૧૬ ભાંગા અને પ્રદેશ સંબંધી ૧૧ ભાંગા એ સર્વ મળીને ૨૭ ભાંગા થયા. જે રીતે દિશામાં અજીવ સંબંધી ૧૧ ભાંગા કહ્યા એ રીતે વિદિશામાં પણ કહેવા. એ રીતે જીવના ૨૭ અને અજીવના ૧૧—એ સર્વ મળી ૩૮ ભાંગા થયા ચારે વિદિશામાં ૩૮—૩૮ ભાંગા કહેવા. ઉર્ધ્વ દિશામાં પણ ૩૮ ભાંગા કહેવા અને અધો દિશામાં ૩૭ (અદ્ધા સમ.ને છોડીને) ભાંગા કહેવા.

શ્રી ભગવતીજી સૂત્ર શ. ૧૧ ઉ. ૧૦ માં ત્રણ લોકમાં ચાર પ્રદેશોના ભાંગાઓનો વિષય ચાલે છે તે કહ્યા છે.

જે રીતે પૂર્વ દિશામાં ૨૯ ભાંગા કહ્યા એ રીતે સમુચ્ચય લોક, અધોલોક અને તિર્છાલોકમાં ૨૯—૨૯ ભાંગા કહેવા; પરંતુ વિશેષતા એટલી કે સમુચ્ચય લોક, ધર્માસ્તિકાય આદિના દેશની જગ્યાએ સ્કંધ કહેવા. ઉર્ધ્વલોકમાં ૨૮ (કાળ છોડીને) ભાંગા કહેવા.

સમુચ્ચય લોકના એક આકાશ પ્રદેશ પર ભાંગા લાભે ૩૨. (૧૧ દેશના, ૧૨ પ્રદેશના, ૯ અજીવના) એક એકેંદ્રિય જીવોના સર્વ દેશ. એક બહુ એકેંદ્રિય જીવોના બહુ દેશ, એક બેઇંદ્રિયનો એક દેશ (૨) બહુ એકેંદ્રિય જીવોના બહુ દેશ, બહુ બેઇંદ્રિય જીવોના બહુ દેશ. એ રીતે તેઇંદ્રિયના ૨, ચૌરિન્દ્રિયના ૨, પંચેંદ્રિયના ૨, અનિન્દ્રિયના ૨ એ ૧૧ ભાંગા દેશ સંબંધી થયા. ૧ એકેંદ્રિય જીવોના સર્વ પ્રદેશ એક બહુ એકેંદ્રિય જીવોના બહુ પ્રદેશ, એક બેઇંદ્રિય જીવના બહુ પ્રદેશ, (૨) બહુ એકેંદ્રિય જીવોના બહુ પ્રદેશ, બહુ બેઇંદ્રિય જીવોના બહુ પ્રદેશ. એ રીતે તેઇંદ્રિયના ૨, ચૌરિન્દ્રિયના ૨, પંચેંદ્રિયના ૨ ભાંગા કહેવા. અનિન્દ્રિયના ૩ ભાંગા. (૧) બહુ એકેંદ્રિય જીવોના બહુ પ્રદેશ, એક અનિન્દ્રિયનો એક પ્રદેશ, (૨) બહુ એકેંદ્રિય જીવોના બહુ પ્રદેશ, એક અનિન્દ્રિયના બહુ પ્રદેશ (૩) બહુ એકેંદ્રિય જીવોના બહુ પ્રદેશ, બહુ અનિન્દ્રિય જીવોના બહુ પ્રદેશ. એ પ્રદેશ સંબંધી ૧૨ ભાંગા થયા.

(૧) ધર્માસ્તિકાયના સ્કંધ નથી. (૨) ધર્માસ્તિકાયના એક દેશ છે, એક પ્રદેશ છે. (૩) અધર્માસ્તિકાયના સ્કંધ નથી. (૪) અધર્માસ્તિકાયના

એક દેશ છે, એક પ્રદેશ છે. (૫) અદ્ધા સમય છે. એ ૫ અરૂપીના અને (૧) સ્કંધ, (૨) દેશ, (૩) પ્રદેશ, (૪) પરમાણુ એ ૪ રૂપીના કુલ ૯ ભાંગા અજીવના થયા. ૧૧ દેશના, ૧૨ પ્રદેશના ૯ અજીવના એ સર્વ મળી ભાંગા ૩૨ થયા. ૩૨ ભાંગા સમુચ્ચય લોકના આકાશ પ્રદેશમાં, ૩૨ ભાંગા અધોલોકના આકાશ પ્રદેશમાં, ૩૨ ભાંગા તિર્છાલોકના આકાશ પ્રદેશમાં, અને ૩૧ ભાંગા (અદ્ધા સમયને છોડીને) ઉર્ધ્વ લોકના આકાશ પ્રદેશમાં છે. એ કુલ ૧૨૭ ભાંગા થયા.

શ્રી ભગવતી સૂત્ર શ ૧૬ ઉ ૮માં ૨૧૦ ચરમાંતના ભાંગાને વિચાર ચાલે છે તે હવે કહેવાય છે

૭ નારકી, ૧૨ દેવલોક, ૯ ગ્રૈવેયક, ૫ અનુત્તર વિમાન, ૧ ઇષત્પ્રાગ્ભારા પૃથ્વી ૧ લોક એ ૩૫ બોલોના ઉપરનું ચરમાંત ને નીચેનું ચરમાંત, ચારે દિશાઓના ચરમાંત એ ૨૧૦ (૩૫×૬=૨૧૦) બોલ થયા.

રત્નપ્રભા પૃથ્વીની ઉપરના ચરમાંતના ભાંગા લાભે ૩૮ (વિદિશામાં કહ્યા તે કહેવા). બાકીના છ નારકીના ઉપરના ચરમાંતમાં, ૭ નારકીના નીચેના ચરમાંતમાં, ૧૨ દેવલોકોના ઉપર અને નીચેના ચરમાંતમાં એ ૩૭ બોલોમાં (૬+૭+૨૪=૩૭) ભાંગા લાભે ૩૩-૩૩. (૧૨ દેશના, ૧૧ પ્રદેશના, ૧૦ અજીવના) સર્વ એકેંદ્રિય જીવોના દેશ-(૧) બહુ એકેંદ્રિય જીવોના બહુ દેશ, એક બેઇંદ્રિયનો એકદેશ, બહુ એકેંદ્રિય જીવોના બહુ દેશ, (૨) બહુ બેઇંદ્રિય જીવોના બહુદેશ-એ રીતે તેઇંદ્રિના ૨ ભાંગા અને ચૌરિન્દ્રિયના બે ભાંગા કહેવા. પંચેંદ્રિયના ૩ ભાંગા કહેવા. (૧) બહુ એકેંદ્રિય જીવોના બહુ દેશ, એક પંચેંદ્રિયનો એક દેશ, (૨) બહુ એકેંદ્રિય જીવોના બહુદેશ, એક પંચેંદ્રિયના બહુદેશ (૩) બહુ એકેંદ્રિય જીવોના બહુદેશ, બહુ પંચેંદ્રિય જીવોના બહુ દેશ, અનિન્દ્રિયના ૨ ભાંગા (૧) બહુ એકેંદ્રિયોના બહુદેશ, એક અનિન્દ્રિયનો એકદેશ, (૨) બહુ એકેંદ્રિયોના બહુ દેશ, બહુ-અનિન્દ્રિયોના બહુ દેશ. એ દેશ સંબંધી ૧૨ ભાંગા થયા. (૧) બહુ એકેંદ્રિય જીવોના બહુ પ્રદેશ. એક બેઇંદ્રિયના બહુપ્રદેશ, (૨) બહુ એકેંદ્રિય

જીવોના બહુપ્રદેશ, બહુ બેઇંદ્રિય જીવોના બહુ પ્રદેશ એ રીતે તેઇંદ્રિયના ૨, ચૌરિન્દ્રિયના ૨, પંચેંદ્રિયના ૨ અને અનિન્દ્રિયના ૨ એ પ્રદેશ સંબંધી ૧૧ ભાંગા થયા. જે રીતે અજીવ સંબંધી પૂર્વ દિશાના ૧૧ ભાંગા કહ્યા એમાંથી કાળને છોડીને બાકી ૧૦ ભાંગા કહેવા. એ ૩૩ (૧૨+૧૧+૧૦=૩૩) ભાંગા.

૯ ગ્રૈવેયક, ૫ અનુત્તર વિમાન, ૧ ઇષત્પ્રાગ્ભારા પૃથ્વી, આ ૧૫ના ઉપરના ચરમંતર અને નીચેના ચરમાંતર એ ૩૦ અને ૧ લોકનું નીચેનું ચરમાંત એ ૩૧ બોલોમાં બોલ લાભે ૩૨-૩૨ (૧૧ દેશ સંબંધી, ૧૧ પ્રદેશ સંબંધી. ૧૦ અજીવ સંબંધી) જે રીતે ઉપર ૩૭ બોલોમાં ૩૩ ભાંગા કહ્યા એ રીતે કહેવા. પરંતુ એક પંચેંદ્રિયના બહુ દેશ એ ભાંગા કહેવા નહિ.

ઉર્ધ્વલોકના ચરમાંતમાં ભાંગા લાભે ૨૮ (૯ દેશના, ૯ પ્રદેશના, ૧૦ અજીવના) (૧) બહુ એકેંદ્રિય અને બહુ અનિન્દ્રિય જીવોના બહુ દેશ, (૨) બહુ એકેંદ્રિય બહુ અનિન્દ્રિય જીવોના બહુ દેશ, એક બેઇંદ્રિયના એક દેશ, (૩) બહુ એકેંદ્રિય બહુ અનિન્દ્રિય જીવોના બહુ દેશ, બહુ બેઇંદ્રિય જીવોના બહુ દેશ. એ રીતે તેઇંદ્રિયના ૨, ચૌરિન્દ્રિયના ૨ અને પંચેંદ્રિયના ૨ ભાંગા કહેવા. એ ૯ ભાંગા દેશ સંબંધી થયા.

(૧) બહુ એકેંદ્રિય અને બહુ અનિન્દ્રિયના જીવોના પ્રદેશ, ૧ બહુ એકેંદ્રિય બહુ અનિન્દ્રિયના બહુ પ્રદેશ, એક બેઇંદ્રિયના બહુ પ્રદેશ, ૨ બહુ એકેંદ્રિય બહુ અનિન્દ્રિય જીવોના બહુ પ્રદેશ, બહુ બેઇંદ્રિય જીવોના બહુ પ્રદેશ, એ રીતે તેઇંદ્રિયના ૨, ચૌરિન્દ્રિયના ૨ અને પંચેંદ્રિયના ૨ ભાંગા કહેવા. એ પ્રદેશના ૯ ભાંગા થયા. અજીવના ૧૦ ભાંગા ઉપર ૩૧ બોલોમાં કહ્યા એ રીતે કહેવા. એ ૨૮ (૯ દેશના, ૯ પ્રદેશના, ૧૦ કાળના=૨૮) ભાંગા થયા.

૩૫ બોલોના પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ આ ચાર દિશાના ચરમાંતના બોલ ૧૪૦ (૩૫×૪=૧૪૦)માં ભાંગા લાભે ૩૬-૩૬, રત્નપ્રભા પૃથ્વીના ઉપરના ચરમાંતમાં ૩૮ ભાંગા કહ્યા એમાંથી કાળનો એક

ભાંગો અને <એક અનિન્દ્રિયના એક દેશનો એક ભાંગો એ ૨ ભાંગા છોડીને બાકી ૩૬ ભાંગા કહેવા.

---

<પૂર્વ દિશાના ચરમાંત લોકનો અતિમભાગ વિષમ એક પ્રદેશરૂપ છે. એટલે એમા અસખ્યાત પ્રદેશાવગાહી જીવ હોઇ શકતા નથી. પરંતુ એક પ્રદેશના વિષયમાં જીવના દેશોની અને પ્રદેશોની અવગાહના હોઇ શકે છે, એટલે ત્યા 'જીવના દેશ અને પ્રદેશ હોય છે' એમ કહ્યુ છે. એ રીતે ત્યાં પુદ્ગલ સ્કધ, ધર્માસ્તિકાય આદિના દેશ અને એના પ્રદેશ હોવાથી 'અજીવ' અજીવ દેશ અને અજીવ પ્રદેશ હોય છે, એમ કહ્યું છે. જે જીવ દેશ છે એમા પૃથ્વીકાયાદિ એકેદ્રિય જીવોના દેશ લોકાન્તમા અવશ્ય હોય છે. એ પહેલો વિકલ્પ થયો. બે સંયોગી વિકલ્પ આ પ્રકારે બને છે–૧ એકેદ્રિયના બહુ દેશ, બે ઇદ્રિયના એક દેશ, લોકાંતમા બેઇંદ્રિય જીવ હોતા નથી, પરંતુ જે બેઇદ્રિય જીવ મરીને એકેંદ્રિયમાં ઉત્પન્ન થવાવાળા છે. જ્યારે તે મારણાંતિક સમુદ્ઘાત કરીને ઉત્પત્તિસ્થાનને પ્રાપ્ત થાય છે એ અપેક્ષાથી એ વિકલ્પ બને છે. એ પ્રકારે દશમા શતકના પ્રથમ ઉદ્દેશમાં આગ્નેયી દિશાના વિષયમાં જે ભાંગા કહ્યા છે તે અહી પણ જાણવા. તે આ પ્રકારે છે: ૧ એકેદ્રિય જીવોના સર્વ દેશ, ૧ બહુ એકેદ્રિય જીવોના બહુ દેશ, એક બેઇદ્રિય જીવનો એક દેશ, ૨ અથવા બહુ એકેંદ્રિય જીવોના બહુ દેશ, એક બેઇદ્રિય જીવના બહુ દેશ ૩ અથવા બહુ એકેદ્રિય જીવોના બહુ દેશ, બહુ બેઇદ્રિય જીવોના બહુ દેશ અથવા ૪ બહુ એકેંદ્રિય જીવોના બહુ દેશ, એક તેઇદ્રિય જીવનો એક દેશ ૫ અથવા બહુ એકેદ્રિય જીવોના બહુ દેશ, એક તેઇદ્રિય જીવના બહુ દેશ ૬ અથવા બહુ એકેદ્રિય જીવોના બહુ દેશ, બહુ તેઇદ્રિય જીવોના બહુ દેશ. એ રીતે ચૌરિન્દ્રિય અને પચેંદ્રિયના ૩–૩ ભાગા જાણવા. એ રીતે અનિન્દ્રિયના પણ ભાંગા કહેવા પરતુ આગ્નેયી દિશામા ૩ ભાગા કહ્યા છે એમાથી પહેલો ભાગો (એકેંદ્રિયોના બહુ દેશ અને અનિન્દ્રિયના એક દેશ) અહી કહેવા નહિ કેમકે, કેવળી સમુદ્ઘાતમાં જીવ આત્મ પ્રદેશ કપાટાકાર હોય છે. એ સમયે પૂર્વ દિશાના ચરમાંતમાં પ્રદેશોની હાનિવૃદ્ધિ દ્વારા વિષમતા હોય છે. એ માટે લોકના ખૂણાઓમા અનિન્દ્રિય જીવ (ઇંદ્રિયોના ઉપયોગ રહિત કેવળજ્ઞાની)ના બહુ દેશોનો સભવ છે. પરંતુ એક દેશનો સંભવ નથી એટલે અનિન્દ્રિયમા ઉપરોક્ત પહેલો ભાગો લાગુ થતો નથી

**નોંધ :–** ભગવતી સૂત્ર શ ૧૦ ઉ. ૧, શ. ૧૧ ઉ. ૧૦ અને શ. ૧૬ ઉ. ૮ એ ત્રણે ઉદ્દેશાઓનો એક અધિકાર કરવાનો ઉદ્દેશ એ છે કે શીખવાવાળાને સુગમ રહે. કેમ કે, ત્રણે શતકના ભાંગા પ્રાયઃએકસરખા જ છે.

૩૫ બોલના ઉપરના ચરમાંત અને નીચેના ચરમાંત એ ૭૦ બોલ અને ૧૦ દિશા, ૩ લોક એ ૮૩ બોલોમાં ધર્માસ્તિકાયના એક દેશ, બહુ પ્રદેશ કહેવા.

પ્રદેશોના ૪ બોલોમાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાયના એક દેશ અને એક પ્રદેશ કહેવા ૧૪૦ બોલોમાં (૩૫ બોલની ૪ દિશામાં) ધર્માસ્તિકાયના બહુ દેશ, બહુ પ્રદેશ કહેવા.



## વિસ્મય

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૦ ઉ. ૩ નો અધિકાર

**ગૌતમ :** હે ભગવન્ ! દેવતા ચાર-પાંચ આવાસ (દેવતાઓનાં રહેવાનાં સ્થાન) સુધી પોતાની ઋદ્ધિથી (મૂળ રૂપથી) જાય છે કે એનાથી આગળ અન્યની ઋદ્ધિથી (ઉત્તર વૈક્રિય બનાવીને) જાય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! દેવ ચાર પાંચ આવાસ સુધી પોતાની ઋદ્ધિથી અને આગળ પરાયી ઋદ્ધિથી જાય છે.

**ગૌતમ :** હે ભગવન્ ! અલ્પઋદ્ધિવાળા (અલ્પ શક્તિવાળા) દેવતા મહાશક્તિવાળા દેવતાની વચ્ચોવચ્ચ થઇને જાય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જઇ શકતા નથી.

**ગૌતમ :** હે ભગવન્ ! સમાન શક્તિના દેવતા સમાન શક્તિના દેવતાની વચ્ચે થઇને જઈ શકે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જવાની શક્તિ નથી પરંતુ સામાવાળા દેવ પ્રમાદમાં હોય તો ચલ્યા જાય છે.

**ગૌતમ :** હે ભગવન્ ! તે દેવતા વિસ્મય ઉપજાવીને જાય છે કે વિસ્મય ઉપજાવ્યા વિના જાય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! વિસ્મય ઉપજાવીને જાય છે. (ધુમ્મસ, અંધકાર, આદિ કરીને સામાવાળા દેવતાને આશ્ચર્યમાં નાખે છે. પછી એને દેખાયા વિના ચલ્યા જાય છે) વિસ્મય ઉપજાવ્યા વિના જતા નથી.

**ગૌતમ** : હે ભગવન્ ! પહેલાં વિસ્મય ઉપજાવીને પછી જાય છે કે પહેલાં જાય છે અને પછી વિસ્મય ઉપજાવે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! પહેલાં વિસ્મય ઉપજાવીને પછી જાય છે, પરંતુ પહેલાં જઈ, પછી વિસ્મય ઉપજાવે એવી વાત નથી.

**ગૌતમ** : હે ભગવન્ ! મહા શક્તિના દેવતા અલ્પ શક્તિના દેવતાની વચ્ચે થઈને જાય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! જાય છે.

**ગૌતમ** : હે ભગવન્ ! વિસ્મય ઉપજાવીને જાય છે કે વિસ્મય ઉપજાવ્યા વિના જાય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! વિસ્મય ઉપજાવીને પણ જાય છે. અને વિસ્મય ઉપજાવ્યા વિના પણ જાય છે.

**ગૌતમ** : હે ભગવન્ ! વિસ્મય ઉપજાવીને જતા હોય તો પહેલાં વિસ્મય ઉપજાવીને પછી જાય છે કે પહેલાં જઈને પછી વિસ્મય ઉપજાવે છે.

**મહાવીર** : હે ગૌતમ ! જવાવાળા દેવતાની જેવી ઇચ્છા હોય એ રીતે જાય છે. (પહેલાં વિસ્મય ઉપજાવીને પછી જાય છે અથવા પહેલાં જઈને પછી વિસ્મય ઉપજાવે છે) એ રીતે ૧૩ દંડક દેવતા એ ૧૪ અલાવા થયા.

**ગૌતમ** : હે ભગવન્ ! અલ્પ શક્તિના દેવતા મહાશક્તિના દેવતા વચ્ચે થઈને જાય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! જઈ શકતા નથી. યાવત્ ઉપર મુજબ કહેવું. સમુચ્ચય દેવતા અને ૧૩ દંડકના દેવતા, એ ચૌદમાં ૩-૩ અલાવા (૧) અલ્પ ઋદ્ધિકની સાથે મહા ઋદ્ધિક, (૨) સરખી શક્તિવાળા સાથે સરખી શક્તિવાળા; (૩) મહાશક્તિવાળા સાથે અલ્પ શક્તિવાળા) કરવાથી ૪૨ (૧૪×૩ : ૪૨) અલાવા થયા ૪૨ અલાવા દેવતાના દેવતાની સાથે

કહેવા, ૪૨ અલાવા દેવતાના દેવીની સાથે કહેવા, ૪૨ * અલાવા દેવીના દેવતા સાથે કહેવા, ૪૨ અલાવા દેવીના દેવીની સાથે કહેવા. કુલ ૧૬૮ (૪૨×૪) અલાવા થયા.



## ભાષા

## શ્રી ભગવતી સૂત્ર શ. ૧૦ ઉ. ૩ નો અધિકાર

**ગૌતમ :** હે ભગવન્! ભાષા ૧૨ પ્રકારની છે. (૧) સંબોધન કરવાપૂર્વક બોલાતી 'આમંત્રણી' (૨) આજ્ઞાપૂર્વક બોલાતી 'આજ્ઞાપની' (૩) યાચના કરવારૂપ 'યાચની' (૪) પ્રશ્ન કરવારૂપ 'પ્રચ્છણી' (૫) ઉપદેશ આપવારૂપ 'પ્રજ્ઞાપની;' (૬) નિષેધ કરવારૂપ 'પ્રત્યાખ્યાની;' (૭) ઇચ્છાને અનુકૂળ એવી 'ઇચ્છાનુલોમા' (૮) અર્થના નિશ્ચય સિવાય બોલાતી 'અનભિગૃહિત'; ⊃⊂ (૯) અર્થ નિશ્ચયપૂર્વક બોલાતી 'અભિગૃહિત' ≈ (૧૦) અર્થનો સંશય કરાવનારી 'સંશયકરણી' < (૧૧)લોકપ્રસિદ્ધ શબ્દાર્થવાળી 'વ્યાકૃતા' અને (૧૨) ગંભીર શબ્દાર્થવાળી 'અવ્યાકૃતા.' હવે, 'અમે આશ્રય કરીશું', 'ઊભા રહીશું', 'બેસીશું', 'આળોટીશું', ઇત્યાદિ ભાષા 'પ્રજ્ઞાપની' કહેવાય? અસત્ય ન કહેવાય?

---

* સમુચ્ચય દેવતાના ૪૨, દેવતાના દેવતાની સાથે ૪૨, દેવતાના દેવીની સાથે ૪૨, દેવીના દેવ સાથે ૪૨, દેવીના દેવી સાથે ૪૨ એ મળી ૨૧૦ અલાવા હોય છે. એમ કોઇ કહે છે. તત્ત્વ કેવળી ગમ્ય.

⊃⊂ જેમકે, 'તને ઠીક લાગે તેમ કર.'

≈ જેમકે, 'આ પ્રમાણે કર.'

< જેમકે, 'સૈંધવ લાવ' એમાં સૈંધવ શબ્દ પુરુષ, મીઠું અને ઘોડો એ ત્રણ અર્થનો સંશય ઉત્પન્ન કરે છે.

**મહાવીર** : હે ગૌતમ ! તે ભાષા પ્રજ્ઞાપની કહેવાય; પણ મૃષા ન કહેવાય.

**નોંધ** :– પ્રશ્નકર્તાનો અભિપ્રાય એ છે કે, 'આશ્રય કરીશું' વગેરે ભાષા ભવિષ્યકાળને લગતી છે, એટલે વચ્ચે અંતરાય આવતાં તેમ કરવાનું ન પણ બને, એટલે જૂઠી પણ પડે. વળી, આમંત્રણી વગેરે ભાષાઓ વિધિ કે નિષેધ વડે સત્ય ભાષાની પેઠે વસ્તુમાં નિયત નથી; તો તેમને શું કહેવી ? જવાબમાં કહ્યું છે કે, ભવિષ્યકાળમાં જે વસ્તુ કરવાની કહી હોય તે વર્તમાનકાળની દૃષ્ટિએ કશું નિશ્ચિત નથી કહેતી. ઉપરાંત, આમંત્રણી વગેરે ભાષા કશાનો વિધિપ્રતિષેધ નથી કરતી, પરંતુ તે પણ નિર્દોષ પુરુષાર્થની સાધક છે.

## ઉત્પલ કમલ

### ભગવતી શ. ૧૧ ઉ. ૧ નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્ ! ઉત્પલ એક જીવવાળું છે કે અનેક જીવવાળું છે ?

**મહાવીર** : હે ગૌતમ ! તે એક જીવવાળું છે. પણ અનેક જીવવાળું નથી. ત્યાર પછી જ્યારે તે ઉત્પલને બીજા જીવો–જીવાશ્રિત પાંદડાં વગેરે અવયવો ઊગે છે, ત્યારે તે ઉત્પલ એક જીવવાળું નથી. પણ અનેક જીવવાળું છે. (અર્થાત્ જ્યાં સુધી એક જ પાન હોય છે ત્યાં સુધી એક જ જીવ હોય; પણ પછી પાન વધતાં જાય તેમ તેમ બહુ જીવો ત્યાં ઉત્પન્ન થાય)

**ગૌતમ** : હે ભગવન્ ! તે જીવો ક્યાંથી આવીને ઊપજે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! તે જીવો નૈરયિકથી આવીને ઊપજતા નથી. પણ તિર્યંચથી, મનુષ્યથી કે દેવથી આવીને ઊપજે છે (દેવમાં પણ સનત્કુમાર અને તે ઉપરના લોકોમાંથી નહિ. વળી શાલી, ઘઉં, વગેરેના મૂળપણે દેવ કદી ઉત્પન્ન ન થાય, પણ પુષ્પાદિ શુભ અંગમાં ઉત્પન્ન થાય).

**ગૌતમ** : હે ભગવન્ ! તે જીવો ઉત્પલ જાતિમાં એક સમયમાં કેટલા ઉત્પન્ન થાય ?

**મહાવીર** : ઓછામાં ઓછા એક, બે કે ત્રણ અને વધારેમાં વધારે સંખ્યાત કે અસંખ્યાત જીવો એક સમયમાં ઉત્પન્ન થાય, અને

સમયે સમયે અસંખ્ય કાઢવામાં આવે તો અસંખ્ય અવસર્પિણી અને ઉત્સર્પિણી જવા છતાં પૂરા કાઢી ન શકાય. તેમના શરીરની (શાલી, વ્રીહિ, વગેરેના મૂળના જીવના શરીરની વધારેમાં વધારે અવગાહના એથી નવ ધનુષ્ય જેટલી છે) અવગાહના ઓછામાં ઓછી અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી, અને વધારેમાં વધારે કંઇક અધિક એક હજાર યોજન હોય છે.

તે જીવો જ્ઞાનાવરણીયથી અંતરાય સુધીના કર્મના બંધક છે. આયુકર્મના બંધક, અબંધક કે તે બન્ને પ્રકારે પણ છે (એક છોડમાં અનેક જીવ હોવાથી કોઇ બાંધતો હોય, કોઇ ન બાંધતો હોય). જ્ઞાનાવરણીય કર્મથી માંડીને અંતરાય કર્મ સુધીના કર્મના વેદકત્વનું પણ તે પ્રમાણે જાણવું. તે પ્રમાણે તેમને શાતાના તેમ જ અશાતાના વેદક જાણવા. તેઓ જ્ઞાનાવરણીયથી અંતરાય સુધીનાં કર્મોના ઉદયવાળા છે તે કર્મોના ઉદિરક પણ છે. પરંતુ વેદનીય અને આયુષ્ય કર્મના ઉદિરકની અપેક્ષાએ કોઇ ઉદિરક છે, કોઇ નથી. વનસ્પતિ જીવને પ્રથમ ચાર લેશ્યાઓ હોય એટલે ઉત્પલના જીવોનું પણ તેમ જાણવું. તે જીવો મિથ્યાદૃષ્ટિ છે, અજ્ઞાની છે (મન–વાણીના યોગ સિવાય), માત્ર કાયયોગી છે. સાકાર કે નિરાકાર ઉપયોગવાળા છે તેમનાં શરીરો પાંચ વર્ણવાળાં, પાંચ રસવાળાં, બે–બે ગંધવાળાં અને આઠ સ્પર્શવાળાં છે. તે જીવો પોતે વર્ણાદિસહિત છે. ઉચ્છ્વાસક–નિશ્વાસક છે (તથા અપર્યાપ્ત અવસ્થામાં) અનુચ્છ્વાસક–નિશ્વાસક પણ છે. તે જીવો આહારક છે, અને વિગ્રહગતિમાં અનાહારક પણ છે. તેઓ અવિરતિવાળા છે, સક્રિય છે. સાત અથવા આઠ કર્મના બંધક છે. આહાર, ભય, મૈથુન, પરિગ્રહ સંજ્ઞાના ઉપયોગવાળા છે. ક્રોધ, માન, માયા, લોભ કષાયવાળા પણ છે. નપુંસકવેદવાળા જ છે. પણ સ્ત્રીવેદના, પુરુષવેદના તથા નપુંસકવેદના બંધક તો છે. તેઓ અસંજ્ઞી છે તથા ઇન્દ્રિયવાળા છે.

તે ઉત્પલનો જીવ ઉત્પલપણે કાળની અપેક્ષાએ ઓછામાં ઓછો અંતર્મુહૂર્ત સુધી રહે, અને વધારેમાં વધારે અસંખ્યકાળ સુધી રહે. તે ઉત્પલનો જીવ પૃથ્વીકાયમાં આવે અને ફરી પાછો ઉત્પલમાં આવે

એ પ્રમાણે ભવની અપેક્ષાએ, ઓછામાં ઓછા બે ભવ (પ્રથમ પૃથ્વીકાય-પણે: બીજો, ઉત્પલપણે: ત્યાર પછી મનુષ્યાદિ ગતિમાં આવે) વધારેમાં વધારે અસંખ્યાત ભવ સુધી ગમનાગમન કરે. એમ વાયુકાયિક સુધી સમજવું, પણ વનસ્પતિમાં આવે તો ઓછામાં ઓછા બે ભવ અને વધારેમાં અનંત ભવ સુધી ગમનાગમન કરે. બેઇન્દ્રિયની અપેક્ષાએ ઓછામાં ઓછા બે ભવ અને વધારેમાં વધારે સંખ્યાતભવો ગમનાગમન કરે. એમ ચતુરિન્દ્રિય જીવ સુધી ગમનાગમનનો કાળ સમજવો.

પંચેન્દ્રિય તિર્યંચની અપેક્ષાએ ઓછામાં ઓછા બે અને વધારેમાં વધારે આઠ ભવ કરે. એમ મનુષ્યની અપેક્ષાએ પણ જાણવું.

તેમનું આયુષ્ય ઓછામાં ઓછું અંતર્મુહૂર્ત અને વધારેમાં વધારે દશ હજાર વર્ષ છે.✱ તેમને વેદના, કષાય, મારણાંતિક એ ત્રણ સમુદ્દઘાત હોય છે. તેઓ મરીને તરત નૈરયિકમાં તથા દેવગતિમાં ન ઉત્પન્ન થાય પરંતુ તિર્યંચ અને મનુષ્યમાં ઉત્પન્ન થાય. સર્વ જીવો અનેક વાર અથવા અનંત વાર ઉત્પલના મૂળપણે, કંદપણે ઇત્યાદિરૂપે પૂર્વે ઉત્પન્ન થયા છે.



## લોક

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૧ ઉ. ૧૦ નો અધિકાર

**ગૌતમ :** હે ભગવન્! લોક કેટલા પ્રકારના છે?

**મહાવીર :** હે ગૌતમ! લોક ચાર પ્રકારના છે–દ્રવ્યલોક, ક્ષેત્રલોક, કાળલોક, ભાવલોક.

**ગૌતમ :** હે ભગવન્! ક્ષેત્રલોક કેટલા પ્રકારના છે?

**મહાવીર :** હે ગૌતમ! ક્ષેત્રલોક ત્રણ પ્રકારના છે–અધોલોક, તિર્યગ્લોક, ઉર્ધ્વલોક.

---

✱ શાલી, વ્રીહિ, વગેરેના મૂળના જીવની સ્થિતિ વધારેમાં વધારે બેથી નવ વર્ષ જેટલી છે. આ ઉપરાંત, તે ઠેકાણે તે બધાના સ્કંધ, ત્વચા, કંદ, શાખા, પ્રવાલ, પાંદડાં, પુષ્પ, ફળ અને બીજના જીવોની પણ વક્તવ્યતા છે.

**ગૌતમ** : હે ભગવન્! અધોલોક કેટલા પ્રકારના છે?

**મહાવીર** : હે ગૌતમ! સાત પ્રકારના છે. રત્નપ્રભા પૃથ્વી યાવત્ અધઃસપ્તમ્ પૃથ્વી (તમસ્તમા પૃથ્વી) (અધોલોકમાં ૮૪ લાખ નરકાવાસા છે. ૭ ક્રોડ ૭૨ લાખ ભવનપતિ દેવોનાં ભવન છે).

**ગૌતમ** : હે ભગવન્! તિર્ચ્છાલોક કેટલા પ્રકારના છે?

**મહાવીર** : હે ગૌતમ! અસંખ્યાત પ્રકારના છે. જંબુદ્વીપ આદિ અસંખ્યાતા દ્વીપ છે. લવણ સમુદ્રથી લઇ સ્વયંભૂરમણ સમુદ્ર સુધી અસંખ્યાતા સમુદ્ર છે.

**ગૌતમ** : હે ભગવન્! ઉર્ધ્વલોક કેટલા પ્રકારના છે?

**મહાવીર** : હે ગૌતમ! ૧૫ પ્રકારના છે. સૌધર્મ દેવલોકથી અચ્યુત દેવલોક સુધી ૧૨ દેવલોક, નવગ્રૈવેયક વિમાન, અનુત્તર વિમાન, ઇષત્પ્રાગ્ભારા પૃથ્વી (સિદ્ધ શિલા).

**ગૌતમ** : હે ભગવન્! અધોલોકના કેવા સંસ્થાન–આકાર છે?

**મહાવીર** : હે ગૌતમ! અધોલોક તિપાઇના આકારે છે.

**ગૌતમ** : હે ભગવન્! તિર્ચ્છાલોકનો આકાર કેવો છે?

**મહાવીર** : હે ગૌતમ! તિર્ચ્છાલોકનો આકાર ઝાલરના આકારે છે.

**ગૌતમ** : હે ભગવન્! ઉર્ધ્વલોકનો આકાર કેવો છે?

**મહાવીર** : હે ગૌતમ! ઉર્ધ્વલોક ઊભા ઢોલકના આકારે છે.

**ગૌતમ** : હે ભગવન્! લોકનો કેવો આકાર છે?

**મહાવીર** : હે ગૌતમ! સુપ્રતિષ્ઠિત (સરાવલા–એક ઊલટું, એના પર એક સુલટું, એના પર એક ઊલટું)ના આકારે છે.

**ગૌતમ** : હે ભગવન્! અલોકનો કેવો આકાર છે?

**મહાવીર** : હે ગૌતમ! અલોક પોલા ગોળાના આકારે છે.

**ગૌતમ** : હે ભગવન્! અધોલોકમાં જીવ છે કે જીવનો દેશ છે કે જીવનો પ્રદેશ છે? અજીવ છે કે અજીવનો દેશ છે કે અજીવનો પ્રદેશ છે?

**મહાવીર :** હે ગૌતમ ! અધોલોકમાં જીવ છે, જીવના દેશ છે, જીવના પ્રદેશ છે, અજીવ છે, અજીવનો દેશ છે, અજીવનો પ્રદેશ પણ છે.

**ગૌતમ :** હે ભગવન્ ! અધોલોકમાં જીવ છે તો એકેંદ્રિય છે, બેઇંદ્રિય છે, તેઇંદ્રિય છે કે ચૌરેંદ્રિય છે કે પંચેંદ્રિય છે કે અનિન્દ્રિય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! એકેંદ્રિય પણ છે, યાવત્ અનિન્દ્રિય પણ છે. આ છના દેશ પણ છે, પ્રદેશ પણ છે. એ ૧૮ બોલ જીવના થયા. અજીવના ૨ ભેદ રૂપી અને અરૂપી, રૂપીના ૪ ભેદ : સ્કંધ, દેશ, પ્રદેશ, પરમાણુ પુદ્ગલ. અરૂપીના ૭ ભેદ : ધર્માસ્તિકાયનો દેશ એક, પ્રદેશ બહુ અને અધર્માસ્તિકાયનો દેશ એક પ્રદેશ બહુ. આકાશાસ્તિકાયનો દેશ એક, પ્રદેશ બહુ અને અદ્ધાકાળ એ ૧૧ બોલ અજીવના થયા. ૧૮+૧૧=૨૯ બોલ થયા.

અધોલોકમાં કહ્યું એ રીતે ૨૯ બોલ તિર્ચ્છાલોકમાં કહેવા.

અધોલોકમાં કહ્યા એ રીતે ૨૮ બોલ (કાળ વર્જીને) ઉર્ધ્વલોકના કહેવા.

**ગૌતમ :** હે ભગવન્ ! લોકમાં કેટલા બોલ લાભે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! ૨૯ બોલ લાભે છે, અધોલોકની રીતે કહેવા. પરંતુ એટલી વિશેષતા છે કે ધર્માસ્તિકાય આદિના દેશની જગ્યાએ સ્કંધ કહેવું.

**ગૌતમ :** હે ભગવન્ ! અલોકમાં જીવ છે કે જીવનો દેશ છે કે જીવનો પ્રદેશ છે ? અજીવ છે કે અજીવનો દેશ છે કે અજીવનો પ્રદેશ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જીવ નથી, જીવનો દેશ નથી, જીવનો પ્રદેશ પણ નથી અજીવ નથી. અજીવનો દેશ નથી (અહીં અજીવના દેશ અને પ્રદેશનો નિષેધ કર્યો છે તે બહુવચનની અપેક્ષાએ છે), અજીવનો પ્રદેશ પણ નથી. એક અજીવ દ્રવ્યનો દેશ છે. તે પણ

અગુરુલઘુ, અનંત અગુરુલઘુ ગુણોથી સંયુક્ત સર્વ આકાશનો અનંતમો ભાગ ઊણો-ઓછો છે.

**ગૌતમ :** હે ભગવન્! અધોલોકના એક આકાશ પ્રદેશ પર જીવ છે કે જીવનો દેશ છે કે જીવનો પ્રદેશ છે? અજીવ છે કે અજીવનો દેશ છે કે અજીવનો પ્રદેશ છે?

**મહાવીર :** હે ગૌતમ! જીવ નથી. જીવના દેશ છે, જીવનો પ્રદેશ છે, અજીવ છે, અજીવના દેશ છે, અજીવના પ્રદેશ છે જીવના ભાંગા ૨૩, અજીવના ભાંગા ૯. સર્વ મળી ૩૨ ભાંગા થાય છે. એક એકેંદ્રિયના બહુ દેશ (૧) બહુ એકેંદ્રિયના બહુ દેશ, એક બેઇંદ્રિયનો એક દેશ, (૨) બહુ એકેંદ્રિયોના બહુ દેશ, બહુ બેઇંદ્રિયોના બહુ દેશ એ રીતે (૨) તેઇંદ્રિયના, ૨ ચૌરેંદ્રિયના, ૨ પંચેંદ્રિયના, ૨ અનિન્દ્રિયના એ ૧૧ ભાંગા થયા. એક એકેન્દ્રિયના બહુ પ્રદેશ, (૧) બહુ એકેંદ્રિયના બહુ પ્રદેશ, એક બેઇંદ્રિયના બહુ પ્રદેશ, (૨) બહુ એકેંદ્રિયના બહુ પ્રદેશ, બહુ બેઇંદ્રિયના બહુ પ્રદેશ એ રીતે ૨ તેઇંદ્રિયના, ૨ ચૌરેંદ્રિયના, ૨ પંચેંદ્રિયના કહેવા. ૧ બહુ એકેંદ્રિયોના બહુ પ્રદેશ, એક અનિન્દ્રિયનો એક પ્રદેશ, ૨ બહુ એકેંદ્રિયના બહુ પ્રદેશ, એક અનિન્દ્રિયના બહુ પ્રદેશ. ૩ બહુ એકેંદ્રિયોના બહુ પ્રદેશ, બહુ અનિન્દ્રિયોમાં બહુ પ્રદેશ. એ પ્રદેશ અપેક્ષાએ ૧૨ ભાંગા થયા. જીવ અપેક્ષાએ સર્વ ૨૩ ભાંગા થયા. ધર્માસ્તિકાયના સ્કંધ નથી, ધર્માસ્તિકાયનો દેશ અને પ્રદેશ એક, એ રીતે બે ભાંગા અધર્માસ્તિકાયના કહેવા. પાંચમો અદ્ધા સમય. એ પાંચ ભાંગા અરૂપીના થયા. અને ચાર રૂપી પુદ્‌ગલના-સ્કંધ, દેશ, પ્રદેશ, પરમાણુ. એ અજીવના ૯ ભાંગા થયા. દેશના ૧૧, પ્રદેશના ૧૨ અને અજીવના ૯ એ સર્વ મળી ૩૨ ભાંગા થયા.

આ રીતે તિર્ચ્છાલોકના એક પ્રદેશમાં ૩૨ ભાંગા કહેવા.

આ રીતે ઉર્ધ્વલોકના એક પ્રદેશમાં ૩૧ ભાંગા (કાળ છોડીને) કહેવા.

એ રીતે સમુચ્ચય લોકના એક પ્રદેશમાં ૩૨ ભાંગા કહેવા.

**ગૌતમ :** હે ભગવન્! અલોકના એક આકાશ પ્રદેશ પર જીવ છે કે જીવના દેશ છે કે જીવના પ્રદેશ છે? અજીવ છે, અજીવના દેશ છે કે અજીવના પ્રદેશ છે?

**મહાવીર :** હે ગૌતમ! જીવ નથી, જીવના દેશ નથી, જીવના પ્રદેશ નથી, અજીવ નથી, અજીવના દેશ નથી, અજીવના પ્રદેશ નથી. ફક્ત એક અજીવનો પ્રદેશ છે. તે અનંત અગુરુલઘુ ગુણથી સંયુક્ત છે. સર્વ આકાશનો અનંતમો ભાગ છે.

**ગૌતમ !** હે ભગવન્! દ્રવ્યથી અધોલોકમાં શું છે?

**મહાવીર :** હે ગૌતમ! અનંતા જીવ દ્રવ્ય છે, અનંતા અજીવ દ્રવ્ય છે, અનંતા જીવ-અજીવ દ્રવ્ય છે.

એ રીતે તિર્છાલોકનો કહેવો.

એ રીતે ઉર્ધ્વલોકનો કહેવો.

એ રીતે સમુચ્ચય લોકનું કહેવું

**ગૌતમ :** હે ભગવન્! દ્રવ્યથી અલોકમાં શું છે?

**મહાવીર :** હે ગૌતમ! જીવ દ્રવ્ય પણ નથી, અજીવ દ્રવ્ય પણ નથી. જીવ-અજીવ દ્રવ્ય પણ છે. ફક્ત એક અજીવનો એક દેશ છે; તે પણ અનંત અગુરુલઘુ ગુણથી સંયુક્ત છે. યાવત્ સર્વ આકાશનો અનંતમો ભાગ ન્યૂન છે.

**ગૌતમ :** હે ભગવન્! અધોલોક કાળની અપેક્ષાએ ક્યારથી છે?

**મહાવીર !** હે ગૌતમ! અધોલોક કાળની અપેક્ષાએ આદિ-અંત રહિત છે. (અનાદિ અનંત છે) યાવત્ નિત્ય છે.

એ રીતે તિર્છાલોક કહેવો.

એ રીતે ઉર્ધ્વલોક કહેવો.

એ રીતે લોક કહેવો

એ રીતે અલોક કહેવો.

**ગૌતમ :** હે ભગવન્ ! અધોલોકમાં ભાવની અપેક્ષાએ શું છે?

**મહાવીર :** ગૌતમ ! અનંતા વર્ણ પર્યાય, અનંતા ગંધ પર્યાય, અનંતા રસ પર્યાય, અનંતા સ્પર્શ પર્યાય, અનંતા અગુરુલઘુ પર્યાય, અનંતા ગુરુલઘુ પર્યાય છે.

એ રીતે તિર્છાલોક કહેવો.

એ રીતે ઉર્ધ્વલોક કહેવો.

એ રીતે લોક કહેવો.

**ગૌતમ :** હે ભગવન્ ! અલોકાકાશમાં ભાવની અપેક્ષાએ શું છે?

**મહાવીર :** હે ગૌતમ ! વર્ણ પર્યાય નથી, યાવત્ સ્પર્શ પર્યાય પણ નથી, ફક્ત એક અજીવનો દેશ છે, તે પણ અનંતા અગુરુલઘુ ગુણથી સંયુક્ત છે. સર્વ આકાશથી અનંતમા ભાગે ન્યૂન છે.

**ગૌતમ :** હે ભગવન્ ! લોક કેટલો મોટો છે?

**મહાવીર :** હે ગૌતમ ! યથા દૃષ્ટાંત–મોટી ઋદ્ધિવાળા છ દેવતા આ જંબુદ્વીપના મેરુપર્વતની ચૂલિકની ચારે તરફ ઊભા રહે. નીચે ચાર દિશાકુમારી દેવીઓ હાથમાં બલિપિંડ લઇને જંબુદ્વીપની જગતી પર ચારે દિશામાં બહારની તરફ મોઢું કરીને ઊભી રહે. પછી તે દેવીઓ એક સાથે બલિપિંડને બહાર ફેંકે, એ સમયે એ છ દેવતાઓમાંથી કોઈ પણ એક દેવતા ચારે બલિપિંડોને નીચે પડવા દે નહિ, હાથમાં ગ્રહણ કરી લે એવી શીઘ્રગતિવાળા તે છયે દેવતાઓ લોકનું માપ કરવા માટે છ એ દિશાઓમાં (પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ઉપર, નીચે) જાય. એ દિવસે એ સમયે એક ગાથાપતિનો હજાર વર્ષની આયુષ્યવાળો એક બાળક ઉત્પન્ન થયો. બાદમાં એ બાળકનાં માતાપિતા મરી ગયાં. એટલા સમયમાં પણ તે દેવતા લોકના અંતને પ્રાપ્ત કરી શક્યા નહિ. આ બાળકનાં હાડકાં, હાડકાંની મીંજ નાશ થઇ ગઇ તો પણ તે દેવો લોકનો અંત પામી શક્યા નહિ. એ બાળકની સાતેં પેઢી સુધી કુળવંશનો નાશ થઇ ગયો તો પણ દેવતા લોકનો અંત

પામી શકયા નહિ. પછી એ બાળકનાં નામ, ગોત્ર પણ નાશ પામ્યાં. એટલા સમયમાં પણ તે દેવતા લોકનો અંત પામી શકયા નહિ.

**ગૌતમ** : હે ભગવન્! એ દેવો ગયા તે ક્ષેત્ર અધિક છે કે નહિ ગયા તે ક્ષેત્ર અધિક છે?

**મહાવીર** : હે ગૌતમ! ગયા તે ક્ષેત્ર અધિક છે, નહિ ગયા તે ક્ષેત્ર થોડું છે. ગયા તે ક્ષેત્રથી ન ગયા તે ક્ષેત્ર અસંખ્યાતમો ભાગ છે. ન ગયા તે ક્ષેત્રથી ગયા તે ક્ષેત્ર અસંખ્યાત ગણું છે.

**ગૌતમ** : હે ભગવન્! અલોક કેટલો મોટો છે?

**મહાવીર** : હે ગૌતમ! યથા દૃષ્ટાંત– જેમ મોટી ઋદ્ધિવાળા દશ દેવ ઉપર કહ્યા મુજબ આ જંબુદ્વીપના મેરુપર્વતની ચૂલિકાની ચારે તરફ દશ દિશાઓમાં ઊભા રહે. આઠ દિશાકુમારી દેવીઓ હાથમાં બલિપિંડ લઈને માનુષોત્તર પર્વતની ચારે દિશામાં અને ચારે વિદિશામાં બહાર મોઢું કરીને ઊભી રહે પછી તે દેવીઓ એક સાથે બલિપિંડ ફેંકે. એ દશે દેવતાઓમાંથી કોઈ પણ એક એ આઠે બલિપિંડોને નીચે પડવા ન દે એમ લઈ લે. એવી શીઘ્રગતિવાળા તે દશે દેવતા અલોકનું માપ કરવા માટે (અસત્ કલ્પનાથી ચારે દેવ ચારે દિશામાં, અને ચાર દેવ ચાર વિદિશામાં, એક ઉર્ધ્વ દિશામાં, એક અધોદિશામાં) ગયા. એ દિવસે એ સમયે એક ગાથાપતિનો એક લાખ વર્ષની આયુષ્યવાળો એક બાળક ઉત્પન્ન થયો. પછી એ બાળકનાં માતાપિતા મરી ગયાં. યાવત્ એનું નામ, ગોત્ર સુધી નાશ થયું. તો પણ તે દેવ અલોકનો અંત પ્રાપ્ત કરી શકયા નહિ.

**ગૌતમ** : હે ભગવન્! ગયા તે ક્ષેત્ર અધિક છે કે ન ગયા તે ક્ષેત્ર અધિક છે?

**મહાવીર** : હે ગૌતમ! ગયા તે ક્ષેત્ર થોડું છે, ન ગયા તે ક્ષેત્ર અધિક છે. ગત ક્ષેત્રથી અગત ક્ષેત્ર અનંતગણું છે, અગત ક્ષેત્રથી ગતક્ષેત્ર અનંતમો ભાગ છે.

**ગૌતમ :** હે ભગવન્! લોકોના એક આકાશ પ્રદેશ ઉપર એકેન્દ્રિયના યાવત્ પંચેંદ્રિયના અને અનિન્દ્રિયના પ્રદેશ છે. તે પરસ્પર બદ્ધ (બાંધેલાં), સ્પૃષ્ટ (સ્પર્શેલાં) યાવત્ અન્યોન્ય સંબદ્ધ છે. તો તે પરસ્પર બાધા, પીડા ઉત્પન્ન કરે છે કે યાવત્ અવયવના છેદ કરે છે?

**મહાવીર :** હે ગૌતમ! બાધા, પીડા ઉત્પન્ન કરતા નથી. યાવત્ અવયવોનો છેદ કરતાં નથી.

**ગૌતમ :** હે ભગવન્! એનું કારણ શું?

**મહાવીર :** હે ગૌતમ! યથા દૃષ્ટાંત કોઈ નગરમાં રંગમહેલમાં કોઈ નર્તકી (નાટક કરવાવાળી) નાટક કરે, અને સેંકડો, હજારો, લાખો માણસો જુએ. જોવાવાળાની દૃષ્ટિએ નર્તકી ઉપર પડે તો હે ગૌતમ! તે દૃષ્ટિ એ નર્તકીને બાધા, પીડા ઉત્પન્ન કરે છે. યાવત્ અવયવનો છેદ કરે છે?

**ગૌતમ :** હે ભગવન્! કરતી નથી.

**મહાવીર :** હે ગૌતમ! તે નર્તકી તે દર્શકોની દૃષ્ટિને બાધા, પીડા ઉત્પન્ન કરે છે યાવત્ અવયવોનો છેદ કરે છે?

**ગૌતમ :** હે ભગવન્! નથી કરતી.

**મહાવીર :** હે ગૌતમ! સેંકડો, લાખો, દૃષ્ટિઓ એકઠી થવાથી પરસ્પર એકબીજાને બાધા, પીડા ઉત્પન્ન કરે છે. યાવત્ અવયવ છેદ કરે છે?

**ગૌતમ :** હે ભગવન્! નથી કરતી.

**મહાવીર :** એ રીતે હે ગૌતમ! એક આકાશ પ્રદેશની ઉપર એકેંદ્રિયના યાવત્ પંચેંદ્રિયના અને અનિન્દ્રિયના પ્રદેશ બાંધેલા, સ્પર્શેલા, પરસ્પર સંબદ્ધ છે. પરંતુ પરસ્પર બાધા, પીડા ઉત્પન્ન કરતી નથી યાવત્ અવયવોનો છેદ કરતી નથી.

**ગૌતમ :** હે ભગવન્! એક આકાશ પ્રદેશ પર રહેલા જીવ પ્રદેશમાં કોણ કોનાથી અલ્પ, બહુત, વિશેષાધિક છે?

**મહાવીર :** હે ગૌતમ ! (૧) ⌯ સર્વથી થોડા લોકનો એક આકાશ પ્રદેશ પર જઘન્ય પદથી રહેલ જીવ પ્રદેશ (૨) એનાથી સર્વ જીવ અસંખ્યાત ગુણા (૩) {} એનાથી એક આકાશ પ્રદેશ પર ઉત્કૃષ્ટ પદથી રહેલા જીવ પ્રદેશ વિશેષાધિક છે.



## કાળ

### ( સુદર્શન શેઠની પૃચ્છા )

## શ્રી ભગવતી સૂત્ર શ. ૧૧. ઉ. ૧૧ નો અધિકાર

વાણિજ્યગ્રામના નિવાસી સુદર્શન શ્રાવકે શ્રમણ ભગવાન મહાવીર સ્વામીને પૂછયું: હે ભગવન્! કાળ કેટલા પ્રકારના છે?

**મહાવીર :** હે સુદર્શન ! કાળ ૪ પ્રકારના છે. (૧) પ્રમાણકાળ (૨) અહાઉનિર્વતિકાળ (યથાયુનિર્વૃત્તિકાળ) (૩) મરણકાળ (૪) અદ્ધાકાળ.

**સુદર્શન :** હે ભગવન્! પ્રમાણકાળના કેટલા ભેદ છે?

**મહાવીર :** હે સુદર્શન ! પ્રમાણકાળના બે ભેદ છે. દિવસ પ્રમાણકાળ અને રાત્રિ પ્રમાણકાળ ૪. પ્રહરનો દિવસ, ૪ પ્રહરની રાત્રિ હોય છે. અષાઢી પૂનમને દિવસે સૂર્ય કર્ક રાશિમાં આવીને પ્રથમ માંડલામાં ચાલે છે. એ દિવસ ૧૮ મુહૂર્તનો ઉત્કૃષ્ટ દિવસ હોય છે. ૪॥ મુહૂર્તની ઉત્કૃષ્ટ પોરસી હોય છે, અને ૧૨ મુહૂર્તની જઘન્ય રાત્રિ હોય છે. ૩ મુહૂર્તની રાત્રિની જઘન્ય પોરસી હોય છે. પછી એક મુહૂર્તના ૧૨૨ ભાગમાંથી એક એક ભાગ દિવસ ઘટતો જાય છે. અને રાત્રિ વધતી જાય છે. એ રીતે પોષ માસની પૂનમનો દિવસ ૧૨ મુહૂર્તનો જઘન્ય દિવસ અને ૧૮ મુહૂર્તની ઉત્કૃષ્ટ રાત્રિ હોય છે. ૩ મુહૂર્તની દિવસની જઘન્ય પોરસી હોય છે. અને ૪॥ મુહૂર્તની રાત્રિની ઉત્કૃષ્ટ પોરસી હોય છે. એ રીતે ૧॥ મુહૂર્તની દિવસની પોરસી

⌯= ત્રણ દિશામા અલોક આવવાથી એ તરફથી જીવનો પ્રદેશ આવતો નથી; ફક્ત ત્રણ દિશાથી આવે છે, એટલે સર્વથી થોડો છે

{} છ દિશાથી જીવનો પ્રદેશ આવે છે એ માટે સર્વ જીવોથી વિશેષાધિક છે.

ઘટે છે અને ૧૧ા મુહૂર્તની રાત્રિની પોરસી વધે છે. જ્યારે સૂર્ય અંતિમ માંડલામાં ચાલે છે ત્યારે ફરી એક મુહૂર્તના ૧૨૨ ભાગમાંથી એક એક ભાગ રાત્રિ ઘટતી જાય છે અને દિવસ વધતો જાય છે. ચૈત્રી પૂનમ અને આસોની પૂનમનો સૂર્ય મધ્ય માંડલામાં ચાલે છે ત્યારે ૧૫ મુહૂર્તનો દિવસ અને ૧૫ મુહૂર્તની રાત્રિ હોય છે દિવસ અને રાત્રિ બન્ને બરાબર હોય છે. ૩ાા મુહૂર્તની પોરસી હોય છે.

**સુદર્શન :** હે ભગવન્ ! અહાઉનિવ્વત્તિકાળ (યથાયુર્નિર્વૃત્તિકાળ) કોને કહે છે ?

**મહાવીર :** હે સુદર્શન ! નારકી, દેવતા, મનુષ્ય, તિર્યંચ, સર્વ સંસારી જીવ પોતપોતાનાં બાંધેલાં આયુષ્ય ભોગવે છે તેને અહાઉનિવ્વતિકાળ કહે છે.

**સુદર્શન :** હે ભગવન્ ! મરણકાળ કોને કહે છે ?

**મહાવીર :** હે સુદર્શન ! જીવ શરીરથી અને શરીર જીવથી જુદાં થાય તેને મરણકાળ કહે છે.

**સુદર્શન :** હે ભગવન્ ! અદ્ધાકાળ કોને કહે છે? અને તેના કેટલા ભેદ છે?

**મહાવીર :** હે સુદર્શન ! સમય, આવલિકા, આદિને અદ્ધાકાળ કહે છે અને એના અનેક ભેદ ○ છે-સમય, આવલિકા યાવત્ સવ્વદ્ધાકાળ.

સુદર્શન શેઠ ભગવાનની પાસે દીક્ષા અંગીકાર કરી ચૌદ પૂર્વનું જ્ઞાન ભણ્યા, બાર વર્ષ શ્રમણ પર્યાયનું પાલન કરી સિદ્ધ, બુદ્ધ, મુક્ત થયા.

---

○ અદ્ધાકાળના ભેદ આ પ્રકારે છે.

(૧) સમય-કાળનો સર્વથી સૂક્ષ્મ ભાગ (૨) આવલિકા-અસંખ્યાત સમયની એક આવલિકા થાય છે (૩) ઉચ્છ્વાસ-સંખ્યાત આવલિકાનો એક ઉચ્છ્વાસ થાય છે. (૪) નિશ્વાસ-સંખ્યાત આવલિકાનો એક નિશ્વાસ થાય છે. (૫) પ્રાણ (આણુ-પ્રાણુ)-એક ઉચ્છ્વાસ અને એક નિઃશ્વાસનો એક પ્રાણ થાય છે (૬) સ્તોક-સાત પ્રાણનો એક સ્તોક થાય છે. (૭) લવ-સાત સ્તોકનો એક લવ થાય

## ત્રણ જાગરિકા

### ભગવતી શ. ૧૨. ઉ. ૧ નો અધિકાર

શ્રી વીર ભગવાનને ગૌતમ સ્વામી પૂછતા હતા કે, હે ભગવન્! જાગરિકા કેટલા પ્રકારે કહી છે?

---

છે. (૮) મુહૂર્ત-૭૭ લવ કે ૩૭૭૩ પ્રાણનો એક મુહૂર્ત થાય છે. (૯) અહોરાત્રિ ત્રીસ મુહૂર્તની એક અહોરાત્રિ થાય છે. (૧૦) પક્ષ-પંદર અહોરાત્રનો એક પક્ષ થાય છે. (૧૧) માસ-બે પક્ષનો એક માસ થાય છે (૧૨) ઋતુ-બે માસની એક ઋતુ થાય છે (૧૩) અયન-ત્રણ ઋતુઓનો એક અયન થાય છે. (૧૪) સંવત્સર (વર્ષ) બે અયનનુ એક સંવત્સર થાય છે. (૧૫) યુગ-પાચ સંવત્સરનો એક યુગ થાય છે (૧૬) વર્ષ શત-વીસ યુગનો એક વર્ષ શત (સો વર્ષ) થાય છે. (૧૭) વર્ષ સહસ્ર-દશ વર્ષ શતનો એક વર્ષ સહસ્ર (એક હજાર વર્ષ) થાય છે. (૧૮) વર્ષ શત સહસ્ર-સો વર્ષ સહસ્રોનો એક વર્ષ શત સહસ્ર (એક લાખ વર્ષ) થાય છે. (૧૯) પૂર્વાંગ-ચોરાશી લાખ વર્ષનો એક પૂર્વાંગ થાય છે. (૨૦) પૂર્વ-પૂર્વાંગને ચોરાશી લાખથી ગુણવાથી એક પૂર્વ થાય. (૨૧) ત્રુટિતાંગ-પૂર્વને ચોરાશી લાખથી ગુણવાથી એક ત્રુટિતાંગ થાય છે. (૨૨) ત્રુટિત-ત્રુટિતાંગને, ચોરાશી લાખથી ગુણવાથી એક ત્રુટિત થાય છે.

એ પ્રકારે આગળની પહેલાની રાશિને ૮૪ લાખથી ગુણવાથી ઉત્તરોત્તર રાશિઓ બને છે તે આ પ્રકારે છે:

(૨૩) અંડણે (અટટાગ) (૨૪) અડડે (અટટ) (૨૫) અવવગે (અવવાંગ) (૨૬) અવવે (અવવ) (૨૭) હુહુયંગે (હુહુકાગ) (૨૮) હુહુએ (હુહુક) (૨૯) ઉપ્પલગે (ઉત્પલાંગ) (૩૦) ઉપ્પલે (ઉત્પલ) (૩૧) પઉમંગે (પદ્માંગ) (૩૨) પઉમે (પદ્મ) (૩૩) નલિઅગે (નલિનાગ) (૩૪) નલિએ (નલિન) (૩૫) અચ્છણિ પુરંગે (અચ્છનિ-પૂરાગ) (૩૬) અચ્છનિપુરે (અચ્છનિપૂર) (૩૭) અઉયંગે (અયુતાગ) (૩૮) અઉયે (૩૯) નઉયગે (નયુતાગ) (૪૦) નઉએ (નયુત) (૪૧) પઉયગે (પ્રયુતાંગ) (૪૨) પઉએ (પ્રયુત) (૪૩) ચૂલિયંગે (ચૂલિકાંગ) (૪૪) ચૂલિએ (ચૂલિકા) (૪૫) સીસ પહેલીયંગે (શીર્ષ પ્રહેલીકાગ) (૪૬) સીસ પહેલિયા (શીર્ષ પ્રહેલિકા).

શીર્ષ પ્રહેલિકા ૧૯૪ અંકોની સંખ્યા છે ૭૫૮૨૬૩૨૫૩૦૭૩૦૧૦૨૪૧૧૫ ૭૯૭૩૫૬૯૯૭૫૬૯૬૪૦૬૨૧૮૯૬૬૮૪૮૦૮૦૧૮૩૨૯૬ આ ચોપન આંકડા ઉપર ૧૪૦ મીંડા લગાડવાથી શીર્ષ પ્રહેલિકા સંખ્યાનું પ્રમાણ આવે છે. અહીં સુધીનો કાળ ગણિતનો વિષય મનાય છે. એનાથી આગળ પણ કાળનું પરિણામ બતાવ્યું છે. પરંતુ તે ઉપમાનો વિષય છે, ગણિતનો નથી. જેમ કે પલ્યોપમ, સાગરોપમ, અવસર્પિણી, ઉત્સર્પિણી, પુદ્ગલ પરાવર્તન, ભૂતકાળ, ભવિષ્યકાળ, સર્વકાળ (સવ્વદ્ધાકાળ)

ભગવન્ કહે હે ગૌતમ! જાગરિકા ત્રણ પ્રકારની કહી છે. (૧) ધર્મ જાગરણ, (૨) અધર્મ જાગરણ અને, (૩) સુદખુ જાગરણ.

તેમાં પ્રથમ ધર્મ જાગરણના ચાર ભેદઃ (૧) આચારધર્મ, (૨) ક્રિયાધર્મ, (૩) દયાધર્મ અને, (૪) સ્વભાવધર્મ.

તેમાં પ્રથમ આચાર ધર્મના પાંચ ભેદઃ (૧) જ્ઞાનાચાર (૨) દર્શનાચાર, (૩) ચારિત્રાચાર, (૪) તપાચાર અને, (૫) વીર્યાચાર.

તેમાં જ્ઞાનાચારના ૮ ભેદ, દર્શનાચારના ૮ ભેદ, ચારિત્ર ચારના ૮ ભેદ, તપાચારના બાર ભેદ અને વીર્યાચારના ત્રણ ભેદ એવી રીતે ૩૯ ભેદ થયા.

**જ્ઞાનાચારના ૮ ભેદ :** (૧) જ્ઞાન ભણુવાને વખતે જ્ઞાન ભણવું. (૨) જ્ઞાન લેતાં વિનય કરવો. (૩) જ્ઞાનનું બહુમાન કરવું. (૪) જ્ઞાન ભણતાં યથાશકિત તપ કરવું. (૫) અર્થ તથા ગુરુને ગોપવવા નહિ. (૬) અક્ષર શુદ્ધ (૭) અર્થ શુદ્ધ (૮) અક્ષર-અર્થ બન્ને શુદ્ધ, ભણે.

**દર્શનાચારના ૮ ભેદ :** (૧) જૈન ધર્મમાં શંકારહિતપણું (૨) પાખંડ ધર્મની વાછારહિતપણું (૩) કરણીના ફળનું સંદેહરહિતપણું (૪) પાખંડીના આડંબર દેખી મૂઝાય નહિ (૫) સ્વધર્મની પ્રશંસા કરે (૬) ધર્મથી પડનાને સ્થિર કરે (૭) સ્વધર્મની ભકિત કરે. (૮) જૈન ધર્મને અનેક રીતે દિપાવે. કૃષ્ણ-શ્રેણિકની પેરે

**ચારિત્રાચારના ૮ ભેદ :** (૧) ઈર્યા સમિતિ (૨) ભાષાસમિતિ (૩) એષણા સમિતિ (૪) આયાણ-ભંડ-મત્ત-નિખેવણા સમિતિ (૫) ઉચ્ચાર-પાસવણ-ખેલ-જલ-સંઘાણ પરિઠાવણિયા સમિતિ. (૬) મનગુપ્તિ (૭) વચનગુપ્તિ (૮) કાયગુપ્તિ.

**તપાચારના બાર ભેદ :** છ બાહ્ય અને છ આભ્યતર એ બાર.

છ બાહ્ય તપનાં નામ : (૧) અણસણ (૨) ઉણોદરી (૩) વૃત્તિ-સંક્ષેપ (૪) રસપરિત્યાગ (૫) કાયકલેશ (૬) ઇંદ્રિયપ્રતિસંલીનતા.

આભ્યંતર તપના ૬ ભેદ (૧) પ્રાયશ્ચિત્ત (૨) વિનય (૩) વૈયાવચ્ચ (૪)સઝઝાય (૫) ધ્યાન (૬) કાયોત્સર્ગ.

એમ કુલ બાર ભેદ તપાચારના જાણવા. તેમાં ઇહલોક—પરલોકના સુખની વાંછા રહિત તપ કરે અથવા આજીવિકા રહિત તપ કરે એ તપના બાર આચાર જાણવા.

**વીર્યાચારના ત્રણ ભેદ :** (૧) પોતાનું બળ, વીર્ય, ધર્મ કામમાં ગોપવે નહિ. (૨) પૂર્વોક્ત ૩૬ બોલમાં ઉદ્યમ કરે. (૩) શક્તિ અનુસારે તપ કરે એવં ૩૯ ભેદ આચાર ધર્મના કહ્યા.

**બીજો ક્રિયાધર્મ :** તેના ૭૦ ભેદનાં નામ : ચાર પ્રકારે પિંડવિશુદ્ધિ. પાંચ સમિતિ, બાર પ્રકારની ભાવના, સાધુની પડિમા ૧૨ પાંચ ઈન્દ્રિયનો નિરોધ, પચીસ પ્રકારની પડિલેહણા, ત્રણ ગુપ્તિ, ચાર અભિગ્રહ એવં ૭૦.

**ત્રીજો દયા ધર્મ :** તેના આઠ ભેદનાં નામ કહે છે. (૧) **સ્વદયા,** તે પોતાના આત્માને પાપથી બચાવે તે (૨) **પરદયા,** તે બીજા જીવની રક્ષા કરવી તે. (૩) **દ્રવ્યદયા,** તે દેખાદેખીથી દયા પાળે તે, અથવા શરમથી જીવની રક્ષા કરવી તે, અથવા કુળાચારે દયા પાળે તે (૪) **ભાવદયા** તે જ્ઞાનના જોગે કરીને જીવને જીવ આત્મા જાણીને તે ઉપર અનુકંપા લાવી, તેનો જીવ બચાવવો તે (૫) **વહેવારદયા,** તે જેવી શ્રાવકોને દયા પાળવાની કહી છે તે સાચવે તે. ઘરનાં અનેક કામકાજ કરતાં જતના રાખવી તે. (૬) **નિશ્ચયદયા,** તે આપણા આત્માને કર્મ બંધથી છોડાવવો. તેનો ખુલાસો એ છે કે પુદ્ગલ પરવસ્તુ છે, તેના ઉપરથી મમતા ઉતારીને, તેનો પરિચય છોડીને, આપણા આત્માના ગુણમાં રમણ કરવું, જીવનું કર્મરહિત શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરવું તે નિશ્ચય દયા ચૌદમા ગુણસ્થાનકને અંતે સંપૂર્ણ લાભે. (૭) **સ્વરૂપદયા** તે કોઈ જીવને મારવાના ભાવે પહેલાં તે જીવને સારી રીતે ખવરાવે અને શરીરે માતો કરે, સાર સંભાળ લે, એ દયા ઉપરથી દેખાવ માત્ર છે, પરંતુ પાછળથી તે જીવને મારવાના પરિણામ છે. તે ઉત્તરાધ્યયન સૂત્રના સાતમા અધ્યયને બોકડાના અધિકારથી સમજવું. (૮) **અનુબંધદયા** તે જીવને ત્રાસ પમાડે, પણ અંતરથી તેને શાતા દેવાનો કામી છે. તે જેમ કે માતા પુત્રને રોગ મટાડવાને અર્થે કડવું ઔષધ પાય પણ અંતરથી તેનું ભલું ચાહે છે તથા જેમ

પિતા પુત્રને ભલી શિખામણ આપવા માટે ઉપરથી તર્જના કરે, મારે; પણ અંતરથી તેના ગુણ વધારવા માટે ભલું ચાહે છે.

ચોથો સ્વભાવ ધર્મ : તે જે વસ્તુ જીવ અથવા અજીવ તેની જે પરિણુતિ છે, તેના બે ભેદ : તેમાં એક, શુદ્ધ સ્વભાવથી અને બીજો, કર્મના સંજોગથી અશુદ્ધ પરિણુતિ છે. તે જીવના વિષય-કષાયના સંયોગથી વિભાવના થાય છે. હવે જીવ અને પુદ્‌ગલનો વિભાવ છે. તેને દૂર કરીને જીવ પોતાના જ્ઞાનાદિ ગુણમાં રમણ કરે, તે સ્વભાવ ધર્મ અને પુદ્‌ગલનો એક વર્ણ, એક ગંધ, એક રસ, બે ફરસમાં રમણ થાય તે પુદ્‌ગલનો શુદ્ધ સ્વભાવ ધર્મ જાણવો. એ સિવાય બીજા ચાર દ્રવ્યમાં સ્વભાવધર્મ છે, પણ વિભાવ ધર્મ નથી. તે ચલણ ગુણ, સ્થિર ગુણ, અવકાશ ગુણ, વર્તના ગુણ, તે પોતપોતાના સ્વભાવને છોડતા નથી. તે માટે શુદ્ધ સ્વભાવ ધર્મ છે. એ ચાર પ્રકારની ધર્મ જાગરિકા કહી.

બીજી અધર્મ જાગરિકા : સંસારમાં ધન-કુટુંબ પરિવારનો સંજોગ મેળવવો, તેને માટે આરંભાદિક કરવા, તેની રક્ષા કરવી, તેના ઉપર દષ્ટિ રાખવી તે અધર્મ જાગરિકા જાણવી

ત્રીજીસુદખુજાગરિકા : "સુ" કહેતાં ભલી અને "દખુ" કહેતાં ચતુરાઈવાળી જાગરિકા. એ જાગરિકા શ્રાવકને હોય છે. કેમ કે સમ્યક્‌જ્ઞાન-દર્શન, સહિત ધન કુટુંબાદિક તથા વિષય કષાયને ખોટા જાણે છે. દેશથી નિવર્ત્યા છે. ઉદય ભાવથી ઉદાસીનપણે રહે, ત્રણ મનોરથ ચિંતવે છે. તે સુદખુ જાગરિકા જાણવી.



## પૌષધ

### (શંખ પુષ્કલી આદિ શ્રાવક)

### શ્રી ભગવતી શ. ૧૨ ઉ. ૧ નો અધિકાર

ચોથા આરાના મહાવીર સ્વામીના સમયની વાત છે.

તે વખતે શ્રાવસ્તી નગરીમાં "શંખ" વગેરે ઘણા શ્રાવકો રહેતા હતા. તેઓ જીવ-અજીવ વગેરે તત્ત્વોને જાણનારા હતા તથા અતિ ધનિક હતા. શંખને ઉત્પલા નામની શ્રમણોપાસિક સ્ત્રી હતી.

એક વખત મહાવીર સ્વામી શ્રાવસ્તીના કોષ્ટક ઉદ્યાનમાં પધાર્યાં. તેમના પધાર્યાંની વાત સાંભળી બધાં તેમનાં દર્શને નીકળ્યાં. શ્રમણભગવંત મહાવીરે પણ તે મોટી સભાને ધર્મકથા કહી. તે શ્રમણોપાસકોએ પણ મહાવીર ભગવાન પાસે ધર્મ સાંભળી હર્ષિત અને સંતુષ્ટ થઇ, તેમને નમન કર્યાં અને પ્રશ્નો પૂછયા તથા તેના અર્થો ગ્રહણ કર્યા. પછી ઊભા થઇ ત્યાંથી તેઓએ શ્રાવસ્તીનગરી તરફ જવાનો વિચાર કર્યો.

પછી શંખે તે બધા શ્રમણોપાસકોને કહ્યું કે, હે દેવાનુપ્રિયો ! તમે પુષ્કળ ખાન-પાન વગેરે તૈયાર કરાવો; પછી આપણે તે બધાનો આસ્વાદ લેતા તથા પરસ્પર દેતા અને ખાતા પાક્ષિક પૌષધનું* અનુપાલન કરતાં વિહરીશું. તે બધા શ્રાવકોએ શંખનું વચન વિનયપૂર્વક સ્વીકાર્યું.

પરંતુ, ત્યાર બાદ તે શંખને એવો સંકલ્પ થયો કે, અન્નપાનાદિનો આસ્વાદ લેતા, પરસ્પર દેતા-ખાતા પાક્ષિક પૌષધ ગ્રહણ કરીને રહેવું એ મારે માટે શ્રેયસ્કર નથી; પરંતુ પૌષધશાળામાં બ્રહ્મચર્યપૂર્વક, મણિ અને સુવર્ણનો ત્યાગ કરી, ચંદન, વિલેપન, શસ્ત્ર અને મુસલ વગેરેને ત્યાગી,

---

*શ્રાવક પોતાના ૧૧મા વ્રતની આરાધના બે પ્રકારે કરી શકે છે, (૧) પૌષધોપવાસ (૨) અને પૌષધ, પ્રથમ પૌષધોપવાસમા (૧) અશનાદિ ચારે પ્રકારના આહારનો ત્યાગ, (૨) અબ્રહ્મચર્યનો ત્યાગ, (૩) મણિ અને સુવર્ણના અલંકારનો ત્યાગ, (૪) માળા ધારણ કરવી તથા વિલેપન આદિનો ત્યાગ, તથા (૫) શસ્ત્રાદિ પ્રવર્તાવવાનો ત્યાગ. આ પાંચેય સાવદ્ય પ્રવૃત્તિના ત્યાગપૂર્વક સંવરકરણીથી આત્માને પોષણ કરવાની વિધિની આરાધના કરવાની હોય છે.

બીજે પ્રકારે "પૌષધ" તેમાં ઉપરોક્ત પાંચ પ્રતિજ્ઞામાંથી પ્રથમની અશનાદિ ચારે પ્રકારના ત્યાગ સિવાય, શેષ ચાર પ્રતિજ્ઞા પાળવાની હોય છે. શંખાદિ શ્રમણોપાસક વર્ગ ઉપરોક્ત બન્ને પ્રકારે ૧૧મા વ્રતની આરાધના કરતા હતા. તેમાંથી આ પ્રસંગ સમયે બીજા પ્રકારનું પૌષધ કરેલ હતું.

તથા ડાભના સંથારા સહિત મારે એકલાએ–બીજાની સહાય સિવાય-પૌષધનો સ્વીકાર કરી વિહરવું શ્રેય છે. એમ વિચાર કરી, તે પાછો આવ્યો અને પોતાની પત્નીને પૂછી, પૌષધશાળામાં જઇ, તેને પુંજીને તથા મળ–મૂત્રાદિની જગ્યા જોઇ–તપાસી, ડાભનો-સંથારો પાથરી, તેના ઉપર બેઠા; અને પૌષધ ગ્રહણ કરી, બ્રહ્મચર્યપૂર્વક પાક્ષિક પૌષધનું પાલન કરવા લાગ્યા.

પેલા શ્રમણોપાસકોએ તો પોતપોતાને ઘેર જઇ, પુષ્કળ અન્ન-પાનાદિ તૈયાર કરાવ્યાં અને એકબીજાને બોલાવીને કહ્યું કે, આપણે બધાએ તો પુષ્કળ અન્નપાનાદિ તૈયાર કરાવેલ છે; પણ હજુ શંખશ્રાવક આવ્યા નહિ. માટે આપણે તેમને બોલાવવા મોકલીએ. પછી તેઓએ. "પુષ્કલી" નામના શ્રાવકને શંખની પાસે મોકલ્યો.

પુષ્કલીએ ઉત્પલાને જઇને શંખ વિશે પૂછ્યું અને પૌષધશાળામાં જઇ શંખને બધી વાત કરી. ત્યારે તેણે કહ્યું કે, પુષ્કળ અન્નપાનાદિ આહારનો આસ્વાદ લેતાં પૌષધનું પાલન કરવું મને યોગ્ય ન લાગ્યું. મને તો આ રીતે પૌષધશાળામાં પૌષધયુક્ત થઇને વિહરવું યોગ્ય લાગે છે. પરંતુ તમે બધાં તો પહેલાં નક્કી કર્યા પ્રમાણે અન્નપાનાદિનો આસ્વાદ લેતા વિહરો.

પછી પેલા બધા શ્રમણોપાસકો તો વિપુલ અન્નપાનાદિનો આસ્વાદ લેતા વિહરવા લાગ્યા.

ત્યાર બાદ મધ્યરાત્રિના સમયે ધર્મજાગરણ કરતાં શંખને એવો વિચાર આવ્યો કે, આવતી કાલે સૂર્ય ઊગવાને સમયે મહાવીર ભગવાનને વંદનાદિ કરીને મારા આ પૌષધવ્રતને પૂરું કરું એમ વિચારી તે યથા ઉચિત સમયે પૌષધશાળામાંથી બહાર નીકળી, શુદ્ધ, બહાર જવા યોગ્ય, તથા મંગળરૂપ વસ્ત્રો, ઉત્તમ રીતે પહેરી, પગે ચાલતા ભગવાન મહાવીરને વંદનાદિ કરવા ગયા

પેલા શ્રમણોપાસકો પણ ભેગા થઇ ભગવાનને વંદનાદિ કરવા આવ્યા. પછી મહાવીર ભગવાને તેમને ધર્મકથા કહી. પછી તે બધા

ઊભા થઈ જ્યાં શંખશ્રાવક હતા. ત્યાં આવ્યા અને તેને ઠપકો આપવા લાગ્યા. ત્યારે મહાવીર ભગવાને તે શ્રમણોપાસકોને કહ્યું કે, "હે આર્યો! તમે શંખશ્રાવકની હિલના, નિંદા અને અપમાન ન કરો. કારણ કે તે ધર્મને વિષે પ્રીતિવાળો અને દઢતાવાળો છે; તથા તેણે પ્રમાદ અને નિદ્રાના ત્યાગથી સુદૃષ્ટિ–જ્ઞાનીનુ જાગરણ> કરેલ છે.

પછી, તે શાંત શ્રમણોપાસકે ભગવાનને વંદન કરીને પૂછ્યું; ભગવન! ક્રોધને વશ હોવાથી પીડિત થયેલો જીવ કયું કર્મ બાંધે તથા એકઠું કરે?

**મહાવીર:** હે શંખ! ક્રોધને વશ થવાથી પીડિત થયેલો જીવ આયુષ સિવાયની સાત કર્મપ્રકૃતિઓ શિથિલ બંધનથી બાંધેલી હોય તો તેમને કઠિન બંધનવાળી કરે છે; અલ્પસ્થિતિવાળીને દીર્ઘસ્થિતિવાળી, મંદ અનુભાગવાળીને તીવ્ર અનુભાગવાળી, તથા અલ્પ પ્રદેશવાળીને બહુ પ્રદેશવાળી કરે છે; અશાતાવેદનીય કર્મ વારંવાર એકઠું કરે છે, તથા અનાદિ, અનંત અને દીર્ઘમાર્ગવાળા આ સંસારારણ્યને વિશે પર્યટન કરે છે. તે કારણથી તે સિદ્ધ થતો નથી તેમ જ સર્વ દુઃખોનો અંત લાવી શકતો નથી. તે પ્રમાણે માન, માયા અને લોભને વશ થયેલાંઓનું પણ સમજવું.

ત્યાર બાદ તે શ્રમણોપાસકો ભગવાન પાસેથી એ વાત સાંભળી ભય પામ્યા અને ઉદ્વિગ્ન થયા; પછી તેઓ ભગવાનને વંદન કરી શંખ શ્રાવક પાસે આવ્યા અને તેની વારંવાર વિનયપૂર્વક ક્ષમા માગવા લાગ્યા. ત્યાર બાદ તેઓ પાછા ચાલ્યા ગયા.

તે પછી ગૌતમે ભગવાનને પૂછ્યું : ભગવન્! તે શંખ શ્રમણોપાસક આપની પાસે પ્રવ્રજ્યા લેશે?

**મહાવીર:** હે ગૌતમ! તે અર્થ યથાર્થ નથી. પણ હે ગૌતમ! તે શંખ શ્રમણોપાસક ઘણા શીલવ્રત, ગુણવ્રત, વગેરે વડે તથા

---

>જાગરિકા ત્રણ પ્રકારની છે: (બ્રહ્મચારી સાધુઓ વગેરે) બુદ્ધોની, (જેમને હેજુ કેવળજ્ઞાન નથી થયું એવા) અબુદ્ધોની; અને (શ્રદ્ધાળુ શ્રાવકોરૂપી) સુદર્શનોની.

યથાયોગ્ય સ્વીકારેલાં તપકર્મ વડે આત્માને ભાવિત કરતો, ઘણાં વરસો સુધી શ્રમણોપાસકપણું પાળી, અંતે ૩૦ દિવસના ઉપવાસ કરી, સમાધિયુક્ત ચિત્તે મરણ પામી, સૌધર્મકલ્પમાં અરુણાભ નામે વિમાનમાં દેવપણે ઉત્પન્ન થશે. ત્યાં કેટલાક દેવોની ચાર પલ્યોપમની સ્થિતિ કહી છે તેમાં તેની પણ ચાર પલ્યોપમની સ્થિતિ હશે. પછી તે સ્થિતિનો ક્ષય થયા બાદ, તે મહાવિદેહ ક્ષેત્રમાં સિદ્ધપદ પામશે અને સર્વ દુઃખોનો અંત લાવશે.

## જયંતીબાઇ શ્રાવિકાના પ્રશ્નો

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૨ ઉ. ૨ નો અધિકાર

કૌસાંબી નગરીમાં ચંદ્રાવતરણ નામનુ ઉદ્યાન હતું, તે નગરીમાં ઉદાયન નામે રાજા હતો. તેના પિતાનું નામ શતાનિક હતું, તથા તેની માતાનું નામ મૃગાવતી દેવી હતું. તે ચેટક રાજાની પુત્રી હતી શતાનિકને જયંતી નામની બહેન હતી. તે શ્રાવિકા હતી, તથા શ્રમણ ભગવંત મહાવીર સાધુઓની પ્રથમ સ્થાનદાત્રી (ઉતારો આપનાર) હતી.

એક વખત મહાવીર સ્વામી તે નગરમાં પધાર્યા તે સાંભળી બધાં તેમનાં દર્શને નીકળ્યાં. ઉદાયન રાજા પણ તેમનાં દર્શને ગયો. પછી જયંતીએ પોતાની ભોજાઇ મૃગાવતીને કહ્યું કે, દેવાનુપ્રિયે! અહીં શ્રવણ ભગવાન મહાવીર પધાર્યા છે. તેમનાં નામ-ગોત્રના શ્રવણથી પણ મોટું ફળ થાય છે, તો પછી તેમને વંદનાદિ કરવાથી તો શું જ કહેવું! તથા એક પણ આર્ય અને ધાર્મિક સુવચનના શ્રવણથી મોટું ફળ થાય છે, તો પછી ધર્મના વિપુલ અર્થને ગ્રહણ કરવા વડે મહાફલ થાય તેમાં નવાઇ શી? માટે ચાલો આપણે જઇએ અને તેમને વંદન કરીએ. એ આપણને આ ભવમાં તથા પરભવમાં હિત, સુખ ક્ષમા, નિઃશ્રેયસ (મોક્ષ) તથા શુભ અનુબંધના કારણરૂપ થશે.

આ સાંભળી મૃગાવતી પણ મહાવીર સ્વામીનાં દર્શન માટે તત્પર થયાં. તથા જયંતીબાઈ શ્રાવિકાની સાથે ધર્મરથમાં બેસી જ્યાં

મહાવીર ભગવાન હતા ત્યાં ગયાં.

દર્શનાદિ કર્યા બાદ, તથા ધર્મકથા સાંભળ્યા બાદ બધા લોકો સાથે ઉદાયન અને મૃગાવતી પાછાં ફર્યાં.

પરંતુ જયંતીબાઈ શ્રાવિકા તો ભગવાનને નમસ્કાર કરી પૂછવા લાગ્યાં કે, હે ભગવન્! જીવો ભારેપણું શાથી પામે? અને હલકાપણું શાથી પામે?

**મહાવીર :** હે જયંતી! ૧૮ પાપોનાં નિવર્તનથી જીવ હલકો થાય છે અને ૧૮ પાપોમાં પ્રવર્તનથી જીવ ભારે થાય છે.

**જયંતી :** અહો ભગવન્! કયા કારણથી જીવ સંસાર ઘટાડે છે અને કયા કારણથી સંસાર વધારે છે?

**મહાવીર :** હે જયંતી! ૧૮ પાપોનાં નિવર્તનથી જીવ સંસાર ઘટાડે છે અને ૧૮ પાપોમાં પ્રવર્તનથી જીવ સંસાર વધારે છે.

**જયંતી :** હે ભગવન્! કયા કારણથી જીવ સ્થિતિ [કર્મોની સ્થિતિ] ઘટે છે અને કયા કારણથી જીવ સ્થિતિ વધારે છે?

**મહાવીર :** હે જયંતી! ૧૮ પાપોનાં નિવર્તનથી જીવ સ્થિતિ ઘટાડે છે, અને ૧૮ પાપોનાં પ્રવર્તનથી જીવ સ્થિતિ વધારે છે.

**જયંતી :** અહો ભગવન્! શા કારણથી જીવ સંસારસાગર તરે છે અને શા કારણથી જીવ સંસારમાં પરિભ્રમણ કરે છે?

**મહાવીર :** હે જયંતી! ૧૮ પાપોનાં નિવર્તનથી જીવ સંસારસાગર તરે છે અને ૧૮ પાપોમાં પ્રવર્તનથી જીવ સંસારમાં પરિભ્રમણ કરે છે.

**જયંતી :** હે ભગવન્! જીવોનું ભવસિદ્ધિકપણું < સ્વભાવથી†

< મોક્ષ પામવાને યોગ્યપણું. (જેઓ મોક્ષ પામવાને માટે અયોગ્ય છે તે અભવ્ય કહેવાય છે).

† સ્વાભાવિક ભાવને સ્વભાવ કહે છે જેમ કે પુદ્‌ગલમાં રૂપીપણું સ્વાભાવિક ભાવ છે. રૂપાંતર એટલે કે એકરૂપથી બીજા રૂપમા બદલાઈ જવાને પરિણામ કહે છે. જેવી રીતે બાળપણ, જુવાની, વૃદ્ધાવસ્થા આદિ પરિણામ છે.

છે કે પરિણામથી છે?

**મહાવીર** : હે જયંતી! ભવસિદ્ધિક જીવો સ્વભાવથી છે, પણ પરિણામથી નથી.

**જયંતી** : હે ભગવન્! જો સર્વે ભવસિદ્ધિક જીવો સિદ્ધ થશે તો આ લોક ભવસિદ્ધિક જીવોરહિત થશે?

**મહાવીર** : હે જયંતી! તે અર્થ યથાર્થ નથી જેમ સર્વ આકાશની શ્રેણી હોય; તે અનાદિ, અનંત તથા ઉપરની બાજુઓએ પરિમિત અને બીજી શ્રેણીઓથી પરિવૃત હોય, તેમાંથી સમયે સમયે એક પરમાણુ પુદ્ગલના માત્ર ખંડો કાઢતાં કાઢતાં અનંત યુગો વીતી જાય, તો પણ તે શ્રેણી ખાલી થાય નહિ. તે પ્રમાણે બધાય ભવસિદ્ધિક જીવો સિદ્ધ થવાની યોગ્યતાવાળા છે તો પણ લોક ભવસિદ્ધિક જીવો વિનાનો થશે નહિ.

**જયંતી** : હે ભગવન્! સૂતેલાપણું સારું કે જાગેલાપણું સારું?

**મહાવીર** : હે જયંતી! કેટલાક જીવોનું સૂતેલાપણું સારું; અને કેટલાક જીવોનું જાગેલાપણું સારું. અધર્મી લોકોનું સૂતેલાપણું જ સારું. કારણ કે તો જ એ લોકો અનેક ભૂતપ્રાણીઓને દુઃખ આપનારા ન થાય; તેમ જ પોતાને કે બીજાને કે બન્નેને ઘણી અધાર્મિક સંયોજના [ક્રિયા] સાથે ન જોડે. પરંતુ જે જીવો ધાર્મિક છે, તેઓનું જાગેલાપણું સારું છે; કારણ કે તેઓ અનેક ભૂતપ્રાણીઓને સુખ આપનારા થાય છે, અને પોતાને, પરને કે બન્નેને ઘણી ધાર્મિક સંયોજના [ક્રિયા] સાથે જોડનાર થાય છે. વળી, એ જીવો જાગતા હોય તો ધર્મજાગરિકા વડે પોતાને જાગૃત રાખે છે. માટે એ જીવોનું જાગેલાપણું સારું છે.

**જયંતી** : હે ભગવન્! સબળપણું સારું કે દુર્બલપણું સારું?

**મહાવીર** : હે જયંતી! કેટલાક જીવોનું સબળપણું સારું અને કેટલાકનું દુર્બળપણું સારું; ધાર્મિક જીવોનું સબળપણું સારું

અને અધાર્મિકનું દુર્બળપણું સારું.

**જયંતી** : અહો ભગવન્ ! દક્ષપણું – ઉદ્યમીપણું સારું કે આળસુપણું સારું ?

**મહાવીર** : હે જયંતી ! ધાર્મિક જીવોનું ઉદ્યમીપણું સારું, અને અધાર્મિક જીવોનું આળસુપણું સારું; ધાર્મિક જીવો ઉદ્યમી [દક્ષ] હોય, તો આચાર્યાદિની ઘણી સેવા કરે છે, માટે તેઓનું દક્ષપણું સારું છે.

**જયંતી** : શ્રોતેંદ્રિયને વશ થવાથી પીડિત થયેલો જીવ શું બાંધે ?

**મહાવીર** : હે જયંતી ! જેમ ક્રોધને વશ થયેલા જીવ સંબંધે આગળ શંખ શ્રાવક વખતે કહ્યું, તેમ અહીં પણ જાણવું, તેમ બીજી ઇંદ્રિયોને વશ થયેલાઓ વિષે પણ જાણવું.

ત્યાર બાદ તે જયંતી શ્રમણોપાસિકા શ્રમણ ભગવંત મહાવીર પાસે એ વાત સાંભળી હર્ષ અને સંતુષ્ટ થયાં તથા તેમની પાસે પ્રવ્રજ્યા સ્વીકારી, આર્ય ચંદનાનાં શિષ્યાપણાએ રહી, અગિયાર અંગો ભણી, ઘણાં વર્ષો સાધ્વીપણું પાળી, અંતે ૩૦ દિવસના ઉપવાસ કરી, નિર્વાણ પામ્યાં તથા સર્વ દુઃખથી મુક્ત થયાં.

---

## પુદ્ગલોનું મળવું અને વિખરવું

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૨ ઉ. ૪ નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્ ! બે પરમાણુ ભેગા થવાથી શું થાય છે ?

**મહાવીર** : ગૌતમ ! બે પ્રદેશી સ્કંધ થાય છે. એના ટુકડા કરવાથી બે ટુકડા થાય છે એક તરફ એક પરમાણુ પુદ્ગલ રહે છે અને બીજી તરફ એક પરમાણુ પુદ્ગલ રહે છે. જેમકે– ⊡ ⊡

**ગૌતમ** : હે ભગવન્ ! ત્રણ પરમાણુ મળવાથી શું થાય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! ત્રિપ્રદેશી સ્કંધ થાય છે. એના ટુકડા કરવાથી બે કે ત્રણ વિભાગ થાય છે, અથવા બે ભાગ થાય છે. એક તરફ

એક પરમાણુ અને બીજી તરફ બે પ્રદેશી સ્કંધ રહે છે. જેમકે-
અથવા ત્રણ પરમાણુ અલગ અલગ થઇ જાય છે જેમકે-

**ગૌતમ :** હે ભગવન્ ! ચાર પરમાણુ મળવાથી શું થાય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! ચતુષ્પ્રદેશી સ્કંધ થાય છે. એના ટુકડા કરવાથી બે કે ત્રણ ચાર વિભાગ યાને ચાર ભાગો થાય છે. જેમકે ૧-૩ (એક તરફ એક પરમાણુ, બીજી તરફ ત્રણ પ્રદેશી સ્કંધ) અથવા ૨-૨ (એક તરફ દ્વિપ્રદેશી સ્કંધ, બીજી તરફ દ્વિપ્રદેશી સ્કંધ) અથવા ૧-૧-૨ (એક તરફ એક પરમાણુ, બીજી તરફ એક પરમાણુ અને ત્રીજી તરફ દ્વિપ્રદેશી સ્કંધ, અથવા ૧-૧-૧-૧ (ચારે પરમાણુ અલગ અલગ થાય છે,

પાંચ પરમાણુ મળવાથી પાંચ પ્રદેશી સ્કંધ થાય છે એના ટુકડા કરવાથી છ ભાંગા થાય છે. જેમકે-૧-૪, ૨-૩, ૧-૧-૩, ૧-૨-૨, ૧-૧-૧-૨, ૧-૧-૧-૧-૧.

છ પ્રદેશી સ્કંધના ૧૦ ભાંગા થાય છે.

| | |
|---|---|
| ૧-૫ | ૨-૪ |
| ૩-૩ | ૧-૧-૧-૩ |
| ૧-૧-૪ | ૧-૧-૨-૨ |
| ૧-૨-૩ | ૧-૧-૧-૧-૨ |
| ૨-૨-૨ | ૧-૧-૧-૧-૧-૧ |

સાત પ્રદેશી સ્કંધના ૧૪ ભાંગા થાય છે.

| | | | |
|---|---|---|---|
| ૧-૬ | ૧-૧-૧-૪ | ૧-૨-૪ | ૧-૧-૧-૨-૨ |
| ૨-૫ | ૧-૧-૨-૩ | ૧-૩-૩ | ૧-૧-૧-૧-૧-૨ |
| ૩-૪ | ૧-૨-૨-૨ | ૨-૨-૩. | ૧-૧-૧-૧-૧-૧-૧ |
| ૧-૧-૫ | ૧-૧-૧-૧-૩ | | |

આઠ પ્રદેશી સ્કંધના ૨૧ ભાંગા થાય છે.

| | |
|---|---|
| ૧-૭ | ૧-૧-૨-૪ |
| ૨-૬ | ૧-૧-૩-૩ |
| ૩-૫ | ૧-૨-૨-૩ |

૪-૪
૧-૧-૬
૧-૨-૫
૧-૩-૪
૨-૨-૪
૨-૩-૩
૧-૧-૧-૫
૧-૧-૧-૧-૧-૧-૧-૧

૨-૨-૨-૨
૧-૧-૧-૧-૪
૧-૧-૧-૨-૩
૧-૧-૨-૨-૨
૧-૧-૧-૧-૧-૩
૧-૧-૧-૧-૨-૨
૧-૧-૧-૧-૧-૧-૨

નવ પ્રદેશી સ્કંધના ૨૮ ભાંગા થાય છે

૧-૮
૨-૭
૩-૬
૪-૫
૧-૧-૭
૧-૨-૬
૧-૩-૫
૧-૪-૪
૨-૩-૪
૩-૩-૩
૧-૧-૧-૬
૧-૧-૨-૫
૧-૧-૩-૪
૧-૨-૨-૪

૧-૨-૩-૩
૨-૨-૨-૩
૧-૧-૧-૧-૫
૧-૧-૧-૨-૪
૧-૧-૧-૩-૩
૧-૧-૨-૨-૩
૧-૨-૨-૨-૨
૧-૧-૧-૧-૧-૪
૧-૧-૧-૧-૨-૩
૧-૧-૧-૨-૨-૨
૧-૧-૧-૧-૧-૧-૩
૧-૧-૧-૧-૧-૨-૨
૧-૧-૧-૧-૧-૧-૧-૨
૧-૧-૧-૧-૧-૧-૧-૧-૧.

૧૦ પ્રદેશી સ્કંધના ૩૯ ભાંગા થાય છે.

૧-૯
૨-૮
૩-૭
૪-૬

૧-૨-૭
૧-૩-૬
૧-૪-૫
૨-૩-૫

૫-૫
૧-૧-૮
૧-૧-૧-૭
૧-૧-૨-૬
૧-૧-૩-૫
૧-૧-૪-૪
૧-૨-૩-૪
૧-૩-૩-૩
૨-૨-૨-૪
૨-૨-૩-૩
૧-૧-૧-૧-૬
૧-૧-૧-૨-૫
૧-૧-૧-૩-૪
૧-૧-૨-૨-૪
૧-૧-૨-૩-૩
૧-૨-૨-૨-૩.

૨-૪-૪
૩-૩-૪
૨-૨-૨-૨-૨
૧-૧-૧-૧-૧-૫
૧-૧-૧-૧-૨-૪
૧-૧-૧-૧-૩-૩
૧-૧-૧-૨-૨-૩
૧-૧-૨-૨-૨-૨
૧-૧-૧-૧-૧-૧-૪
૧-૧-૧-૧-૧-૨-૩
૧-૧-૧-૧-૨-૨-૨
૧-૧-૧-૧-૧-૧-૧-૩
૧-૧-૧-૧-૧-૧-૨-૨
૧-૧-૧-૧-૧-૧-૧-૧-૨
૧-૧-૧-૧-૧-૧-૧-૧-૧-૧

આ સર્વ ૧૨૫ ભાંગા થયા. ત્રણ ભાંગા શૂન્ય છે. ૯ પ્રદેશીમાં ૨-૨-૫ અને ૧૦ પ્રદેશીમાં ૨-૨-૬ તથા ૧-૨-૨-૫ શૂન્ય ભાંગા ઉપર બતાવ્યા નથી.

સંખ્યાત પ્રદેશી સ્કંધમાં પહેલાં ૧૧ વધારીને પછી ૧૦-૧૦ વધારવા. અસંખ્યાત પ્રદેશી સ્કંધમાં પહેલાં ૧૨ વધારી પછી ૧૧-૧૧ વધારવા. અનંતપ્રદેશી સ્કંધમાં પહેલાં ૧૩ વધારી પછી ૧૨-૧૨ વધારતા જવા. એ રીતે સંખ્યાતપ્રદેશી સ્કંધના ૪૬૦ ભાંગા, અસંખ્યાત પ્રદેશી સ્કંધના ૫૧૭ ભાંગા, અનંતપ્રદેશી સ્કંધના ૫૭૬ ભાંગા થયા. કુલ મળી ૧૯૭૮ ભાંગા થાય છે.

સંખ્યાતપ્રદેશી સ્કંધમાં બે સંયોગી ૧૧, ત્રણ સંયોગી ૨૧, ચાર સંયોગી ૩૧, પાંચ સંયોગી ૪૧, છ સંયોગી ૫૧, સાત સંયોગી ૬૧, આઠ સંયોગી ૭૧, નવ સંયોગી ૮૧, દશ સંયોગી ૯૧ અને સંખ્યાતનો ૧ (એક) એ રીતે કુલ ૪૬૦ ભાંગા થાય છે.

અસંખ્યાત પ્રદેશી સ્કંધમાં બે સંયોગી ૧૨, ત્રણ સંયોગી ૨૩, ચાર સંયોગી ૩૪, પાંચ સંયોગી ૪૫, છ સંયોગી ૫૬, સાત સંયોગી ૬૭, આઠ સંયોગી ૭૮, નવ સંયોગી ૮૯, દશ સંયોગી ૧૦૦, સંખ્યાત સંયોગી ૧૨ અને અસંખ્યાત સંયોગી ૧ એ સર્વ ૫૧૭ ભાંગા થાય છે.

અનંત પ્રદેશી સ્કંધમાં બે સંયોગી ૧૩, ત્રણ સંયોગી ૨૫, ચાર સંયોગી ૩૭, પાંચ સંયોગી ૪૯, છ સંયોગી ૬૧, સાત સંયોગી ૭૩, આઠ સંયોગી ૮૫, નવ સંયોગી ૯૭, દશ સંયોગી ૧૦૯, સંખ્યાત સંયોગી ૧૩, અસંખ્યાત સંયોગી ૧૩ અને અનંત સંયોગી ૧, એ સર્વ ૫૭૬ ભાંગા થાય છે.

સંખ્યાત પ્રદેશી સ્કંધમાં બે સંયોગી ભાંગા આ રીતે બોલવાઃ એક પરમાણુ, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ એક દ્વિપ્રદેશી સ્કંધ, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ આ રીતે દશ સુધી કહેવા. અગિયારમો ભાંગો– સંખ્યાત પ્રદેશી, સંખ્યાત પ્રદેશી સ્કંધ કહેવો.

ત્રણ સંયોગીમાં આ રીતે બોલવું જોઈએ.

૧. એક પરમાણુ, એક પરમાણુ, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ.
૨. એક પરમાણુ, એક દ્વિપ્રદેશી, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ.
૩. એક પરમાણુ, એક ત્રણ પ્રદેશી, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ.
૪. એક પરમાણુ, એક ચાર પ્રદેશી, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ.
૫. એક પરમાણુ, એક પાંચ પ્રદેશી, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ.
૬. એક પરમાણુ, એક છ પ્રદેશી, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ
૭. એક પરમાણુ, એક સાત પ્રદેશી, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ
૮. એક પરમાણુ, એક આઠ પ્રદેશી, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ
૯. એક પરમાણુ, એક નવ પ્રદેશી, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ
૧૦. એક પરમાણુ, એક દશ પ્રદેશી, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ
૧૧. એક પરમાણુ, એક સંખ્યાત પ્રદેશી, સ્કંધ, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ.

૧૨. એક દ્વિપ્રદેશી, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ.

૧૩. એક ત્રણ પ્રદેશી, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ.

૧૪. એક ચાર પ્રદેશી, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ.

૧૫. એક પાંચ પ્રદેશી, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ

૧૬. એક છ પ્રદેશી, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ.

૧૭ એક સાત પ્રદેશી, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ.

૧૮. એક આઠ પ્રદેશી, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ.

૧૯. એક નવ પ્રદેશી, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ

૨૦. એક દશ પ્રદેશી, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ.

૨૧. એક સંખ્યાત પ્રદેશી સ્કંધ, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ, એક સંખ્યાત પ્રદેશી સ્કંધ.

એ રીતે સર્વ ભાંગા બોલવા.

## પુદ્ગલ પરાવર્ત

નામ ગુણુત્તિ સંખ્ખં, તિ ઠાણું કાલં કાલોવમંચ;

કાલ અપ્પ બહુ, પુગ્ગલ મઝ પુગ્ગલં પુગ્ગલ કરણું અપ્પબહુ, *-

પુદ્ગલ પરાવર્ત એ વિષય સમજવાને ૯ દ્વારે કરી સ્પષ્ટીકરણ કરી કહે છે.

---

* આ ગાથા મૂળ પાઠમા નથી આવતી, પરંતુ "સંગ્રહગાથા" તરીકે ટીકામાં આવે છે તેમા દ્વારોનુ વર્ણન આવે છે. અને આવશ્યક સમજી અત્રે આપેલ છે.

**૧ નામદ્વાર :** (૧) ઔદારિક પુદ્ગલ પરાવર્ત (૨) વૈક્રિય પુદ્ગલ પરાવર્ત (૩) તૈજસ પુદ્ગલ પરાવર્ત (૪) કાર્મણ પુદ્ગલ પરાવર્ત (૫) મનોપુદ્ગલ પરાવર્ત (૬) વચન પુદ્ગલ પરાવર્ત (૭) શ્વાસોશ્વાસ પુદ્ગલ પરાવર્ત.

**૨ ગુણદ્વાર :** પુદ્ગલ પરાવર્ત એટલે શું ? તે કેમ, કેટલા પ્રકારે ને તે શી રીતે સમજવું. ? એ સહજ પ્રશ્ન શિષ્યબુદ્ધિથી થાય છે. ત્યારે ગુરુ એમ સમજાવે છે કે, જીવે આ જગતમાં (વિશ્વ)માં જેટલા પુદ્ગલો છે તે સર્વને લઇ લઇને મૂકયા છે. મૂકી મૂકીને ફરી ફરીને લીધા છે. એટલે કે પુદ્ગલ પરાવર્ત શબ્દનો અર્થ એ છે કે પુદ્ગલ=ઝીણામાં ઝીણું રજકણથી માંડીને સ્થૂલમાં સ્થૂલ જે પુદ્ગલ તે સર્વમાં અગર તે સર્વથી જીવે. પરાવર્ત=સમગ્ર પ્રકારે ફરવું કર્યું, સર્વમાં ભ્રમણ કર્યું, ને તે પુદ્ગલો ઔદારિકપણે (ઔદારિક શરીરમાં રહી ઔદારિક યોગ્ય પુદ્ગલ ગ્રહણ કરે તે) વૈક્રિયપણે (વૈક્રિય શરીરમાં રહી, વૈક્રિય યોગ્ય પુદ્ગલ ગ્રહણ કરે તે), તેમ જ તૈજસપણે (તૈજસ શરીરમાં રહી તૈજસ યોગ્ય પુદ્ગલો ગ્રહણ કરે તે) ઉપર કહ્યા તે સાતે પુદ્ગલ પરાવર્ત જીવે લીધા છે અને મૂકયા છે, તે પણ સૂક્ષ્મપણે અને બાદરપણે લીધા છે અને મૂકયા છે. દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી, ભાવથી એમ ચારે પ્રકારે જીવે પુદ્ગલ પરાવર્ત કર્યા છે તેનું સ્પષ્ટીકરણ નીચે પ્રમાણે છે.

પુદ્ગલ પરાવર્તના બે ભેદ : (૧) બાદર અને, (૨) સૂક્ષ્મ તે (૧) દ્રવ્યથી (૨) ક્ષેત્રથી, (૩) કાળથી, (૪) ભાવથી

**૧. દ્રવ્યથી બાદર પુદ્ગલ પરાવર્ત :** જે જગતમાંના સર્વ પુદ્ગલો ઔદારિકપણે. વૈક્રિયપણે એમ સાતે પ્રકારે પુદ્ગલો પૂરા કરે, પણ અનુક્રમે નહિ. એટલે કે ઔદારિકપણે પુદ્ગલો પૂરા કર્યા પહેલાં વૈક્રિયપણે લે. અથવા તૈજસપણે લે. ગમે તે પુદ્ગલ પરાવર્તપણે વચમાં લઇ, પછી ઔદારિકપણાના લીધા પુદ્ગલો પૂરા કરે એમ સાતે પ્રકારે અવળા–સવળા જગતના સર્વ પુદ્ગલોને પૂર્ણ કરે તેને બાદર પુદ્ગલ પરાવર્ત કહીએ.

૨. **દ્રવ્યથી સૂક્ષ્મ પુદ્દગલ પરાવર્ત** : તે જગતમાંના સર્વ પુદ્દગલોને ઔદારિકપણે પૂર્ણ કરે. પછી વૈક્રિયપણે, પછી તૈજસપણે એમ એક પછી એક અનુક્રમે કરી સાતે પુદ્દગલ પરાવર્તપણે પૂર્ણ કરે. તેને સૂક્ષ્મ પુદ્દગલ પરાવર્ત કહીએ.

૩. **ક્ષેત્રથી બાદર પુદ્દગલ પરાવર્ત** : તે ૧૪ રાજલોકના જેટલા આકાશ પ્રદેશ છે તે સર્વ આકાશ પ્રદેશને દરેક પ્રદેશે જન્મ-મરણ કરીને અનુક્રમ વિના ગમે તેમ કરી પૂર્ણ કરે.

૪. **ક્ષેત્રથી સૂક્ષ્મ પુદ્દગલ પરાવર્ત** : તે ૧૪ રાજલોકના આકાશ પ્રદેશને અનુક્રમે એક પછી એક ૧-૨-૩-૪-૫-૬-૭-૮-૯-૧૦ એમ દરેક પ્રદેશમાં મરી અને પૂર્ણ કરે. તેમાં પહેલા પ્રદેશે મરીને ત્રીજા પ્રદેશે મરે અથવા પાંચમા-આઠમા ગમે તે પ્રદેશે મરે તે પુદ્દગલ પરાવર્ત કરવામાં ન ગણાય. અનુક્રમે દરેક પ્રદેશે મરી સમસ્ત લોક પૂર્ણ કરે.

૫. **કાળથી બાદર પુદ્દગલ પરાવર્ત** : તે એક કાળચક્ર (જેમાં ઉત્સર્પિણી ને અવસર્પિણી સમાય) તેના પ્રથમ સમયે મરે, પછી બીજા કાળચક્રના બીજા સમયે મરે કે ગમે તો ત્રીજા સમયે મરે, એમ ત્રીજા કાળચક્રના ગમે તે સમયે મરે એટલે કે એક કાળચક્રના જેટલા સમય થાય તેટલા કાળચક્રના એક એક સમયે મરી એક કાળ-ચક્ર પૂર્ણ કરે.

૬. **કાળથી સૂક્ષ્મ પુદ્દગલ પરાવર્ત** : તે કાળ ચક્રના પ્રથમ સમયે મરે તેમ બીજા કાળચક્રના બીજા સમયે મરે, ત્રીજા કાળ-ચક્રના ત્રીજા સમયે મરે. વચમાં નિયમ વિના ગમે તે સમયે મરે તે હિસાબમાં ન ગણાય. તેમ એક કાળચક્રના જેટલા સમય તેટલા કાળચક્રના અનુક્રમે નિયમિત સમયે મરે.

૭. **ભાવથી બાદર પુદ્દગલ પરાવર્ત** : તે જીવના અસંખ્યાત પરિણામ છે. તે પ્રથમ પરિણામે મરે, પછી ગમે તે ૩-૨-૫ ૪-૭-૯ એમ અનુક્રમ વિના દરેક પરિણામે મરી અસંખ્યાત પરિણામ પૂર્ણ કરે.

૮. **ભાવથી સૂક્ષ્મ પુદ્દગલ પરાવર્ત**: જીવના અસંખ્યાત પરિણામ છે તે પ્રથમ પરિણામે મરે, પછી વચમાં ગમે તેટલો વખત ગયા પછી બીજા પરિણામે, એમ અનુક્રમે ત્રીજા પરિણામે, ચોથા પરિણામે એમ અસંખ્ય પરિણામ મરી મરી પૂર્ણ કરે.

ઇતિ ગુણદ્વાર

## ત્રીજો સંખ્યા દ્વાર

(૧) પુદ્દગલ પરાવર્ત: સર્વ જીવે કેટલા કર્યા. (૨) એક વચને-એક જીવે ૨૪ દંડકમાં કેટલા પુદ્દગલ પરાવર્ત કર્યા. (૩) બહુ વચને-સર્વ જીવે ૨૪ દંડકે કેટલા પુદ્દગલ પરાવર્ત કર્યા?

૧. સર્વ જીવે ઔદારિક પુદ્દગલ પરાવર્ત, વૈક્રિય પુદ્દગલ પરાવર્ત, તૈજસ પુદ્દગલ પરાવર્ત એ સાતે પુદ્દગલ પરાવર્ત અનંત અનંતવાર કર્યા.

૨. એક વચને-તે એક જીવે-એક નારક જીવે ઔદારિક પુદ્દગલ પરાવર્ત વૈક્રિય પુદ્દગલ પરાવર્ત એ સાતે પુદ્દગલ પરાવર્ત અતીત (ગયા) કાળે અનંત અનંતવાર કર્યા, ભવિષ્ય કાળે કોઇ પુરુષ (જે મોક્ષ જશે તે) પરાવર્ત કરશે નહિ, કોઇ કરશે, જે કરશે તે જઘન્ય ૧-૨-૩ પુદ્દગલ પરાવર્ત કરશે ઉત્કૃષ્ટ અનંત કરશે એમ ભવનપતિ વગેરે ૨૪ દંડકના એકેક જીવે સાત પુદ્દગલ પરાવર્ત ગયા કાળે અનંત કર્યા. કેટલાક (જેઓ મોક્ષ જશે તેઓ) ભવિષ્ય કાળે પુદ્દગલ પરાવર્ત કરશે નહિ. જેઓ કરશે તે ૧-૨-૩ ઉત્કૃષ્ટ અનંત કરશે. સાત પુદ્દગલ પરાવર્ત, ૨૪ દંડક સાથે ગણતાં ૧૬૮ પ્રશ્ન થાય

૩. બહુ વચને-તે સર્વ જીવે-સર્વ નારક જીવે પૂર્વ કાલે ઔદારિક પુદ્દગલ પરાવર્ત એ સાતે પુદ્દગલ પરાવર્ત અનંત-અનંત કર્યા. ભવિષ્યકાળે ઘણાઓ અનંત કરશે એમ જ ૨૪ દંડકના બહુ જીવોએ અનંત પુદ્દગલ પરાવર્ત કર્યા ને ભવિષ્યકાળમાં કરશે. તેના પણ ૧૬૮ (પ્રશ્ન) થાય છે.

૭+૧૬૮+૧૬૮=૩૪૩ પ્રશ્ન થાય છે.

## ૪ ત્રિસ્થાનક દ્વાર

૧ એક જીવે કયા કયા સ્થાને કયાં કયાં પુદ્ગલ પરાવર્ત કર્યાં, કયા કયા પુદ્ગલ પરાવર્ત કરશે (૨) બહુ જીવે કયા કયા દંડકમાં, કયા કયા પુદ્ગલ પરાવર્ત કર્યા ?

૧ એક વચને-તે એકેક જીવે નારકપણે ઔદારિક પુદ્ગલ પરાવર્ત કર્યું નથી, કરશે નહિ. વૈક્રિય પુદ્ગલ પરાવર્ત કર્યું છે. અને કરશે. જે કરશે તે જઘન્ય ૧-૨-૩ ઉત્કૃષ્ટ અનંત કરશે. એમ તૈજસ પુદ્ગલ પરાવર્ત, કાર્મણ પુદ્ગલ પરાવર્ત યાવત્ શ્વાસોશ્વાસ પુદ્ગલ પરાવર્ત કર્યા, ને હવે પછી કરશે. તે ઉપર પ્રમાણે એમ અસુરકુમારપણે પૃથ્વીપણે યાવત્ વૈમાનિકપણે પૂર્વે ઔદારિક પુદ્ગલ પરાવર્ત, વૈક્રિય પુદ્ગલ પરાવર્ત યાવત્ શ્વાસોશ્વાસ પુદ્ગલ પરાવર્ત કર્યા ને કરશે. (તેમાં સમજવાનું એ છે કે જે દંડકમાં જે જે પુદ્ગલ પરાવર્ત હોય તે કરે. ન હોય તે ન કરે). એક નૈરયિક જીવે ૨૪ દંડકમાં રહી સાત-સાત (હોય તો હા, નહિ તો ના) પુદ્ગલ પરાવર્ત કર્યા તે ૨૪×૭=૧૬૮ થયા. તો એમ જ ચોવીસ દંડકનો જીવ ચોવીસ દંડકમાં રહી, સાત સાત પુદ્ગલ પરાવર્ત કરે. તે ૧૬૮×૨૪=૪૦૩૨ પ્રશ્ન પુદ્ગલ પરાવર્તના થાય છે

૨ બહુવચને : તે સર્વ જીવે નૈરયિકપણે ઔદારિક પુદ્ગલ પરાવર્ત નથી કર્યું. અને નૈરયિકપણે કરશે પણ નહિ. વૈક્રિય પુદ્ગલ પરાવર્ત યાવત્ શ્વાસોશ્વાસ પુદ્ગલ પરાવર્ત કર્યા અને કરશે. એમ જ અસુરકુમારપણે પૃથ્વીપણે યાવત્ વૈમાનિકપણે જે જે ઘટે તે તે પુદ્ગલ પરાવર્ત સાત-સાત કર્યા, અને કરશે. પૂર્વ પ્રમાણે આ વિષયના પણ ૪૦૩૨ પ્રશ્ન થાય છે.

૩. કયા કયા દંડકમાં પુદ્ગલ પરાવર્ત કર્યા. તે સર્વે જીવે પાંચ એકેન્દ્રિય, ત્રણ વિકલેન્દ્રિય, તિર્યંચ પંચેન્દ્રિય ને મનુષ્ય એ દશ દંડકમાં ઔદારિક પુદ્ગલ પરાવર્ત અનંત અનંતવાર કર્યા. ૧ નૈરયિક, ૧૦ ભવનપતિ, ૧૨ વાયુકાય, ૧૩ સંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિય પર્યાપ્ત, ૧૪ સંજ્ઞી મનુષ્ય પર્યાપ્ત, ૧૫ વાણવ્યંતર, ૧૬ જ્યોતિષી, ૧૭ વૈમાનિક

એ ૧૭ દંડકમાં સર્વ જીવે વૈક્રિય પુદ્ગલ પરાવર્ત અનંત અનંતવાર કર્યા. ૨૪ દંડકમાં તૈજસ પુદ્ગલ પરાવર્ત, કાર્મણ પુદ્ગલ પરાવર્ત, શ્વાસોશ્વાસ પુદ્ગલ પરાવર્ત સર્વ જીવે અનંત અનંતવાર કર્યા. ૧૪ નૈરયિક દેવના દંડક, ૧૫ સંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિય, ૧૬ સંજ્ઞી મનુષ્ય એ ૧૬ દંડકમાં સર્વ જીવે મન પુદ્ગલ પરાવર્ત અનંત અનંતવાર કર્યા. પાંચ એકેન્દ્રિય વિના ૧૯ દંડકમાં સર્વ જીવે વચન પુદ્ગલ પરાવર્ત અનંતવાર કર્યા એ ૧૩૪ પ્રશ્ન થાય છે. ત્રણે સ્થાનકના ૭૧૯૮ પ્રશ્ન થાય છે. ઇતિ ત્રિસ્થાનક દ્વાર.

## ૫ કાળદ્વાર

અનંત ઉત્સર્પિણી અનંત અવસર્પિણી જાય ત્યારે એક ઔદારિક પુદ્ગલ પરાવર્ત થાય. એમ વૈક્રિય પુદ્ગલ પરાવર્ત એટલો કાળ જતાં થાય છે. સાતે પુદ્ગલ પરાવર્તમાં અનંત અનંત કાળચક્ર વહી જાય છે.

## ૬ કાળદ્વારની ઉપમા

કાળ (વખત) સમજવાને દૃષ્ટાંત આપે છે. તેમાં પ્રથમ પરમાણુથી શરૂ કરે છે. પરમાણુ તે ઝીણામાં ઝીણો રજકણ, તે રજકણ અતીન્દ્રિય (ઇન્દ્રિયથી અગમ્ય) છે. જેનો ભાગ, ખંડ કે કટકો કોઇ પણ શસ્ત્રથી કે કોઇ પણ રીતે થઇ શકે નહિ. ઘણો જ ઝીણો સૂક્ષ્મમાં સૂક્ષ્મ એવો જે ભાગ તે પરમાણુ એ (૧) અનંત સૂક્ષ્મ પરમાણુએ એક વ્યવહાર પરમાણુ થાય. (૨) અનંત વ્યવહાર પરમાણુએ એક ઉષ્ણ સ્નિગ્ધ પરમાણુ થાય. (૩) અનંત ઉષ્ણ સ્નિગ્ધ પરમાણુએ એક શીત સ્નિગ્ધ પરમાણુ થાય. (૪) આઠ શીત સ્નિગ્ધ પરમાણુએ એક ઉર્ધ્વ રેણુ થાય. (૫) આઠ ઉર્ધ્વ રેણુએ એક ત્રસરેણુ થાય. (૬) આઠ ત્રસરેણુએ એક રથરેણુ થાય (૭) આઠ રથરેણુએ દેવ–ઉત્તરકુરુ મનુષ્યનો એક વાલાગ્ર ‡ થાય. (૮) તે આઠ વાલાગ્રે હરિ–રમ્યક વર્ષના મનુષ્યનો

‡ અસંખ્ય સમયે એક આવલિકા, સંખ્યાત આવલિકાએ, ઉશ્વાસ, સંખ્યાત આવલિકાએ એક નિશ્વાસ, બે મળી એક પ્રાણ, સાતપ્રાણે એકસ્તોક (જરા–થોડો વખત), સાત સ્તોકે–એક લવ (બે કાષ્ટાનુ માપ), ૭૭ લવે એક મુહૂર્ત, ત્રીસ મુહૂર્ત અહોરાત્રિ, ૧૫ અહોરાત્રિએ એક પક્ષ, બે પક્ષે માસ, બાર માસે એક વર્ષ.

એક વાલાગ્ર થાય. (૯) તે આઠ વાલાગ્રે હેમવય-હિરણ્યવય મનુષ્યનો એક વાલાગ્ર થાય. (૧૦) તે આઠ વાલાગ્રે પૂર્વ વિદેહ, પશ્ચિમ વિદેહ મનુષ્યનો એક વાલાગ્ર થાય. (૧૧) તે આઠ વાલાગ્રે ભરત-ઐરાવત મનુષ્યનો એક વાલાગ્ર થાય. (૧૨) તે આઠ વાલાગ્રે એક લીખ (૧૩) આઠ લીખે એક જૂ (૧૪) આઠ જૂએ એક અર્ધજવ, (૧૫) આઠ અર્ધજવે એક ઉત્સેધ આંગુલ (૧૬) છ ઉત્સેધ આંગુલે એક પગનું પહોળપણું, (૧૭) બે પગ પહોળપણે એક વેંત (૧૮) બે વેંતે એક હાથ, બે હાથે એક કુક્ષી (૧૯) બે કુક્ષીએ એક ધનુષ્ય (૨૦) બે હજાર ધનુષ્યે એક ગાઉ. (૨૧) તે ચાર ગાઉએ એક યોજન. તે એક યોજનનો કૂવો લાંબો, પહોળો ને ઊંડો, જાણે કે હોય તેમ કલ્પીએ તે તેમાં દેવ-ઉત્તરકુરુમનુષ્યનો વાળ-એક એક વાળના અસંખ્ય ખંડ કરીએ, તે અસંખ્ય ખંડવાળા વાળોને તળાથી તે ઉપર સુધી ખૂબ (સજ્જડ) ઠાંસીને તે કૂવો ભર્યો હોય, કે જેના પરથી ચક્રવર્તીનું લશ્કર ચાલ્યું જાય, પણ એક વાળ નમે નહિ, નદીનો પ્રવાહ ધોધમાર ચાલ્યો જાય, પણ અંદર પાણી ઊતરી શકે નહિ. કદાચ અગ્નિ પણ તે ઉપર લાગે પણ અંદર જઇ શકે નહિ. તેવા કૂવામાંથી સો-સો વર્ષે ૮ એક વાળનો ખંડ કાઢે ને સો-સો વર્ષે એકેક ખંડ કાઢતાં જ્યારે તે કૂવો ખાલી થાય તેટલામાં જેટલો વખત જાય તેને શાસ્ત્રકાર એક પલ્ય કહે છે. તેવા દશ કોડાકોડ પલ્યે એક સાગર થાય છે. વીસ કોડાકોડ સાગર સમાય તેટલા વખતે એક કાળચક્ર થાય છે.

## ૭ કાળ અલ્પબહુત્વ દ્વાર

(૧) અનંતકાળ ચક્ર જાય ત્યારે એક કાર્મણ પુદ્ગલ પરાવર્ત થાય (૨) અનંત કાર્મણ પુદ્ગલ પરાવર્ત જાય ત્યારે તૈજસ પુદ્ગલ પરાવર્ત થાય. (૩) અનંત તૈજસ પુદ્ગલ પરાવર્ત જાય ત્યારે એક ઔદારિક પુદ્ગલ પરાવર્ત થાય. (૪) તે અનંત જાય ત્યારે એક શ્વાસોશ્વાસ પુદ્ગલ પરાવર્ત થાય. (૫) તે અનંત જાય, ત્યારે એક મન

---

૮વાલાગ્ર એટલે યુગલિકોના અત્યંત બારીક વાળનો અંતિમ સુક્ષ્મ અંશ

પુદ્ગલ પરાવર્ત થાય. (૬) તે અનંત જાય, ત્યારે એક વચન પુદ્ગલ પરાવર્ત થાય. (૭) તે અનંત જાય, ત્યારે એક વૈક્રિય પુદ્ગલ પરાવર્ત થાય.

## ૮ પુદ્ગલ મધ્ય પુદ્ગલ પરાવર્ત જાય તે

(૧) કાર્મણ પુદ્ગલ પરાવર્તમાં અનંતકાળ ચક્ર જાય. (૨) એક તૈજસ પુદ્ગલ પરાવર્તમાં અનંત કાર્મણ પુદ્ગલ પરાવર્ત જાય. (૩) એક ઔદારિક પુદ્ગલ પરાવર્તમાં અનંત તૈજસ પુદ્ગલ પરાવર્ત જાય. (૪) એક શ્વાસોશ્વાસ પુદ્ગલ પરાવર્તમાં અનંત ઔદારિક પુદ્ગલ પરાવર્ત જાય (૫) એક મન પુદ્ગલ પરાવર્તમાં અનંત શ્વાસોશ્વાસ પુદ્ગલ પરાવર્ત જાય. (૬) એક વચન પુદ્ગલ પરાવર્તમાં અનંત મનઃપુદ્ગલ પરાવર્ત જાય. (૭) એક વૈક્રિય પુદ્ગલ પરાવર્તમાં અનંત વચન પુદ્ગલ પરાવર્ત જાય.

## ૯ પુદ્ગલ પરાવર્ત કર્યા, તેનો અલ્પબહુત્વ

(૧) સર્વ જીવે સર્વથી થોડા વૈક્રિય પુદ્ગલ પરાવર્ત કર્યા. (૨) તેથી વચન પુદ્ગલ પરાવર્ત અનંતગુણ અધિક કર્યા. (૩) તેથી મન પુદ્ગલ પરાવર્ત અનંતગુણ કર્યા. (૪) તેથી શ્વાસોશ્વાસ પુદ્ગલ પરાવર્ત અનંતગુણ અધિક કર્યા. (૫) તેથી ઔદારિક પુદ્ગલ પરાવર્ત અનંતગુણ અધિક કર્યા. (૬) તેથી તૈજસ પુદ્ગલ પરાવર્ત અનંતગુણ અધિક કર્યા. (૭) તેથી કાર્મણ પુદ્ગલ પરાવર્ત અનંતગુણ અધિક કર્યા.

ઇતિ પુદ્ગલ પરાવર્ત સંપૂર્ણ.

## કષાયના ૫૩ બોલો

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૨ ઉ. ૫ નો અધિકાર

(૧) ક્રોધઃ ક્રોધના પરિણામ ઉત્પન્ન કરવાવાળા કર્મને ક્રોધ કહે છે, ક્રોધનાં ૧૦ નામ છે.

(૧) ક્રોધ–ક્રોધનું સામાન્ય નામ છે.

(૨)કોપ–ક્રોધનું વિશેષ નામ. ક્રોધનો ઉદય થવાથી પોતાના સ્વભાવથી ચલિત થવું.

(૩) રોષ–ક્રોધનો અનુબંધ, ક્રોધની પરંપરા.

(૪) દ્વેષ–પોતે પોતાને તથા બીજાને દોષ દે તે દોષ, અથવા અપ્રીતિ માત્ર તે દ્વેષ.

(૫) અક્ષમા–બીજાના અપરાધને સહન ન કરવો.

(૬) સંજ્વલન–ક્રોધથી વારંવાર બળતા રહેવું.

(૭) કલહ–જોરજોરથી શબ્દ કરતાં કરતાં પરસ્પર અનુચિત બોલવું.

(૮) ચાંડિક્ય–રુદ્રરૂપ ધારણ કરવું.

(૯) ભંડણ–લાકડી આદિથી લડવું.

(૧૦) વિવાદ–પરસ્પર એકબીજા માટે આક્ષેપજનક શબ્દ કહેવા.

ક્રોધનાં આ ૧૦ નામ છે. અથવા એ ૧૦ નામ ક્રોધના એકાર્થક (એક અર્થવાળા) શબ્દ છે.

(૨) માન : માનના પરિણામને ઉત્પન્ન કરવાવાળા કર્મને માન કહે છે. માનનાં ૧૨ નામ છે.

(૧) માન–માનનું સામાન્ય નામ.

(૨) મદ (હર્ષ)–માનનું વિશેષ નામ.

(૩) હર્ષ–મદમસ્તપણું, અહંકારભાવ.

(૪) સ્તમ્ભ–થાંભલાની જેમ અક્કડ થઇ રહેવું, કોઇને નમસ્કાર ન કરવા.

(૫) ગર્વ–ઘમંડ (અહંકાર) કરવો.

(૬) અત્યુત્કોશ–પોતે પોતાને બીજાથી શ્રેષ્ઠ બતાવવો.

(૭) પરપરિવાદ–બીજાની નિંદા કરવી, બીજાના અવગુણવાદ બોલવા.

(૮) ઉત્કર્ષ–અભિમાનથી પોતાની સમૃદ્ધિ, પોતાનું ઐશ્વર્ય પ્રગટ કરવું,

(૯) અપકર્ષ–બીજાને નીચા જોવડાવવું, પોતાની ક્રિયાને ઊંચી બતાવવી.

(૧૦) ઉન્નત–પહેલાં જે ગુરુજનોને નમસ્કાર કરતા હતા, તેઓને પણ નમસ્કાર કરવાનું છોડી દેવુ. અથવા અભિમાનથી શિષ્ટાચાર અર્થાત્ નીતિનો પણ ત્યાગ કરવો.

(૧૧) ઉન્નામ–જે પોતાને નમસ્કાર કરે છે તેઓને વળતા નમસ્કાર ન કરવા અથવા એને નમસ્કારનો જવાબ ન દેવો.

(૧૨) દુર્નામ–ઉચિત રૂપથી નમવું નહિ, અથવા મદથી દુષ્ટ રૂપે પ્રવૃત્તિ કરવી.

સ્તંભ આદિ માનનાં કાર્ય છે. અથવા એ સર્વ માનનાં એક અર્થી નામ છે.

(૩) માયા–જેનાથી માયા કર્મનો બંધ થાય, એને માયા કહે છે. માયાનાં ૧૫ નામ છે.

૧. માયા–માયાનું સામાન્ય નામ છે.

૨. ઉપધિ–બીજાને ઠગવાનું પરિણામ રાખવું.

૩. નિકૃતિ–બીજાને ઠગવાની બુદ્ધિથી એનું આદર સન્માન કરવું, અથવા એક માયા (કપટ)ને છુપાવવા માટે બીજી માયા કરવી.

૪. વલય–વક્રપણાથી ચેષ્ટા કરવી અથવા વાંકાં વચન બોલવાં.

૫. ગહન–બીજાને ઠગવા તેમ જ ધોખો–દગો દેવાની દષ્ટિથી સમજી ન શકે એવી શબ્દજાળ રચવી.

૬. નૂમ–બીજાને ઠગવા. અધમમાં અધમ વર્તાવ કરવો.

૭. કલ્ક–હિંસાકારી ઉપાયોથી બીજાને ઠગવા.

૮. કુરૂપ–માયા વિશેષ કરીને ભંડ–કુચેષ્ટા કરવી, નિંદનીય વર્તાવ કરવો.

૯. જીહ્મતા-બીજાને ઠગવા માટે ધીરે ધીરે કાર્ય કરવું.

૧૦. કિલ્વિષ-માયાથી આ ભવમાં કિલ્વિષી દેવ સરખા થવું.

૧૧. આદરણતા-માયા કપટાઈ કરી કોઈનો આદર કરવો તે આદરણતા અથવા આચરણતા-બીજાને ઠગવા માટે વિધવિધ પ્રકારની ક્રિયા કરવી તે આચરણતા.

૧૨. ગૂહનતા-પોતાના સ્વરૂપને છુપાવવું.

૧૩. વંચનતા-(વંચકતા) બીજાને ઠગવું.

૧૪. પ્રતિકુંચનતા-બીજા મારફત સરળ ભાવથી કહેલા વચનનું ખંડન કરવું.

૧૫. સાતિયોગ-ઉત્તમ દ્રવ્યમાં હલકાં દ્રવ્ય અથવા ખોટાં દ્રવ્ય મેળવવાં.

ઉપધિ આદિ માયાનાં કાર્ય છે અથવા એ સર્વ માયાનાં એક અર્થવાળાં નામ છે.

(૪) લોભ-લોભનો બંધ કરવાવાળા કર્મને લોભ કહે છે.

લોભનાં ૧૬ નામ છે.

૧. લોભ-લાભનું સામાન્ય નામ.

૨. ઇચ્છા-અભિલાષા.

૩ મૂર્ચ્છા-જે વસ્તુ પ્રાપ્ત થઇ ગઇ છે એની રક્ષા કરવાની નિરંતર અભિલાષા.

૪. કાંક્ષા-જે વસ્તુ પ્રાપ્ત થઇ નથી, એને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરવી.

૫. ગૃદ્ધિ-પ્રાપ્ત વસ્તુમાં આસક્તિ ભાવ.

૬. તૃષ્ણા--અતૃપ્તિ અર્થાત્ અધિકાધિક વસ્તુઓને પ્રાપ્ત કરવાની ઇચ્છા તથા પ્રાપ્ત વસ્તુ કદી નાશ ન થાય એવી ઇચ્છા રાખવી.

૭. ભિધ્યા-વિષયોનું ધ્યાન રાખવું, એકાગ્રતા.

૮. અભિધ્યા–અદઢ આગ્રહ અર્થાત્ ચલાયમાન ચિત્તની સ્થિતિ, પોતાના નિશ્ચયથી ડગી જવું.

૯. આશંસના–પોતાની ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિની ઇચ્છા કરવી.

૧૦. પ્રાર્થના–બીજાને માટે ઇષ્ટ વસ્તુની માગણી કરવી.

૧૧. લાલપનતા–પોતાની ઇષ્ટ વસ્તુને માગવા માટે બીજાની ખુશામત કરવી, ચાપલુસી કરવી, અત્યંત બોલીને પ્રાર્થના કરવી.

૧૨. કામાશા–ઇષ્ટરૂપ અને શબ્દની પ્રાપ્તિની ઇચ્છા કરવી.

૧૩. ભોગાના–ઇષ્ટગંધ આદિની પ્રાપ્તિની ઇચ્છા કરવી.

૧૪. જીવિતાશા–જીવવાની અભિલાષા કરવી.

૧૫. મરણાશા–વિપત્તિના સમયમાં મરવાની અભિલાષા કરવી.

૧૬. નંદિરાગ–પોતાની પાસે રહેલી ઋદ્ધિ પર રાગ કરવો.

ઇચ્છા આદિ સર્વ લોભનાં કાર્ય છે અથવા એ સર્વ લોભનાં એક અર્થવાળાં નામ છે. એ ક્રોધાદિ ૫૩ બોલોમાં ૫ વર્ણ, ૨ ગંધ, ૫ રસ, ૪ સ્પર્શ છે.



## રૂપી અરૂપીના બોલ

### ભગવતી શ. ૧૨ ઉ. ૧ નો અધિકાર

**ગાથા :** કમ્મઠ પાવઠાણા ય, મણ વય જોગાય કમ-દેહે;
સુહુમ પ્પએસિ ખંધે, એ સવ્વે ચઉ ફાસા.

**અર્થ**–કર્મ ૮ (૧) જ્ઞાનાવરણીય, (૨) દર્શનાવરણીય, (૩) વેદનીય, (૪) મોહનીય, (૫) આયુષ્ય, (૬) નામ, (૭) ગૌત્ર, (૮) અંતરાય, અઢાર પાપસ્થાનક [૧] પ્રાણાતિપાત, [૨] મૃષાવાદ, [૩] અદત્તાદાન [૪] મૈથુન, (૫) પરિગ્રહ. [૬] ક્રોધ, [૭] માન, (૮) માયા, (૯) લોભ, (૧૦) રાગ, (૧૧) દ્વેષ, (૧૨) કલેશ, (૧૩) અભ્યાખ્યાન, (૧૪) પિશુન, (૧૫) પરપરિવાદ, (૧૬) રતિ–અરતિ, (૧૭) માયામૃષા (૧૮) મિથ્યા દર્શન, શલ્ય અઢાર, કુલ ૨૬, (૨૭) મનજોગ, (૨૮) વચનયોગ, (૨૯) કાર્મણ શરીર ને, (૩૦) સૂક્ષ્મ પ્રદેશી સ્કંધ એ ૩૦ બોલરૂપી

ચઉસ્પર્શી છે. તેમાં ૧૬–૧૬ બોલ લાભે. તે પાંચ વર્ણ (૧) કાળો (૨) નીલો (૩) રાતો (૪) પીળો, (૫) ધોળો. બે ગંધ તે (૧) સુરભિગંધ (૨) દુરભિગંધ. પાંચ રસ તે (૧) તીખો, (૨) કડવો, (૩) કસાયેલો, (૪) ખાટો, (૫) મીઠો, ચાર સ્પર્શ તે (૧) શીત, (૨) ઉષ્ણુ, (૩) લૂખો, અને (૪) સ્નિગ્ધ તે ૧૬ બોલ લાભે.

**ગાથા:** ઘણુ તણુ વાય, ઘનોદધિ, પુઢવિસતેવ સત નિરીયાણું;
અસંખેજ દિવ, સમુદ્દા, કપ્પા ગેવીજ્જા અણુત્તરા સિદ્ધિ.

**અર્થ:** (૧) ઘનવાત, (૨) તનુવાત, (૩) ઘનોદધિ, પૃથ્વી સાત (૧૦) (૧૧) અસંખ્યાત દ્વીપ, (૧૨) અસંખ્યાત સમુદ્ર, બાર દેવલોક, નવગ્રૈવેયક (૩૩), પાંચ અનુત્તર વિમાન (૩૮), સિદ્ધશિલા ૩૯ તથા

**ગાથા :** ઉરાલીયા ચઉદેહા. પોગલકાય, છ દ્દવ્ર લેસ્સાય,
તહેવ કાય જોગેણું, એ સવ્વેણું અઠ્ઠ ફાસા,

**અર્થ :** (૪૦) ઔદારિક શરીર, (૪૧) વૈક્રિય શરીર, (૪૨) આહારક શરીર, (૪૩) તૈજસ શરીર, એ ચાર શરીર, (૪૪) પુદ્દગલાસ્તિકાયનો બાદર સ્કંધ, છ દ્રવ્ય, લેશ્યા [કૃષ્ણુ, નીલ, કાપોત, તેજો, પદ્મ, શુક્લ] [૫૦], [૫૧] કાય યોગ, એ સઘળા ૫૧ બોલ રૂપી આઠ સ્પર્શ છે. તેમાં ૨૦–૨૦ બોલ લાભે, તે પાંચ વર્ણ, બે ગંધ ૭. પાંચ રસ ૧૨ અને આઠ સ્પર્શ તે [૧) શીત; [૨] ઉષ્ણુ, [૩) લૂખો, [૪] સ્નિગ્ધ, [૫] ભારે, [૬] હળવો, [૭] કર્કશ અને, [૮] સુંવાળો એ ૨૦ બોલ લાભે.

**ગાથા :** પાવ ઠાણા વિરઈ, ચઉ ચઉ બુદ્ધિ ઉગ્ગહે,
સન્ના ધમ્મથી પંચ ઉઠાણું, ભાવ લેસ્સા તિદિઠીય.

**અર્થ :** અઢારે પાપસ્થાનકની વિરતિ [પાપસ્થાનકથી નિવૃત] ૧૮, ચાર બુદ્ધિ તે [૧૯] ઔત્પાતિકા, [૨૦] કામિયા, [૨૧] વિનયા, [૨૨] પરિણામિયા, ચાર મતિ તે [૨૩] અવગ્રહ, (૨૪) ઇહા, (૨૫) અવાય, [૨૬] ધારણા, ચાર સંજ્ઞા તે, (૨૭) આહાર સંજ્ઞા, (૨૮) ભય સંજ્ઞા, (૨૯) મૈથુન સંજ્ઞા, (૩૦) પરિગ્રહ સંજ્ઞા, (૩૧) ધર્માસ્તિકાય, (૩૨) અધર્માસ્તિકાય, (૩૩) આકાશાસ્તિકાય, (૩૪) કાળ, (૩૫) જીવાસ્તિકાય, પાંચ ઉઠાણું તે (૩૬) ઉત્થાન, (૩૭) કર્મ, (૩૮) વીર્ય, (૩૯) બલ, (૪૦) પુરુષાકાર

પરાક્રમ, ૭ ભાવ લેશ્યા તે (૪૬) ને ત્રણ દૃષ્ટિ તે (૪૭) સમકિત દૃષ્ટિ, (૪૮) મિથ્યા દૃષ્ટિ, (૪૯) મિશ્ર દૃષ્ટિ.

**ગાથા :** દસંણ નાણ/સાગરા, અણુગારા ચઉવીસે દંડગા જીવ;
એ સવ્વે અવન્ના, અરૂવી અફાસગા ચેવ.

**અર્થ :** દર્શન (૪) તે (૫૦) ચક્ષુદર્શન, (૫૧) અચક્ષુદર્શન, (૫૨) અવધિદર્શન, (૫૩) કેવળ દર્શન, જ્ઞાન પાંચ તે (૫૪) મતિજ્ઞાન, (૫૫) શ્રુત જ્ઞાન, (૫૬) અવધિજ્ઞાન, (૫૭) મનઃપર્યવજ્ઞાન, (૫૮) કેવળજ્ઞાન, (૫૯) જ્ઞાનનો ઉપયોગ તે સાકાર ઉપયોગ, (૬૦) દર્શનનો ઉપયોગ તે અનાકાર ઉપયોગ, (૬૧) ચોવીશે દંડકના જીવ.

એ સઘળા (૬૧) બોલમાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શ કાંઇ ન લાભે. કારણ કે એ સર્વ બોલ અરૂપીના છે.

---

## ગ્રહણ

## ભગવતી શ. ૧૨ ઉ. ૬ નો અધિકાર

**ગૌતમ :** હે ભગવન્! ઘણા લોકો પરસ્પર એમ કહે છે કે રાહુ ચંદ્રને ગ્રસે છે. હે ભગવન્! તેમ કેવી રીતે હોય?

**મહાવીર :** હે ગૌતમ! એ લોકો જે કહે છે તે અસત્ય છે. હું તો આ પ્રમાણે કહું છું. રાહુ મહાઋદ્ધિવાળો, મહાસુખવાળો, ઉત્તમ વસ્ત્રો, ઉત્તમમાલા, ઉત્તમસુગંધ અને ઉત્તમ આભૂષણ ધારણ કરનાર દેવ છે. તે રાહુદેવનાં નવ નામો કહ્યાં છે. [૧] શૃંગાટક, [૨] જટિલક, [૩] ક્ષત્રક, [૪] ખર, [૫] દદુર, [૬] મકર, [૭] મત્સ્ય. [૮] કચ્છપ અને, [૯] કૃષ્ણસર્પ.

તે રાહુ દેવનાં વિમાનો પાંચ વર્ણવાળાં છે. કાળાં, લીલાં, પીળાં, રાતાં, શુક્લ. તેમાં રાહુનું જે કાળું વિમાન છે તે કાજળના જેવા વર્ણવાળું છે. જે લીલું વિમાન છે તે કાચા તુંબડાના વર્ણ જેવું છે. જે લાલ વર્ણનું વિમાન છે તે મજીઠના વર્ણ જેવું છે. જે પીળું વિમાન છે તે હળદરના વર્ણ જેવું છે, અને જે ધોળું વિમાન છે તે રાળના

ઢગલાના વર્ણ જેવું છે. જ્યારે આવતો કે જતો વિવિધરૂપ ધારણ કરતો કે કામક્રીડા કરતો રાહુ પૂર્વમાં રહેલા ચંદ્રના પ્રકાશને આવરીને પશ્ચિમ તરફ જાય ત્યારે ચંદ્ર પૂર્વમાં દેખાય છે અને રાહુ પશ્ચિમમાં દેખાય છે. એ પ્રમાણે અન્ય દિશાઓનું પણ જાણવું.

પરંતુ જ્યારે આવતો કે જતો વિવિધરૂપ ધારણ કરતો રાહુ ચંદ્રની જ્યોત્સનાનું આવરણ કરતો કરતો સ્થિતિ કરે છે ત્યારે મનુષ્ય લોકમાં મનુષ્ય કહે છે કે, 'રાહુ ચંદ્રને ગ્રહે' છે. એ પ્રમાણે જ્યારે રાહુ આવતો કે જતો ચંદ્રના પ્રકાશને આવરીને પાસે થઇને નીકળી જાય ત્યારે મનુષ્યલોકમાં મનુષ્યો કહે છે કે, 'ચંદ્રે રાહુની કુક્ષિ ભેદી' અર્થાત્ રાહુની કુક્ષિમાં પ્રવેશ કર્યો. એ પ્રમાણે જ્યારે 'રાહુ ચંદ્રની લેશ્યાને ઢાંકીને પાછો વળે ત્યારે મનુષ્યલોકમાં મનુષ્યો કહે છે કે, રાહુએ ચંદ્રને વમ્યો'. એ પ્રમાણે જ્યારે રાહુ ચંદ્રના પ્રકાશને ચારે દિશાએ આવરીને રહે ત્યારે મનુષ્યો કહે છે કે 'રાહુએ ચંદ્રને ગ્રસ્યો.'

ગૌતમ : હે ભગવન્ ! રાહુ કેટલા પ્રકારના કહ્યાં છે ?

મહાવીર : હે ગૌતમ ! રાહુ બે પ્રકારના કહ્યા છે. ધ્રુવ રાહુ [નિત્ય રાહુ] અને પર્વ રાહુ. તેમાં જે ધ્રુવ રાહુ છે તે કૃષ્ણ પક્ષના પડવાથી માંડીને [પ્રતિદિવસ] પોતાના પંદરમા ભાગ વડે ચંદ્ર બિમ્બના પંદરમા ભાગને ઢાંકતો રહે છે. પડવાને દિવસે પ્રથમ ભાગને ઢાંકે છે. બીજને દિવસે બીજા ભાગને...........એમ અમાવસ્યાને દિવસે ચંદ્રના પંદરમા ભાગને ઢાંકે છે અને કૃષ્ણપક્ષના છેલ્લા સમયે ચંદ્ર સર્વથા (એક કળા તો ખુલ્લી જ હોય છે આચ્છાદિત થાય છે.

પછી શુકલ પક્ષના પડવાથી માંડીને દરરોજ રાહુ ચંદ્રની લેશ્યાના પંદરમા ભાગને વધુ ને વધુ દેખાડતો જાય છે, અને શુકલપક્ષને છેવટને સમયે ચંદ્ર રાહુથી સર્વથા મુક્ત હોય છે. પર્વ રાહુ તો ઓછામાં ઓછા છ માસે ચંદ્રને કે સૂર્યને ઢાંકે છે, અને વધારેમાં વધારે ૪૨ માસે ચંદ્રને અને વધારેમાં વધારે ૪૮ વર્ષે સૂર્યને ઢાંકે છે.

**ગૌતમ** : હે ભગવન્! શાથી ચંદ્રને 'શશી'–સશ્રી એ પ્રમાણે કહે છે?

**મહાવીર** : હે ગૌતમ! જ્યોતિષ્કના ઇન્દ્ર અને જ્યોતિષ્કના રાજા ચંદ્રના મૃગાંક વિમાનમાં મનોહર દેવો–મનોહર દેવીઓ, મનોહર આસન, શયન, સ્થંભ તથા સુંદર પાત્ર વગેરે ઉપકરણો છે. તથા ચંદ્ર પોતે પણ સૌમ્ય, કાંત, સુભગ, પ્રિયદર્શન અને સુરૂપ છે. તે માટે ચંદ્ર–શશી–સશ્રી શોભાસહિત કહેવાય છે

**ગૌતમ** : હે ભગવન્! શા હેતુથી સૂર્યને આદિત્ય [આદિમાં થયેલો] એમ કહેવાય છે?

**મહાવીર** : હે ગૌતમ! સમયો આવલિકાઓથી માંડીને ઉત્સર્પિણી અને અવસર્પિણીઓનો આદિભૂત કારણ સૂર્ય છે. માટે આદિત્ય આદિમાં થનાર કહેવાય છે. [અર્થાત્ કાળના સમય, આવલિકા આદિ ભેદો સૂર્યની અપેક્ષાએ થાય છે. માટે સૂર્ય અહોરાત્રાદિ કાળનો આદિભૂત હોવાથી આદિત્ય કહેવાય છે]

---

## ભવભ્રમણ

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૨ ઉ. ૭ નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્! આ લોક કેટલો મોટો છે?

**મહાવીર** : હે ગૌતમ! અસંખ્યાતા ક્રોડા ક્રોડી યોજનનો લાંબા પહોળા વિસ્તારવાળો છે.

**ગૌતમ** : હે ભગવન્! એટલા મોટા લોકમાં એવો કોઇ એક પણ આકાશ પ્રદેશ છે કે જ્યાં આ જીવે જન્મ–મરણ ન કર્યાં હોય?

**મહાવીર** : હે ગૌતમ! એવી વાત નથી. એવો એક પણ આકાશ પ્રદેશ ખાલી નથી રહ્યો કે જ્યાં આ જીવે જન્મ–મરણ કર્યાં

ન હોય.* જેમ કે બકરીઓના વાડાનું દૃષ્ટાંત. નરક આદિ સર્વ સ્થાનોમાં સર્વ જીવ ત્રસ સ્થાવરપણે અનંતી વાર ઉત્પન્ન થયો છે. પરંતુ ત્રીજા દેવલોકથી બારમા દેવલોક સુધી તથા નવગ્રૈવેયકોમાં દેવીપણે ઉત્પન્ન થયો નથી.

**ગૌતમ** : હે ભગવન્ ! આ જીવ સર્વ જીવોના માતાપણે, પિતાપણે, ભાઈપણે, બહેનપણે, સ્ત્રીપણે, પુત્રવધૂપણે ઉત્પન્ન થયો છે ?

**મહાવીર** : હા. ગૌતમ ! અનેક વાર અથવા અનંતી વાર ઉત્પન્ન થયો છે. એ રીતે, સર્વ જીવ પણ આ જીવનાં માતા–પિતા આદિ પરિવારપણે ઉત્પન્ન થયા છે.

**ગૌતમ** : હે ભગવન્ ! આ જીવ સર્વ જીવોના શત્રુપણે, વેરીપણે, ઘાતકપણે, વધકપણે, પ્રત્યનીકપણે અને મિત્રપણે ઉત્પન્ન થયો છે ?

**મહાવીર** : હે ગૌતમ ! અનેક વાર અથવા અનંતી વાર ઉત્પન્ન થયો છે. એ રીતે આ જીવ સર્વ જીવોના રાજા તરીકે, યુવરાજ તરીકે યાવત્ સાર્થવાહ તરીકે, દાસપણે, ચાકરપણે, શિષ્યપણે, શત્રુપણે અનેક વાર અથવા અનંતી વાર ઉત્પન્ન થયો છે અને સર્વ જીવ પણ આ રીતે આ જીવના રાજાપણે યાવત્ શત્રુપણે અનેક વાર અથવા અનંતી વાર ઉત્પન્ન થયો છે. કેમ કે લોક શાશ્વત છે, અનાદિ છે, જીવ નિત્ય છે. પોતાના કર્માનુસાર જન્મ–મરણ કરે છે, એથી જીવ સંસારમાં પરિભ્રમણ કરે છે.

---

* જેમ કોઇ પુરુષ ૧૦૦ બકરીઓ માટે એક વિશાળ વાડો બનાવરાવે અને એમા ઓછામાં ઓછી એક, બે, ત્રણ અને અધિકમા અધિક એક હજાર બકરીઓને રાખે અને એમા એને માટે ખૂબ ઘાસ–પાણી નાખી દે. જો બકરીઓ ત્યાં ઓછામા ઓછા એક, બે, ત્રણ દિવસ અને વધુમાં વધુ છ મહિના સુધી રહે તો એ વાડાનો એવો કોઇ પરમાણુ પુદ્દગલ માત્ર પ્રદેશ તે બકરીઓની લીંડી, પેશાબ આદિથી તથા ખરી, નખ, આદિથી અસ્પર્શિત રહી જાય પણ ખરો. પરંતુ આ વિશાળ લોકમા લોકના શાશ્વત ભાવની અપેક્ષાથી કર્મોની અધિકતાની અપેક્ષાથી તથા જન્મ–મરણની અધિકતાની અપેક્ષાથી આ લોકમાં એવો કોઈ પણ આકાશ પ્રદેશ નથી કે જ્યાં જીવ જન્મ્યો કે મર્યો ન હોય.

# પાંચ દેવ

## ભગવતી સૂત્ર શ. ૧૨ ઉ. ૯ નો અધિકાર

નામ ગુણ ઉવા એ, ઠી વીયુ ચવણ સંચિઠણા,
અંતર અપ્પા બહુયં ચ, નવ ભેએ દેવ દારાએ....૧.

તેના નવદ્વાર (૧) નામદ્વાર (૨) ગુણદ્વાર (૩) ઉવવાયદ્વાર (૪) સ્થિતિદ્વાર (૫) ઋદ્ધિ અને વિકુર્વણાદ્વાર (૬) ચવણદ્વાર (૭) સંચિઠણાદ્વાર (૮) અંતરદ્વાર (૯) અલ્પબહુત્વ.

**(૧) નામદ્વાર :**

(૧) ભવિય દ્રવ્યદેવ, (૨) નરદેવ (૩) ધર્મદેવ (૪) દેવાધિદેવ (૫) ભાવદેવ.

**(૨) ગુણદ્વાર :**

૧. મનુષ્ય તથા તિર્યંચ પંચેન્દ્રિય જેને દેવતામાં ઊપજવું છે. તેને ભવિય દ્રવ્ય દેવ કહીએ.

૨. નરદેવ કયે ગુણે કહીએ ? ચક્રવર્તીની ઋદ્ધિ ભોગવે તે ગુણે નરદેવ કહીએ. ચક્રવર્તીની રિદ્ધિ વર્ણવીએ છીએ. નવનિધાન. ચૌદ રત્ન, ચોરાશી લાખ હાથી, ચોરાશી લાખ ઘોડા, ચોરાશી લાખ રથ, છન્નુ ક્રોડી પાયદળ, બત્રીસ હજાર મુગટબંધી રાજા, બત્રીસ હજાર સામનિક રાજા, સોળ હજાર દેવતા ચાકરી કરે ચોસઠ હજાર સ્ત્રી, ત્રણસો ને સાઠ રસોયા, વીસ હજાર સોનાના આગાર વગેરે.

૩. ધર્મદેવ કયે ગુણે કહીએ ? આઠ પ્રવચન માતાના સેવનાર, નવવાડ વિશુદ્ધ બ્રહ્મચર્યના પાલનહાર, દશવિધ જતિધર્મના પાલનહાર, બાર ભેદે તપસ્યાના કરનારા, સત્તર ભેદે સંજમના પાળનાર, બાવીસ પરિષહના સહનાર, સત્તાવીસ ગુણે કરી સહિત, તેત્રીસ આશાતનાના ટાળનાર, છન્નુ દોષ રહિત આહાર–પાણીના લેનાર, એવે ગુણે ધર્મદેવ કહીએ.

૪ દેવ ધિદેવ કયે ગુણે કહીએ ? ચોત્રીસ અતિશયે કરી બિરાજ-માન, પાંત્રીસ વચન વાણીના ગુણે કરી સહિત, ચોસઠ ઇંદ્રના પૂજનિક, એક હજાર ને અષ્ટ ઉત્તમ લક્ષણના ધણી, અઢાર દોષ રહિત અને બાર ગુણે કરી સહિત હોય, અઢાર દોષ રહિત તે [૧] અજ્ઞાન [૨] ક્રોધ [૩] મદ [૪] માન [૫] માયા [૬] લોભ, [૭] રતિ [૮] અરતિ [૯] નિદ્રા [૧૦] શોક [૧૧] અસત્ય [૧૨] ચોરી (૧૩) મત્સર [૧૪] ભય [૧૫] પ્રાણી વધ [૧૬] પ્રેમ [૧૭] ક્રીડાપ્રસંગ [૧૮] હાસ્ય એ અઢાર દોષ રહિત ૧૨ ગુણે કરી સહિત. તે ૧૨ ગુણ કહે છે. [૧] જ્યાં જ્યાં ભગવંત ઊભા રહે, બેસે, સમોસરે ત્યાં ત્યાં દશ બોલ સહિત તે ભગવંતથી બાર ગણો ઊંચો તત્કાલ અશોક વૃક્ષ થઇ આવે ને સ્વામીને છાંયડો કરે [૨] ભગવંત જ્યાં જ્યાં સમોસરે ત્યાં ત્યાં પાંચવર્ણ દેવકૃત અચેત ફૂલની વૃષ્ટિ થાય તે ઢીંચણ પ્રમાણે ઢગલા થાય. [૩] ભગવંતની જોજન પ્રમાણે વાણી વિસ્તરે ને સહુના મનના સંશય હરે. [૪] ભગવંતને ૨૪ જોડ ચામર વીંઝાય [૫] સ્ફટિક રત્નમય પાદપીઠ-સહિત સિંહાસન રચાઇ જાય. (૬) ભામંડલ અંબોડાને ઠેકાણે તેજ-મંડળ બિરાજે. દિશે દિશના અંધકાર ટાળે. (૭) આકાશે સાડાબાર ક્રોડ ગેબી વાજિંત્ર વાગે, (૮) ભગવંતની ઉપર ત્રણ છત્ર ઉપરાઉપરી બિરાજે. (૯) અનંત જ્ઞાન અતિશય [૧૦] અનંત અર્ચા અતિશય પરમ પૂજ્યપણું [૧૧] અનંત વચનાતિશય [૧૨] અનંત અપાયાપગમ અતિશય તે સર્વ દોષ રહિત પણું તે બાર ગુણે કરી સહિત હોય તેને દેવાધિદેવ કહીએ ૪ ભાવદેવ તે [૧] ભવનપતિ [૨] વાણવ્યંતર. [૩] જ્યોતિષી, (૪) વૈમાનિક એ ચાર જાતના દેવતાને ભાવ પ્રવર્તે છે તેને ભાવદેવ કહીએ. ઇતિ બીજું ગુણદ્વાર

## (૩) ઉવવાય આગતિ દ્વાર *:

ભવ્ય દ્રવ્ય દેવની આગતિ ૨૮૪ બોલની : ૧૭૯ ની લટ [અર્થાત ૧૦૧ સંમૂર્ચ્છિમ મનુષ્ય, ૪૮ તિર્યંચ, ૧૫ કર્મભૂમિના પર્યાપ્તા અને

* આ સ્થાને ઉપર પન્નવણા સૂત્રના છઠ્ઠા પદની ભલામણ કરેલી છે અને તે પાઠ આ દ્વારમા ઉપરોક્ત રીતે આપેલ છે.

૧૫ અપર્યાપ્તા એ પ્રમાણે ૧૭૯ ની લટ સમજવી], ૭ નારકી, સર્વાર્થ સિદ્ધ વિમાનના દેવ સિવાય ૯૮ જાતના દેવ તેમ બધા મળી ૨૮૪.

નરદેવની આગતિ ૮૨ બોલની : પહેલી નારકી, ૧૦ ભવનપતિ, ૨૬ વાણુવ્યંતર, ૧૦ જ્યોતિષી, ૧૨ દેવલોક, ૯ લોકાંતિક, ૯ ગ્રૈવેયક, ૫ અનુત્તર વિમાન એ પ્રમાણે બધા મળી ૮૨.

ધર્મદેવની આગતિ ૨૭૫ બોલની : ૧૭૧ ની લટ [૧૭૯ ની લટમાંથી તેઉકાય તથા વાયુકાયના ૮ ભેદ બાદ કરતાં ૧૭૧] ૯૯ જાતિના દેવતા અને પાંચ નારકી એ પ્રમાણે ૨૭૫.

દેવાધિદેવની આગતિ ૩૮ બોલની : ૧૨ દેવલોક, ૯ લોકાંતિક, ૯ ગ્રૈવેયક, ૫ અનુત્તર વિમાન અને ૩ નારકી < એ પ્રમાણે ૩૮.

ભાવદેવની આગતિ ૧૧૧ બોલની : ૧૦૧ સંજ્ઞી મનુષ્ય, ૫ સંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિય, ૫ અસંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિય એ પ્રમાણે ૧૧૧.

## (૪) સ્થિતિ દ્વાર :

ભવ્ય દ્રવ્ય દેવની સ્થિતિ : જઘન્ય અંતમુહૂર્તની ≈ ઉત્કૃષ્ટ ૩ પલ્યોપમની.

નરદેવની સ્થિતિ : જઘન્ય ૭૦૦ વર્ષની, ઉત્કૃષ્ટ ૮૪ લાખ પૂર્વની

ધર્મદેવની સ્થિતિ : જઘન્ય અંતર્મુહૂર્ત, ⫘ ઉત્કૃષ્ટ દેશ ઊણી

---

< પહેલી ત્રણ એટલે કે પહેલા, બીજી અને ત્રીજી નરકમાંથી નીકળેલ જીવ તીર્થંકર થઇ શકે છે. પરંતુ નીચેની ચાર નરકોમાંથી નીકળેલ જીવ તીર્થંકર થઇ શકતો નથી.

≈ અંતર્મુહૂર્ત આયુષ્યવાળા તિર્યંચ પંચેન્દ્રિય દેવતાઓમાં ઉત્પન્ન થઇ શકે છે, એટલા માટે ભવ્ય દ્રવ્ય દેવની સ્થિતિ અંતર્મુહૂર્તની કહેવામાં આવી છે. ત્રણ પલ્યોપમના આયુષ્યવાળા દેવકુરુ, ઉત્તરકુરુના યુગલિયા મનુષ્ય અને તિર્યંચ દેવતાઓમાં ઉત્પન્ન થઇ શકે છે. એટલા માટે ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રણ પલ્યોપમની કહેવામાં આવી છે.

⫘ કોઇ મનુષ્ય અંતર્મુહૂર્ત આયુષ્ય બાકી રહે ત્યારે ચારિત્ર (સંયમ) અંગીકાર કરે તેની અપેક્ષાએ જઘન્ય સ્થિતિ અંતર્મુહૂર્તની કહેવામાં આવી છે.

ક્રોડ પૂર્વની. ○

દેવાધિદેવની સ્થિતિ : જઘન્ય ૭૨ વર્ષ, ઉત્કૃષ્ટ ૮૪ લાખ પૂર્વની.

ભાવદેવની સ્થિતિ : જઘન્ય ૧૦ હજાર વર્ષ, ઉત્કૃષ્ટ ૩૩ સાગરોપમની.

(૫) ઋદ્ધિ તથા વિકુર્વણા (વૈક્રિય) દ્વાર :

ભવ્ય દ્રવ્ય દેવ, જેને વૈક્રિય લબ્ધિ ઉત્પન્ન થઈ હોય તેને હોય નરદેવને તો વૈક્રિય લબ્ધિ હોય જ, ધર્મદેવમાં જેને વૈક્રિય લબ્ધિ ઉત્પન્ન થઈ હોય તેને હોય અને ભાવદેવને તો વૈક્રિય લબ્ધિ હોય જ. તે વૈક્રિયરૂપ કરે તો જઘન્ય ૧-૨-૩ ઉત્કૃષ્ટ સંખ્યાતારૂપ કરે. શક્તિ તો અસંખ્યાતારૂપ કરવાની છે પણ કરે નહીં. દેવાધિદેવની શક્તિ તો અનંતા વૈક્રિય કરવાની છે પરંતુ વૈક્રિય કરે નહીં.

(૬) ચવણ (ગતિ) દ્વાર :

ભવ્ય-દ્રવ્ય-દેવની ગતિ : ભવ્ય-દ્રવ્ય-દેવ ચવી દેવ ૧૯૮ બોલની. ૯૯ જાતિના દેવતાના અપર્યાપ્તા અને પર્યાપ્તા મળી ૧૯૮ બોલની.

નરદેવની ગતિ >:- નરદેવ ચ્યવી નરકે જાય તે ૧૪ બોલની ૭ નારકીના અપર્યાપ્તા અને પર્યાપ્તા મળી ૧૪ બોલની.

ધર્મદેવની ગતિઃ- ધર્મદેવ ચ્યવી વૈમાનિક તથા મોક્ષમાં જાય. તેની ગતિ ૭૦ બોલની. ૧૨ દેવલોક, ૯ લોકાંતિક, ૯ ગ્રૈવેયક, ૫ અનુત્તર વિમાન, આ ૩૫ના અપર્યાપ્તા અને પર્યાપ્તા મળી ૭૦ બોલની.

---

○ કોઈ મનુષ્ય ક્રોડ પૂર્વમાં થોડા ઓછા વર્ષ સુધી ચારિત્ર પાળતું કરે તેની અપેક્ષાએ ઉત્કૃષ્ટ સ્થિતિ દેશ ઊણી (કંઈક થોડાક ઓછા) ક્રોડ પૂર્વ વર્ષ કહેવામા આવી છે.

> જો કે કોઈ નરદેવ (ચક્રવર્તી) દેવોમા પણ ઉત્પન્ન થાય છે તથા મોક્ષ પણ જાય છે પરંતુ તે નરદેવપણું છોડી ધર્મદેવપણું (સાધુપણું) અંગીકાર કરે તો દેવોમાં ઉત્પન્ન થાય છે તથા મોક્ષમાં પણ જાય છે. કામભોગોનો ત્યાગ કર્યા વિના નરદેવ અવસ્થામા તો તેઓ નરકમાં જ ઉત્પન્ન થાય છે.

દેવાધિદેવની ગતિઃ– મોક્ષની દેવાધિદેવ મોક્ષમાં જાય. ભાવદેવની.ગતિઃ ભાવદેવ ચ્યવીને પૃથ્વી, પાણી, વનસ્પતિ બાદરમાં અને ગર્ભજ મનુષ્ય કે તિર્યંચમાં જાય. તેની ગતિ ૪૬ બોલની ૧૫ કર્મભૂમિ, ૫ સંજ્ઞી તિર્યંચ, પૃથ્વી, પાણી, વનસ્પતિ આ ૨૩ના પર્યાપ્તા અને અપર્યાપ્તા મળી ૪૬ બોલની.

**૭. સાતમું સંચિઠણા દ્વાર :**

સંચિઠણા તે શું ? દેવનો દેવપણે રહે તો કેટલો કાળ રહે તે કહે છેઃ ભવિય દ્રવ્યદેવની સંચિઠણા જઘન્ય અંતર્મુહૂર્ત, ઉત્કૃષ્ટ ૩ પલ્યોપમની (૧) નરદેવની જ. સાતસો વર્ષની ઉ. ૮૪ લાખ પૂર્વની (૨) ધર્મદેવની પરિણામ આશ્રી એક સમય, પ્રવર્તન આશ્રી= જઘન્ય અંતર્મુહૂર્ત ઉ. દેશઊણા પૂર્વક્રોડીની (૩) દેવાધિદેવની જ. ૭૨ વર્ષની ઉ. ૮૪ લાખ પૂર્વની (૪) ભાવદેવની જઘન્ય દશ હજાર વર્ષની ઉ. ૩૩ સાગરોપમની (૫) ઇતિ સાતમું સંચિઠણા દ્વાર.

**૮. આઠમું અંતરદ્વાર :**

ભવિય દ્રવ્ય દેવનું આંતરું પડે તો જ. દશ હજાર વર્ષ અને અંતર્મુહૂર્ત અધિક ઉ. અનંતાકાળનું (૧) નરદેવનું જ. એક સાગર ઝાઝેરું ઉ. અર્ધપુદ્ગલ પરાવર્તન દેશે ઊણું (૨) ધર્મદેવનું જ. બે પલ્પ ઝાઝેરું ઉ. અર્ધપુદ્ગલ પરાવર્તન દેશે ઊણું (૩) દેવાધિદેવનું આંતરું નથી, (૪) ભાવદેવનું જ. અંતર્મુહૂર્તનુ ઉ. અનંતકાળનું ૫. ઇતિ આઠમું અંતરદ્વાર.

**૯. નવમું અલ્પબહુત્વદ્વાર :**

સર્વથી થોડા નરદેવ (૧) તેથી દેવાધિદેવ સંખ્યાતગુણા (૨) તેથી ધર્મદેવ સંખ્યાતગુણા (૩) તેથી ભવિય દ્રવ્ય દેવ અસંખ્યાતગુણા (૪) તેથી ભાવદેવ અસંખ્યાતગુણા (૫)

ઇતિ નવમું અલ્પ બહુત્વદ્વાર.

=ધર્મદેવનો જઘન્ય સચિટ્ઠણા કાલ પરિણામની અપેક્ષાએ ૧ સમયનો કહ્યો. જેમકે કોઇ ધર્મદેવ અશુભભાવને પ્રાપ્ત કરી ફરી પાછો એક સમય માત્ર શુભભાવને પ્રાપ્ત કરી તરત જ મૃત્યુ પામે તો આ કારણથી ધર્મદેવનો જઘન્ય સંચિટ્ઠણા કાલ પરિણામોની અપેક્ષાએ એક સમયનો કહ્યો છે.

# આઠ આત્માનો વિચાર

## ભગવતી શ. ૧૨ ઉ. ૧૦ નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્! આત્મા કેટલા પ્રકારના કહ્યા છે?

**મહાવીર** : હે ગૌતમ! આઠ પ્રકારના આત્મા છે. તે આ પ્રમાણે : (૧) દ્રવ્યાત્મા (૨) કષાયાત્મા (૩) યોગાત્મા (૪) ઉપયોગાત્મા (૫) જ્ઞાનાત્મા [૬] દર્શનાત્મા [૭] ચારિત્રાત્મા [૮] વીર્યાત્મા.

ઉપયોગ લક્ષણથી આત્મા નિશ્ચય નયે એક પ્રકારે છે, તો પણ અમુક વિશેષતાને લીધે વ્યવહાર નયે ઉપર પ્રમાણે આઠ પ્રકાર બતાવેલા છે. દ્રવ્યાત્મા આદિ આઠ પદોની સ્થાપના કરી તેનો એકબીજા સાથે પરસ્પર સંબંધ બતાવતા પ્રશ્નોત્તરોનો યંત્ર નાં. ૧ માં સંક્ષેપથી સમાવેશ કરેલ છે. જે યંત્ર જોવાથી એકબીજાનો સંબંધ સહેલાઇથી સમજી શકાશે. યંત્રમાં ભજનાનો અર્થ હોય અથવા ન હોય તેને ભજના કહેવાય અને નિશ્ચયે અવશ્ય હોય તેને નિયમા કહેવાય.

આઠ પ્રકારના આત્માનો અલ્પ બહુત્વદ્વાર :

**ગૌતમ** : હે ભગવન્! દ્રવ્યાત્મા, કષાયાત્મા, યાવત્ વીર્યાત્મામાં કયા આત્મા કોનાથી યાવત્ વિશેષાધિક છે?

**મહાવીર** : હે ગૌતમ! ૧. સૌથી થોડા ચારિત્રાત્મા છે. ૨. તે કરતાં જ્ઞાનાત્મા અનંતગુણા ૭. તેથી કષાયાત્મા અનંતગુણા ૪. તે કરતાં યોગાત્મા વિશેષાધિક ૫. તેથી વીર્યાત્મા વિશેષાધિક ૬. તે કરતાં ઉપયોગાત્મા, દર્શનાત્મા અને દ્રવ્યાત્મા એ ત્રણે વિશેષાધિક છે અને પરસ્પર તુલ્ય છે.



## યંત્ર નં. ૧

| દ્રવ્ય આત્મામાં ૧ | કષાય આત્મામાં ૨ | જોગ આત્મામાં ૩ | ઉપયોગ આત્મામાં ૪ | જ્ઞાન આત્મામાં ૫ | દર્શન આત્મામાં ૬ | ચારિત્ર આત્મામાં ૭ | વીર્ય આત્મામાં ૮ |
|---|---|---|---|---|---|---|---|
| @ કષાય આત્માની ભજના | દ્રવ્ય @ આત્માની નિયમા | દ્રવ્ય @ આત્માની નિયમા | દ્રવ્ય @ આત્માની નિયમા | દ્રવ્ય @ આત્માની નિયમા | દ્રવ્ય @ આત્માની ભજના | દ્રવ્ય @ આત્માની નિયમા | દ્રવ્ય @ આત્માની નિયમા |
| જોગ @ આત્માની ભજના | જોગ □ આત્માની નિયમા | કષાય □ આત્માની ભજના | કષાય @ આત્માની ભજના | કષાય □ આત્માની ભજના | કષાય @ આત્માની ભજના | કષાય □ આત્માની ભજના | કષાય □ આત્માની ભજના |
| ઉપયોગ @ આત્માની નિયમા | ઉપયોગ @ આત્માની નિયમા | ઉપયોગ @ આત્માની નિયમા | જોગ @ આત્માની ભજના | જોગ ○ આત્માની ભજના | જોગ @ આત્માની ભજના | જોગ ○ આત્માની ભજના | જોગ ○ આત્માની ભજના |
| જ્ઞાન @ આત્માની ભજના | જ્ઞાન □ આત્માની ભજના | જ્ઞાન ○ આત્માની ભજના | જ્ઞાન @ આત્માની ભજના | ઉપયોગ @ આત્માની નિયમા | ઉપયોગ @ આત્માની નિયમા | ઉપયોગ @ આત્માની નિયમા | ઉપયોગ @ આત્માની નિયમા |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| દર્શન @<br>આત્માની<br>નિયમા | દર્શન @<br>આત્માની<br>નિયમા | દર્શન @<br>આત્માની<br>નિયમા | દર્શન @<br>આત્માની<br>નિયમા | દર્શન @<br>આત્માની<br>નિયમા | જ્ઞાન @<br>આત્માની<br>ભજના | જ્ઞાન ±<br>આત્માની<br>નિયમા | જ્ઞાન ±<br>આત્માની<br>ભજના |
| ચારિત્ર @<br>આત્માની<br>ભજના | ચારિત્ર □<br>આત્માની<br>ભજના | ચારિત્ર ○<br>આત્માની<br>ભજના | ચારિત્ર @<br>આત્માની<br>ભજના | ચારિત્ર ±<br>આત્માની<br>ભજના | ચારિત્ર @<br>આત્માની<br>ભજના | દર્શન @<br>આત્માની<br>નિયમા | દર્શન @<br>આત્માની<br>નિયમા |
| વીર્ય @<br>આત્માની<br>ભજના | વીર્ય □<br>આત્માની<br>નિયમા | વીર્ય ○<br>આત્માની<br>નિયમા | વીર્ય @<br>આત્માની<br>ભજના | વીર્ય ±<br>આત્માની<br>ભજના | વીર્ય @<br>આત્માની<br>ભજના | વીર્ય ▱<br>આત્માની<br>નિયમા | ચારિત્ર ▱<br>આત્માની<br>ભજના |

**યંત્રની વિશેષ સમજણ માટે જુઓ પરિશિષ્ટ**

@ જુઓ નોંધ નં. ૧ પરિશિષ્ટ
□ જુઓ નોંધ નં. ૨ ,,
○ જુઓ નોંધ નં. ૩ ,,
± જુઓ નોંધ નં. ૪ ,,
▱ જુઓ નોંધ નં. ૫ ,,

યંત્ર નં. ૨

| આઠ આત્માનાં નામ | જીવના ૧૪ ભેદમાંથી | ચૌદ ગુણસ્થાનમાંથી | પંદર જોગમાંથી | બાર ઉપયોગમાંથી | છ લેશ્યામાંથી |
| --- | --- | --- | --- | --- | --- |
| ૧ દ્રવ્ય આત્મા | સમુચ્ચયે-૧૪ ભેદ લાભે | સમુચ્ચયે ૧૪ ગુણસ્થાન લાભે | સમુચ્ચયે ૧૫ જોગ લાભે | સમુચ્ચયે-૧૨ બાર ઉપયોગ | સમુચ્ચયે ૬ છ લેશ્યા |
| ૨ કષાય આત્મામા | ૧૪ લાભે | પહેલા ૧૦ ગુણઠાણા લાભે | ૧૫ લાભે | કેવળજ્ઞાન ને કેવળ દર્શન વર્જીને ૧૦ લાભે | ૬ લેશ્યા |
| ૩ જોગ આત્મામા | ૧૪ લાભે | પહેલેથી ૧૩ ગુણઠાણા લાભે | ૧૫ લાભે | ૧૨ લાભે | ૬ લેશ્યા |
| ૪ ઉપયોગ આત્મામાં | ૧૪ લાભે | ૧૪ ગુણઠાણા | ૧૫ લાભે | ૧૨ ઉપયોગ લાભે | ૬ લેશ્યા |
| ૫ જ્ઞાન આત્મામા | ૩ વિકલેન્દ્રિય અને અસંજ્ઞી પંચેન્દ્રિયના અપર્યાપ્તાને સંજ્ઞીના બે એ ૭ (૬) | પહેલુ ને ત્રીજું વર્જીને બાકીના ૧૨ ગુણઠાણા લાભે | ૧૫ લાભે | ત્રણ અજ્ઞાન વર્જી નવ ઉપયોગ લાભે | ૬ લેશ્યા |
| ૬ દર્શન આત્મામાં | ૧૪ લાભે | ૧૪ લાભે | ૧૫ લાભે | ૧૨ ઉપયોગ લાભે | ૬ લેશ્યા |
| ૭ ચારિત્ર આત્મામા | ૧ સંજ્ઞીનો પર્યાપ્તો લાભે | પહેલા પાંચ વર્જીને પાછલા નવ ગુણઠાણા લાભે | ૧૫ લાભે | ૩ અજ્ઞાન વર્જીને નવ ઉપયોગ લાભે | ૬ લેશ્યા |
| ૮ વીર્ય આત્મામાં | ૧૪ લાભે | ૧૪ લાભે | ૧૫ લાભે | ૧૨ ઉપયોગ લાભે | ૬ લેશ્યા |

## પરિશિષ્ટ

ઉપયોગ લક્ષણથી આત્મા એક પ્રકારે છે, તો પણ અમુક વિશેષતાને લીધે તેના આઠ પ્રકાર છે, તે આ પ્રમાણે છે :-

(૧) **દ્રવ્યાત્મા** - ત્રિકાલવર્તી આત્મદ્રવ્ય તે દ્રવ્યાત્મા. તે સર્વજીવોને હોય છે.

(૨) **કષાયાત્મા** - ક્રોધાદિ કષાયયુક્ત આત્મા તે કષાયાત્મા. તે સકષાયી જીવોને હોય છે, પણ ઉપશાંત કષાયવાળા અગિયારમા ગુણસ્થાનવર્તી અને ક્ષીણકષાયવાળાને કષાયાત્મા હોતો નથી.

(૩) **યોગાત્મા** - મન, વચન, કાયાના વ્યાપારવાળા યોગાત્મા હોય છે.

(૪) **ઉપયોગઆત્મા** - સાકાર અને નિરાકાર ઉપયોગવાળા સિધ્ધ અને સંસારી સર્વ જીવને ઉપયોગાત્મા હોય છે.

(૫) **જ્ઞાનાત્મા** - સમ્યક્ વિશેષ અવબોધરૂપ જ્ઞાનાત્મા સર્વ સમ્યક્દૃષ્ટિ જીવોને હોય છે.

(૬) **દર્શનાત્મા** - સામાન્ય અવબોધરૂપ દર્શનાત્મા સર્વ જીવોને હોય છે.

(૭) **ચારિત્રાત્મા** - વિરતિવાળાને ચારિત્રાત્મા હોય છે.

(૮) **વીર્યાત્મા** - કરણવીર્યવાળા સર્વ સંસારી જીવોને વીર્યાત્મા હોય છે.



## યંત્ર નં. ૧ની વિશેષ સમજણ

**[૧] દ્રવ્યાત્મા, ઉપયોગાત્મા તથા દર્શનાત્માનો પરસ્પર તથા બીજા પ્રકારના આત્મા સાથે સંબંધ**

ત્રિકાળવર્તી આત્મદ્રવ્ય એટલે કે જીવત્વ તે દ્રવ્યાત્મા તે સર્વ

જીવોને ત્રિકાળ હોય છે. તેથી દ્રવ્યાત્માના દરેક ખાનામાં નિયમા બતાવી છે. કારણ કે તે અવશ્ય હોય છે. અને કષાયો, યોગો, ઉપયોગ વગેરે જીવને જ હોય છે, જડને હોતા નથી. તેથી દ્રવ્યાત્માની બીજા પ્રકારના આત્મામાં નિયમા સમજવી.

પરંતુ દ્રવ્યાત્મા જેને હોય તેને કષાયાત્મા, યોગાત્મા, જ્ઞાનાત્મા, ચારિત્રાત્મા અને વીર્યાત્મા હોય અને ન પણ હોય. કારણ કે જેને દ્રવ્યાત્મા હોય તેને સકષાય અવસ્થામાં કષાયો હોય છે. પરંતુ ઉપશાંત કષાયવાળા ૧૧ ગુણસ્થાનવર્તી જીવ અને ક્ષીણકષાયવાળાને કષાયો હોતા નથી. તેવી જ રીતે, સયોગી અવસ્થામાં યોગો હોય છે જ્યારે અયોગી (યોગ-રહિત) કેવલી અને સિદ્ધોને યોગાત્મા હોતો નથી. સમ્યક્‌જ્ઞાનીને તત્ત્વના વિશેષ બોધરૂપ સમ્યક્‌જ્ઞાન હોય તેને જ્ઞાનાત્મા હોય. પણ મિથ્યાદૃષ્ટિને સમ્યક્ જ્ઞાનના અભાવે જ્ઞાનાત્મા હોતો નથી. તે જ પ્રમાણે, વિરતિવાળાને ચારિત્રાત્મા હોય છે, પરંતુ વિરતિ રહિત (અસંયમી) ને હિંસા વગેરે દોષથી નિવૃત્તિરૂપ ચારિત્રાત્મા હોતો નથી. તેમ જ સિદ્ધો કૃતકૃત્ય થયા છે તેથી સાધનની નિવૃત્તિને કારણે તેમાં પણ ચારિત્રાત્માનો અભાવ છે. સકરણ વીર્યવાળા સર્વ સંસારી જીવોને વીર્યાત્મા હોય છે પણ સિદ્ધોને સકારણ વીર્યોની અપેક્ષાએ વીર્યનો અભાવ હોવાથી વીર્યાત્મા હોતો નથી. આ કારણોથી દ્રવ્યાત્મા, કષાયાત્મા, યોગાત્મા, જ્ઞાનાત્મા, ચારિત્ર્યાત્મા અને વીર્યાત્માની ભજના સમજવી.

ઉપયોગ એ જીવનું લક્ષણ છે તેથી દરેક જીવને ત્રણે કાળ હોય છે. તે જ પ્રમાણે, સામાન્ય અવબોધરૂપ દર્શન પણ સર્વ જીવોને સદાકાળ હોય છે. દ્રવ્યાત્મા, ઉપયોગાત્મા અને દર્શનાત્માનો પરસ્પર નિયત સંબંધ છે અને સદાકાળ બધા જીવોને હોય છે. તેથી દ્રવ્યાત્માના કથન પ્રમાણે ઉપયોગાત્સા અને દર્શનાત્માની દરેક જગ્યાએ નિયમા સમજવી અને ઉપયોગાત્માં અને દર્શનાત્મામાં ઉપરોક્ત કથન પ્રમાણે કષાયાત્માં, યોગાત્માં, જ્ઞાનાત્માં, ચારિત્રાત્માં અને વીર્યાત્માંની ભજના સમજવી.

## [૨] કષાયાત્માનો બીજા આત્મા સાથે સંબંધ

કષાયાત્મામાં ઉપર બતાવ્યા પ્રમાણે દ્રવ્યાત્મા, ઉપયોગાત્મા અને દર્શનાત્માની નિયમા સમજવી.

જેને કષાયાત્મા હોય તેને યોગાત્મા અવશ્ય હોય છે. કારણ કે કોઈ પણ સકષાયી અયોગી (મન, વચન, કાયાના યોગરહિત) હોતો નથી. અને અયોગી કેવલી તથા સિદ્ધોને કષાયો હોતા નથી. તેથી કષાયાત્મા હોય તેને યોગાત્માની નિયમા જાણવી. પરંતુ જેને યોગાત્મા હોય તેને કષાયાત્મા હોય અને ન પણ હોય. કારણ કે સયોગી સકષાયી અને અકષાયી એમ બન્ને પ્રકારના હોય છે. સયોગી હોવા છતાં ઉપશાંતકષાયી અને ક્ષીણકષાયીને (૧૧ મા, ૧૨ મા, અને ૧૩ મા ગુણસ્થાનવર્તી જીવોને) કષાયો હોતા નથી. તેથી યોગ્યાત્મામાં કષાયાત્માની ભજના.

કષાયાત્મા અને જ્ઞાનાત્માની પરસ્પર ભજના જાણવી. કારણ કે કષાયાત્મા હોય તેને જ્ઞાનાત્મા કદાચ હોય અને કદાચ ન હોય. કારણ કે સકષાયી સમ્યક્‌દૃષ્ટિને જ્ઞાનાત્મા હોય. પરંતુ મિથ્યાદૃષ્ટિ સકષાયીને જ્ઞાનાત્મા હોતો નથી. તે જ પ્રમાણે, જ્ઞાનાત્મા (સમ્યક્‌જ્ઞાન) હોય તેને કષાયાત્મા (કષાયો) કદાચ હોય અને કદાચ ન હોય. કારણ કે જ્ઞાનાત્મા છે. તેને ૧૦ મા ગુણસ્થાન સુધી અલ્પ–અધિક અંશે કષાયો હોય છે. પરંતુ ૧૧ મા, ૧૨ મા, ૧૩ મા, અને ૧૪ મા, ગુણસ્થાનવર્તી અને સિદ્ધોને કષાયો નથી. તેથી જ્ઞાનાત્મા હોય તેને કષાયાત્માની ભજના અને કષાયાત્મામાં જ્ઞાનાત્માની ભજના સમજવી.

કષાયાત્માની અને ચારિત્રાત્માની પરસ્પર ભજના સમજવી. કારણ કે જેને કષાયાત્મા હોય તેને પ્રમત્ત સંયતિ (સાધુ)ની પેઠે કદાચ ચારિત્ર હોય અને અસંયતની પેઠે કદાચ ન પણ હોય. તેવી જ રીતે, જેને ચારિત્રાત્મા હોય તેને કષાયાત્મા કદાચ હોય. અને કદાચ ન હોય. સામાયિકાદિ ચારિત્રવાળાને કષાયો હોય છે. અને યથાખ્યાત ચારિત્રવાળાને કષાયો હોતા નથી. તેથી કષાયાત્મામાં ચારિત્રાત્માની ભજના અને ચારિત્રાત્મામાં કષાયાત્માની ભજના. જેને કષાયાત્મા હોય છે તેને વીર્યાત્મા

અવશ્ય હોય છે. કારણ કે બધા જ સંસારી જીવોને વીર્યાત્મા અવશ્ય હોય છે. તેથી કષાયાત્મામાં વીર્યાત્માની નિયમા. પરંતુ જેને વીર્યાત્મા હોય છે તેવા સકારણ વીર્યવાળાને કષાયો હોય અને ન પણ હોય કારણ કે ઉપશાંતકષાયી અને ક્ષીણકષાયી આત્માઓને કષાયો હોતા નથી. તેથી વીર્યાત્મામાં કષાયાત્માની ભજના.

## [૩] યોગાત્માનો બીજા આત્મા સાથે સંબંધ

જેને યોગાત્મા હોય તેને ઉપરોક્ત કથન પ્રમાણે દ્રવ્યાત્મા, ઉપયોગાત્મા અને દર્શનાત્માની નિયમા અને કષાયાત્માની ભજના સમજવી.

યોગાત્મા અને જ્ઞાનાત્માની પરસ્પર ભજના સમજવી. કારણ કે સયોગીને સમ્યક્જ્ઞાન હોય તેને જ્ઞાનાત્મા હોય અને મિથ્યાદષ્ટિને જ્ઞાનાત્મા હોતો નથી. તેથી યોગાત્મામાં જ્ઞાનાત્માની ભજના. તે જ પ્રમાણે, જ્ઞાનાત્મા જે છે તેને યોગો કદાચ હોય અને કદાચ ન પણ હોય. જ્ઞાનાત્માને ૧૩ મા ગુણસ્થાન સુધી યોગો હોય છે. અયોગી કેવલીને (૧૪ મા ગુણસ્થાને) અને સિદ્ધોને યોગો હોતા નથી. તેથી જ્ઞાનાત્મામાં યોગાત્માની ભજના.

યોગાત્મા અને ચારિત્રાત્માની પણ પરસ્પર ભજના સમજવી. જેને યોગાત્મા હોય તેને અપ્રમત્ત સંયતિ આદિની પેઠે ચારિત્ર હોય અને અસંયતની પેઠે ચારિત્ર ન પણ હોય. તેથી યોગાત્મામાં ચારિત્રાત્માની ભજના સમજવી. જેને ચારિત્રાત્મા છે તેને યોગો હોય અને ન પણ હોય. કારણ કે ચારિત્રાત્મા છે તેવા આત્માઓને ૧૩ મા ગુણસ્થાન સુધી યોગો હોય છે જ્યારે ૧૪ મા ગુણસ્થાને યથાખ્યાત ચારિત્ર હોવા છતાં યોગો હોતા નથી. તેથી ચારિત્રાત્મામાં યોગાત્માની ભજના.

યોગાત્મામાં વીર્યાત્માની નિયમા. કારણ કે બધા જ સંસારી જીવો વીર્યવાળા હોવાથી જેને યોગાત્મા છે તેને વીર્યાત્મા અવશ્ય હોય છે. પરંતુ જેને વીર્યાત્મા છે તેને યોગાત્માની ભજના. કારણ કે વીર્યાત્મા

હોય તેને યોગો ૧૩ મા ગુણસ્થાન સુધી હોય અને ૧૪ મા ગુણસ્થાને સકારણ વીર્ય હોવા છતાં યોગો ન હોવાથી વીર્યાત્મામાં યોગાત્માની ભજના.

## [૪] જ્ઞાનાત્માનો બીજા આત્મા સાથે સંબંધ

જ્ઞાનાત્મા હોય તેને દ્રવ્યાત્મા, ઉપયોગાત્મા અને દર્શનાત્માની નિયમા તથા કષયાત્માની ભજના ઉપરોક્ત કથન પ્રમાણે સમજવી.

જ્ઞાનાત્મામાં ચારિત્રાત્માની ભજના. કારણ કે સમ્યક્‌જ્ઞાન હોય તેવા જ્ઞાનાત્માને અપ્રમત્ત સંયતિને પેઠે (૫ થી ૧૪ ગુણસ્થાન સુધી) ચારિત્ર હોય અને અવિરત સમ્યક્‌દૃષ્ટિને (ચોથા ગુણસ્થાને) અને સિદ્ધોને ચારિત્રનો અભાવ હોય છે. તેથી જ્ઞાનાત્મામાં ચારિત્રાત્માની ભજના. પરંતુ ચારિત્રાત્મામાં જ્ઞાનાત્માની નિયમા. કારણ, જેમને સામાયિકાદિ ચારિત્ર હોય છે તેઓને સમ્યક્‌જ્ઞાન અવશ્ય હોય છે. તેથી ચારિત્રાત્મામાં જ્ઞાનાત્માની નિયમા.

જ્ઞાનાત્મા અને વીર્યાત્માની પરસ્પર ભજના સમજવી. કારણ કે જેને તત્વના વિશેષ બોધરૂપ સમ્યક્‌જ્ઞાન છે તેને વીર્યાત્મા ૧૪ મા ગુણસ્થાન સુધી હોય અને સિદ્ધોને સકારણ વીર્યની અપેક્ષાએ વીર્યનો અભાવ હોવાથી વીર્યાત્મા હોતો નથી. જેને વીર્યાત્મા હોય તેને કદાચ જ્ઞાનાત્મા હોય. અને કદાચ ન હોય. કારણ કે કદાચ સમ્યક્‌જ્ઞાન હોય અથવા ન પણ હોય. તેથી વીર્યાત્મામાં જ્ઞાનાત્માની ભજના સમજવી.

## [૫] ચારિત્રાત્માનો બીજા આત્મા સાથે સંબંધ

ચારિત્રાત્મામાં દ્રવ્યાત્મા, ઉપયોગાત્મા, જ્ઞાનાત્મા, અને દર્શનાત્માની નિયમા અને કષાયાત્મા તથા યોગાત્માની ભજના. ઉપરોક્ત કથન પ્રમાણે સમજવી.

ચારિત્રાત્મામાં વીર્યાત્માની નિયમા. કારણ કે સકારણ વીર્ય જેને ચારિત્ર હોય તેને અવશ્ય હોય છે. તેથી વીર્યાત્માની નિયમા. પરંતુ જેને વીર્યાત્મા છે તેને ચારિત્રાત્મા કદાચ હોય અને કદાચ ન પણ હોય. તેથી વીર્યાત્મામાં ચારિત્રાત્માની ભજના.

## જ્ઞાન, દર્શન અને આત્મત્વ વિષે વિશેષ વ્યાખ્યા

**ગૌતમ :** હે ભગવન્ ! આત્મા જ્ઞાનસ્વરૂપ < છે કે અજ્ઞાન□ સ્વરૂપ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! આત્મા કદાચિત્ જ્ઞાનરૂપ છે અને કદાચિત્ અજ્ઞાનરૂપ પણ છે. પરંતુ તેઓનું જ્ઞાન તો અવશ્ય આત્મ સ્વરૂપ છે.

**ગૌતમ :** હે ભગવન્ ! નૈરયિકોનો આત્મા જ્ઞાનરૂપ છે કે અજ્ઞાનરૂપ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! નૈરયિકોનો આત્મા કદાચિત્ જ્ઞાનરૂપ છે, અને કદાચિત્ અજ્ઞાનરૂપ પણ છે. પરંતુ તેઓનું જ્ઞાન અવશ્ય આત્મરૂપ છે.

એ પ્રમાણે ૧૯ દંડક (સ્થાવરના પાંચ દંડક વર્જીને) માટે પણ ઉપરોક્ત કથન પ્રમાણે સમજવું.

**ગૌતમ :** હે ભગવન્ ! પૃથ્વીકાયિકોનો આત્મા જ્ઞાનરૂપ છે કે અજ્ઞાનરૂપ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! પૃથ્વીકાયિકોનો આત્મા અવશ્ય અજ્ઞાનરૂપ છે, અને તેઓનું અજ્ઞાન પણ અવશ્ય આત્મરૂપ છે. એ પ્રમાણે યાવત્ વનસ્પતિકાયિકો સુધી પાંચ સ્થાવરો માટે જાણવું.

**ગૌતમ :** હે ભગવન્ ! આત્મા દર્શનરૂપ છે કે તેથી દર્શન બીજું છે ?

**મહાવીર :** હે ગૌતમ ! આત્મા અવશ્ય દર્શનરૂપ છે અને દર્શન પણ અવશ્ય આત્મા છે.

**ગૌતમ :** હે ભગવન્ ! નૈરયિકોનો આત્મા દર્શનરૂપ છે ? કે નૈરયિકોનું દર્શન તેથી અન્ય છે ?

---

< જ્ઞાન—એટલે સમ્યક્‌જ્ઞાન એમ સમજવું.

□ અજ્ઞાન એટલે મિથ્યાજ્ઞાન. એ પ્રમાણે અર્થ ગ્રહણ કરવો.

**મહાવીર :** હે ગૌતમ ! નૈરયિકોનો આત્મા અવશ્ય દર્શનરૂપ છે. અને તેઓનું દર્શન પણ અવશ્ય આત્મા છે. એ પ્રમાણે યાવત્ વૈમાનિકો સુધી ચોવીસ દંડકો નિરંતર કહેવા.

**ગૌતમ :** હે ભગવન્ ! રત્નપ્રભા પૃથ્વી આત્મા–સત્સ્વરૂપ છે કે અન્ય–અસત્સ્વરૂપ રત્નપ્રભાપૃથ્વી છે ?

**મહાવીર :** હે ગૌતમ ! રત્નપ્રભા પૃથ્વી (૧) કથંચિત્ આત્મા @ સદ્રૂપ છે. (૨) કથંચિત્ નોઆત્મા @ અસદ્રૂપ પણ છે. અને (૩) સદ્રૂપે અને અસદ્રૂપે (ઉભયથા) કથંચિત્ અવક્તવ્ય @ કહેવાને અશક્ય છે.

**ગૌતમ :** હે ભગવન્ ! એ પ્રમાણે શા હેતુથી કહો છો કે "રત્નપ્રભાપૃથ્વી▱ કથંચિત્ આત્મા–સદ્રૂપ છે, કથંચિત્ નોઆત્મા અસદ્રૂપ છે, અને સદ્ અને અસદ્–એ ઉભયરૂપે કથંચિત્ અવક્તવ્ય છે ?"

**મહાવીર :** હે ગૌતમ ! રત્નપ્રભાપૃથ્વી પોતાના આદેશથી–સ્વરૂપથી આત્મા–વિદ્યમાન છે. પરના આદેશથી–પરરૂપે વિવક્ષાથી નોઆત્મા અવિદ્યમાન છે, અને ઉભયના આદેશથી–સ્વ અને પરની વિવક્ષાથી આત્મા

---

@ જુદી અપેક્ષાએ આત્માના ત્રણ પ્રકાર છે, જે નીચે પ્રમાણે છે.

**આત્મા :** જે પોતાની પર્યાયોની અપેક્ષાએ સત્સ્વરૂપ (વિદ્યમાન) હોય તે આત્મા.

**નોઆત્મા :** જે પરપર્યાયોની અપેક્ષાએ અસત્સ્વરૂપ (અવિદ્યમાન) હોય તે નોઆત્મા.

**અવક્તવ્ય :** જે સ્વપર્યાયોની અપેક્ષાથી સત્સ્વરૂપ (વિદ્યમાન) છે અને પરપર્યાયની અપેક્ષાથી અસત્સ્વરૂપ (અવિદ્યમાન) છે એવી મિશ્ર અવસ્થા જે શબ્દથી અવાચ્ય છે તે અવક્તવ્ય.

▱ રત્નપ્રભા પૃથ્વી પોતાના વર્ણાદિ પર્યાય વડે આત્મા–સદ્રૂપ છે, પરવસ્તુના પર્યાય વડે નોઆત્મા–અસદ્રૂપ છે, અને સ્વપરના પર્યાય વડે આત્મા-સ્વરૂપ કે અનાત્મસ્વરૂપ એ બંને પ્રકારે કહેવાને અશક્ય છે. એ પ્રમાણે પરમાણુ સુધી ત્રણ ભાંગા થાય છે.

સદ્દરૂપે અને નોઆત્મા–અસદ્દરૂપે અવક્તવ્ય છે. તે હેતુથી પૂર્વ પ્રમાણે કહ્યું છે તેમ આત્મા–સદ્ અને યાવત્–નોઆત્મા–અસદ્દરૂપે અવક્તવ્ય છે.

ઉપરોક્ત કથન પ્રમાણે શર્કરાપ્રભા આદિ સાતે પૃથ્વી [નરકભૂમિ] અનુત્તર વિમાન સુધીના દેવ આવાસો તથા ઈષત્પ્રાગ્ભારા પૃથ્વી [સિદ્ધશિલા] માટે પણ સમજવું.

**ગૌતમ :** હે ભગવન્! એક પરમાણુ પુદ્ગલ આત્મા–વિદ્યમાન છે કે તેથી અન્ય [અવિદ્યમાન] પરમાણુ પુદ્ગલ છે?

**મહાવીર :** હે ગૌતમ! જેમ સૌધર્મકલ્પ સંબંધે કહ્યું તેમ એક પરમાણુ પુદ્ગલ સંબંધે પણ જાણવું.□

**ગૌતમ :** હે ભગવન્! દ્વિપ્રદેશિક સ્કંધ આત્મા–વિદ્યમાન છે કે તેથી અન્ય–અવિદ્યમાન દ્વિપ્રદેશિક સ્કંધ છે?

**મહાવીર :** હે ગૌતમ! દ્વિપ્રદેશિક સ્કંધ○ (૧) કથંચિત્ આત્મા–વિદ્યમાન છે (૨) કથંચિત્–નોઆત્મા–અવિદ્યમાન છે અને, [૩] આત્મા તથા નોઆત્મારૂપે કથંચિત્ અવક્તવ્ય છે, [૪] કથંચિત્ આત્મા છે, અને કથંચિત્ નોઆત્મા પણ છે. (૫) કથંચિત્ આત્મા છે, અને

---

□ સૌધર્મકલ્પ દેવલોકનું કથન રત્નપ્રભાપૃથ્વીના કથન માફક સમજવું.

○ દ્વિપ્રદેશિક સ્કધને વિષે ૭ ભાગા થાય છે, તેમા પ્રથમના ત્રણ ભાંગા સકલ સ્કધની અપેક્ષાએ થાય છે, અને તે પૂર્વે કહેલા છે. બાકીના ત્રણ ભાંગા દેશની અપેક્ષાએ છે. દ્વિપ્રદેશિક સ્કંધ હોવાથી તેના એક દેશની સ્વપર્યાય વડે સદ્દરૂપે વિવક્ષા કરીએ અને બીજા દેશની પરપર્યાય વડે અસદ્દરૂપે વિવક્ષા કરીએ તે દ્વિપ્રદેશિક સ્કંધ અનુક્રમે (૪) કથંચિત્ આત્મારૂપે અને કથંચિત્ અનાત્મરૂપે હોય, તથા તેના એક દેશની સ્વપર્યાય વડે સદ્દરૂપે વિવક્ષા કરીએ અને બીજા દેશની સદ્ અને અસદ્ એ ઉભયરૂપે વિવક્ષા કરીએ તો (૫) કથંચિત્ આત્મારૂપ અને અવક્તવ્ય કહેવાય. તથા તે સ્કંધનો એક દેશ પરપર્યાય વડે અસદ્દરૂપે વિવક્ષા કરીએ અને એકબીજા દેશની ઉભયરૂપે વિવક્ષા કરીએ તો તે (૬) નોઆત્મા અને અવક્તવ્ય કહેવાય. કથંચિત્ આત્મા, નોઆત્મા અને અવક્તવ્ય- એ પ્રમાણે સાતમો ભાગો દ્વિપ્રદેશિક સ્કધને વિષે તેના બે અંશ હોવાથી થતો નથી. ત્રિપ્રદેશિકાદિ સ્કંધને વિષે તો આ સાતે ભાંગા થાય છે.

આત્મા તથા નોઆત્મા અને ઉભયરૂપે અવક્તવ્ય છે (૬) કથંચિત્ નોઆત્મા છે, અને આત્મા અને નોઆત્મા-ઉભયરૂપે અવક્તવ્ય છે.

**ગૌતમ :** હે ભગવન્! એ પ્રમાણે શા હેતુથી કહો છો કે-ઇત્યાદિ પૂર્વોક્ત યાવત્-આત્મા અને નોઆત્મા-એ ઉભયરૂપે અવક્તવ્ય છે?

**મહાવીર :** હે ગૌતમ! (૧) (દ્વિપ્રદેશિક સ્કંધ) પોતાના આદેશથી આત્મા છે (૨) પરના આદેશથી નોઆત્મા છે (૩) ઉભયના આદેશથી આત્મા અને નોઆત્મા-એ ઉભયરૂપે અવક્તવ્ય છે (૪) એક દેશની અપેક્ષાએ સદ્ભાવ પર્યાયની વિવક્ષાથી અને એક દેશની અપેક્ષાએ અસદ્ભાવ પર્યાયની વિવક્ષાથી દ્વિપ્રદેશિક સ્કંધ આત્મા-વિદ્યમાન, તથા નોઆત્મા-અવિદ્યમાન છે, (૫) એક દેશના આદેશથી સદ્ભાવ પર્યાયની અપેક્ષાએ અને એક દેશના આદેશથી સદ્ભાવ અને અસદ્ભાવ એ બન્ને પર્યાયની અપેક્ષાએ દ્વિપ્રદેશિક સ્કંધ આત્મા-વિદ્યમાન અને આત્મા તથા નોઆત્મા એ ઉભયરૂપે અવક્તવ્ય છે. (૬) એક દેશના આદેશથી અસદભાવની પર્યાયની અપેક્ષાએ અને એક દેશના આદેશથી સદ્ભાવ અને અસદ્ભાવ-એ બંને પર્યાયની અપેક્ષાએ તે દ્વિપ્રદેશિક સ્કંધ નોઆત્મા-અવિદ્યમાન અને આત્મા તથા નોઆત્મારૂપે અવક્તવ્ય છે. તે હેતુથી એ પ્રમાણે કહ્યું છે કે યાવત્ નોઆત્મા-અવિદ્યમાન છે.

**ગૌતમ :** હે ભગવન્ ત્રિપ્રદેશિક □ સ્કંધ આત્મા-વિદ્યમાન છે કે તેથી અન્ય-વિદ્યમાન ત્રિપ્રદેશિક સ્કંધ છે?

**મહાવીર :** હે ગૌતમ! ત્રિપ્રદેશિક સ્કંધ (૧) કથંચિત્ આત્મા વિદ્યમાન છે, (૨) કથંચિત્ નોઆત્મા-અવિદ્યમાન છે, (૩) આત્મા તથા નોઆત્મા-એ ઉભયરૂપે કથંચિત્ અવક્તવ્ય છે (૪) કથંચિત્ આત્મા તથા કથંચિત્ નોઆત્મા છે. (૫) કથંચિત્ આત્મા તથા નોઆત્માઓ

---

□ત્રિપ્રદેશિક સ્કંધને વિષે તેર ભાંગા થાય છે. તેમાં પૂર્વે કહેલા સાત ભાગામાંથી આદિના ત્રણ ભાગા સકલ સ્કંધની અપેક્ષાએ થાય છે, પછીના બીજા ત્રણ ભાગાના એકવચન અને બહુવચનના ભેદ થકી ત્રણ ત્રણ વિકલ્પો થાય છે અને સાતમો ભાગો એક જ પ્રકારનો છે.

છે (બહુવચન અને એકવચન). (૬) કથંચિત્ આત્માઓ અને નોઆત્મા છે. (બહુવચન અને એકવચન). (૭) કથંચિત્ આત્મા તથા નોઆત્મા એ ઉભયરૂપે અવક્તવ્ય છે. (૮) કથંચિત્ આત્મા અને આત્માઓ તથા નોઆત્મા એ ઉભયરૂપે અવક્તવ્ય છે. (૯) કથંચિત્ આત્માઓ અને આત્મા તથા નોઆત્મા એ ઉભયરૂપે અવક્તવ્ય છે. (૧૦) કથંચિત્ નોઆત્મા અને આત્મા તથા નોઆત્મા એ ઉભયરૂપે અવક્તવ્ય છે. (૧૧) કથંચિત્ નોઆત્મા અને આત્માઓ તથા નોઆત્માઓ એ બંને રૂપે અવક્તવ્યો છે. (૧૨) કથંચિત નોઆત્માઓ અને આત્મા તથા નોઆત્મા એ ઉભયરૂપે અવક્તવ્ય છે. (૧૩) કથંચિત્ આત્મા, નોઆત્મા અને આત્મા તથા નોઆત્મા એ બંને રૂપે અવક્તવ્ય છે

**ગૌતમ :** હે ભગવન્! એ પ્રમાણે શા હેતુથી કહો છો કે "ત્રિપ્રદેશિક સ્કંધ કથંચિત્ આત્મા છે--ઇત્યાદિ પૂર્વ પ્રમાણે કહેવું, યાવત્ કથંચિત્ આત્મા, નોઆત્મા અને આત્મા તથા નોઆત્મારૂપે અવક્તવ્ય છે?

**મહાવીર :** હે ગૌતમ! (ત્રિપ્રદેશિક સ્કંધ) પોતાના આદેશથી (૧) આત્મા છે. (૨) પરના–આદેશથી નોઆત્મા છે. (૩) ઉભયના આદેશથી આત્મા અને નોઆત્મા–એ ઉભયરૂપે અવક્તવ્ય છે. (૪) એક દેશના આદેશથી સદ્‌ભાવપર્યાયની અપેક્ષાએ અને એક દેશના આદેશથી અસદ્‌ભાવપર્યાયની અપેક્ષાએ ત્રિપ્રદેશિક સ્કંધ આત્મા અને નોઆત્મારૂપ છે. (૫) એક દેશના આદેશથી સદ્‌ભાવ પર્યાયની અપેક્ષાએ અને દેશોના આદેશથી અસદ્‌ભાવ પર્યાયની અપેક્ષાએ તે ત્રિપ્રદેશિક સ્કંધ આત્મા તથા નોઆત્માઓ છે. (૬) દેશોના આદેશથી સદ્‌ભાવ પર્યાયની અપેક્ષાએ અને દેશના આદેશથી અસદ્‌ભાવપર્યાયની અપેક્ષાએ ત્રિપ્રદેશિક સ્કંધ આત્માઓ અને નોઆત્મારૂપ છે. (૭) દેશના આદેશથી સદ્‌ભાવપર્યાયની અપેક્ષાએ અને દેશના આદેશથી ઉભય–સદ્‌ભાવ તથા અસદ્‌ભાવપર્યાયની અપેક્ષાએ તે ત્રિપ્રદેશિક સ્કંધ આત્મા અને આત્મા તથા નોઆત્મા–એ ઉભયરૂપે અવક્તવ્ય છે. (૮) દેશના આદેશથી સદ્‌ભાવ પર્યાયની અપેક્ષાએ અને દેશોના આદેશથી ઉભયપર્યાયની વિવક્ષાએ તે ત્રિપ્રદેશિક સ્કંધ આત્મા અને આત્માઓ તથા નોઆત્માઓએ ઉભયરૂપે અવક્તવ્યો

છે. (૯) દેશોના આદેશથી સદ્ભાવપર્યાયની અપેક્ષાએ અને દેશના આદેશથી તદુભયપર્યાયની અપેક્ષાએ તે ત્રિપ્રદેશિક સ્કંધ આત્માઓ અને આત્મા તથા નોઆત્મા એ ઉભયરૂપે અવક્તવ્ય છે—એ ત્રણ ભાંગાઓ જાણવા. (૧૦) દેશના આદેશથી અસદ્ભાવ પર્યાયની અપેક્ષાએ અને દેશના આદેશથી ઉભય પર્યાયની અપેક્ષાએ તે ત્રિપ્રદેશિક સ્કંધ નોઆત્મા અને આત્મા તથા નોઆત્મારૂપે અવક્તવ્ય છે. (૧૧) દેશના આદેશથી અસદ્ભાવ પર્યાયની અપેક્ષાએ અને દેશોના આદેશથી તદુભયપર્યાયની અપેક્ષાએ તે ત્રિપ્રદેશિક સ્કંધ નોઆત્મા અને આત્માઓ તથા નોઆત્માઓ એઉભયરૂપે અવક્તવ્યો છે. (૧૨) દેશોના આદેશથી અસદ્ભાવપર્યાયની અપેક્ષાએ અને દેશના આદેશથી તદુભયપર્યાયની અપેક્ષાએ તે ત્રિપ્રદેશિક સ્કંધ નોઆત્માઓ અને આત્મા તથા નોઆત્મા ઉભયરૂપે અવક્તવ્ય છે. (૧૩) દેશના આદેશથી સદ્ભાવપર્યાયની અપેક્ષાએ, દેશના આદેશથી અસદ્ભાવ પર્યાયની અપેક્ષાએ અને દેશના આદેશથી તદુભયપર્યાયની અપેક્ષાએ તે ત્રિપ્રદેશિક સ્કંધ (કથંચિત્) આત્મા નોઆત્મા અને આત્મા તથા નોઆત્મા ઉભયરૂપે અવક્તવ્ય છે. માટે હે ગૌતમ! તે હેતુથી એમ કહ્યું કે, "ત્રિપ્રદેશિક સ્કંધ કથંચિત્ આત્મા છે—ઇત્યાદિ યાવત્ નોઆત્મા છે" ત્યાં સુધી બધું કહેવું.

**ગૌતમ :** હે ભગવન્! ચતુઃપ્રદેશિક સ્કંધ આત્મા—વિદ્યમાન છે કે તેથી અન્ય છે, ઇત્યાદિ પ્રશ્ન.

**મહાવીર :** હે ગૌતમ! ચતુઃપ્રદેશિક સ્કંધ (૧) કથંચિત્ આત્મા છે, (૨) કથંચિત્ નોઆત્મા છે, (૩) આત્મા અને નોઆત્મા ઉભયરૂપે કથંચિત્ અવક્તવ્ય છે, (૪)– થી (૭) કથંચિત્ આત્મા અને નોઆત્મા છે (૪ ભાંગા) (એકવચન અને બહુવચનના ચાર ભાંગાઓ) (૮) થી (૧૧) કથંચિત્ આત્મા અને અવક્તવ્ય છે (તે ૪ ભાંગા) (૧૨) થી (૧૫) કથંચિત્ નોઆત્મા અને અવક્તવ્ય છે, (૪ ભાંગા) (૧૬) કથંચિત્ આત્મા અને નોઆત્મા તથા આત્મા—નોઆત્મારૂપે અવક્તવ્ય છે, (૧૭) કથંચિત્ આત્મા, નોઆત્મા અને આત્માઓ તથા નોઆત્મારૂપે અવક્તવ્યો છે, (૧૮) કથંચિત્ આત્મા નોઆત્માઓ તથા આત્મા અને નોઆત્મા—ઉભયરૂપે અવક્તવ્ય છે. (૧૯) કથંચિત્ આત્માઓ,

નોઆત્મા તથા આત્મા અને અનાત્મરૂપે અવકતવ્ય છે.

**ગૌતમ** : હે ભગવન્! શા હેતુથી એમ કહેવાય છે કે, ચતુઃ-પ્રદેશિક સ્કંધ કથંચિત્ આત્મા, નોઆત્મા અને અવકતવ્ય છે–ઇત્યાદિ પૂર્વ પ્રમાણે અર્થનો પુનરુચ્ચાર કરી પ્રશ્ન કરવો.

**મહાવીર** : હે ગૌતમ! (૧) પોતાના આદેશથી–સ્વરૂપની વિવક્ષાથી આત્મા છે, (૨) પરના આદેશથી– પરરૂપની વિવક્ષાથી નોઆત્મા છે, (૩) તંદુભયના આદેશથી આત્મા અને નોઆત્મા–એ ઉભયરૂપે અવકતવ્ય છે. (૪) દેશના આદેશથી સદ્ભાવપર્યાયની અપેક્ષાએ અને દેશના આદેશથી અસદ્ભાવપર્યાયની અપેક્ષાએ (એકવચન અને બહુ-વચનના) ચાર ભાંગા થાય છે. સદ્ભાવ પર્યાય તથા તદુભયની અપે-ક્ષાએ ચાર ભાંગા થાય છે, તથા અસદ્ભાવ અને તદુભયની અપેક્ષાએ પણ ચાર ભાંગા થાય છે, તથા (૧૬) દેશના આદેશથી તથા સદ્ભાવ-પર્યાયની અપેક્ષાએ, દેશના આદેશથી અસદ્ભાવ પર્યાયની અપેક્ષાએ, દેશના આદેશથી તદુભયપર્યાયની અપેક્ષાએ ચતુષ્પ્રદેશિક સ્કંધ આત્મા, નોઆત્મા અને આત્માએ તથા નોઆત્મા–એ ઉભયરૂપે અવકતવ્ય છે. (૧૭) દેશના આદેશથી સદ્ભાવપર્યાયની અપેક્ષાએ, દેશના આદેશથી અસદ્ભાવપર્યાયની અપેક્ષાએ અને દેશના આદેશથી તદુભપર્યાયની અપેક્ષાએ ચતુષ્પ્રદેશિક સ્કંધ આત્મા. નોઆત્મા અને આત્માઓ તથા નોઆત્માઓરૂપે અવકતવ્ય છે. (૧૮) દેશના આદેશથી સદ્ભાવપર્યાયની અપેક્ષાએ, દેશોના આદે-શથી અસદ્ભાવપર્યાયની અપેક્ષાએ અને દેશના આદેશથી તદુભયપર્યાયની અપેક્ષાએ ચતુષ્પ્રદેશી સ્કંધ આત્મા, નોઆત્મા અને આત્મા તથા નોઆત્મા ઉભયરૂપે અવકતવ્ય છે. (૧૯) દેશોના આદેશથી સદ્ભાવપર્યાયની અપેક્ષાએ, દેશના આદેશથી અસદ્ભાવ પર્યાયની અપેક્ષાએ, અને દેશના આદેશથી તદુભય પર્યાયની અપેક્ષાએ ચતુષ્પ્રદેશિક સ્કંધ આત્માઓ, નોઆત્મા, અને આત્મા તથા નોઆત્મારૂપે અવકતવ્ય છે. માટે હે ગૌતમ! તે હેતુથી એમ કહેવાય છે કે ચતુષ્પ્રદેશિક સ્કધ કથંચિત્ આત્મા છે, કથંચિત્ નોઆત્મા છે અને કથંચિત્ અવકતવ્ય છે, એ નિક્ષેપમાં પૂર્વોકત ભાંગાઓ યાવત્–'નોઆત્મા છે' ત્યાં સુધી કહેવા.

**ગૌતમ** : હે ભગવન્! પંચપ્રદેશિક આત્મા છે, કે તેથી અન્ય પ્રદેશિક સ્કંધ છે?

**મહાવીર** : હે ગૌતમ! પંચપ્રદેશિક સ્કંધ ≈ (૧) કથંચિત્ આત્મા છે, (૨) કથંચિત્ નોઆત્મા છે, અને (૩) આત્મા તથા નોઆત્મારૂપે કથંચિત્ અવકતવ્ય છે, (૪) કથંચિત્ આત્મા, નોઆત્મા અને આત્મા અને અનાત્મા–ઉભયરૂપે કથંચિત્ અવકતવ્ય છે. નોઆત્મા અને અવકતવ્ય વડે એ પ્રમાણે ચાર ભાંગા કરવા, ત્રિકસંયોગમાં (આઠ ભાંગા થાય છે) એક આઠમો ભાંગો ઊતરતો નથી, એટલે સાત ભાંગાઓ થાય છે. (કુલ મળીને બાવીસ ભાંગાઓ થાય છે)

**ગૌતમ** : હે ભગવન્! શા હેતુથી (પંચપ્રદેશિક સ્કંધ આત્મા છે) ઈત્યાદિ પાઠનો પુનરુચ્ચાર કરવો?

**મહાવીર** : હે ગૌતમ! (૧) (પંચપ્રદેશિક સ્કંધ) પોતાના આદેશથી આત્મા છે, (૨) પરના આદેશથી નોઆત્મા છે, (૩) તદુભયના–આદેશથી અવકતવ્ય છે, (૪) દેશના આદેશથી સદ્ભાવ પર્યાયની અપેક્ષાએ અને દેશના આદેશથી અસદ્ભાવ પર્યાયની અપેક્ષાએ કથંચિત્ આત્મા છે અને આત્મા નથી–એ પ્રમાણે દ્વિક-સંયોગોમાં સર્વે ભાંગા ઊપજે છે, માત્ર ત્રિકસંયોગમાં (આઠમો) એક ભાંગો ઊતરતો નથી. ષટ્પ્રદેશિક સ્કંધને વિષે સર્વે ભાંગાઓ લાગુ પડે છે, જેમ ષટ્પ્રદેશિક સ્કંધને વિષે કહ્યું તે જ પ્રમાણે યાવત્ અનંત પ્રદેશિક સ્કંધ સંબંધે જાણવું.

**ગૌતમ** : 'હે ભગવન્! તે એમ જ છે, હે ભગવન્! તે એમ જ છે' એમ કહી [ભગવાન ગૌતમ] યાવત્ વિહરે છે.

---

≈ પંચપ્રદેશિક સ્કંધના ૨૨ ભાગા થાય છે, તેમાં આદિના ત્રણ ભાંગા પૂર્વ પ્રમાણે એકલા દેશરૂપ છે. ત્યાર પછીના ત્રણ ભાગાના પ્રત્યેકે ચાર ચાર વિકલ્પ થાય છે, અને સાતમા ભાગાના સાત વિકલ્પ થાય છે ત્રિકસયોગના મૂળ આઠ ભાગા થાય, તેમા અહી પ્રથમના સાત ભાગા ગ્રહણ કરવા, એક છેલ્લા ભાંગાનો અસંભવ હોવાથી તે ન ગ્રહણ કરવો. ૭ પ્રદેશિક સ્કધને વિષે ત્રેવીસ ભાગા થાય છે.

## *ઉત્પન્ન સંખ્યાના ૩૯ બોલો

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૩ ઉ. ૧-૨ નો અધિકાર

(૧) સમુચ્ચય કેટલા ઊપજે છે? ૧. (૨) સલેશી ૧. (૩) શુકલપક્ષી કૃષ્ણપક્ષી-૨ (૪) સંજ્ઞી અસંજ્ઞી ૨ (૫) ભવી અભવી ૨ (૬) મતિજ્ઞાની, શ્રુતજ્ઞાની, અવધિજ્ઞાની, મતિઅજ્ઞાની, શ્રુતઅજ્ઞાની, વિભંગજ્ઞાની ૬ (૭) ચક્ષુદર્શની, અચક્ષુદર્શની, અવધિદર્શની ૩, (૮) આહારસંજ્ઞી, ભયસંજ્ઞી, મૈથુનસંજ્ઞી, પરિગ્રહસંજ્ઞી ૪ (૯) સ્ત્રીવેદી, પુરુષવેદી, નપુંસકવેદી ૩ (૧૦) ક્રોધી, માની માયી, લોભી ૪ (૧૧) શ્રોતેંદ્રિય, ચક્ષુઇંદ્રિય, ઘાણેંદ્રિય, રસનેંદ્રિય, સ્પર્શનેંદ્રિય, નોઇંદ્રિય ૬ (૧૨) મનયોગ, વચનયોગ, કાયયોગ ૩ (૧૩) સાગારોવઉત્તા (સાકારઉપયોગવાળા) અણાગારો વઉત્તા (અનાકાર ઉપયોગવાળા.) ૨ એ સર્વ ૩૯ બોલ થયા.

**ગૌતમ** : હે ભગવન્! રત્નપ્રભા નારકીના સંખ્યાતા યોજનના નરકાવાસોમાં એક સમયમાં સંખ્યાતા નેરિયા ઊપજે છે કે અસંખ્યાતા ઊપજે છે?

**મહાવીર** : હે ગૌતમ! સંખ્યાતા યોજનના નરકાવાસોમાં જઘન્ય ૧-૨-૩ ઉત્કૃષ્ટા સંખ્યાતા ઊપજે છે.

**ગૌતમ** : હે ભગવન્! અસંખ્યાતા યોજનના નરકાવાસોમાં એક સમયમાં સંખ્યાતા નેરિયા ઊપજે છે કે અસંખ્યાતા નેરિયા ઊપજે છે?

**મહાવીર** : હે ગૌતમ! અસંખ્યાતા યોજનના નરકાવાસોમાં જઘન્ય ૧-૨-૩, ઉત્કૃષ્ટ અસંખ્યાતા નેરિયા ઊપજે છે. એ રીતે બાકી છ નરકોનું કહેવું.

**ગૌતમ** : હે ભગવન્! પહેલી બીજી નારકીમાં કાપોતલેશ્યાવાળા કેટલા ઊપજે છે?

**મહાવીર** : હે ગૌતમ! જઘન્ય ૧-૨-૩, ઉત્કૃષ્ટ સંખ્યાતા

---

* આ વિષયમાં નારકી દેવતાનું વિવેચન છે. બીજા દંડકોનુ નથી.

યોજનના નરકાવાસોમાં સંખ્યાતા અને અસંખ્યાતા યોજનના નરકાવાસોમાં અસંખ્યાત ઊપજે છે.○

**ગૌતમ** : હે ભગવન્ ! નારકીમાં@ કૃષ્ણપક્ષી ઊપજે છે કે શુકલપક્ષી□ ઊપજે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! કૃષ્ણપક્ષી પણ ઊપજે છે અને શુકલપક્ષી પણ ઊપજે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! નારકીમાં સંજ્ઞી ઊપજે છે કે અસંજ્ઞી ઊપજે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! પહેલી નારકીમાં સંજ્ઞી પણ ઊપજે છે અને અસંજ્ઞી પણ ઊપજે છે. અને બાકીની છ નરકોમાં સંજ્ઞી જ ઊપજે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! નારકીમાં ભવી ઊપજે છે કે અભવી ઊપજે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! ભવી પણ ઊપજે છે અને અભવી પણ ઊપજે છે.

**ગૌતમ**: હે ભગવન્ ! નારકીમાં મતિજ્ઞાની ઉપજે છે કે શ્રુતજ્ઞાની ઊપજે છે કે અવધિજ્ઞાની ઊપજે છે કે મતિઅજ્ઞાની શ્રુતઅજ્ઞાની તથા વિભંગજ્ઞાની ઊપજે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! પહેલીથી છઠ્ઠી નારકી સુધી મતિજ્ઞાની આદિ ૩ જ્ઞાનવાળા અને મતિઅજ્ઞાન આદિ ૩ અજ્ઞાનવાળા ઊપજે છે. અને સાતમી નારકીમાં ફક્ત ૩ અજ્ઞાનવાળા જ ઊપજે છે.

---

○એ રીતે ત્રીજી નારકીમાં કાપોત, નીલલેશ્યાવાળા અને ચોથી નારકીમાં નીલલેશ્યાવાળા અને પાચમી નારકીમા નીલકૃષ્ણલેશ્યાવાળા અને છઠ્ઠી સાતમી નારકીમાં કૃષ્ણલેશ્યાવાળા કહેવા.

@જે જીવોનું સસાર પરિભ્રમણ અર્ધપુદ્‌ગલ પરાવર્તનથી વધુ બાકી છે એને કૃષ્ણપક્ષી કહે છે.

□જે જીવોનુ સંસાર પરિભ્રમણ અર્ધા પુદ્‌ગલ પરાવર્તન સુધી બાકી છે તેને શુકલપક્ષી કહેવાય છે.

**ગૌતમ** : હે ભગવન્ ! નારકીમાં ચક્ષુદર્શની ઊપજે છે કે અચક્ષુદર્શની ઊપજે છે કે અવધિદર્શની ઊપજે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! અચક્ષુદર્શની> ઊપજે છે, અવધિ-દર્શની ઊપજે છે પરંતુ ચક્ષુદર્શની ઊપજતા નથી.

**ગૌતમ** : હે ભગવન્ ! નારકીમાં આહારસંજ્ઞી ઊપજે છે કે ભયસંજ્ઞી ઊપજે છે કે મૈથુનસંજ્ઞી ઊપજે છે કે પરિગ્રહસંજ્ઞી ઊપજે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! ચારે સંજ્ઞાવાળા ઊપજે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! નારકીમાં સ્ત્રી વેદી ઊપજે છે કે પુરુ-ષવેદી ઊપજે છે કે નપુંસકવેદી ઊપજે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! નપુંસકવેદી ઊપજે છે, સ્રીવેદી પુરુ-ષવેદી ઊપજતા નથી.

**ગૌતમ** : હે ભગવન્ ! નારકીમાં ક્રોધી ઊપજે છે કે માની ઊપજે છે કે માયી ઊપજે છે કે લોભી ઊપજે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! ક્રોધ આદિ ચારે કષાયવાળા ઊપજે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! નારકીમાં પાંચ ઇંદ્રિય સહિત ઊપજે છે કે નોઇંદ્રિય ઊપજે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! નોઇંદ્રિય○ ઉપયોગવાળા ઊપજે છે, પરંતુ પાંચ દ્રવ્ય ઇંદ્રિયો સહિત ઊપજતા નથી.

**ગૌતમ** : હે ભગવન્ ! નારકીમાં મનયોગી ઊપજે છે કે વચન-યોગી ઊપજે છે કે કાયયોગી ઊપજે છે ?

---

>ઇંદ્રિયો અને મન સિવાય સામાન્ય ઉપયોગ માત્રને પણ અચક્ષુદર્શન કહે છે. ઉત્પત્તિ સમયે સામાન્ય ઉપયોગરૂપ અચક્ષુદર્શન હોય છે. એ માટે ઉત્તરમાં કહ્યું કે અચક્ષુદર્શની ઉત્પન્ન થાય છે.

○નોઇંદ્રિય અર્થાત્ મન જો કે અપર્યાપ્ત અવસ્થામાં મનપર્યાપ્તિનો અભાવ હોવાથી દ્રવ્ય મન હોતા નથી, તથાપિ ચૈતન્યરૂપ ભાવમાં હમેશાં હોય છે. એ માટે અહીં ઉત્તરમાં કહ્યું છે કે નોઇંદ્રિયઉપયોગવાળા ઉત્પન્ન થાય છે.

**મહાવીર :** હે ગૌતમ ! કાયયોગી ઊપજે છે: મનયોગી, વચનયોગી ઊપજતા નથી.

**ગૌતમ :** હે ભગવન્ ! નારકીમાં સાકારઉપયોગવાળા ઊપજે છે કે અનાકાર ઉપયોગવાળા ઊપજે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સાકારઉપયોગવાળા પણ ઊપજે છે અને અનાકારઉપયોગવાળા પણ ઊપજે છે. ઉપરોકત ૧૩ દ્વારામાં જઘન્ય ૧-૨-૩ ઉત્કૃષ્ટ સંખ્યાતા યોજનના નરકાવાસોમાં સંખ્યાતા ઊપજે છે અને અસંખ્યાતા યોજનના નરકાવાસોમાં અસંખ્યાતા ઊપજે છે.

આ ૩૯ બોલોમાંથી ઊપજતા અપેક્ષાએ ભજના–

પહેલી નારકીમાં ૨૯ બોલોની ભજના, ૧૦ બોલ ઊપજતા નથી [ચક્ષુદર્શની, સ્ત્રીવેદી, પુરુષવેદી, પાંચ ઇંદ્રિયો સહિત, મનયોગી, વચનયોગી-૧૦] બીજી નારકીથી છઠ્ઠી નારકી સુધી ૨૮ બોલની ભજના, ૧૧ બોલ ઊપજતા નથી. [૧૦ બોલ પહેલી નારકી મુજબ અને ૧ અસંજ્ઞી] સાતમી નારકીમાં ૨૫ બોલની ભજના, ૧૪ બોલ ઊપજતા નથી. (૧૧ બોલ બીજી નારકી મુજબ અને ૩ જ્ઞાન--૧૪).

ભવનપતિ અને વાણવ્યંતરમાં ૩૦ બોલોની ભજના, ૯ બોલ ઊપજતા નથી (ચક્ષુદર્શની, નપુંસકવેદી, પાંચ ઇંદ્રિયો સહિત, મનયોગી, વચનયોગી-૯).

જ્યોતિષી અને પહેલા બીજા દેવલોકમાં ૨૯ બોલની ભજના, ૧૦ બોલ ઊપજતા નથી (૯ બોલ ભવનપતિ મુજબ અને ૧ અસંજ્ઞી) ત્રીજા દેવલોકથી આઠમા દેવલોક સુધી ૨૮ બોલની ભજના, ૧૧ બોલ ઊપજતા નથી (૧૦ બોલ બીજા દેવલોક મુજબ ૧ સ્ત્રીવેદી ૧૧) □નવમા દેવલોકથી નવગ્રૈવેયક સુધી ૨૮ બોલની ભજના, ૧૧ બોલ ઊપજતા નથી (આઠમા દેવલોક મુજબ) પાંચ અનુત્તર વિમાનોમાં ૨૩ બોલની ભજના, ૧૬ બોલ ઊપજતા નથી. (૧૧ બોલ આઠમા દેવલોક મુજબ

---

□નવમા દેવલોકથી સર્વાર્થસિદ્ધ સુધી જઘન્ય ૧-૨-૩ ઉત્કૃષ્ટ સંખ્યાતા ઊપજે છે.

અને કૃષ્ણપક્ષી અભવી, મતિઅજ્ઞાની, શ્રુતઅજ્ઞાની, વિભંગજ્ઞાની ૧૬).

આ ૩૯ બોલોમાંથી□ ઉવટને (ઉદ્વર્તન નીકળતાં) અને ○ચવને (ચ્યવન) અપેક્ષાએ ભજનાના બોલ.

પહેલી નારકીથી ત્રીજી નારકી સુધી ઉદ્વર્તનમાં ૨૯ બોલોની ભજના, ૧૦ બોલ નીકળતા નથી. (૧ અસંજ્ઞી, ૧ વિભંગજ્ઞાન, ૧ ચક્ષુદર્શન, ૫ ઇંદ્રિયો, ૧ મનયોગ, ૧ વચનયોગ) અવધિજ્ઞાની, અવધિદર્શની સંખ્યાતા નીકળે છે. ચોથી નારકીથી છઠ્ઠી નારકી સુધી નીકળવામાં ૨૭ બોલની ભજના. ૧૨ બોલ નીકળતા નથી. (૧૦ બોલ ત્રીજી નારકી મુજબ અને અવધિજ્ઞાની, અવધિદર્શની) સાતમી નરકથી નીકળવામાં ૨૫ બોલની ભજના, ૧૪ બોલ નીકળતા નથી. (૧૨ બોલ છઠ્ઠી નારકી મુજબ અને મતિજ્ઞાન શ્રુતજ્ઞાન)

ભવનપતિ, વાણવ્યંતરથી નીકળવામાં જ્યોતિષીથી ચ્યવનમાં ૨૮ બોલની ભજના. ૧૧ બોલ નીકળતા નથી. (અવધિજ્ઞાન, વિભંગજ્ઞાન, અવધિદર્શન, ચક્ષુદર્શન પાંચ ઇંદ્રિયો, મનયોગ, વચનયોગ).

પહેલા, બીજા દેવલોકથી ચ્યવનમાં ૩૦ બોલની ભજના, ૯ બોલ ચ્યવતા નથી. (વિભંગજ્ઞાન, ચક્ષુદર્શન પાંચે ઇંદ્રિયો સહિત, મનયોગ, વચનયોગ) અવધિજ્ઞાની, અવધિદર્શની સંખ્યાતા ચ્યવે છે.

ત્રીજા દેવલોકથી આઠમા દેવલોક સુધી ચ્યવનમાં ૨૯ બોલની ભજના ૧૦ બોલ ચ્યવતા નથી. (ત્રીજા નારકી મુજબ) અવધિજ્ઞાની, અવધિદર્શની સંખ્યાતાચ્યવે છે.

---

□નારકીમાથી તથા ભવનપતિ, વાણવ્યંતર દેવોમાથી નીકળી મનુષ્ય અને તિર્યંચ ગતિમાં જાય તેને ઉવટના (ઉદ્વર્તન) કહે છે.

○જ્યોતિષી અને વૈમાનિક દેવોમાથા નીકળી મનુષ્ય અને તિર્યંચગતિમાં જાયે તેને ચ્યવન કહે છે.

કોઇ પણ જીવ નારકીમાથી નીકળી ફરી નારકીમાં તથા દેવોમાં ઉત્પન્ન થતા નથી. એ રીતે, કોઈ પણ જીવ દેવોમાથી નીકળી ફરી દેવોમા તથા નારકીમાં ઉત્પન્ન થતા નથી નારકી અને દેવતામાથી નીકળેલ જીવ મનુષ્ય કે તિર્યંચમાં જ ઉત્પન્ન થાય છે. મનુષ્ય કે તિર્યંચનો ભવ કરીને ફરી પાછા નારકી કે દેવતામાં જઇ શકે છે.

નવમા દેવલોકથી નવગ્રૈવેયક સુધી ચ્યવનમાં ૨૯ બોલની ભજના, ૧૦ બોલ ચ્યવતા નથી. (આઠમા દેવલોક મુજબ) સર્વ સંખ્યાતા ચ્યવે છે.

પાંચ અનુત્તરવિમાનથી ચ્યવનમાં ૨૫ બોલની ભજના, ૧૪ બોલ ચ્યવતા નથી (કૃષ્ણપક્ષી, અસંજ્ઞી, અભવી, મતિ અજ્ઞાની, શ્રુતઅજ્ઞાની, વિભંગજ્ઞાની, ચક્ષુદર્શન, પાંચ ઇંદ્રિયો સહિત, મનયોગ, વચનયોગ=(૧૪)

સત્તા-(સદા લાભે)ના ૪૯ બોલ-ઊપજવાના ૩૯ કહ્યા એમાં ૧૦ બોલ વધી ગયા. ∾ (૧) અનંતરોપપન્નક (૨) પરંપરોપપન્નક (૩) અનંતરાવગાઢ (૪) પરંપરાવગાઢ (૫) અનંતરાહારક. (૬) પરંપરાહારક (૭) અનંતરપર્યાપ્તક (૮) પરંપરપર્યાપ્તક (૯) ચરમ અને, (૧૦) અચરમ.

પહેલી નારકીમાં સત્તા (સદા લાભે) અપેક્ષાએ ૩૮ બોલોની નિયમા, ૯ બોલોની ભજના (અસંજ્ઞી, માન, માયા, લોભ, નોઇંદ્રિય,

---

∾ જેને ઉત્પન્ન થયાને હજુ એક સમય જ થયો છે તેને અનંતરોપપન્નક કહેવાય છે. જેને ઉત્પન્ન થયાને એક સમયથી વધુ સમય થયો એટલે ત્રણ સમય થયા હોય તેને પરંપરોપપન્નક કહેવાય છે.

જે નારકી જીવ વિવક્ષિત ક્ષેત્રમાં પ્રથમ સમયમાં રહે છે તેને અનંતરાવગાઢ કહે છે. વિવક્ષિત ક્ષેત્રમાં રહેતા જેને બેત્રણ સમય થઇ ગયા હોય તેને પરંપરાવગાઢ કહે છે.

નરકમાં ઉત્પન્ન થઇ જેણે હમણા પ્રથમ સમયમાં આહાર લીધો એને અનંતરાહારક કહે છે. જેને આહાર લીધાને બે-ત્રણ સમય થયા તેને પરંપરાહારક કહે છે.

નરકમાં ઉત્પન્ન થઇ જેને પર્યાપ્ત થયાને પહેલો જ સમય થયો છે એને અનંતરપર્યાપ્તક કહે છે. જેને પર્યાપ્તક થયાને બે-ત્રણ સમય થયા હોય એને પરંપરપર્યાપ્તક કહે છે.

જે જીવોનો તે અંતિમ નરકભવ છે અર્થાત્ જે હવે નરકભવથી નીકળી ફરી ફરી નરકમા નહિ આવે તેને ચરમ કહે છે, અથવા જે નરકમાં અંતિમ સમયમા રહેલ છે અર્થાત્ જે સમય પછી જ નરકભવથી નીકળવાવાળો છે એને ચરમ કહે છે. ચરમથી જે વિપરીત છે એટલે કે નરકના વધુ ભવ કરશે એને અચરમ કહે છે. નારકીની રીતે સર્વ જગ્યાએ કહેવું

અનંતરોપપન્ન, અનંતરાવગાઢ, અનંતરાહારક, અનંતરપર્યાપ્તા=૯) ૨ બોલ લાભે નહિ. (સ્ત્રીવેદ, પુરુષવેદ) સર્વ બોલે ના નેરિયા ૮ અસંખ્યાતા લાભે છે.

બીજી નારકીથી સાતમી નારકી સુધી સત્તા (સદા લાભે) અપેક્ષાએ ૩૮ બોલની નિયમા. ૮ બોલની ભજના (પહેલી નારકીમાં ૯ કહ્યા એમાંથી અસંજ્ઞીને છોડવું) ત્રણ બોલ લાભે નહિ. (અસંજ્ઞી, સ્ત્રીવેદ, પુરુષવેદ) સર્વ બોલોના નેરિયા અસંખ્યાતા લાભે છે.

ભવનપતિ, વાણવ્યંતરમં સત્તા (સદા લાભે) અપેક્ષાએ ૩૯ બોલની નિયમા, ૯ બોલની ભજના (અસંજ્ઞી, ક્રોધ, માન, માયા, નોઇંદ્રિય, અનંતરોપપન્ન, અનંતરાવગાઢ, અનંતરાહારક, અનંતરપર્યાપ્તા=૯) એક બોલ લાભે નહિ ✡ (નપુંસક વેદ). સર્વ બોલોના દેવતા અસંખ્યાતા લાભે છે.

જ્યોતિષી, પહેલા, બીજા દેવલોકમાં સત્તા (સદા લાભે) અપેક્ષાએ ૩૯ બોલોની નિયમા, ૮ બોલની ભજના. (ક્રોધ, માન, માયા, નોઇંદ્રિય, અનંતરોપપન્ન, અનંતરાવગાઢ, અનંતરાહારક, અનંતરાપર્યાપ્ત=૮) ૨ બોલ લાભે નહિ (અસંજ્ઞી અને નપુંસકવેદ) સર્વ બોલોના દેવતા અસંખ્યાતા લાભે છે.

ત્રીજા દેવલોકથી નવગ્રૈવેયક સુધી સત્તા (સદા લાભે) અપેક્ષાએ ૩૮ બોલની નિયમા, ૮ બોલની ભજના (બીજા દેવલોક મુજબ) ૩

---

૮ સંખ્યાત યોજનના નરકાવાસોમા સંખ્યાત નેરિયા લાભે છે, અને અસંખ્યાત યોજનના નરકાવાસોમાં અસંખ્યાત નેરિયા લાભે છે.

✡ અસંજ્ઞીની ભવનપતિ, વાણવ્યંતરમા ભજના બતાવી છે તો પછી નપુંસકવેદ પણ એમાં સંભવે છે તો પછી નપુંસક વેદનો નિષેધ કેમ કર્યો? આ શંકા થઇ શકે છે, પરંતુ અસંજ્ઞી અવસ્થા થોડા સમયની–અંતર્મુહૂર્ત માત્રની હોય છે, એટલે નપુંસકવેદની વિવક્ષા કરી નથી ભગવતી સૂત્ર શ ૩૦ ઉ. ૧માં પણ સમદૃષ્ટિ વિકલેન્દ્રિયમાં ક્રિયાવાદી, વિનયવાદી હોવાનો નિષેધ કર્યો છે. કેમકે એમાં વિશિષ્ટ સમ્યક્ત્વનો અભાવ છે.

બોલ લાભે નહિ. (અસંજ્ઞી, સ્ત્રી વેદ, નપુંસક વેદ) સર્વ બોલોના દેવતા અસંખ્યાતા લાભે છે.

ચારઅનુત્તરવિમાનમાં સદા લાભે અપેક્ષાએ ૩૩ બોલોની નિયમા, ૮ બોલોની ભજના (બીજા દેવલોક પ્રમાણે) ૮ બોલ લાભે નહિ (કૃષ્ણપક્ષી, અસંજ્ઞી, અભવી, મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન, વિભંગજ્ઞાન, સ્ત્રીવેદ, નપુંસક વેદ) સર્વ બોલોના દેવતા અસંખ્યાતા લાભે છે.

સર્વાર્થસિદ્ધમાં સત્તા (સદા લાભે) અપેક્ષાએ ૩૨ બોલની નિયમા. ૮ બોલની ભજના (બીજા દેવલોક પ્રમાણે). ૯ બોલ લાભે નહિ (આઠ બોલ ચાર અનુત્તર વિમાન પ્રમાણે અને એક અચરમ=૯). સર્વ બોલોના દેવતા સંખ્યાતા લાભે.

**નોંધ** :- નારકીથી લઈ આઠમા દેવલોક સુધી ઊપજતા અને ચ્યવનમાં જઘન્ય ૧-૨-૩, ઉત્કૃષ્ટ સંખ્યાતા યોજનના વાસોમાં (રહેવાનાં સ્થાનોમાં) સંખ્યાતા અને અસંખ્યાતા યોજનનાં રહેવાનાં સ્થાનોમાં અસંખ્યાતા કહેવા. સત્તામાં ૧-૨-૩ કહેવા નહિ. (સંખ્યાતા યોજનના વાસોમાં સંખ્યાતા કહેવા અને અસંખ્યાતા યોજનના વાસોમાં અસંખ્યાતા કહેવા.) નવમા દેવલોકથી પાંચ અનુત્તર વિમાન સુધી ઊપજતા અને ચ્યવતામાં જઘન્ય ૧-૨-૩, ઉત્કૃષ્ટ સંખ્યાતા અને અસંખ્યાત યોજનના વાસોમાં સંખ્યાતા કહેવા. સત્તામાં (સદા લાભેમાં) સંખ્યાતા યોજનના વાસોમાં સંખ્યાતા≈ કહેવા અને અસંખ્યાતા યોજનના વાસોમાં અસંખ્યાતા કહેવા, એટલી વિશેષતા છે કે-(૧) નોઇંદ્રિય (મનના ઉપયોગવાળા) (૨) અનંતરોપપન્નક, (૩) અનંતરાવગાઢ, (૪) અનંતરાહારક, (૫) અનંતરપર્યાપ્તક, એ ૫ બોલ જઘન્ય ૧-૨-૩, ઉત્કૃષ્ટ સંખ્યાતા ઊપજે છે અને સંખ્યાતા ચ્યવે છે અને સદા લાભમાં △ સંખ્યાતા રહે છે.

---

≈ સર્વાર્થસિદ્ધ વિમાન એક લાખ યોજનનો લાંબો પહોળો હોવાથી સંખ્યાતા યોજન વિસ્તારવાળો હોય છે.

△ ૧ નોઇંદ્રિય (મનના ઉપયોગવાળા), ૨ અનંતરોપપન્નક, ૩ અનંતરાવગાઢ, ૪ અનંતરાહારક, ૫ અનંતરાપર્યાપ્તક-એ પાંચ બોલ નવમા દેવલોકથી પાંચ અનુત્તર વિમાન સુધી સત્તા અપેક્ષાએ તુરત ઉત્પન્ન થયા હોવાથી અને

પહેલી નારકીથી છઠ્ઠી નારકી સુધી અને ભવનપતિથી બાર દેવ-લોક સુધી સમદૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિ–એ બે દૃષ્ટિવાળા જ ઊપજે છે, અને બે દૃષ્ટિવાળા જ નીકળતા અથવા ચ્યવે છે. મિશ્રદૃષ્ટિવાળા ઊપજતા પણ નથી અને ચ્યવતા પણ નથી. સત્તામાં સમદૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિ લાભે છે. મિશ્રદૃષ્ટિની ભજના (ક્યારેક લાભે છે ક્યારેક લાભે નહિ) એ રીતે નવગ્રૈવેયક કહેવું.:-

સાતમી નારકીમાં મિથ્યાદૃષ્ટિ જ ઊપજે છે. અને મિથ્યાદૃષ્ટિ જ નીકળે છે. સમદૃષ્ટિ ઊપજતા નથી. સત્તામાં સમદૃષ્ટિ અને મિથ્યા-દૃષ્ટિ–એ બે દૃષ્ટિવાળા લાભે છે, મિશ્રદૃષ્ટિની ભજના

પાંચ અનુત્તર વિમાનમાં સમદૃષ્ટિ જ ઊપજે છે. સમદૃષ્ટિ જ ચ્યવે છે અને સમદૃષ્ટિ જ સત્તામાં રહે છે. મિથ્યાદૃષ્ટિ અને મિશ્રદૃષ્ટિ, એ બે દૃષ્ટિવાળા ઊપજતા નથી, ચ્યવતા નથી અને સત્તામાં લાભે નહિ.



સ્થિતિ થોડી હોવાથી સંખ્યાતા સંભવ છે. ઘણા ભગવતીજી સૂત્ર જોયાં પરંતુ સત્તા અપેક્ષાએ સંખ્યા ફક્ત એક બે હસ્તલિખિત ભગવતીજીમાં જ મળ્યા. બાકી સર્વમાં અસંખ્યાતા મળે છે. સંખ્યાતા જ ઠીક જણાય છે. કેમકે નવમા દેવલોકથી અનુત્તર વિમાન સુધી સંજ્ઞી મનુષ્યની સિવાય કોઇ ઉત્પન્ન થતા નથી. આ કારણે પ્રથમ સમયમાં સંખ્યાતા જ હોય છે. બીજા–ત્રીજા સમય આદિમા પરંપર થઇ જાય છે. આ કારણથી ત્યાં સંખ્યાતા જ સંભવે છે. તત્ત્વ કેવળી ગમ્ય.

:- શ્રી ભગવતીજી સૂત્રના શ. ૧૩ ઉ. ૨. મા દૃષ્ટિ માટે નવગ્રૈવેયકમાં અસુરકુમારની ભલામણ દીધી છે, અસુરકુમારમા ત્રણે દૃષ્ટિ લાભે છે અને નવગ્રૈવેયકમાં બે જ દૃષ્ટિ લાભે છે. એવું કોઇ કોઇ લોકોનુ કથન છે. પરંતુ ભગવતી શ. ૧૩ ઉ. ૨, તથા શ. ૨૪ ઉ. ૧ મા નવગ્રૈવેયકમાં દૃષ્ટિ ત્રણ કહેલ છે એટલે અસુરકુમાર આદિ દેવો સમાનજ દૃષ્ટિ સંબંધે નવગ્રૈવેયકમા સમજવાનું છે.

## ઉપયોગ અધિકાર

ઉપયોગ ૧૨ છે. ૫ જ્ઞાન, ૩ અજ્ઞાન અને ૪ દર્શન. એ ૧૨ ઉપયોગમાંથી જીવ કઇ ગતિમાં કેટલા સાથે લઇ જાય છે, લાવે છે તે અહીં બતાવાશે.

(૧) ૧-૨-૩ નરકમાં જતી વખતે ૮ ઉપયોગ (૩ જ્ઞાન, ૩ અજ્ઞાન, ૨ દર્શન-અચક્ષુ ને અવધિ) લઇને આવે. અને ૭ ઉપયોગ (વિભંગ જ્ઞાન વર્જીને) લઇને નીકળે. ૪-૫-૬ નરકમાં ૮ ઉપયોગ (ઉપરવત્) લઇને આવે અને ૫ ઉપયોગ (૨ જ્ઞાન, ૨ અજ્ઞાન, ૧ અચક્ષુદર્શન) લઇને નીકળે. ૭ મી નરકમાં ૫ ઉપયોગ (૩ અજ્ઞાન, ૨ દર્શન) લઇને આવે અને ૩ ઉપયોગ (૨ અજ્ઞાન, ૧ અચક્ષુદર્શન) લઇને નીકળે.

(૨) ભવનપતિ, વાણુ વ્યંતર, જ્યોતિષી દેવ ૮ ઉપયોગ (૩ જ્ઞાન, ૩ અજ્ઞાન, ૨ દર્શન) લઇને આવે અને ૫ ઉપયોગ (૨ જ્ઞાન, ૨ અજ્ઞાન, ૧ અચક્ષુદર્શન) લઇને નીકળે. ૧૨ દેવલોક, નવગ્રૈવેયકમાં ૮ ઉપયોગ લઇને આવે અને ૭ ઉપયોગ (વિભંગજ્ઞાન વર્જીને) લઇને નીકળે. અનુત્તર વિમાનમાં ૫ ઉપયોગ (૩ જ્ઞાન, ૨ દર્શન) લઇને આવે અને એ જ ૫ ઉપયોગ લઇને નીકળે.

(૩) પાંચ સ્થાવરમાં ૩ ઉપયોગ (૨ અજ્ઞાન, ૧ દર્શન) લઇને આવે અને ૩ ઉપયોગ લઇને નીકળે. ૩ વિકલેંદ્રિયમાં ૫ ઉપયોગ (૨ જ્ઞાન, ૨ અજ્ઞાન, ૧ દર્શન) લઇને આવે અને ૩ ઉપયોગ (૨ અજ્ઞાન, ૧ દર્શન) લઇને નીકળે. તિર્યંચ ૫ચેંદ્રિયમાં ૫ ઉપયોગ લઇને આવે અને ૮ ઉપયોગ લઇને નીકળે. મનુષ્યમાં ૭ ઉપયોગ (૩ જ્ઞાન, ૨ અજ્ઞાન, ૨ દર્શન) લઇને આવે અને ૮ ઉપયોગ લઇને નીકળે. સિદ્ધમાં કેવળજ્ઞાન કેવળદર્શન લઇને આવે અને અનંતકાળ સુધી આનંદ ઘનરૂપે શાશ્વતા બિરાજે.



# નરકલોક આદિ ૭ દ્વાર

## શ્રી ભગવતી સૂત્ર શ. ૧૩ ઉ. ૪ નો અધિકાર

૧ નૈરયિકદ્વાર, ૨ સ્પર્શદ્વાર, ૩ પ્રણિધિદ્વાર, ૪ નિરયાંતદ્વાર, ૫ લોકમધ્યદ્વાર, ૬ દિશાવિદિશાદ્વાર, ૭ અસ્તિકાય પ્રવર્તનદ્વાર.

### ૧. નૈરયિકદ્વાર

**ગૌતમ** : અહો ભગવન્ ! નરક કેટલી કહી છે?

**મહાવીર** : હે ગૌતમ ! નરક સાત છે. રત્નપ્રભા યાવત્ તમતમાપ્રભા. તમતમાપ્રભા નામક સાતમી નારકમાં < પાંચ નરકાવાસ છે. તે નરકાવાસ છઠ્ઠી નરકના નરકાવાસોથી ૧ મોટો, પહોળો, ૨ મહાવિસ્તારવાળો ૩ મોટા અવકાશવાળો, ૪ મોટા શૂન્ય સ્થાનવાળા (જીવ થોડા છે અને સ્થાન બહુ ખાલી) છે. એ નરકાવાસોમાં રહેવાવાળા જીવ ૧ મહાકર્મવાળા, ૨ મહાક્રિયાવાળા, ૩ મહાઆશ્રવવાળા, ૪ મહાવેદનાવાળા, ૫ અલ્પઋદ્ધિવાળા, ૬ અલ્પદ્યુતિવાળા છે

છઠ્ઠી નરકમાં પાંચ ઓછા એક લાખ નરકાવાસા છે. એ નરકાવાસા સાતમી નરકના નરકાવાસોથી ૧ અલ્પ લાંબો-પહોળો, ૨ અલ્પવિસ્તારવાળો, ૩ અલ્પ અવકાશવાળો ૪ અલ્પશૂન્યસ્થાનવાળો (જીવ બહુ છે અને ખાલી સ્થાન થોડા) છે. આ નરકાવાસોમાં રહેવાવાળા જીવ સાતમી નરકના જીવોથી ૧ અલ્પકર્મવાળા, ૨ અલ્પક્રિયાવાળા, ૩ અલ્પઆશ્રવવાળા, ૪ અલ્પવેદનાવાળો, ૫ મહાઋદ્ધિવાળો, ૬ મહાદ્યુતિવાળો, આ રીતે યાવત્ પહેલી નરક સુધી કહેવું.

### ૨. સ્પર્શદ્વાર

**ગૌતમ** : હે ભગવન્ ! નારકીના જીવ ત્યાંની પૃથ્વીનો કેવી રીતે સ્પર્શ અનુભવે છે,

---

< આ પાચ નરકાવાસોમાથી અપઇઠાણ નામનો વચલો નરકાવાસ છઠ્ઠી નરકના નરકાવાસોથી નાનો છે, પરંતુ અહીં સમુચ્ચય બોલ લીધા છે એટલે અલગ કહ્યો નથી.

**મહાવીર** : હે ગૌતમ ! તે નરકી જીવ ત્યાંની પૃથ્વીનો અનિષ્ટ યાવત્ અમનોજ્ઞ સ્પર્શ અનુભવે છે. આ રીતે તે જીવ ત્યાંના પાણી▱ યાવત્ વનસ્પતિકાયનો પણ અનિષ્ટ યાવત્ અમનોજ્ઞ સ્પર્શ અનુભવે છે.

**૩. પ્રણિધિદ્વાર**

**ગૌતમ** : અહો ભગવન્ ! સાત નરકોની મોટાઇ, પહોળાઈ કેટલી છે ?

**મહાવીર** : હે ગૌતમ ! પહેલી નરક બીજી નરકની અપેક્ષાએ જાડાઈમાં મોટી{} છે અને ચારે દિશાઓમાં લંબાઇ, પહોળાઇમાં નાની છે. એ રીતે, બીજી નરક ત્રીજી નરકથી જાડાઈમાં મોટી છે અને ચારે દિશાઓમાં લંબાઇ, પહોળાઇમાં નાની છે. આ રીતે સાતમી નરક સુધી કહેવું.

**૪. નિરયાન્ત દ્વાર**

**ગૌતમ** : અહો ભગવન્ ! નરકાવાસોના આસપાસ જે પૃથ્વીકાયિક યાવત્ વનસ્પતિકાયિક જીવ છે તે કેવા કર્મવાળા યાવત્ કેવી વેદનાવાળા છે ?

**મહાવીર** : હે ગૌતમ ! તે જીવ મહાકર્મ, મહાક્રિયા, મહાઆશ્રવ અને મહાવેદનાવાળા છે.

---

▱ અહીં 'યાવત્' શબ્દથી તેજસ્કાય અને વાયુકાયને ગ્રહણ કર્યા છે. બાદર તેજસકાય ફક્ત અઢીદ્વીપમા હોય છે, એટલે નરકમાં બાદર તેજસ્કાય હોતી નથી. પરંતુ ત્યા અગ્નિના સમાન અન્ય ઉષ્ણ વસ્તુ હોય છે. એટલે નરકના જીવ તેજસ્કાયના સ્પર્શનો અનુભવ કરે છે.

{} પહેલી નરક જાડાઇમાં એક લાખ એશી હજાર યોજન પ્રમાણ છે અને બીજી નરક જાડાઇમાં એક લાખ બત્રીસ હજાર યોજન પ્રમાણ છે. પહેલી નરક લંબાઇ અને પહોળાઇમા એક રાજ પ્રમાણ છે, એટલે નાની છે અને બીજી નરક એનાથી અધિક પ્રમાણવાળી છે. (અઢી રાજની લાંબી–પહોળી છે). ત્રીજી નરક ૪ રાજની લાંબી પહોળી છે. ચોથી નરક ૫ રાજની લાંબી પહોળી છે. પાચમી નરક ૬ રાજની લાંબી પહોળી છે છઠ્ઠી નરક ૬।। રાજની લાંબી પહોળી છે. સાતમી નરક ૭ રાજની લાંબી પહોળી છે.

## ૫. લોક મધ્યદ્વાર

**ગૌતમ :** હે ભગવન્ ! લોકનો મધ્યભાગ ક્યાં છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સમુચ્ચય લોકનો મધ્યભાગ પહેલી નરકની નીચે અંતરમાં અસંખ્યાતમો ભાગ જવા પર છે. અધોલોક (નીચાલોક)નો મધ્યભાગ ચોથી નરકના અંતરખંડના કંઇક અધિક અર્ધા ભાગ જવા પર છે. ઉર્ધ્વલોક-ઊંચાલોકનો મધ્યભાગ પાંચમા દેવલોકની ત્રીજી રિષ્ટ નામની પ્રતરમાં છે તિર્છાલોકનો મધ્યભાગ મેરુપર્વતના વચોવચ (રત્નપ્રભા પૃથ્વીની ઉપર બે ક્ષુદ્ર પ્રતર ઉપર અને નીચે છે. એની વચમાં આઠ રુચક▷ પ્રદેશ છે, ત્યાં છે).

## ૬. દિશાવિદિશા દ્વાર

મેરુપર્વતની વચોવચ આઠ રુચક પ્રદેશોથી દશ દિશાઓ નીકળી છે. દશ દિશાઓનાં નામ આ પ્રકારે છેઃ (૧) ઐન્દ્રી (પૂર્વ દિશા) (૨) અગ્નિકોણ (પૂર્વ દક્ષિણની વચ્ચે) (૩) જમ્મા (દક્ષિણ દિશા) (૪) નૈઋત્ય કોણ (દક્ષિણ પશ્ચિમ વચ્ચે) (૫) વારુણી (પશ્ચિમ દિશા) (૬) વાયવ્ય કોણ (પશ્ચિમ ઉત્તરની વચ્ચે) (૭) સોમા (ઉત્તર દિશા) (૮) ઇશાન કોણ (ઉત્તર પૂર્વની વચ્ચે) (૯) વિમલા (ઊંચી દિશા) (૧૦) તમા (નીચી દિશા). આ દશ દિશાઓનાં નામવાળા દશ દેવ દિશાઓના માલિક છે. દશ દિશાઓ રુચક પ્રદેશોથી નીકળી છે. રુચક પ્રદેશોથી એની શરૂઆત છે. ચાર દિશાઓ આદિ 'શરૂ'માં બે પ્રદેશી છે. ફરી આગળ બે-બે પ્રદેશ વિસ્તારવાળી થઈ ગઈ છે. લોક અપેક્ષા અસંખ્યાત પ્રદેશી છે. અને અલોક અપેક્ષા અનંતપ્રદેશી છે. લોક અપેક્ષા આદિ અંત સહિત છે અને અલોક અપેક્ષા અનંતપ્રદેશી છે. લોક અપેક્ષા આદિ અંત સહિત છે અને અલોક અપેક્ષાએ આદિ સહિત અને અંત-રહિત છે. લોક અપેક્ષાએ મૃદંગ (ઢોલક)ના આકારે છે અને અલોક આશ્રી ગાડીના આગળના ભાગને આકારે છે.

---

▷રત્નપ્રભા પૃથ્વીની ઉપર અને ક્ષુદ્ર પ્રતર છે. એ પ્રતર સર્વથી નાનાં છે. તે એની વચોવચ આઠ રુચક પ્રદેશ છે.

ચાર વિદિશાઓ રુચક પ્રદેશોથી નીકળી છે. રુચક પ્રદેશોથી એની શરૂઆત છે. તે પ્રારંભમાં એક પ્રદેશવાળી છે. અને ફરી આગળમાં ઉતરોત્તર વૃદ્ધિરહિત લોક-અલોક સુધી ચાલી ગઈ છે [ગયેલી છે]. લોક અપેક્ષાએ અસંખ્યાત પ્રદેશી છે. આદિ અંત સહિત છે. અલોક અપેક્ષાએ અનંતપ્રદેશી છે. આદિ સહિત અનંત છે. તૂટેલી મોતીની માળાના આકારે છે.

વિમળા [ઊંચી દિશા] તમા [નીચી દિશા] રુચક પ્રદેશોથી નીકળી છે. રુચક પ્રદેશોથો એનો પ્રારંભ છે. આદિમાં એ ચાર પ્રદેશી છે. બે પ્રદેશની પહોળી છે. ઉત્તરોત્તર વૃદ્ધિરહિત લોક-અલોક સુધી ચાલી ગઇ છે [ગયેલી છે]. લોક અપેક્ષાએ અસંખ્યાત પ્રદેશી અને આદિ-અંત સહિત છે. અલોક અપેક્ષાએ અનંત પ્રદેશી અને સાદિ અનંત છે. એ રુચક પ્રદેશોના આકારવાળી છે.

## ૭. અસ્તિકાયપ્રવર્તનાદ્વાર

**ગૌતમ :** હે ભગવન્! લોક શું છે?

**મહાવીર :** હે ગૌતમ! લોક પંચાસ્તિકાય રૂપ છે. ધર્માસ્તિકાય ગતિલક્ષણ છે. જીવોનું ગમનાગમન, ભાષા, નેત્ર ઉઘાડવાં, મન-વચન-કાયયોગમાં સહાયક છે. એ પ્રકારે બીજા પણ જે ગમનશીલ પદાર્થ છે તે સર્વ ધર્માસ્તિકાયથી પ્રવૃત્તિ કરે છે. અધર્માસ્તિકાય સ્થિતિ લક્ષણ છે. જીવોને ઊભા રહેવામાં, બેસવામાં, સૂવામાં, મન સ્થિર કરવામાં સહાયક છે. એ પ્રકારે, બીજા પણ જે પદાર્થ છે તે સર્વ અધર્માસ્તિકાયથી સ્થિર થાય છે. આકાશાસ્તિકાય અવગાહના લક્ષણ છે. જીવોને માટે અને અજીવોને માટે આશ્રયરૂપ છે. જીવાસ્તિકાય ઉપયોગ લક્ષણ છે. જ્ઞાન અને દર્શન ઉપયોગરૂપ છે. પુદ્ગલાસ્તિકાય ગ્રહણ લક્ષણ છે. એનાથી જીવોનાં ઇંદ્રિય, શરીર આદિ બને છે.



## પ્રદેશ સ્પર્શના અવગાહ્યા

૧ અસ્તિકાય પ્રદેશ સ્પર્શનાં દ્વાર : હે ભગવન્ ! ધર્માસ્તિકાયના એક પ્રદેશને ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોની સ્પર્શના છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જઘન્ય@ ૩, ઉત્કૃષ્ટ ૬ પ્રદેશોની સ્પર્શના છે.

**ગૌતમ :** હે ભગવન્ ! ધર્માસ્તિકાયના એક પ્રદેશને અધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોની સ્પર્શના છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જઘન્ય□ ૪, ઉત્કૃષ્ટ ૭ પ્રદેશોની સ્પર્શના છે.

**ગૌતમ :** હે ભગવન્ ! ધર્માસ્તિકાયના એક પ્રદેશને આકાશાસ્તિકાયના કેટલા પ્રદેશોની સ્પર્શના છે ?

**મહાવીર :** હે ગૌતમ ! આકાશાસ્તિકાયના ૭ પ્રદેશોની સ્પર્શના છે.

---

@ અહીં જઘન્ય પદ લોકાંતના ખૂણે છે. એ ભૂમિની નજીક નાની કોટડીના ખૂણાની સમાન હોય છે.



ત્યાં ધર્માસ્તિકાયના એક પ્રદેશને, ધર્માસ્તિકાયકો ઉપરના એક પ્રદેશને અને પાસેના બે પ્રદેશોને સ્પર્શ કરે છે. એ પ્રકારે ધર્માસ્તિકાયના ત્રણ પ્રદેશોને સ્પર્શેલ છે. ઉત્કૃષ્ટ પદમા ૪ દિશાઓના ૪ પ્રદેશને તથા ઉર્ધ્વ દિશાના એક પ્રદેશને અને અધોદિશાના એક પ્રદેશને—આ પ્રકારે ૭ પ્રદેશોને સ્પર્શેલ છે.



□ જે પ્રકારે જઘન્યપદમાં ધર્માસ્તિકાયના એક પ્રદેશને ધર્માસ્તિકાયના ત્રણ પ્રદેશોની સ્પર્શના છે, એ પ્રકારે અધર્માસ્તિકાયના ત્રણ પ્રદેશોની સ્પર્શના છે. અને ધર્માસ્તિકાયના એક પ્રદેશના સ્થાનમા રહેલ અધર્માસ્તિકાયના એક પ્રદેશને સ્પર્શેલ છે એ સર્વ મળીને ચાર પ્રદેશોની સ્પર્શના છે.

**ગૌતમ** : હે ભગવન્! ધર્માસ્તિકાયના □ એક પ્રદેશને જીવાસ્તિકાય અને પુદ્ગલાસ્તિકાયના કેટલા પ્રદેશોની સ્પર્શના છે?

**મહાવીર**: હે ગૌતમ! જીવાસ્તિકાય અને પુદ્ગલાસ્તિકાયના અનંત પ્રદેશોની સ્પર્શના છે.

**ગૌતમ** : હે ભગવન્! ધર્માસ્તિકાયના ○ એક પ્રદેશને કાળના કેટલા પ્રદેશોનો સ્પર્શ છે?

**મહાવીર**: હે ગૌતમ! કાળને કદાચ સ્પર્શે છે અને કદાચ સ્પર્શતા નથી, જો સ્પર્શે છે તો અવશ્ય અનંત સમયોને સ્પર્શે છે.

**ગૌતમ** : હે ભગવન્! અધર્માસ્તિકાયના એક પ્રદેશને ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોનો સ્પર્શ છે?

**મહાવીર** : હે ગૌતમ! જઘન્ય ▱ ૪, ઉત્કૃષ્ટ ૭ પ્રદેશોને સ્પર્શે છે.

**ગૌતમ** : હે ભગવન્! અધર્માસ્તિકાયના એક પ્રદેશને અધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોને સ્પર્શે છે?

---

ઉત્કૃષ્ટ પદમા છ દિશાના છ પ્રદેશ અને ધર્માસ્તિકાયના એક પ્રદેશના સ્થાનમાં રહેલ અધર્માસ્તિકાયના એક પ્રદેશ, આ પ્રકારે સાત પ્રદેશોને સ્પર્શેલ છે. લોકાંતમા પણ અલોકાકાશ હોવાથી પૂર્વોક્ત સાત આકાશાસ્તિકાયના પ્રદેશોની સ્પર્શના છે. સર્વ દિશાઓમા આકાશ હોવાથી આકાશાસ્તિકાયમાં જઘન્ય સ્પર્શના હોતી નથી.

□ ધર્માસ્તિકાયનો જ્યા એક પ્રદેશ છે ત્યા અને તેની બાજુમા અનંત જીવોના અનત પ્રદેશ હોવાથી તે જીવોના અનત પ્રદેશોને સ્પર્શે છે. એ પ્રકારે પુદ્ગલાસ્તિકાયના અનત પ્રદેશોને પણ સ્પર્શે છે.

○ અદ્ધાસમય ફક્ત સમયક્ષેત્ર (અઢીદ્વીપ)મા હોય છે. કેમ કે જ્યાં સૂર્યની ગતિ છે ત્યા સમય આદિ કાળ છે એટલે અદ્ધા સમયને ધર્માસ્તિકાયનો એક પ્રદેશ કદાચ સ્પર્શે છે. અને કદાચ સ્પર્શતો નથી. જો સ્પર્શે તો અનત અદ્ધા સમયોને સ્પર્શે છે કેમકે તે અનાદિ હોવાથી અનત સમયને સ્પર્શે છે.

▱ જે પ્રકારે ધર્માસ્તિકાયના પ્રદેશોની સ્પર્શનાનુ કથન કર્યું એ પ્રકારે અધર્માસ્તિકાયના પ્રદેશની સ્પર્શનાનું પણ કથન કરવુ.

**મહાવીર** : હે ગૌતમ ! અધર્માસ્તિકાયના એક પ્રદેશને અધર્માસ્તિકાયના જઘન્ય ૩, ઉત્કૃષ્ટ ૬ પ્રદેશોને સ્પર્શે છે. આકાશાસ્તિકાયથી લઇ કાળ સુધી ધર્માસ્તિકાયની માફક કહેવું.

**ગૌતમ** : હે ભગવન્ ! આકાશાસ્તિકાયના એક પ્રદેશને ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોની સ્પર્શના છે ?

**મહાવીર** : હે ગૌતમ ! કદાચ સ્પર્શે છે [લોક અપેક્ષાએ] કદાચ સ્પર્શતા નથી [અલોક અપેક્ષાએ]. જો સ્પર્શે તો જઘન્ય@ એક–બે–ત્રણ–ચાર અને ઉત્કૃષ્ટ સાત પ્રદેશોને સ્પર્શે છે. એ રીતે અધર્માસ્તિકાયનું પણ કહેવું.

**ગૌતમ** : અહો ભગવન્ ! આકાશાસ્તિકાયના એક પ્રદેશને આકાશાસ્તિકાયના કેટલા પ્રદેશોનો સ્પર્શ છે ?

**મહાવીર** : હે ગૌતમ ! છ પ્રદેશોનો સ્પર્શ છે.

---

@ આકાશાસ્તિકાયનો એક પ્રદેશ લોકમા રહેલ ધર્માસ્તિકાયના પ્રદેશોને સ્પર્શે છે અને અલોકમાં ધર્માસ્તિકાય નહિ હોવાથી સ્પર્શતા નથી. જો સ્પર્શે છે તો જઘન્ય પદમાં–(૧) લોકાંતમાં રહેલ ધર્માસ્તિકાયના એક પ્રદેશને સ્પર્શે છે. (૨) વક્રગતિ આકાશ પ્રદેશ ધર્માસ્તિકાયના બે પ્રદેશોને સ્પર્શે છે (૩) આકાશાસ્તિકાયના પ્રદેશની સાથે રહેલા પ્રદેશ અને એક પાસેનો પ્રદેશ અને એક ઉપર અગર નીચેનો પ્રદેશ એ પ્રમાણે ધર્માસ્તિકાયના ત્રણ પ્રદેશોને સ્પર્શે છે. (૪) લોકાંતના ખૂણામાં રહેલા આકાશ પ્રદેશ તે તદાશ્રિત પ્રદેશ, ઉપરનો પ્રદેશ યા નીચેનો પ્રદેશ અને બે દિશાઓમા રહેલ બે પ્રદેશ એ પ્રકારે ધર્માસ્તિકાયને ચાર પ્રદેશોનો સ્પર્શ છે. (૫) જે આકાશ પ્રદેશ ઉપરના, નીચેના અને બે દિશાઓમાં રહેલા બે પ્રદેશોને તથા ત્યા રહેલા ધર્માસ્તિકાયના પ્રદેશને સ્પર્શે છે તે પાંચ પ્રદેશોને સ્પર્શે છે. (૬) જે આકાશ પ્રદેશ ઉપરના, નીચેના અને ત્રણ દિશાના તથા ત્યાં પર રહેલા ધર્માસ્તિકાયના પ્રદેશને સ્પર્શે છે તે છ પ્રદેશોને સ્પર્શે છે. (૭) જે આકાશ પ્રદેશ ઉપરના, નીચેના, ચાર દિશાઓના તથા તે પર રહેલ ધર્માસ્તિકાયના પ્રદેશને સ્પર્શે છે તે સાત પ્રદેશને સ્પર્શે છે.

જે પ્રકારે ધર્માસ્તિકાયના કહ્યા તે પ્રકારે અધર્માસ્તિકાયના કહેવા.

**ગૌતમ** : હે ભગવન્ ! આકાશાસ્તિકાયના એક પ્રદેશને જીવાસ્તિકાયના કેટલા પ્રદેશોને સ્પર્શે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! જીવાસ્તિકાયના પ્રદેશોને કદાચ સ્પર્શે છે, કદાચ સ્પર્શતા નથી. જો સ્પર્શે તો અવશ્ય અનંત પ્રદેશોને સ્પર્શે છે. આ પ્રકારે પુદ્‌ગલાસ્તિકાયના પ્રદેશોની અને અઢીદ્વીપના સમયોની સ્પર્શના કહેવી.

**ગૌતમ** : હે ભગવન્ ! જીવાસ્તિકાયના એક પ્રદેશને ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોનો સ્પર્શ છે ?

**મહાવીર** : હે ગૌતમ ! જઘન્ય ચાર, ઉત્કૃષ્ટ સાત પ્રદેશોનો સ્પર્શ છે. એ રીતે અધર્માસ્તિકાય કહેવા.

**ગૌતમ** : અહો ભગવન્ ! જીવાસ્તિકાયના એક પ્રદેશને આકાશાસ્તિકાયના કેટલા પ્રદેશોનો સ્પર્શ છે ?

**મહાવીર** : હે ગૌતમ ! આકાશાસ્તિકાયના સાત પ્રદેશોનો સ્પર્શ છે. જીવાસ્તિકાય, પુદ્‌ગલાસ્તિકાય અને કાલ, ધર્માસ્તિકાયની રીતે કહેવું. (જીવાસ્તિકાય અને પુદ્‌ગલાસ્તિકાયના અનંત પ્રદેશોનો સ્પર્શ છે. કાળને કદાચ સ્પર્શે છે. કદાચ સ્પર્શતા નથી. જો સ્પર્શે તો અવશ્ય અનંત સમયોને સ્પર્શે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! પુદ્‌ગલાસ્તિકાયના એક પ્રદેશને ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોનો સ્પર્શ છે ?

**મહાવીર** : હે ગૌતમ ! ધર્માસ્તિકાયથી લઈ કાળ સુધી સર્વ અધિકાર જીવાસ્તિકાય માફક કહેવા.

**ગૌતમ** : હે ભગવન્ ! પુદ્‌ગલાસ્તિકાયના બે પ્રદેશોને ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોનો સ્પર્શ છે ?

**મહાવીર** : હે ગૌતમ ! પુદ્‌ગલાસ્તિકાયના બે પ્રદેશોને ધર્માસ્તિ-

કાય અને અધર્માસ્તિકાયના @જઘન્ય ૬–૬ પ્રદેશોનો ઉત્કૃષ્ટ ૧૨–૧૨ પ્રદેશોનો સ્પર્શ છે. પુદ્‌ગલાસ્તિકાયના બે પ્રદેશોને આકાશાસ્તિકાયના ૧૨ પ્રદેશોનો સ્પર્શ છે. પુદ્‌ગલાસ્તિકાયના બે પ્રદેશોને જીવાસ્તિકાય અને પુદ્‌ગલાસ્તિકાયના અનંત પ્રદેશોને સ્પર્શે છે. પુદ્‌ગલાસ્તિકાયના બે પ્રદેશોને કાળનો કદાચ સ્પર્શ છે અને કદાચ સ્પર્શ નથી. જો સ્પર્શ છે તો અવશ્ય અનંત સમયોનો સ્પર્શ છે.

---

@અહી ચૂર્ણિકારનો મત આ પ્રકારે છે–'લોકાંતમાં બે પ્રદેશી સ્કંધ એક પ્રદેશીની ઉપર અવગાહના કરીને રહેલ છે તો પણ એ પ્રદેશને પ્રતિદ્રવ્યની અવગાહના હોય છે ' એ નિયમની વિવક્ષાથી અવગાહેલ પ્રદેશ એક હોવા છતા પણ ભિન્ન માનવાથી એને બે પ્રદેશોનો સ્પર્શ છે તથા એના ઉપરના અથવા નીચેના જે પ્રદેશ છે તે પણ નયના મતથી બે પ્રદેશોને સ્પર્શે છે અને પાસેના બે પરમાણુ એક એક પ્રદેશને સ્પર્શે છે.-એ રીતે ધર્માસ્તિકાયના ૭ પ્રદેશોને દ્વિપ્રદેશી સ્કંધ સ્પર્શે છે. જો નયના મતનો આશ્રય ન લેવાય તો દ્વિપ્રદેશી સ્કંધ ચાર પ્રદેશોને સ્પર્શે છે.



અહીં પર જે બે બિંદુ લાગેલ છે એને બે પરમાણુ [દ્વિપ્રદેશી]સમજવા. એમાંથી એક તરફનો પરમાણુ આ તરફના ધર્માસ્તિકાયના પ્રદેશોને સ્પર્શે છે. બીજી તરફનો પરમાણુ બીજી તરફના ધર્માસ્તિકાય પ્રદેશોને સ્પર્શે છે. એ બે પ્રદેશ થયા. જે બે પ્રદેશોમાં બે પરમાણુ સ્થાપિત કર્યા છે એની આગળના બે પ્રદેશોને સ્પર્શે છે. એ ચાર પ્રદેશ થયા. બે અવગાહેલ પ્રદેશોને સ્પર્શે છે. એ પ્રકારે ૭ પ્રદેશોને સ્પર્શે છે.



દ્વિપ્રદેશાવગાઢ હોવાથી અવગાહનાના બે પ્રદેશ ઉપરના અને બે પ્રદેશ નીચેના એ સર્વ મળી ૧૨ પ્રદેશ થયા. એ ઉત્કૃષ્ટ ૧૨ પ્રદેશોને સ્પર્શે છે.

પુદ્ગલાસ્તિકાયના ત્રણ પ્રદેશોને ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય ના< જઘન્ય ૮-૮ પ્રદેશોનો, ઉત્કૃષ્ટ ૧૭-૧૭ પ્રદેશોનો છે. સ્પર્શ આકાશાસ્તિકાયના ૧૭ પ્રદેશોનો સ્પર્શ છે. શેષ જીવાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને કાળના કથન પુદ્ગલાસ્તિકાયના બે પ્રદેશી માફક કહેવા.

પુદ્ગલાસ્તિકાયના ચાર પ્રદેશોને ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયના જઘન્ય ૧૦-૧૦ પ્રદેશોનો, ઉત્કૃષ્ટ ૨૨-૨૨ પ્રદેશોનો સ્પર્શ છે. આકાશાસ્તિકાયના ૨૨ પ્રદેશોનો સ્પર્શ છે. શેષ જીવાસ્તિકાય પુદ્ગલાસ્તિકાય અને કાળના કથન પુદ્ગલાસ્તિકાયના બે પ્રદેશી માફક કહેવા.

પુદ્ગલાસ્તિકાયના પાંચ પ્રદેશોને ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયના જઘન્ય ૧૨-૧૨ પ્રદેશોનો સ્પર્શ છે, ઉત્કૃષ્ટ ૨૭-૨૭ પ્રદેશોને સ્પર્શીને રહે છે આકાશ સ્તિકાયના ૨૭ પ્રદેશોને સ્પર્શે છે, બાકી જીવાસ્તિકાયના પુદ્ગલાસ્તિકાયના અને કાળના કથન પુદ્ગલાસ્તિકાયના બે પ્રદેશીની રીતે કહેવા.

પુદ્ગલાસ્તિકાયના છ પ્રદેશોને ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયનાં જઘન્ય ૧૪-૧૪ પ્રદેશોને સ્પર્શે છે અને ઉત્કૃષ્ટ ૩૨-૩૨ પ્રદેશોને સ્પર્શે છે. આકાશાસ્તિકાયના ૩૨ પ્રદેશોને સ્પર્શે છે. શેષ જીવાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને કાળનું કથન પુદ્ગલાસ્તિકાયના બે પ્રદેશી માફક કહેવા.

---

< પુદ્ગલાસ્તિકાયના ત્રણ પ્રદેશ એક પ્રદેશાવગાઢ હોવાથી પણ પૂર્વોક્ત નયના મતથી અવગાહેલ ત્રણ પ્રદેશ, ઉપરના કે નીચેના ત્રણ પ્રદેશ અને નજીકના બે પ્રદેશ આ પ્રકારે ધર્માસ્તિકાયના આઠ પ્રદેશોને સ્પર્શે છે. અહીં જઘન્ય પદમા વિવક્ષિત પરમાણુઓના બે ગણા કરી એમા બે વધુ ઉમેરવા, એટલા પ્રદેશોને સ્પર્શે છે. ઉત્કૃષ્ટ પદમા વિવક્ષિત પરમાણુથી પાચ ગણા કરીને એમાં બે બીજા મેળવવા એટલા પ્રદેશોને સ્પર્શે છે જેમ એક પ્રદેશોની સ્પર્શના કાઢવી હોય તો એકને બે ગણા કરવાથી બે થયા. એમાં બે બીજા મેળવવાથી ચાર થયા. એ પ્રકારે એક પરમાણુ જઘન્ય ચાર પ્રદેશોને સ્પર્શે છે. ઉત્કૃષ્ટ પદમાં એક પરમાણુને પાચ ગણા કરીને પાચ થયા, એમાં બે ઉમેરવાથી સાત થયા. એ પ્રકારે એક પરમાણુ ઉત્કૃષ્ટ સાત પ્રદેશોને સ્પર્શે છે. એ પ્રકારે દ્વિપ્રદેશી, ત્રણ પ્રદેશી, આદિના વિષયમાં જાણવા.

પુદ્‌ગલાસ્તિકાયના સાત પ્રદેશોને ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયના જઘન્ય ૧૬–૧૬ પ્રદેશોને સ્પર્શે છે, ઉત્કૃષ્ટ ૩૭–૩૭ પ્રદેશોને સ્પર્શે છે. આકાશાસ્તિકાયના ૩૭ પ્રદેશોને સ્પર્શે છે. શેષ જીવાસ્તિકાય, પુદ્‌ગલાસ્તિકાય અને કાળના કથન પુદ્‌ગલાસ્તિકાયના બે પ્રદેશીની રીતે કહેવા.

પુદ્‌ગલાસ્તિકાયના આઠ પ્રદેશોને ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયના જઘન્ય ૧૮–૧૮ પ્રદેશોને સ્પર્શે છે. ઉત્કૃષ્ટ ૪૨–૪૨ પ્રદેશોને સ્પર્શે છે. આકાશાસ્તિકાયના ૪૨–પ્રદેશોને સ્પર્શે છે. શેષ જીવાસ્તિકાય, પુદ્‌ગલાસ્તિકાય અને કાળનું કથન પુદ્‌ગલાસ્તિકાયના બે પ્રદેશીની રીતે કહેવા.

પુદ્‌ગલાસ્તિકાયના ૯ પ્રદેશોને ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયના જઘન્ય ૨૦–૨૦ પ્રદેશોને સ્પર્શે છે. ઉત્કૃષ્ટ ૪૭–૪૭ પ્રદેશોને સ્પર્શે છે. આકાશાસ્તિકાયના ૪૭ પ્રદેશોને સ્પર્શે છે. શેષ જીવાસ્તિકાય, પુદ્‌ગલાસ્તિકાય અને કાળનું કથન પુદ્‌ગલાસ્તિકાયના બે પ્રદેશીની રીતે કહેવા.

પુદ્‌ગલાસ્તિકાયના દશ પ્રદેશોને ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયના જઘન્ય ૨૨–૨૨ પ્રદેશોને સ્પર્શે છે, ઉત્કૃષ્ટ ૫૨–૫૨ પ્રદેશોને સ્પર્શે છે. આકાશાસ્તિકાયના ૫૨ પ્રદેશોને સ્પર્શે છે. બાકીના જીવાસ્તિકાય, પુદ્‌ગલાસ્તિકાય અને કાળનું કથન પુદ્‌ગલાસ્તિકાયના બે પ્રદેશીની રીતે કહેવા.

**ગૌતમ :** હે ભગવન્ ! પુદ્‌ગલાસ્તિકાયના○ સંખ્યાતા પ્રદેશોને ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોને સ્પર્શે છે ?

---

○દશથી ઉપરની સંખ્યાતામાં ગણાય છે. જેમકે વીસ પ્રદેશોનો એક સ્કંધ લોકાતના એક પ્રદેશમાં રહેલ છે. તે કોઇ એક નય ।। અપેક્ષાથી જઘન્ય પદમાં ૪૨ પ્રદેશોને (વીસ અવગાહેલ પ્રદેશોનો અને ઉપર કે નીચેના વીસ પ્રદેશોને તથા પાસેના બે પ્રદેશોને–૪૨) સ્પર્શે છે, અને ઉત્કૃષ્ટ પદમા ૧૦૨ પ્રદેશોને (૨૦ અવગાહેલ પ્રદેશ, ૨૦ નીચેના ૨૦ ઉપરના, ૨૦ પૂર્વના, ૨૦ પશ્ચિમના ૧ દક્ષિણનો ૨ ઉત્તરનો–એ સર્વ મળી ૧૦૨ થયા) સ્પર્શે છે.

**મહાવીર :** હે ગૌતમ ! જઘન્ય પદમાં એ સંખ્યાતા પ્રદેશોને બે ગણા કરીને બે વધુ ભેળવવા. અને ઉત્કૃષ્ટ પદમાં એ સંખ્યાતા પ્રદેશોને પાંચ ગણા કરીને બે વધુ ભેળવવા. એટલા પ્રદેશોને સ્પર્શે છે. જે પ્રકારે ધર્માસ્તિકાયનું કહ્યું છે એ પ્રકારે અધર્માસ્તિકાયનું પણ કહેવું. પુદ્દગલાસ્તિકાયના સંખ્યાત પ્રદેશોને આકાશાસ્તિકાયના કેટલા પ્રદેશોને સ્પર્શે છે ? એની સંખ્યાતાને પાંચથી ગુણી ને એમાં બે ઉમેરવા એટલા પ્રદેશોને સ્પર્શે છે. પુદ્દગલાસ્તિકાયના સંખ્યાત પ્રદેશોને જીવાસ્તિકાયના કેટલા પ્રદેશોને સ્પર્શે છે ?

અનંત પ્રદેશોને સ્પર્શે છે. એ રીતે પુદ્દગલાસ્તિકાયના અનંત પ્રદેશોને સ્પર્શે છે. પુદ્દગલાસ્તિકાયના સંખ્યાત પ્રદેશોને કેટલા અધ્ધા સમય સ્પર્શે છે ? કદાચ સ્પર્શે છે, અને કદાચ સ્પર્શતા નથી. જો સ્પર્શે તો અવશ્ય અનંત અધ્ધા સમય સ્પર્શે છે.

**ગૌતમ :** હે ભગવન્ ! પુદ્દગલાસ્તિકાયના અસંખ્યાતા પ્રદેશોને ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોનો સ્પર્શે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જઘન્ય પદમાં એની અસંખ્યાતાના બે ગણા કરી એમાં બે ઉમેરવા, એટલા પ્રદેશોને સ્પર્શે છે. ઉત્કૃષ્ટ પદમાં એના અસંખ્યાતાને પાંચ ગણા કરી બે ઉમેરવા, એટલા પ્રદેશોને સ્પર્શે છે.

**ગૌતમ :** હે ભગવન્ ! પુદ્દગલાસ્તિકાયના અનંત પ્રદેશોને ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોનો સ્પર્શ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જેમ અસંખ્યાતાના કહ્યા છે તેમ જ અનંતા માટે પણ કહેવું○ આકાશાસ્તિકાયમાં□ જઘન્ય કહેવાં નહિ. પરંતુ સર્વની જગ્યાએ ઉત્કૃષ્ટ કહેવા.

---

○અહીં એટલી વિશેષતા છે કે જેમ જઘન્ય પદમા ઉપર અને નીચેના અવગાઢ પ્રદેશ કલ્પિત છે તેમ જ ઉત્કૃષ્ટ પદમા પણ જાણવુ. કેમકે અવગાહથી વાસ્તવિક લોકમાં અનંત આકાશ પ્રદેશ હોતા નથી, પરંતુ અસંખ્યાતા જ હોય છે. (ટીકા)

□આકાશાસ્તિકાયનું જઘન્યપદ હોતું નથી, ઉત્કૃષ્ટપદ હોય છે કેમકે આકાશાસ્તિકાય સર્વ જગાએ વિદ્યમાન છે.

પુદ્ગલાસ્તિકાયના@ બે પ્રદેશોથી લઈ અનંત પ્રદેશ સુધી જઘન્યમાં બે ગુણાથી બે પ્રદેશ અધિકને સ્પર્શે છે. અને ઉત્કૃષ્ટમાં પાંચ ગણાથી બે પ્રદેશ અધિકને સ્પર્શે છે જેમ બે પ્રદેશીને જઘન્ય ૬ને સ્પર્શે છે (૨×૨=૪+૨=૬) ઉત્કૃષ્ટ ૧૨ ને સ્પર્શે છે [૨×૫=૧૦+૨=૧૨]

| પુદ્ગલાસ્તિ-કાયના પ્રદેશ | ધર્માસ્તિકાયના પ્રદેશ | | અધર્માસ્તિકાયના પ્રદેશ | | આકાશાસ્તિ કાયના પ્રદેશ | |
|---|---|---|---|---|---|---|
| | જઘન્ય | ઉત્કૃષ્ટ | જઘન્ય | ઉત્કૃષ્ટ | જઘન્ય | ઉત્કૃષ્ટ |
| ૧ | ૪ | ૭ | ૪ | ૭ | | ૭ |
| ૨ | ૬ | ૧૨ | ૬ | ૧૨ | | ૧૨ |
| ૩ | ૮ | ૧૭ | ૮ | ૧૭ | | ૧૭ |
| ૪ | ૧૦ | ૨૨ | ૧૦ | ૨૨ | | ૨૨ |
| ૫ | ૧૨ | ૨૭ | ૧૨ | ૨૭ | | ૨૭ |
| ૬ | ૧૪ | ૩૨ | ૧૪ | ૩૨ | | ૩૨ |
| ૭ | ૧૬ | ૩૭ | ૧૬ | ૩૭ | | ૩૭ |
| ૮ | ૧૮ | ૪૨ | ૧૮ | ૪૨ | | ૪૨ |
| ૯ | ૨૦ | ૪૭ | ૨૦ | ૪૭ | | ૪૭ |
| ૧૦ | ૨૨ | ૫૨ | ૨૨ | ૫૨ | | ૫૨ |

**ગૌતમ :** હે ભગવન્! કાળના એક સમયને ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશો સ્પર્શે?

---

@પુદ્ગલાસ્તિકાયના સંખ્યાત પ્રદેશી, અસંખ્યાત પ્રદેશી યા અનંત પ્રદેશી જે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાયના પ્રદેશ અવગાહનામાં બે ગુણાથી બે વધુ કહ્યા છે તે અલગ અલગ આકાશ પ્રદેશ અવગાહનાની અપેક્ષાથી કહ્યા છે. પરંતુ આ રીતથી તો એક આકાશ પ્રદેશની ઉપર અસંખ્યાત અનંત પ્રદેશ સુધી બેસી શકે છે, બાજુમાં અલોક આવી જવાથી જઘન્ય કહ્યા છે.

મહાવીર : હે ગૌતમ ! સાત @ પ્રદેશોને સ્પર્શે છે. એ રીતે અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય કહેવા. જીવાસ્તિકાય અને પુદ્ગલા-

| પ્રદેશ | ધર્માસ્તિકાય | અધર્માસ્તિકાય | આકાશાસ્તિકાય | જીવાસ્તિકાય | પુદ્ગલાસ્તિકાય | કાળ |
|---|---|---|---|---|---|---|
| | જઘ. ઉ. | જઘ. ઉ. | જઘ. ઉ. | જઘ. ઉ. | જઘ. ઉ. | જઘ. ઉ. |
| ધર્માસ્તિકાયનો ૧ પ્રદેશ. | ૩ ૬ | ૪ ૭ | ૭ | અનંત | અનંત | કદાચ સ્પર્શે કદાચ સ્પર્શે નહિ. જો સ્પર્શે તો અનંત |
| અધર્માસ્તિકાયનો ૧ પ્રદેશ. | ૪ ૭ | ૩ ૬ | ૭ | ,, | ,, | ,, |
| આકાસ્તિકાયનો ૧ પ્રદેશ. | ૧-૨-૩-૪ ભજના. ૭ | ૧-૨-૩-૪ ભજના ૭ | ૬ | અનંત (ભજના) | અનંત (ભજના) | ,, |
| જીવાસ્તિકાયનો ૧ પ્રદેશ | ૪ ૭ | ૪ ૭ | ૭ | અનંત | અનંત | ,, |
| પુદ્ગલાસ્તિકાયનો ૧ પ્રદેશ | ૪ ૭ | ૪ ૭ | ૭ | ,, | ,, | ,, |
| કાળનો ૧ સમય | ૭ | ૭ | ૭ | ,, | ,, | અનંત |

@અહી વર્તમાન સમય વિશિષ્ટ સમય ક્ષેત્ર (મનુષ્યલોક)માં રહેલ પરમાણુને અદ્ધાસમય સમજવો. જો એમ સમજવામા ન આવે તો ધર્માસ્તિકાયના સાત પ્રદેશોને અધ્યાસમય સ્પર્શતો નથી

અહીં જઘન્ય પદ હોતું નથી કેમકે અદ્ધાસમય મનુષ્ય ક્ષેત્રનુ મધ્યવર્તી છે. જઘન્ય પદ તો લોકાંતના વિષયમાં સભવ છે પરતુ લોકાતના વિષયમા કાળ હોતો નથી. અદ્ધાસમય વિશિષ્ટ પરમાણુ દ્રવ્ય એક ધર્માસ્તિકાયના પ્રદેશને અવગાહેલ છે અને બાકી ધર્માસ્તિકાયના ૭ પ્રદેશ એની ૭ દિશાઓમાં રહેલ છે.

સ્તિકાયના અનંત પ્રદેશોને સ્પર્શે છે. અનંતાઅનંત ○ સમયોને સ્પર્શે છે.

લોકાંતમાં ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય આદિ દ્રવ્યોની ત્રણ દિશામાં અલોક આવી જાય છે. એમાં જઘન્ય સ્પર્શનાનું વર્ણન એ અપેક્ષાથી જાણવું.

**ગૌતમ :** હે ભગવન્! ધર્માસ્તિકાય ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોને સ્પર્શે છે?

**મહાવીર :** હે ગૌતમ! એક પણ પ્રદેશ સ્પર્શતો નથી.⚘

**ગૌતમ :** હે ભગવન્! ધર્માસ્તિકાય અધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોને સ્પર્શે છે?

**મહાવીર :** હે ગૌતમ! અસંખ્યાતા પ્રદેશોને સ્પર્શે છે. એ રીતે આકાશાસ્તિકાયનું કહેવું.

**ગૌતમ :** હે ભગવન્! ધર્માસ્તિકાય જીવાસ્તિકાયના કેટલા પ્રદેશોને સ્પર્શે છે?

**મહાવીર :** હે ગૌતમ! અનંતા પ્રદેશોને સ્પર્શે છે. એ રીતે પુદ્ગલાસ્તિકાયનું કહેવું.

**ગૌતમ :** હે ભગવન્! ધર્માસ્તિકાય કાળના કેટલા સમયોને સ્પર્શે છે?

**મહાવીર :** હે ગૌતમ! કદાચ સ્પર્શે છે, કદાચ સ્પર્શતા નથી. જો સ્પર્શે છે તો અવશ્ય તો અવશ્ય અનંત સમયોને સ્પર્શે છે.

જે રીતે ધર્માસ્તિકાયનું કહ્યું એ રીતે અધર્માસ્તિકાયનું પણ કહેવું. પરંતુ એટલી વિશેષતા છે કે ધર્માસ્તિકાયના અસંખ્યાતા પ્રદેશોને સ્પર્શે છે. અધર્માસ્તિકાયના પ્રદેશોને સ્પર્શતા નથી.

---

○અદ્ધાસમય વિશિષ્ટ પરમાણુ દ્રવ્યને અદ્ધાસમય કહે છે. તે એક અદ્ધાસમય પુદ્ગલાસ્તિકાયનો અનંત પ્રદેશોનો અને અનત અદ્ધાસમય (અદ્ધા-સમય વિશિષ્ટ અનંત પરમાણુઓને) સ્પર્શે છે.

⚘ સંપૂર્ણ ધર્માસ્તિકાય ધર્માસ્તિકાયના પ્રદેશોને સ્પર્શતા નથી કેમ કે બીજી ધર્માસ્તિકાય નથી.

**ગૌતમ :** હે ભગવન્ ! આકાશાસ્તિકાય ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોને સ્પર્શે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! ધર્માસ્તિકાયના અસંખ્યાતા પ્રદેશોને સ્પર્શે છે. એ રીતે અધર્માસ્તિકાયનું કહેવું.

**ગૌતમ :** હે ભગવન્ ! આકાશાસ્તિકાય આકાશાસ્તિકાયના કેટલા પ્રદેશોને સ્પર્શે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! આકાશાસ્તિકાયના પ્રદેશને સ્પર્શતા નથી.

**ગૌતમ :** હે ભગવન્ ! આકાશાસ્તિકાય જીવાસ્તિકાયના કેટલા પ્રદેશોને સ્પર્શે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જીવાસ્તિકાયના અનંત પ્રદેશોને સ્પર્શે છે. એ રીતે પુદ્ગલાસ્તિકાયના કહેવા.

**ગૌતમ :** હે ભગવન્ ! આકાશાસ્તિકાય કાળના કેટલા સમયોને સ્પર્શે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! કદાચ સ્પર્શે છે, અને કદાચ સ્પર્શતા નથી. જો સ્પર્શે તો અવશ્ય અનંત સમયોને સ્પર્શે છે.

**ગૌતમ :** હે ભગવન્ ! જીવાસ્તિકાય ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોને સ્પર્શે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! અસંખ્યાતા પ્રદેશોને સ્પર્શે છે. એ રીતે અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયના કહેવા.

**ગૌતમ :** હે ભગવન્ ! જીવાસ્તિકાય જીવાસ્તિકાયના કેટલા પ્રદેશોને સ્પર્શે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જીવાસ્તિકાયના એક પણ પ્રદેશને સ્પર્શતા નથી.

**ગૌતમ :** હે ભગવન્ ! જીવાસ્તિકાય પુદ્ગલાસ્તિકાયના કેટલા પ્રદેશોને સ્પર્શે છે.

**મહાવીર :** હે ગૌતમ ! અનંતા પ્રદેશોને સ્પર્શે છે.

**ગૌતમ :** હે ભગવન્ ! જીવાસ્તિકાય કાળના કેટલા સમયોને સ્પર્શે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! કદાચ સ્પર્શે છે અને કદાચ સ્પર્શતા નથી. જો સ્પર્શે તો અનંત સમયને સ્પર્શે છે.

**ગૌતમ** : હે ભગવન્! પુદ્ગલાસ્તિકાય ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોને સ્પર્શે છે?

**મહાવીર** : હે ગૌતમ! અસંખ્યાતા પ્રદેશોને સ્પર્શે છે. એ રીતે અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયનું કહેવું

**ગૌતમ** : હે ભગવન્! પુદ્ગલાસ્તિકાય જીવાસ્તિકાયના કેટલા પ્રદેશોને સ્પર્શે છે?

**મહાવીર** : હે ગૌતમ! અનંતા પ્રદેશોને સ્પર્શે છે.

**ગૌતમ** : હે ભગવન્! પુદ્ગલાસ્તિકાય પુદ્ગલાસ્તિકાયના કેટલા પ્રદેશોને સ્પર્શે છે?

**મહાવીર** : હે ગૌતમ! એક પણ પ્રદેશને સ્પર્શતા નથી.

**ગૌતમ** : હે ભગવન્! પુદ્ગલાસ્તિકાય કાળના કેટલા સમયોને સ્પર્શે છે?

**મહાવીર** : હે ગૌતમ! કદાચ સ્પર્શે છે, અને કદાચ સ્પર્શતા નથી. જો સ્પર્શે તો અવશ્ય અનંતા સમયોને સ્પર્શે છે.

**ગૌતમ** : હે ભગવન્! કાળ ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોને સ્પર્શે છે?

**મહાવીર** : હે ગૌતમ! ધર્માસ્તિકાયના અસંખ્યાતા પ્રદેશોને સ્પર્શે છે. એ રીતે અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયનું પણ કહેવું.

**ગૌતમ** : હે ભગવન્! કાળ જીવાસ્તિકાયના કેટલા પ્રદેશોને સ્પર્શે છે?

**મહાવીર** : હે ગૌતમ! અનંતા પ્રદેશોને સ્પર્શે છે. એ રીતે પુદ્ગલાસ્તિકાયનું કહેવું.

**ગૌતમ** : હે ભગવન્! કાળ કાળના કેટલા સમયોને સ્પર્શે છે?

**મહાવીર** : હે ગૌતમ! એક પણ સમયને સ્પર્શતો નથી. @

---

@ નોંધઃ-- ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય એ ત્રણેમા અસંખ્યાતા કહેવા અને જીવાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને કાળમા અનતા કહેવા પણ ફેર એટલો કે કાળમાં કદાચ શબ્દ લગાડવો અને સ્વસ્થાને કોઈ પણ સ્પર્શતા નથી.

**અવગાહનાદ્વાર :** હે ભગવન્! ધર્માસ્તિકાયનો એક પ્રદેશ ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે?

**મહાવીર :** હે ગૌતમ! એક પણ અવગાહતા નથી

**ગૌતમ :** હે ભગવન્! ધર્માસ્તિકાયના એક પ્રદેશ અધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે?

**મહાવીર :** હે ગૌતમ! એક પ્રદેશને અવગાહ્યા છે. એ રીતે આકાશાસ્તિકાયનું કહેવું.

**ગૌતમ :** હે ભગવન્! ધર્માસ્તિકાયનો એક પ્રદેશ જીવાસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે?

**મહાવીર :** હે ગૌતમ! અનંત પ્રદેશોને અવગાહે છે. એ રીતે પુદ્‌ગલાસ્તિકાયનું કહેવું.

**ગૌતમ :** હે ભગવન્! ધર્માસ્તિકાયનો એક પ્રદેશ કાળના કેટલા સમયોને અવગાહે છે?

**મહાવીર :** હે ગૌતમ! કદાચ અવગાહે છે. કદાચ અવગાહતો નથી. જો અવગાહે તો અનંત સમયોમાં અવગાહે છે.

**ગૌતમ :** હે ભગવન્! અધર્માસ્તિકાયનો એક પ્રદેશ ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે?

**મહાવીર :** હે ગૌતમ! એક પ્રદેશને અવગાહે છે.

**ગૌતમ :** હે ભગવન્! અધર્માસ્તિકાયનો એક પ્રદેશ અધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે?

**મહાવીર :** હે ગૌતમ! એક પણ અવગાહતા નથી.

**ગૌતમ :** હે ભગવન્! અધર્માસ્તિકાયનો એક પ્રદેશ આકાશાસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે?

**મહાવીર :** હે ગૌતમ! એક પ્રદેશને અવગાહે છે.

**ગૌતમ :** હે ભગવન્! અધર્માસ્તિકાયનો એક પ્રદેશ જીવાસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે?

**મહાવીર** : હે ગૌતમ ! અનંત પ્રદેશોને અવગાહે છે. એ રીતે પુદ્ગલાસ્તિકાયના કહેવા.

**ગૌતમ** : હે ભગવન્ ! અધર્માસ્તિકાયનો એક પ્રદેશ કાળના કેટલા સમયોને અવગાહે ?

**મહાવીર** : હે ગૌતમ ! કદાચ અવગાહે અને કદાચ અવગાહતો નથી. જો અવગાહે તો અનંત સમયોને અવગાહે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! આકાશાસ્તિકાયનો એક પ્રદેશ ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! કદાચ અવગાહે છે. કદાચ અવગાહ્યા નથી. અગર અવગાહ્યા હોય તો એક પ્રદેશને અવગાહ્યો હોય. એ રીતે અધર્માસ્તિકાયનું કહેવું.

**ગૌતમ** : હે ભગવન્ ! આકાશાસ્તિકાયનો એક પ્રદેશ આકાશાસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! એક પણ અવગાહતો નથી.

**ગૌતમ** : હે ભગવન્ ! આકાશાસ્તિકાયનો એક પ્રદેશ જીવાસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! કદાચ અવગાહે છે અને કદાચ અવગાહતો નથી. અગર અવગાહે તો અનંત પ્રદેશોને અવગાહે છે. એ રીતે પુદ્ગલાસ્તિકાયનું કહેવું.

**ગૌતમ** : હે ભગવન્ ! આકાશાસ્નિકાયનો એક પ્રદેશ કાળના કેટલા સમયોને અવગાહે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! કદાચ અવગાહે છે. કદાચ અવગાહતા નથી. જો અવગાહે તો અનંત સમયોને અવગાહે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! જીવાસ્તિકાયનો એક પ્રદેશ ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! એક પ્રદેશને અવગાહે છે. એ રીતે અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયનું કહેવું.

ગૌતમ : હે ભગવન્ ! જીવાસ્તિકાયનો એક પ્રદેશ જીવાસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે ?

મહાવીર : હે ગૌતમ ! અનંત પ્રદેશોને અવગાહે છે.

ગૌતમ : હે ભગવન્ ! જીવાસ્તિકાયનો એક પ્રદેશ પુદ્ગલાસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે ?

મહાવીર : હે ગૌતમ ! અનંત પ્રદેશોને અવગાહે છે.

ગૌતમ : હે ભગવન્ ! જીવાસ્તિકાયનો એક પ્રદેશ કાળના કેટલા સમય અવગાહે છે ?

મહાવીર : હે ગૌતમ ! કદાચ અવગાહે છે. અને કદાચ અવગાહતા નથી. જો અવગાહે તો અનંત સમયોને અવગાહે છે.

ગૌતમ : હે ભગવન્ ! પુદ્ગલાસ્તિકાયનો એક પ્રદેશ ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે ?

મહાવીર : હે ગૌતમ ! એક પ્રદેશને અવગાહે છે. એ રીતે અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયનું કહેવું.

ગૌતમ : હે ભગવન્ ! પુદ્ગલાસ્તિકાયનો એક પ્રદેશ જીવાસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે ?

મહાવીર : હે ગૌતમ ! અનંત પ્રદેશોને અવગાહે છે.

ગૌતમ : હે ભગવન્ ! પુદ્ગલાસ્તિકાયનો એક પ્રદેશ પુદ્ગલાસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે ?

મહાવીર : હે ગૌતમ ! અનંત પ્રદેશોને અવગાહે છે.

ગૌતમ : હે ભગવન્ ! પુદ્ગલાસ્તિકાયનો એક પ્રદેશ કાળના કેટલા સમયોને અવગાહે છે ?

મહાવીર : હે ગૌતમ ! કદાચ અવગાહે છે અને કદાચ અવગાહતા નથી. જો અવગાહે તો અનંત સમયોને અવગાહે છે.

ગૌતમ : હે ભગવન્ ! પુદ્ગલાસ્તિકાયના બે પ્રદેશ ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશ અવગાહે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! કદાચ એક, કદાચ બે પ્રદેશ અવગાહે છે. એ રીતે અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયનું પણ કહેવું

**ગૌતમ** : હે ભગવન્ ! પુદ્‌ગલાસ્તિકાયના બે પ્રદેશ જીવાસ્તિકાયના કેટલા પ્રદેશ અવગાહે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! અનંત પ્રદેશ અવગાહે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! પુદ્‌ગલાસ્તિકાયના બે પ્રદેશ પુદ્‌ગલાસ્તિ-કાયના કેટલા પ્રદેશ અવગાહે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! અનંત પ્રદેશ અવગાહે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! પુદ્‌ગલાસ્તિકાયના બે પ્રદેશ કાળનો કેટલો સમય અવગાહે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! કદાચ અવગાહે છે. કદાચ અવગાહતો નથી. જો અવગાહે તો અનંત સમય અવગાહે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! પુદ્‌ગલાસ્તિકાલયના ત્રણ પ્રદેશ ધર્માસ્તિકાયનો કેટલો પ્રદેશ અવગાહે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! કદાચ એક, કદાચ બે, કદાચ ત્રણ △ પ્રદેશ અવગાહે છે. એ રીતે અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયનું પણ કહેવું. જીવાસ્તિકાય, પુદ્‌ગલાસ્તિકાય અને અદ્ધાસમયના કથન પુદ્‌ગલાસ્તિકાયના બે પ્રદેશની રીતે કહેવા.

એ રીતે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયના વિષયમાં એક એક પ્રદેશની વૃદ્ધિ કરવી. પુદ્‌ગલાસ્તિકાય, જીવાસ્તિકાય અને અદ્ધાસમયના વિષયમાં જે રીતે પુદ્‌ગલાસ્તિકાયના બે પ્રદેશીનું કથન કર્યું એ રીતે કહેવું. યાવત્ દશ પ્રદેશો સુધી એ રીતે કહેવું. અર્થાત્ જ્યાં પુદ્‌ગલાસ્તિકાયના દશ પ્રદેશ અવગાહે છે ત્યાં ધર્માસ્તિકાયના

---

△ જ્યારે પુદ્‌ગલાસ્તિકાયના ત્રણ પ્રદેશ આકાશાસ્તિકાયના એક પ્રદેશને અવગાહે છે ત્યારે ધર્માસ્તિકાયનો એક પ્રદેશ અવગાહે છે જ્યારે આકાશાસ્તિકાયના બે પ્રદેશોને અવગાહે છે ત્યારે તે ત્યાં ધર્માસ્તિકાયના બે પ્રદેશોને અવગાહે છે. જ્યારે આકાશાસ્તિકાયના ત્રણ પ્રદેશોને અવગાહે છે ત્યારે તે ધર્માસ્તિકાયના ત્રણ પ્રદેશોને અવગાહે છે.

કદાચ એક પ્રદેશ, કદાચ બે પ્રદેશ, કદાચ ત્રણ પ્રદેશ, યાવત્ કદાચ દશ પ્રદેશ અવગાહે છે. જ્યાં પુદ્ગલાસ્તિકાયના સંખ્યાતા પ્રદેશ અવગાહે છે ત્યાં ધર્માસ્તિકાયના કદાચ એક પ્રદેશ, કદાચ બે પ્રદેશ યાવત્ કદાચ દશ પ્રદેશ યાવત્ સંખ્યાતા પ્રદેશ અવગાહે છે. જ્યાં પુદ્ગલાસ્તિકાયના અસંખ્યાતા પ્રદેશ અવગાહે છે ત્યાં ધર્માસ્તિકાયના એક પ્રદેશ યાવત્ કદાચ કદાચ સંખ્યાતા. કદાચ અસંખ્યાતા પ્રદેશ અવગાહે છે. એ રીતે અનંત પ્રદેશ અવગાહ્યાનું પણ કહેવું.

**ગૌતમ** : હે ભગવન્! કાળનો એક સમય ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે?

**મહાવીર** : હે ગૌતમ! એક પ્રદેશને અવગાહે છે. એ રીતે અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયનું પણ કહેવું.

**ગૌતમ** : હે ભગવન્! કાળનો એક સમય જીવાસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે?

**મહાવીર** : હે ગૌતમ! અનંત પ્રદેશોને અવગાહે છે. એ રીતે પુદ્ગલાસ્તિકાય અને કાળનું પણ કહેવું (અનંત પ્રદેશોને અવગાહે છે).

**સ્કંધથી પ્રદેશ અપેક્ષાએ** :– હે ભગવન્! ધર્માસ્તિકાય ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે?

**મહાવીર** : હે ગૌતમ! એક પણ અવગાહતા નથી.

**ગૌતમ** : હે ભગવન્! ધર્માસ્તિકાય અધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે?

**મહાવીર** : હે ગૌતમ! અસંખ્યાતા પ્રદેશોને અવગાહે છે. એ રીતે આકાશાસ્તિકાયનુ કહેવું.

**ગૌતમ** : હે ભગવન્! ધર્માસ્તિકાય જીવાસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે?

**મહાવીર** : હે ગૌતમ! અનંતા પ્રદેશોને અવગાહે છે. એ રીતે પુદ્ગલાસ્તિકાયનું અને કાળનું કહેવું (અનંતા પ્રદેશોને અવગાહે છે).

**ગૌતમ** : હે ભગવન્! અધર્માસ્તિકાય ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે.

**મહાવીર** : હે ગૌતમ! અસંખ્યાતા પ્રદેશોને અવગાહે છે.

**ગૌતમ** : હે ભગવન્! અધર્માસ્તિકાય અધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે?

**મહાવીર** : હે ગૌતમ! એક પણ અવગાહતા નથી.

**ગૌતમ** : હે ભગવન્! અધર્માસ્તિકાય આકાશાસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે?

**મહાવીર** : હે ગૌતમ! અસંખ્યાતા પ્રદેશોને અવગાહે છે.

**ગૌતમ** : હે ભગવન્! અધર્માસ્તિકાય જીવાસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે?

**મહાવીર** : હે ગૌતમ! અનંતા પ્રદેશોને અવગાહે છે. એ રીતે પુદ્‌ગલાસ્તિકાય અને કાળનું કહેવું.

**ગૌતમ** : હે ભગવન્! આકાશાસ્તિકાય ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે?

**મહાવીર** : હે ગૌતમ! અસંખ્યાતા પ્રદેશોને અવગાહે છે. એ રીતે અધર્માસ્તિકાયનું પણ કહેવું.

**ગૌતમ** : હે ભગવન્! આકાશાસ્તિકાય આકાશાસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે?

**મહાવીર** : હે ગૌતમ! એક પણ અવગાહતા નથી.

**ગૌતમ** : હે ભગવન્! આકાશાસ્તિકાય જીવાસ્તિકાયના કેટલા અવગાહે છે!

**મહાવીર** : હે ગૌતમ! અનંતા પ્રદેશોને અવગાહે છે. એ રીતે પુદ્‌ગલાસ્તિકાય અને કાળનું કહેવું.

**ગૌતમ** : હે ભગવન્! જીવાસ્તિકાય ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે?

મહાવીર : હે ગૌતમ! અસંખ્યાતા પ્રદેશોને અવગાહે છે. એ રીતે અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયનું કહેવું.

ગૌતમ : હે ભગવન્! જીવાસ્તિકાય જીવાસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે?

મહાવીર : હે ગૌતમ! એક પણ અવગાહતા નથી.

ગૌતમ : હે ભગવન્! જીવાસ્તિકાય પુદ્‌ગલાસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે?

મહાવીર : હે ગૌતમ! અનંતા પ્રદેશોને અવગાહે છે.

ગૌતમ : હે ભગવન્! જીવાસ્તિકાય કાળના કેટલા સમયોને અવગાહે છે?

મહાવીર : હે ગૌતમ! અનંતા સમયોને અવગાહે છે.

ગૌતમ : હે ભગવન્! પુદ્‌ગલાસ્તિકાય ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે?

મહાવીર : હે ગૌતમ! અસંખ્યાતા પ્રદેશોને અવગાહે છે. એ રીતે અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયનું કહેવું.

ગૌતમ : હે ભગવન્! પુદ્‌ગલાસ્તિકાય જીવાસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે?

મહાવીર : હે ગૌતમ! અનંતા પ્રદેશોને અવગાહે છે.

ગૌતમ : હે ભગવન્! પુદ્‌ગલાસ્તિકાય કાળના કેટલા પ્રદેશોને અવગાહે છે?

મહાવીર : હે ગૌતમ! અનંતા સમયોને અવગાહે છે.

ગૌતમ : હે ભગવન્! કાળ ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે?

મહાવીર : હે ગૌતમ! અસંખ્યાતા પ્રદેશોને અવગાહે છે. એ રીતે અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયનું કહેવું.

ગૌતમ : હે ભગવન્! કાળ જીવાસ્તિકાયના કેટલા પ્રદેશોને અવગાહે છે?

મહાવીર : હે ગૌતમ ! અનંતા પ્રદેશોને અવગાહે છે. એ રીતે પુદ્‌ગલાસ્તિકાયનું પણ કહેવું.

ગૌતમ : હે ભગવન્ ! કાળ કાળના કેટલા સમયોને અવગાહે છે ?

મહાવીર : હે ગૌતમ ! એક પણ અવગાહતો નથી.

---

## જીવ અવગાઢાદિ દ્વાર

### ૧ જીવાવગાઢદ્વાર :

ગૌતમ : હે ભગવન્ ! જ્યાં પૃથ્વીકાયિક એક જીવ રહ્યો છે ત્યાં બીજા પૃથ્વીકાયિક જીવ કેટલા રહે છે ?

મહાવીર : હે ગૌતમ ! અસંખ્યાતા રહેલા છે.

ગૌતમ : હે ભગવન્ ! ત્યાં અપકાયના કેટલા જીવ રહેલા છે ?

મહાવીર : હે ગૌતમ ! અસંખ્યાતા રહેલા છે. એ રીતે તેઉકાયનાના પણ અસંખ્યાતા અને વાયુકાયના પણ અસંખ્યાતા જીવ રહે છે. વનસ્પતિકાયના અનંતા જીવ રહેલા છે.

જે રીતે પૃથ્વીકાયિકનું કહ્યું એ રીતે અપ્કાય, તેઉવાય, વાયુકાય અને વનસ્પતિકાયના પણ કહેવા. @ એ પાંચ સ્થાવરના ૨૫ અલાવા થયા.

### ૨ અસ્તિકાયનિષીદનદ્વાર :

ગૌતમ : હે ભગવાન્ ! ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયના વિષયમાં શું કોઈ જીવ બેસવા, ઊભા રહેવા, સૂવા, ચાલવામાં સમર્થ છે ?

---

@પૃથ્વીકાય, અપકાય, તેઉપકાય અને વાયુકાય , એ ચાર સ્થાવરોના સ્વસ્થાન અને પરસ્થાનમા 'અસંખ્યાતા' કહેવા. અને વનસ્પતિના સ્વસ્થાન અને પરસ્થાનમાં અનંતા કહેવા.

**મહાવીર :** હે ગૌતમ ! કોઇ જીવ એમ કરવા સમર્થ નથી. પરંતુ દીપક પ્રકાશના દૃષ્ટાંત □ મુજબ અનંતા જીવ અવગાહેલા છે.

**૩ બહુસમદ્વાર :**

**ગૌતમ :** હે ભગવન્ ! લોકના પ્રદેશોની વૃદ્ધિ અને હાનિ-રહિત બરાબર ભાગ ક્યાં છે ? લોકનો સૌથી સાંકડો ભાગ ક્યાં છે ?

**મહાવીર :** હે ગૌતમ ! આ રત્નપ્રભ પૃથ્વીની ઉપરની નીચેનો જે લઘુ પ્રતર છે ત્યાં લોકનો સમભાગ છે. ◊ અને અહીંયાં લોકનો સૌથી સાંકડો ભાગ છે.

**૪ વિષમદ્વાર :**

**ગૌતમ :** હે ભગવન્ ! લોકનો વક્રભાગ ક્યાં છે ?

**મહાવીર :** હે ગૌતમ ! પાંચમા બ્રહ્મદેવલોકના રિષ્ટપ્રતરની પાસે લોકનો વક્રભાગ છે.

**૫ લોકસંસ્થાનદ્વાર :**

**ગૌતમ :** હે ભગવન્ ! લોકનો સંસ્થાન આકાર કેવો છે ?

**મહાવીર :** હે ગૌતમ ! લોકનો આકાર ઊલટો રાખેલ શરાવલાની ઉપર એક સીધો રાખેલ શરાવલા ઉપર ઊલટો રાખેલ શરાવલાના

---

□ જેમ કોઈ કૂટાગાર શાળા હોય, તે અંદર બહારથી લીંપી છે, તે ચારે તરફથી ઢાંકેલ છે અને તેનું દ્વાર પણ બંધ છે. એ કૂટાગાર શાળાની તદ્દન મધ્યમા એક, બે, ત્રણ યાવત્ એક હજાર દીવા પ્રગટાવ્યા હોય. હે ગૌતમ ! શું એ સમયે એ દીવાઓનો પ્રકાશ પરસ્પર મળીને તથા સ્પર્શ કરી એકબીજાની સાથે એકરૂપ થઈ જાય છે ? હા ભગવન્ ! એકરૂપ થઈ જાય છે. હે ગૌતમ ! એ દીપકોના એ પ્રકાશ પર શું કોઈ પુરુષ ઊભો રહી શકે ? બેસી શકે ? સૂઈ શકે ? હે ભગવન્ ! કોઈ પુરુષ એમ કરી શકતો નથી. પરંતુ એ પ્રકાશમાં અનંતજીવ રહ્યા છે એ પ્રકારે ધર્માસ્તિકાયાદિમા પણ અનંતા જીવ રહેલા છે.

◊ એ બન્ને ખુડાગ (નાના) પ્રતરોથી શરૂ થઈ ઉપર અને નીચે પ્રતરોની વૃદ્ધિ થઇ છે. એ ખુડાગ (નાના) પ્રતર તિર્યંચલોકના સંભવે છે. કેમ કે તિર્છાલોક ૧૮૦૦ યોજનનો છે. ૮ રુચક પ્રદેશોથી ૯૦૦ યોજન ઉપર અને ૯૦૦ યોજન નીચે છે. એ બન્ને પ્રતર સૌથી નાના છે. તત્ત્વ કેવળી ગમ્ય.

આકારે છે. અધોલોકનો આકાર ત્રિપાઈ આકારે છે. તિર્ચ્છાલોકનો આકાર ઝાલરના આકારે છે. ઉર્ધ્વલોકનો આકાર મૃદંગ (ઢોલક)ના આકારે છે. અલોકનો આકાર પોલા ગોળા આકારે છે

૬ અલ્પબહુત્વદ્વાર :

**ગૌતમ** : હે ભગવન્! અધોલોક તિર્ચ્છાલોકમાં કોણ કોનાથી વિશેષ અધિક છે?

**મહાવીર** : હે ગૌતમ! સર્વથી થોડો તિર્છાલોક છે, એનાથી ઉર્ધ્વલોક અસંખ્યાત ગણો છે. એનાથી અધોલોક વિશેષાધિક છે.

---

## યોગ

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૩ ઉ. ૭ નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્! શું @ભાષા આત્મારૂપ (જીવરૂપ) છે કે અન્યરૂપ (પુદ્ગલરૂપ) છે?

**મહાવીર** : હે ગૌતમ! ભાષા આત્મારૂપ નથી, પરંતુ પુદ્ગલરૂપ છે.

**ગૌતમ** : હે ભગવન્! શું ભાષા રૂપી છે કે અરૂપી છે?

**મહાવીર** : હે ગૌતમ! ભાષા (પુદ્ગલરૂપ હોવાથી) રૂપી છે, અરૂપી નથી.

**ગૌતમ** : હે ભગવન્! શું ભાષા સજીવ છે કે અજીવ છે?

**મહાવીર** : હે ગૌતમ! ભાષા સજીવ નથી, અજીવ છે.

---

@ઉપરોક્ત પ્રશ્નનો આશય એ છે કે જીવદ્વારા ભાષાનો પ્રયોગ હોય છે તથા ભાષા જીવના બંધ અને મોક્ષનુ કારણ છે. એટલે જીવનો ધર્મ હોવાથી ભાષા જીવ છે, શુ એવું કહી શકાય? અથવા ભાષા જીવ નથી શુ એમ કહી શકાય? કેમકે ભાષા શ્રોતેન્દ્રિય દ્વારા ગ્રહણ થાય છે એટલે મૂર્ત (રૂપી) સ્વરૂપ છે. ભાષામૂર્ત (રૂપી) હોવાથી જીવથી જુદી (ભિન્ન) છે કેમ કે જીવ અમૂર્ત (અરૂપી) છે. એ પ્રકારની શંકાથી એ પ્રશ્ન કર્યો છે. તેનો ઉત્તર એ છે કે ભાષા જીવ નથી. કેમકે તે પુદ્ગલરૂપ છે.

**ગૌતમ** : હે ભગવન્! શું ભાષા જીવ છે કે અજીવ?

**મહાવીર** : હે ગૌતમ! ભાષા જીવ નથી, અજીવ છે.

**ગૌતમ** : હે ભગવન્! શું ભાષા જીવોને હોય છે કે અજીવોને હોય છે?

**મહાવીર** : હે ભાષા જીવોને હોય છે, અજીવોને હોતી નથી.

**ગૌતમ** : હે ભગવન્! બોલતા પહેલાં ભાષા કહેવાય છે કે બોલતી વખતે ભાષા કહેવાય છે કે બોલ્યા પછી ભાષા કહેવાય છે?

**મહાવીર** : હે ગૌતમ! બોલવાની પહેલાં ભાષા કહેવાતી નથી, બોલ્યા બાદ પણ ભાષા કહેવાતી નથી, પરંતુ બોલતા સમયે ભાષા કહેવાય છે.

**ગૌતમ** : હે ભગવન્! શું બોલતા પહેલાં ભાષા ભેદન થાય છે? યા બોલ્યા બાદ ભાષા ભેદન થાય છે કે બોલતી વખતે ભાષાનું ભેદન થાય છે?

**મહાવીર** : હે ગૌતમ! બોલવાની પહેલાં ભાષા (પુદ્ગલ)ના ભેદન નથી થતા, બોલ્યા બાદ પણ ભેદન નથી થતા, પરંતુ બોલતી વખતે ભાષાનુ ભેદન થાય છે.

**ગૌતમ** : હે ભગવન્! ભાષા કેટલા પ્રકારની છે?

**મહાવીર** : હે ગૌતમ! ભાષા ચાર પ્રકારની છે- સત્યભાષા, અસત્યભાષા, સત્યમૃષા ભાષા (મિશ્ર ભાષા) અસત્યમૃષ ભાષા (સત્ય પણ નહિ, અસત્ય પણ નહિ- વ્યવહાર ભાષા).

**ગૌતમ** : હે ભગવન્! શું મન આત્મા છે કે અન્ય છે?

**મહાવીર** : હે ગૌતમ! મન આત્મા નથી, અન્ય છે. અજીવોને મન હોતું નથી.

**ગૌતમ** : હે ભગવન્! મનરૂપી છે કે અરૂપી છે?

**મહાવીર :** હે ગૌતમ! મન રૂપી છે, અરૂપી નથી.

**ગૌતમ :** હે ભગવન્! શું મન સચિત છે કે અચિત છે?

**મહાવીર :** હે ગૌતમ! મન સચિત નથી, અચિત છે.

**ગૌતમ :** હે ભગવન્! શું મન જીવ છે કે અજીવ છે?

**મહાવીર :** હે ગૌતમ! મન જીવ નથી, અજીવ છે.

**ગૌતમ :** હે ભગવન્! મન જીવોને હોય છે કે અજીવોને હોય છે?

**મહાવીર :** હે ગૌતમ! મન જીવોને હોય છે અજીવોને નથી હોતાં.

**ગૌતમ :** હે ભગવન્! મનન કરવા પહેલાં મન હોય છે કે મનન કરતી વખતે મન હોય છે કે મનન કર્યા બાદ મન હોય છે?

**મહાવીર :** હે ગૌતમ! મનન કરતા પહેલાં મનન હોતું નથી, મનન કર્યા બાદ મન હોતું નથી, પરંતુ મનન કરતી વખતે મન હોય છે.

**ગૌતમ :** હે ભગવન્! શું મનન કરતા પહેલા મનનુ ભેદન થાય છે કે મનન કરતી વખતે મનનું ભેદન થાય છે કે મનન કર્યા બાદ મનનું ભેદન થાય છે?

**મહાવીર :** હે ગૌતમ! મનન કરતા પહેલાં મનનું ભેદન થતું નથી, મનન કર્યા બાદ મનનું ભેદન થતું નથી; પરંતુ મનન કરતી વખતે મનનું ભેદન થાય છે.

**ગૌતમ :** હે ભગવન્! મન કેટલા પ્રકારનાં છે?

**મહાવીર :** હે ગૌતમ! મન ચાર પ્રકારનાં છે સત્યમન, અસત્યમન, મિશ્રમન, વ્યવહારમન.

**ગૌતમ :** હે ભગવન! કાયા આત્મા છે કે અન્ય છે?

**મહાવીર** : હે ગૌતમ ! કાયા આત્મા પણ છે અને અન્ય (આત્માથી જુદું) પણ છે. △

**ગૌતમ** : હે ભગવન્ ! કાયા રૂપી છે કે અરૂપી છે ?

**મહાવીર** : હે ગૌતમ ! કાયા રૂપી પણ છે અને અરૂપી પણ છે.

**ગૌતમ** . હે ભગવન્ ! શું કાયા સચિત છે કે અચિત છે ?

**મહાવીર** : હે ગૌતમ ! કાયા સચિત પણ છે અને અચિત પણ છે.

**ગૌતમ** : ભગવન્ ! કાયા જીવ છે કે અજીવ છે ?

**મહાવીર** : હે ગૌતમ ! કાયા જીવ પણ છે, અને અજીવ પણ છે ?

**ગૌતમ** : હે ભગવન્ ! શું કાયા જીવોને હોય છે કે અજીવોને હોય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! કાયા જીવોને હોય છે અને અજીવોને પણ હોય છે ?

**ગૌતમ** : હે ભગવન્ ! જીવોની સાથે સંબંધ હોવા પહેલાં કાયા હોય છે કે પુદ્ગલ ગ્રહણ કરતી વખતે કાયા હોય છે કે પુદ્ગલ ગ્રહણ કર્યા બાદ કાયા હોય ?

---

△ કોઇ શંકા કરે છે કે, કાયા આત્મા સ્વરૂપ છે, કેમકે કાયા દ્વારા કરેલા કર્મોનો આત્માને અનુભવ થાય છે. અથવા, કાયા આત્માથી ભિન્ન છે. કેમકે કાયાના એક અંશનો છેદ થવાથી આત્માનો છેદ થતો નથી.

એનું સમાધાન એ છે કે કાયા કથંચિત્ આત્મા સ્વરૂપ છે કેમકે કાયાનો સ્પર્શ કરવાથી આત્માને પણ અનુભવ થાય છે કાયા કથંચિત્ આત્માથી ભિન્ન છે. કેમકે કાયાનો વિનાશ થવાથી આત્માનો વિનાશ થતો નથી. જો કાયાને આત્માથી સર્વથા અભિન્ન માનવામા આવે તો કાયાનો વિનાશ થતાં આત્માનો વિનાશ થઈ જાય. પરંતુ એમ નથી. એટલે કાયા આત્માથી કથંચિત્ જુદી છે, કથંચિત્ એક છે.

**મહાવીર** : હે ગૌતમ ! જીવોની સાથે સંબંધ હોવા પહેલાં (પુદ્ગલ ગ્રહણ કર્યા પહેલાં) પણ કાયા હોય છે. પુદ્ગલ ગ્રહણ કરતી વખતે પણ કાયા હોય છે અને પુદ્ગલ ગ્રહણ કર્યા પછી પણ કાયા હોય છે.

**ગૌતમ** : હે ભગવન્ ! જીવોની સાથે સંબંધ થાતા પહેલાં (પુદ્ગલ ગ્રહણ કર્યા પહેલાં) કાયા ભેદાય છે ? કે પુદ્ગલ ગ્રહણ કરતી વખતે કાયા ભેદાય છે કે પુદ્ગલ ગ્રહણ કર્યા પછી કાયા ભેદાય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! જીવની સાથે સંબંધ હોવા અગાઉ પણ કાયા ભેદાય છે. પુદ્ગલ ગ્રહણ કરતી વખને પણ કાયા ભેદાય છે. અને પુદ્ગલ ગ્રહણ કર્યા પછી પણ કાયા ભેદાય છે.

**ગૌતમ** : હે ભગવન્ ! કાયા (યોગ) કેટલા પ્રકારની છે ?

**મહાવીર** : હે ગૌતમ ! કાયા સાત પ્રકારની છે—ઔદારિક, ઔદારિકમિશ્ર, વૈક્રિય, વૈક્રિયમિશ્ર, આહારક, આહારકમિશ્ર અને કાર્મણ.



## પાંચ મરણ

### શ્રી ભવગતી સૂત્ર શ. ૧૩ ઉ. ૭નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્ ! મરણ કેટલા પ્રકારનાં છે ?

**મહાવીર** : હે ગૌતમ ! મરણ પાંચ પ્રકારનાં છે– (૧) આવીચિક મરણ. (૨) અવધિમરણ. (૩) આત્યંતિક મરણ. (૪) બાલમરણ. (૫) પંડિતમરણ.

ગૌતમ : હે ભગવન્ ! આવીચિક મરણના કેટલા ભેદ છે ?

**મહાવીર** : ગૌતમ ! આવીચિક મરણના પાંચ ભેદ છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભવ, અને ભાવ.

**ગૌતમ** : હે ભગવન્ ! દ્રવ્ય આવીચિક મરણના કેટલા ભેદ છે?

**મહાવીર** : હે ગૌતમ ! દ્રવ્ય આવીચિક મરણના ચાર ભેદ છે. (૧) નૈરયિક દ્રવ્ય આવીચિક મરણ. ▱ (૨) તિર્યંચ યોનિક દ્રવ્ય આવીચિક મરણ. (૩) મનુષ્ય–દ્રવ્ય આવીચિક મરણ (૪) દેવ દ્રવ્ય આવીચિક મરણ. એ રીતે ક્ષેત્ર, કાળ ભવ અને ભાવના ચાર ચાર ભેદ કહેવા.

**ગૌતમ** : હે ભગવન્ ! અવધિમરણના કેટલા ભેદ છે?

**મહાવીર** : હે ગૌતમ ! અવધિમરણના પાંચ ભેદ છે–દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભવ અને ભાવ એ પાંચેના ચારગતિની અપેક્ષાએથી ચાર ચાર ભેદ કહેવા.

---

□ ૧. **આવીચિક મરણ** : આયુષ્ય કર્મના ભોગવાયેલા પુદ્ગલ પ્રતિ સમય ક્ષય હોય છે એને આવીચિક મરણ કહે છે. જે રીતે પ્રતિ સમય આયુ ક્ષીણ થઇ રહે છે તે આવીચિક મરણ છે.

૨. **અવધિ મરણ** : (મર્યાદા સહિત મરણ) નરકાદિ ભવના હેતુભૂત વર્તમાન આયુષ્ય કર્મના પુદ્ગલોને ભોગવીને જીવ મરણ પામે છે અને ફરી એ આયુષ્ય કર્મના પુદ્ગલોને આગામી ભવમા ગ્રહણ કરી મરણ પ્રાપ્ત કરે એને અવધિમરણ કહે છે.

૩. **આત્યંતિક મરણ** : એક વાર ભોગવી છોડેલ આયુ કર્મના પુદ્ગલોને એ જીવ બીજી વાર ન ભોગવે, તે એ પુદ્ગલોની અપેક્ષાએ જીવનું આત્યંતિક મરણ કહેવાય છે.

૪. **બાલમરણ** : વ્રતરહિત (અસંયતિ) પ્રાણીઓના મૃત્યુને બાલમરણ કહે છે.

૫ **પંડિતમરણ** : વિરતિ પૂર્વકના મૃત્યુને પંડિતમરણ કહે છે.

▱ નારક જીવરૂપમા રહેતા નૈરિયાના જે દ્રવ્યોનો પૂર્વભવમા નરકાયુ રૂપમા ગ્રહણ કર્યા છે અને ઉદય આવવા પર જે પ્રતિ સમય મરે છે અર્થાત્ જેને જીવ છોડી દે છે તે નૈરયિક દ્રવ્યાવીચિક મરણ છે. આ પ્રકારે તિર્યંચ આદિ દ્રવ્ય આવીચિક મરણ પણ જાણવું આ પ્રકારે નરકક્ષેત્રમા રહેલા જીવ જે નરકાયુના દ્રવ્યોનો નિરંતર પ્રતિ સમય છોડે છે એને નરકક્ષેત્ર આવીચિક મરણ કહે છે. આ પ્રકારે કાળ, ભવ અને ભાવનુ સમજવું.

**ગૌતમ :** હે ભગવન્ ! આત્યંતિક મરણના કેટલા ભેદ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! આત્યંતિક મરણના પાંચ ભેદ છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભવ, અને ભાવ. એ પાંચેના ચાર ગતિની અપેક્ષાથી ચાર ચાર ભેદ કહેવા.

**ગૌતમ :** હે ભગવન્ ! બાલમરણના કેટલા ભેદ છે ?

**મહાવીર** હે ગૌતમ ! બાલમરણના બાર ભેદ છે.–(૧) વલયમરણ –તીવ્ર ભૂખ, તરસથી તરફડીને મરે તે, અથવા સંયમથી ભ્રષ્ટ પ્રાણીનું મરણ વલય મરણ કહેવાય છે. (૨) વશાર્તમરણ–ઇંદ્રિયોને વશ થયેલ દુઃખી પ્રાણીના મરણને વશાર્ત મરણ કહેવાય છે. (૩) અંતઃશલ્ય મરણ એના બે ભેદ છે. દ્રવ્ય અને ભાવ. શરીરમા બાણ આદિ ઘૂસી જવાથી અને તેને પાછું ન કાઢવાથી જે મરણ થાય તેને દ્રવ્ય અંતઃશલ્ય મરણ કહે છે. અતિચારરૂપ આંતરિકશલ્યની શુદ્ધિ કર્યા વિના જે મરણ થાય છે એને ભાવ અંતઃશલ્ય મરણ કહે છે. (૪) તદ્‌ભવ મરણ–મનુષ્ય અને તિર્યંચના શરીરને છોડીને ફરી મનુષ્ય અને તિર્યંચના શરીરને પ્રાપ્ત કરે < તે તદ્‌ભવ મરણ કહેવાય છે. (૫) ગિરિ પતન મરણ–પર્વત પરથી પડીને મરે તેને ગિરિ પતન મરણ કહે છે. (૬) તરુપતન મરણ –વૃક્ષ આદિ પર ચડીને પડી મરે તેને તરુપતન મરણ કહે છે. (૭) જલ પ્રવેશમરણ–પાણીમાં ડૂબીને મરે તેને જલપ્રવેશ મરણ કહે છે. (૮) જ્વલન પ્રવેશ મરણ–અગ્નિમાં બળી મરે તેને અગ્નિપ્રવેશ મરણ કહે છે. (૯) વિષભક્ષણ મરણ–ઝેર ખાઇ મરે તેને વિષભક્ષણ મરણ કહે છે. (૧૦) સત્થોવાડણ (શસ્ત્રાવપાટન) મરણ–છરી તલવાર આદિ શસ્ત્રથી મરે તેને શસ્ત્રાવપાટન મરણ કહે છે. (૧૧) વેહાણસ (વૈહાનસ) મરણ–ગળામાં ફાંસી લગાડી, વૃક્ષ આદિની ડાળી પર લટકી મરે તેને

---

< તદ્‌ભવમરણ–મનુષ્ય અને તિર્યંચમાં જ થાય છે. પરતુ દેવ અને નારકી જીવોમાં થતા નથી કેમ કે મનુષ્ય મરીને ફરી મનુષ્ય થઇ શકે છે, અને તિર્યંચ મરી ફરી તિર્યંચ થઇ શકે છે, પરતુ દેવ મરીને ફરી દેવ થઇ શકતા નથી. અને નૈરયિક મરીને ફરી નૈરયિક થઇ શકતા નથી.

વૈહાનસ મરણુ કહે છે. (૧૨) ગિદ્ધપિટ્ઠ મરણ (ગૃધ્ર પૃષ્ઠ મરણુ)–હાથી, ઊંટ આદિના મૃત શરીરમાં પ્રવેશ કરી ગિધ આદિ પક્ષીઓ દ્વારા ખવાઇ જવાથી મરણુ થાય તે ગિદ્ધપિટ્ઠ મરણુ કહેવાય છે.

**ગૌતમ** : હે ભગવન્! પંડિત મરણુના કેટલા ભેદ છે?

**મહાવીર** : હે ગૌતમ! પંડિત મરણુના બે ભેદ છે. પાદપોપગમન અને ભક્તપ્રત્યાખ્યાન. પાદપોપગમનના બે ભેદ છે. નિહારિમ અને અનિહારિમ.

ગામ–નગર આદિ વસ્તિમાં જે મરણુ થાય તેને નિહારિમ કહે છે. પર્વતની ગુફા આદિ એકાંત સ્થાનમાં જે મરણુ થાય એને અનિહારિમ કહે છે. પાદપોપગમન મરણુના એ બન્ને ભેદ અપ્રતિક્રમ (શરીર સંસ્કારથી રહિત અથવા પ્રતિક્રમણુથી રહિત) હોય છે એમાં બીજાથી સેવા કરાવાતી નથી.

ભક્તપ્રત્યાખ્યાન મરણુના બે ભેદ છે–નિહારિમ અને અનિહારિમ. એ બન્ને ભેદ સપ્રતિક્રમ (શરીર સંસ્કાર સહિત કે પ્રતિક્રમણુ સહિત) હોય છે. એમાં બીજાથી સેવા કરાવી શકાય છે.

કુલ ભેદ–આવીચિક મરણુના ૨૦ ભેદ, અવધિમરણુના ૨૦ ભેદ, આત્યંતિક મરણુના ૨૦ ભેદ, બાલ મરણુના ૧૨ ભેદ, પંડિત મરણુના ૨ ભેદ, એ કુલ મળી ૨૦+૨૦+૨૦+૧૨+૨=૭૪ ભેદ થયા.



## વિગ્રહ ગતિ

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૪ ઉ. ૧ નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્! કોઇ ભાવિતાત્મા અણુગાર પહેલા દેવલોકથી સ્થિતિબંધને ઉલ્લંઘી ગયો અને ત્રીજા દેવલોકની સ્થિતિ બંધ યોગ્ય અધ્યવસાયોને પ્રાપ્ત થયા નહિ. વચમાંજ કાળ કરી ગયા તો તે ક્યાં ઉત્પન્ન થાય છે?

**મહાવીર :** હે ગૌતમ ! બીજા દેવલોકમાં ઉત્પન્ન થાય છે. જો તે ત્યાં જઈને પૂર્વ લેશ્યાને છોડે છે તો કર્મલેશ્યાથી પડે છે□. જો તે ત્યાં જઈ પૂર્વલેશ્યાને છોડતો નથી. તો તે લેશ્યામાં રહે છે. એ રીતે અસુરકુમારોથી લઈ વૈમાનિક સુધી કહેવું.

**ગૌતમ :** હે ભગવન્ ! નારકીમાં નેરિયા કેવી શીઘ્ર ગતિથી ઉત્પન્ન થાય છે ? જેમ કોઈ તરુણ, બળવાન, શિલ્પકળામાં નિપુણ પુરુષ પોતાના હાથને સંકોચે અને પ્રસારે છે, મૂઠીઓ બંધ કરે ને ખોલે છે, આંખને બંધ કરે અને ખોલે છે, શું એટલી વાર લાગે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! તે પ્રમાણે નહિ. નારકીમાં જીવ○ એમ સમય, બે સમય, ત્રણ સમયની વિગ્રહગતિથી ઉત્પન્ન થાય છે.

---

□ દેવ અને નારકી જીવ ભાવલેશ્યાથી પડે છે, અર્થાત્ એની ભાવ લેશ્યામાં પલટો થતો રહે છે. તે દ્રવ્ય લેશ્યાથી પડતા નથી. કેમકે. એમાં દ્રવ્યલેસ્યા અવસ્થિત છે. એમાં જીવન પર્યંત દ્રવ્ય લેશ્યા એક રહે છે

○ અહીં એક ભવથી બીજા ભવમાં જવાને 'ગતિ' કહે છે. નારકી જીવ નરક ગતિમાં એક સમય, બે સમય અને ત્રણ સમયની ગતિથી ઉત્પન્ન થાય છે. એમાં એક સમયની ઋજુગતિ હોય છે. બે સમયથી અથવા ત્રણ સમયની વિગ્રહગતિ હોય છે એ ગતિને અહી શીઘ્ર ગતિ કહી છે. હાથને ફેલાવવો અને સંકોચવામાં અસંખ્યાતા સમય લાગે છે એટલે એને 'શીઘ્રગતિ' કહી નથી.

જ્યારે જીવ સમશ્રેણીમાં રહેલ ઉત્પત્તિ સ્થાનમા જઈ ઉત્પન્ન થાય છે ત્યારે એક સમયની ઋજુગતિ હોય છે. જ્યારે જીવ વિષમ શ્રેણીમાં રહેલો ઉત્પત્તિ સ્થાનમાં જઈ ઉત્પન્ન થાય છે ત્યારે બે સમયની અથવા ત્રણ સમયની વિગ્રહગતિ હોય છે અને એકેદ્રિય જીવની ઉત્કૃષ્ટ ચાર સમયની વિગ્રહગતિ હોય છે જ્યારે કોઈ જીવ ભરતક્ષેત્રની પૂર્વ દિશાથી નરકમા વાયવ્ય કોણ (વિદિશા) માં ઉત્પન્ન થાય છે ત્યારે એક સમયમાં સમશ્રેણી દ્વારા નીચે જાય છે. બીજા સમયમાં પશ્ચિમ દિશામાં જાય છે, ત્રીજા સમયમાં તિર્ચ્છા વાયવ્ય કોણમાં ઉત્પત્તિ સ્થાનમાં જઈ ઉત્પન્ન થાય છે. એ પ્રકારે જીવોની શીઘ્રગતિ કહી છે.

એટલે વૈમાનિક સુધી કહેવું. પરંતુ એકેંદ્રિયમાં □ ચાર સમય સુધીની વિગ્રહગતિ કહેવી.

**ગૌતમ** : હે ભગવન્ ! નેરિયા અનંતરોપપન્ન (જેને ઉત્પન્ન થયાને હમણાં પ્રથમ સમય થયો છે) છે કે પરંપરોપપન્ન (જેને ઉત્પન્ન થયાને બે–ત્રણ આદિ સમય થઇ ગયા છે) છે કે અનંતરપરંપરાનુપપન્ન (જે નરકમાં ઉત્પન્ન થવા માટે વિગ્રહગતિમાં ચાલે છે) છે?

**મહાવીર** : હે ગૌતમ ! નેરિયા અનંતરોપપન્ન પણ છે, પરંપરોપપન્ન પણ છે અને અનંતરપરંપરાનુપપન્ન પણ છે. એ રીતે વૈમાનિક સુધી કહેવું.

**ગૌતમ** : હે ભગવન્! △ અનંતરોપપન્ન નેરિયા શું નારકીનું આયુષ્ય બાંધે છે. યાવત્ વૈમાનિકનું આયુષ્ય બાંધે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! આયુષ્ય બાંધતા નથી.

**ગૌતમ** : હે ભગવન્! પરંપરોનુપપન્ન નેરિયા નારકીનું આયુષ્ય બાંધે છે યાવત્ વૈમાનિક આયુષ્ય બાંધે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! નારકી અને દેવતાનું આયુષ્ય બાંધતા નથી. મનુષ્ય કે તિર્યંચનું આયુષ્ય બાંધે છે.

---

□ એકેંદ્રિય જીવોમાં ચાર સમયની વિગ્રહગતિ આ પ્રકારે હોય છે. જીવની ગતિ શ્રેણીની અનુસાર હોય છે. એટલે ત્રસનાડીથી બહાર રહેલા (સ્થાવરનાળના ખૂણામાં) એકેંદ્રિય જીવ જ્યારે બીજા ભવમાં જાય છે ત્યારે પહેલા સમયમા ત્રસનાડીથી બહાર અધોલોકની વિદિશાથી દિશાની તરફ જાય છે. બીજા સમયમાં લોકના મધ્ય ભાગમા પ્રવેશે છે ત્રીજા સમયમા ઉર્ધ્વલોકમા જાય છે. ચોથા સમયમા ત્રસનાડીથી નીકળી દિશામાં વ્યવસ્થિત ઉત્પત્તિ સ્થાનમા જાય છે. એ વાત સામાન્યરૂપથી બહુ એકેંદ્રિય જીવોની અપેક્ષાથી કહી છે. અન્યથા એકેંદ્રિય જીવની પાચ સમયની વિગ્રહગતિ સભવ છે. તે આ પ્રકારે સભવિત હોય છે (પહેલા) સમયમા ત્રસનાડીથી બહાર અધોલોકની વિદિશાથી દિશાની તરફ જાય છે (૨) બીજા સમયમાં લોકના મધ્યભાગમા પ્રવેશ કરે છે. (૩) ત્રીજા સમયમાં ઉર્ધ્વલોકમા જાય છે. (૪) ચોથા સમયમા ત્યાથી વિદિશાની તરફ જાય છે. (૫) પાંચમા સમયમાં વિદિશામા રહેલ ઉત્પત્તિ સ્થાનમા જાય છે. એ પાચ સમયની વિગ્રહગતિ કહી છે.

**ગૌતમ** : હે ભગવન્ ! @ અનંતરપરંપરાનુપપન્ન નૈરિયા નારકીનું આયુષ્ય બાંધે છે યાવત્ વૈમાનિકનું આયુષ્ય બાંધે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! બાંધતા નથી.

જે રીતે નારકીના કહ્યા એ રીતે વૈમાનિક સુધી કહેવા. પરંતુ એટલી વિશેષતા છે કે, મનુષ્ય પરંપરોપપન્ન અને તિર્યંચ પરંપરોપપન્ન ચારે ગતિના આયુષ્ય બાંધે છે.

જે રીતે ઉત્પન્ન (ઉત્પન્ન થવા)ના કહ્યા એ રીતે નિર્ગત (નીકળવા)ના કહેવા. ૨૪ દંડકમાં એ રીતે કહેવા.

એ નિર્ગત જીવ કયાય પણ ઉત્પન્ન થાય છે તો ત્યાં સુખથી ઉત્પન્ન થાય છે અથવા દુઃખથી ? અહીં દુઃખોત્પન્નની અપેક્ષાએ ગૌતમસ્વામી પૂછે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! નૈરયિકજીવ અનંતરખેદોપપન્ન હોય છે કે પરંપરખેદોપપન્ન હોય છે કે અનંતરપરંપરખેદાનુપપન્ન હોય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! નૈરયિકમાં ત્રણે ભાંગા લાભે છે. એ પ્રકારે ચારે દંડક–ખેદોપપન્ન દંડક, ખેદોપપન્ન (ખેદ દુઃખથી વ્યાપ્ત) અપેક્ષાએ આયુષ્ય બંધનો દંડક, ખેદનિર્ગત દંડક અને ખેદનિર્ગત અપેક્ષાએ આયુષ્ય બંધના દંડક કહેવા. આયુષ્યના બંધ પરંપરોપપન્નમા કરે છે. અન્નતરોપપન્ન અને અનંતરપરંપરાનુપપન્ન ભાંગામાં આયુષ્યનો બંધ હોતો નથી.

---

@ અન્નતરોપપન્ન (જેને ઉત્પન્ન થયાને હજુ પ્રથમ સમય થયો છે) અને પરંપરાનુપન્ન (જે જીવ નરકમાં ઉત્પન્ન થવાને માટે વિગ્રહગતિમાં ચાલી રહેલ છે) નૈરયિક ચારે પ્રકાર (નારકી, તિર્યંચ, મનુષ્ય, દેવના)ના આયુષ્યના બંધ કરતા નથી. કેમકે એ અવસ્થામાં એ પ્રકારના અધ્યવસાય હોતા નથી. એ માટે તે જીવોને આયુષ્યનો બધ હોતો નથી. સામાન્ય રૂપથી પોતાના આયુષ્યનો ત્રીજો ભાગ બાકી રહેવા પર આયુષ્યનો બંધ હોય છે. એટલે પરંપરોપપન્નક (જેને ઉત્પન્ન થયાને બે ત્રણ આદિ સમય થઇ ગયા છે) નૈરયિક પોતાના આયુષ્યના છ મહિના બાકી રહેવા પર તિર્યંચ અથવા મનુષ્યના આયુષ્યનો બંધ કરે છે.

# ઉન્માદ

## શ્રી ભગવતી સૂત્ર ૧૪ ઉ. ૨ નો અધિકાર

**ગૌતમ :** હે ભગવન્! ઉન્માદ કેટલા પ્રકારના છે?

**મહાવીર :** હે ગૌતમ □ ઉન્માદ બે પ્રકારના છે. યક્ષાવેશ ઉન્માદ અને મોહનીય ઉન્માદ. જે સુખપૂર્વક વેદી શકાય છે અને સુખપૂર્વક છોડી શકાય છે તે યક્ષ આવેશ ઉન્માદ છે અને મોહનીય કર્મથી ઉદય આવેલ ઉન્માદ તે દુઃખપૂર્વક વેદાય છે અને દુઃખપૂર્વક છોડાય છે.

---

નોંધ :-

सर्वज्ञ मन्त्रवाद्यपि, यस्य न निवारणे शक्ताः
मिथ्यामोहोन्मादः, सः केन किल कथ्यतां तुल्य

ટીકા શ્લોક

**સંદર્ભ** · યક્ષાવેશને કારણે આવેલ ગાંડપણ (ઉન્માદ) કદાચ મંત્રવાદીના પ્રયોગથી નિવારી શકાય છે, પરંતુ મોહમુગ્ધ મનુષ્યને સંસારવાસનારૂપ જે ઉન્માદ આવે છે, તેને નિવારવા માટે સર્વજ્ઞ ભગવાન પણ શ્રુત અને ચારિત્રધર્મરૂપ (મંત્ર) શક્તિનો શ્રોત વહેતો મૂકે તો પણ શ્રદ્ધા ન થવાને કારણે તેનો ઉન્માદ દૂર થતો નથી માટે મોહાવેશથી આવેલ ગાંડપણની તુલના કરી શકાય તેમ જ નથી.

□ ઉન્માદ- જેનાથી સ્પષ્ટ ચેતના એટલે કે વિવેકજ્ઞાન નાશ થઇ જાય તેને ઉન્માદ કહે છે.

યક્ષાવેશ ઉન્માદ- શરીરમાં યક્ષ પ્રવેશ કરવાથી જે ઉન્માદ થાય છે તેને યક્ષાવેશ ઉન્માદ કહે છે.

મોહનીય ઉન્માદ- મોહનીય કર્મના ઉદયથી આત્માને પારમાર્થિક સત્ય અસત્યનો વિવેક નષ્ટ થઇ જાય છે એને મોહનીય ઉન્માદ કહે છે એના બે ભેદ છે.- મિથ્યાત્વ મોહનીય ઉન્માદ અને ચારિત્ર મોહનીય ઉન્માદ. મિથ્યાત્વ મોહનીય ઉન્માદથી જીવ અતત્ત્વને તત્ત્વ માને છે, અને તત્ત્વને અતત્ત્વ માને છે. ચારિત્ર મોહનીય ઉન્માદથી જીવ વિષયાદિના સ્વરૂપને જાણતા છતા પણ અજ્ઞાનીની રીતે એમાં પ્રવૃત્તિ કરે છે. અથવા વેદ મોહનીયના ઉદયથી હિતાહિતનું ભાન ભૂલીને ઉન્મત્ત બની જાય છે.

ગૌતમ : હે ભગવન્! નારકીના નેરિયાઓમાં કેટલા પ્રકારના ઉન્માદ લાભે છે ?

મહાવીર : હે ગૌતમ ! બન્ને પ્રકારના ઉન્માદ લાભે છે તેવી જ રીતે, ૨૪ દંડકમાં બન્ને પ્રકારના ઉન્માદ લાભે છે.

ગૌતમઃ હે ભગવન્! એનું શું કારણ ?

મહાવીર : હે ગૌતમ ! દેવતા નેરિયાઓ ઉપર અશુભ પુદ્‌ગલ ફેંકે છે જેનાથી નેરિયાઓને યક્ષાવેશ ઉન્માદની પ્રાપ્તિ થાય છે. એ રીતે ઔદારિકના ૧૦ દંડક કહેવા. ૧૩ દંડકના દેવતામાં મહાઋદ્ધિવાળા દેવ અલ્પઋદ્ધિવાળા દેવો ઉપર અશુભ પુદ્‌ગલ ફેંકે છે, જેનાથી અલ્પ-ઋદ્ધિવાળા દેવોને યક્ષાવેશ ઉન્માદની પ્રાપ્તિ થાય છે. મોહનીય ઉન્માદની પ્રાપ્તિ ૨૪ દંડકમાં મોહનીય કર્મના ઉદયથી હોય છે.



## વર્ષા અને તમસ્કાય

ગૌતમ : હે ભગવાન્! વરસાદ કઈ રીતે થાય છે ?

મહાવીર : હે ગૌતમ ! વર્ષાકાળમાં અથવા તીર્થંકર ભગવાનના જન્મ મહોત્સવ આદિમાં શક્રેન્દ્ર દેવેન્દ્ર જ્યારે વરસાદ કરવાની ઇચ્છા કરે છે ત્યારે અભ્યંતર પરિષદાના દેવોને બોલાવે છે. અભ્યંતર પરિષદ્‌વાળા દેવો મધ્યમ પરિષદ્‌ના દેવોને બોલાવે છે મધ્યમ પરિષદ્‌વાળા દેવો બહારની પરિષદ્‌વાળા દેવોને બોલાવે છે. બહારની પરિષદ્‌વાળા દેવો બહાર બહારના દેવોને બોલાવે છે. બહાર બહારના દેવ આભિયોગિક દેવોને બોલાવે છે. આભિયોગિક દેવ વરસાદ કરવાવાળા દેવોને બોલાવે છે. પછી તે વરસાદ કરવાવાળા દેવ વરસાદ વરસાવે છે–કરે છે.

ગૌતમ : હે ભગવન્! અસુરકુમાર વૃષ્ટિ કરે છે ?

મહાવીર : હે ગૌતમ ! કરે છે ?

મહાવીર : હે ભવગન્ ! અસુરકુમાર દેવ કયા કારણથી વરસાદ કરે છે ?

મહાવીર: હે ગૌતમ ! તીર્થંકર ભગવાનના જન્મ, દીક્ષા, જ્ઞાન અને નિર્વાણુના મહોત્સવના નિમિતે વરસાદ કરે છે. એ રીતે ૧૩ દંડક દેવતાનું કહેવું.



## દેવતાનાં શસ્ત્ર

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૪ ઉ. ૩ નો અધિકાર

ગૌતમ : હે ભગવાન્ ! મહાકાય (મોટા પરિવારવાળા), મોટા શરીરવાળા દેવતા શું ભાવિતાત્મા અણુગારની વચ્ચોવચ્ચ થઇને જાય છે?

મહાવીર : હે ગૌતમ ! કોઇ જાય છે, કોઇ જતા નથી.

ગૌતમ : હે ભગવન્ ! એનું શું કારણુ ?

મહાવીર : હે ગૌતમ ! દેવ બે પ્રકારના છે. માયીમિથ્યાદષ્ટિ અને અમાયી સમદષ્ટિ. માયી મિથ્યાદષ્ટિ દેવ ભાવિતાત્મા અણુગારને દેખીને વંદના કરતા નથી, નમસ્કાર કરતા નથી, સત્કાર કરતા નથી. યાવત્ પર્યુંપાસના કરતા નથી. એ કારણુથી ભાવિતાત્મા અણુગારની વચ્ચોવચ્ચ થઇને જાય છે. આમાયી સમદષ્ટિ દેવ ભાવિતાત્મા અણુગારને દેખીને –દેખતાં વંદના કરે છે, નમસ્કાર કરે છે, સત્કાર કરે છે, સન્માન કરે છે યાવત્ પર્યુંપાસના કરે છે. આ કારણે ભાવિતાત્મા અણુગારની વચ્ચોવચ્ચ થઇને જતા નથી. એ રીતે, ૧૩ દંડક ○ દેવતા માટે કહેવું.

○ વચ્ચોવચ્ચ થઇને જવાનુ કાર્ય ફક્ત દેવોમા જ થઇ શકે છે. નરક અને પૃથ્વીકાયિક આદિ જીવો માટે થઇ શકતું નથી. માટે અહીં ફક્ત દેવતાના જ દંડક કહ્યા છે.

**ગૌતમ** : હે ભગવન્ ! નારકીના નેરિયાઓમાં ૧. @ સત્કાર, ૨ સન્માન, ૩ કૃતિકર્મ, ૪ અભ્યુત્થાન, ૫ અંજલિકરણ, ૬ આસનાભિગ્રહ, ૭ આસનાનુપ્રદાન ૮ સન્મુખ જવું, ૯ સેવા કરવી, ૧૦ મૂકવા જવું-એ વિનય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! નેરિયાઓમાં સત્કાર આદિ વિનય નથી.

એ રીતે પાંચ સ્થાવર, ત્રણ વિકલેંદ્રિયોમાં કહેવું. તિર્યંચ પંચેંદ્રિયમાં આઠ પ્રકારનો વિનય (આસનાભિગ્રહ અને આસનાનુપ્રદાન એ બે છોડીને) હોય છે. મનુષ્ય અને ૧૩ દંડક દેવતામાં દશ પ્રકારના વિનય હોય છે.

**ગૌતમ** : હે ભગવન્ ! અલ્પઋદ્ધિવાળા દેવ મહાઋદ્ધિવાળા દેવ વચ્ચોવચ્ચ થઇને જાય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! જતા નથી.

**ગૌતમ**: હે ભગવન્ ! સમાન ઋદ્ધિવાળા દેવ સમાનઋદ્ધિવાળા દેવ વચ્ચોવચ્ચ થઇને જાય છે ?

---

@૧ સત્કારઃ– વિનય કરવા યોગ્ય વ્યક્તિનો વિનય કરવો.

૨ સન્માનઃ– યથાયોગ્ય સેવા કરવી.

૩ કૃતિકર્મઃ– વંદના કરવી

૪ અભ્યુત્થાનઃ– આદર કરવા યોગ્ય વ્યકિતને જોઇને આસન છોડી ઊભા થવું.

૫ અંજલિકરણઃ– બન્ને હાથ જોડવા.

૬ આસનાભિગ્રહ :– બેસવા માટે આસનનું આમંત્રણ દેવું

૭ આસનાનુપ્રદાન :– આસન લાવી પાથરવું

૮ સન્મુખ જવું :– આદર કરવા યોગ્ય પુરુષને આવતા જોઇ એની સામે જવું.

૯ સેવા કરવી :– બેઠા હોય તો તેની સેવા કરવી.

૧૦ મૂકવા જવું :– ઊઠીને જાય તો થોડે દૂર સુધી પહોંચાડવા જવું.

મહાવીર : હે ગૌતમ ! જવાની શક્તિ તો નથી, પરંતુ સામેવાળા દેવ પ્રમાદમાં હોય તો ચાલ્યા જાય છે.

ગૌતમ : હે ભગવન્ ! શસ્ત્રનો પ્રહાર કરીને જાય છે કે પ્રહાર કર્યા વિના જાય છે ?

મહાવીર : હે ગૌતમ ! શસ્ત્રનો પ્રહાર કરીને જાય છે, પરંતુ શસ્ત્રનો પ્રહાર કર્યા વિના જતા નથી.

ગૌતમ : હે ભગવન્ ! પહેલાં શસ્ત્રનો પ્રહાર કરીને પછી જાય છે કે પહેલાં જઇને પછી પ્રહાર કરે છે ?

મહાવીર : હે ગૌતમ ! પહેલાં શસ્ત્રનો પ્રહાર કરીને પછી જાય છે, પરંતુ પહેલાં જઇને પછી પ્રહાર કરે છે એવી વાત નથી.

ગૌતમ : હે ભગવન્ ! મહાઋદ્ધિવાળા દેવ અલ્પઋદ્ધિવાળા દેવની વચ્ચોવચ્ચ થઇને જાય છે ?

મહાવીર : હે ગૌતમ ! જાય છે

ગૌતમ : હે ભગવન્ ! શસ્ત્રનો પ્રહાર કરીને જાય છે કે પ્રહાર કર્યા વિના જાય છે ?

મહાવીર : હે ગૌતમ ! પ્રહાર કરીને પણ જઇ શકે છે અને પ્રહાર કર્યા વિના પણ જઇ શકે છે ?

ગૌતમ : હે ભગવન્ ! પહેલાં શસ્ત્રનો પ્રહાર કરે છે ને પછી જાય છે કે પહેલાં જાય છે અને બાદમાં પ્રહાર કરે છે ?

મહાવીર : હે ગૌતમ ! ઋદ્ધિવાળા દેવતાની ઇચ્છા હોય તો પહેલાં પ્રહાર કરીને પછી જાય છે અથવા પહેલાં જઇ પછી પ્રહાર કરે છે.

એ રીતે ૧૩ દંડક દેવતાનું કહેવું. સમુચ્ચય દેવતા અને ૧૩ દંડક દેવતા એ ૧૪ માં ત્રણ ત્રણ < અલાવા કહેવાથી ૪૨ અલાવા

< ૧ અલ્પઋદ્ધિવાળા મહાઋદ્ધિવાળા દેવ ૨ સમાનઋદ્ધિવાળા સમાનઋદ્ધિવાળા દેવ. ૩ મહાઋદ્ધિવાળા અલ્પઋદ્ધિવાળા દેવ–એ ૩ અલાવા થયા.

થયા. એ ૪૨ અલાવા દેવતાના દેવતાની સાથે કહ્યા. એ રીતે ૪૨ અલાવા દેવતાના દેવીની સાથે, ૪૨ અલાવા દેવીના દેવતાની સાથે અને ૪૨ અલાવા દેવીના દેવીની સાથે કહેવા. કુલ મળી ૧૮૨ (૧૪+૪૨+૪૨+૪૨+૪૨=૧૮૨) અલાવા થયા.

**ગૌતમ** : હે ભગવન્ ! રત્નપ્રભા પૃથ્વીના નેરિયા કયા પ્રકારે પુદ્ગલ પરિણામને અનુભવ કરે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! અનિષ્ટ યાવત્ અમનોજ્ઞ પુદ્ગલ પરિણામને અનુભવ કરે છે. એ રીતે સાતમી નરક સુધી કહેવું.

**ગૌતમ** : હે ભગવન્ ! નેરિયા કેટલા પ્રકારની વેદના વેદે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! @ દશ પ્રકારની અશુભ વેદના વેદે છે. એવો વિસ્તાર શ્રી જીવાભિગમસૂત્રના નરક ઉદ્દેશમાં કહ્યો એ રીતે જાણી લેવો.

**ગૌતમ** : હે ભગવન્ ! સાતમી નરકના નેરિયા કઈ રીતની પરિગ્રહ સંજ્ઞાના પરિણામને અનુભવ કરે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! અનિષ્ટ યાવત્ અમનોજ્ઞ પરિગ્રહ સંજ્ઞાના પરિણામને અનુભવ કરે છે.

---

@ નારકીના જીવોની ૧૦ પ્રકારની વેદના. (૧) શીત–નરકમાં અત્યંત ઠંડી હોય છે. (૨) ઉષ્ણ–ગરમી. (૩) ક્ષુધા–ભૂખ (૪) પિપાસા–તરસ. (૫) કંડૂ–ખુજલી. (૬) પરતંત્રતા–પરવશતા. (૭) ભય–ડર–બીક. (૮) શોક–ચિંતા અથવા દીનતા. (૯) જરા–ઘડપણ. (૧૦) વ્યાધિ–રોગ.

ઉપરોક્ત ૧૦ વેદનાઓ નરકોની અંદર અત્યંત અર્થાત ઉત્કૃષ્ટ રૂપથી હોય છે.



# અગ્નિ

## શ્રી ભગવતી સૂત્ર શ. ૧૪ ઉ. ૫નો અધિકાર

ગૌતમ : હે ભગવન્! નેરિયા અગ્નિની વચ્ચે થઇને જાય છે?

મહાવીર : હે ગૌતમ! કોઇ જાય છે, કોઇ જતા નથી.

ગૌતમ : હે ભગવન્! એનું કારણ શું?

મહાવીર : હે ગૌતમ! નેરિયા બે પ્રકારના છે વિગ્રહગતિ સમાપન્ન (વાટેવહેતાં) અને અવિગ્રહગતિ સમાપન્ન (પોતાના ઉત્પત્તિ ક્ષેત્રમાં પહોંચેલા). વિગ્રહગતિ સમાપન્ન અગ્નિની વચ્ચે થઇને જાય છે, પરંતુ બળતા નથી. < અવિગ્રહગતિ સમાપન્ન નેરિયા અગ્નિની વચ્ચે થઇને જતા નથી @.

જે રીતે નેરિયાનું કહ્યું એ રીતે અસુરકુમાર દેવોનું કહેવું. પરંતુ વિશેષતા એ છે કે, અવિગ્રહ સમાપન્ન પણ કોઇ કોઇ જાય છે ○ કોઇ કોઇ જતા નથી. જે જાય છે તે બળતા નથી. (કેમકે વૈક્રિય શરીર સૂક્ષ્મ છે અને એની ગતિ અતિશીઘ્ર છે).

એ રીતે ૧૩ દંડક દેવતાનું કહેવું. પાંચ સ્થાવર□ નારકીની રીતે કહેવા. ત્રણ વિકલેંદ્રિય અસુરકુમાર દેવોની માફક કહી દેવા,

---

< વિગ્રહગતિમા ફક્ત તૈજસ કાર્મણ એ બે શરીર હોય છે. એ બન્ને શરીર સૂક્ષ્મ હોવાથી બળતાં નથી

@ નરકમાં બાદર અગ્નિકાય હોતા નથી.

○ જે અવિગ્રહગતિ સમાપન્ન અસુરકુમાર દેવ મનુષ્યલોકમાં આવે છે, તે અગ્નિકાયની વચ્ચે થઇને આવે છે, જે મનુષ્યલોકમા આવતા નથી તે અગ્નિકાયની વચ્ચે થઇને આવતા નથી, વચ્ચે થઇને આવે છે તે બળતા નથી કેમકે વૈક્રિય શરીર સૂક્ષ્મ હોય છે અને તેની ગતિ અતિશીઘ્ર હોય છે.

□ વિગ્રહગતિમા જતાં એકેંદ્રિય જીવ અગ્નિ વચ્ચે થઇને જાય છે તે સૂક્ષ્મ હોવાથી અગ્નિમાં બળતા નથી અવિગ્રહગતિ પ્રાપ્ત એકેંદ્રિય જીવ અગ્નિની વચ્ચે થઇને જતા નથી. કેમકે તે સ્થાવર છે. અગ્નિ અને વાયુની ગતિ ત્રસ

પરંતુ એટલી વિશેષતા છે કે અવિગ્રહગતિ સમાપન્ન જો અગ્નિની વચ્ચે થઈને જાય છે તે બળે છે. મનુષ્ય અને તિર્યંચ પંચેન્દ્રિયમાં વિગ્રહગતિ સમાપન્ન તો નારકીની રીતે કહેવા.

અવિગ્રહ સમાપન્નના બે ભેદ છેઃ ઋદ્ધિપ્રાપ્ત (વૈક્રિય લબ્ધિયુક્ત) અને અઋદ્ધિપ્રાપ્ત (વૈક્રિય લબ્ધિરહિત). વૈક્રિય લબ્ધિયુક્ત કોઈ જાય છે, કોઈ જતા નથી. જે જાય છે તે બળતા નથી. વૈક્રિય લબ્ધિ વિનાના કોઈ જાય છે, કોઈ જતા નથી. જે જાય છે તે બળે છે.

**ગૌતમ** : હે ભગવન્! નારકીના નેરિયા કેવો અનુભવ કરે છે?

**મહાવીર** : હે ગૌતમ! દશ સ્થાનકનો (બોલનો) અનુભવ કરે છેઃ (૧) અનિષ્ટશબ્દ, (૨) અનિષ્ટરૂપ, (૩) અનિષ્ટગંધ, (૪) અનિષ્ટ રસ, (૫) અનિષ્ટસ્પર્શ, (૬) ≈ અનિષ્ટગતિ, (૭) અનિષ્ટસ્થિતિ, (૮) અનિષ્ટલાવણ્ય, (૯) અનિષ્ટયશઃ કીર્તિ, (૧૦) અનિષ્ટ ઉત્થાન, કર્મ, બળ, વીર્ય, પુરુષાકાર પરાક્રમ.

ગૌતમ : હે ભગવન્! દેવતા કેવો અનુભવ કરે છે?

**મહાવીર** : હે ગૌતમ! દેવતા દશ સ્થાનક (બોલ)નો અનુભવ કરે છે? (૧) ઇષ્ટશબ્દ, (૨) ઇષ્ટરૂપ, (૩) ઇષ્ટગંધ, (૪) ઇષ્ટરસ, (૫) ઇષ્ટસ્પર્શ

---

હોવાથી એનો અગ્નિની વચ્ચે થઇને જવાનો સંભવ છે, પરંતુ અહી એની વિવક્ષા કરી નથી. અહી સ્થાવરપણાની વિવક્ષા છે. સ્થાવર જીવોમા ગતિનો અભાવ છે. વાયુ આદિની પ્રેરણાથી પૃથ્વી આદિનુ અગ્નિની વચ્ચે જવાનો સંભવ છે, પરંતુ અહી સ્વતંત્રતાપૂર્વક જવાની વિવક્ષા કરવામા આવેલ છે. એકેંદ્રિય જીવ સ્થાવર હોવાથી સ્વતંત્રતાપૂર્વક તે અગ્નિની વચમા થઇને જઇ શકતા નથી.

≈ નારકી જીવોની અપ્રશસ્ત વિહાયોગતિરૂપ અથવા નરકગતિરૂપ અનિષ્ટ ગતિ હોય છે. નરકમાં રહેવારૂપી અથવા નરક આયુરૂપી અનિષ્ટ સ્થિતિ હોય છે. શરીરનું બેડોળપણું હોવાથી અનિષ્ટ લાવણ્ય હોય છે. અપયશ અને અપકીર્તિરૂપ અનિષ્ટ યશકીર્તિ હોય છે. વીર્યાન્તારાયકર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થયેલ નારકી જીવોના ઉત્થાનાદિ વીર્ય વિશેષ અનિષ્ટ–નિંદિત હોય છે.

(૬) ઇષ્ટગતિ, (૭) ઇષ્ટસ્થિતિ, (૮) ઇષ્ટલાવણ્ય, (૯) ઇષ્ટયશઃકીર્તિ, (૧૦) ઇષ્ટઉત્પાદન, બળ, વીર્ય, પુરુષાકાર પરાક્રમ.

**ગૌતમ :** હે ભગવન્ ! પાંચ સ્થાવર કેવો અનુભવ કરે છે.

**મહાવીર :** હે ગૌતમ ! ૭ સ્થાનકનો (બોલ) અનુભવ કરે છે. ૧. □ ઇષ્ટાનિષ્ટ સ્પર્શ, ૨ ઇષ્ટાનિષ્ટગતિ, ૩ ઇષ્ટાનિષ્ટસ્થિતિ, ૪ ઇષ્ટાનિષ્ટ લાવણ્ય. ૫. ઇષ્ટાનિષ્ટ યશઃ કીર્તિ, ૬. ઇષ્ટાનિષ્ટ V ઉત્થાન, કર્મ, બળ, વીર્ય, પુરુષાકાર પરાક્રમ.

**ગૌતમ :** હે ભગવન્ ! વિકલેંદ્રિય કેવો અનુભવ કરે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જે રીતે પાંચ સ્થાવરનું કહ્યું એ રીતે ત્રણ વિકલેંદ્રિયનું કહેવું. પરંતુ એટલી વિશેષતા છે કે બેઇંદ્રિય ૭ સ્થાનક (બોલ)નો અનુભવ કરે છે. ઇષ્ટાનિષ્ટ રસ વધ્યો (એક વધારે કહ્યો-ઉમેરવો). તેઇંદ્રિય ૮ સ્થાનક (બોલ)નો અનુભવ કરે છે- ઇષ્ટાનિષ્ટ ગંધ વધ્યું.

**ગૌતમ :** હે ભગવન્ ! તિર્યંચ પંચેંદ્રિય અને મનુષ્ય કેવો અનુભવ કરે છે ?

---

□ એકેંદ્રિય જીવ શુભ અને અશુભ ક્ષેત્રમાં ઉત્પન્ન થઇ શકે છે. એટલે એને શાતા અને અશાતા બન્નેના ઉદયનો સંભવછે એટલે એમાં ઇષ્ટ અને અનિષ્ટ સ્પર્શાદિ હોય છે. છતા પણ એકેંદ્રિય જીવ સ્થાવર છે, એમા સ્વાભાવિકરૂપથી ગમનરૂપ ગતિનો સંભવ નથી. તો પણ એમા પરપ્રેરિત ગતિ હોય છે. તે શુભાશુભરૂપ હોવાથી ઇષ્ટાનિષ્ટ કહેવાય છે મણિમા ઇષ્ટ લાવણ્ય હોય છે અને પથ્થરમા અનિષ્ટ લાવણ્ય હોય છે, એ પ્રકારે એકેંદ્રિય જીવોમાં ઇષ્ટાનિષ્ટ લાવણ્ય હોય છે.

સ્થાવર હોવાથી એકેંદ્રિય જીવોમા ઉત્થાનાદિ હોતા નથી. પરંતુ પૂર્વભવમાં અનુભવ કર્યો હોવાથી ઉત્થાનાદિના સસ્કારના કારણે એના ઉત્થાનાદિ હોય છે એવુ જાણવું.

V જેટલા પુદ્ગલોથી સંપૂર્ણ આહાર થાય છે એને અવીચિ દ્રવ્ય કહે છે.

**મહાવીર :** હે ગૌતમ! દશે બોલનો અનુભવ કરે છે– ઇષ્ટાનિષ્ટ શબ્દ યાવત્ ઇષ્ટાનિષ્ટ ઉત્થાન કર્મ બળ વીર્ય પુરુષાકાર પરાક્રમ.

**ગૌતમ :** હે ભગવન્! મહાઋદ્ધિવાળા યાવત્ મહાસુખવાળા દેવ. બહારના પુદ્ગલોને (ભવધારણીય શરીરની સિવાય) ગ્રહણ કર્યા વિના તિર્છા પર્વત કે તિર્છી ભીતને ઓળંગવામાં (એક વાર ઓળંગવામાં) વારંવાર ઓળંગવામાં શક્તિશાળી છે?

**મહાવીર :** હે ગૌતમ! એક વાર કે વારંવાર ઓળંગવામાં શક્તિશાળી નથી.

**ગૌતમ :** હે ભગવન્! મહાઋદ્ધિ અર્થાત્ મહાસુખવાળા દેવ બહારના પુદ્ગલોને ગ્રહણ કરીને તિર્છા પર્વત કે તિર્છી ભીંતને એક વાર અનેક વાર ઉલંઘી જવા શક્તિમાન છે?

**મહાવીર :** હે ગૌતમ! સમર્થ છે.

---

## આહાર

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૪ ઉ. ૬ નો અધિકાર

**ગૌતમ :** હે ભગવન્! નારકીના નેરિયાઓ શાનો આહાર કરે છે? કેવી રીતે પરિણામે છે? એની કઇ યોનિ છે? એની સ્થિતિનું શું કારણ છે?

**મહાવીર :** હે ગૌતમ! નેરિયાઓ પુદ્ગલોનો આહાર કરે છે, પુદ્ગલરૂપે પરિણમે છે. ઠંડી ગરમસ્પર્શવાળી એની યોનિ છે. (આયુષ્ય કર્મના) પુદ્ગલ એની સ્થિતિનું કારણ છે. તે (બંધ દ્વારા) કર્મને પ્રાપ્ત થયા છે. તે નરકપણાના નિમિત્તભૂત કર્મવાળા છે. કર્મ-પુદ્ગલોથી એની સ્થિતિ છે અને કર્મથી અન્ય પર્યાય પ્રાપ્ત કરે છે. એ રીતે ૨૩ દંડકમાં કહેવું.

**ગૌતમ :** હે ભગવન્! નારકીના નેરિયાઓ વીચિદ્રવ્યનો @ આહાર કરે છે. કે અવીચિદ્રવ્યનો આહાર કરે છે?

---

@ સંપૂર્ણ આહારથી એક પ્રદેશ પણ ઓછો આહાર કરે તેને વીચિદ્રવ્ય કહે છે.

મહાવીર : હે ગૌતમ ! બન્ને પ્રકારનો આહાર કરે છે.

ગૌતમ : હે ભગવન્ ! એનું શું કારણ ?

મહાવીર : હે ગૌતમ ! જે નેરિયાઓ એક પ્રદેશ ઓછા દ્રવ્યનો આહાર કરે છે તે વીચિદ્રવ્યનો આહાર કરે છે, અને જે નેરિયા પરિપૂર્ણ દ્રવ્યનો આહાર કરે છે તે અવીચિદ્રવ્યોનો આહાર કરે છે. એ રીતે ૨૩ દંડક કહેવા. સર્વ જીવ વીચિદ્રવ્ય અને અવીચિદ્રવ્ય બન્ને પ્રકારનો આહાર કરે છે

---

## તુલ્ય

## શ્રી ભગવતી સૂત્ર શ. ૧૪. ઉ. ૭ નો અધિકાર

ગૌતમ : હે ભગવન્ ! તુલ્ય કેટલ પ્રકારના છે ?

મહાવીર : હે ગૌતમ ! તુલ્ય છ પ્રકારના કહ્યા છે: (૧) દ્રવ્યતુલ્ય (૨) ક્ષેત્રતુલ્ય (૩) કાળતુલ્ય (૪) ભવતુલ્ય (૫) ભાવતુલ્ય (૬) સંસ્થાન-તુલ્ય.

ગૌતમ : હે ભગવન્ ! દ્રવ્યતુલ્ય કોને કહે છે ?

મહાવીર : હે ગૌતમ ! એક પરમાણુ પુદ્ગલ બીજા પરમાણુ પુદ્ગલની સાથે દ્રવ્યથી તુલ્ય છે, પરંતુ પરમાણુ પુદ્ગલ, પરમાણુ પુદ્ગલ સિવાય બીજા પદાર્થોની સાથે દ્રવ્યથી તુલ્ય નથી. જેમ એક પરમાણુ પુદ્ગલ બે પ્રદેશી સ્કંધ, ત્રણ પ્રદેશી સ્કંધ યાવત્ દશ પ્રદેશી સ્કંધ, વગેરે સાથે દ્રવ્યથી તુલ્ય નથી. એ રીતે, બે પ્રદેશી સ્કંધ (બીજા) બે પ્રદેશી સ્કંધ સિવાય બીજા પદાર્થની સાથે દ્રવ્યથી તુલ્ય નથી. એ રીતે, ત્રણ પ્રદેશી સ્કંધ ત્રણ પ્રદેશી સ્કંધ સિવાય યાવત્ દશ પ્રદેશી સ્કંધ દશ પ્રદેશી સ્કંધ સિવાય બીજા પદાર્થની સાથે દ્રવ્ય તુલ્ય નથી. તુલ્ય સંખ્યાત પ્રદેશી સ્કંધ તુલ્ય સંખ્યાત પ્રદેશી સ્કંધની સાથે તુલ્ય છે. તુલ્ય સંખ્યાત પ્રદેશી સ્કંધ તુલ્ય

સંખ્યાત પ્રદેશી સ્કંધ સિવાય બીજા પદાર્થની સાથે દ્રવ્યથી તુલ્ય નથી. એ રીતે તુલ્ય અસંખ્યાત પ્રદેશી સ્કંધ, તુલ્ય અનંત પ્રદેશી સ્કંધનું કહેવું.

**ગૌતમ :** હે ભગવન્ ક્ષેત્રતુલ્ય કેવી રીતે કહેવાય છે?

**મહાવીર :** હે ગૌતમ! એક આકાશ પ્રદેશમાં રહેલા પુદ્ગલ દ્રવ્ય, એક આકાશ પ્રદેશમાં રહેલા પુદ્ગલ દ્રવ્યની સાથે ક્ષેત્રથી તુલ્ય છે. પરંતુ એક આકાશ પ્રદેશમાં રહેલ પુદ્ગલ દ્રવ્યની સાથે તુલ્ય નથી. એ રીતે દશ આકાશ પ્રદેશ જાવ અસંખ્યાત આકાશ પ્રદેશ સુધી કહેવા. બે આકાશ પ્રદેશ અવગાહ્યા પુદ્ગલ બે આકાશ પ્રદેશ અવગાહ્યા પુદ્ગલ સાથે દ્રવ્ય ક્ષેત્ર અપેક્ષાએ તુલ્ય છે. એ રીતે જાવ તુલ્ય અસં-ખ્યાત આકાશ પ્રદેશ અવગાહ્યા સ્કંધ સુધી કહેવું.

**ગૌતમ :** હે ભગવન્! કાળતુલ્ય કોને કહે છે?

**મહાવીર :** હે ગૌતમ! એક સમયની સ્થિતિવાળા પુદ્ગલ દ્રવ્ય એક સમયની સ્થિતિવાળા પુદ્ગલ દ્રવ્યની સાથે કાળતુલ્ય છે. પરંતુ એક સમયથી અધિક સ્થિતિવાળા પુદ્ગલ સાથે કાળતુલ્ય નથી. જેમ એક સમયની સ્થિતિના પુદ્ગલ બે સમયની સ્થિતિના પુદ્ગલ સાથે કાળતુલ્ય નથી. દ્રવ્યતુલ્યમાં કહ્યું એ રીતે સર્વ અધિકાર કહેવો આ રીતે અસંખ્યાત સમયની સ્થિતિવાળા દ્રવ્ય સુધી ૧૨ બોલ કહેવા.

**ગૌતમ :** હે ભગવન્! ભવતુલ્ય કોને કહે છે?

**મહાવીર :** હે ગૌતમ! જે ભવથી તુલ્ય છે તેને ભવતુલ્ય કહે છે. જેમ નારકી જીવ નારકી જીવ સાથે ભવતુલ્ય છે. બીજી ગતિના જીવો સાથે ભવતુલ્ય નથી. એ રીતે તિર્યંચ, મનુષ્ય અને દેવનું કહેવું.

**ગૌતમ :** હે ભગવન્! ભાવતુલ્ય કોને કહે છે?

**મહાવીર :** હે ગૌતમ! ભાવના બે ભેદ છે: અજીવભાવ અને જીવભાવ. અજીવભાવ જેમ એક ગુણ કાળા વર્ણના પુદ્ગલ એક ગુણ કાળા વર્ણના પુદ્ગલ સાથે ભાવતુલ્ય છે. પરંતુ એક ગુણ કાળા રંગના પુદ્ગલ

બે ગુણ કાળા વર્ણના પુદ્‌ગલ સાથે ભાવતુલ્ય નથી. દ્રવ્યતુલ્યમાં કહ્યું એ રીતે સર્વ અધિકાર કહેવા એ રીતે અનંતગુણકાળા સુધી ૧૩ બોલ કહેવા. એ રીતે ૫ વર્ણ, ૨ ગંધ, ૫ રસ અને ૮ સ્પર્શના ૧૩–૧૩ બોલ કહેવા. ૨૦×૧૩=૨૬૦.

જીવભાવના છ ભેદ છે: ≈ (૧) ઔદયિક (૨) ઔપશમિક (૩) ક્ષાયિક (૪) ક્ષાયોપશમિક (૫) પારિણામિક (૬) સાન્નિપાતિક,

ઔદયિક ભાવ ઔદયિક ભાવની સાથે તુલ્ય છે પરંતુ બીજા ભાવો સાથે ભાવતુલ્ય નથી. એ રીતે ઔપશમિક, ક્ષાયિક, ક્ષાયોપશમિક, પરિણામિક, સાન્નિપતિક ભાવોનું પણ કહેવું.

**ગૌતમ** : હે ભગવન્! સંસ્થાનતુલ્ય કોને કહે છે?

**મહાવીર** : હે ગૌતમ! સંસ્થાનના બે ભેદ છે. અજીવસંસ્થાન

---

≈ ૧. કર્મોના ઉદયથી ઉત્પન્ન થવાવાળા જીવના પરિણામ ઔદયિક ભાવ કહેવાય છે.

૨. કર્મોના ઉપશમથી ઉત્પન્ન થવાવાળા જીવનાભાવ પરિણામ ઔપશમિક ભાવ કહેવાય છે.

૩. કર્મોના ક્ષયથી ઉત્પન્ન થવાવાળા જીવના પરિણામ શાયિક ભાવ કહેવાય છે.

૪. કર્મોના ક્ષય તથા ઉપશમથી ઉત્પન્ન થવાવાળા જીવના પરિણામે ક્ષાયોપશમિક ભાવો કહેવાય છે. ક્ષાયોપશમિક ભાવમાં ફકત વિપાક વેદન હોતું નથી, પ્રદેશવેદન હોય છે ઔપશમિક ભાવમાં વિપાક વેદન અને પ્રદેશવેદન હોય છે. ઔપશમિક ભાવમા વિપાક વેદન અને પ્રદેશવેદન બન્ને હોતા નથી. ક્ષાયોપશમિક ભાવ અને ઔપશમિક ભાવમા આ અંતર છે.

૫. જીવના અનાદિકાળથી જે સ્વાભાવિક પરિણામ છે તે પારિણામિક ભાવ હોય છે.

૬. ઔદયિક આદિ બે–ત્રણ ભાવોના સંયોગથી ઉત્પન્ન થવાવાળા પરિણામ સાન્નિપાતિક ભાવ કહેવાય છે.

અને જીવસંસ્થાન. અજીવસંસ્થાનના ૫ ભેદ છે. ▱ પરિમંડળ, વૃત્ત, ત્ર્યસ્ર, ચતુરસ્ર, આયાત.

પરિમંડળસંસ્થાન પરિમંડળસંસ્થાન સાથે તુલ્ય છે. પરંતુ બીજાં સંસ્થાનો સાથે સંસ્થાનતુલ્ય નથી. એ રીતે વૃત્ત, ત્ર્યસ્ર, ચતુરસ્ર આયાત સંસ્થાનનું કહેવું.

જીવ સંસ્થાનના @ ૭ ભેદ છે: (૧) સમચોરસ (૨) ન્યગ્રોધ પરિમંડળ (૩) સાદિ (૪) કુબ્જ (૫) વામન (૭) હુંડક.

સમચોરસ સંસ્થાન સમચોરસ સંસ્થાન સાથે તુલ્ય છે પરંતુ બીજા સાથે સંસ્થાન તુલ્ય નથી. એ રીતે ન્યગ્રોધપરિમંડળ, સાદિ, કુબ્જ, વામન અને હુંડક સંસ્થાનનું પણ કહેવું.

કુલ અલાવા ૩૧૮ (દ્રવ્યના ૧૩+ક્ષેત્રના ૧૨+કાળના ૧૨+ભવના ૪+અજીવભાવના ૨૬૦+જીવભાવના ૬+અજીવ સંસ્થાનના ૫+જીવ સંસ્થાનના ૬=૩૧૮) થયા.



---

▱ આકાર વિશેષને સંસ્થાન કહે છે. એના બે ભેદ છે. જીવસંસ્થાન અને અજીવ સંસ્થાન. અજીવ સંસ્થાનના ૫ ભેદ છે (૧) પરિમંડળ-ચુડીની રીતે બહારથી ગોળ, અંદરથી પોલું હોય છે એના બે ભેદ-ઘન અને પ્રતર. (૨) વૃત્ત-કુંભારના ચાક સમાન બહારથી ગોળ અને અંદરથી પોલાણ વિનાનું હોય છે. તેના બે ભેદ-ઘન અને પ્રતર એ પ્રત્યેકના બે-બે ભેદ છે: સમસંખ્યાવાળા પ્રદેશયુક્ત અને વિષમ સંખ્યાવાળા પ્રદેશયુક્ત (૩) ત્ર્યસ્ર-ત્રિકોણ આકારવાળા હોય છે. (૪) ચતુરસ્ર-ચતુષ્કોણ હોય છે. (૫) આયત-લાકડીની જેમ લાંબો હોય છે. એના ત્રણ ભેદ છે શ્રેણ્યાયત, પ્રતરાયત, ઘનાયત, એના પ્રત્યેકના બે-બે ભેદ છે. સમસંખ્યાવાળા પ્રદેશયુક્ત અને વિષમ સંખ્યાવાળા પ્રદેશયુક્ત એ પાંચ પ્રકારના સંસ્થાનો વિસ્રસા અને પ્રયોગસાવાળા હોય છે.

@ સંસ્થાન નામકર્મના ઉદયથી જીવોના જે આકાર વિશેષ હોય છે તેને જીવસંસ્થાન કહે છે. તેના સમચોરસ આદિ ૭ ભેદ હોય છે.

## ગૌતમને આશ્વાસન

તે સમયે ભગવાન રાજગૃહમાં પધાર્યા હતા. તે અરસામાં ગૌતમ સ્વામી પોતાને કેવળ જ્ઞાનની પ્રાપ્તિ ન થવાથી ખિન્ન રહેતા હતા. એટલે ધર્મકથા પૂરી થયા પછી લોકો વીખરાઇ ગયા બાદ મહાવીર સ્વામી ગૌતમને સંબોધીને કહેવા લાગ્યા:

'હે ગૌતમ! તમે મારી સાથે ઘણા કાળ સુધી સ્નેહથી બંધાયેલ છો. હે ગૌતમ! તમે લાંબા કાળથી મારી પ્રશંસા કરી છે. હે ગૌતમ! તમને મારી સાથે ઘણા લાંબા કાળથી પરિચય છે. હે ગૌતમ! તમે ઘણા લાંબા કાળથી મારી સેવા કરી છે. હે ગૌતમ! તમે ઘણા લાંબા કાળથી મને અનુસર્યા છો. હે ગૌતમ! તમે ઘણા લાંબા કાળથી મારી સાથે અનુકૂળપણે વર્ત્યા છો. હે ગૌતમ! તુરતના દેવભવમાં અને તુરતના મનુષ્યભવમાં તમારી સાથે મારો સંબંધ છે. વધારે તો શું? પણ મરણ પછી શરીરનો નાશ થયા બાદ અહીંથી ચ્યવીને આપણે બન્ને સરખા, એક પ્રયોજનવાળા (એક સિધ્ધક્ષેત્રમાં રહેવાવાળા) તથા વિશેષના અને ભેદરહિત (સિધ્ધ) થઇશું'.

**ગૌતમ**: હે ભગવન્! આ વાત અનુત્તરૌપાતિક દેવો પણ જાણે છે અને જુએ છે?

**મહાવીર**: હે ગૌતમ! તે દેવોએ અનંત મનોદ્રવ્યની વર્ગણાઓને જ્ઞેયરૂપ પ્રાપ્ત કરી છે તથા વ્યાપ્ત કરી છે. તેથી તેઓ આ વાત જાણે છે અને જુએ છે.

---

## શ્રમણ નિર્ગ્રંથના સુખની તુલ્યતા

### ભગવતી સૂત્ર શ. ૧૪. ઉ. ૯ નો અધિકાર

**ગૌતમ**: હે ભગવન્! જે શ્રમણનિર્ગ્રંથ આર્યપણે–પાપકર્મ રહિતપણે વિચરે છે, એનું સુખ કેવું છે?

**મહાવીર :** હે ગૌતમ ! એક માસની દીક્ષાપર્યાયવાળા શ્રમણ નિર્ગ્રંથનું સુખ વાણવ્યંતર દેવોના સુખથી વધારે હોય છે. બે માસની દીક્ષાપર્યાયવાળા શ્રવણ નિર્ગ્રંથનું સુખ અસુરેન્દ્રની સિવાય બાકી ભવનપતિ દેવો (નવનિકાયનાદેવો)ના સુખથી વધારે હોય છે ત્રણ માસની દીક્ષાપર્યાયવાળા શ્રમણ નિર્ગ્રંથનું સુખ અસુરકુમારોથી વધારે હોય છે. ચાર માસની દીક્ષાપર્યાયવાળા શ્રમણનિર્ગ્રંથનું સુખ ગ્રહ, નક્ષત્ર, તારા એ ત્રણે જ્યોતિષી દેવોના સુખથી વધુ હોય છે. પાંચ માસની દીક્ષાપર્યાયવાળા શ્રમણનિર્ગ્રંથનું સુખ સૂર્ય, ચંદ્ર જ્યોતિષી દેવોના સુખથી વધારે હોય છે. છ માસની દીક્ષાપર્યાયવાળા શ્રમણનિર્ગ્રંથનું સુખ સૌધર્મ, ઇશાન દેવલોકના દેવોના સુખથી વધારે હોય છે. સાત માસની દીક્ષા પર્યાયવાળા શ્રમણનિર્ગ્રંથનું સુખ સનતકુમાર, માહેન્દ્ર દેવલોકના દેવોના સુખ કરતાં વધારે હોય છે. આઠ માસની દીક્ષાપર્યાયવાળા શ્રમણનિર્ગ્રંથનું સુખ બ્રહ્મદેવલોક, લાંતકદેવલોકના દેવોના સુખ કરતાં વધારે હોય છે. નવ માસની દીક્ષા પર્યાયવાળા શ્રમણનિર્ગ્રંથનું સુખ મહાશુક્ર, સહસ્રાર દેવલોકના દેવોના સુખ કરતાં વધારે હોય છે. દશ માસની દીક્ષાપર્યાયવાળા શ્રમણનિર્ગ્રંથનું સુખ આણત પ્રાણત, આરણ અચ્યુત દેવલોકના દેવોના સુખથી વધારે સુખ હોય છે અગિયાર માસની દીક્ષાપર્યાયવાળા શ્રમણનિર્ગ્રંથનું સુખ નવ ગ્રૈવેયકના દેવોના સુખથી અધિક હોય છે. બાર માસની દીક્ષાપર્યાયવાળા શ્રમણનિર્ગ્રંથનું સુખ પાંચ અનુત્તર વિમાનના દેવોના સુખથી અધિક હોય છે. એ પછી અધિક અધિક શુદ્ધ (શુદ્ધ અને શુદ્ધતર) પરિણામવાળા થઇ સિદ્ધ થાય છે. યાવત્ સર્વ દુઃખોનો અંત કરે છે.

---

## કેવળી અને સિદ્ધ

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૪. ઉ. ૧૦ નો અધિકાર

**ગૌતમ :** હે ભગવન્ ! કેવળજ્ઞાની, છદ્મસ્થને જાણે અને દેખે છે ?

**મહાવીર :** હા. ગૌતમ ! જાણે અને દેખે છે. એ રીતે સિદ્ધ ભગવાન પણ છદ્મસ્થને જાણે દેખે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! કેવળજ્ઞાની, આધોવધિક (નિયત ક્ષેત્ર વિષયક અવધિજ્ઞાની)ને, પરમાવધિ જ્ઞાનીને, કેવળજ્ઞાનીને, અને સિદ્ધોને જાણે અને દેખે છે ?

**મહાવીર** : હા. ગૌતમ ! જાણે અને દેખે છે. એ રીતે સિદ્ધ ભગવાન પણ એ સર્વને જાણે અને દેખે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! કેવળજ્ઞાની બોલે છે અને પ્રશ્નના ઉત્તર આપે છે ?

**મહાવીર** : હા. ગૌતમ ! બોલે છે અને પ્રશ્નના ઉત્તર આપે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! કેવળજ્ઞાનીની રીતે સિદ્ધ ભગવાન પણ બોલે છે અને પ્રશ્નના ઉત્તર આપે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! નહિ. સિદ્ધ ભગવાન બોલતા નથી. અને પ્રશ્નના ઉત્તર આપતા નથી.

**ગૌતમ** : હે ભગવન્ ! એનું શું કારણ ?

**મહાવીર** : હે ગૌતમ ! કેવળજ્ઞાની ઉત્થાન (ઊભા રહેવાનું), કર્મ (ગમનાદિ ક્રિયા કરવાનું), બળ, વીર્ય, પુરુષાકાર પરાક્રમ સહિત છે. અને સિદ્ધ ભગવાન ઉત્થાન, કર્મ, બળ, વીર્ય, પુરુષાકાર પરાક્રમરહિત છે એટલે તે કેવળજ્ઞાનીની રીતે બોલતા નથી અને પ્રશ્નના ઉત્તર પણ દેતા નથી.

**ગૌતમ** : હે ભગવન્ ! કેવળજ્ઞાની પોતાની આંખ ખોલે છે અને બંધ કરે છે, શરીરને સંકોચે છે અને પ્રસારે છે, ઊભા રહે છે અને બેસે છે, શય્યા (વસતી) અને નૈષધિકી (થોડા સમય માટે વસતિ) ક્રિયા કરે છે ?

**મહાવીર** : હા. ગૌતમ ! એ સર્વ ક્રિયાઓ કરે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! કેવળજ્ઞાની રત્નપ્રભા પૃથ્વીને 'આ રત્નપ્રભા પૃથ્વી છે' એ રીતે જાણે દેખે છે ?

**મહાવીર** : હા ગૌતમ ! જાણે દેખે છે. એ રીતે સિદ્ધ ભગવાન માટે કહેવું. એ રીતે શર્કરાપૃથ્વી યાવત્ તમતમા પ્રભા પૃથ્વી, બાર દેવ-

લોક, નવગ્રૈવેયક, પાંચ અનુત્તર વિમાન, ઈષત્પ્રાગ્ભારા પૃથ્વીને પણ જાણે દેખે છે.

**ગૌતમ :** હે ભગવાન્ ! કેવળજ્ઞાની પરમાણુ પુદ્ગલોને 'આ પરમાણુ પુદ્ગલ છે,' એ રીતે જાણે દેખે છે ?

**મહાવીર :** હા. ગૌતમ ! જાણે–દેખે છે. એ રીતે બે પ્રદેશી ત્રણ પ્રદેશી યાવત્ અનંત પ્રદેશી સ્કંધને જાણે દેખે છે. એ રીતે સિદ્ધ પણ પરમાણુ યાવત્ અનંત પ્રદેશી સ્કંધને જાણે દેખે છે.



શતક ૧૫ મું ગોશાલકના વર્ણનથી જ પૂર્ણ થાય છે. તે વિષય કથાનુયોગનો છે. પ્રસ્તુત સંપાદનમાં (૧) દ્રવ્યાનુયોગ (૨) ગણિતાનુયોગ (૩) અને ચરણકરણાનુયોગના જ્ઞાતવ્ય વિષયોના સંગ્રહની પ્રતિજ્ઞા કરેલ છે. એટલે શતક ૧૫ માનો ગોશાલકનો અધિકાર સંપાદન કરેલ નથી.



## અધિકરણ

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૬ ઉ. ૧ નો અધિકાર

**ગૌતમ :** હે ભગવન્ ! અધિકરણી (એરણ) ઉપર હથોડો મારવાથી વાયુકાય ઉત્પન્ન થાય છે ?

**મહાવીર :** હા ✲ ગૌતમ ! થાય છે.

---

✲ એરણ ઉપર હથોડો મારતી વખતે એરણ અને હથોડાના અભિઘાતથી વાયુકાય ઉત્પન્ન થાય છે તે અચિત્ત હોય છે, પરંતુ એનાથી સચિત્ત વાયુકાયની હિંસા થાય છે. સ્થાનાંગ સૂત્રમાં પાંચ પ્રકારની અચિત્ત વાયુકાય કહેલ છે. (૧) જોરજોરથી ધમધમ ચાલવાથી (૨) લુહારની ધમણથી, (૩) ઉચ્છ્વાસ આદિથી (૪) કપડાં ઝાપટવાથી કે (૫) કોઈ વસ્તુને પીલવા દબાવવાથી તથા પંખાથી. આ પાંચે પ્રકારની અચિત્ત વાયુથી સચિત્ત વાયુથી હિંસા થાય છે.

**ગૌતમ** : હે ભગવન્! વાયુકાય કોઇ બીજા પદાર્થના @ સ્પર્શ-થવાથી મરે છે કે સ્પર્શ થયા વિના મરે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! સ્પર્શ થયા વિના મરતા નથી.

**ગૌતમ** : હે ભગવન્! જ્યારે વાયુકાય મરે છે તો શરીર સાથે ભવાંતરમાં જાય છે કે શરીર રહિત ભવાંતરમાં જાય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! તૈજસ કાર્મણની અપેક્ષાએ શરીર સહિત જાય અને ઔદારિક–વૈક્રિયની અપેક્ષાએ શરીરરહિત જાય છે.

**ગૌતમ** : હે ભગવન્ ! સગડીમાં અગ્નિકાય કેટલા કાળ સુધી સચિત્ત રહે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! જઘન્ય અંતર્મુહૂર્ત, ઉત્કૃષ્ટ પણ અહો-રાત્ર (રાત–દિવસ) સુધી સચિત્ત રહે છે.

**ગૌતમ** : હે ભગવન્! લોઢું તપાવવાની ભઠ્ઠીમાં લોઢાની સાણસીથી લોઢાને ઊંચુંનીચું કરવાવાળા પુરુષને કેટલી ક્રિયા લાગે ?

**મહાવીર** : હે ગૌતમ ! તે પુરુષને કાયિકી આદિ ○ પાંચે ક્રિયા લાગે છે. એ રીતે જે જીવોના શરીરથી લોઢું બન્યું, ભઠ્ઠી બની, સાણસી બની, અંગારા બન્યા, અંગારા કાઢવાનો ચીપિયો બન્યો ધમણ બની, એ સર્વ જીવોને પાંચ પાંચ ક્રિયા લાગે છે.

---

@ પૃથ્વીકાય આદિ પાંચ સ્થાવર જીવોની સાથે જ્યારે વિજાતીય જીવોના તથા વિજાતીય સ્પર્શવાળા પદાર્થોનો સંઘર્ષ થાય છે ત્યારે એના શરીરનો વિનાશ થાય છે. એ આશયથી લઇ એ પ્રશ્ન કર્યો છે. શ્રી આચારાંગ સૂત્રના 'શસ્ત્રપરિજ્ઞા' નામના પહેલા અધ્યયનમા એનુ વિસ્તારથી વર્ણન કર્યું છે

○ (૧) કાઇયા (કાયાની) (૨) અહિગરણિયા (અધિકરણીની (૩) પાઉસિયા (પ્રાદ્વેષિની) (૪) પરિતાવણીયા (પરિતાપનીની) (૫) પાણાઇવાઇયા (પ્રાણાતિપાતિ).

**ગૌતમ :** હે ભગવન્ ! ભઠ્ઠીમાંથી લોઢાને સાણુસીથી પકડી એરણુ ઉપર રાખતા પુરુષને કેટલી ક્રિયા લાગે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! કાયિકી આદિ પાંચ ક્રિયા લાગે છે. એ રીતે જે જીવોના શરીરથી લોઢું, સાણુસી, ઘણુ, હથોડા, એરણુ, એરણનું લાકડું, ગરમ લોઢાને ઠંડું કરવાની કુંડી અને લુહારનું કારખાનું દુકાન બનેલ છે, એ સર્વ જીવોને પાંચ ક્રિયાઓ લાગે છે.

**ગૌતમ :** હે ભગવન્ ! જીવ △ અધિકરણુ છે કે અધિકરણી છે?

**મહાવીર :** હે ગૌતમ ! @ અવિરતિ (મમત્વ) પરિણામની અપેક્ષાએ જીવ અધિકરણુ પણુ છે અને અધિકરણી પણુ છે.

એ રીતે ૨૪ દંડકનું કહેવું.

**ગૌતમ :** હે ભગવન્ ! જીવ □સાધિકરણી છે કે નિરધિકરણી છે ?

---

△ હિંસા આદિ પાપકર્મના કારણુભૂત પદાર્થોને અધિકરણુ કહે છે. અધિકરણુના બે ભેદ છે : આતરિક અને બાહ્ય ઇંદ્રિયો આદિ આતરિક અધિકરણુ છે. હળ, કોદાળી, ધન, ધાન્ય, આદિ પરિગ્રહરૂપ વસ્તુઓ બાહ્ય અધિકરણ છે. એ બાહ્ય અને આતરિક અધિકરણુ જેના હોય તે અધિકરણી કહેવાય છે. એ માટે સશરીરી જીવને શરીર આદિ હોવાથી અધિકરણી છે અને શરીરાદિ અધિકરણુથી કદાચ અભિન્ન હોવાથી અધિકરણુ છે. અર્થાત્ સશરીરી જીવ અધિકરણુ અને અધિકરણી બન્ને છે.

@ જે જીવ વિરતિવાળા હોય છે, એના શરીરાદિ આતરિક અને બાહ્ય પરિગ્રહરૂપ વસ્તુઓ હોવા છતાં પણુ એના ઉપર મમત્વ ન હોવાના કારણે તે અધિકરણી કે અધિકરણુ કહેવાતા નથી. જે જીવ અવિરતિવાળા છે એને મમત્વ હોવાથી તે અધિકરણી કે અધિકરણુ કહેવાય છે.

□શરીરાદિ અધિકરણુ સહિત જીવ સાધિકરણી કહેવાય છે. સંસારીજીવનું શરીર ઇંદ્રિયાદિરૂપ આંતરિક અધિકરણુ તો હમેશા સાથે રહે છે શસ્ત્રાદિ બાહ્ય અધિકરણુ નિશ્ચિતરૂપથી હમેશા સાથે હોતા નથી, પરતુ અવિરતિરૂપી મમત્વભાવ હંમેશા સાથે રહે છે. એટલે શસ્ત્રાદિ બાહ્ય અધિકરણુની અપેક્ષાએ પણુ જીવ સાધિકરણી કહેવાય છે. સાધુ (સયતિ) પુરુષોમાં અવિરતિનો અભાવ હોવાથી શરીરાદિ હોવા છતાં એનામા સાધિકરણુપણું નથી.

મહાવીર : હે ગૌતમ ! જીવ સાધિકરણી છે, પરંતુ નિરધિકરણી નથી.

એ રીતે ૨૪ દંડકનું કહેવું.

ગૌતમ : હે ભગવન્ ! જીવ ○ આત્માધિકરણી છે કે પરાધિકરણી તદુભયાધિકરણી છે ?

મહાવીર : હે ગૌતમ ! અવિરતિની અપેક્ષાએ જીવ આત્માધિકરણી પણ છે, પરાધિકરણી. પણ છે અને તદુભયાધિકરણી પણ છે.

એ રીતે ૨૪ દંડકમાં કહેવું.

ગૌતમ : હે ભગવન્ ! જીવોના અધિકરણ @ આત્મપ્રયોગથી હોય છે કે પરપ્રયોગથી હોય છે કે તદુભય પ્રયોગથી હોય છે ?

મહાવીર : હે ગૌતમ ! અવિરતિની અપેક્ષાએ ત્રણેથી હોય છે.

એ રીતે ૨૪ દંડક કહેવા.

પાંચ શરીર, પાંચ ઈંદ્રિયો અને ત્રણ યોગ એ ૧૩ બોલોમાંથી જે જે બોલ જેમાં લાભે એ એ બોલોને નીપજાવતા (બાંધતા) હોતા ૨૪ દંડકના જીવ અવિરતિની અપેક્ષાએ અધિકરણી પણ છે અને

---

○ પાપારંભમાં સ્વયં પ્રવૃત્તિ કરનાર આત્માધિકરણી કહેવાય છે. બીજાથી પાપારંભ કરાવવું પરાધિકરણી કહેવાય છે. પોતે જ પાપારંભ કરે છે અને બીજાથી પણ કરાવે છે તે તદુભયાધિકરણી કહેવાય છે.

@ હિંસા આદિ પાપકાર્યોમાં પ્રવૃત્તિ કરવાવાળા મનના વેપારથી ઉત્પન્ન અધિકરણ આત્મપ્રયોગ નિર્વર્તિત કહેવાય છે. બીજાને હિંસાદિ પાપ કાર્યોમાં પ્રવૃત્તિ કરાવવાથી ઉત્પન્ન થતા વચનાદિ અધિકરણ પરપ્રયોગ નિર્વર્તિત કહેવાય છે. આત્મા દ્વારા અને બીજાને પ્રવૃત્તિ કરાવવા દ્વારા ઉત્પન્ન થયેલ અધિકરણ તદુભય પ્રયોગ નિર્વર્તિત કહેવાય છે.

સ્થાવરાદિ જીવોમાં વચનાદિનો વેપાર હોતો નથી, એટલે તેમાં જે પર પ્રયોગાદિના અધિકરણ કહ્યા છે તે અવિરતિભાવની અપેક્ષાથી જાણવું.

અધિકરણ પણ છે. આહારક શરીર પ્રમાદી સાધુને હોય છે. એટલે આહારક શરીર પ્રમાદની અપેક્ષાએ અધિકરણ પણ છે અને અધિકરણી પણ છે.



## શક્રેન્દ્રજી

## શ્રી ભગવતી સૂત્ર શ. ૧૬. ઉ. ૨ નો અધિકાર

એક સમયે શક્ર દેવેન્દ્ર દેવરાજા પોતાની ઋદ્ધિ પરિવાર સહિત શ્રમણ ભગવાન મહાવીર સ્વામીની પાસે આવ્યા. વંદણા નમસ્કાર કરીને શક્રેન્દ્રજીએ પૂછ્યું :

**શક્રેન્દ્રજી** : હે ભગવન્ ! અવગ્રહ (સ્વામીપણું) કેટલા પ્રકારના છે?

**મહાવીર** : હે શક્ર ! પાંચ પ્રકારના છે. (૧) દેવેન્દ્રનું સ્વામીપણું અર્થાત્ દક્ષિણ લોકાર્દ્ધ પર શક્રેન્દ્રજીનું સ્વામીપણું છે. ઉત્તર લોકાર્ધ પર ઈશાનેન્દ્રજીનું સ્વામીપણું છે (૨) રાજાનું સ્વામીપણું–જેમ ભરત આદિનું છ ખંડો ૧૨ ચક્રવર્તીનું સ્વામીપણું હોય છે. (૩) ગૃહપતિનું સ્વામીપણું–જેમ માંડલિક રાજાનું પોતાને આધીન દેશ ઉપર સ્વામીપણું છે. (૪) સાગારિક સ્વામીપણું–જેમ ગૃહસ્થનું પોતાના ઘર ઉપર સ્વામીપણું છે. (૫) સાધર્મિક સ્વામીપણું–સમાન ધર્મવાળા સાધુ પરસ્પર સાધર્મિક કહેવડાવે છે, એનું @ પાચ ગાઉ સુધી ક્ષેત્રમાં સાધર્મિક સ્વામીપણું હોય છે.

એ પછી શક્રેન્દ્રજીએ કહ્યું કે: ભગવન્! જે શ્રમણ નિર્ગ્રંથ વિચરે છે, એને હું આજથી સ્વામીપણાની આજ્ઞા (અધિકાર) આપું છું. એમ કહીને શક્રેન્દ્રજી શ્રમણ ભગવાન મહાવીર સ્વામીને વંદના નમસ્કાર કરીને પોતાના સ્થાને પાછા ચાલ્યા ગયા.

---

@ ૨ાા ગાઉ દક્ષિણ તરફ, ૨ાા ગાઉ ઉત્તર તરફ એ રીતે ૫ ગાઉ અથવા ૨ાા ગાઉ પૂર્વ તરફ અને ૨ાા ગાઉ પશ્ચિમ તરફ એ રીતે ૫ ગાઉ.

એ પછી ગૌતમ સ્વામીએ શ્રમણ ભગવાન મહાવીર સ્વામીને વંદના નમસ્કાર કરીને પૂછ્યું : હે ભગવન્ ! જે શક્રેન્દ્રજીએ આ કહ્યું કે હું સ્વામીપણાની આજ્ઞા દઉં છું તે શું સત્ય છે ?

**મહાવીર** : હા. ગૌતમ ! સત્ય છે.

**ગૌતમ** : હે ભગવન્ ! શક્રેન્દ્રજી સત્યવાદી છે કે મિથ્યાવાદી છે ?

**મહાવીર** : હે ગૌતમ ! શક્રેન્દ્રજી સત્યવાદી છે, મિથ્યાવાદી નથી.

**ગૌતમ** : હે ભગવાન્ ! શું શક્રેન્દ્રજી સત્ય ભાષા બોલે છે, અસત્ય ભાષા બોલે છે, મિશ્રભાષા બોલે છે કે વ્યવહારભાષા બોલે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! સત્યભાષા બોલે છે. યાવત્ વ્યવહારભાષા બોલે છે. એટલે કે ચારે ભાષા બોલે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! શક્રેન્દ્રજી સાવદ્ય (પાપયુક્ત) ભાષા બોલે છે કે નિરવદ્ય (પાપરહિત) ભાષા બોલે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! શક્રેન્દ્રજી પાપયુક્ત અને પાપરહિત બન્ને ભાષા બોલે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! એનું શું કારણ ?

**મહાવીર** : હે ગૌતમ ! જ્યારે શક્રેન્દ્રજી હાથ, વસ્ત્ર, આદિથી મુખ ઢાંકીને ભાષા બોલે છે ત્યારે તે પાપરહિત ભાષા છે. કેમ કે મુખને હાથ આદિથી ઢાંકીને બોલવાથી વાયુકાયના જીવની રક્ષા થાય છે. જ્યારે શક્રેન્દ્રજી ઉઘાડા મોઢે (હાથ આદિથી મુખ ઢાંકયા વિના) ભાષા બોલે છે ત્યારે તે પાપયુક્ત ભાષા છે કેમ કે એથી વાયુકાયના જીવોની હિંસા થાય છે.

**ગૌતમ** : હે ભગવન્ ! શક્રેન્દ્રજી ભવસિદ્ધિક છે કે અભવસિદ્ધિક છે ? સમ્યક્‌દષ્ટિ છે કે મિથ્યાદષ્ટિ છે ? પરિત સંસારી છે કે અનત

સંસારી છે ? સુલભબોધિ છે કે દુર્લભબોધિ છે ? આરાધક છે કે વિરાધક છે ? ચરમ છે કે અચરમ છે ?

મહાવીર : હે ગૌતમ ! ભવસિદ્ધિક છે, અભવસિદ્ધિક નથી. સમ્યક્દૃષ્ટિ છે, મિથ્યાદૃષ્ટિ નથી. પરિત સંસારી છે. અનંત સંસારી નથી. સુલભબોધિ છે, દુર્લભબોધિ નથી. આરાધક છે, વિરાધક નથી. ચરમ છે, અચરમ નથી.

ગૌતમ : હે ભગવન્ ! એનું શું કારણ ?

મહાવીર : હે ગૌતમ ! શક્રેન્દ્રજી બહુ સાધુ–સાધ્વી, શ્રાવક-શ્રાવિકાનાં હિત, સુખ, પથ્ય, કલ્યાણના ચાહવાવાળા છે, એટલે શક્રેન્દ્રજી ભવસિદ્ધિક છે. યાવત્ ચરમ છે. અચરમ નથી.



## વેદના અને કર્મક્ષય

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૬ ઉ. ૪ નો અધિકાર

ગૌતમ : હે ભગવન્ ! નિત્યભોજી (અન્નવિના જેને ન ચાલે તેવો) શ્રમણ નિર્ગ્રંથ જેટલું કર્મ ખપાવે, તેટલું કર્મ નૈરયિક જીવો નરકમાં એક વરસે, અનેક વરસે કે સો વરસે ખપાવે ?

મહાવીર : હે ગૌતમ ! એ વાત બરાબર નથી.

ગૌતમ : હે ભગવન્ ! ચતુર્થભક્ત (એક ઉપવાસ) કરનાર શ્રમણ નિર્ગ્રંથ જેટલું કર્મ ખપાવે તેટલું કર્મ નૈરયિક જીવો નરકમાં સો વરસે, અનેક સો વરસે કે હજાર વરસે ખપાવે ?

મહાવીર : ના. ગૌતમ ! તે વાત બરોબર નથી.

ગૌતમ : બે ઉપવાસ કરનારો શ્રમણ જેટલું કર્મ ખપાવે, તેટલું નૈરયિક એક હજાર વરસે, અનેક હજાર વરસે કે એક લાખ વરસે ખપાવે ?

મહાવીર : હે ગૌતમ ! એ વાત બરોબર નથી.

**ગૌતમ** : હે ભગવન્ ! ત્રણ ઉપવાસ કરનારો શ્રમણ જેટલું કર્મ ખપાવે, તેટલું નૈરયિક એક લાખ વરસે, અનેક લાખ વરસે કે એક કરોડ વરસે ખપાવે ?

**મહાવીર** : ના. ગૌતમ ! તે વાત બરાબર નથી.

**ગૌતમ** · હે ભગવન્ ! ચાર ઉપવાસ કરનારો શ્રમણ જેટલું કર્મ ખપાવે તેટલું કર્મ નૈરયિક એક કરોડ વરસે, અનેક કરોડ વરસે કે કોટાકોટી વરસે ખપાવે ?

**મહાવીર** : ના. ગૌતમ! તે વાત બરોબર નથી.

**ગૌતમ** : હે ભગવન્ ! એ પ્રમાણે આપ શા હેતુથી કહો છો ?

**મહાવીર** : હે ગૌતમ! કોઈ ઘરડો, જર્જરિત શરીરવાળો, ઢીલાં અને શિથિલ ગાત્રવાળો, પડી ગયેલા દાંતવાળો તથા ગરમી, તરસ, દુઃખ, ભૂખ, દુર્બળતા અને માનસિક ક્લેશવાળો પુરુષ મોટા કોશંબ વૃક્ષની સૂકી, ગાંઠોવાળી, ચીકણી, વાંકી અને નિરાધાર રહેલી ગંડેરી ઉપર બુઠ્ઠા કુહાડા વડે પ્રહાર કરે, તો ગમે તેટલા મોટા હુંકાર કરવા છતાં તેના મોટા મોટા કકડા પણ ન કરી શકે. તે પ્રમાણે નૈરયિકોએ પોતાનાં પાપકર્મો ગાઢ કર્યાં છે તથા ચીકણાં કર્યાં છે, તેથી તેઓ અત્યંત વેદના અનુભવવા છતાં નિર્જરા અને નિર્વાણરૂપ ફળવાળા થતા નથી. પરંતુ કોઈ તરુણ, બળવાન, મેધાવી અને નિપુણ કારીગર પુરુષ મોટા શીમળાની લીલી, જટા વિનાની. ગાંઠો વિનાની, ચિકાશ વિનાની સીધી અને આધારવાળી ગંડેરી ઉપર તીક્ષ્ણ કુહાડા વડે પ્રહાર કરે તો તે પુરુષ મોટા મોટા હુંકાર ન કરવા છતાં મોટાં મોટા ફાડિયાં ફાડે છે. તે પ્રમાણે હે ગૌતમ ! શ્રમણ-નિર્ગ્રંથોએ પોતાનાં કર્મોને સ્થૂળ, શિથિલ તથા નિષ્ઠિત કરેલાં છે. તેથી તે શીઘ્ર જ નાશ પામે છે. અને તેઓ નિર્વાણરૂપી મહાફળવાળા થાય છે.



# સ્વપ્નો

## શ્રી ભગવતી સૂત્ર શ. ૧૬. ઉ. ૬ નો અધિકાર

**ગૌતમ :** હે ભગવન્ ! સ્વપ્ન કેટલા પ્રકારનાં છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સ્વપ્ન પાંચ પ્રકારનાં છે : (૧) યથાતથ્ય સ્વપ્ન–જેવું સ્વપ્ન જુએ તેવું ફળ મળે. એ સ્વપ્ન સત્ય અને શુભ ફળનું દેનાર છે. (૨) પ્રતાન (પ્રયાણ) સ્વપ્ન–વિસ્તારવાળુ સ્વપ્ન. એ યથાતથ્ય (સત્ય) પણ હોય છે અને મિથ્યા પણ હોય છે (૩) ચિંતાસ્વપ્ન –જાગૃત અવસ્થામાં જે પદાર્થોનો વિચાર કર્યો છે એ સ્વપ્નમાં જુએ. (૪) તદ્ વિપરીત સ્વપ્ન–સ્વપ્નમાં જે પદાર્થો જોયા છે, જાગૃત અવસ્થામાં એનાથી વિપરીત પદાર્થોની પ્રાપ્તિ થાય. આ સ્વપ્ન વિપરીત ફળનું દેનાર છે. (૫) અવ્યક્ત સ્વપ્ન–સ્વપ્નમાં અસ્પષ્ટ અર્થનું દેખાવું –આળ જંજાળ દેખાવી.

**ગૌતમ :** હે ભગવન્ ! સ્વપ્ન સૂતેલાને આવે છે, જાગતાને આવે છે કે સૂતેલા–જાગતા (અર્ધનિદ્રા–કાગાનિદ્રા)ને આવે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સૂતેલાને સ્વપ્ન નથી આવતું, જાગતાને સ્વપ્ન નથી આવતું, પરંતુ સૂતેલા–જાગતા (અર્ધનિદ્રાવાળા)ને સ્વપ્ન આવે છે. સ્વપ્ન અવસ્થામાં ઇંદ્રિયો સૂતેલી હોય છે અને મન જાગતું હોય છે. એ સમયે નિદ્રા ઘેરી હોતી નથી. તેથી મન ઘૂમતું રહે છે.

**ગૌતમ :** હે ભગવન્ ! જીવ @ સૂતેલો છે કે જાગતો છે ? કે સૂતેલ જાગતો છે ?

---

@ સૂવુ અને જાગવુ દ્રવ્ય અને ભાવની અપેક્ષાએ બે પ્રકારનાં કહ્યા છે. ઊંઘ લેવી દ્રવ્યથી સૂવાનું છે અને વિરતિ (ત્યાગ પચ્ચખાણ) રહિતપણુ ભાવથી સૂવાનું છે. સ્વપ્ન સંબંધી પ્રશ્ન દ્રવ્ય નિદ્રાની અપેક્ષાએ કહ્યું છે. હવે આ પ્રશ્ન વિરતિની અપેક્ષાથી છે. જે જીવ સર્વવિરતિપણાથી રહિત છે તે ભાવથી સૂતેલ છે. જે જીવ વિરતિવાળા છે તે ભાવથી જાગતા છે અને જીવ દેશવિરતિવાળા છે તે સૂતા જાગતા છે.

**મહાવીર** : હે ગૌતમ ! જીવ સૂતેલો પણ છે, જાગતો પણ છે અને સૂતો જાગતો પણ છે.

**ગૌતમ** : હે ભગવન્ ! નારકીના નેરિયા સૂતેલા છે, કે જાગતા છે, કે સૂતા જાગતા છે ?

**મહાવીર** : હે ગૌતમ ! નારકીના નેરિયા સૂતા છે, પરંતુ જાગતા નથી, સૂતા જાગતા નથી. એ રીતે ૨૧ દંડક કહેવા. તિર્યંચ પંચેંદ્રિયમાં ભાંગા લાભે ૨. (૧) સૂતેલ, (૨) સૂતેલજાગેલ. મનુષ્યમાં ભાંગા લાભે ૩. (૧) સૂતેલ, (૨) જાગતા, (૩) સૂતેલ-જાગતા.

**ગૌતમ** : હે ભગવન્ ! સ્વપ્ન સંવૃત્તને આવે છે કે અસંવૃત્તને આવે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! સ્વપ્ન સંવૃત્તને આવે છે, અસંવૃત્તને આવે છે, સંવૃત્ત અસંવૃત્તને પણ આવે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! સ્વપ્ન સંવૃત્તને, અસંવૃત્તને અને સંવૃત્ત અસંવૃત્તને આવે છે. તો સત્યસ્વપ્ન આવે છે કે મિથ્યાસ્વપ્ન આવે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! સંવૃત્તને સ્વપ્ન આવે છે તો સત્ય આવે છે અને અસંવૃત્તને તથા સંવૃત્તઅસંવૃત્તને આવે છે તે બન્ને રીતનાં આવે છે. સત્ય પણ આવે છે અને મિથ્યા પણ આવે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! જીવ સંવૃત્ત છે કે અસંવૃત્ત છે કે સંવૃત્ત અસંવૃત્ત છે ?

**મહાવીર** : હે ગૌતમ ! જીવ સંવૃત્ત છે, અસંવૃત્ત છે અને સંવૃત્ત અસંવૃત્ત પણ છે. મનુષ્યમાં ભાંગા લાભે ત્રણેય (૧) સંવૃત્ત, (૨) અસંવૃત્ત (૩) સંવૃત્ત અસંવૃત્ત તિર્યંચ પંચેંદ્રિયમાં ભાંગા લાભે બે (૧) અસંવૃત્ત, (૨) સંવૃત્ત અસંવૃત્ત). બાકીના ૨૨ દંડકમાં ભાંગા લાભે એક તે અસંવૃત્ત.

**ગૌતમ** : હે ભગવન્ ! સ્વપ્ન કેટલા પ્રકારનાં છે ?

**મહાવીર**: હે ગૌતમ! સ્વપ્ન ૭૨ પ્રકારનાં છે. એમાં ૪૨ સામાન્ય સ્વપ્ન છે. જે સામાન્યફળ દેવાવાળાં છે અને ૩૦ મહાસ્વપ્ન છે, જે મહાફળ દેવાવાળાં છે.

જ્યારે તીર્થંકર મહારાજાનો જીવ ગર્ભમાં આવે છે ત્યારે તીર્થંકર મહારાજની માતા ૩૦ મહાસ્વપ્નમાંથી આ ૧૪ મહાસ્વપ્ન જોઈને જાગે છે–જાગૃત થાય છે. (૧) ગજ–હાથી, (૨) વૃષભ–બળદ, (૩) સિંહ, (૪) લક્ષ્મી દેવતા (૫) ફૂલોની માળા, (૬) ચંદ્રમા, (૭) સૂર્ય, (૮) મહેન્દ્ર ધ્વજા, (૯) કુંભ–કળશ, (૧૦) પદ્મ સરોવર, (૧૧) ક્ષીર સમુદ્ર (૧૨) □ ભવન કે વિમાન, (૧૩) રત્નરાશિ (૧૪) અગ્નિશિખા. તીર્થંકર ભગવાનની માતા આ ૧૪ સ્વપ્નાં દેખે છે. એનું ફળ આ છેઃ

૧. પહેલા સ્વપ્નમાં હાથીને પોતાના મોઢામાં પ્રવેશ કરતો જુએ છે એનું ફળ એ છે કે, જે રીતે હાથી સંગ્રામમાં શત્રુસેનાનો નાશ કરે છે એવી રીતે તીર્થંકર ભગવાન કર્મરૂપી શત્રુઓનો નાશ કરે છે.

૨. બીજા સ્વપ્નમાં બળદને પોતાના મોઢામાં પ્રવેશ કરતો જુએ છે. એનું ફળ એ છે કે, જે પ્રકારે બળદ ભાર વહન કરે છે એ રીતે તીર્થંકર ભગવાન સંયમરૂપી ભાર વહન કરે છે.

૩. ત્રીજા સ્વપ્નમાં સિંહને મોઢામાં પ્રવેશ કરતો દેખે છે. એનું ફળ એ છે કે, જે પ્રકારે સિંહથી ડરીને હાથી આદિ પ્રાણી નાસી જાય છે એ પ્રકારે તીર્થંકર ભગવાનથી ડરીને પાખંડી ભાગી જાય છે.

૪. ચોથા સ્વપ્નમાં લક્ષ્મીને પોતાને ઘેર ગીત ગાતી જુએ છે. એનું ફળ એ છે કે, તીર્થંકર ભગવાન કેવળજ્ઞાનરૂપી લક્ષ્મી સહિત હોય છે.

૫. પાંચમા સ્વપ્નમાં ફૂલોની માળા દેખે છે. એનું ફળ એ છે કે, જે પ્રકારે ફૂલોની માળાની સુગંધ દસે દિશાઓમાં ફેલાય છે એ રીતે તીર્થંકર ભગવાનનો યશ–કીર્તિ દસે દિશાઓમાં ફેલાય છે.

---

□ જો તીર્થંકર મહારાજાનો જીવ અથવા ચક્રવર્તીનો જીવ નરકથી નીકળીને આવે છે તો એની માતા 'ભવન' દેખે છે અને જો દેવલોકમાંથી આવે છે તો વિમાન દેખે છે.

૬. છઠ્ઠા સ્વપ્નમાં ચંદ્રમાને મોઢામાં પ્રવેશતો જુએ છે. એનું ફળ એ છે કે, જે પ્રકારે ચંદ્રમા આંખોને આનંદ ઉપજાવે છે એ પ્રકારે તીર્થંકર ભગવાન ભવ્ય જીવોને આનંદ ઉપજાવવાવાળા છે.

૭. સાતમા સ્વપ્નમાં સૂર્યને મોઢામાં પ્રવેશતો દેખે છે. એનું ફળ એ છે કે, જે રીતે સૂર્ય પોતાના તેજથી દિપાયમાન છે એ રીતે તીર્થંકર ભગવાન પોતાનાં તપ તેજથી દિપાયમાન છે.

૮. આઠમા સ્વપ્નમાં ચિહ્નસહિત મહેન્દ્ર ધજા દેખાય છે. એનું ફળ એ છે કે, તીર્થંકર ભગવાનની ઉપર ત્રણ છત્ર હોય છે.

૯. નવમા સ્વપ્નમાં કુંભ-કળશ પૂરો ભરેલ દેખે છે. એનું ફળ એ છે કે, તીર્થંકર ભગવાન ગુણોથી પરિપૂર્ણ હોય છે.

૧૦. દસમા સ્વપ્નમાં પદ્મસરોવર દેખે છે. એનું ફળ એ છે કે, જે પ્રકારે પદ્મસરોવરને પક્ષી આદિ સેવે છે એ પ્રકારે દેવતા આદિ તીર્થંકર ભગવાનની સેવા કરે છે.

૧૧. અગિયારમા સ્વપ્નમાં ક્ષીર સમુદ્રને દેખે છે. એનું ફળ એ છે કે, જે પ્રકારે સમુદ્ર ગંભીર છે એ પ્રકારે તીર્થંકર ભગવાન ગંભીર હોય છે.

૧૨. બારમા સ્વપ્નમાં ભવન કે વિમાનને પોતાની ચારે તરફ પ્રદક્ષિણા કરતાં જુએ છે. એનું ફળ એ છે કે, તીર્થંકર ભગવાન અનેક દેવીદેવતાઓના પૂજનીય હોય છે.

૧૩. તેરમા સ્વપ્નમાં રત્નોની રાશિ દેખે છે. એનું ફળ એ છે કે, તીર્થંકર ભગવાન જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપી રત્નત્રયથી યુક્ત હોય છે.

૧૪. ચૌદમા સ્વપ્નમાં અગ્નિશિખા દેખે છે. એનું ફળ એ છે કે, જે પ્રકારે અગ્નિ તેજસહિત હોય છે. એ પ્રકારે તીર્થંકર ભગવાન તપ-તેજ સહિત હોય છે.

જ્યારે ચક્રવર્તીનો જીવ ગર્ભમાં આવે છે ત્યારે ચક્રવર્તીની માતાને પણ આ ૧૪ મહાસ્વપ્ન દેખાય છે, પરંતુ તે કંઇક અસ્પષ્ટ દેખાય છે.

જ્યારે વાસુદેવનો જીવ ગર્ભમાં આવે છે ત્યારે વાસુદેવની માતાને આ ૧૪ મહાસ્વપ્નોમાંથી ૭ સ્વપ્ન દેખાય છે; જ્યારે બળદેવનો જીવ ગર્ભમાં આવે છે ત્યારે બળદેવની માતાને આ ૧૪ મહાસ્વપ્નોમાંથી ૪ સ્વપ્ન દેખાય છે. જ્યારે માંડલિક રાજાનો જીવ ગર્ભમાં આવે છે ત્યારે માંડલિક રાજાની માતાને આ ૧૪ મહાસ્વપ્નોમાંથી કોઇ એક સ્વપ્ન દેખાય છે. એ રીતે ભાવિતાત્મા અણગારની માતાને પણ આ મહાસ્વપ્નોમાંથી કોઇ એક સ્વપ્નો દેખાય છે.

શ્રમણ ભગવાન મહાવીર સ્વામી છદ્મસ્થ અવસ્થાની + અંતિમ રાત્રિના પાછલા પહોરમાં આ દસ સ્વપ્ન દેખીને જાગૃત થયા.

૧. પહેલા સ્વપ્નમાં ભગવાને જોયું કે, એક ભયંકર, વિશાળ શરીરવાળા અને તેજસ્વી રૂપવાળા તથા તાડવૃક્ષ સમાન લાંબા પિશાચને પરાજિત કર્યો. એનું એ ફળ થયું કે, ભગવાન મહાવીર સ્વામીએ મોહનીય કર્મનો સમૂળગો નાશ કર્યો.

૨. બીજા સ્વપ્નમાં સફેદ પાંખવાળા પુંસ્કોકિલ (પુરુષ-જાતિનો કોયલ)ને જોયો. એનું ફળ એ થયું કે, ભગવાન મહાવીર સ્વામીએ શીઘ્ર શુકલધ્યાન પ્રાપ્ત કર્યું.

૩. ત્રીજા સ્વપ્નમાં ભગવાને વિચિત્ર રંગોના પાંખવાળી કોયલને જોઇ. એનું એ ફળ થયું કે, ભગવાને વિવિધ વિચારયુક્ત સ્વસિદ્ધાંત પરસિદ્ધાંતને બતાવતી દ્વાદશાંગી વાણી પ્રરૂપી.

---

+ શ્રી ભગવતી સૂત્રના મૂળ પાઠમાં એ શબ્દ છે-'અંતિમ રાઇયંસિ'. આ શબ્દનો અર્થ કોઇ પ્રતોમાં આ પ્રકારે છે કે-છદ્મસ્થ અવસ્થાની અંતિમ રાત્રિમાં આ સ્વપ્ન જોયા હતાં. અર્થાત્ જે રાત્રિના સ્વપ્ન જોયા હતાં એની પછી એ દિવસે ભગવાન મહાવીર સ્વામીને કેવળજ્ઞાન થઇ ગયું હતું. કોઇક પ્રતોમાં એ અર્થ કર્યું છે કે, 'અંતિમ રાઇયંસિ' અર્થાત રાત્રિના અંતિમ ભાગમાં અર્થાત પાછલા પહોરમાં. અહીં પર કોઇ રાત્રિ વિશેષનો નિર્દેશ કર્યો નથી. એનાથી એ સ્પષ્ટ થતુ નથી કે સ્વપ્ન દેખાયાના કેટલા સમય બાદ ભગવાનને કેવળજ્ઞાન થયું હતું (તત્ત્વ કેવળી ગમ્ય).

૪. ચોથા સ્વપ્નમાં સર્વરત્નમય □ માળા યુગલ (બે માળાઓ)ને જોઇ. એનું ફળ એ થયું કે, ભગવાન મહાવીર સ્વામીએ કેવળજ્ઞાની થઇને શ્રાવકધર્મ અને સાધુધર્મ એ બે પ્રકારના ધર્મ ફરમાવ્યા.

૫. પાંચમા સ્વપ્નમાં ભગવાને સફેદ ગાયોનું વિશાળ ધણ જોયું. એનું એ ફળ થયું કે, ભગવાને કેવળજ્ઞાની થઈ સાધુ સાધ્વી, શ્રાવક શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘની સ્થાપના કરી.

૬. છઠ્ઠા સ્વપ્નમાં ભગવાને ચારે તરફથી ખીલેલાં ફૂલોવાળું એક વિશાળ પદ્મ સરોવર જોયું. એનું ફળ એ થયું કે, ભગવાને ભવન-પતિ, વાણવ્યંતર, જ્યોતિષી, વૈમાનિક, એ ચારે પ્રકારના દેવોને પ્રતિબોધ દીધો.

૭. સાતમા સ્વપ્નમાં ભગવાને અગાધ સમુદ્રને પોતાની ભુજાઓથી તરીને સામે પાર પહોંચેલ જોયા. એનું ફળ એ થયું કે, ભગવાને અનાદિ સંસારસમુદ્ર પાર કરી મોક્ષને પ્રાપ્ત કર્યો.

૮. આઠમા સ્વપ્નમાં અતિ તેજયુક્ત સૂર્યને જોયો. એનું ફળ એ થયું કે, ભગવાનને અનંત પ્રધાન આવરણ રહિત સમગ્ર અને પ્રતિપૂર્ણ કેવળજ્ઞાન–કેવળદર્શનની પ્રાપ્તિ થઇ.

૯. નવમા સ્વપ્નમાં ભગવાને માનુષોત્તર પર્વતને નીલ વૈડૂર્ય મણિની માફક પોતાની આંતરડાથી ચારે તરફથી આવેષ્ટિત (ઘેરાયેલો) જોયો. એનું એ ફળ થયું કે, ત્રણે લોકમાં ભગવાનની યશ–કીર્તિ થઇ.

૧૦. દસમા સ્વપ્નમાં ભગવાને પોતે પોતાને મેરુપર્વત ચૂલિકા ઉપર શ્રેષ્ઠ સિંહાસન ઉપર બેઠેલા જોયા. એનું એ ફળ થયું કે, ભગવાન મહાવીર સ્વામીએ કેવળજ્ઞાની થઈને બાર પ્રકારની પરિષદામાં બેસી ધર્મોપદેશ ફરમાવ્યો.

---

□બન્ને માળાઓ એકસરખી યાને નાની મોટી નહિ દેખાવાનું એ કારણ છે કે, સાધુ અને શ્રાવક બન્નેનું સમ્યક્ત્વ રત્ન એકસરખું છે.

# ચૌદ સ્વપ્નોનાં ફળ

૧. કોઈ સ્ત્રી કે પુરુષ સ્વપ્નના અંતમાં હાથી, ઘોડો યાવત્ બળદ આદિની પંક્તિને દેખે, એના ઉપર ચડે કે પોતે પોતાને એના ઉપર ચડેલ માને, એવું જોઇને તુરંત જાગે ઊઠે તો એવું સમજવું કે તે વ્યકિત એ ભવમાં મોક્ષ જશે યાવત્ સર્વ દુઃખોનો અંત કરશે.

૨. કોઇ સ્ત્રી કે પુરુષ સ્વપ્નના અંતમાં એક દોરડાને, જે સમુદ્રની પૂર્વ પશ્ચિમ સુધી લાંબુ હોય, પોતાના હાથથી એકઠો કરતો હોતો જુએ તો સમજવું કે તે વ્યકિત એ ભવમાં મોક્ષ જશે.

૩. કોઇ સ્ત્રી કે પુરુષને એવું સ્વપ્ન આવે કે, લોકાંત સુધી પૂર્વ પશ્ચિમ લાંબી દોરડીને એણે કાપી નાખેલ છે તો સમજવું કે તે એ ભવમાં મોક્ષ જશે.

૪. કોઇ સ્ત્રી કે પુરુષ સ્વપ્નમાં એવું જુએ કે પાંચ રંગોવાળા ઊલટા થયેલા દોરાને તેણે સુલટાવી દીધેલ છે તો સમજવું કે તે એ ભવમાં મોક્ષ જશે.

૫. કોઇ સ્ત્રી કે પુરુષ સ્વપ્નમાં લોઢું, ત્રાંબુ, કથીર કે સીસાનો ઢગલો જુએ અને તે એ ઢગલાની ઉપર ચડી જાય તો સમજવું કે તે બીજા ભવમાં મોક્ષ જશે.

૬. કોઈ સ્ત્રી કે પુરુષ સોના, ચાંદી, રત્ન અને હીરાનો ઢગલો જુએ અને એ ઢગલા ઉપર ચડી જાય તો સમજવું કે તે એ ભવમાં મોક્ષ જશે.

૭. કોઇ સ્ત્રી કે પુરુષ સ્વપ્નમાં બહુ મોટા ઘાસનો ઢગલો કે કચરાનો ઢગલો વિખેરીને ફેંકી દે, એવું દેખે તો સમજવું કે તે એ ભવમાં મોક્ષ જશે.

૮. કોઇ સ્ત્રી કે પુરુષ સ્વપ્નમાં શરસ્તંભ, વીરણસ્તંભ, વંશીમૂળસ્તંભ કે વલ્લીમૂલસ્તંભ દેખે અને એને મૂળથી ઉખેડી ફેંકી દે તો સમજવું કે તે એ ભવમાં મોક્ષ જશે.

૯. કોઇ સ્ત્રી કે પુરુષ સ્વપ્નમાં દૂધનો ઘડો, દહીંનો ઘડો, ઘીનો ઘડો તથા મધનો ઘડો જુએ અને તેને ઉઠાવી લે તો સમજવું કે તે એ ભવમાં મોક્ષ જશે.

૧૦. કોઇ સ્ત્રી કે પુરુષ સ્વપ્નમાં દારૂનો ઘડો, દારૂ જેવા વિશેષ પદાર્થનો ઘડો, તેલનો ઘડો અને ચરબીનો ઘડો દેખે અને તેને ફોડી નાખે તો સમજવું કે તે બીજા ભવમાં મોક્ષ જશે.

૧૧. કોઇ સ્ત્રી કે પુરુષ સ્વપ્નમાં ચારે તરફથી ફૂલોથી સુશોભિત પદ્મ સરોવરને જુએ અને તેમાં પ્રવેશ કરે તો સમજવું કે તે એ ભવમાં મોક્ષ જશે.

૧૨. કોઇ સ્ત્રી કે પુરુષ સ્વપ્નમાં અનેક તરંગોથી યુક્ત એક મોટા સમુદ્રને જુએ, અને તેને તરીને તેના કાંઠે પહોંચી જાય તો સમજવું કે તે એ ભવમાં મોક્ષ જશે.

૧૩. કોઇ સ્ત્રી કે પુરુષ સ્વપ્નમાં શ્રેષ્ઠ રત્નોથી બનેલ ભવનને જુએ એમાં પ્રવેશ કરે તો સમજવું કે તે એ ભવમાં મોક્ષ જશે.

૧૪. કોઈ સ્ત્રી કે પુરુષ સ્વપ્નમા શ્રેષ્ઠ રત્નોથી બનેલ વિમાનને દેખે અને તેની ઉપર ચડી જાય તો સમજવું કે તે એ ભવમાં મોક્ષ જશે.



## 'મહર્ધિકને પણ અલોક પ્રવેશ અશકય છે'

## શ્રી ભગવતી સૂત્ર શ. ૧૬. ઉ. ૮ નો અધિકાર

**ગૌતમ :** હે ભગવન્ ! મોટી ઋદ્ધિવાળો દેવ લોકાંતમાં ઊભો રહી અલોકમાં પોતાના હાથ ઇત્યાદિને સંકોચવા કે પસારવા સમર્થ છે ?

**મહાવીર :** ના. ગૌતમ ! ધર્માસ્તિકાયના અભાવથી અલોકમાં જીવ અને પુદ્‌ગલ હોય નહિ; માટે ત્યાં જીવ અને પુદ્‌ગલની ગતિ નથી. જીવોની સાથે રહેલા પુદ્‌ગલો આહારરૂપે, શરીરરૂપે, કલેવરરૂપે

તથા શ્વાસોશ્વાસાદિરૂપે ઉપચિત થયેલા હોય છે; અર્થાત્ પુદ્ગલો હંમેશાં જીવાનુગામી સ્વભાવવાળા હોય છે; જે ક્ષેત્રમાં જીવો છે ત્યાં જ પુદ્ગલોની ગતિ હોય છે, તેમ જ પુદ્ગલોને આશ્રીને જીવોનો અને પુદ્ગલોનો ગતિ ધર્મ હોય છે.



## ૯૬ બોલ

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૭. ઉ. ૨ નો અધિકાર

**ગૌતમ :** હે ભગવન્ ! સંયત, વિરત (પ્રાણાતિપાત આદિથી નિવૃત્ત) અને જેણે પાપકર્મનાં પચ્ચખાણ કર્યાં છે એવા જીવ ધર્મ (ચારિત્ર ધર્મ)માં સ્થિત છે અને અસંયત, અવરિત તેમ જ પાપકર્મના પચ્ચખાણ ન કરવાવાળા જીવ અધર્મ (અવિરતિ)માં સ્થિત છે. તથા સંયતાસંયત જીવ ધર્માધર્મ (દેશવિરતિ)માં સ્થિત છે ?

**મહાવીર :** હા. ગૌતમ ! સંયત વિરત જીવ ધર્મમાં, અસંયત અવિરત જીવ અધર્મમાં અને સંયતાસંયત જીવ ધર્માધર્મમાં સ્થિત છે.

**ગૌતમ :** હે ભગવન્ ! એમ આપ કયા કારણથી ફરમાવો છો ?

**મહાવીર :** હે ગૌતમ ! સયત, વિરત અને જેણે પાપકર્મનાં પચ્ચખાણ કર્યાં છે એવા જીવ ધર્મમાં સ્થિત હોય છે. અર્થાત્ તે ધર્મનો સ્વીકાર કરી પ્રવૃત્તિ કરે છે એટલે તે ધર્મમાં સ્થિત છે. અસંયત, અવિરત અને પાપકર્મનાં પચ્ચખાણ ન કરવાવાળા જીવ અધર્મનો સ્વીકાર કરી પ્રવૃત્તિ કરે છે. એટલે તે અધર્મમાં સ્થિત હોય છે. સંયતાસંયત જીવ ધર્માધર્મ (દેશવિરતિ)નો આશ્રય કરી પ્રવૃત્તિ કરે છે. એટલા માટે તે ધર્માધર્મમાં સ્થિત હોય છે.

**ગૌતમ :** હે ભગવન્ ! કોઇ જીવ ધર્મમાં, અધર્મમાં અને ધર્માધર્મમાં બેસી શકે છે ? યાવત્ સૂઇ શકે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! તે પ્રમાણે નથી. કોઈ પણ જીવ ધર્મમાં, અધર્મમાં અને ધર્માધર્મમાં બેસવા યાવત્ સૂવા સમર્થ નથી.

સમુચ્ચય જીવ અને મનુષ્યમાં ભાંગા લાભે ૩, (૧) ધર્મ (૨) અધર્મ અને (૩) ધર્માધર્મ. તિર્યંચ પંચેંદ્રિયમાં ભાંગા લાભે ૨, (૧) અધર્મ અને (૨) ધર્માધર્મ. બાકી ૨૨ દંડકમાં ભાંગો લાભે-૧ અધર્મ.

**ગૌતમ :** હે ભગવન્ ! અન્યતીર્થિક આ રીતે કહે છે, યાવત્ પ્રરૂપણા કરે છે કે શ્રમણ પંડિત છે, શ્રમણોપાસક બાલપંડિત છે અને જે જીવના એક પણ જીવના વધની અવિરતિ છે તે 'એકાંત બાલ' છે. હે ભગવન્ ! અન્યતીર્થિકોનું એ કહેવું સત્ય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! અન્યતીર્થિઓનું એ કહેવું મિથ્યા છે. હું આ પ્રકારે કહું છું યાવત્ પ્રરૂપણા કરું છું કે શ્રમણ 'પંડિત' છે, શ્રમણોપાસક 'બાલપંડિત' છે અને જે જીવે એક પણ જીવના વધની વિરતિ કરી છે તે 'એકાંતબાલ' નહિ પરંતુ 'બાલપંડિત' છે @.

સમુચ્ચય જીવ અને મનુષ્યમાં ભાંગા લાભે ૩, (૧) બાલ (૨) પંડિત (૩) બાલપંડિત. તિર્યંચ પંચેંદ્રિયમાં ભાંગા-લાભે ૨ (૧) બાલ, (૨) બાલપંડિત. બાકી ૨૨ દંડકમાં ભાગો લાભે-૧-બાલ

**ગૌતમ :** હે ભગવન્ ! અન્યતીર્થિક એ રીતે કહે છે યાવત પ્રરૂપણા કરે છે કે ○ પ્રાણાતિપાત યાવત્ મિથ્યાદર્શન શલ્ય એ અઢાર પાપસ્થાનકોમાં પ્રવૃત્તિ કરતા હોતા જીવ અન્ય છે અને જીવાત્મા અન્ય છે. એ રીતે અઢાર પાપથી નિવૃત્તિ કરતો જીવ અન્ય છે અને જીવાત્મા અન્ય છે. આ પ્રકારે ⁘ ૪ બુદ્ધિ, ૪ મતિજ્ઞાનના ભેદ, ૫ ઉત્થાનાદિ,

---

@ જે જીવે એક જીવના વધનો પણ ત્યાગ કર્યો છે તે 'એકાતબાલ' કહેવાતા નથી. કેમકે એમા 'દેશવિરતિ' છે. એટલે તે એકાતબાલ' નહિ પરતુ 'બાલપંડિત' કહેવાય છે.

○ પ્રાણાતિપાતાદિ ક્રિયામાં પ્રવર્તમાન જીવ અર્થાત્ પ્રકૃતિ અને જીવાત્મા (પુરુષ) એ બન્ને પરસ્પર ભિન્ન છે. એ સાખ્ય દર્શનનો મત છે. સાખ્ય પ્રકૃતિને કર્તા અને પુરુષને અકર્તા અને ભોક્તા માને છે.

ઉપનિશદ જીવ (અંતઃકરણ વિશિષ્ટ ચૈતન્ય)ને કર્તા અને જીવાત્મા અર્થાત્ બ્રહ્મને અકર્તા માને છે. એના મતાનુસાર જીવ અને બ્રહ્મના ઔપધિક ભેદ છે.

૪ ગતિ, ૮ કર્મ, ૬ લેશ્યા, ૩ દૃષ્ટિ, ૧૨ ઉપયોગ, ૪ સંજ્ઞા, ૫ શરીર, ૩ યોગ, ૨ ઉપયોગ આ ૯૬ બોલમાં પ્રવૃત્તિ કરતો જીવ અન્ય છે અને એનો જીવાત્મા અન્ય છે હે ભગવન્! અન્યતીર્થિઓનું એ કહેવું સત્ય છે?

**મહાવીર :** હે ગૌતમ! અન્યતીર્થિઓનું એ કહેવું મિથ્યા છે. હું આ રીતે કહું છું, યાવત્ પ્રરૂપણા કરું છું કે, પ્રાણાતિપાતાદિ અઢાર પાપોમાં પ્રવૃત્તિ કરતા હોતા તથા અઢાર પાપોથી નિવૃત્તિ કરતા જીવ તથા બુદ્ધિ આદિ ઉપરોક્ત ૬૦ બોલોમાં (૧૮+૧૮+૬૦=૯૬) પ્રવૃત્તિ કરતાં જીવ પણ તે છે અને જીવાત્મા પણ તે છે.

**ગૌતમ :** હે ભગવન્! કોઇ મોટી ઋદ્ધિ યાવત્ મહાસુખવાળા દેવ પહેલાં રૂપી થઇને (મૂર્ત સ્વરૂપ ધારણ કરીને) પછી અરૂપરૂપ (અમૂર્તરૂપ) વૈક્રિય કરવામાં સમર્થ છે?

---

અહીં પર એ બન્ને મત અન્યતીર્થિકરૂપથી ગ્રહણ કર્યા છે.

(૧) **બુદ્ધિચાર** .– ઔત્પાતિકી, વૈનયિકી, કાર્મિકી, પારિણામિકી
**મતિજ્ઞાનના ૪ ભેદ** - અવગ્રહ, ઇહા, અવાય, ધારણા.
**ઉત્થાનના ૫ ભેદ :** ઉત્થાન, કર્મ, બળ, વીર્ય, પુરુષાકાર પરાક્રમ.
**ગતિ ૪ :**– નરકગતિ, તિર્યંચગતિ, મનુષ્યગતિ, દેવગતિ.
**કર્મ ૮ :**– જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુ, નામ, ગોત્ર, અંતરાય.

**લેશ્યા ૬ :**– કૃષ્ણ, નીલ, કાપોત, તેજો, પદ્મ, શુક્લ.
**દૃષ્ટિ ૩ :**– સમ્યક્દૃષ્ટિ, મિથ્યાદૃષ્ટિ, સમ્યક્મિથ્યાદૃષ્ટિ.
**ઉપયોગ ૧૨** ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન, કેવળદર્શન, મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન. અવધિજ્ઞાન, મન:પર્યાયજ્ઞાન, કેવળજ્ઞાન, મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન, વિભંગજ્ઞાન.

**સંજ્ઞા ૪ :**– આહારસંજ્ઞા, ભયસંજ્ઞા, મૈથુનસંજ્ઞા, પરિગ્રહસંજ્ઞા.
**શરીર ૫ :**– ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, કાર્મણ.
**યોગ ૩ :**– મનયોગ, વચનયોગ, કાયયોગ.
**ઉપયોગ ૨ :**– સાકાર ઉપયોગ, અનાકાર ઉપયોગ.

**મહાવીર** : હે ગૌતમ ! તે પ્રમાણે નહીં.

**ગૌતમ** : હે ભગવન્ ! એનું શું કારણ ?

**મહાવીર** : હે ગૌતમ ! જે જીવ રૂપ, કર્મ, રાગ, વેદ, મોહ, લેશ્યા, શરીરવાળા છે તે વર્ણાદિ ૨૦ બોલ (૫ વર્ણ, ૨ ગંધ, ૫ રસ, ૮ સ્પર્શ=૨૦) ધારણ કરે છે.

**ગૌતમ** : ભગવન્ ! તે જીવ પહેલાં અરૂપી હોઇ પછી રૂપી આકાર વૈક્રિય કરી શકે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! તે પ્રમાણે નહીં.

**ગૌતમ** : હે ભગવન્ ! એનું શું કારણ ?

**મહાવીર** : હે ગૌતમ, એ જીવને રૂપ નથી, કર્મ નથી, રાગ નથી, વેદ નથી, મોહ નથી, લેશ્યા નથી. જેણે શરીર છોડી દીધું છે એના વર્ણાદિ ૨૦ બોલ પણ નથી. તે જીવ વૈક્રિય કરી શકતા નથી.

## એયણા ચલણા

### શ્રી ભગવતી સૂત્ર ૧૭. ઉ. ૩ નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્ ! શૈલેશી અવસ્થાના પ્રાપ્ત અણગાર કંપે છે, વિશેષ કંપે છે; યાવત્ તે તે ભાવોને પરિણમે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! પરપ્રયોગ વિના તે કંપતા નથી. યાવત્ એ એ ભાવોને પરિણમતા નથીં. કેમકે શૈલેશી અવસ્થામાં આત્મા અત્યંત સ્થિર થઇ જાય છે. એટલે પરપ્રયોગ વિના કંપતા નથી.

**ગૌતમ** : હે ભગવન્ ! કંપન કેટલા પ્રકારનાં છે ?

**મહાવીર** : હે ગૌતમ ! કંપન પાંચ પ્રકારનાં છે. < (૧)

---

< યોગદ્વારા આત્મ પ્રદેશોનુ અથવા પુદ્ગલ દ્રવ્યોતું ચલના (કંપન) એજના કહેવાય છે. એના દ્રવ્યાદિ પાચ ભેદ છે. મનુષ્યાદિ જીવ દ્રવ્યોના અથવા મનુષ્યાદિ જીવ સહિત પુદ્ગલોના કંપનને 'દ્રવ્ય એજના' કહેવાય છે. મનુષ્યાદિ ક્ષેત્રમાં

દ્રવ્યકંપારી (૨) ક્ષેત્રકંપારી, (૩) કાળકંપારી (૪) ભાવકંપારી (૫) ભવકંપારી.

**ગૌતમ :** હે ભગવન્! દ્રવ્યકંપનના કેટલા ભેદ છે?

**મહાવીર :** ગૌતમ! દ્રવ્યકંપનના ૪ ભેદ છે. @ (૧) નૈરયિક દ્રવ્યકંપન, (૨) તિર્યંચયોનિક દ્રવ્યકંપન (૩) મનુષ્ય દ્રવ્યકંપન (૪) દેવ દ્રવ્યકંપન.

એ રીતે ક્ષેત્રકંપન, કાળકંપન, ભાવકંપન અને ભવકંપનના ચાર ચાર ભેદ હોય છે. એ કંપનના ૨૦ ભેદ થયા. એ વીસ બોલોમાં જીવ રહ્યા, રહે છે અને રહેશે; કંપાયો હતો, કંપે છે અને કંપશે.

**ગૌતમ :** હે ભગવન્! 'ચલન' કેટલા પ્રકારના છે?

**મહાવીર :** હે ગૌતમ! ચલનના ત્રણ પ્રકાર છે. (૧) શરીર-ચલન (૨) ઇંદ્રિયચલન, (૩) યોગચલન.

**ગૌતમ :** હે ભગવન્! શરીર ચલનના કેટલા ભેદ છે?

**મહાવીર :** હે ગૌતમ! શરીર ચલનના પાંચ ભેદ છે. ઔદારિક શરીર ચલન યાવત્ કાર્મણ શરીર ચલન

**ગૌતમ :** હે ભગવન્! ઇંદ્રિય ચલનના કેટલા ભેદ છે?

**મહાવીર :** હે ગૌતમ! ઇંદ્રિય ચલનના ૫ ભેદ છે. શ્રોતેંદ્રિય ચલન યાવત્ સ્પર્શેન્દ્રિય ચલન.

---

રહેલા જીવનું કંપન 'ક્ષેત્ર એજના' કહેવાય છે મનુષ્ય આદિ કાળમા રહેલા જીવનું કંપન 'કાલ એજના' કહેવાય છે. ઔદાયિક આદિ ભાવોમા રહેલ જીવનું કંપન 'ભાવ એજના' કહેવાય છે. મનુષ્યાદિ ભવમાં રહેલ જીવનુ કંપન 'ભવ એજના' કહેવાય છે.

@નૈરયિક જીવ નૈરયિક શરીરમા રહીને એ શરીર દ્વારા જે કંપન કરે છે એને નૈરયિક દ્રવ્ય કંપન કહે છે. એ પ્રકારે તિર્યંચ, મનુષ્ય અને દેવ સંબંધી દ્રવ્ય કંપન જાણવું.

**ગૌતમ** : હે ભગવન્ ! યોગ ચલનના કેટલા ભેદ છે ?

**મહાવીર** : હે ગૌતમ ! યોગ ચલનના ત્રણ ભેદ છેઃ (૧) મનયોગ ચલન, (૨) વચનયોગ ચલન, (૩) કાયયોગ ચલન.

એ ચલનના ૧૩ બોલ થયા. જીવે એ ૧૩ બોલોમાંના બોલોને પરિણમાવ્યા, પરિણમે છે અને પરિણમાવશે એટલા માટે ચલન થયું હતું, ચલન થાય છે અને ચલન થશે એ ૩૩ બોલ [કંપન ચલન (એજના ચલન)નાં થયા.



## પૃથ્વીકાય, અપકાય અને વાયુકાયના ઉપપાત (જન્મ)ના ૧૧૧૦ અલાવાઓ

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૭. ઉ ૬ થી ૧૧ નો તથા શ. ૨૦. ઉ. ૬ નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્ ! પૃથ્વીકાયિક જીવ રત્નપ્રભા નરકમાં મારણાંતિક સમુદ્દઘાત કરીને સૌધર્મ દેવલોકમાં પૃથ્વીકાયિકપણે ઉત્પન્ન થઇ શકે છે ?

**મહાવીર** : હા. ગૌતમ ! થઇ શકે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! ઉત્પન્ન થઇ શકે છે તો પહેલા ઉત્પન્ન થાય છે અને પછી આહાર લ્યે છે, કે પહેલાં આહાર લ્યે છે અને પછી ઉત્પન્ન થાય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! પહેલાં ઉત્પન્ન થાય છે અને પછી આહાર લ્યે છે, અથવા પહેલાં આહાર લ્યે છે અને પછી ઉત્પન્ન થાય છે@.

@ જે જીવ મારણાંતિક સમુદ્દઘાત કરીને ઊપજતી વખતે જે પ્રથમ આહાર કરે તે તો બધા આત્મપ્રદેશો ત્યાજ્ય શરીર છોડે પછી જ આહાર કરે ભલે પાછળના સમોહિયા મરણ પામતી વખતે કેટલાક આત્મપ્રદેશો ઉત્પત્તિ સ્થાને પહોંચી ગયા હોય અને કેટલાક જીવ વર્તમાન ભવના ત્યાજ્ય શરીરને ચોટી રહ્યા હોય તો ત્યા સુધી ઉત્પત્તિ સ્થાને પહોંચેલા આત્મપ્રદેશો પહોંચી ગયા હોવા

**ગૌતમ :** હે ભગવન્! એનું શું કારણ?

**મહાવીર :** હે ગૌતમ! પૃથ્વીકાયિક જીવોમાં ત્રણ સમુદ્દ્ઘાત કહ્યા છે. વેદના સમુદ્દ્ઘાત, કષાય સમુદ્દ્ઘાત અને મારણાંતિક સમુદ્દ્ઘાત જે જીવ મારણાંતિક સમુદ્દ્ઘાત કરે છે તે < દેશસમુદ્દ્ઘાત પણ કરે છે અને સર્વસમુદ્દ્ઘાત પણ કરે છે. જે દેશસમુદ્દ્ઘાત કરે છે તે પહેલા આહાર લ્યે છે અને પછી ઉત્પન્ન થાય છે. જે સર્વસમુદ્દ્ઘાત કરે છે તે પહેલાં ઉત્પન્ન થાય છે અને પછી આહાર લ્યે છે.

જે રીતે પહેલી નરકથી નીકળવાનું કહ્યું તે રીતે સાતે નરકનું કહેવું. સાતે નરકો નીકળીને પૃથ્વીકાયિક જીવ બાર દેવલોક, નવગ્રૈવેયક, પાંચ અનુત્તર વિમાન અને ઇષત્પ્રાગ્ભારા પૃથ્વી (સિદ્ધશિલા) આ પંદર સ્થાનોમાં પૃથ્વીકાયપણે ઉત્પન્ન થાય છે (૧૫×૭=૧૦૫ અલાવા). અને એ ૧૫ સ્થાનોમાંથી નીકળીને પૃથ્વીકાયિક જીવ સાત નરકોમાં પૃથ્વીકાયિકપણે ઉત્પન્ન થાય છે. (૧૫×૭=૧૦૫ અલાવા). એ પ્રકારે બન્ને મળીને ૨૧૦ અલાવા થયા.

---

છતાં આહાર ન કરે. પણ જ્યારે આ ભવના ત્યાજ્ય શરીરે છેલ્લા આત્મપ્રદેશો છોડી દે પછી ભલે તે આત્મપ્રદેશો ઉત્પત્તિ સ્થાને પહોંચ્યા ન હોય તો પણ પ્રથમ નીકળીને નવા ઉત્પત્તિસ્થાનને પ્રાપ્ત કરી ચૂકેલા આત્મપ્રદેશો આહાર કરે અને હજી નહિ પહોંચેલા પાછળના (વાટે વહેતા) આત્મપ્રદેશોને પણ તે આહાર પહોંચી જાય છે. તે અપેક્ષાથી "તે" જીવે ઉત્પન્ન થયા પહેલાં આહાર કર્યો એમ કહેવાય અને જે જીવના બધા આત્મપ્રદેશો સાથે જ પહોંચીને સાથે જ આહાર કરે તે અપેક્ષાએ તે જીવે ઉત્પન્ન થયા પછી આહાર કર્યો કહેવાય.

< મારણાંતિક સમુદ્દ્ઘાત કરતા જ્યારે જીવનું મૃત્યુ થાય છે ત્યારે તે ઇલિકાગતિથી ઉત્પત્તિ સ્થાનમાં જાય છે. એ સમયે જીવના કંઇક અંશ પૂર્વ શરીરમાં રહે છે અને કંઇક અંશ ઉત્પત્તિ સ્થાનમાં જાય છે એને 'દેશ સમુદ્દ્ઘાત' કહે છે.

જ્યારે જીવ મરણાંતિક સમુદ્દ્ઘાતથી નિવૃત્ત થઇ પછી મૃત્યુને પ્રાપ્ત કરે છે ત્યારે સર્વ આત્મ પ્રદેશોને ખેંચીને દેડકાની ગતિની રીતે તેમ જ દડાની રીતે કૂદીને ઉછળીને એકી સાથે ઉત્પત્તિ સ્થાનમાં જાય છે તેને સર્વ સમુદ્દ્ઘાત કહે છે.

જે રીતે નરકનું કહ્યું એ રીતે ૭ નરકોના ૭ આંતરામાંથી નીકળી ૧૫ સ્થાનોમાં ઉત્પન્ન થવાનું કહેવું. એના ૯૦ (૧૫×૬=૯૦) અલાવા થયા.

જે રીતે ૧૫ સ્થાનો કહ્યાં તે રીતે ૧૫ સ્થાનોના ૧૦ આંતરાઓથી ☐ નીકળીને ૭ નરકમાં ઉત્પન્ન થવાનું કહેવું. એના ૭૦ અલાવા (૧૦×૭=૭૦) થયા. એ પ્રકારે પૃથ્વીકાય સંબંધી ૩૭૦ (૨૧૦+૯૦+૭૦=૩૭૦) અલાવા થયા. જે રીતે પૃથ્વીકાયના ૩૭૦ અલાવા કહ્યા એ રીતે અપકાયના ૩૭૦ અને વાયુકાયના ૩૭૦ અલાવા કહેવા એ કુલ ૧૧૧૦ (૩૭૦+૩૭૦+૩૭૦=૧૧૧૦) થયા.



## પ્રથમ અપ્રથમનો વિચાર

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૮ ઉ. ૧ નો અધિકાર

પ્રથમ–અપ્રથમનાં ચૌદ દ્વાર :– (૧) જીવદ્વાર (૨) આહારકદ્વાર (૩) ભવીદ્વાર (૪) સંજ્ઞીદ્વાર (૫) લેશ્યાદ્વાર (૬) દૃષ્ટિદ્વાર (૭) સંયતદ્વાર (૮) કષાયદ્વાર (૯) જ્ઞાનદ્વાર (૧૦) યોગદ્વાર (૧૧) ઉપયોગદ્વાર (૧૨) વેદદ્વાર (૧૩) શરીરદ્વાર અને, (૧૪) પર્યાપ્તિદ્વાર

---

☐ પહેલા, બીજા અને ત્રીજા, ચોથા દેવલોકની વચ્ચેનો — ૧ આંતરો.
ચોથા અને પાચમા દેવલોકની વચ્ચેનો — ૧ આંતરો.
પાચમા અને છઠ્ઠા દેવલોકની વચ્ચેનો — ૧ આંતરો
છઠ્ઠા અને સાતમા દેવલોક વચ્ચેનો — ૧ આંતરો.
સાતમા અને આઠમા દેવલોક વચ્ચેનો. — ૧ આંતરો.
આઠમા અને નવમા દેવલોક વચ્ચેનો — ૧ આંતરો.
નવમા, દસમા અને અગિયારમા દેવલોક વચ્ચે — ૧ આંતરો.
અગિયારમા, બારમા અને ગ્રૈવેયક વચ્ચેનો એક આંતરો — ૧ આંતરો.
ગ્રૈવેયક અને અનુત્તર વિમાન વચ્ચેનો — ૧ આંતરો
અનુત્તર વિમાન અને ઇષત્પ્રાગ્ભારા પૃથ્વી વચ્ચેનો — ૧ આંતરો.
કુલ ૧૦ આંતરા

**૧. જીવદ્વાર :**

**ગૌતમ :** હે ભગવન્ ! શું જીવ જીવત્વ (જીવ ભાવ)ની અપેક્ષાએ પ્રથમ ○ છે કે અપ્રથમ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! પ્રથમ નહિ, અપ્રથમ છે. એ રીતે એક જીવ, બહુજીવ અને ૨૪ દંડકના જીવ કહી દેવા.

**ગૌતમ :** હે ભગવન્ ! શું જીવ સિદ્ધપણાની અપેક્ષાએ પ્રથમ છે કે અપ્રથમ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! પ્રથમ છે, અપ્રથમ નથી. આ રીતે બધા સિદ્ધનું કહી દેવું.

**૨. આહારકદ્વાર :**

**ગૌતમ :** હે ભગવન્ ! શું જીવ આહારક ભાવની અપેક્ષાએ પ્રથમ છે કે અપ્રથમ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! પ્રથમ નહિ અપ્રથમ છે.

આ રીતે સમુચ્ચય એક જીવ, બહુજીવ અને ૨૪ દંડક કહી દેવા.

**ગૌતમ :** હે ભગવન્ ! એક જીવ અનાહારક ભાવની અપેક્ષાએ પ્રથમ છે કે અપ્રથમ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! એક જીવ કદાચ પ્રથમ ( સિદ્ધની અપેક્ષાએ ) કદાચ અપ્રથમ, ( વિગ્રહગતિની અપેક્ષાએ ) ઘણા જીવ પ્રથમ પણ છે, અપ્રથમ પણ છે. ૨૪ દંડકના જીવ એક જીવ અપેક્ષાએ અપ્રથમ છે. સિદ્ધ એક જીવ અપેક્ષા અને બહુ જીવ અપેક્ષાએ પ્રથમ છે.

---

○ જે જીવે જે ભાવ પહેલાં પ્રાપ્ત કર્યો હોય એ, એની અપેક્ષાએ તે અપ્રથમ કહેવાય છે. જેવી રીતે જીવનું જીવપણું (જીવત્વ) અનાદિ કાળથી પ્રાપ્ત છે, એ માટે જીવત્વની અપેક્ષા જીવ અપ્રથમ છે. જે ભાવ જીવને કદી પ્રાપ્ત નથી થયેલ, પરંતુ પાછળથી પ્રાપ્ત થાય, એની અપેક્ષા તે પ્રથમ કહેવાય છે. જેવી રીતે સિદ્ધપણાની અપેક્ષાએ જીવ પ્રથમ છે. કેમકે સિદ્ધત્વ જીવને પહેલાં ક્યારેય પ્રાપ્ત નથી થયું.

**૩. ભવી દ્વાર :–**

**ગૌતમ :** હે ભગવન્ ! શું જીવ ભવસિદ્ધિક અને અભવસિદ્ધિકની અપેક્ષાએ પ્રથમ છે કે અપ્રથમ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! ભવસિદ્ધિક અભવસિદ્ધિક સમુચ્ચય જીવ અને ૨૪ દંડક એક જીવ બહુજીવની અપેક્ષાએ અપ્રથમ છે. નોભવસિદ્ધિક નોઅભવસિદ્ધક એક જીવ બહુજીવ. સિદ્ધભાવની અપેક્ષાએ પ્રથમ છે, અપ્રથમ નથી.

**૪. સંજ્ઞીદ્વાર :–**

**ગૌતમ :** હે ભગવન્ ! શું સમુચ્ચય જીવ અને ૧૬ દંડક (પાંચ સ્થાવર અને ત્રણ વિકલેંદ્રિયના એમ ૮ દંડક છોડીને)ના સંજ્ઞી-જીવ સંજ્ઞી ભાવની અપેક્ષાએ પ્રથમ છે કે અપ્રથમ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! પ્રથમ નથી, અપ્રથમ છે. એ રીતે બહુ જીવ અપેક્ષાએ કહેવું. એ રીતે અસંજ્ઞીમાં સમુચ્ચય જીવ અને ૨૨ દંડક (જ્યોતિષી અને વૈમાનિકના છોડીને. કેમકે તેમાં અસંજ્ઞી ઊપજતા નથી) એક જીવ બહુજીવ અપેક્ષાએ કહેવું. (પ્રથમ નથી, અપ્રથમ છે). નોસંજ્ઞી નોઅસંજ્ઞી જીવ મનુષ્ય અને સિદ્ધ, એક જીવ બહુજીવ અપેક્ષાએ પ્રથમ છે, અપ્રથમ નથી.

**૫. લેશ્યાદ્વાર :–**

સલેશી યાવત્ શુકલ લેશી (સલેશી, કૃષ્ણલેશી યાવત્ શુકલલેશી સુધી જેટલા જેટલા લાભે એટલા દંડક કહેવા) એક જીવ બહુજીવ આશ્રી પ્રથમ નહિ, અપ્રથમ છે. અલેશી જીવ મનુષ્ય અને સિદ્ધ અલેશીભાવની અપેક્ષાએ પ્રથમ છે, અપ્રથમ નથી.

**૬. દૃષ્ટિદ્વાર :–**

**ગૌતમ :** હે ભગવન્ ! શું સમ્યક્દૃષ્ટિ જીવ સમ્યક્દૃષ્ટિ ભાવની અપેક્ષાએ પ્રથમ છે કે અપ્રથમ છે ?

**મહાવીર** : હે ગૌતમ ! □ કદાચ પ્રથમ, કદાચ અપ્રથમ. એ રીતે સમુચ્ચય જીવ @ ૧૯ દંડક કહેવા. બહુજીવ આશ્રી પ્રથમ પણ છે, અપ્રથમ પણ છે. સિદ્ધ એક જીવ આશ્રી બહુજીવ આશ્રી પ્રથમ છે, અપ્રથમ નથી. મિથ્યાદષ્ટિ સમુચ્ચય જીવ ૨૪ દંડકમાં એક જીવ આશ્રી બહુજીવ આશ્રી અપ્રથમ છે.

મિશ્રદષ્ટિ સમુચ્ચય જીવ, ૧૬ દંડક એક જીવ આશ્રી કદાચ પ્રથમ, કદાચ અપ્રથમ બહુજીવ આશ્રી પ્રથમ પણ છે અપ્રથમ પણ છે.

**૭. સંયતદ્વાર :**

**ગૌતમ** : હે ભગવન્ ! શું જીવ સંયતભાવની અપેક્ષાએ પ્રથમ છે કે અપ્રથમ છે ?

**મહાવીર** : હે ગૌતમ ! સમુચ્ચય જીવ અને મનુષ્ય તથા સંયતાસંયત જીવ, મનુષ્ય અને સંજ્ઞી તિર્યંચ પંચેંદ્રિય એક જીવ આશ્રી કદાચ પ્રથમ, કદાચ અપ્રથમ અને બહુજીવ આશ્રી કદાચ પ્રથમ પણ છે, અપ્રથમ પણ છે અસંયત સમુચ્ચય જીવ ૨૪ દંડક એક જીવ આશ્રી અપ્રથમ છે, પ્રથમ નથી. નોસંયત નોઅસંયત નોસંયતાસંયત જીવ, (સિદ્ધ) એક જીવ આશ્રી બહુજીવ આશ્રી પ્રથમ છે, અપ્રથમ નથી.

**૮. કષાયદ્વાર :–**

**ગૌતમ** : હે ભગવન્ ! શું સકષાયી જીવ કષાયભાવની અપેક્ષાએ પ્રથમ છે કે અપ્રથમ છે ?

---

□ કોઇ જીવ પહેલી વાર સમ્યક્દર્શનને પ્રાપ્ત કરે એ અપેક્ષાએ તે પ્રથમ છે. કોઇ સમ્યક્દષ્ટિ જીવ સમ્યક્દર્શનથી પડીને ફરી સમ્યક્દર્શન પ્રાપ્ત કરે છે એ અપેક્ષાએ તે પ્રથમ છે.

@ એકેંદ્રિય જીવોને સમ્યક્દર્શન પ્રાપ્ત થતું નથી એ માટે એકેંદ્રિયના પાંચ દંડક છોડીને બાકીના ૧૯ કહ્યા છે.

**મહાવીર :** હે ગૌતમ ! સકષાયી ક્રોધકષાયી યાવત્ લોભકષાયી સમુચ્ચય જીવ ૨૪ દંડક એક જીવ આશ્રી બહુજીવ આશ્રી અપ્રથમ છે, પ્રથમ નથી. અકષાયી સમુચ્ચય જીવ અને મનુષ્ય એક જીવ આશ્રી કદાચ પ્રથમ (કેમકે યથાખ્યાત ચારિત્ર પ્રથમ વાર પ્રાપ્ત કર્યું) કદાચ અપ્રથમ (પડવાની અપેક્ષાએ) બહુજીવ આશ્રી પ્રથમ પણ છે, અપ્રથમ પણ છે. સિદ્ધ એક જીવ આશ્રી બહુજીવ આશ્રી પ્રથમ છે, અપ્રથમ નથી.

૯. જ્ઞાનદ્વાર :–

**ગૌતમ :** હે ભગવન્ ! શું સજ્ઞાની, મતિજ્ઞાની, શ્રુતજ્ઞાની જીવ જ્ઞાનભાવની અપેક્ષાએ પ્રથમ છે કે અપ્રથમ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સજ્ઞાની, મતિજ્ઞાની શ્રુતજ્ઞાની સમુચ્ચયજીવ ૧૯ દંડક અવધિજ્ઞાની સમુચ્ચયજીવ ૧૬ દંડક, મન:પર્યવજ્ઞાની સમુચ્ચયજીવ અને મનુષ્ય એક જીવ આશ્રી કદાચ પ્રથમ, કદાચ અપ્રથમ. બહુજીવ આશ્રી પ્રથમ પણ, અપ્રથમ પણ, પરંતુ તેમાં ફેર એટલો કે સમુચ્ચય જ્ઞાનીમાં સિદ્ધ ભગવાન એક જીવ આશ્રી બહુજીવ આશ્રી પ્રથમ છે. અપ્રથમ નથી. કેવળજ્ઞાની સમુચ્ચય જીવ મનુષ્ય અને સિદ્ધ એક જીવ આશ્રી બહુજીવ આશ્રી પ્રથમ છે, અપ્રથમ નથી. સમુચ્ચય અજ્ઞાની, મતિઅજ્ઞાની, શ્રુતઅજ્ઞાની સમુચ્ચય જીવ ૨૪ દંડક વિભંગજ્ઞાની સમુચ્ચય જીવ ૧૬ દંડક એક જીવ આશ્રી બહુ-જીવ આશ્રી અપ્રથમ છે, પ્રથમ નથી.

૧૦. યોગદ્વાર :

**ગૌતમ :** હે ભગવન્ ! શું સયોગી જીવ પ્રથમ છે કે અપ્રથમ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સંયોગી, કાયયોગી સમુચ્ચય જીવ ૨૪ દંડક, મનયોગી સમુચ્ચય જીવ ૧૬ દંડક, વચનયોગી સમુચ્ચય જીવ ૧૬ દંડક, એક જીવ આશ્રી બહુજીવ આશ્રી અપ્રથમ છે, પ્રથમ નથી. અયોગી જીવ મનુષ્ય અને સિદ્ધ ભગવાન એક જીવ બહુજીવ પ્રથમ છે, અપ્રથમ નથી.

**૧૧. ઉપયોગદ્વાર :**

**ગૌતમ :** હે ભગવન્! શું જીવ ઉપયોગની અપેક્ષા પ્રથમ છે કે અપ્રથમ ?

**મહાવીર :** હે ગૌતમ ! સાકાર ઉપયોગવાળા, અનાકારઉપયોગવાળા, સમુચ્ચય જીવ ૨૪ દંડક એક જીવ આશ્રી, બહુ જીવ આશ્રી પ્રથમ છે, અપ્રથમ નથી.

**૧૨. વેદદ્વાર :**

**ગૌતમ :** હે ભગવન્! સવેદી જીવ વેદની અપેક્ષાએ પ્રથમ છે કે અપ્રથમ ?

**મહાવીર :** હે ગૌતમ ! સવેદી સમુચ્ચય જીવ ૨૪ દંડક, સ્રીવેદી, પુરુષવેદી સમુચ્ચય ૧૫ દંડક; નપુંસકવેદી ૧૧ દંડક એક જીવ આશ્રી બહુ જીવ આશ્રી અપ્રથમ છે, પ્રથમ નથી. અવેદી સમુચ્ચય જીવ મનુષ્ય એક જીવ કદાચ પ્રથમ, કદાચ અપ્રથમ બહુજીવ પ્રથમ છે, અપ્રથમ પણ છે. અવેદી અને સિદ્ધ ભગવાન એક જીવ બહુજીવ પ્રથમ છે, અપ્રથમ નથી.

**૧૩. શરીરદ્વાર :**

**ગૌતમ :** હે ભગવન્! શું સશરીરી જીવ શરીરની અપેક્ષાએ પ્રથમ છે કે અપ્રથમ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સશરીરી સમુચ્ચય જીવ ચોવીસ દંડક, ઔદારિક શરીર સમુચ્ચય જીવ ૧૦ દંડક, વૈક્રિય શરીર સમુચ્ચય જીવ ૧૭ દંડક, તૈજસ કાર્મણ શરીર સમુચ્ચય જીવ ૨૪ દંડક, એક જીવ આશ્રી બહુજીવ આશ્રી અપ્રથમ છે, પ્રથમ નથી. આહારક શરીર જીવ અને મનુષ્ય એક જીવ કદાચ પ્રથમ, કદાચ અપ્રથમ, બહુજીવ પ્રથમ પણ છે. અપ્રથમ પણ છે. અશરીરી જીવ અને સિદ્ધ એક જીવ આશ્રી બહુજીવ આશ્રીપ્રથમ છે, અપ્રથમ નથી.

**૧૪. પર્યાપ્તિદ્વાર :–**

**ગૌતમ :** હે ભગવન્! શું જીવ પર્યાપ્તિની અપેક્ષાએ પ્રથમ છે કે અપ્રથમ છે ?

મહાવીર : હે ગૌતમ ૪ પર્યાપ્ત અને અપર્યાપ્ત સમુચ્ચય જીવ ૨૪ દંડક, ભાષા પર્યાપ્ત અને અપર્યાપ્ત સમુચ્ચય જીવ ૧૯ દંડક, મન પર્યાપ્તિ સમુચ્ચય જીવ અને ૧૬ દંડક એક જીવ આશ્રી બહુજીવ આશ્રી અપ્રથમ છે, પ્રથમ નથી.



## ચરમ અચરમનો વિચાર

ચરમ અચરમ દ્વાર ૧૪ છે : (૧) જીવ દ્વાર (૨) આહારક દ્વાર (૩) ભવી દ્વાર (૪) સંજ્ઞી દ્વાર (૫) લેશ્યા દ્વાર (૬) દષ્ટિ દ્વાર (૭) સંયત દ્વાર (૮) કષાય દ્વાર (૯) જ્ઞાન દ્વાર (૧૦) યોગ દ્વાર (૧૧) ઉપયોગ દ્વાર (૧૨) વેદ દ્વાર (૧૩) શરીર દ્વાર (૧૪) પર્યાપ્તિ દ્વાર

૧. જીવદ્વાર :-

ગૌતમ : હે ભગવન્ ! શું જીવ જીવભાવની અપેક્ષાએ ચરમ@ છે કે અચરમ છે ?

મહાવીર : હે ગૌતમ ! જીવ જીવભાવની અપેક્ષાએ ○ અચરમ છે, ચરમ નથી. એ રીતે સમુચ્ચય જીવ અને સિદ્ધ ભગવાન એક જીવ અપેક્ષાએ અને બહુજીવ અપેક્ષાએ અચરમ છે, ચરમ નથી. ૨૪ દંડકના જીવ એક જીવ અપેક્ષાએ કદાચ ચરમ કદાચ અચરમ બહુજીવ અપેક્ષાએ ચરમ પણ છે, અચરમ પણ છે.

---

@જે જીવ જે ભાવને ફરી પ્રાપ્ત કરે એ ભાવની અપેક્ષાથી તે અચરમ કહેવાય છે અને જે જીવનો જે ભાવથી એકાંત વિયોગ થાય છે તે ચરમ કહેવાય છે ?

○જે ભાવનો સદા માટે અંત થાય તે ચરમ છે અને જે ભાવનો કદી અંત થતો નથી તે અચરમ છે. જીવ (જીવપણા)નો કદી અંત નથી હોતો. એ માટે જીવનું જીવપણું અચરમ છે, ચરમ નથી.

**૨. આહારકદ્વાર :**

**ગૌતમ :** હે ભગવન્ ! શું જીવ આહારક ભાવની અપેક્ષાએ ચરમ છે કે અચરમ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! આહારક સમુચ્ચય જીવ ૨૪ દંડક એક જીવ અપેક્ષાએ કદાચ ચરમ કદાચ અચરમ બહુજીવ અપેક્ષાએ ચરમ પણ છે, અચરમ પણ છે. અનાહારક જીવ અને સિદ્ધ એક જીવ અપેક્ષાએ અને બહુજીવ અપેક્ષાએ અચરમ છે, ચરમ નથી. ૨૪ દંડકના જીવ એક અપેક્ષાએ કદાચ ચરમ, કદાચ અચરમ બહુજીવ અપેક્ષાએ ચરમ પણ છે. અચરમ પણ છે.

**૩. ભવીદ્વાર :**

**ગૌતમ :** હે ભગવન્ ! શું જીવ ભવસિદ્ધિકની અપેક્ષાએ ચરમ છે કે અચરમ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! ભવસિદ્ધિક એક જીવ અપેક્ષાએ બહુજીવ અપેક્ષાએ ચરમ છે. અચરમ નથી. ૨૪ દંડકમાં એક જીવ અપેક્ષાએ કદાચ ચરમ કદાચ અચરમ, બહુજીવ અપેક્ષાએ ચરમ પણ છે. અચરમ પણ છે. અભવસિદ્ધિક સમુચ્ચય જીવ ૨૪ દંડક એક જીવ અપેક્ષાએ બહુજીવ અપેક્ષાએ અચરમ છે, ચરમ નથી. નોભવસિદ્ધિક નોઅભવસિદ્ધિક જીવસિદ્ધ અપેક્ષાએ બહુજીવ એક અપેક્ષાએ અચરમ છે, ચરમ નથી.

**૪. સંજ્ઞીદ્વાર :**

**ગૌતમ :** હે ભગવન્ ! શું જીવ સંજ્ઞી ભાવની અપેક્ષાએ ચરમ છે કે અચરમ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સંજ્ઞી સમુચ્ચય જીવ ૧૬ દંડક અને અસંજ્ઞી સમુચ્ચય જીવ ૨૨ દંડક એક જીવ અપેક્ષાએ કદાચ ચરમ. કદાચ અચરમ, બહુ જીવ અપેક્ષાએ ચરમ પણ છે, અચરમ પણ છે.

નોસંજ્ઞી નોઅસંજ્ઞી સમુચ્ચય જીવ સિદ્ધ એક જીવ અપેક્ષાએ બહુજીવ અપેક્ષાએ અચરમ છે, ચરમ નથી. મનુષ્ય (કેવળીની અપેક્ષાથી) એક જીવ અપેક્ષાએ બહુજીવ અપેક્ષાએ ચરમ છે, અચરમ નથી.

૫. લેશ્યાદ્વાર:

**ગૌતમ :** હે ભગવન્ ! શું જીવ લેશ્યાની અપેક્ષાએ ચરમ છે કે અચરમ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સલેશી સમુચ્ચય જીવ ૨૪ દંડક કૃષ્ણ લેશી, નીલલેશી, કાપોતલેશી સમુચ્ચય જીવ ૨૨ દંડક, તેજોલેશી સમુચ્ચય જીવ ૧૮ દંડક, પદ્મલેશી, શુક્લલેશી સમુચ્ચય જીવ ૩ દંડક એક જીવ અપેક્ષાએ કદાચ ચરમ, કદાચ અચરમ, બહુજીવ અપેક્ષાએ ચરમ પણ છે, અચરમ પણ છે. અલેશી સમુચ્ચય જીવ અને સિદ્ધ ભગવાન એક જીવ અપેક્ષાએ બહુજીવ અપેક્ષાએ અચરમ છે, ચરમ નથી. અલેશી મનુષ્ય એક જીવ અપેક્ષાએ બહુજીવ અપેક્ષાએ ચરમ છે, અચરમ નથી.

૬. દૃષ્ટિદ્વાર

**ગૌતમ :** હે ભગવન્ ! શું જીવ સમદૃષ્ટિની અપેક્ષાએ ચરમ છે કે અચરમ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સમદૃષ્ટિ સમુચ્ચય જીવ ૧૯ દંડક એક જીવ અપેક્ષાએ કદાચ ચરમ, કદાચ, અચરમ, બહુજીવ અપેક્ષાએ ચરમ પણ છે, અચરમ પણ છે. સમદૃષ્ટિ સિદ્ધ ભગવાન એક જીવ અપેક્ષાએ બહુજીવ અપેક્ષાએ અચરમ છે ચરમ નથી. મિથ્યાદૃષ્ટિ સમુચ્ચય જીવ ૨૪ દંડક, મિશ્રદૃષ્ટિ સમુચ્ચય જીવ ૧૬ દંડક એક જીવ અપેક્ષાએ કદાચ ચરમ, કદાચ અચરમ, બહુજીવ અપેક્ષાએ ચરમ પણ છે, અચરમ પણ છે.

સંયતદ્વાર :

**ગૌતમ :** હે ભગવન્ ! જીવ સંયત ભાવની અપેક્ષાએ ચરમ છે કે અચરમ ?

**મહાવીર** : હે ગૌતમ ! સંયતિ સમુચ્ચય જીવ અને મનુષ્ય, સંયતાસંયતિ સમુચ્ચય જીવ, મનુષ્ય, તિર્યંચ, અસંયતિ સમુચ્ચય જીવ ૨૪ દંડક એક જીવ અપેક્ષાએ કદાચ ચરમ કદાચ અચરમ બહુજીવ અપેક્ષાએ ચરમ પણ છે, અચરમ પણ છે. નોસંયતિ નોઅસંયતિ નોસંયતા સંયતિ જીવ અને સિદ્ધ ભગવાન એક જીવ અપેક્ષાએ બહુજીવ અપેક્ષાએ અચરમ છે, ચરમ નથી.

૮. કષાયદ્વાર :–

**ગૌતમ** : હે ભગવન્ ! જીવ કષાયની અપેક્ષાએ ચરમ છે કે અચરમ ?

**મહાવીર** : હે ગૌતમ ! સકષાયી ક્રોધકષાયી યાવત્ લોભકષાયી સમુચ્ચય જીવ ૨૪ દંડક એક જીવ અપેક્ષાએ કદાચ ચરમ, કદાચ અચરમ, બહુજીવ અપેક્ષાએ ચરમ પણ છે, અચરમ પણ છે. અકષાયી જીવ અને સિદ્ધ એક જીવ અપેક્ષાએ બહુજીવ અપેક્ષાએ અચરમ છે, ચરમ નથી. મનુષ્ય (અકષાયી મનુષ્ય) એક જીવ અપેક્ષાએ કદાચ ચરમ, કદાચ અચરમ, બહુજીવ અપેક્ષાએ ચરમ પણ છે, અચરમ પણ છે.

૯. જ્ઞાનદ્વાર :–

**ગૌતમ** : હે ભગવન્ ! જ્ઞાનની અપેક્ષાએ જીવ ચરમ છે કે અચરમ છે ?

**મહાવીર** : હે ગૌતમ ! સમુચ્ચય જ્ઞાની, મતિજ્ઞાની, શ્રુતજ્ઞાની સમુચ્ચય જીવ ૧૯ દંડક અવધિજ્ઞાની સમુચ્ચય જીવ ૧૬ દંડક, મનઃપર્યવજ્ઞાની સમુચ્ચય જીવ અને મનુષ્ય એક જીવ અપેક્ષાએ કદાચ ચરમ, કદાચ અચરમ બહુજીવ અપેક્ષાએ ચરમ પણ છે, અચરમ પણ છે. કેવળજ્ઞાની સમુચ્ચય જીવ અને સિદ્ધ એક જીવ અપેક્ષાએ બહુજીવ અપેક્ષાએ અચરમ છે, ચરમ નથી. મનુષ્ય (કેવળજ્ઞાની) એક જીવ અપેક્ષા બહુજીવ અપેક્ષાએ ચરમ છે, અચરમ નથી.

સમુચ્ચય અજ્ઞાની, મતિઅજ્ઞાની, શ્રુતઅજ્ઞાની સમુચ્ચય જીવ ૨૪ દંડક, વિભંગજ્ઞાની સમુચ્ચય જીવ ૧૬ દંડક એક જીવ અપે-

ક્ષાએ કદાચ ચરમ કદાચ અચરમ, બહુજીવ અપેક્ષાએ ચરમ પણ છે, અચરમ પણ છે.

૧૦. યોગદ્વાર :-

ગૌતમ : હે ભગવન્ ! જીવ યોગની અપેક્ષાએ ચરમ છે કે અચરમ છે ?

મહાવીર : હે ગૌતમ ! સયોગી કાયયોગી સમુચ્ચય જીવ ૨૪ દંડક, મનયોગી સમુચ્ચય જીવ ૧૬ દંડક, વચનયોગી સમુચ્ચય જીવ ૧૯ દંડક, એક જીવ અપેક્ષાએ કદાચ ચરમ, કદાચ અચરમ, બહુજીવ અપેક્ષાએ ચરમ પણ છે, અચરમ પણ છે. અયોગી સમુચ્ચય જીવ અને સિદ્ધ ભગવાન એક જીવ અપેક્ષાએ બહુજીવ અપેક્ષાએ અચરમ છે, ચરમ નથી મનુષ્ય (અયોગી) એક જીવ અપેક્ષાએ બહુજીવ અપેક્ષાએ ચરમ છે, અચરમ નથી.

૧૧. ઉપયોગદ્વાર :-

ગૌતમ : હે ભગવન્ ! જીવ ઉપયોગની અપેક્ષાએ ચરમ છે કે અચરમ ?

મહાવીર : હે ગૌતમ ! સાકારઉપયોગવાળા, અનાકારઉપયોગવાળા સમુચ્ચય જીવ અને સિદ્ધ ભગવાન એક જીવ અપેક્ષાએ બહુજીવ અપેક્ષાએ અચરમ છે, ચરમ નથી. ૨૪ દંડક એક જીવ અપેક્ષાએ કદાચ ચરમ, કદાચ અચરમ બહુજીવ અપેક્ષાએ ચરમ પણ છે, અચરમ પણ છે.

૧૨ વેદદ્વાર :

ગૌતમ : હે ભગવન્ ! જીવ વેદની અપેક્ષાએ ચરમ છે, કે અચરમ ?

મહાવીર : હે ગૌતમ ! સમુચ્ચય સવેદી જીવ ૨૪ દંડક, સ્ત્રીવેદી, પુરુષવેદી સમુચ્ચય જીવ ૧૫ દંડક, નપુંસક વેદી સમુચ્ચય જીવ ૧૧

દંડક, એક જીવ અપેક્ષાએ કદાચ ચરમ કદાચ અચરમ, બહુજીવ અપેક્ષાએ ચરમ પણ છે, અચરમ પણ છે. અવેદી જીવ અને સિદ્ધ ભગવાન એક જીવ અપેક્ષાએ બહુજીવ અપેક્ષાએ અચરમ છે, ચરમ નથી. મનુષ્ય એક જીવ અપેક્ષાએ કદાચ ચરમ, કદાચ અચરમ, બહુજીવ અપેક્ષાએ ચરમ પણ છે, અચરમ પણ છે.

### ૧૩ શરીરદ્વાર

**ગૌતમ** : હે ભગવન્! જીવ શરીરની અપેક્ષાએ ચરમ છે કે અચરમ?

**મહાવીર** : હે ગૌતમ! સશરીરી સમુચ્ચય જીવ ૨૪ દંડક, ઔદારિક શરીર સમુચ્ચય જીવ ૧૦ દંડક, વૈક્રિય શરીર સમુચ્ચય જીવ ૧૭ દંડક, આહારક શરીર સમુચ્ચય જીવ મનુષ્ય તૈજસ-કાર્મણ સમુચ્ચય જીવ ૨૪ દંડક એક જીવ અપેક્ષાએ કદાચ ચરમ, કદાચ અચરમ. બહુજીવ અપેક્ષાએ ચરમ પણ છે, અચરમ પણ છે. અશરીરી જીવ સિદ્ધ ભગવાન એક જીવ અપેક્ષાએ બહુજીવ અપેક્ષાએ અચરમ છે. ચરમ નથી.

### ૧૪ પર્યાપ્તિદ્વાર :

**ગૌતમ** : હે ભગવન્! જીવ પર્યાપ્તિની અપેક્ષાએ ચરમ છે કે અચરમ?

**મહાવીર** : હે ગૌતમ! ૪ પર્યાપ્તિ, ૪ અપર્યાપ્તિ, સમુચ્ચય જીવ ૨૪ દંડક ≈ મન-વચન પર્યાપ્તિ સમુચ્ચય જીવ ૧૯ દંડક એક જીવ અપેક્ષાએ કદાચ ચરમ, કદાચ અચરમ બહુજીવ અપેક્ષાએ ચરમ પણ છે, અચરમ પણ છે.



---

≈અહીં મન અને ભાષા સામેલ થવાથી ૧૯ દંડક લીધા છે. પરંતુ ફક્ત મનપર્યાપ્તિના ૧૬ દંડક હોય છે.

# માકંદીપુત્ર અણગારના પ્રશ્નો

## શ્રી ભગવતી સૂત્ર-શ. ૧૮. ઉ. ૩-નો અધિકાર

**માકંદીપુત્ર :** હે ભગવન્ ! બંધ કેટલા પ્રકારના છે ?

**મહાવીર :** હે માકન્દીપુત્ર ! બંધ-બે-પ્રકારના-છે. (૧) દ્રવ્યબંધ અને, (૨) ભાવબંધ.

**માકંદીપુત્ર :** હે ભગવન્ ! દ્રવ્યબંધના-કેટલા ભેદ છે ?

**મહાવીર :** હે માકન્દીપુત્ર ! દ્રવ્યબંધના-બે ભેદ છે. પ્રયોગબંધ અને સ્વાભાવિક-બંધ.

**માકંદીપુત્ર :** હે ભગવન્ ! સ્વાભાવિક બંધના કેટલા ભેદ છે ?

**મહાવીર :** હે માકન્દીપુત્ર ! સ્વાભાવિક બંધના બે ભેદ છે. સાદિ સ્વાભાવિક બંધ-જેમકે વાદળાં આદિના. અનાદિ સ્વાભાવિક બંધ જેમકે ધર્માસ્તિકાય આદિના. પરસ્પર બંધ. (ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને લોકાકાશ એ ત્રણે આપસમાં પરસ્પર બંધાયેલ છે.)

**માકંદીપુત્ર :** હે ભગવન્ ! પ્રયોગબંધના કેટલા ભેદ છે ?

**મહાવીર :** હે માકન્દીપુત્ર ! પ્રયોગબંધના બે ભેદ છે. (૧) શિથિલબંધ (ઢીલા બંધ) અને, (૨) ગાઢબંધ (મજબૂત બંધ).

**માકંદીપુત્ર :** હે ભગવન્ ! ભાવબંધના કેટલા-ભેદ છે ?

**મહાવીર :** હે માકન્દીપુત્ર ! ભાવબંધના બે ભેદ છે. (૧) મૂળ પ્રકૃતિબંધ અને, (૨) ઉત્તર પ્રકૃતિબંધ. મૂળ-પ્રકૃતિબંધના જ્ઞાનાવરણીય આદિના ૮ ભેદ છે. ઉત્તર પ્રકૃતિના-૧૪૮ ભેદ-છે, તેમાં ૧૨૦ પ્રકૃતિઓના બંધ છે. જે દંડકમાં જેટલી પ્રકૃતિઓના બંધ લાભે તે કહી દેવા.



## જીવાજીવના ૪૮ દ્રવ્યોમાંથી જીવના પરિભોગમાં કેટલા આવે ?

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૮ ઉ. ૪ નો અધિકાર

**ગૌતમ :** હે ભગવન્ ! પ્રાણાતિપાત આદિ ૧૮ પાપ અને ૧૮ પાપોના ત્યાગ, પૃથ્વીકાય આદિ ૫ સ્થાવર, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, અશરીરી જીવ, પરમાણુ પુદ્‌ગલ, શૈલેશી અવસ્થાના પ્રાપ્ત અણગાર, સ્થૂલ આકારવાળા ત્રસ બેઇંદ્રિયાદિ એમ ૪૮ દ્રવ્યોમાં કેટલાક જીવરૂપ છે અને કેટલાક અજીવરૂપ છે. હે ભગવન્ ! શું એ સર્વ જીવના પરિભોગમાં આવે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! એમાંથી ૨૪ (૧૮ પાપ, પાંચ સ્થાવર, બાદર કલેવર) તો જીવના પરિભોગમાં આવે છે, બાકીના ૨૪ જીવના પરિભોગમાં આવતા નથી.



## યુગ્મ રાશિ

**ગૌતમ :** હે ભગવન્ ! યુગ્મરાશિ કેટલા કહેલા છે ?

**મહાવીર :** હે ગૌતમ ! યુગ્મરાશિ ૪ કહેલા છે. (૧) કૃતયુગ્મ (૨) ત્ર્યોજ. (૩) દ્વાપરયુગ્મ (૪) કલ્યોજ. (આ ચાર રાશિઓ સંજ્ઞા માત્ર છે. અને તે ફક્ત જ્ઞાની ગમ્ય છે.)

**ગૌતમ :** હે ભગવન્ ! કૃતયુગ્મ આદિ કોને કહે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જે રાશિમાંથી ચાર ચાર નીકળતા બાકી ૪ રહે તેને કૃતયુગ્મ કહે છે. ત્રણ બાકી રહે તેને ત્ર્યોજ કહે છે. બે બાકી રહે તેને દ્વાપરયુગ્મ કહે છે અને ૧ બાકી રહે તેને કલ્યોજ કહે છે.

**ગૌતમ :** હે ભગવન્ ! શું નૈરયિક કૃતયુગ્મ છે કે ત્ર્યોજ છે કે દ્વાપર છે કે કલ્યોજ છે ?

**મહાવીર** : હે ગૌતમ ! નૈરયિક જઘન્યપદમાં કૃતયુગ્મ છે. ઉત્કૃષ્ટ પદમાં ત્ર્યોજ છે, મધ્યમ પદમાં કદાચ કૃતયુગ્મ છે, કદાચ ત્ર્યોજ છે, કદાચ દ્વાપર છે, કદાચ કલ્યોજ છે. એ પ્રકારે સ્તનિતકુમારો સુધી કહેવું જોઇએ

**ગૌતમ** : હે ભગવન્ ! વનસ્પતિકાયના જીવ કૃતયુગ્મ, ત્ર્યોજ, દ્વાપર કે કલ્યોજ છે ?

**મહાવીર** : હે ગૌતમ ! વનસ્પતિકાયના જીવ જઘન્યપદ અને ઉત્કૃષ્ટ પદની અપેક્ષાએ @ અપદ છે, (અર્થાત્ એમાં જઘન્યપદ અને ઉત્કૃષ્ટ પદનો સંભવ નથી). મધ્યમ પદમાં કદાચ કૃતયુગ્મ, કદાચ ત્ર્યોજ, કદાચ દ્વાપરયુગ્મ, કદાચ કલ્યોજ છે.

**ગૌતમ** : હે ભગવન્ ! શું બેઇંદ્રિય જીવ કૃતયુગ્મ છે કે જાવ કલ્યોજ છે ?

**મહાવીર** : હે ગૌતમ ! બેઇંદ્રિય જીવ જઘન્ય પદમાં કૃતયુગ્મ છે, ઉત્કૃષ્ટપદમાં દ્વાપર યુગ્મ છે. મધ્યમ પદમાં કદાચ કૃતયુગ્મ, કદાચ ત્ર્યોજ, કદાચ દ્વાપરયુગ્મ, કદાચ કલ્યોજ છે.

જે પ્રકારે બેઇંદ્રિયનું કહ્યું એ રીતે તેઇંદ્રિય અને ચૌરેંદ્રિયના તથા ચાર સ્થાવર (પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાયુકાય)નું કહી દેવું.

તિર્યંચ, પંચેંદ્રિય, મનુષ્ય, વાણવ્યંતર, જ્યોતિષી અને વૈમાનિક, નૈરયિકની રીતે કહી દેવું.

સિદ્ધ જીવ વનસ્પતિકાયની રીતે કહી દેવું જોઇએ. □

---

@ જઘન્યપદ અને ઉત્કૃષ્ટપદ નિશ્ચિત સંખ્યારૂપ છે. કોઇ સમય નૈરયિક આદિમાં એ પદ ઘટિત હોઇ શકે છે. પરંતુ વનસ્પતિના વિષયમા ઘટિત નથી થઇ શકતું. કેમકે વનસ્પતિના જીવ અનંત છે. તો પણ જેટલા જીવ મોક્ષ જાય છે એટલા જીવ એમાથી ઘટે છે. એટલે તે રાશિ અનિયત સ્વરૂપવાળી છે.

□વનસ્પતિકાયની રીતે સિદ્ધજીવોમાં પણ જઘન્ય પદ અને ઉત્કૃષ્ટ પદ સભવ નથી હોતો. કેમકે સિદ્ધ જીવોની સંખ્યા વધતી જાય છે એ માટે એનાં પરિણામ અનિયત છે.

**ગૌતમ :** હે ભગવન્ ! શું સ્ત્રીઓ કૃતયુગ્મ છે કે જાવ કલ્યોજ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! તિર્યંચણી, મનુષ્યણી અને દેવાંગના જઘન્યપદમાં અને ઉત્કૃષ્ટ પદમાં કૃતયુગ્મ છે, મધ્યમ પદમાં ચાર છે, કદાચ કૃતયુગ્મ જાવ કદાચ કલ્યોજ છે.

**ગૌતમ :** હે ભગવન્ ! શું જેટલા અલ્પ આયુષ્યવાળા < અંધક અગ્નિના જીવો છે, એટલા ઉત્કૃષ્ટ આયુષ્યવાળા અંધક અગ્નિના જીવ છે ?

**મહાવીર :** હા. ગૌતમ ! જેટલા અલ્પ આયુષ્યવાળા અંધક અગ્નિના જીવ છે એટલા ઉત્કૃષ્ટવાળા અંધક અગ્નિના જીવ છે.



## દેવતાની વિકુર્વણા આદિ

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૮ ઉ. ૫ નો અધિકાર

**ગૌતમ :** હે ભગવન્ ! એક અસુરકુમાર વાસમાં બે અસુરકુમાર, અસુરકુમારપણે દેવતાપણે ઉત્પન્ન થયા. તેમાં એક અસુરકુમાર દેવ પ્રસન્નતા ઉત્પન્ન કરવાવાળા, દર્શનીય, સુંદર, મનોહર લાગે છે; અને બીજા અસુરકુમાર દેવ પ્રસન્નતા ઉત્પન્ન કરવાવાળા, દર્શનીય, સુંદર મનોહર નથી લાગતા. એનું શું કારણ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! અસુરકુમાર દેવ બે પ્રકારના છે□. વિભૂષિત શરીરવાળા અને અવિભૂષિત શરીરવાળા. જે અસુરકુમાર દેવ

---

< ટીકાકાર કહે છે કે—અંધક નામ વૃક્ષનું છે. વૃક્ષનો આશ્રય કરીને રહેવાવાળી અગ્નિ અર્થાત્ બાદર અગ્નિકાયિક જીવ

બીજા આચાર્ય તો 'અંધક' શબ્દનો એવો અર્થ કરે છે કે, સૂક્ષ્મ નામ કર્મના ઉદયથી અપ્રકાશક અર્થાત્ પ્રકાશ નહિ કરવાવાળી અગ્નિ એટલે કે સૂક્ષ્મ અગ્નિકાયિક જીવ.

□જ્યારે જીવ જઇને દેવશય્યામાં ઉત્પન્ન થાય છે એ સમયે તે વિભૂષા અલંકાર રહિત ઉત્પન્ન થાય છે. એ બાદ તે અનુક્રમે અલંકાર પહેરીને વિભૂષિત થાય છે.

વિભૂષિત શરીરવાળા છે તે સુંદર, મનોહર લાગે છે. અને જે વિભૂષિત શરીરવાળા નથી તે સુંદર, મનોહર લાગતા નથી.

**ગૌતમ** : હે ભગવન્ ! તેનું શું કારણ ?

**મહાવીર** : હે ગૌતમ ! જેમ આ મનુષ્યલોકમાં પણ બે મનુષ્યોમાં એક આભૂષણથી શણગારેલ વિભૂષિત શરીરવાળો છે અને બીજા શણગારેલ વિભૂષિત શરીરવાળો નથી. હે ગૌતમ ! આ બેમાં કોણ પુરુષ સુંદર મનોહર લાગે છે અને કોણ સુંદર, મનોહર નથી લાગતો ?

**ગૌતમ** : હે ભગવન્ ! આ બે પુરુષોમાં જે શણગારેલ વિભૂષિત શરીરવાળો છે તે સુંદર, મનોહર લાગે છે. અને જે શણગારેલ વિભૂષિત શરીરવાળો નથી તે સુંદર, મનોહર નથી લાગતો.

**મહાવીર** : હે ગૌતમ ! એ પ્રકારે ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષી, વૈમાનિક દેવોમાં પણ સમજવું જોઈએ.

**ગૌતમ** : હે ભગવન્ ! એક નરકાવાસમાં બે નૈરયિક નૈરયિકપણે ઉત્પન્ન થયા. એમાં એક નૈરયિક મહાકર્મવાળા અર્થાત્ મહાવેદનાવાળા હોય છે અને એક નૈરયિક અલ્પકર્મવાળા અર્થાત્ અલ્પવેદનાવાળા હોય છે. એનું શું કારણ ?

**મહાવીર** : હે ગૌતમ ! નૈરયિક બે પ્રકારના કહેલ છેઃ માયી-મિથ્યાદૃષ્ટિ અને અમાયીસમદૃષ્ટિ, એમાં માયી મિથ્યાદૃષ્ટિ મહાકર્મવાળો અર્થાત્ મહાવેદનાવાળો હોય છે, અને અમાયી સમદૃષ્ટિ અલ્પકર્મવાળા અર્થાત્ અલ્પવેદનાવાળા હોય છે, @ એકેંદ્રિય અને વિકલેંદ્રિયને છોડીને બાકી ૧૬ દંડકમાં એ પ્રકારે કહી દેવું.

**ગૌતમ** : હે ભગવન્ ! જે નૈરયિક નારકીમાથી મરીને તુરત

@એકેંદ્રિય અને વિકલેંદ્રિય માયીમિથ્યાદૃષ્ટિ હોય છે, અમાયી સમદૃષ્ટિ નથી હોતા એ માટે એમા અલ્પકર્મ, અલ્પવેદના નથી હોતી, મહાકર્મ મહાવેદના હોય છે.

તિર્યંચ પંચેંદ્રિયમાં ઉત્પન્ન થવાવાળા છે તે કયા આયુષ્યનો અનુભવ કરે છે?

**મહાવીર :** હે ગૌતમ! < તે નારકીના આયુષ્યનો અનુભવ કરે છે, અને તિર્યંચ પંચેંદ્રિયના આયુષ્યની સન્મુખ જાય છે. એ પ્રકારે મનુષ્યનું પણ કહેવું જોઈએ, પરંતુ તે મનુષ્યના આયુષ્યને (ઉદયાભિમુખ) સામે કરે છે.

**ગૌતમ :** હે ભગવન્! જે અસુરકુમારદેવ અસુરકુમારોમાંથી મરીને તુરંત પૃથ્વીકાયિક જીવોમાં ઉત્પન્ન થવાવાળા છે તે કયા આયુષ્યનો અનુભવ કરે છે?

**મહાવીર :** હે ગૌતમ! તે અસુરકુમારના આયુષ્યનો અનુભવ કરે છે, અને પૃથ્વીકાયિક આયુષ્યની સન્મુખ જાય છે આ પ્રકારે જે જીવ જ્યાં ઉત્પન્ન થવાવાળો હોય છે તે એની આયુષ્યની સન્મુખ જાય છે. અને જે ગતિમાં રહે છે તે ગતિના આયુષ્યનો અનુભવ કરે છે. એ પ્રકારે વૈમાનિક સુધી કહી દેવું. પરંતુ એટલી વિશેષતા છે કે, જે પૃથ્વીકાયના આયુષ્યનો અનુભવ કરે છે. અને બીજા પૃથ્વીકાયના આયુષ્યની સન્મુખ જાય છે. એ રીતે મનુષ્યો સુધી સ્વસ્થાન–પરસ્થાન અપેક્ષાએ કહી દેવું.

**ગૌતમ :** હે ભગવન્! એક અસુરકુમારાવાસમાં બે અસુરકુમાર-દેવ દેવપણે ઉત્પન્ન થયા. એમાંથી એક અસુરકુમાર દેવ સીધી–સરલ વિકુર્વણા કરવા ઇચ્છે છે, તે સીધી–સરલ વિકુર્વણા કરી લે છે; અને વક્ર વિકુર્વણા કરવા ઇચ્છે છે તે વાંકી વિકુર્વણા કરે છે. અર્થાત્ જે પ્રકારની વિકુર્વણા કરવા ધારે છે તે પ્રકારની વિકુર્વણા કરી લે છે. એક અસુરકુમાર દેવ સરલ વિકુર્વણા કરવા ધારે છે. પરંતુ વાંકી વિકુર્વણા થઈ જાય છે, અર્થાત્ જે પ્રકારની વિકુર્વણા કરવા ઇચ્છે છે તે પ્રકારની વિકુર્વણા નથી કરી શકતા. હે ભગવન્! તેનું શું કારણ?

---

< જ્યાં સુધી નારકીનું શરીર ધારણ કરેલ છે ત્યાં સુધી નારકીના આયુષ્યનો અનુભવ કરે છે અને નારકીનું શરીર છોડયા બાદ તિર્યંચના આયુષ્યનો અનુભવ કરે છે.

મહાવીરઃ હે ગૌતમ ! અસુરકુમાર દેવ બે પ્રકારના કહેલ છે. માયી મિથ્યાદૃષ્ટિ અને અમાયી સમદૃષ્ટિ. જે ○ માયી મિથ્યાદૃષ્ટિ દેવ છે તે ઋજુરૂપ વિકુર્વણા ઇચ્છે તો વાંકી અને વાંકારૂપની ઇચ્છે તો ઋજુરૂપ વિકુર્વણા થઇ જાય છે, અર્થાત્ જેવા રૂપની વિકુર્વણા કરવા ઇચ્છે છે તેવા રૂપની વિકુર્વણા કરી શકતા નથી.

જે અમાયી સમદૃષ્ટિ છે તે સરલરૂપ વિકુર્વણા ઇચ્છે તો સરલ અને વાંકારૂપ વિકુર્વણા ઇચ્છે તો વાંકારૂપ વિકુર્વણા કરી શકે છે. અર્થાત્ જેવા રૂપની વિકુર્વણા કરવા ઇચ્છે છે તેવા રૂપની વિકુર્વણા કરી શકે છે.



## પરમાણુ આદિ

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૮ ઉ. ૬ નો અધિકાર

ગૌતમ : હે ભગવન્ ! લીલા ગોળમાં કેટલા વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ લાભે છે ?

મહાવીર : હે ગૌતમ ! વ્યવહારનયની અપેક્ષાએ મધુર રસ લાભે છે અને નિશ્ચયનયની અપેક્ષાએ પાંચ વર્ણ, બે ગંધ, પાચ રસ અને આઠ સ્પર્શ લાભે છે.

ગૌતમ : હે ભગવન્ ! ભમરામાં કેટલા વર્ણ આદિ લાભે છે ?

મહાવીર : હે ગૌતમ ! વ્યવહારનયની અપેક્ષાએ ભમરામાં કાળો વર્ણ છે અને નિશ્ચયનયની અપેક્ષાએ પાંચ વર્ણ, બે ગંધ, પાંચ રસ, આઠ સ્પર્શ હોય છે.

---

○ કેટલાક દેવ પોતાની ઇચ્છાનુસાર સીધી કે વાંકી વિકુર્વણા કરી શકે છે. એનુ કારણ એ છે કે, તેમને સરળતા અને સમ્યગ્દર્શન નિમિત્તક તીવ્ર રસવાળા વૈક્રિય નામ કર્મબંધ કરેલ છે કેટલાક દેવ સીધી કે વાંકી પોતાની ઇચ્છા મુજબ વિકુર્વણા નથી કરી શકતા. એનું કારણ એ છે કે, તેઓએ માયા અને મિથ્યાદર્શન નિમિત્તક મંદરસવાળા વૈક્રિય નામકર્મનો બંધ કર્યો છે. એ માટે એવું કહેલ છે કે અમાયી સમદૃષ્ટિ દેવ પોતાની ઇચ્છાનુસાર રૂપોની વિકુર્વણા કરી શકે છે અને માયી મિથ્યાદૃષ્ટિ દેવ પોતાની ઇચ્છાનુસાર રૂપોની વિકુર્વણા કરી શકતા નથી.

**ગૌતમ :** હે ભગવન્ ! પોપટની પાંખ કેટલા વર્ણ આદિની હોય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! વ્યવહારનયની અપેક્ષાએ પોપટની પાંખ લીલી હોય છે અને નિશ્ચયનયની અપેક્ષાએ પાંચ વર્ણ, બે ગંધ, પાંચ રસ, આઠ સ્પર્શવાળી હોય છે. એ પ્રકારે વ્યવહાર નયની અપેક્ષાએ મજીઠમાં લાલ વર્ણ, હળદરમાં પીળો વર્ણ, શંખમાં સફેદ રંગ, કૂટ (કપડામાં સુગંધ દેવાવાળી એક વિશિષ્ટ વસ્તુ)માં સુગંધ, મૃત શરીરમાં દુર્ગંધ, લીમડામાં કડવો રસ, સૂંઠમાં તીખો રસ, કોઠામાં કસાયેલો રસ, આંબલીમાં ખાટો રસ, ખાંડમાં મધુરસ, વજ્રમાં કઠોર સ્પર્શ, માખણમાં કોમળ સ્પર્શ, પથ્થરમાં ભારે સ્પર્શ, બોરડીના પાનમાં હલકો સ્પર્શ, બરફમાં ઠંડો સ્પર્શ, અને નિશ્ચયનયની અપેક્ષાએ આ સર્વમાં પાંચ વર્ણ, બે ગંધ, પાંચ રસ અને આ આઠ સ્પર્શ હોય છે

**ગૌતમ :** હે ભગવન્ ! રાખમાં કેટલા વર્ણાદિ હોય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! વ્યવહારનયથી એક લૂખો સ્પર્શ હોય છે અને નિશ્ચયનયની અપેક્ષાએ પાંચ વર્ણ, બે ગંધ, પાંચ રસ અને આઠ સ્પર્શ હોય છે.

**ગૌતમ :** હે ભગવન્ ! એક પરમાણુ પુદ્ગલમાં કેટલા વર્ણાદિ હોય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! એક વર્ણ, એક ગંધ, એક રસ અને બે સ્પર્શ હોય છે.

**ગૌતમ :** હે ભગવન્ ! બે પ્રદેશી સ્કંધમાં કેટલા વર્ણાદિ હોય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! કદાચ એક વર્ણ, કદાચ બે વર્ણ, કદાચ એક ગંધ, કદાચ બે ગંધ, કદાચ એક રસ, કદાચ બે રસ, કદાચ બે સ્પર્શ કદાચ ત્રણ સ્પર્શ, કદાચ ચાર સ્પર્શ હોય છે. એ પ્રકારે ત્રણ પ્રદેશી સ્કંધમાં કદાચ એક વર્ણ, કદાચ બે વર્ણ, કદાચ ત્રણ વર્ણ, કદાચ એક ગંધ, કદાચ બે ગંધ, કદાચ એક રસ, કદાચ બે રસ, કદાચ ત્રણ રસ, કદાચ બે સ્પર્શ, કદાચ ત્રણ સ્પર્શ, કદાચ સ્પર્શ હોય છે. એ રીતે

ચાર પ્રદેશી સ્કંધમાં કદાચ એક વર્ણ, કદાચ બે વર્ણ, કદાચ ત્રણ વર્ણ, કદાચ ચાર વર્ણ કદાચ એક ગંધ, કદાચ બે ગંધ, કદાચ એક રસ, કદાચ બે રસ કદાચ ત્રણ રસ, કદાચ ચાર રસ, કદાચ બે સ્પર્શ, કદાચ ત્રણ સ્પર્શ, કદાચ ચાર સ્પર્શ હોય છે. એ રીતે પાંચ પ્રદેશી સ્કંધમાં કદાચ એક વર્ણ, કદાચ બે વર્ણ, કદાચ ત્રણ વર્ણ, કદાચ ચાર વર્ણ, કદાચ પાંચ વર્ણ, કદાચ એક ગંધ, કદાચ બે ગંધ, કદાચ એક રસ, કદાચ બે રસ, કદાચ ત્રણ રસ, કદાચ ચાર રસ, કદાચ પાંચ રસ, કદાચ બે સ્પર્શ, કદાચ ત્રણ સ્પર્શ, કદાચ ચાર સ્પર્શ હોય છે.

જે પ્રકારે પાંચ પ્રદેશી સ્કંધ માટે કહ્યું એ પ્રકારે છ પ્રદેશી સ્કંધ યાવત્ અસંખ્યાત પ્રદેશી સ્કંધ સુધી કહી દેવું.

**ગૌતમ :** હે ભગવન્ ! સૂક્ષ્મ પરિણામવાળા અનંત પ્રદેશી સ્કંધમાં કેટલા વર્ણાદિ હોય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જે રીતે પાંચ પ્રદેશી સ્કંધમાં કહ્યું તે રીતે કહી દેવું.

**ગૌતમ :** હે ભગવન્ ! બાદર (સ્થૂળ) પરિણામવાળા અનંત પ્રદેશી સ્કંધમાં કેટલા વર્ણાદિ હોય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! કદાચ એક વર્ણ યાવત્ કદાચ પાંચ વર્ણ, કદાચ એક ગંધ, કદાચ બે ગંધ, કદાચ એક રસ યાવત્ કદાચ પાચ રસ, કદાચ ચાર સ્પર્શ યાવત્ કદાચ આઠ સ્પર્શ હોય છે.



## ઉપધિ–પરિગ્રહ–પ્રણિધાન

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૮. ઉ. ૭ નો અધિકાર

ઉપધિ એટલે જીવનનિર્વાહમાં ઉપયોગી શરીર તથા વસ્ત્રાદિ.

**ગૌતમ :** હે ભગવન્ ! ઉપધિ કેટલા પ્રકારની કહી છે ?

**મહાવીર :** હે ગૌતમ! ઉપધિ ત્રણ પ્રકારની કહી છે. (૧) કર્મરૂપી ઉપધિ (૨) શરીરરૂપી ઉપધિ (૩) બાહ્ય પાત્ર વસ્ત્રાદિ સામગ્રીરૂપ ઉપધિ.

નૈરયિકોને કર્મ અને શરીરરૂપ બે જ ઉપધિ હોય છે. એકેંદ્રિય જીવોને પણ એ બે જ પ્રકારની હોય છે. તે સિવાયના બીજાઓને (વૈમાનિકો સુધીના) ત્રણે પ્રકારની હોય છે.

**ગૌતમ :** હે ભગવન્! ઉપધિ કેટલા પ્રકારની કહી છે?

**મહાવીર :** હે ગૌતમ! ઉપધિ ત્રણ પ્રકારની કહી છે: સચિત્ત, અચિત્ત અને મિશ્ર. નૈરયિકોથી માંડી વૈમાનિકો સુધી બધાને એ ત્રણે પ્રકારની ઉપધિ હોય છે. (નારકોના સચિત્ત, તે શરીર, અચિત્ત ઉપધિ તે ઉત્પત્તિ સ્થાન અને શ્વાસોચ્છવાસાદિ યુક્ત શરીર સચેતના ચેતનરૂપ મિશ્ર ઉપધિ કહેવાય છે).

જીવનનિર્વાહમાં ઉપયોગી કર્મ, શરીર અને વસ્ત્રાદિ ઉપધિ કહેવાય છે; અને તે જ મમત્વ બુદ્ધિથી ગૃહીત થાય, ત્યારે પરિગ્રહ કહેવાય છે.

**ગૌતમ :** હે ભગવન્! પરિગ્રહ કેટલા પ્રકારનો કહ્યો છે?

**મહાવીર :** હે ગૌતમ! પરિગ્રહ ત્રણ પ્રકારનો કહ્યો છે. કર્મપરિગ્રહ, શરીર પરિગ્રહ અને બાહ્ય વસ્ત્રાપાત્રાદિ ઉપકરણરૂપ પરિગ્રહ.

કોઈ પણ પ્રકારના નિશ્ચિત આલંબનમાં મન–વચન–કાયાના વ્યાપારોને સ્થિર કરવા તે પ્રણિધાન@.

**ગૌતમ :** હે ભગવન્! પ્રણિધાન કેટલા પ્રકારનું કહ્યું છે?

---

@ મન, વચન અને કાયાના યોગને કોઈ એક પદાર્થમાં સ્થિર કરવાને પ્રણિધાન કહેવાય છે. મન, વચન, કાયાની સુપ્રવૃત્તિને સુપ્રણિધાન દુષ્ટ અને પ્રવૃત્તિને દુષ્પ્રણિધાન કહે છે.

**મહાવીર** : હે ગૌતમ ! પ્રણિધાન ત્રણ પ્રકારનું કહ્યું છે : મનપ્રણિધાન, વચન પ્રણિધાન અને કાયપ્રણિધાન @.

**ગૌતમ** : હે ભગવન્ ! દુષ્પ્રણિધાન કેટલા પ્રકારનું કહ્યું છે ?

**મહાવીર** : હે ગૌતમ ! મન-વચન-કાયા એમ ત્રણે પ્રકારનું છે. સુપ્રણિધાન પણ ત્રણે પ્રકારનું હોય છે. મનુષ્યથી વૈમાનિક સુધીનાને સુપ્રણિધાન હોઈ શકે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! અન્યતીર્થિકો એમ કહે છે કે, કેવળી યક્ષના આવેશથી આવિષ્ટ થઈને કદાચ બે પ્રકારની ભાષા બોલે છે : મૃષાભાષા અને સત્ય-અસત્ય (મિશ્ર) ભાષા. તો હે ભગવન્ ! એ ખરું છે ?

**મહાવીર** : હે ગૌતમ ! તેમનું તે કહેવું ખોટું છે. હું તો એમ કહું છું કે, કેવળજ્ઞાની યક્ષના આવેશથી આવિષ્ટ થતા નથી; તેથી તેઓ તો પાપવ્યાપાર વિનાની અને બીજાનો ઉપઘાત ન કરે તેવી બે ભાષા કદાચ બોલે છે: સત્ય અને અસત્ય-અમૃષા (વ્યવહાર ભાષા).



## મંડુક-મદ્રુક શ્રાવક

રાજગૃહ નગરમાં જીવાજીવાદિતત્ત્વના જાણકાર મંડુક નામના શ્રાવક રહેતા હતા. ગ્રામાનુગ્રામ વિહાર કરતાં શ્રમણ ભગવાન શ્રી મહાવીર સ્વામી રાજગૃહ નગરની બહાર ગુણશીલ બાગમાં પધાર્યા.

ભગવાનના પધારવાના ખબર સાંભળીને મંડુક શ્રાવક બહુ પ્રસન્ન અને સંતુષ્ટ થયા. તે ભગવાનને વંદણા નમસ્કાર કરવાને માટે ઘેરથી નીકળ્યા. તે ગુણશીલ બાગની બાજુમાં કાલોદાયી, સેલોદાયી, આદિ બહુ અન્યતીર્થિં રહેતા હતા.

---

@ તેમાંથી નૈરયિકથી સ્તનિતકુમાર સુધીનાને ત્રણ, પૃથ્વીકાયિકથી વનસ્પતિકાયિક સુધીનાને કાયપ્રણિધાન, બેઈંદ્રિયથી ચાર ઇંદ્રિયવાળા સુધીનાને વચન અને કાયપ્રણિધાન તથા બાકીનાને (વૈમાનિકો સુધી) ત્રણે હોય છે.

તેઓએ મંડુક શ્રાવકને પ્રશ્ન પૂછયો : હે મંડુક ! તમારા ધર્મોપદેશક, ધર્માચાર્ય, જ્ઞાતપુત્ર શ્રમણુ ભગવાન મહાવીર સ્વામી ધર્માસ્તિકાય આદિ પાંચ અસ્તિકાયની પ્રરૂપણા કરે છે તે કેમ માની શકાય ? શું તમે ધર્માસ્તિકાય આદિને જાણો દેખો છો ?

મંડુક શ્રાવકે ઉત્તર આપ્યો કે. જે પદાર્થ કોઇ પણ ક્રિયા કરે છે તે કાર્ય દ્વારા જાણી શકાય છે, પરંતુ જે પદાર્થ કોઇ પણ કાર્ય નથી કરતા, ક્રિયારહિત હોય છે તેને કોઇ જાણી પણ નથી શકતું અને દેખી પણ નથી શકતું @.

એ વાત સાંભળીને અન્યતીર્થિકોએ ઉપાલંભપૂર્વક કહ્યું કે-તુ શ્રાવક છો. તને ધર્માસ્તિકાયાદિનું પણ જ્ઞાન નથી.

ત્યારે મંડુક શ્રાવકે અન્યતીર્થિઓને એ પ્રકારે ઉત્તર આપ્યો કે, વાયુ ચાલે છે, શું તમે તેના રૂપને દેખો છો ?

અન્યતીર્થિઓએ કહ્યું કે, અમે વાયુના રૂપને દેખતા નથી

ફરી મંડુક શ્રાવકે તેઓને પૂછ્યું કે : શું ગંધવાળા પુદ્ગલ છે?

તેઓએ કહ્યું કે-હા, છે.

શું તમે તેઓને જુઓ છો ? અરણીના લાકડામાં અગ્નિ છે, સમુદ્રની સામી બાજુ અનેક પદાર્થો છે, દેવલોકમાં અનેક રૂપ છે, એ સર્વને તમે શું દેખો છો ?

અન્યતીર્થિઓએ કહ્યું કે, હે મંડુક ! અમે એ સર્વ પદાર્થોને જોતા નથી. જોઇ શકતા નથી.

ત્યારે મંડુક શ્રાવક બોલ્યા કે, તમે તેને દેખતા નથી તો પછી તમે તેને માનો છો કે નહિ ?

---

@ ધર્માસ્તિકાયાદિ પાંચ અસ્તિકાય નિશ્ચયનયથી સક્રિય હોવાથી હું જાણું છું દેખતો નથી. વ્યવહારનયથી જીવ અને પુદ્ગલ સક્રિય છે એટલા માટે હું જાણું છું તેમ જ દેખું છું. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય અક્રિય છે. એટલા માટે તેઓને હું જાણતો નથી અને દેખતો નથી

ત્યારે અન્યતીર્થિઓએ કહ્યું કે–" હા, અમે તેને માનીએ છીએ.

ત્યારે મંડુક શ્રાવકે કહ્યું કે–હે આયુષ્યવાનો ! અમે કે તમે અથવા બીજા કોઇ પણ છદ્મસ્થ મનુષ્ય જે પદાર્થોને નથી જાણતા, નથી દેખતા તે સર્વ પદાર્થો ન હોય તો તમારી માન્યતાનુસાર સંસારમાં બહુ પદાર્થોનો અભાવ થઇ જાય.

એમ કહીને મંડુક શ્રાવકે અન્યતીર્થિઓને નિરુત્તર કરી દીધા. તે પછી મંડુક શ્રાવક શ્રમણ ભગવાન મહાવીર સ્વામીની પાસે ગયા. વંદણા નમસ્કાર કરી પર્યુપાસના કરવા લાગ્યા. ત્યારે ભગવાને મંડુક શ્રાવકને સંબોધન કરીને ફરમાવ્યું કે–હે મંડુક ! તમે અન્યતીર્થિઓને ઠીક ઉત્તર આપ્યો, બરાબર ઉત્તર દીધો. જો કોઇ જાણ્યા વિના, જોયા વિના અદૃષ્ટ, અશ્રુત, અસમ્મત કે અવિજ્ઞાત અર્થના હેતુનો, પ્રશ્નનો ઉત્તર કહે છે, જણાવે છે અર્થાત્ બતાવે છે તે અરિહંતોની, અરિહંતના પ્રરૂપેલ ધર્મની, કેવળીની, કેવળી પ્રરૂપેલ ધર્મની અશાતના કરે છે. એટલા માટે હે મંડુક ! તમે અન્યતીર્થિઓને ઠીક જવાબ આપ્યો.

ભગવાનનું કહેવું સાંભળી મંડુક શ્રાવક પ્રસન્ન અને સંતુષ્ટ થયા. ભગવાને ધર્મકથા ફરમાવી.

ધર્મકથા સાંભળીને ભગવાનને વંદણા નમસ્કાર કરી પાછા મંડુક શ્રાવક પોતાને ઘેર ગયા.

ગૌતમ સ્વામીએ શ્રમણ ભગવાન મહાવીર સ્વામીને વંદણા નમસ્કાર કરીને પૂછ્યું કે–હે ભગવન્ ! શું મંડુક શ્રાવક આપની પાસે દીક્ષા લેવા સમર્થ છે ?

હે ગૌતમ ! મંડુક શ્રાવક દીક્ષા લેવામાં સમર્થ નથી. તે બહુ વર્ષો સુધી શ્રાવકપણું પાળીને પહેલા દેવલોકમાં અરુણાભ વિમાનમાં દેવ થશે. ત્યાંથી તે ચ્યવીને મહાવિદેહ ક્ષેત્રમાં જન્મ લઇને સિદ્ધ બુદ્ધ મુક્ત થશે.



## પુણ્ય ખપાવવા અંગે

**ગૌતમ :** હે ભગવન્! મહાઋદ્ધિવાળા અર્થાત્ મહાસુખવાળા દેવ લવણસમુદ્રની ચારે તરફ ફરી ફરી શીઘ્ર આવવામાં સમર્થ છે?

**મહાવીર :** હા. ગૌતમ! સમર્થ છે. એ રીતે ઘાતકી ખંડદ્વીપ અર્થાત્ રુચકવરદ્વીપ સુધી ચારે તરફ ફરીને શીઘ્ર આવવામાં સમર્થ છે. એનાથી આગળ દ્વીપ સમુદ્રો સુધી જવામાં સમર્થ છે, પરંતુ એની ચારે બાજુ ફરતા નથી. (પ્રયોજન નહિ હોવાથી ચારે તરફ ફરતા નથી એમ સંભવ છે.)

**ગૌતમ :** હે ભગવન્! એવા દેવ છે. કે જે અનંત શુભ પ્રકૃતિરૂપ કર્મોને જઘન્ય એકસો વર્ષમાં, બસો વર્ષમાં, ત્રણસો વર્ષમાં યાવત ઉત્કૃષ્ટ પાંચ લાખ વર્ષોમાં ખપાવે?

**મહાવીર :** હે ગૌતમ! એવા દેવ છે.

**ગૌતમ :** હે ભગવન્! એવા કોણ દેવ છે?

**મહાવીર :** હે ગૌતમ! વાણવ્યંતર દેવ હસી કુતૂહલ કરી અનંત શુભ પ્રકૃતિરૂપ કર્મોને એકસો વર્ષમાં ખપાવે છે. એટલાં કર્મોને અસુરેન્દ્ર સિવાય ભવનપતિ દેવ બસો વર્ષમાં ખપાવે છે, અસુરકુમાર ત્રણસો વર્ષમાં ખપાવે છે; ગ્રહ–નક્ષત્ર–તારા ચારસો વર્ષમાં ચંદ્ર–સૂર્ય પાંચસો વર્ષમાં ખપાવે છે; પહેલા બીજા દેવલોકના દેવ બે હજાર વર્ષોમાં ખપાવે છે; પાંચમા છઠ્ઠા દેવલોકના દેવ ત્રણ હજાર વર્ષોમાં ખપાવે છે; સાતમા આઠમા દેવલોકના દેવ ચાર હજાર વર્ષોમાં ખપાવે છે. નવમા, દશમા, અગિયારમા અને બારમા દેવલોકના દેવ પાંચ હજાર વર્ષોમાં ખપાવે છે. નવગ્રૈવેયકના પહેલી ત્રિકના દેવ એક લાખ વર્ષમાં ખપાવે છે. નવગ્રૈવેયકના બીજી ત્રિકના દેવ બે લાખ વર્ષોમાં ખપાવે છે. નવ ગ્રૈવેયકના ત્રીજી ત્રિકના દેવ ત્રણ લાખ વર્ષોમાં ખપાવે છે. ચાર અનુત્તર વિમાનોના દેવ ચાર લાખ વર્ષોમાં ખપાવે છે. સર્વાર્થસિદ્ધના દેવ પાંચ લાખ વર્ષોમાં ખપાવે છે.



# પરમાણુ વિચાર

## શ્રી ભગવતી સૂત્ર શ. ૧૮. ઉ. ૮નો અધિકાર

**ગૌતમ :** હે ભગવન્! છદ્મસ્થ મનુષ્ય પરમાણુ પુદ્ગલને જાણે દેખે છે અથવા નથી જાણતા, નથી દેખતા ?

**મહાવીર :** હે ગૌતમ ! કોઈ જાણે છે, પરંતુ દેખતા નથી. કોઈ જાણતા પણ નથી અને દેખતા પણ નથી.

એ રીતે બે પ્રદેશી સ્કંધ યાવત્ અસંખ્યાત પ્રદેશી સ્કંધ સુધી કહી દેવું જોઈએ.

**ગૌતમ :** હે ભગવન્! શું છદ્મસ્થ મનુષ્ય અનંત પ્રદેશી સ્કંધને જાણે દેખે છે અથવા જાણત નથી દેખતા નથી ?

**મહાવીર :** હે ગૌતમ ! કોઈ જાણે છે દેખે છે. કોઈ જાણે છે પરંતુ દેખતા નથી કોઈ જાણતા નથી પરંતુ દેખે છે, કોઈ જાણતા પણ નથી દેખતા પણ નથી.

જે રીતે છદ્મસ્થનું કહ્યું તે રીતે અવધિજ્ઞાનીનું પણ કહી દેવું.

**ગૌતમ :** હે ભગવન્! પરમાવધિજ્ઞાની મનુષ્ય પરમાણુ પુદ્ગલને યાવત્ અનંત પ્રદેશી સ્કંધને જે સમય જાણે છે તે સમય દેખે છે, અને જે સમય દેખે છે તે સમય જાણે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! એવી વાત નથી.

**ગૌતમ :** હે ભગવન્! એનું શું કારણ ?

**મહાવીર :** હે ગૌતમ ! પરમાવધિજ્ઞાનીનું જ્ઞાન વિશેષ ગ્રાહક હોય છે. અને દર્શન સામાન્ય-ગ્રાહક હોય છે. એટલા માટે એમ કહેલ છે કે પરમાવધિજ્ઞાની જે સમય જાણે છે તે સમય દેખતા નથી અને જે સમય દેખે છે તે સમય જાણતા નથી.

જે રીતે પરમાવધિજ્ઞાનીનુ કહ્યું એ રીતે કેવળજ્ઞાનીનું પણ કહેવું.



## 'ભવી દ્રવ્ય' અંગે

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૮. ઉ. ૯-નો અધિકાર

**ગૌતમ :** હે ભગવન્! ▱ ભવ્યદ્રવ્ય નૈરયિક ભવ્યદ્રવ્ય નૈરયિક છે?

**મહાવીર :** હા. ગૌતમ! છે.

**ગૌતમ :** હે ભગવન્! એનું શું કારણ છે?

**મહાવીર :** હે ગૌતમ! જે કોઈ તિર્યંચ પંચેંદ્રિય કે મનુષ્યમાં રહેલા જીવ નરકમાં ઉત્પન્ન હોવા યોગ્ય છે તે ભવ્યદ્રવ્ય નૈરયિક કહેવાય છે.

એ રીતે ભવનપતિ, વાણુવ્યંતર જ્યોતિષી અને વૈમાનિક સુધી ૧૩ દંડક કહેવા.

**ગૌતમ :** હે ભગવન્! ભવ્યદ્રવ્ય પૃથ્વીકાયિક ભવ્યદ્રવ્ય પૃથ્વીકાયિક કહેવાય છે?

**મહાવીર :** હા. ગૌતમ! કહેવાય છે.

**ગૌતમ :** હે ભગવન્! એનું શું કારણ?

---

▱ ભૂતકાળની પર્યાયના અથવા ભવિષ્યકાળની પર્યાયના જે કારણ છે તે દ્રવ્ય કહેવાય છે. એ માટે ભાવિ નરક પર્યાયના કારણે તિર્યંચ પંચેંદ્રિય અથવા મનુષ્ય ભવ્યદ્રવ્ય નૈરયિક કહેવાય છે. તેના ત્રણ ભેદ છે:– એકભવિક, બધ્ધાયુષ્ક અને અભિમુખ નામગોત્ર.

1. એમા જે એક વિવક્ષિત અમુક ભવની પછી તુરત બાદર અપર્યાપ્ત તેજસ્કામિકરૂપમાં ઉત્પન્ન થશે તે એકભવિક છે.
2. પૂર્વભવના આયુના ત્રીજાભાગ આદિ શેષ હોય તે સમય જેઓ બાદર અપર્યાપ્ત તેજસ્કાયિકનું બાંધે છે તે બધ્ધાયુષ્ક છે.
3. જે પૂર્વભવનો ત્યાગ કર્યા બાદ બાદર અપર્યાપ્ત તેજસ્કાયિકનું આયુષ્ય. નામ અને ગોત્ર સાક્ષાત અનુભવે છે તે અભિમુખ નામ ગોત્ર કહેવામ છે.

**મહાવીર :** હે ગૌતમ ! જે કોઈ તિર્યંચ, મનુષ્ય કે દેવભવમાં રહેલ જીવ પૃથ્વીકાયમાં ઉત્પન્ન હોવાને યોગ્ય છે એને ભવ્યદ્રવ્ય પૃથ્વીકાયિક કહે છે એ રીતે અપકાય અને વનસ્પતિકાયનું કહેવું. જો કોઈ તિર્યંચ અથવા મનુષ્યભવમાં રહેલ જીવ અગ્નિકાય, વાયુકાય અને ત્રણ-વિકલેંદ્રિયમાં ઉત્પન્ન થવાને યોગ્ય હોય તેને ભવ્યદ્રવ્ય અગ્નિકાયિક આદિ કહેવા

જો કોઈ નૈરયિક, તિર્યંચ, મનુષ્ય, દેવ કે તિર્યંચ પંચેંદ્રિયમાં રહેલ જીવ તિર્યંચ પંચેંદ્રિય યોનિમાં ઉત્પન્ન થવા યોગ્ય હોય તેને ભવ્યદ્રવ્ય પંચેદ્રિય તિર્યંચ યોનિક કહેવા જોઈએ.

એ રીતે મનુષ્ય પણ કહી દેવા.

**ગૌતમ :** ભગવન્ ! ભવ્યદ્રવ્ય નૈરયિકની સ્થિતિ કેટલી ?

**મહાવીર :** હે ગૌતમ ! જઘન્ય □ અંતર્મુહૂર્તની, ઉત્કૃષ્ટ ક્રોડ પૂર્વ વર્ષની. છે.

**ગૌતમ :** હે ભગવન્ ! ભવ્ય દ્રવ્ય અસુરકુમારની સ્થિતિ કેટલી છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જઘન્ય @ અંતર્મુહૂર્તની અને ઉત્કૃષ્ટ ત્રણ પલ્યોપમની છે.

એ રીતે સ્તનિતકુમાર સુધી કહી દેવી.

એ રીતે વાણવ્યંતર જ્યોતિષી અને વૈમાનિકોની પણ કહી દેવી.

---

□ જે કોઈ સંજ્ઞી કે અસંજ્ઞી અંતર્મુહૂર્તની આયુષ્યવાળા જીવ મરીને નરકગતિમાં જવાવાળા છે, એની અપેક્ષાએ ભવ્ય દ્રવ્ય નૈરયિકની જઘન્ય સ્થિતિ અંતર્મુહૂર્તની કહી છે, અને ઉત્કૃષ્ટ ક્રોડપૂર્વની આયુષ્યવાળા જીવ મરીને નરકગતિમાં જાય એની અપેક્ષાએ ઉત્કૃષ્ટ સ્થિતિ ક્રોડપૂર્વ વર્ષની કહી છે.

@ જઘન્ય અંતર્મુહૂર્તની આયુષ્યવાળા મનુષ્ય અથવા તિર્યંચપંચેદ્રિયની અપેક્ષાએ ભવ્ય દ્રવ્ય અસુરકુમારાદિની જઘન્ય સ્થિતિ જાણવી અને દેવકુરુ આદિને યુગલિયા મનુષ્યની અપેક્ષાએ ત્રણ પલ્યોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ જાણવી.

**ગૌતમ** : હે ભગવન્! ભવ્યદ્રવ્ય પૃથ્વીકાયિકની સ્થિતિ કેટલી છે!

**મહાવીર** : હે ગૌતમ! જઘન્ય અંતર્મુહૂર્તની, ઉત્કૃષ્ટ ≈ બે સાગર ઝાઝેરી.

એ રીતે અપકાયિક અને વનસ્પતિકાયિકનું પણ કહેવું. ભવ્ય દ્રવ્ય અગ્નિકાયિક વાયુકાયિક અને ત્રણ વિકલેંદ્રિયોની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્તની ઉત્કૃષ્ટ ક્રોડ પૂર્વની છે. ભવ્યદ્રવ્ય તિર્યંચ પંચેંદ્રિયની અને મનુષ્યની જઘન્ય સ્થિતિ અંતર્મુહૂર્તની અને ઉત્કૃષ્ટ તેત્રીસ સાગરોપમની છે.

---

## સ્પર્શના

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૮ ઉ. ૧૦ નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્! ભાવિતાત્મા અણગાર વૈક્રિય લબ્ધિથી તલવારની ધાર પર કે અસ્ત્રાની ધાર પર રહી શકે છે?

**મહાવીર** : હા. ગૌતમ! રહી શકે છે.

**ગૌતમ** : હે ભગવન્! તે ત્યાં છેદભેદને પ્રાપ્ત કરે છે?

**મહાવીર** : હે ગૌતમ! તે ત્યાં છેદભેદને પ્રાપ્ત નથી હોતા.

**ગૌતમ** : હે ભગવન્! ભવિતાત્મા અણુગાર વૈક્રિય લબ્ધિથી અગ્નિશિખાસાંથી નીકળી શકે છે?

---

≈ ભવ્યદ્રવ્ય પૃથ્વીકાયિકની ઉત્કૃષ્ટ સ્થિતિ ઈશાન દેવલોકની અપેક્ષાએ બે સાગરોપમની ઝાઝેરી છે.

ભવ્યદ્રવ્ય અગ્નિકાયિક અને વાયુકાયિકની જઘન્ય અંતર્મુહૂર્તની અને ઉત્કૃષ્ટ ક્રોડપૂર્વ વર્ષની છે. કેમકે દેવ અને યુગલિયા મનુષ્ય અગ્નિકાય અને વાયુકાયમાં ઉત્પન્ન નથી થતા.

ભવ્યદ્રવ્ય પંચેંદ્રિય તિર્યંચની તેત્રીસ સાગરોપમની સ્થિતિ સાતમી નરકમાં ઉત્પન્ન થવાવાળાની અપેક્ષાએ સમજવી.

**મહાવીર** : હા. ગૌતમ ! અગ્નિશિખામાંથી નીકળી શકે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! તે અગ્નિશિખામાંથી નીકળે છે તો શું દાઝે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! તે બળતા નથી.

**ગૌતમ** : હે ભગવન્ ! શું ભવિતાત્મા અણગાર પુષ્કર સંવર્ત મેઘ વચમાંથી નીકળી શકે છે ?

**મહાવીર** : હા. ગૌતમ ! તે નીકળી શકે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! પુષ્કર સંવર્ત મેઘ વચમાંથી તે નીકળે છે ત્યારે તે ભીંજાઇ જાય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! તે ભીંજાતા નથી ?

**ગૌતમ** : હે ભગવન્ ! ભાવિતાત્મા અણુગાર ગંગા-સિંધુ મહાન નદીઓના ઊલટા પ્રવાહમાં થઇને નીકળી શકે છે ?

**મહાવીર** : હા. ગૌતમ ! તે નીકળી શકે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! ગંગા સિંધુ મહાનદીના ઊલ્ટા પ્રવાહમાંથી નીકળતી વખતે તે સ્ખલિત થાય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! તે સ્ખલિત નથી થતા.

**ગૌતમ** : હે ભગવન્ ! ભવિતાત્મા અણુગાર પાણીના ભંવરમાં કે ઉદકબિંદુમાં પ્રવેશ કરી શકે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! તે પ્રવેશ કરી શકે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! ભાવિતાત્મા અણુગાર ઉદકાવર્ત અને ઉદકબિંદુમાં પ્રવેશ કરતી વખતે પાણીના શસ્ત્રને પ્રાપ્ત થાય છે, કે ભીંજાય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! નહિ. ત્યાં શસ્ત્રનું સંક્રમણ નથી હોતું.

**ગૌતમ :** હે ભગવન્ ! પરમાણુ પુદ્ગલ વાયુકાયથી સ્પર્શ પામે છે અથવા પરમાણુ પુદ્ગલથી વાયુકાય સ્પર્શ થાય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! પરમાણુ પુદ્ગલ વાયુકાયથી સ્પર્શ થાય છે. પરંતુ વાયુકાય પરમાણુ પુદ્ગલથી સ્પર્શી નથી થતા. એ રીતે બે પ્રદેશી સ્કંધ યાવત્ અસંખ્યાત પ્રદેશી સ્કંધ કહેવા. અનંત પ્રદેશી સ્કંધ કદાચ સ્પર્શિત હોય છે અને કદાચ સ્પર્શિત નથી થતા.

**ગૌતમ :** હે ભગવન્ ! શું દીવડી વાયુકાયથી સ્પર્શિત થાય છે અથવા વાયુકાય દીવડીથી સ્પર્શિત થાય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! દીવડી વાયુકાયથી સ્પર્શિત થાય છે, પરંતુ દીવડીથી વાયુકાય સ્પર્શિત થતી નથી.

**ગૌતમ :** હે ભગવન્ ! રત્નપ્રભા પૃથ્વીની નીચે વર્ણાદિ ૨૦ બોલ અન્યોન્ય બદ્ધ અન્યોન્ય સ્પૃષ્ટ યાવત્ અન્યોન્ય સંબદ્ધ છે ?

**મહાવીર :** હા. ગૌતમ ! છે. એ રીતે શેષ ૬ નરક, ૧૨ દેવલોક, નવ ગ્રૈવેયક, પાંચ અનુત્તર વિમાન અને ઇષત્પ્રાગ્ભારા સિદ્ધશિલા એમ ૩૩ સ્થાનોને નીચે પણ વર્ણાદિ ૨૦ બોલ અન્યોન્ય બદ્ધ સ્પૃષ્ટ યાવત્ સંબદ્ધ છે.

## સોમિલ બ્રાહ્મણના પ્રશ્નો

તે વખતે વાણિજ્યગ્રામ નગરમાં દૂતીપલાશ નામનું ઉદ્યાન હતું. તે નગરમાં સોમિલ નામે ધનિક તેમ જ ઋગ્વેદાદિ બ્રાહ્મણશાસ્ત્રોમાં કુશળ બ્રાહ્મણ રહેતો. એક વખત ભગવાન મહાવીર તે નગરમાં આવ્યા. ત્યારે સોમિલને વિચાર આવ્યો કે હું તેમને આવા પ્રકારના અર્થો તથા ઉત્તરો પૂછું. જો તેઓ મને તે અર્થો અને ઉત્તરો યથાર્થ રીતે કહેશે તો તેમને વંદન કરીશ; પરંતુ નહિ કહે તો તેમને નિરુત્તર કરીશ. એમ વિચારી તે ભગવાન મહાવીર પાસે આવ્યો અને થોડે દૂર બેસી તેણે આ પ્રમાણે કહ્યું:–

**પ્રશ્ન :** હે ભગવન્! તમને યાત્રા (સારી રીતે સંયમનો નિર્વાહ કરવો તે) યાપનીય (સુખરૂપ સમય વિતાવવો તે), અવ્યાબાધ અને પ્રાસુક (નિર્જીવ, નિર્દોષ) વિહાર છે ?

**ઉત્તર:** હે સોમિલ! મને તે બધું છે.

**પ્રશ્ન :** હે ભગવન્! તમને યાત્રા શું છે ?

**ઉત્તર :** હે સોમિલ! તપ, નિયમ, સંયમ, સ્વાધ્યાય અને ધ્યાનાદિમાં જે મારી પ્રવૃત્તિ છે, તે મારી યાત્રા છે.

**પ્રશ્ન :** હે ભગવન્! તમને યાપનીય શું છે?

**ઉત્તર:** હે સોમિલ! યાપનિય બે પ્રકારનું છે. ઇંદ્રિયયાપનિય અને નોઇંદ્રિયયાપનિય શ્રોત્રાદિ પાંચઇંદ્રિયો મને આધીન વર્તે છે, એ મારે ઇંદ્રિયયાપનીય છે. અને મારાં ક્રોધ, માન, માયા અને લોભ એ ચારે કષાયો વ્યુચ્છિન્ન થયેલા છે અને ઉદયમાં આવતા નથી, એ મારે નોઇંદ્રિયયાપનીય છે.

**પ્રશ્ન :** હે ભગવન્! તમને અવ્યાબાધ શું છે?

**ઉત્તર :** હે સોમિલ! મારાં વાત, પિત્ત, કફ અને સંનિપાતજન્ય અનેક પ્રકારના શરીર સંબંધી દોષો ઉપશાંત થયા છે અને ઉદયમાં આવતા નથી, એ મને અવ્યાબાધ છે.

**પ્રશ્ન :** હે ભગવન્! તમારે પ્રાસુક વિહાર શું છે?

**ઉત્તર :** હે સોમિલ! આરામો, ઉદ્યાનો, દેવકુલો, સભાઓ પરબો તથા સ્ત્રી–પશુ–નપુંસક રહિત વસ્તિઓમાં નિર્દોષ અને સ્વીકારવા યોગ્ય પીઠ (સૂવાનું પાટિયું) ફલક (પીઠ પાછળ ઓઠિંગણ રાખવાનું પાટિયું), શય્યા અને પથારીને પ્રાપ્ત કરી હું વિહરું છું, તે મારો પ્રાસુક વિહાર છે.

**પ્રશ્ન :** હે ભગવન્! સરિસવા આપને ભક્ષ્ય છે કે અભક્ષ્ય ?

**ઉત્તર :** હે સોમિલ! તારાં બ્રાહ્મણનાં શાસ્ત્રોમાં સરિસવા શબ્દના બે અર્થ કહ્યા છે: ૧ સદૃશવયા :– એટલે કે મિત્ર અને, ૨. સર્ષપઃ એટલે સરસવ. તેમાં જે મિત્રસરિસવ છે, તે ત્રણ પ્રકારના છે: સાથે

જન્મેલા, સાથે ઉછરેલા અને સાથે ધૂળમાં રમેલા. તે ત્રણે શ્રમણ–નિર્ગ્રંથને અભક્ષ્ય છે; પરંતુ ધાન્ય સરિસવ બે પ્રકારના છે. શસ્ત્રાદિથી નિર્જીવ થયેલા (શસ્ત્રપરિણત). અને શસ્ત્રાદિથી નિર્જીવ ન થયેલા (અશસ્ત્ર પરિણત) તેમાં અશસ્ત્રપરિણત તો નિર્ગ્રંથને અભક્ષ્ય છે. શસ્ત્રપરિણતના પાછા બે પ્રકાર છે : એષણીય (ઇચ્છવા લાયક, નિર્દોષ) અને (નોઇચ્છવા લાયક, સદોષ). તેમાં અનેષણીય તો નિર્ગ્રંથને અભક્ષ્ય છે. જે એષણીય છે તે બે પ્રકારના છેઃ યાચિત (માગેલા) અને અયાચિત (ન માગેલા). તેમાં જે અયાચિત છે, તે તો શ્રમણને અભક્ષ્ય છે અને યાચિત બે પ્રકારના છેઃ મળેલા અને નહિ મળેલા. તેમાં જે નહિ મળેલા છે, તે નિર્ગ્રંથને અભક્ષ્ય છે. અને મળેલા ભક્ષ્ય છે.

**પ્રશ્ન** : હે ભગવન્ ! માસ તમારે ભક્ષ્ય છે કે અભક્ષ્ય ?

**ઉત્તર** : હે સોમિલ ! માસ એટલે મહિના, તો અભક્ષ્ય છે, તેમ જ માષ એટલે સોનું–રૂપું તોળવાનું માપ, તે પણ અભક્ષ્ય છે; પરંતુ માસ એટલે અડદ જો શસ્રાદિ પરિણત, યાચિત, વગેરે હોય તો ભક્ષ્ય છે.

**પ્રશ્ન** : હે ભગવન્ ! આપને કુલત્થા ભક્ષ્ય છે કે અભક્ષ્ય ?

**ઉત્તર** : હે સોમિલ ! કુલીન સ્ત્રી એ અર્થમાં કુલત્થા અમારે અભક્ષ્ય છે; પણ કળથી એ અર્થમાં કુલત્થા અમારે શસ્ત્રાદિપરિણતાદિ હોય તો ભક્ષ્ય છે.

**પ્રશ્ન** : હે ભગવન્ ! આપ એક છો, બે છો, અક્ષય છો, અવ્યય છો, અવસ્થિત છો, કે અનેક ભૂત–વર્તમાન–ભાવિ પરિણામને યોગ્ય છો ?

**ઉત્તર** : હે સોમિલ ! હું એક પણ છું; અને તેં કહ્યું તે બધું ભૂત–વર્તમાન–ભાવિ પરિણામોને યોગ્ય (સુધી પણ) છું. દ્રવ્યરૂપે હું એક છું; અને જ્ઞાનરૂપે તથા દર્શનરૂપે બે છું; પ્રદેશ (આત્મપ્રદેશ) રૂપે હું અક્ષય છું, અવ્યય છું અને અવસ્થિત પણ છું; તથા ઉપયોગની દૃષ્ટિએ હું અનેક ભૂત–વર્તમાન–ભાવિ પરિણામને યોગ્ય છું.

અહીં સોમિલ બ્રાહ્મણ પ્રતિબોધ પામ્યો અને પ્રવ્રજ્યા લેવાની પોતાની અશક્તિ હોવાથી બાર પ્રકારનો શ્રાવક ધર્મ અંગીકાર કરી વિહરવા લાગ્યા. બાકીનું બધું શંખ શ્રાવકની જેમ જાણવું.



## બાર દ્વાર

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૯. ઉ. ૩ નો અધિકાર

બાર દ્વારોનાં નામ આ પ્રકારે છે : (૧) સ્યાદ્દ્વાર (૨) લેશ્યા દ્વાર (૩) દૃષ્ટિ દ્વાર (૪) જ્ઞાન દ્વાર (૫) યોગ દ્વાર (૬) ઉપયોગ દ્વાર (૭) કિમાહાર દ્વાર (૮) પ્રાણાતિપાતાદિ દ્વાર (૯) ઉત્પાદ દ્વાર (૧૦) સ્થિતિ દ્વાર (૧૧) સમુદ્ઘાત દ્વાર (૧૨) ઉદ્વર્તના દ્વાર.

**૧. સ્યાદ્દ્વાર :**

**ગૌતમ :** હે ભગવન્ ! શું બે, ત્રણ, ચાર, પાંચ પૃથ્વીકાયિક જીવ એકઠા થઈને એક સાધારણ શરીર બાંધે છે, બાંધીને આહાર કરે છે, પછી પરિણમાવે છે, અને તે પછી શરીરનો બંધ કરે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! એમ કરતા નથી. કેમકે પૃથ્વીકાયિક જીવ અલગ અલગ આહાર કરવાવાળા છે, અને અલગ અલગ પરિણમનવાળા છે. એટલા માટે તે અલગ અલગ શરીર બાંધે છે, પછી આહાર કરે છે, પરિણમાવે છે અને પોતપોતાનું શરીર બાંધે છે □.

□ શું કદાચ અનેક પૃથ્વીકાયિક ભેગા થઈ સાધારણ શરીર બાંધે છે, એ પછી વિશેષ આહાર કરે છે, પરિણમાવે છે અને પછી શરીરનો વિશેષ બંધ કરે છે ? આ પ્રશ્ન છે. એનો આશય એ છે કે, સામાન્ય રૂપમાં સર્વ સંસારી જીવોને પ્રતિસમય નિરંતર પુદ્ગલ ગ્રહણ કરે છે. એ માટે પ્રથમ સામાન્ય શરીર બંધ સમયે પણ આહાર તો ચાલુ છે. તો પણ પહેલાં શરીર બાધવાનો અને પછી આહાર કરવાનો પ્રશ્ન કહેલ છે તે વિશેષ આહારની અપેક્ષાએ જાણવો. જીવ ઉત્પત્તિ સમયમા પ્રથમ ઓજ આહાર કરે છે પછી શરીરસ્પર્શ દ્વારા લોમ આહાર કરે છે. તેને પરિણમાવે છે અને એ પછીથી વિશેષ શરીરબંધ કરે છે એમ પ્રશ્ન છે.

૨. લેશ્યાદ્વાર :

ગૌતમ : હે ભગવન્ ! પૃથ્વીકાયિક જીવોમાં કેટલી લેશ્યાઓ હોય છે ?

મહાવીર : હે ગૌતમ ! ચાર લેશ્યાઓ હોય છે–કૃષ્ણ, નીલ, કાપોત અને તેજોલેશ્યા.

૩. દૃષ્ટિદ્વાર :–

ગૌતમ : હે ભગવન્ ! પૃથ્વીકાયિક જીવ સમ્યગ્દૃષ્ટિ છે કે મિથ્યાદૃષ્ટિ છે કે સમ્યગ્મિથ્યાદૃષ્ટિ (મિશ્રદૃષ્ટિ) છે ?

મહાવીર : હે ગૌતમ ! પૃથ્વીકાયિક જીવ સમ્યગ્દૃષ્ટિ નથી, મિશ્રદૃષ્ટિ નથી, પરંતુ મિથ્યાદૃષ્ટિ છે.

૪. જ્ઞાનદ્વાર :–

ગૌતમ : હે ભગવન્ ! પૃથ્વીકાયિક જીવ જ્ઞાની છે કે અજ્ઞાની ?

મહાવીર : હે ગૌતમ ! જ્ઞાની નથી, અજ્ઞાની છે. એને અવશ્ય બે અજ્ઞાન હોય છે–મતિઅજ્ઞાન અને શ્રુતઅજ્ઞાન.

૫. યોગદ્વાર :–

ગૌતમ : હે ભગવન્ ! પૃથ્વીકાયિક જીવો મનયોગી, વચનયોગી કે કાયયોગી છે ?

મહાવીર : હે ગૌતમ ! પૃથ્વીકાયિક જીવો મનયોગી નથી. વચનયોગી નથી, કાયયોગી છે.

૬ ઉપયોગદ્વાર :–

ગૌતમ : હે ભગવન્ ! પૃથ્વીકાયિક જીવ જ્ઞાનઉપયોગી છે કે દર્શન ઉપયોગી છે ?

---

એના ઉત્તરમાં કહેલ છે કે પૃથ્વિકાયિક જીવ અલગ અલગ આહાર કરે છે અને અલગ અલગ પરિણમાવે છે, એ માટે તે અલગ અલગ શરીર બાંધે છે, સાધારણ શરીર બાંધતા નથી એ પછી તે વિશેષ આહાર વિશેષ પરિણામ અને વિશેષ શરીરબંધ કરે છે.

**મહાવીર** : હે ગૌતમ ! પૃથ્વીકાયિક જીવો જ્ઞાનઉપયોગી પણ છે અને દર્શન ઉપયોગી પણ છે.

**૭. કિંઆહારદ્વાર :–**

**ગૌતમ** : હે ભગવન્ ! પૃથ્વીકાયિક જીવો કેવો આહાર કરે છે?

**મહાવીર** : હે ગૌતમ ! દ્રવ્યથી અનંતપ્રદેશી પુદ્ગલોનો આહાર કરે છે, ક્ષેત્રથી અસંખ્યાત આકાશ પ્રદેશોમાં રહેલા પુદ્ગલોનો આહાર કરે છે. કાળથી જઘન્ય, મધ્યમ કે ઉત્કૃષ્ટ સ્થિતિવાળા પુદ્ગલોનો આહાર કરે છે; અને ભાવથી વર્ણ, ગંધ, રસ, સ્પર્શવાળા પુદ્ગલસ્કંધોનો આહાર કરે છે. વ્યાઘાત અપેક્ષાએ કદાચ ત્રણ દિશાનો, કદાચ ચાર દિશાનો અને કદાચ પાંચ દિશાનો આહાર લે છે. નિર્વ્યાઘાત અપેક્ષાએ અવશ્ય છ દિશાનો આહાર લે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! પૃથ્વીકાયિક જીવ જે આહાર કરે છે, એનો સંગ્રહ થાય છે? સંગ્રહ થયેલ આહારનો અસાર ભાગ બહાર નીકળે છે અને સારભાગ ઇંદ્રિયપણે પરિણમે છે?

**મહાવીર** : હા. ગૌતમ ! સંગ્રહ કરે છે યાવત્ સારભાગ ઇંદ્રિયપણે પરિણમે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! એ જીવોને "હું આહાર કરું છું" એ રીતે સંજ્ઞા, પ્રજ્ઞા, મન અને વચન હોય છે?

**મહાવીર** : હે ગૌતમ ! એ જીવોને એ રીતની સંજ્ઞા, પ્રજ્ઞા, મન, વચન હોતાં નથી, તો પણ આહાર તો કરે જ છે.

**ગૌતમ** : હે ભગવન્ ! એ જીવોને અમે ઇષ્ટ કે અનિષ્ટ સ્પર્શનો અનુભવ કરીએ છીએ, એવી સંજ્ઞા, પ્રજ્ઞા, મન, વચન હોય છે?

**મહાવીર** : હે ગૌતમ ! સંજ્ઞા, પ્રજ્ઞા, મન, વચન હોતા નથી તો પણ અનુભવ તો કરે જ છે.

**૮. પ્રાણાતિપાતાદિદ્વાર :–**

**ગૌતમ** : હે ભગવન્ ! પૃથ્વીકાયિક જીવ પ્રાણાતિપાત, મૃષાવાદ, યાવત્ મિથ્યાદર્શન શલ્ય એ અઢાર પાપસ્થાનોમાં રહેલ છે?

**મહાવીર :** હા. ગૌતમ! પ્રાણાતિપાત, મૃષાવાદ○ યાવત્ મિથ્યાદર્શન એ અઢાર પાપસ્થાનોમાં રહેલ છે.

**૯. ઉત્પાદદ્વાર :–**

**ગૌતમ :** હે ભગવન્! પૃથ્વીકાયિક જીવ ક્યાંથી આવીને ઉત્પન્ન થાય છે?

**મહાવીર :** હે ગૌતમ! તિર્યંચ, મનુષ્ય અને દેવોમાંથી આવીને ઉત્પન્ન થાય છે.

**૧૦. સ્થિતિદ્વાર :–**

**ગૌતમ :** હે ભગવન્! પૃથ્વીકાયિક જીવોની સ્થિતિ કેટલી છે?

**મહાવીર :** હે ગૌતમ! જઘન્ય અંતર્મુહૂર્તની, ઉત્કૃષ્ટ ૨૨ હજાર વર્ષની છે.

**૧૧. સમુદ્‌ઘાત દ્વાર :–**

**ગૌતમ :** હે ભગવન્! પૃથ્વીકાયિક જીવોમાં કેટલી સમુદ્‌ઘાત હોય?

**મહાવીર :** હે ગૌતમ! ત્રણ સમુદ્‌ઘાત હોય છે: વેદના સમુદ્‌ઘાત, કષાય સમુદ્‌ઘાત અને મારણાંતિક સમુદ્‌ઘાત.

**ગૌતમ :** હે ભગવન્! પૃથ્વીકાયિક જીવ મારણાંતિક સમુદ્‌ઘાત કરીને મરે છે કે મારણાંતિક સમુદ્‌ઘાત કર્યા વિના મરે છે?

**મહાવીર :** હે ગૌતમ! મારણાંતિક સમુદ્‌ઘાત કરીને પણ મરે છે અને સમુદ્‌ઘાત કર્યા વિના પણ મરે છે.

**૧૨. ઉદ્વર્તનાદ્વાર :–**

**ગૌતમ :** હે ભગવન્! પૃથ્વીકાયિક જીવ મરીને ક્યાં જાય છે?

**મહાવીર :** હે ગૌતમ! તિર્યંચ અને મનુષ્ય એ બે ગતિમાં જાય છે.

---

○ પૃથ્વીકાયિક જીવોમા વચન આદિનો અભાવ છે તો પણ મૃષાવાદ આદિની અવિરતિના કારણે મૃષાવાદ આદિમાં રહેલ છે એમ જાણવું.

જે રીતે પૃથ્વીકાય માટે કહ્યું એ રીતે અપકાય માટે કહેવું. પરંતુ એટલી વિશેષતા છે અપકાયની ઉત્કૃષ્ટ સ્થિતિ સાત હજાર વર્ષની છે

જે રીતે પૃથ્વીકાયનું કહ્યું એ રીતે અગ્નિકાય માટે પણ કહેવું. પરંતુ એટલી વિશેષતા છે કે, અગ્નિકાયના જીવ તિર્યંચ અને મનુષ્યમાંથી આવીને ઉત્પન્ન થાય છે. સ્થિતિ ત્રણ અહોરાત્રિની છે. અગ્નિકાયથી નીકળીને તિર્યંચમાં ઉત્પન્ન થાય છે. એની ત્રણ લેશ્યા છે.

જે રીતે અગ્નિકાયની કહી તે રીતે વાયુકાયની કહેવી. પરંતુ એટલી વિશેષતા છે કે વાયુકાયની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રણ હજાર વર્ષની છે. સમુદ્ઘાત ચાર હોય છે

જે રીતે પૃથ્વીકાય માટે કહ્યું તે રીતે વનસ્પતિકાય માટે કહેવું. પરંતુ એટલી વિશેષતા છે કે, અનંત વનસ્પતિકાયિક જીવ એકઠા થઈને એક સાધારણ શરીર બાંધે છે. વનસ્પતિકાયની ઉત્કૃષ્ટ સ્થિતિ દસ હજાર વર્ષની હોય છે. એનો આહાર અવશ્ય છ @ દિશાનો હોય છે.

**ગૌતમ :** હે ભગવન્ ! બેઇંદ્રિય જીવ બે-ત્રણ-ચાર-પાંચ એકઠા થઈને સાધારણ શરીર બાંધે છે ? એ પછી આહાર કરે છે ? એને પરિણમે છે ? અને પછી વિશિષ્ટ શરીર બાંધે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! એવી વાત નથી. કેમકે બેઇંદ્રિયજીવ અલગ અલગ આહાર કરવાવાળા અને એના ભિન્ન ભિન્ન રૂપથી પરિણમવાવાળા હોય છે એટલે તે અલગ અલગ શરીર બાંધે છે અને અલગ અલગ આહાર કરે છે. અલગ અલગ રૂપથી પરિણમે છે અને પછી વિશિષ્ટ શરીર બાંધે છે.

---

@ વનસ્પતિકાયનો આહાર અવશ્ય છ દિશાનો હોય છે, એવું જે કહેલ છે એનો આશય સમજમાં નથી આવતો કેમકે લોકાંતમાં રહેલ વનસ્પતિકાયને ત્રણ, ચાર અથવા પાંચ દિશાનો આહારનો સંભવ છે. પરંતુ બાદર, નિગોદ (બાદર સાધારણ વનસ્પતિ કાય) અપેક્ષાએ જો આ સૂત્ર હોય તો અવશ્ય છ દિશાનો આહાર ઘટિત થઈ શકે. કેમકે તે લોકના મધ્ય ભાગમાં રહેલા હોવાના કારણે એને અવશ્ય છ દિશાનો આહાર હોય છે.

ત્રણ વિકલેંદ્રિયમાં ત્રણ લેશ્યા લાભે છે અને પંચેંદ્રિયમાં છ લેશ્યા લાભે છે.

ત્રણ વિકલેંદ્રિયમાં બે દૃષ્ટિ લાભે છે: સમદૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિ.

પંચેંદ્રિયમાં ત્રણ દૃષ્ટિ લાભે છે; સમદૃષ્ટિ, મિશ્રદૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિ.

વિકલેંદ્રિયમાં બે જ્ઞાન, બે અજ્ઞાન લાભે છે, પંચેંદ્રિયમાં ચાર જ્ઞાન ત્રણ અજ્ઞાન લાભે છે.

વિકલેંદ્રિયમાં બે યોગ લાભે છે. કાયા અને વચનના.

પંચેંદ્રિયમાં ત્રણ યોગ (મન, વચન અને કાયાના) લાભે છે. ત્રણ વિકલેંદ્રિય અને પંચેંદ્રિય બે ઉપયોગ લાભે છે: જ્ઞાન ઉપયોગ, દર્શન ઉપયોગ.

ત્રણ વિકલેંદ્રિય અને પંચેંદ્રિય અવશ્ય છ દિશાનો આહાર લે છે.

ત્રણ વિકલેંદ્રિયમાં ૧૮ પાપ લાભે છે, પંચેંદ્રિયમાં ૧૮ પાપની ભજના છે.

ત્રણ વિકલેંદ્રિયમાં મનુષ્ય અને તિર્યંચમાંથી આવીને ઉત્પન્ન થાય છે. પંચેંદ્રિયમાં ચારે ગતિમાંથી આવીને યાવત્ સર્વાર્થસિદ્ધ સુધીના આવીને ઉત્પન્ન થાય છે.

બેઇંદ્રિયની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્તની, ઉત્કૃષ્ટ ૧૨ વર્ષની, તેઇંદ્રિયની જઘન્ય અંતર્મુહૂર્તની, ઉત્કૃષ્ટ ૪૯ દિવસની, ચૌરેંદ્રિયની જઘન્ય અંતર્મુહૂર્તની. ઉત્કૃષ્ટ છ મહિનાની, પંચેંદ્રિયની જઘન્ય અંતર્મુહૂર્તની, ઉત્કૃષ્ટ ૩૩ સાગરની છે.

ત્રણ વિકલેંદ્રિયમાં ત્રણ ત્રણ સમુદ્‌ઘાત લાભે છે. પંચેંદ્રિયમાં છ સમુદ્‌ઘાત લાભે છે, મારણાંતિક સમુદ્‌ઘાત કરીને સમોહિયા અને અસમોહિયા બન્ને મરણે મરે છે.

ત્રણ વિકલેંદ્રિય મરીને બે ગતિમાં જાય છે મનુષ્યગતિ અને

તિર્યંચ ગતિ. પંચેદ્રિય મરીને ચારે ગતિમાં જાય, સર્વાર્થસિદ્ધ સુધી જાય છે

અલ્પબહુત્વદ્વાર :

સર્વથી થોડા પંચેંદ્રિય, એથી ચૌરેંદ્રિય વિશેષ, એનાથી તેઈંદ્રિય વિશેષાધિક, એનાથી બેઇંદ્રિય વિશેષાધિક એનાથી. તેઉકાય અસંખ્યાતગણા, એનાથી પૃથ્વીકાય વિશેષાધિક, એનાથી અપકાય વિશેષાધિક એનાથી વાયુકાય વિશેષાધિક એનાથી વનસ્પતિકાય અનંતગણા છે.



## અવગાહનાનો અલ્પ બહુત્વ

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧. સૌથી થોડા સૂક્ષ્મ નિગોદના | અપર્યાપ્તાની | જઘન્ય | અવગાહના. | | તેથી |
| ૨. સૂક્ષ્મ વાયુકાયના | અપર્યાપ્તાની | જ | અવ. | અસંખ્યાતગણી. | ,, |
| ૩. સૂક્ષ્મ તેઉકાયના | ,, | ,, | ,, | ,, | ,, |
| ૪ સૂક્ષ્મ અપકાયના | ,, | ,, | ,, | ,, | ,, |
| ૫. સૂક્ષ્મ પૃથ્વીકાયના | ,, | ,, | ,, | ,, | ,, |
| ૬. બાદર વાયુકાયના | ,, | ,, | ,, | ,, | ,, |
| ૭. બાદર તેઉકાયના | ,, | ,, | ,, | ,, | ,, |
| ૮. બાદર અપકાયના | ,, | ,, | ,, | ,, | ,, |
| ૯ બાદર પૃથ્વીકાયના | ,, | ,, | ,, | ,, | ,, |
| ૧૦. બાદર નિગોદના | ,, | ,, | ,, | ,, | ,, |
| ૧૧ પ્રત્યેક શરીરી બાદર વનસ્પતિના | ,, | જ. | ,, | ,, | ,, |
| ૧૨. સૂક્ષ્મ નિગોદના | પર્યાપ્તાની | જ. | ,, | ,, | ,, |
| ૧૩. ,, ,, | અપર્યાપ્તાની | ઉ. | અવ. | વિશેષ. | તેથી |
| ૧૪. ,, ,, | પર્યાપ્તાની | ઉ. | ,, | ,, | ,, |
| ૧૫. સૂક્ષ્મ વાયુકાયના | ,, | જ. | અવ. | અસંખ્યાતગણી. | ,, |
| ૧૬. સૂક્ષ્મ વાયુકાયના | અપર્યાપ્તાની | ઉ. | ,, | વિશેષ | ,, |
| ૧૭. સૂક્ષ્મ વાયુકાયના | પર્યાપ્તાની | ઉ | ,, | ,, | ,, |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૮. | સૂક્ષ્મ તેઉકાયના પર્યાપ્તાની | જ. | અવ. | અસંખ્યાતગણી | ,, |
| ૧૯. | ,, ,, અપર્યાપ્તાની | ઉ. | ,, | વિશેષ | ,, |
| ૨૦. | ,, ,, પર્યાપ્તાની | ઉ. | ,, | ,, | ,, |
| ૨૧. | સૂક્ષ્મ અપકાયના ,, | જ. | ,, | અસંખ્યાતગણી | ,, |
| ૨૨. | ,, ,, અપર્યાપ્તાની | ઉ. | ,, | વિશેષ | ,, |
| ૨૩. | ,, ,, પર્યાપ્તાની | ઉ. | ,, | ,, | ,, |
| ૨૪. | સૂક્ષ્મ પૃથ્વીકાયના ,, | જ. | ,, | અસંખ્યાતગણી | ,, |
| ૨૫. | સૂક્ષ્મ પૃથ્વીકાયના અપર્યાપ્તાની | ઉ. | ,, | વિશેષ | ,, |
| ૨૬. | ,, ,, પર્યાપ્તાની | ઉ. | ,, | ,, | ,, |
| ૨૭. | બાદર વાયુકાયના ,, | જ. | ,, | અસંખ્યાતગણી | ,, |
| ૨૮. | ,, ,, અપર્યાપ્તાની | ઉ. | ,, | વિશેષ | ,, |
| ૨૯. | ,, ,, પર્યાપ્તાની | ઉ. | ,, | ,, | ,, |
| ૩૦. | બાદર તેઉકાયના પર્યાપ્તાની | જ | અવ. | અસંખ્યાતગણી | તેથી |
| ૩૧. | ,, ,, અપર્યાપ્તાની | ઉ. | ,, | વિશેષ | ,, |
| ૩૨. | ,, ,, પર્યાપ્તાની | ઉ. | ,, | ,, | ,, |
| ૩૩. | બાદર અપકાયના ,, | જ. | ,, | અસંખ્યાતગણી | ,, |
| ૩૪. | ,, ,, અપર્યાપ્તાની | ઉ. | ,, | વિશેષ | ,, |
| ૩૫. | ,, ,, પર્યાપ્તાની | ઉ. | ,, | ,, | ,, |
| ૩૬. | બાદર પૃથ્વીકાયના પર્યાપ્તાની | જ. | અવ. | અસંખ્યાતગણી | તેથી |
| ૩૭. | ,, ,, અપર્યાપ્તાની | ઉ. | ,, | વિશેષ | ,, |
| ૩૮. | ,, ,, પર્યાપ્તાની | ઉ | ,, | ,, | ,, |
| ૩૯. | બાદર નિગોદના ,, | જ. | ,, | અસંખ્યાતગણી | ,, |
| ૪૦. | ,, ,, અપર્યાપ્તાની | ઉ. | ,, | વિશેષ | ,, |
| ૪૧. | ,, ,, પર્યાપ્તાની | ઉ | ,, | ,, | ,, |
| ૪૨. | પ્રત્યેક શરીરી બાદર વન. પર્યાપ્તાની | જ | ,, | અસંખ્યાતગણી | ,, |
| ૪૩. | પ્રત્યેક શરીરી બાદર વન. અપર્યાપ્તાની | ઉ | ,, | ,, | ,, |
| ૪૪. | ,, ,, ,, ,, પર્યાપ્તાની | ઉ | અવ. | અસંખ્યાતગણી | ,, |

## સૂક્ષ્મ-બાદર

**ગૌતમ :** હે ભગવન્ ! પૃથ્વી, અપ, તૈજસ, વાયુ, વનસ્પતિકાય એ પાંચ કાયમાં સર્વથી સૂક્ષ્મ કોણ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! વનસ્પતિકાય સર્વથી સૂક્ષ્મ છે ○. ચાર કાયમાં વાયુકાય સૂક્ષ્મ છે. ત્રણ કાયમાં તૈજસકાય સૂક્ષ્મ છે. બે કાયમાં અપકાય સૂક્ષ્મ છે

**ગૌતમ :** હે ભગવન્ ! પૃથ્વી, અપ, તૈજસ, વાયુ, વનસ્પતિકાય એ પાંચ કાયમાં સૌથી બાદર કોણ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! વનસ્પતિકાય સૌથી બાદર છે. ચાર કાયમાં પૃથ્વીકાય સૌથી બાદર છે ત્રણ કાયમાં અપકાય સૌથી બાદર છે, બે કાયમાં તૈજસકાય બાદર છે

**ગૌતમ :** હે ભગવન્ ! પૃથ્વીકાયનું શરીર કેટલું મોટું છે ?

**મહાવીર :** હે ગૌતમ ! વનસ્પતિકાયનું શરીર સૌથી નાનું છે, તેથી સૂક્ષ્મ વાયુકાયનું શરીર અસંખ્યાતગણું મોટું છે, તેથી સૂક્ષ્મ તૈજસકાયનું શરીર અસંખ્યાતગણું મોટું છે, તેથી સૂક્ષ્મ અપકાયનું શરીર અસંખ્યાતગણું મોટું છે, તેથી સૂક્ષ્મ પૃથ્વીકાયનું શરીર અસંખ્યાતગણું મોટું છે તેથી બાદર વાયુકાયનું શરીર અસંખ્યાતગણું મોટું છે; તેથી બાદર તૈજસકાયનું શરીર અસંખ્યાતગણું મોટું છે, તેથી બાદર અપકાયનું શરીર અસંખ્યાતગણું મોટું છે.

**ગૌતમ :** હે ભગવન્ ! પૃથ્વીકાયના શરીરની કેટલી મોટી અવગાહના છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જે પ્રકારે કોઈ ચક્રવર્તી સમ્રાટની ચંદન ઘસવાવાળી દાસી જે ત્રીજા-ચોથા આરામ ઉત્પન્ન થયેલી બળ-

---

○સૂક્ષ્મ વનસ્પતિકાયની અપેક્ષાએ વનસ્પતિકાય સર્વથી સૂક્ષ્મ છે અને પ્રત્યેક વનસ્પતિકાયની અપેક્ષાએ સર્વથી અધિક બાદર છે.

સંપન્ન અને નિરોગી છે તે વજ્ર હીરાને ચપટીમાં ચોળીને ચૂર્ણ કરવાળી છે. તે ચૂર્ણ પીસવાના વજ્ર શીલા પર વજ્રના પથ્થરથી પૃથ્વીકાયના પિંડને ૨૧ વખત પીસે તો પણ કેટલાક પૃથ્વીકાય જીવોના આ શિલા અને વાટવાના પથ્થર સાથે સ્પર્શ માત્ર થાય છે, અને કેટલાકને સ્પર્શ પણ થતો નથી. કેટલાક જીવોને સંઘર્ષ થાય છે, અને કેટલાકને સંઘર્ષ પણ થતો નથી. કેટલાકને પીડા થાય છે, કેટલાકને પીડા થતી નથી. કેટલાક મરી જાય છે અને કેટલાક મરતા પણ નથી. કેટલાક પિસાઈ જાય છે અને કેટલાક પિસાતા પણ નથી. પૃથ્વીકાયની આટલી સૂક્ષ્મ અવગાહના છે.

ગૌતમ : હે ભગવન્ ! જ્યારે પૃથ્વીકાયનો જીવ દબાય છે, ત્યારે તેને કેવી પીડાનો અનુભવ થાય છે ?

મહાવીર : હે ગૌતમ ! જે પ્રકારે કોઈ કળામાં પારંગત, બળવાન, યુવાન પુરુષ કોઈ જીર્ણ શરીરવાળા, દુબળા, રોગી, વૃદ્ધ આદમીના માથા પર પોતાના બન્ને હાથોથી પ્રહાર કરે, તો હે ગૌતમ ! તે વૃદ્ધને કેવી પીડા થાય છે ?

ગૌતમ : હે ભગવન્ ! ખૂબ જ અનિષ્ટ, અપ્રિય પીડા થાય છે.

મહાવીર : હે ગૌતમ ! એવી રીતે પૃથ્વીકાયનો જીવ પગ આદિ નીચે દબાય છે ત્યારે તેને તે વૃદ્ધ પુરુષની અપેક્ષાએ અધિક અનિષ્ટ, અપ્રિય અને અણગમતી પીડા થાય છે.

જે પ્રકારે પૃથ્વીકાયની પીડા માટે કહ્યું તે પ્રકારે અપકાય, તેઉકાય અને વનસ્પતિકાયની પીડા માટે પણ કહી દેવું, પાંચે સ્થાવર એ પ્રકારની પીડાનો અનુભવ કરે છે.



## 'મહા આશ્રવ' આદિના ૧૬ ભાંગા

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૯. ઉ. ૪ નો અધિકાર

૧. મહા આશ્રવ મહાક્રિયા મહાવેદના મહાનિર્જરા.

૨. મહા આશ્રવ મહાક્રિયા મહાવેદના અલ્પનિર્જરા

૩. મહા આશ્રવ મહાક્રિયા અલ્પવેદના મહાનિર્જરા.
૪. મહા આશ્રવ મહાક્રિયા અલ્પવેદના અલ્પનિર્જરા.
૫. મહા આશ્રવ અલ્પક્રિયા મહાવેદના મહાનિર્જરા.
૬. મહા આશ્રવ અલ્પક્રિયા મહાવેદના અલ્પનિર્જરા.
૭. મહા આશ્રવ અલ્પક્રિયા અલ્પવેદના મહાનિર્જરા.
૮. મહા આશ્રવ અલ્પક્રિયા અલ્પવેદના અલ્પનિર્જરા.
૯. અલ્પ આશ્રવ મહાક્રિયા મહાવેદના મહાનિર્જરા.
૧૦. અલ્પ આશ્રવ મહાક્રિયા મહાવેદના અલ્પનિર્જરા
૧૧. અલ્પ આશ્રવ મહાક્રિયા અલ્પવેદના મહાનિર્જરા.
૧૨. અલ્પ આશ્રવ મહાક્રિયા અલ્પવેદના અલ્પનિર્જરા.
૧૩. અલ્પ આશ્રવ અલ્પક્રિયા મહાવેદના મહાનિર્જરા.
૧૪. અલ્પ આશ્રવ અલ્પક્રિયા મહાવેદના અલ્પનિર્જરા.
૧૫. અલ્પ આશ્રવ અલ્પક્રિયા અલ્પવેદના મહાનિર્જરા.
૧૬. અલ્પ આશ્રવ અલ્પક્રિયા અલ્પવેદના અલ્પનિર્જરા.

તે સોળ ભાંગા ૨૪ દંડકમાં ક્રમશઃ બતાવે છે.
નારકીના એક દંડકમાં ભાંગો એક બીજો લાભે. ≈

દેવતાના ૧૩ દંડકમાં ભાંગો એક ચોથો લાભે @.

---

≈ નારકીમાં 'મહાઆશ્રવ મહાક્રિયા મહાવેદના અલ્પનિર્જરા' એ બીજો ભાંગો હોય છે. કારણ કે નારકીના જીવોને બહુ કર્મોનો બંધ હોય છે, એટલા માટે તે 'મહાઆશ્રવ' વાળા છે. 'કાયિકી' આદિ ઘણી ક્રિયાવાળા છે એટલા માટે તે 'મહાક્રિયા' વાળા છે. અશાતાનો તીવ્ર ઉદય હોય છે એટલા માટે તે મહાવેદનાવાળી છે. તેનામા અવિરતિ પરિણામ હોવાથી નિર્જરા ખૂબ થોડી હોય છે, એટલા માટે તે 'અલ્પનિર્જરા' વાળા છે. શેષ ભાગા નારકી જીવામા લાગુ પડતા નથી.

@ અસુરકુમાર આદિ દેવતાના ૧૩ દંડકમા ફક્ત એક ચોથો ભાંગો (મહાઆશ્રવ મહાક્રિયા અલ્પવેદના અલ્પનિર્જરા) હોય છે. તેઓને અવિરતિ હોવાથી મહાઆશ્રવ મહાક્રિયા અને અલ્પનિર્જરા હોય છે. તેનામાં 'અશાતા' નો ઉદય પ્રાયઃ હોતો નથી. તે માટે તે અલ્પવેદનાવાળા હોય છે શેષ ભાંગા દેવતાઓમા હોતા નથી

ઔદારિકના ૧૦ દંડકમાં સર્વ ભાંગા લાભે (૧૬) △.

એ પ્રમાણે નારકીનો ભાંગો ૧, દેવતાના ૧૩ દંડકના ૧૩, ઔદારિકના ૧૦ દંડકના ૧૬X૧૦=૧૬૦. સર્વ મળીને ૧૭૪ ભાંગા થયા.

---

## ચરમ પરમ

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૯ ઉ. ૫ નો અધિકાર

**ગૌતમ** । અહો ભગવન્! નારકીના નેરિયા શું ચરમ (થોડું આયુષ્ય બાકી રહ્યું છે) છે કે પરમ (અધિક આયુષ્ય બાકી છે) છે?

**મહાવીર** : હે ગૌતમ! નારકીના નેરિયા ચરમ પણ છે અને પરમ પણ છે.

**ગૌતમ** : અહો ભગવન્! શું ચરમ નેરિયાની અપેક્ષા પરમ નેરિયા મહાકર્મવાળા, મહાક્રિયાવાળા, મહાઆસ્રવવાળા, મહાવેદનાવાળા હોય છે અને શું પરમ નેરિયાની અપેક્ષા ચરમ નેરિયા અલ્પકર્મવાળા, અલ્પક્રિયાવાળા, અલ્પઆસ્રવવાળા, અલ્પવેદનાવાળા હોય છે?

**મહાવીર** : હા. ગૌતમ! હોય છે,

**ગૌતમ** : અહો ભગવન્! એનું શું કારણ?

**મહાવીર** : હે ગૌતમ! આયુષ્યની સ્થિતિની અપેક્ષા એ રીતે કહ્યું છે○.

---

△ પાંચ સ્થાવર, ત્રણ વિકલેદ્રિય અને તિર્યંચના નવ દંડકમા પણ મનુષ્યની માફક ૧૬ ભાંગા કહ્યા છે. તેનું કારણ એ છે કે, ઔદારિકના ૧૦ દંડકમાં શાતા અને અશાતાના ઉદયનો ક્રમ વિભિન્ન માત્રાથી હોવાને કારણે, તથા અધ્યવસાયોની શુભાશુભતાના બળથી ૧૬ ભગ ઔદારિક શરીરધારી જીવોને માટે સર્વજ્ઞ પ્રભુએ જોયા છે અને બતાવ્યા છે

○જે નેરિયાની સ્થિતિ લાંબી (લાંબુ આયુષ્ય) હોય છે, તેને અલ્પ-સ્થિતિવાળા નેરિયાની અપેક્ષા અશુભ કર્મ વધુ હોય છે, તે અપેક્ષાથી તે મહાકર્મવાળા, મહાક્રિયાવાળા, મહાઆસ્રવવાળા, મહાવેદનાવાળા, હોય છે. જે નેરિયાની સ્થિતિ અલ્પ હોય છે તે દીર્ઘકાળવાળા નેરિયાની : કર્મવાળા, અલ્પક્રિયાવાળા, અલ્પઆસ્રવવાળા, અલ્પવેદનાવાળા હોય છે.

જેવી રીતે નારકીનું કહ્યું તે રીતે પૃથ્વીકાયાદિ ઔદારિકના દસ દંડકનું પણ કહી દેવું.

**ગૌતમ** : અહો ભગવન્! શું અસુરકુમાર દેવ ચરમ (અલ્પ આયુષ્યવાળા) અને પરમ (અધિક આયુષ્યવાળા) હોય છે?

**મહાવીર** : હા. ગૌતમ! ચરમ અને પરમ બન્ને હોય છે.

**ગૌતમ** : અહો ભગવન્! ચરમ અસુરકુમાર દેવોની અપેક્ષા પરમ અસુરકુમાર દેવ અલ્પકર્મવાળા, અલ્પક્રિયાવાળા, અલ્પઆસ્રવવાળા, અલ્પવેદનાવાળા હોય છે અને પરમ અસુરકુમાર દેવોની અપેક્ષા ચરમ અસુરકુમાર દેવ મહાકર્મવાળા, મહાક્રિયાવાળા, મહાઆસ્રવવાળા, મહા-વેદનાવાળા હોય છે?

**મહાવીર** : હા. ગૌતમ! હોય છે

**ગૌતમ** : અહો ભગવન્! એનું શું કારણ?

**મહાવીર** : હે ગૌતમ! અશુભ કર્મની અપેક્ષાથી એ રીતે કહ્યું છે.

જે રીતે અસુરકુમાર દેવોનું કહ્યું એ રીતે ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષી અને વૈમાનિક દેવોનું કહી દેવું.



## દ્વીપ સમુદ્ર

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૯ ઉ. ૬ નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્! દ્વીપસમુદ્ર કેટલા છે?

**મહાવીર** : હે ગૌતમ! અસંખ્યાત કહ્યા છે.

૧. જંબુદ્વીપ અને લવણસમુદ્ર.
૨. ધાતકીખંડ દ્વીપ અને કાલોદધિ સમુદ્ર.
૩. પુષ્કરવર દ્વીપ અને પુષ્કરવર સમુદ્ર.
૪. વારુણી દ્વીપ અને વારુણી સમુદ્ર.
૫. ક્ષીર દ્વીપ અને ક્ષીર સમુદ્ર.
૬. ઘૃતદ્વીપ અને ઘૃતસમુદ્ર.
૭. ઇક્ષુદ્વીપ અને ઇક્ષુ સમુદ્ર.
૮. નંદીશ્વર દ્વીપ અને નંદીશ્વર સમુદ્ર.
૯. અરુણ દ્વીપ અને અરુણ સમુદ્ર.
૧૦. અરુણવર દ્વીપ અને અરુણવર સમુદ્ર.
૧૧. અરુણવરભાસદ્વીપ અને અરુણવરભાસ સમુદ્ર.
૧૨. કુંડલદ્વીપ અને કુંડલ સમુદ્ર.
૧૩. કુંડલવરદ્વીપ અને કુંડલ સમુદ્ર.
૧૪. કુંડલવરભાસ દ્વીપ અને કુંડલવરભાસ સમુદ્ર.
૧૫. રુચક દ્વીપ અને રુચક સમુદ્ર.

યાવત્ સ્વયંભૂરમણ સમુદ્ર સુધી અસંખ્યાત દ્વીપસમુદ્ર છે.

**ગૌતમ :** હે ભગવન્ ! એ દ્વીપ સમુદ્રોના સંસ્થાન (આકાર) કેવા છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જંબુદ્વીપનો સંસ્થાન થાળીના આકારનો છે. બાકી સર્વ દ્વીપસમુદ્રોના સંસ્થાન ચૂડીના આકાર છે.

**ગૌતમ :** હે ભગવન્ ! આ દ્વીપસમુદ્રોનો વિષ્કંભ (પહોળાઇ-ચોડાઇ) કેટલો છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જંબુદ્વીપ એક લાખ યોજનનો છે. લવણ સમુદ્ર બે લાખ યોજનનો એ રીતે દ્વીપ અને સમુદ્ર એક એકથી બેગણા બેગણા થતા ગયા છે.

**ગૌતમ :** હે ભગવન્ ! આ દ્વીપસમુદ્રોની પરિધિ કેટલી છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જે દ્વીપ અને સમુદ્રની પૂર્વથી પશ્ચિમ સુધી જેટલી ચોડાઇ (વિસ્તાર) છે એનાથી ત્રણ ગણી ઝાઝેરી પરિધિ કહેવી. જેમકે જંબુદ્વીપની પરિધિ ૩ લાખ ૧૬ હજાર ૨૨૭ યોજન, ૩ કોસ, ૧૨૮ ધનુષ, ૧૩॥ અંગુલ ઝાઝેરી (કંઇક વધુ) છે. લવણ સમુદ્રની પરિધિ ૧૫ લાખ, ૮૧ હજાર, ૧૩૯ યોજનથી કંઇક ઓછી છે. ધાતકી ખંડ દ્વીપની પરિધિ ૪૧ લાખ, ૧૦ હજાર, ૯૬૧ યોજનથી કંઇક ઓછી છે. કાળોદધિ સમુદ્રની પરિધિ ૯૧ લાખ, ૭૦ હજાર, ૬૦૫ યોજન ઝાઝેરી છે. અર્ધપુષ્કરવર દ્વીપની પરિધિ ૧ કરોડ, ૪૨ લાખ, ૩૦ હજાર ૨૪૯ યોજન ઝાઝેરી છે, સંપૂર્ણ પુરસ્કરવર દ્વીપની પરિધિ ૧ કરોડ, ૯૨ લાખ, ૮૯ હજાર ૮૯૪ યોજનની છે. એ રીતે સર્વદ્વીપ સમુદ્રોની પરિધિ જાણવી.

**ગૌતમ :** હે ભગવન્ ! આ દ્વીપસમુદ્રોને કેટલા કેટલા દરવાજા છે ? અને પરસ્પર કેટલું અંતર છે ?

**મહાવીર :** હે ગૌતમ ! પ્રત્યેક દ્વીપસમુદ્રને ચાર ચાર દરવાજા છે.

જંબુદ્વીપના પ્રત્યેક દરવાજાનું અંતર ૭૯ હજાર પર બાવન યોજન ઝાઝેરું છે. લવણુ સમુદ્રના પ્રત્યેક દરવાજાનું અંતર ૩ લાખ ૯૫ હજાર ૨૮૦ યોજનનું છે. ધાતકીખંડ દ્વીપના પ્રત્યેક દરવાજાનું અંતર ૧૦ લાખ ૨૭ હજાર ૭૩૫ાા યોજનનું છે. કાલોદધિ સમુદ્રના પ્રત્યેક દરવાજાનું અંતર ૨૨ લાખ ૯૨ હજાર ૬૪૬ાા યોજનનું છે. પુષ્કરવર દ્વીપના પ્રત્યેક દરવાજાનું અંતર ૪૮ લાખ ૨૨ હજાર ૪૬૯ યોજનનું છે. આ સર્વ દ્વીપસમુદ્રના કિનારે એક એક પદ્મવરવેદિકા છે. અને બે બે વનખંડ છે. એક એક અંદર અને એક એક બહાર જંબુદ્વીપને જગતી છે, બીજાને નથી.

**ગૌતમ :** હે ભગવન્ ! આ સમુદ્રના પાણીનો સ્વાદ કેવો છે ?

**મહાવીર :** હે ગૌતમ ! લવણુ સમુદ્રનું પાણી ખારું છે. કાલોદધિ સમુદ્ર પુષ્કર સમુદ્ર, અને સ્વયંભૂરમણુ સમુદ્ર આ ત્રણુ સમુદ્રોનાં પાણીનો સ્વાદ પાણી જેવો છે વારુણી સમુદ્રના પાણીનો સ્વાદ મદિરા સરખો છે. ક્ષીર સમુદ્રના પાણીનો સ્વાદ ખીર (દૂધ) જેવો છે. ઘૃત સમુદ્રના પાણીનો સ્વાદ ઘૃત (ઘી) જેવો છે. બાકી સર્વ સમુદ્રોનાં પાણીનો સ્વાદ ઇક્ષુરસ (ગોળના રસ) સરખો છે.

**ગૌતમ :** હે ભગવન્ ! આ દ્વીપ સમુદ્રોના કેટલા દેવતા માલિક છે?

**મહાવીર :** હે ગૌતમ ! જંબુદ્વીપ અને લવણુ સમુદ્રના એક એક દેવતા માલિક છે. બાકી સર્વ દ્વીપસમુદ્રોના બે બે દેવતા માલિક છે.

**ગૌતમ :** હે ભગવન્ ! આ સર્વ દેવોની સ્થિતિ કેટલી છે ?

**મહાવીર :** હે ગૌતમ ! આ સર્વ માલિક દેવતાઓની સ્થિતિ એક એક પલ્યોપમની છે.



## લવણુ સમુદ્ર

**ગૌતમ :** હે ભગવન્ ! લવણુ સમુદ્રનો આકાર કેવો છે ?

**મહાવીર :** હે ગૌતમ ! લવણુ સમુદ્રનો આકાર ગોતીર્થ, નાવ, શીપ, અશ્વસ્કંધ (ઘોડાની કાંધ), વલભીવટ (વડવૃક્ષના ચારે તરફની

થયેલી પાળ) અને ચૂડીના આકારે છે.

**ગૌતમ :** હે ભગવન્! લવણ સમુદ્રની ચોડાઈ (પહોળાઈ) પરિધિ આદિ અન્ય વર્ણન કેવું છે?

**મહાવીર :** હે ગૌતમ! લવણ સમુદ્રની સમચક્રવાલ ચોડાઈ બે લાખ યોજનની છે. એની પરિધિ ૧૫ લાખ, ૮૧ હજાર, ૧૩૯ યોજનથી કંઈક ઓછી છે. પૂર્વથી પશ્ચિમના ચરમાંતમાં અને દક્ષિણથી ઉત્તરના ચરમાંતની વચમાં પાંચ લાખ યોજનનું અંતર છે. લવણ સમુદ્રમાં ૮ વેલંધર નાગરાજના પર્વત છે. પૂર્વમાં સોનામય ગોસ્તૂભ પર્વત છે. એના પર ગોસ્તૂભ નામના દેવ રહે છે. દક્ષિણમાં ઉદકભાસ નામનો પર્વત છે. તે શંખમય છે, એના શિવકદેવ માલિક છે. પશ્ચિમમાં શંખ પર્વત છે. તે ચાંદીમય છે. એના શંખ દેવતા માલિક છે. ઉત્તરમાં દગસીમ નામનો પર્વત છે. તે સ્ફટિકમય છે. એના મણિશિલક દેવતા માલિક છે. ચાર દિશાઓમાં એ ચાર પર્વત વેલંધર નાગરાજોના છે. એ પ્રકારે ચાર વિદિશાઓમાં રત્નમય ચાર પર્વત અનુવેલંધર નાગરાજ દેવોના છે. કરકોટક, કર્દમ, કૈલાશ, અરુણપ્રભ—એ આ દેવતાઓનાં નામ છે. અને એની જેવાં પર્વતોનાં નામ છે.

જંબુદ્વીપની જગતીથી ૪૨૦૦૦ યોજન આગળ દૂર—લવણ સમુદ્રમાં જવા પર ચાર દિશામાં અને વિદિશામાં આઠ પર્વત છે. દરેક પર્વત ૧૭૨૧ યોજનનો ઊંચો છે. મૂળમાં ૧૦૨૨ યોજનનો લાંબો પહોળો છે, વચમાં ૭૨૩ યોજન અને ઉપર ૪૨૪ યોજનનો લાંબો પહોળો છે. ત્રણ ગણી ઝાઝેરી પરિધિ છે. એનું સંસ્થાન ગાયના પૂંછડાની સમાન છે. એક એક પદ્મવર વેદિકા અને એક એક વનખંડથી ઘેરાયેલ છે. પર્વતની ઉપર સમરમણિક ભૂમિભાગ છે. ત્યાં એના એક એક માલિક દેવોના એક એક મહેલ છે. તે ૬૨ાા યોજનનો ઊંચો અને ૩૧ા યોજનનો પહોળો છે. ત્યાં તે દેવોનાં સિંહાસન છે.

એની સ્થિતિ એક એક પલ્યોપમની છે. ત્યાં તે દેવ પોતાના પરિવાર સાથે રહે છે. એની રાજધાની પોતપોતાની દિશાથી અસંખ્યાત

સમુદ્ર ઓળંગીને જવા પર બીજો લવણ સમુદ્ર આવે છે, ત્યાં છે. રાજધાનીની લંબાઇ પહોળાઇ ૧૨૦૦૦ યોજનની છે.

**ગૌતમ :** હે ભગવન્. લવણસમુદ્રના અધિપતિ સુસ્થિત (સુઠિયા) દેવ ક્યાં રહે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જંબુદ્વીપની જગતીથી ૧૨૦૦૦ યોજન આગળ (દૂર) લવણ સમુદ્રમાં જવા પર ગૌતમદ્વીપ આવે છે. તે ૧૨૦૦૦ યોજનનો લાંબોપહોળો છે. એની પરિધિ ૩૭૯૪૮ યોજન ઝાઝેરી છે. એ દ્વીપ પર સુસ્થિત દેવનું ક્રીડાસ્થાન છે. એની રાજધાની અસંખ્યાતા સમુદ્ર ઓળંગીને જવા પર બીજો લવણસમુદ્ર આવે છે તે પર છે.

**ગૌતમ :** હે ભગવન્ ! પાતાળ કળશો ક્યાં છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જંબુદ્વીપની જગતીથી ૯૫૦૦૦ યોજન આગળ લવણ સમુદ્રમાં જવા પર ચારે દિશામાં ચાર પાતાળ કળશો છે. એનાં નામ આ પ્રમાણે છે. વલયમુખ, કેતુમુખ, યૂપ, અશ્વ ઈશ્વર. તે પાતાળ કળશો એક લાખ યોજન જમીનમાં ઊંડા છે. વચમાં એક લાખ યોજન પહોળા છે. અને ૧૦૦૦ યોજનની મોટી (જાડી) ઠીકરી છે. કાળ, મહાકાળ, વેલભ અને પ્રભંજન એ ચાર દેવતા એ ચાર પાતાળ કળશોના માલિક છે. એ ચાર પાતાળ કળશોની વચ્ચોવચ્ચ (ચારે કળશોના વચ્ચેનાં અંતરોમાં) ૭૮૮૪ નાના કળશો છે. તે દરેક એક હજાર યોજનના ઊંડા છે. એક હજાર યોજનના વચમાં પહોળા છે. એકસો યોજનના નીચે પહોળા છે. એનું મુખ એકસો યોજનનું પહોળું છે, દસ યોજનની જાડી ઠીકરી છે. વજ્રમય છે. એક એક કળશની વચમાં ૨૧૫, ૨૧૬, ૨૧૭, ૨૧૮, ૨૧૯, ૨૨૦, ૨૨૧, ૨૨૨, ૨૨૩ કળશોની નવ નવ હાર છે. એ રીતે ચારે કળશોની વચમાં નવ નવ હાર છે. એ સર્વ મળી ૭૮૮૪ નાના કળશ છે અને ૪ કળશ મોટા છે. કુલ ૭૮૮૮ કળશો છે. એ કળશોના એક એક દેવતા માલિક છે. એની એક એક પલ્યોપમની સ્થિતિ છે. એ સર્વ કળશોના ત્રણ ભાગ છે. ઉપર, નીચે અને વચ્ચેનો ભાગ.

નીચેના ભાગમાં વાયુ છે. વચ્ચેના ભાગમાં વાયું અને પાણી છે ઉપરના ભાગમાં પાણી છે. નીચે વાયુ બહુ ઉત્પન્ન થાય છે, જેનાથી જળ ઊછળીને વધે છે. જ્યારે વાયુ શાંત થાય છે ત્યારે જળ શાંત થઈ જાય છે અને નીચે બેસી જાય છે.

લવણસમુદ્રના જળમાં એક જળનો ઘેરો (ઉદકમાળા–ડગમાળા) ઊઠે છે, જે ૧૬૦૦૦ હજાર યોજન ઊંચી છે અને ચારે તરફ ૧૦૦૦૦ યોજન પહોળી છે. એમાં પાણીની વેલ બે ગાઉ (કોસ) ઊંચી ઊછળે છે અને ૧૭૪૦૦૦ દેવતા દબાવે છે. ૪૨૦૦૦ દેવતા તો જંબુદ્વીપની તરફથી દબાવે છે. ૬૦૦૦૦ દેવ ઉપરથી દબાવે છે અને ૭૨૦૦૦ દેવ ધાતકી ખંડની તરફથી દબાવે છે.

જંબુદ્વીપની જગતીથી લવણ સમુદ્રમાં ૯૫ વાલાગ્ર (વાળનો અગ્રભાગ) જવા પર લવણ સમુદ્ર એક વાલાગ્ર ઊંડો છે. એ રીતે ૯૫ આંગળ જવા પર એક આંગળ ઊંડો છે. ૯૫ હાથ જવા પર એક હાથ, ૯૫ ગાઉ જવા પર એક ગાઉ, અને ૯૫ યોજન જવા પર એક યોજન ઊંડો છે અને ૯૫૦૦૦ યોજન જવા પર એક હજાર યોજન ઊંડો છે.

લવણ સમુદ્રમાં ૫૦૦ યોજનની માછલી છે. પાંચ લાખ કુલકોડી જળચરની છે. એક અહોરાત્રિમાં એટલે કે ૩૦ મુહૂર્તમાં બે વાર જળની હાનિ અને વૃદ્ધિ થાય છે. લવણ સમુદ્રના વિજય આદિ ચાર દરવાજા છે. એ ચાર દરવાજાના ચાર દેવતા માલિક છે. એ દેવોની રાજધાનીઓ બીજા લવણ સમુદ્રમાં છે. લવણ સમુદ્રની ચારે તરફ પદ્મ-વર વેદિકા છે. તે અડધા યોજનની ઊંચી છે, ૫૦૦ ધનુષની પહોળી છે.

**ગૌતમ :** હે ભગવન્ ! લવણ સમુદ્રમાં કેટલી નદીઓ આવીને પડે છે?

**મહાવીર :** હે ગૌતમ ! ૧૪૫૬૦૯૦ નદીઓ જંબુદ્વીપની તરફથી આવીને પડે છે અને ૧૪૫૬૦૯૦ નદીઓ ધાતકી ખંડદ્વીપની તરફથી આવીને પડે છે.

**ગૌતમ :** હે ભગવન્ ! શું લવણ સમુદ્ર ક્યારેય પોતાની મર્યાદા લોપે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! લવણ સમુદ્ર પોતાની મર્યાદા કદી લોપતો નથી.

**ગૌતમ :** હે ભગવન્ ! એનું શું કારણ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જંબુદ્વીપમાં તીર્થંકર છે, કેવળી છે, ચક્રવર્તી છે, બળદેવ છે, વાસુદેવ છે, સાધુ–સાધ્વી છે, શ્રાવક–શ્રાવિકા છે, સમદૃષ્ટિ છે. એના પુણ્યના પ્રભાવથી લવણ સમુદ્ર પોતાની મર્યાદા કદી લોપતો નથી. અને એનું પાણી જંબુદ્વીપનમાં અને ધાતકીખંડ દ્વીપમાં પડતું નથી. (આ લવણ સમુદ્ર સંબંધીનો સારો વિસ્તાર (સર્વ વર્ણન) જીવાભિગમ સૂત્રની ત્રીજી પ્રતિપાતીમાં છે.)



## નિવૃત્તિ

### શ્રી ભગવતી સૂત્ર શ. ૧૯. ઉ. ૮નો અધિકાર

નિવૃત્તિનાં ૮ કર્મ, ૫ શરીર, ૫ ઇંદ્રિય, ૪ ભાષા, ૪ મન, ૪ કષાય, ૫ વર્ણ, ૨ ગંધ, ૫ રસ, ૮ સ્પર્શ, ૬ સંસ્કાર, ૪ સંજ્ઞા ૬ લેશ્યા, ૩ દૃષ્ટિ, ૫ જ્ઞાન, ૩ અજ્ઞાન, ૩ યોગ, ૨ ઉપયોગ એમ કુલ ૮૨ બોલ છે.

**ગૌતમ :** હે ભગવન્ ! સમુચ્ચય જીવમાં અને ૨૪ દંડકના જીવોમાં આ ૮૨ બોલોમાંથી કેટલા કેટલા બોલ લાભે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સમુચ્ચય જીવમાં બોલ ૮૨ લાભે, નારકીમાં બોલ લાભે ૭૦ @ (૮ કર્મ, ૩ શરીર, ૫ ઇંદ્રિય, ૪ ભાષા,

---

@ ૨ શરીર, ૫ સંસ્થાન, ૩ લેશ્યા, ૨ જ્ઞાન એ ૧૨ બોલ સમુચ્ચયના ૮૨ માંથી ઓછા હોય.

૪ મન, ૪ કષાય, વર્ણાદિના ૨૦, સંસ્થાન ૧ હુંડક, ૪ સંજ્ઞા, ૩ લેશ્યા, ૩ દૃષ્ટિ, ૩ જ્ઞાન, ૩ અજ્ઞાન, ૩ યોગ, ૨ ઉપયોગ=૭૦) ભવનપતિ અને વાણવ્યંતર દેવોમાં બોલ લાભે ૭૧ (ઉપર ૭૦ બોલ કહ્યા તેમાં ૧ તેજોલેશ્યા વધી). જ્યોતિષી અને ૧૨ દેવલોકમાં બોલ લાભે ૬૮ (ઉપર ૭૧ બોલ કહ્યા તેમાં ૩ લેશ્યા ઓછી થઇ). નવગ્રૈવેયકમાં બોલ લાભે ૬૭ (ઉપરના અડસઠમાંથી એક મિથ્યાદૃષ્ટિ ઓછી થઇ) પાંચ અનુત્તર વિમાનમાં બોલ લાભે ૬૩ (૬૭ માંથી ૩ અજ્ઞાન, ૧ મિથ્યાદૃષ્ટિ એ ૪ બોલ ઓછા થયા). પૃથ્વીકાય, અપકાય, અને વનસ્પતિકાયમાં બોલ લાભે ૫૧ (૮ કર્મ, ૩ શરીર, ૧ ઇંદ્રિય, ૪ કષાય, ૨૦ વર્ણાદિ, ૧ સંસ્થાન હુંડક, ૪ સંજ્ઞા, ૪ લેશ્યા, ૧ દૃષ્ટિ–મિથ્યાદૃષ્ટિ–૨ અજ્ઞાન, ૧ યોગ, ૨ ઉપયોગ=૫૧) તેઉકાયમાં બોલ લાભે ૫૦ (૫૧ માંથી ૧ લેશ્યા ઓછી થઇ). વાયુકાયમાં બોલ લાભે ૫૧ (૫૦ માં એક વૈક્રિય શરીર વધ્યું) બેઇંદ્રિયમાં બોલ લાભે ૫૬ (૮ કર્મ, ૩ શરીર, ૨ ઇંદ્રિય, ૧ ભાષા–વ્યવહારભાષા–૪ કષાય ૨૦ વર્ણાદિ, ૧ સંસ્થાન ૪ સંજ્ઞા, ૩ લેશ્યા, ૨ દૃષ્ટિ, ૨ જ્ઞાન, અજ્ઞાન, ૨ યોગ, ૨ ઉપયોગ =૫૬) તેઇંદ્રિયમાં બોલ લાભે ૫૭. (૫૬ માં એક ઇંદ્રિય વધી) તિર્યંચ પંચેંદ્રિયમાં બોલ લાભે ૭૬. (૮૨ માંથી આહારક શરીર, મનઃપર્યાયજ્ઞાન, કેવળજ્ઞાન એ ૩ બોલ ઓછા થઈ ગયા) મનુષ્યમાં બોલ લાભે ૮૨.

**ગૌતમ :** હે ભગવન્! ચૌદ ગુણસ્થાનની અપેક્ષાએ કયા કયા ગુણસ્થાનમાં કેટલા કેટલા બોલ લાભે છે?

**મહાવીર :** હે ગૌતમ! પહેલા અને ત્રીજા ગુણસ્થાનમાં બોલ લાભે ૭૪. ✢ (૮ કર્મ ૪ શરીર, ૫ ઇંદ્રિય ૪ ભાષા, ૪ મન, ૪ કષાય, ૨૦ વર્ણાદિ, ૬ સંસ્થાન, ૪ સંજ્ઞા, ૬ લેશ્યા, ૧ દૃષ્ટિ, ૩ અજ્ઞાન, ૩ યોગ, ૨ ઉપયોગ=૭૪)

---

✢ ૧ શરીર, ૨ દૃષ્ટિ, ૫ જ્ઞાન એ ૮ બોલ સમુચ્ચયના ૮૨ માંથી ઓછા હોય.

બીજા, ચોથા અને પાંચમા ગુણસ્થાનમાં બોલ લાભે ૭૪ <
(૮ કર્મ, ૪ શરીર, ૫ ઇંદ્રિય, ૪ ભાષા, ૪ મન, ૪ કષાય, ૨૦ વર્ણાદિ, ૬ સંસ્થાન, ૪ સંજ્ઞા, ૬ લેશ્યા, ૧ દૃષ્ટિ, ૩ જ્ઞાન, ૩ યોગ, ૨ ઉપયોગ=૭૪)

છઠ્ઠા ગુણસ્થાનમાં બોલ લાભે ૭૬, (બીજા ગુણસ્થાનમાં જે ૭૪ કહ્યા એમાં ૧ આહારક શરીર ૧ મનઃપર્યયજ્ઞાન એ બે બોલ વધે)

સાતમા ગુણસ્થાનમાં બોલ લાભે ૬૯. (ઉપર ૭૬ કહ્યા એમાંથી ૪ સંજ્ઞા, કૃષ્ણાદિ ૩ અશુભ લેશ્યા. એ ૭ બોલ ઓછા થયા)

આઠમા–નવમા ગુણસ્થાનમાં બોલ લાભે ૬૫ (ઉપર ૬૯ કહ્યા તેમાંથી બે શરીર–વૈક્રિય અને આહારક–૨ લેશ્યા–તેજો. અને પદ્મ–એ ૪ બોલ ઓછા થયા.)

દસમાં ગુણસ્થાનમાં બોલ લાભે ૬૨. (ઉપર ૬૫ કહ્યા એમાંથી ૩ કષાય ઓછા થયા).

અગિયારમા–બારમા ગુણસ્થાનમાં બોલ લાભે ૬૦. (૬૨ માંથી ૧ મોહનીય કર્મ અને ૧ લોભ કષાય–એ બે બોલ ઓછાં થયા.)

તેરમા ગુણસ્થાનમાં બોલ લાભે ૪૫. (૪ કર્મ, ૩ શરીર, ૨ ભાષા, ૨ મન, ૨૦ વર્ણાદિ, ૬ સંસ્થાન, ૧ લેશ્યા, ૧ દૃષ્ટિ, ૧ જ્ઞાન, ૩ યોગ, ૨ ઉપયોગ)

ચૌદમા ગુણસ્થાનમાં બોલ લાભે ૩૭. (ઉપર. ૪૫ કહ્યા એમાંથી ૨ ભાષા, ૨ મન, ૧ લેશ્યા, ૩ યોગ એ ૮ બોલ ઓછા થયા.)



<૧ શરીર, ૨ દૃષ્ટિ ૨ જ્ઞાન. ૩ અજ્ઞાન એ ૮ બોલ સમુચ્ચય ૮૨ માંથી ઓછા થયા.

# કરણ

## શ્રી ભગવતી સૂત્ર શ. ૧૯ ઉ. ૯ નો અધિકાર

**ગૌતમ :** અહો ભગવન્! કરણ < કેટલા પ્રકારના છે?

**મહાવીર :** હે ગૌતમ ! કરણ ૫૫ પ્રકારના છે. પાંચ દ્રવ્ય કરણ □ (દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભવ. ભાવ), ૫ શરીર, ૫ ઇંદ્રિય, ૫ ભાષા, ૪ મન, ૪ કષાય, ૭ સમુદ્‌ઘાત, ૪ સંજ્ઞા ૬ લેશ્યા, ૩ દૃષ્ટિ, ૩ વેદ, ૫ પ્રાણાતિપાત આદિ (પ્રાણાતિપાદ, મૃષાવાદ, અદત્તાદાન મૈથુન, પરિગ્રહ) એ ૫૫ કરણ છે.

**ગૌતમ :** હે ભગવન્! દંડક અપેક્ષાએ જીવોમાં કેટલા કરણના બોલ લાભે છે?

**મહાવીર :** હે ગૌતમ ! દંડક અપેક્ષાએ સમુચ્ચય જીવમાં બોલ લાભે ૫૫, નારકીમાં બોલ લાભે ૪૫ ( ૫ દ્રવ્ય, ૩ શરીર, ૫ ઇંદ્રિય, ૪ ભાષા, ૪ મન, ૪ કષાય, ૪ સમુદ્‌ઘાત, ૪ સંજ્ઞા, ૩ લેશ્યા, ૩ દૃષ્ટિ, ૧ વેદ, ૫ પ્રાણાતિપાદ આદિ–૪૫ ) ભવનપતિ વાણવ્યંતરમાં બોલ લાભે ૪૮ ( ઉપર કહ્યા ૪૫ તેમાં ૧ સમુદ્‌ઘાત, ૧ લેશ્યા, ૧ વેદ–એ ત્રણ બોલ વધે. ) જ્યોતિષી અને પહેલા દેવલોકમાં તથા બીજા દેવલોકમાં બોલ લાભે ૪૫ ( ઉપર ૪૮ કહ્યા એમાંથી ૩ લેશ્યા ઓછી થઇ. ) ત્રીજા દેવલોકથી બાર દેવલોક સુધી બોલ લાભે ૪૪ ( ઉપર ૪૫ કહ્યા

---

< જેના દ્વારા ક્રિયા થાય એને અર્થાત્ ક્રિયાના સાધનને કરણ કહે છે, અથવા કરનારને કરણ કહે છે.

**પ્રશ્ન :** કરણ અને નિવૃત્તિમા શો ફેર ?

**ઉત્તર :** ક્રિયાની આરંભરૂપ કરણ છે અને ક્રિયાની સમાપ્તિરૂપ નિવૃત્તિ છે

□ દ્રવ્યરૂપ દાતરડું, ચાકુ, આદિ દ્રવ્યકરણ છે અથવા સળી–ઘાસની ચટાઇ આદિ બનાવવું દ્રવ્યકરણ છે ક્ષેત્ર રૂપકરણ અથવા શાલિ ક્ષેત્ર આદિનું કરવુ અથવા કોઇ ક્ષેત્રાદિમાં સ્વાધ્યાય કરવો ક્ષેત્ર કરણ છે. કાળરૂપ કરણ અથવા કાળદ્વાર કોઇ કાળમાં કરવુ કાળકરણ છે. નરકાદિ ભવ કરવો ભવકરણ છે. ઔપશમિકાદિ ભાવ કરવો ભાવકરણ છે.

એમાં ૧ વેદ–સ્ત્રી વેદ ઓછો.) નવગ્રૈવેયકમાં બોલ લાભે ૪૧ (ઉપર ૪૪ કહ્યા તેમાં ૨ સમુદ્‌ઘાત અને ૧ મિશ્રદૃષ્ટિ એ ત્રણ બોલ ઓછા થયા.) પાચ અનુત્તર વિમાનમાં બોલ લાભે ૪૦ (ઉપર ૪૧ કહ્યા એમાં ૧ મિશ્રદૃષ્ટિ બોલ ઓછો). પૃથ્વીકાય, અપકાય અને વનસ્પતિ-કાયમાં બોલ લાભે ૩૧ (૫ દ્રવ્યાદિ, ૩ શરીર, ૧ ઇંદ્રિય, ૪ કષાય, ૩ સમુદ્‌ઘાત, ૪ સંજ્ઞા, ૪ લેશ્યા, ૧ દૃષ્ટિ, ૧ વેદ, ૫ પ્રાણાતિપાદિ=૩૧). તેઉકાયમાં બોલ લાભે ૩૦ (ઉપર ૩૧ કહ્યા એમાંથી એક લેશ્યા ઓછી થઇ). વાઉકાયમાં બોલ લાભે ૩૨ (ઉપર ૩૦ કહ્યા તેમાં ૧ વૈક્રિય શરીર અને એક વૈક્રિય સમુદ્‌ઘાત એ બે બોલ વધ્યા.) બેઇંદ્રિયમાં બોલ લાભે ૩૩ (ઉપર ૩૦ કહ્યા એમાં ૧ ઇદ્રિય, ૧ વ્યવહારભાષા, ૧ સમદૃષ્ટિ એ ત્રણ બોલ વધ્યા) તે ઇંદ્રિયમાં બોલ લાભે ૩૪ (૩૩માં એક ઇદ્રિય વધી). ચૌરેંદ્રિયમાં બોલ લાભે ૩૫ (૩૪માં એક ઇન્દ્રિય વધી) તિર્યંચ પંચેંદ્રિયમાં બોલ લાભે ૫૨. (૫૫માં થી ૧ શરીર ૨ સમુદ્‌ઘાત એ ત્રણ બોલ ઓછા થયા.) મનુષ્યમાં બોલ લાભે ૫૫.

**ગૌતમ :** હે ભગવન્ ! ચૌદ ગુણસ્થાનની અપેક્ષાએ કયા કયા ગુણસ્થાનમાં કેટલા કેટલા કરણના બોલ લાભે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! પહેલા અને ત્રીજા ગુણસ્થાનમાં બોલ લાભે ૫૦. (૫૫ માંથી ૧ આહારક શરીર, ૧ આહારક સમુદ્‌ઘાત, કેવળી સમુદ્‌ઘાત, ૧. સમદૃષ્ટિ એ ચાર બોલ અને પહેલા ગુણસ્થાનમાં ૧ મિશ્રદૃષ્ટિ તથા ત્રીજા ગુણસ્થાનમાં ૧ મિથ્યાદૃષ્ટિ એ પાંચ પાચ બોલ ઓછા થઈ ગયા.)

બીજા, ચોથા અને પાંચમા ગુણસ્થાનમાં બોલ લાભે ૫૦. (૫૫ માંથી ૧ આહારક શરીર, ૧ આહારક સમુદ્‌ઘાત, ૧ કેવળી સમુદ્‌ઘાત, ૧ મિથ્યાદૃષ્ટિ અને ૧ મિશ્રદૃષ્ટિ એ પાંચ બોલ ઓછા થયા.) છઠ્ઠા ગુણસ્થાનમાં બોલ લાભે ૪૭. (૫૫ માંથી ૫ પ્રાણાતિપાતાદિ, ૧ કેવળી સમુદ્‌ઘાત, ૧ મિથ્યાદૃષ્ટિ અને ૧ મિશ્રદૃષ્ટિ એ ૮ બોલ ઓછા થઇ ગયા ( સાતમા ગુણસ્થાનમાં બોલ લાભે ૩૪ (ઉપર ૪૭ કહ્યા છે, એમાંથી ૬ સમુદ્‌ઘાત, ૪ સંજ્ઞા, ૩ કૃષ્ણાદિ લેશ્યા એ ૧૩ બોલ ઓછા થયા).

આઠમા નવમા ગુણુસ્થાનમાં બોલ લાભે ૩૦–૩૦ (ઉપર કહ્યા ૩૪ તેમાંથી ૨ શરીર ૨ લેશ્યા–એ ચાર બોલ ઓછા થયા). દસમા ગુણુસ્થાનમાં બોલ લાભે. ૨૪ (ઉપર ૩૦ કહ્યા છે એમાંથી ૩ કષાય, ૩ વેદ એ છ બોલ ઓછા થયા). અગિયારમા બારમા ગુણુસ્થાનમાં બોલ લાભે ૨૩–૨૩ (ઉપર ૨૪ કહ્યા છે એમાંથી લોભ કષાય ઓછો થયો). તેરમા ગુણુસ્થાનમા બોલ લાભે~૧૫ (ઉપર ૨૩ કહ્યા છે તેમાંથી ૫ ઇંદ્રિય, ૨ મન, ૨ ભાષા એ નવ બોલ ઓછા થયા. અને કેવળીસમુદ્ઘાત વધી). ચૌદમા ગુણુસ્થાનમાં બોલ લાભે ૯ (૫ દ્રવ્યાદિ, ૩ શરીર, ૧ સમદૃષ્ટિ= ૯ ) સિદ્ધ ભગવાનમાં બોલ લાભે ૬ (૫ દ્રવ્યાદિ, ૧ સમદૃષ્ટિ ).

## છ દ્રવ્ય

## શ્રી ભગવતી સૂત્ર શ. ૨૦ ઉ. ૨ નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્! આકાશ કેટલા પ્રકારનાં છે?

**મહાવીર** : હે ગૌતમ ! આકાશ બે પ્રકારનાં છે: લોકાકાશ અને અલોકાકાશ.

**ગૌતમ** : હે ભગવન્! લોકાકાશમાં શું જીવ છે? કે જીવનો દેશ છે, કે જીવનો પ્રદેશ છે; અજીવ છે, કે અજીવનો દેશ છે કે અજીવનો પ્રદેશ છે?

**મહાવીર** : હે ગૌતમ ! લોકાકાશમાં જીવ છે, જીવના દેશ પણ છે, જીવના પ્રદેશ પણ છે; અજીવ પણ છે, અજીવના દેશ પણ છે, અજીવના પ્રદેશ પણ છે.

**ગૌતમ** : હે ભગવન્! ધર્માસ્તિકાય કેટલી મોટી છે?

**મહાવીર** : હે ગૌતમ ! ધર્માસ્તિકાય લોકરૂપ, લોકમાત્ર. લોકપ્રમાણ છે. સંપૂર્ણ લોકને અવગાહન કરી રાખેલ છે..એ રીતે

~ ૫ દ્રવ્યાદિ, ૩ શરીર, ૨ ભાષા, ૨ મન, ૧ કેવળી સમુદ્ઘાત ૧ શુકલ લેશ્યા ૧ સમદૃષ્ટિ એ ૧૫ બોલ લાભે

અધર્માસ્તિકાય, લોકાકાશાસ્તિકાય, જીવાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાયનું કહી દેવું.

**ગૌતમ** : હે ભગવન્! ધર્માસ્તિકાય અધોલોકને કેટલા સ્પર્શે છે?

**મહાવીર** · હે ગૌતમ! અર્ધા ઝાઝેરા. ૮૭ રાજુથી કંઈક અધિક) સ્પર્શે છે. બીજા શતકમાં કહ્યું છે તે પ્રમાણે, સર્વ અધિકાર અહીં કહી દેવા.

**ગૌતમ** : હે ભગવન્! ઈષત્પ્રાગ્ભારા પૃથ્વી (સિદ્ધશિલા) લોકાકાશના સંખ્યાતમા ભાગને સ્પર્શે છે કે અસંખ્યાત ભાગ વગેરેને સ્પર્શે છે?

**મહાવીર** : હે ગૌતમ! સંખ્યાતમા ભાગને સ્પર્શતા નથી પરંતુ અસંખ્યાતમા ભાગને સ્પર્શે છે. બહુ અસંખ્યાતમા ભાગને સ્પર્શતા નથી, બહુ સંખ્યાતમા ભાગે સ્પર્શતા નથી. સર્વ લોકને સ્પર્શતા નથી.

**ગૌતમ** : હે ભગવન્! ધર્માસ્તિકાય નાઅભિવચન (પર્યાયવાચી શબ્દ ☐) કેટલા છે?

**મહાવીર** : હે ગૌતમ! અનેક છે, જેમકે ધર્મ, ધર્માસ્તિકાય, પ્રાણાતિપાત વિરમણ યાવત્ મિથ્યાદર્શનશલ્ય વિરમણ (૧૮ પાપનું વિરમણ) પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ આદિ અનેક નામ છે.

**ગૌતમ** : હે ભગવન્! અધર્માસ્તિકાયનાં કેટલા નામ છે?

**મહાવીર** : હે ગૌતમ! અધર્મ, અધર્માસ્તિકાય, પ્રાણાતિપાતથી

---

☐ અહીંયા પ્રશ્ન કર્યો છે કે, 'ધર્માસ્તિકાય' શબ્દ દ્વારા કહેવાવાળા અર્થવાચક કેટલા શબ્દ છે? તેનો ઉત્તર એ છે કે, ધર્માસ્તિકાય શબ્દના પ્રતિપાદ બે અર્થ છે: ધર્માસ્તિકાય દ્રવ્ય તથા સામાન્ય ધર્મ અને વિશેષ ધર્મ. ધર્માસ્તિકાય દ્રવ્ય પ્રતિપાદક અને સામાન્ય ધર્મ પ્રતિપાદક 'ધર્મ' શબ્દ છે. 'પ્રાણાતિપાત વિરમણ' આદિ શબ્દ વિશેષ ધર્મ પ્રતિપાદક છે? એ સિવાય સામાન્ય રૂપથી અથવા વિશેષ રૂપથી ચારિત્ર ધર્મના પ્રતિપાદક જે શબ્દ છે તે સર્વ ધર્માસ્તિકાયના અભિવાચન (પર્યાયવાચી) શબ્દ કહ્યા છે. એ રીતે અધર્માસ્તિકાયના વિષયમા પણ સમજવું.

લઈ મિથ્યાદર્શનશલ્ય સુધી ૧૮ પાપ, પાંચ અસમિતિ, ત્રણ અગુપ્તિ આદિ અનેક નામ છે.

**ગૌતમ** : હે ભગવન્! આકાશાસ્તિકાયનાં કેટલા નામ છે?

**મહાવીર** : હે ગૌતમ ! આકાશ, આકાશાસ્તિકાય, ગગન, નભ, સમ, વિષમ, ખહ, વિહાય, વીચિ, વિવર, અંબર, અંબરસ (અંબ-જળરૂપી રસ જેનાથી પ્રાપ્ત થાય) છિદ્ર, શુષિર, માર્ગ, વિમુખ, અર્દ, વ્યર્દ, આધાર, વ્યોમ, ભાજન, અંતરિક્ષ, શ્યામ, અવકાશાન્તર અગમ, સ્ફટિક, (સ્વચ્છ), અનંત આદિ અનેક નામ છે.

**ગૌતમ** : હે ભગવન્! જીવાસ્તિકાયનાં કેટલાં નામ છે?

**મહાવીર** : હે ગૌતમ ! જીવ, જીવાસ્તિકાય, પ્રાણ, ભૂત, સત્ત્વ, વિજ્ઞ, ચેતા, (પુદ્‌ગલોનો સંચય કરવાવાળા), જેતા (કર્મરૂપ શત્રુને જીતવાવાળા), આત્મા, રંગણ (રાગયુક્ત) ગમન કરવાવાળા, પુદ્‌ગલ, માનવ, કર્તા વિકર્તા, જગત્ (ગમનશીલ) જંતુ, યોનિ (ઉત્પાદક) સ્વયંભૂતિ, શરીરી, નાયક, અંતરાત્મા આદિ અનેક નામ છે.

**ગૌતમ** : હે ભગવન્! પુદ્‌ગલાસ્તિકાયનાં કેટલાં નામ છે?

**મહાવીર** : હે ગૌતમ ! પુદ્‌ગલ, પુદ્‌ગલાસ્તિકાય, પરમાણુ, બે પ્રદેશીથી માંડી અનંતપ્રદેશી આદિ અનેક નામ છે.

**ગૌતમ** : અહો ભગવન્! પ્રાણાતિપાત આદિ શેમાં પરિણમે છે.

**મહાવીર** : હે ગૌતમ ! પ્રાણાતિપાત આદિ ૧૮ પાપ તથા ૧૮ પાપોના વિરમણ ઔત્પાતિકી આદિ ચાર બુદ્ધિ, અવગ્રહ, ઈહા, અવાય, ધારણા, ઉત્થાન, કર્મ, બળ, વીર્ય, પુરુષાકાર, પરાક્રમ, નારકીપણું, અસુરકુમારપણું યાવત્ વૈમાનિકપણું, જ્ઞાનાવરણીય આદિ ૮ કર્મ, કૃષ્ણલેશ્યા આદિ છ લેશ્યા, સમ્યગ્દષ્ટિ, મિથ્યાદષ્ટિ, મિશ્રદષ્ટિ, ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન, કેવળદર્શન, આભિનિબોધિક જ્ઞાન યાવત્ વિભંગજ્ઞાન, આહારસંજ્ઞા આદિ ૪ સંજ્ઞા, ઔદારિક આદિ પાંચ શરીર, યોગ ત્રણ, સાકાર ઉપયોગ, નિરાકાર ઉપયોગ આદિ તથા તેના

સમાન અન્ય સર્વ ધર્મ આત્મામાં પરિણમે છે. આત્મા સિવાય અન્યત્ર પરિણમતા નથી.

**ગૌતમ** : હે ભગવન્ ! ગર્ભમાં ઉત્પન્ન થતા જીવ કેટલા વર્ણ, ગંધ, રસ, સ્પર્શવાળાં પરિણામોથી પરિણમે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! પાંચ વર્ણ, પાંચ રસ, બે ગંધ, ૮ સ્પર્શવાળાં પરિણામોથી પરિણમે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! જીવ કર્મોથી મનુષ્ય, તિર્યંચ આદિ અનેક રૂપથી પરિણમે છે ?

**મહાવીર** : હા ગૌતમ ! જીવ અને આ આખું જગત કર્મોથી વિવિધ રૂપથી પરિણમે છે, કર્મો વિના પરિણમતા નથી.



## વર્ણાદિના ભાંગા

### શ્રી ભગવતી સૂત્ર શ. ૨૦ ઉ. ૫ નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્ ! પરમાણુ પુદ્ગલમાં કેટલા વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ હોય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! પરમાણુ પુદ્ગલમાં વર્ણાદિના ૧૬ ભાંગા મળે છે : (૧) કદાચિત્ કાળો, (૨) કદાચિત્ લીલો, (૩) કદાચિત્ લાલ (૪) કદાચિત્ પીળો (૫) કદાચિત્ સફેદ (૬) કદાચિત્ સુરભિગંધ (૭) કદાચિત્ દુરભિગંધ (૮) કદાચિત્ તીખો (૯) કદાચિત્ કડવો (૧૦) કદાચિત્ કષાયેલો (૧૧) કદાચિત્ ખાટો (૧૨) કદાચિત્ મીઠો (૧૩) કદાચિત્ ઠંડો અને સ્નિગ્ધ (૧૪) કદાચિત્ ઠંડો અને રૂક્ષ (૧૫) કદાચિત્ ઉષ્ણ અને સ્નિગ્ધ (૧૬) કદાચિત્ ઉષ્ણ અને રૂક્ષ.

**ગૌતમ** : હે ભગવન્ ! બે પ્રદેશી સ્કંધમાં કેટલા વર્ણાદિ હોય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! બે પ્રદેશી સ્કંધમાં વર્ણાદિના ૪૨ ભાંગા

☐ [વર્ણના ૧૫, ગંધના ૩, રસના ૧૫, સ્પર્શના ૯ એ કુલ ૪૨] હોય છે. વર્ણના ૧૫ ભાંગા આ પ્રમાણે છે : અસંયોગી પાંચ ભાંગા– (૧) કદાચિત્ કાળો, (૨) કદાચિત્ લીલો (૩) કદાચિત્ લાલ, (૪) કદાચિત્ પીળો, (૫) કદાચિત્ સફેદ.

બે સંયોગી ૧૦ ભાંગા આ પ્રકારે છે.

(૧) કદાચિત્ કાળો એક, લીલો એક (૨) કદાચિત્ કાળો એક, લાલ એક, (૩) કદાચિત્ કાળો એક, પીળો એક (૪) કદાચિત્ કાળો એક, સફેદ એક, (૫) કદાચિત્ લીલો એક, લાલ એક (૬) કદાચિત્ લીલો એક, પીળો એક. (૭) કદાચિત્ લીલો એક, સફેદ એક (૮) કદાચિત્ લાલ એક, પીળો એક, (૯) કદાચિત્ લાલ એક, સફેદ એક (૧૦) કદાચિત્ પીળો એક સફેદ એક.

ગંધના ત્રણ ભાંગા આ પ્રકારે બને છે :–

(૧) કદાચિત્ સુરભિગંધ, (૨) કદાચિત્ દુરભિગંધ, (૩) કદાચિત સુરભિગંધ એક, દુરભિગંધ એક.

રસના ૧૫ ભાંગા–જે પ્રમાણે વર્ણના ૧૫ ભાંગા કહ્યા તેવી જ રીતે રસના ૧૫ ભાંગા કહી દેવા જોઈએ.

સ્પર્શના ૯ ભાંગા :– (૧) સર્વ ઠંડા, સર્વ સ્નિગ્ધ, (૨) સર્વ ઠંડા, સર્વ રૂક્ષ (૩) સર્વ ઉષ્ણ, સર્વ સ્નિગ્ધ (૪) સર્વ ઉષ્ણ, સર્વ રૂક્ષ (૫) સર્વ ઠંડા, થોડો (થોડો ભાગ) સ્નિગ્ધ, થોડો રૂક્ષ (૬) સર્વ ઉષ્ણ થોડો સ્નિગ્ધ, થોડો રૂક્ષ (૭) સર્વ સ્નિગ્ધ, થોડો શીત, થોડો ઉષ્ણ (૮) સર્વ રૂક્ષ, થોડો શીત, થોડો ઉષ્ણ (૯) થોડો શીત, થોડો ઉષ્ણ, થોડો સ્નિગ્ધ, થોડો રૂક્ષ.

---

☐ દ્વિપ્રદેશી સ્કંધમાં જ્યારે બન્ને પ્રદેશ એક વર્ણવાળા હોય છે ત્યારે અસંયોગી પાંચ ભાંગા હોય છે. જ્યારે બન્ને પ્રદેશમાં ભિન્ન-ભિન્ન વર્ણવાળા હોય છે ત્યારે બે સંયોગી દસ ભાંગા હોય છે. ગંધમાં જ્યારે બન્ને પ્રદેશ એક ગંધવાળા હોય છે ત્યારે બે ભાંગા હોય છે અને જ્યારે બન્ને પ્રદેશ બે ગંધવાળા હોય ત્યારે એક ભાંગો હોય છે. રસમાં જ્યારે બન્ને પ્રદેશ એક રસવાળા હોય ત્યારે ૫ ભાંગા હોય છે અને જ્યારે ભિન્ન ભિન્ન બે રસવાળા હોય ત્યારે દસ ભાંગા હોય છે. સ્પર્શના બે સંયોગી ૪ ભાંગા, ત્રણ સંયોગી ૪ અને ચાર સંયોગી એક ભાંગો હોય છે. એ સર્વ મળી ૪૨ ભાગા થાય છે.

**ગૌતમ :** અહો ભગવન્! ત્રણ પ્રદેશી સ્કંધમાં વર્ણાદિના કેટલા ભાંગા હોય છે?

**મહાવીર :** હે ગૌતમ! ૧૨૦ ભાંગા હોય છે :– વર્ણના ૪૫, ગંધના ૫, રસના ૪૫ અને સ્પર્શના ૨૫ એ મળી કુલ ૧૨૦ ભાંગા થયા.

વર્ણના ૪૫ ભાંગા આ પ્રકારે હોય છે :– અસંયોગી ૫, બે સંયોગી ૩૦, અને ત્રણ સંયોગી ૧૦ ભાંગા હોય છે.

અસંયોગી પાંચ ભાંગા આ પ્રકારે બને છે .–

(૧) કદાચિત્ કાળો, (૨) કદાચિત્ લીલો, (૩) કદાચિત્ લાલ, (૪) કદાચિત્ પીળો (૫) કદાચિત્ સફેદ.

બે સંયોગી ૩૦ ભાંગા આ પ્રકારે બને છે :—

(૧) કાળો એક, નીલો એક
(૨) કાળો એક, નીલા અનેક.
(૩) કાળા બહુ, નીલો એક
(૪) કાળો એક, લાલ એક
(૫) કાળો એક, લાલ અનેક
(૬) કાળા અનેક, લાલ એક
(૭) કાળો એક, પીળો એક
(૮) કાળો એક, પીળા અનેક
(૯) કાળો અનેક, પીળો એક
(૧૦) કાળો એક, સફેદ અનેક
(૧૧) કાળો એક, સફેદ અનેક
(૧૨) કાળા અનેક, સફેદ એક
(૧૩) નીલો એક, લાલ એક
(૧૪) નીલો એક, લાલ અનેક
(૧૫) નીલા અનેક, લાલ એક
(૧૬) નીલો એક, પીળો એક
(૧૭) નીલો એક, પીળા અનેક
(૧૮) નીલા અનેક, પીળો એક,
(૧૯) નીલો એક, સફેદ એક
(૨૦) નીલો એક, સફેદ અનેક
(૨૧) નીલા અનેક, સફેદ એક
(૨૨) લાલ એક, પીળો એક
(૨૩) લાલ એક, પીળા અનેક
(૨૪) લાલ અનેક, પીળો એક,
(૨૫) લાલ એક, સફેદ એક
(૨૬) લાલ એક, સફેદ અનેક
(૨૭) લાલ અનેક, સફેદ એક
(૨૮) પીળો એક, સફેદ એક
(૨૯) પીળો એક, સફેદ અનેક
(૩૦) પીળા અનેક, સફેદ એક.

ત્રણ સંયોગી ૧૦ ભાંગા આ પ્રકારે હોય છે :–

(૧) કાળો એક, નીલો એક, લાલ એક.

(૨) કાળો એક, નીલો એક, પીળો એક.

(૩) કાળો એક, નીલો એક, સફેદ એક

(૪) કાળો એક, લાલ એક, પીળો એક

(૫) કાળો એક, લાલ એક, સફેદ એક

(૬) સફેદ એક, પીળો એક, સફેદ એક,

(૭) નીલો એક, લાલ એક, પીળો એક,

(૮) નીલો એક, લાલ એક, સફેદ એક,

(૯) નીલો એક, પીળો એક, સફેદ એક,

(૧૦) લાલ એક, પીળો એક, સફેદ એક.

ગંધના પાંચ ભાંગા આ પ્રમાણે હોય છે. (૧) સર્વ સુરભિગંધ (૨) સર્વ દુરભિગંધ (૩) સુરભિગંધ એક. દુરભિગંધ એક, (૪) સુરભિગંધ એક, દુરભિગંધ અનેક (૫) સુરભિગંધ અનેક, દુરભિગંધ એક

રસના ૪૫ ભાંગા :– જેવી રીતે વર્ણના ૪૫ ભાંગા કહેલ છે તે પ્રમાણે રસના ૪૫ ભાંગા કહી દેવા.

સ્પર્શના ૨૫ ભાંગા આ પ્રકારે હોય છે :– બે સંયોગી ૪, ત્રણ સંયોગી ૧૨, ચાર સંયોગી ૯ એ કુલ ૨૫ થાય છે.

બે સંયોગી ૪ ભાંગા : (૧) સર્વ શીત, સર્વ સ્નિગ્ધ (૨) સર્વ શીત, સર્વ રૂક્ષ (૩) સર્વઉષ્ણ, સર્વ સ્નિગ્ધ (૪) સર્વ ઉષ્ણ, સર્વ રૂક્ષ.

ત્રણ સંયોગી ૧૨ ભાંગા : (૧) સર્વશીત, એક ભાગ સ્નિગ્ધ, એક ભાગ રૂક્ષ (૨) સર્વ શીત એક ભાગ સ્નિગ્ધ ઘણા ભાગ રૂક્ષ (૩) સર્વશીત, થોડા ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ.

એવી રીતે ત્રણ ભાંગા ઉષ્ણની સાથે, ત્રણ ભાંગા સ્નિગ્ધની સાથે, ત્રણ ભાંગા રૂક્ષની સાથે કહેવાથી કુલ ૧૨ ભાંગા થાય છે.

સ્પર્શના ૪ સંયોગી ૯ ભાંગા હોય છે:—

(૧) એક ભાગ શીત, એક ભાગ ઉષ્ણ, એક ભાગ સ્નિગ્ધ, એક ભાગ રૂક્ષ.

(૨) એક ભાગ શીત, એક ભાગ ઉષ્ણ, એક ભાગ સ્નિગ્ધ, ઘણા ભાગ રૂક્ષ.

(૩) એક ભાગ શીત, એક ભાગ ઉષ્ણ, ઘણા ભાગ સ્નિગ્ધ, એક ભાગ રૂક્ષ.

(૪) એક ભાગ શીત, ઘણા ભાગ ઉષ્ણ, એક ભાગ સ્નિગ્ધ, એક ભાગ રૂક્ષ.

(૫) એક ભાગ શીત, ઘણા ભાગ ઉષ્ણ, એક ભાગ સ્નિગ્ધ, ઘણા ભાગ રૂક્ષ.

(૬) એક ભાગ શીત, ઘણા ભાગ ઉષ્ણ, ઘણા ભાગ સ્નિગ્ધ, એક ભાગ રૂક્ષ.

(૭) ઘણા ભાગ શીત, એક ભાગ ઉષ્ણ, એક ભાગ સ્નિગ્ધ, એક ભાગ રૂક્ષ.

(૮) ઘણા ભાગ શીત, એક ભાગ ઉષ્ણ, એક ભાગ સ્નિગ્ધ, ઘણા ભાગ રૂક્ષ.

(૯) ઘણા ભાગ શીત, એક ભાગ ઉષ્ણ, ઘણા ભાગ સ્નિગ્ધ, એક ભાગ રૂક્ષ.

આ સ્પર્શના ૨૫ ભાંગા થયા. અને કુલ મળીને ત્રણ પ્રદેશી સ્કંધના ૧૨૦ ભાંગા થયા.

**ગૌતમ** : હે ભગવન્! ચાર પ્રદેશી સ્કંધમાં વર્ણાદિના કેટલા ભાંગા હોય છે?

**મહાવીર** : હે ગૌતમ! ૨૨૨ ભાંગા હોય છે. વર્ણના ૯૦, ગંધના ૬, રસના ૯૦, સ્પર્શના ૩૬ એ સર્વ મળી ૨૨૨ ભાંગા થયા.

વર્ણના ૯૦ ભાંગા આ પ્રકારે હોય છે: અસંયોગી ૫, બે

સંયોગી ૪૦, ત્રણ સંયોગી ૪૦, ચાર સંયોગી ૫–એ કુલ મળી ૯૦ ભાંગા થયા.

અસંયોગી પાંચ ભાંગા બેપ્રદેશી સ્કંધની માફક કહી દેવા.

બે સંયોગી ૪૦ ભાંગા–(૧) કાળો એક, નીલો એક (૨) કાળો એક, નીલા અનેક (૩) કાળા અનેક, નીલો એક (૪) કાળા અનેક, નીલા અનેક. આ કાળા નીલાની એક ચૌભંગી થઇ. એ પ્રકારે દ્વિસંયોગી દસ ચૌભંગી હોય છે. દસ ચૌભંગીના ૪૦ ભાંગા થાય છે.

ત્રણ સંયોગી ૪૦ ભાંગા: ૧. કાળો એક, નીલો એક, લાલ એક, ૨. કાળો એક, નીલો એક, લાલ અનેક. ૩. કાળો એક. નીલા અનેક, લાલ એક. ૪. કાળા અનેક, નીલો એક, લાલ એક. આ કાળા, નીલા, લાલની એક ચૌભંગી થઈ. આ પ્રકારે ત્રણ સંયોગી દસ ચૌભંગી હોય છે॥. દસ ચૌભગીના ૪૦ ભાંગા થાય છે.

ચાર સંયોગી પાંચ ભાંગા આ પ્રકારે હોય છે.

૧. કાળો એક, નીલો એક, લાલ એક, પીળો એક.
૨. કાળો એક, નીલો એક, લાલ એક, સફેદ એક.
૩. કાળો એક, નીલો એક, પીળો એક, સફેદ એક.
૪. કાળો એક, લાલ એક, પીળો એક, સફેદ એક.
૫. નીલો એક, લાલ એક, પીળો એક, સફેદ એક.

આ વર્ણના ૯૦ ભાંગા થયા.

ગંધના ૬ ભાંગા આ પ્રકારે હોય છે:–

(૧) સર્વસુરભિગંધ (૨) સર્વદુરભિગંધ (૩) સુરભિગંધ એક. દુરભિગંધ એક (૪) સુરભિગંધ એક, દુરભિગંધ અનેક (૫) સુરભિગંધ અનેક, દુરભિગંધ એક (૬) સુરભિગંધ અનેક, દુરભિગંધ અનેક.

---

॥ ત્રણ પ્રદેશીમાં ત્રણ સયોગી ૧૦ ભાગા કહ્યા તે એક એક ભાગા પર ચાર ચાર ભાંગા કરવાથી ૪૦ ભાગા થાય છે.

રસના ૯૦ ભાંગા– જેવી રીતે વર્ણના ૯૦ ભાંગા કહેલ છે તે પ્રકારે રસના પણ ૯૦ ભાંગા કહી દેવા.

સ્પર્શના ૩૬ ભાંગા– બે સંયોગી ભાંગા ૪, ત્રણ સંયોગી ભાંગા ૧૬, ચાર સંયોગી ભાંગા ૧૬, એમ કુલ ૩૬ થાય છે. બે સંયોગી ૪ ભાંગા (૧) સર્વશીત, સર્વ સ્નિગ્ધ (૨) સર્વ શીત, સર્વ સ્નિગ્ધ (૩) સર્વ ઉષ્ણ, સર્વ સ્નિગ્ધ (૪) સર્વ ઉષ્ણ, સર્વ રૂક્ષ.

ત્રણ સંયોગી ૧૬ ભાંગા આ રીતે બને છે:—

[૧] સર્વ શીત,, એક ભાગ સ્નિગ્ધ, એક ભાગ રૂક્ષ,
[૨] સર્વ શીત, એક ભાગ સ્નિગ્ધ, અનેક ભાગ રૂક્ષ,
[૩] સર્વ શીત, અનેક ભાગ સ્નિગ્ધ, એક ભાગ રૂક્ષ,
[૪] સર્વ શીત, અનેક ભાગ સ્નિગ્ધ, અનેક ભાગ રૂક્ષ.

આ રીતે સર્વ ઉષ્ણના ૪ ભાંગા, સર્વ સ્નિગ્ધના ૪ ભાંગા અને સર્વ રૂક્ષના ૪ ભાગા બને છે. એમ ૧૬ ભાંગા થયા.

ચાર સંયોગી ૧૬ ભાંગા એવી રીતે બને છે:—

[૧] એક ભાગ શીત, એક ભાગ ઉષ્ણ એક ભાગ સ્નિગ્ધ, એક ભાગ રૂક્ષ.
[૨] એક ભાગ શીત, એક ભાગ ઉષ્ણ, એક ભાગ સ્નિગ્ધ, અનેક ભાગ રૂક્ષ.
[૩] એક ભાગ શીત, એક ભાગ ઉષ્ણ, અનેક ભાગ સ્નિગ્ધ, એક ભાગ રૂક્ષ.
[૪] એક ભાગ શીત, એક ભાગ ઉષ્ણ, અનેક ભાગ સ્નિગ્ધ, અનેક ભાગ રૂક્ષ.

એવી રીતે 'એક ભાગ શીત, અનેક ભાગ ઉષ્ણ'થી ૪ ભાંગા બને છે. એટલે ૮ ભાંગા થયા. એવી રીતે 'અનેક ભાગ શીત'થી ૮ ભાંગા બને છે. તે *૧૬ ભાંગા થયા. સર્વ મળીને સ્પર્શના ૩૬ ભાંગા થયા. એ રીતે ચાર પ્રદેશી સ્કંધના ૨૨૨ ભાંગા (વર્ણના ૯૦; ગંધના ૬, રસના ૯૦ અને સ્પર્શના ૩૬ કુલ ૨૨૨) થયા.

**ગૌતમ :** હે ભગવન્! પાંચ પ્રદેશી સ્કંધમાં કેટલા વર્ણાદિના ભાંગા મળે છે?

---

* ૧૧૧૧–૧૧૧૩–૧૧૩૧–૧૧૩૩–૧૩૧૧–૧૩૧૩–૧૩૩૧–૧૩૩૩–૩૧૧૧–૩૧૧૩–૩૧૩૧–૩૧૩૩–૩૩૧૧–૩૩૧૩–૩૩૩૧–૩૩૩૩.

**મહાવીર :** હે ગૌતમ! પાંચ પ્રદેશી સ્કંધમાં વર્ણાદિકના ૩૨૪ ભાંગા હોય છે. વર્ણના ૧૪૧, ગંધના ૬, રસના ૧૪૧, સ્પર્શના ૩૬ એ સર્વ મળી ૩૨૪ ભાંગા છે.

વર્ણના ૧૪૧ ભાંગા આ પ્રકારે હોય છે :– અસંયોગી ૫, બેસંયોગી ૪૦, ત્રણ સંયોગી ૭૦, ચાર સંયોગી ૨૫, પાંચ સંયોગી ૧ એ કુલ ૧૪૧ થયા.

અસંયોગી ૫ અને બે સંયોગી ૪૦ ભાંગા જેવી રીતે ચાર પ્રદેશી સ્કંધમાં કહ્યા તેવી રીતે અહીં પણ સમજી લેવા.

ત્રણ સંયોગી ૭૦ ભાંગા આ રીતે બને છે :–

[૧] એક ભાગ કાળો, એક ભાગ નીલો, એક ભાગ લાલ.
[૨] એક ભાગ કાળો, એક ભાગ નીલો અનેક ભાગ લાલ.
[૩] એક ભાગ કાળો, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ
[૪] એક ભાગ કાળો, અનેક ભાગ નીલા અનેક ભાગ લાલ.
[૫] અનેક ભાગ કાળો, એક ભાગ નીલો, એક ભાગ લાલ.
[૬] અનેક ભાગ કાળો, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ.
[૭] અનેક ભાગ કાળો, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ
આ કાળા, નીલા, લાલના ૭ ભાંગા થયા.

એવી રીતે [૨] કાળા, નીલા, પીળાના ૭ ભાંગા (૩) કાળા, નીલા, સફેદના ૭ ભાંગા [૪] કાળા, લાલ, પીળાના ૭ ભાંગા, [૫] કાળા, લાલ, સફેદના ૭ ભાંગા (૬) કાળા, પીળા, સફેદના ૭ ભાંગા [૭] નીલો, લાલ, પીળાના ૭ ભાંગા [૮] નીલો, પીળો, સફેદના ૭ ભાંગા [૧૦] લાલ પીળા, સફેદના ૭ ભાંગા થાય છે. આ ત્રણ સંયોગી ૭૦ ભાંગા થાય છે.

ચાર સંયોગી ૨૫ ભાંગા આ પ્રકારે બને છે.

[૧] એક ભાગ કાળો, એક ભાગ નીલો, એક ભાગ લાલ, એક ભાગ પીળો.

[૨] એક ભાગ કાળો, એક ભાગ નીલો, એક ભાગ લાલ, અનેક ભાગ પીળા.

[૩] એક ભાગ કાળો, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ, એક ભાગ પીળો.

[૪] એક ભાગ કાળો, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ એક ભાગ પીળો.

[૫] અનેક ભાગ કાળા, એક ભાગ નીલો એક ભાગ લાલ એક ભાગ પીળો.

આ કાળા, નીલા, લાલ, પીળાના પાંચ ભાંગા થયા. એવી રીતે [૨] કાળા નીલા લાલ સફેદના પાંચ ભાંગા [૩] કાળા, નીલા, પીળા, સફેદના પાંચ ભાંગા [૪] કાળા, લાલ, પીળા, સફેદના પાંચ ભાંગા [૫] નીલા, લાલ, પીળા, સફેદના પાંચ ભાંગા થાય છે. એ રીતે ચાર સંયોગી ૨૫ ભાંગા થયા.

પાંચ સંયોગી એક ભાંગા થાય છે. એક ભાગ કાળો, એક ભાગ નીલો, એક ભાગ લાલ, એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

વર્ણના કુલ ૧૪૧ ભાંગા થયા.

ગંધના ૬ ભાંગા ચાર પ્રદેશી સ્કંધની જેમ કહી દેવા જોઈએ.

રસના ૧૪૧ ભાંગા–જે પ્રકારે પાંચ પ્રદેશી સ્કંધમાં વર્ણના ૧૪૧ ભાંગા કહ્યા છે તે પ્રકારે રસના ૧૪૧ ભાંગા કહી દેવા.

સ્પર્શના ૩૬ ભાંગા–જે પ્રકારે ચાર પ્રદેશી સ્કંધમાં સ્પર્શના ૩૬ ભાંગા કહ્યા છે તે પ્રકારે અહીં પાંચ પ્રદેશી સ્કંધમાં સ્પર્શના ૩૬ ભાગા કહી દેવા.

એ પ્રકારે પાંચ પ્રદેશી સ્કંધમાં ૩૨૪ [વર્ણના ૧૪૧, ગંધના ૬, રસના ૧૪૧, સ્પર્શના ૩૬= કુલ ૩૨૪] ભાંગા થયા.

**ગૌતમ :** હે ભગવન્ ! છ પ્રદેશી સ્કંધમાં વર્ણાદિના કેટલા ભાંગા હોય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! છ પ્રદેશી સ્કંધમાં વર્ણાદિના ૪૧૪

ભાંગા હોય છે. વર્ણના ૧૮૬, ગંધના ૬, રસના ૧૮૬, સ્પર્શના ૩૬ એ કુલ ૪૧૪ ભાંગા થાય છે.

વર્ણના ૧૮૬ ભાંગા આ પ્રકારે બને છે: અસંયોગી ૫, બે સંયોગી ૪૦, ત્રણ સંયોગી ૮૦, ચાર સંયોગી ૫૫, પાંચ સંયોગી ૬ કુલ ૧૮૬ ભાંગા હોય છે.

અસંયોગી પાંચ અને બે સંયોગી ૪૦ ભાંગા જે રીતે ચાર પ્રદેશી સ્કંધના કહ્યા તે પ્રમાણે અહીં છ પ્રદેશી સ્કંધમાં પણ કહી દેવા.

ત્રણ સંયોગી ૮૦ ભાંગા આ પ્રકારે બને છે–જેવી રીતે પાંચ પ્રદેશી સ્કંધમાં ૭ ભાંગા કહ્યા છે તે રીતે સાત ભાંગા અહીં છ પ્રદેશી સ્કંધમાં પણ કહી દેવા જોઈએ. આઠમો ભાંગો–અનેક ભાગ કાળા, અનેક ભાગ નીલા, અનેક ભાગ લાલ. આ આઠને દસથી ગુણવાથી ૮૦ ભાંગા થાય છે.

ચાર સંયોગી ૫૫ ભાંગા આ પ્રકારે બને છે.

[૧] એક ભાગ કાળો, એક ભાગ નીલો, એક ભાગ લાલ, એક ભાગ પીળો. [૨] એક ભાગ કાળો, એક ભાગ નીલો એક ભાગ લાલ, અનેક ભાગ પીળા. [૩] એક ભાગ કાળો, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ, એક ભાગ પીળો [૪] એક ભાગ કાળો, એક ભાગ નીલો અનેક ભાગ લાલ, અનેક ભાગ પીળા. [૫] એક ભાગ કાળો, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ, એક ભાગ પીળો. [૬] એક ભાગ કાળો, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ અનેક પીળા. [૭] એક ભાગ કાળો, અનેક ભાગ નીલા, અનેક ભાગ લાલ, એક ભાગ પીળો. [૮] અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, એક ભાગ લાલ, એક ભાગ પીળો. [૯] અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, એક ભાગ લાલ, અનેક ભાગ પીળા. [૧૦] અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ, એક ભાગ પીળો [૧૧] અનેક ભાગ કાળા અનેક ભાગ નીલા, એક ભાગ લાલ, એક ભાગ લાલ,. એક ભાગ પીળો.

આ ૧૧ ભાંગામાં ચાર પ્રદેશી સ્કંધમાં જે ચાર સંયોગી ૫ ભાંગા છે તેને ગુણવાથી [૧૧×૫=૫૫] ૫૫ ભાંગા થાય છે.

પાંચ સંયોગી છ ભાંગા આ પ્રકારે બને છે.

[૧] એક ભાગ કાળો, એક ભાગ નીલો, એક ભાગ લાલ, એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

[૨] એક ભાગ કાળો, એક ભાગ નીલો, એક ભાગ લાલ, એક ભાગ પીળો, અનેક ભાગ સફેદ

[૩] એક ભાગ કાળો, એક ભાગ નીલો, એક ભાગ લાલ, અનેક ભાગ પીળા, એક ભાગ સફેદ.

[૪] એક ભાગ કાળો, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ, એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

[૫] એક ભાગ કાળો, અનેક ભાગ નીલો, એક ભાગ લાલ, એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

[૬] અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, એક ભાગ લાલ, એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

ગંધના છ ભાંગા :- જે પ્રમાણે ચાર પ્રદેશી સ્કંધમાં કહ્યા તે પ્રમાણે કહી દેવા.

રસના ૧૮૬ ભાંગા :- જે પ્રમાણે વર્ણના ૧૮૬ ભાંગા કહ્યા છે તે જ પ્રમાણે રસના પણ ૧૮૬ ભાંગા કહી દેવા,

સ્પર્શના ૩૬ ભાંગા :- જે પ્રમાણે ચાર પ્રદેશી સ્કંધમાં સ્પર્શના ૩૬ ભાંગા કહ્યા છે તે જ પ્રમાણે અહીં છ પ્રદેશી સ્કંધમાં પણ કહી દેવા.

એ સર્વ મળીને ૪૧૪ (વર્ણના ૧૮૬, ગંધના ૬, રસના ૧૮૬, સ્પર્શના ૩૬=૪૧૪) ભાંગા થયા.

**ગૌતમ :** હે ભગવન્ ! સાત પ્રદેશી સ્કંધમાં વર્ણાદિના કેટલા ભાંગા મળે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સાત પ્રદેશી સ્કંધમાં વર્ણાદિના ૪૭૪ ભાંગા હોય છે. વર્ણના ૨૧૬, ગંધના ૬, રસના ૨૧૬, સ્પર્શના ૩૬

ભાંગા હોય છે.

વર્ણના ૨૧૬ ભાંગા આ પ્રકારે બને છે :- અસંયોગી ૫, બે-સંયોગી ૪૦, ત્રણ સંયોગી ૮૦, ચાર સંયોગી ૭૫, પાંચ સંયોગી ૧૬-એમાં અસંયોગી ૫, બેસંયોગી ૪૦, ત્રણ સંયોગી ૮૦ ભાંગા તે છ પ્રદેશી સ્કંધની માફક કહી દેવા.

ચાર સંયોગી ૭૫ ભાંગા આ પ્રમાણે બને છે :

૧. એક ભાગ કાળો, એક ભાગ નીલો, એક ભાગ લાલ, એક ભાગ પીળો.

૨. એક ભાગ કાળો, એક ભાગ નીલો, એક ભાગ લાલ, અનેક ભાગ પીળા.

૩. એક ભાગ કાળો, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ, એક ભાગ પીળો.

૪. એક ભાગ કાળો, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ, અનેક ભાગ પીળા.

૫. એક ભાગ કાળો, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ, એક ભાગ પીળો.

૬. એક ભાગ કાળો, અનેક ભાગ નીલો, એક ભાગ લાલ, અનેક ભાગ પીળો.

૭. એક ભાગ કાળો, અનેક ભાગ નીલા, અનેક ભાગ લાલ, એક ભાગ પીળો.

૮. એક ભાગ કાળો, અનેક ભાગ નીલા, અનેક ભાગ લાલ, અનેક ભાગ પીળા.

૯. અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, એક ભાગ લાલ, એક ભાગ પીળો.

૧૦. અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, એક ભાગ લાલ, અનેક ભાગ પીળા.

૧૧. અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ, એક ભાગ પીળો.

૧૨. અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ, અનેક ભાગ પીળા.

૧૩. અનેક ભાગ કાળા, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ, એક ભાગ પીળો.

૧૪. અનેક ભાગ કાળા, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ, અનેક ભાગ પીળા.

૧૫. અનેક ભાગ કાળા, અનેક ભાગ નીલા, અનેક ભાગ લાલ, એક ભાગ પીળો.

આ પંદર ભાંગામાં ચાર પ્રદેશી સ્કંધમાં કહ્યા પ્રમાણે ચાર સંયોગી પાંચ ભાંગાથી ગુણા કરવાથી ૭૫ ભાંગા બને છે.

પાંચ સંયોગી ૧૬ ભાંગા આ પ્રમાણે બને .

[૧] એક ભાગ કાળો, એક ભાગ નીલો, એક ભાગ લાલ, એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

[૨] એક ભાગ કાળો, એક ભાગ નીલો, એક ભાગ લાલ, એક ભાગ પીળો, અનેક ભાગ સફેદ.

[૩] એક ભાગ કાળો, એક ભાગ નીલો, એક ભાગ લાલ, અનેક ભાગ પીળા, એક ભાગ સફેદ.

[૪] એક ભાગ કાળો, એક ભાગ નીલો, એક ભાગ લાલ, અનેક ભાગ પીળા, અનેક ભાગ સફેદ.

[૫] એક ભાગ કાળો, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ, એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

[૬] એક ભાગ કાળો, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ, એક ભાગ પીળો, અનેક ભાગ સફેદ.

[૭] એક ભાગ કાળો, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ, અનેક ભાગ પીળા, એક ભાગ સફેદ.

[૮] એક ભાગ કાળો, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ, એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

[૯] એક ભાગ કાળો, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ, એક ભાગ પીળો, અનેક ભાગ સફેદ.

[૧૦] એક ભાગ કાળો, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ, અનેક ભાગ પીળા, એક ભાગ સફેદ.

[૧૧] એક ભાગ કાળો, અનેક ભાગ નીલા, અનેક ભાગ લાલ, એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

[૧૨] અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, એક ભાગ લાલ, એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

[૧૩] અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, એક ભાગ લાલ, એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

[૧૪] અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, એક ભાગ લાલ, અનેક ભાગ પીળા, એક ભાગ સફેદ.

[૧૫] અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ, એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

[૧૬] અનેક ભાગ કાળા, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ, એક ભાગ પીળો એક ભાગ સફેદ.

રસના ૨૧૬ ભાંગા:–જેવી રીતે વર્ણના ૨૧૬ ભાંગા રહ્યા તેજ પ્રમાણે રસના પણ ૨૧૬ ભાંગા કહી દેવા.

ગંધના ૬ ભાંગા અને સ્પર્શના ૩૬ ભાંગા :– જેવી રીતે ચાર પ્રદેશી સ્કંધમાં કહ્યું તે મુજબ અહીં સાત પ્રદેશી સ્કંધમાં પણ કહી દેવા જોઇએ.

**ગૌતમ** : હે ભગવન્! આઠ પ્રદેશી સ્કંધમાં વર્ણાદિના કેટલા ભાંગા હોય છે?

**મહાવીર** : હે ગૌતમ! ૫૦૪ ભાંગા હોય છે. વર્ણના ૨૩૧,

ગંધના ૬, રસના ૨૩૧, સ્પર્શના ૩૬. એ સર્વ મળીને ૫૦૪ ભાંગા થાય છે.

વર્ણના ૨૩૧ ભાંગા આવી રીતે બને છે—અસંયોગી ૫, બેસંયોગી ૪૦, ત્રણ સંયોગી ૮૦, ચાર સંયોગી ૮૦. પાંચ સંયોગી ૨૬.

અસંયોગી ૫, બેસંયોગી ૪૦, ત્રણ સંયોગી ૮૦ ભાંગા જેવી રીતે છ પ્રદેશી સ્કંધમાં કહ્યા છે, તે પ્રકારે કહી દેવા.

ચાર સંયોગી ૮૦ ભાંગા આ પ્રકારે બને છે. સાત પ્રદેશી સ્કંધમાં જે રીતે ચાર સંયોગી ૧૫ ભાંગા કહ્યા છે તે પ્રમાણે અહીં પણ ૧૫ ભાંગા કહી દેવા જોઇએ. સોળમો ભાંગો—અનેક ભાગ કાળા. અનેક ભાગ નીલા, અનેક ભાગ લાલ, અનેક ભાગ પીળા, આ સોળ ભાંગાને પાંચથી ગુણા કરવાથી (૧૬×૫=૮૦) ૮૦ ભાંગા થાય છે.

પાંચ સંયોગી ૨૬ ભાંગા આ પ્રકારે બને છે:

૧. એક ભાગ કાળો, એક ભાગ નીલો, એક ભાગ લાલ, એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

૨. એક ભાગ કાળો, એક ભાગ નીલો, એક ભાગ લાલ, એક ભાગ પીળો, અનેક ભાગ સફેદ.

૩. એક ભાગ કાળો, એક ભાગ નીલો, એક ભાગ લાલ, અનેક ભાગ પીળા, એક ભાગ સફેદ.

૪. એક ભાગ કાળો, એક ભાગ નીલો, એક ભાગ લાલ, અનેક ભાગ પીળા, અનેક ભાગ સફેદ.

૫. એક ભાગ કાળો, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ, એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

૬. એક ભાગ કાળો, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ, એક ભાગ પીળો, અનેક ભાગ સફેદ.

૭. એક ભાગ કાળો, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ, અનેક ભાગ પીળા, એક ભાગ સફેદ.

૮. એક ભાગ કાળો, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ, અનેક ભાગ પીળા, એક ભાગ સફેદ.

૯. એક ભાગ કાળો, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ, એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

૧૦. એક ભાગ કાળો, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ, એક ભાગ પીળો, અનેક ભાગ સફેદ.

૧૧. એક ભાગ કાળો, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ, અનેક ભાગ પીળા, એક ભાગ સફેદ.

૧૨. એક ભાગ કાળો, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ, અનેક ભાગ પીળા, અનેક ભાગ સફેદ.

૧૩. એક ભાગ કાળો, અનેક ભાગ નીલો, અનેક ભાગ લાલ. એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

૧૪. એક ભાગ કાળો, અનેક ભાગ નીલા, અનેક ભાગ લાલ, એક ભાગ પીળો, અનેક ભાગ સફેદ.

૧૫. એક ભાગ કાળો, અનેક ભાગ નીલા, અનેક ભાગ લાલ, અનેક ભાગ પીળા, એક ભાગ સફેદ.

૧૬. અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, એક ભાગ લાલ, એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

૧૭. અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, એક ભાગ લાલ, એક ભાગ પીળો, અનેક ભાગ સફેદ.

૧૮. અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, એક ભાગ લાલ, અનેક ભાગ પીળા, એક ભાગ સફેદ.

૧૯. અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, એક ભાગ લાલ. અનેક ભાગ પીળા, અનેક ભાગ સફેદ.

૨૦. અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ. એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

૨૧. અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ, એક ભાગ પીળો, અનેક ભાગ સફેદ.

૨૨. અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ, અનેક ભાગ પીળા, એક ભાગ સફેદ.

૨૩. અનેક ભાગ કાળા, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ, એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

૨૪. અનેક ભાગ કાળા, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ, એક ભાગ પીળો, અનેક ભાગ સફેદ.

૨૫. અનેક ભાગ કાળા, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ, અનેક ભાગ પીળા, એક ભાગ સફેદ.

૨૬. અનેક ભાગ કાળા, અનેક ભાગ નીલા, અનેક ભાગ લાલ, એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

રસના ૨૩૧ ભાંગા :– જેવી રીતે વર્ણના ૨૩૧ ભાંગા કહ્યા તેવી જ રીતે રસના પણ ૨૩૧ ભાંગા કહી દેવા.

ગંધના છ ભાંગા અને સ્પર્શના ૩૬ ભાંગા :– જે પ્રમાણે ચાર પ્રદેશી સ્કંધ કહ્યા છે, તે પ્રમાણે અહીં આઠ પ્રદેશી સ્કંધમાં પણ કહી દેવા.

એ પ્રમાણે આઠ પ્રદેશી સ્કંધમાં વર્ણાદિના ૫૦૪ (વર્ણના ૨૩૧, ગંધના ૬, રસના ૨૩૧, સ્પર્શના ૩૬=૫૦૪) ભાંગા બને છે.

**ગૌતમ :** ભગવન્ ! નવ પ્રદેશી સ્કંધમાં વર્ણાદિના કેટલા ભાંગા હોય છે?

**મહાવીર :** હે ગૌતમ ! નવ પ્રદેશી સ્કંધમાં વર્ણાદિના ૫૧૪ ભાગા મળે છે. તે આ પ્રકારે હોય છે :– વર્ણના ૨૩૬, ગંધના ૬, રસના ૨૩૬, સ્પર્શના ૩૬ ભાંગા હોય છે.

વર્ણના ૨૩૬ ભાંગા આ પ્રકારે બને છે :– અસંયોગી ૫, બેસંયોગી ૪૦, ત્રણ સંયોગી ૮૦, ચાર સંયોગી ૮૦, પાંચ સંયોગી ૩૧.

અસંયોગી ૫, બેસંયોગી ૪૦, ત્રણ સંયોગી ૮૦, ચાર સંયોગી ૮૦ ભાંગા જે પ્રકારે છ પ્રદેશી સ્કંધમાં કહ્યા છે તે પ્રકારે અહીં નવ પ્રદેશી સ્કંધમાં પણ કહી દેવા.

પાંચ સંયોગી ૩૧ ભાંગા આ મુજબ બને છે :–

૧. એક ભાગ કાળો, એક ભાગ નીલો, એક ભાગ લાલ, એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

૨. એક ભાગ કાળો, એક ભાગ નીલો, એક ભાગ લાલ, એક ભાગ પીળો, અનેક ભાગ સફેદ.

૩. એક ભાગ કાળો, એક ભાગ નીલો, એક ભાગ લાલ, અનેક ભાગ પીળો, એક ભાગ સફેદ.

૪. એક ભાગ કાળો, એક ભાગ નીલો, એક ભાગ લાલ, અનેક ભાગ પીળા, અનેક ભાગ સફેદ.

૫. એક ભાગ કાળો, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ, એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

૬. એક ભાગ કાળો, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ, એક ભાગ પીળો, અનેક ભાગ સફેદ.

૭. એક ભાગ કાળો, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ, અનેક ભાગ પીળા, એક ભાગ સફેદ.

૮. એક ભાગ કાળો, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ, અનેક ભાગ પીળા, અનેક ભાગ સફેદ.

૯. એક ભાગ કાળો, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ, એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

૧૦. એક ભાગ કાળો, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ, એક ભાગ પીળો, અનેક ભાગ સફેદ.

૧૧. એક ભાગ કાળો, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ, અનેક ભાગ પીળા, એક ભાગ સફેદ.

૧૨. એક ભાગ કાળો, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ, અનેક ભાગ પીળા, અનેક ભાગ સફેદ.

૧૩. એક ભાગ કાળો, અનેક ભાગ નીલા, અનેક ભાગ લાલ, એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

૧૪. એક ભાગ કાળો, એક ભાગ નીલો, એક ભાગ લાલ, એક ભાગ પીળો, અનેક ભાગ સફેદ.

૧૫. એક ભાગ કાળો, અનેક ભાગ નીલા, અનેક ભાગ લાલ, અનેક ભાગ પીળા, એક ભાગ સફેદ.

૧૬. એક ભાગ કાળો, અનેક ભાગ નીલા, અનેક ભાગ લાલ, અનેક ભાગ પીળા, અનેક ભાગ સફેદ.

૧૭. અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, એક ભાગ લાલ, એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

૧૮. અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, એક ભાગ લાલ, એક ભાગ પીળો, અનેક ભાગ સફેદ.

૧૯. અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, એક ભાગ લાલ, અનેક ભાગ પીળા, એક ભાગ સફેદ.

૨૦. અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, એક ભાગ લાલ, અનેક ભાગ પીળા, અનેક ભાગ સફેદ.

૨૧. અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ, એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

૨૨. અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ, એક ભાગ પીળો, અનેક ભાગ સફેદ.

૨૩. અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ, અનેક ભાગ પીળો, એક ભાગ સફેદ.

૨૪. અનેક ભાગ કાળા, એક ભાગ નીલો, અનેક ભાગ લાલ, અનેક ભાગ પીળા, અનેક ભાગ સફેદ.

૨૫. અનેક ભાગ કાળા, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ, એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

૨૬. અનેક ભાગ કાળા, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ, એક ભાગ પીળો, અનેક ભાગ સફેદ.

૨૭. અનેક ભાગ કાળા, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ, અનેક ભાગ પીળા, એક ભાગ સફેદ.

૨૮. અનેક ભાગ કાળા, અનેક ભાગ નીલા, એક ભાગ લાલ, અનેક ભાગ પીળા, અનેક ભાગ સફેદ.

૨૯. અનેક ભાગ કાળા, અનેક ભાગ નીલા, અનેક ભાગ લાલ, એક ભાગ પીળો, એક ભાગ સફેદ.

૩૦. અનેક ભાગ કાળા, અનેક ભાગ નીલા, અનેક ભાગ લાલ, એક ભાગ પીળો, અનેક ભાગ સફેદ.

૩૧. અનેક ભાગ કાળા, અનેક ભાગ નીલા, અનેક ભાગ લાલ, અનેક ભાગ પીળા, એક ભાગ સફેદ.

રસના ૨૩૬ ભાંગા :– જેવી રીતે વર્ણના ૨૩૬ ભાંગા કહ્યા તે પ્રમાણે રસના ૨૩૬ ભાંગા કહી દેવા.

ગંધના છ ભાંગા તથા સ્પર્શના ૩૬ ભાંગા :– જે રીતે ચાર પ્રદેશી સ્કંધમાં કહ્યા છે તે પ્રમાણે અહીં નવપ્રદેશી સ્કંધમાં પણ કહી દેવા.

**ગૌતમ :** ભગવન્ ! દસ પ્રદેશી સ્કંધમાં વર્ણાદિના કેટલા ભાંગા હોય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! દસ પ્રદેશી સ્કંધમાં વર્ણાદિના ૫૧૬ ભાંગા હોય છે. વર્ણના ૨૩૭, ગંધના ૬, રસના ૨૩૭, સ્પર્શના ૩૬ એ કુલ મળીને ૫૧૬ ભાંગા થાય છે. એ સર્વ ભાંગા નવ પ્રદેશી સ્કંધની માફક કહી દેવા. ફક્ત એટલી વિશેષતા છે કે વર્ણ અને રસના પાંચ સંયોગી ભાંગા ૩૧ ને બદલે ૩૨–૩૨ કહેવા. બત્રીસમો ભાંગો આ પ્રમાણે બને છેઃ–

૩૨. અનેક ભાગ કાળા, અનેક ભાગ લીલા, અનેક ભાગ લાલ, અનેક ભાગ પીળા, અનેક ભાગ સફેદ.

**ગૌતમ :** હે ભગવન્! સંખ્યાત પ્રદેશી સ્કંધમાં વર્ણાદિના કેટલા ભાગ હોય છે?

**મહાવીર :** હે ગૌતમ! સંખ્યાત પ્રદેશી સ્કંધમાં વર્ણાદિના ૫૧૬ ભાંગા હોય છે.

એવી રીતે અસંખ્યાત પ્રદેશી સ્કંધમાં ૫૧૬ અને સૂક્ષ્મ અનંત પ્રદેશી સ્કંધમાં ૫૧૬ ભાંગા મળે છે. એ સર્વ દસ પ્રદેશી સ્કંધની માફક કહી દેવા.

**ગૌતમ :** હે ભગવન્! બાદર અનંત પ્રદેશી સ્કંધમાં વર્ણાદિના કેટલા ભાંગા હોય છે.

**મહાવીર :** હે ગૌતમ! બાદર અનંત પ્રદેશી સ્કંધમાં વર્ણાદિના ૧૭૭૬ ભાંગા હોય છે. વર્ણના ૨૩૭, ગંધના ૬, રસના ૨૩૭, સ્પર્શના ૧૨૯૬ ભાંગા હોય છે. એમાં વર્ણના ૨૩૭, ગંધના ૬, રસના ૨૩૭ ભાંગા દશ પ્રદેશી સ્કંધની માફક કહી દેવા.

સ્પર્શના ૧૨૯૬ ભાંગા આ પ્રકારે બને છે :— ચાર સંયોગી [ચાર સ્પર્શના સંયોગથી બનવાવાળા] ૧૬ ભાંગા, પાંચ સંયોગી [ પાંચ સ્પર્શના સંયોગથી બનવાવાળા ] ૧૨૮ ભાંગા, છ સંયોગી [છ સ્પર્શના સંયોગથી બનવાવાળા] ૩૮૪ ભાંગા (૬×૬૪=૩૮૪ ભાંગા), સાત સંયોગી (સાત સ્પર્શના સંયોગથી બનવાવાળા) ૫૧૨ ભાંગા (૪×૧૨૮=૫૧૨ ભાંગા), આઠ સંયોગી (આઠ સ્પર્શના સંયોગથી બનવાવાળા) ૨૫૬ ભાંગા થાય છે. એ સર્વ મળીને ૧૨૯૬ ભાંગા થાય છે.

ચાર સંયોગી ૧૬ ભાગા આ પ્રમાણે બને છે :—

૧. સર્વ કર્કશ સર્વ ગુરુ સર્વ શીત સર્વ સ્નિગ્ધ

૨. સર્વ કર્કશ સર્વ ગુરુ સર્વ શીત સર્વ રૂક્ષ

૩. સર્વ કર્કશ સર્વ ગુરુ સર્વ ઉષ્ણ સર્વ સ્નિગ્ધ

૪. સર્વ કર્કશ સર્વ ગુરુ સર્વ ઉષ્ણ સર્વ રૂક્ષ

૫. સર્વ કર્કશ સર્વ લઘુ સર્વ શીત સર્વ સ્નિગ્ધ

૬. સર્વ કર્કશ સર્વ લઘુ સર્વ શીત સર્વ રૂક્ષ

૭. સર્વ કર્કશ સર્વ લઘુ સર્વ ઉષ્ણ સર્વ સ્નિગ્ધ.

૮. સર્વ કર્કશ સર્વ લઘુ સર્વ ઉષ્ણ સર્વ રૂક્ષ.

૯. સર્વ મૃદુ (કોમળ) સર્વ ગુરુ સર્વ શીત સર્વ સ્નિગ્ધ.

૧૦. સર્વ મૃદુ સર્વ ગુરુ સર્વ શીત સર્વ રૂક્ષ.

૧૧. સર્વ મૃદુ સર્વ ગુરુ સર્વ ઉષ્ણ સર્વ સ્નિગ્ધ.

૧૨. સર્વ મૃદુ સર્વ ગુરુ સર્વ ઉષ્ણ સર્વ રૂક્ષ.

૧૩. સર્વ મૃદુ સર્વ લઘુ સર્વ શીત સર્વ સ્નિગ્ધ.

૧૪. સર્વ મૃદુ સર્વ લઘુ સર્વ શીત સર્વ રૂક્ષ.

૧૫. સર્વ મૃદુ સર્વ લઘુ સર્વ ઉષ્ણ સર્વ સ્નિગ્ધ.

૧૬. સર્વ મૃદુ સર્વ લઘુ સર્વ ઉષ્ણ સર્વ રૂક્ષ.

પાંચ સંયોગી ૧૨૮ ભાંગા આ પ્રમાણે બને છે.

૧. સર્વ કર્કશ સર્વ ગુરુ સર્વ શીત એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ.

૨. સર્વ કર્કશ સર્વ ગુરુ સર્વ શીત એક ભાગ સ્નિગ્ધ અનેક ભાગ રૂક્ષ.

૩. સર્વ કર્કશ સર્વ ગુરુ સર્વ શીત અનેક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ.

૪. સર્વ કર્કશ સર્વ ગુરુ સર્વ શીત અનેક ભાગ સ્નિગ્ધ અનેક ભાગ રૂક્ષ.

એવી રીતે-સર્વ કર્કશ સર્વ ગુરૂ સર્વ ઉષ્ણ એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષની ચૌભંગી (ચાર ભાંગા) કહી દેવી.

એવી રીતે સર્વ કર્કશ સર્વ લઘુ સર્વ શીત એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ–ની ચૌભંગી કહી દેવી.

એવી રીતે–સર્વ કર્કશ સર્વ લઘુ સર્વ ઉષ્ણ એક ભાગ સ્નિગ્ધ ભાગ રૂક્ષની ચૌભંગી કહી દેવી.

એવી રીતે કર્કશની સાથે ૧૬ ભાંગા થાય છે. એવી રીતે મૃદુ કોમળ) ની (સર્વ મૃદુ સર્વ ગુરુ સર્વ શીત એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ) સાથે ૧૬ ભાંગા થાય છે. એ સર્વ મળીને ૩૨ ભાંગા થયા. એ પહેલી બત્રીસી થઈ. એવી રીતે સર્વ કર્કશ સર્વ ગુરુ સર્વ સ્નિગ્ધ એક ભાગ શીત એક ભાગ ઉષ્ણ–ની બીજી બત્રીસી કહી દેવી. એવી જ રીતે, સર્વ કર્કશ સર્વ શીત સર્વ સ્નિગ્ધ એક ભાગ ગુરુ એક ભાગ લઘુ–ની ત્રીજી બત્રીસી કહી દેવી. એવી જ રીતે, સર્વ ગુરુ સર્વ શીત સર્વ સ્નિગ્ધ એક ભાગ કર્કશ એક ભાગ મૃદુની ચોથી બત્રીસી કહી દેવી. એ ચાર બત્રીસીઓ ૧૨૮ (૩૨×૪=૧૨૮) ભાંગા થયા.



બત્રીસી સમજવાને માટે નીચે મુજબ યંત્ર છે :—

## પહેલી બત્રીસી.

| નંબર | કર્કશ | મૃદુ | ગુરુ | લઘુ | શીત | ઉષ્ણ | સ્નિગ્ધ | રૂક્ષ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૩ | | ૩ | | ૩ | | ૧ | ૧ |
| ૨ | ૩ | | ૩ | | ૩ | | ૧ | ૨ |
| ૩ | ૩ | | ૩ | | ૩ | | ૨ | ૧ |
| ૪ | ૩ | | ૩ | | ૩ | | ૨ | ૨ |
| ૫ | ૩ | | ૩ | | | ૩ | ૧ | ૧ |
| ૬ | ૩ | | ૩ | | | ૩ | ૧ | ૨ |
| ૭ | ૩ | | ૩ | | | ૩ | ૨ | ૧ |
| ૮ | ૩ | | ૩ | | | ૩ | ૨ | ૨ |

| નંબર | કર્કશ | મૃદુ | ગુરુ | લઘુ | શીત | ઉષ્ણ | સ્નિગ્ધ | રૂક્ષ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૯ | ૩ | | | ૩ | ૩ | | ૧ | ૧ |
| ૧૦ | ૩ | | | ૩ | ૩ | | ૧ | ૨ |
| ૧૧ | ૩ | | | ૩ | ૩ | | ૨ | ૧ |
| ૧૨ | ૩ | | | ૩ | | | ૨ | ૨ |
| ૧૩ | ૩ | | | ૩ | | ૩ | ૧ | ૧ |
| ૧૪ | ૩ | | | ૩ | | ૩ | ૧ | ૨ |
| ૧૫ | ૩ | | | ૩ | | ૩ | ૨ | ૧ |
| ૧૬ | ૩ | | | ૩ | | ૩ | ૨ | ૨ |
| ૧૭ | | ૩ | ૩ | | ૩ | | ૧ | ૧ |
| ૧૮ | | ૩ | ૩ | | ૩ | | ૧ | ૨ |
| ૧૯ | | ૩ | ૩ | | ૩ | | ૨ | ૧ |
| ૨૦ | | ૩ | ૩ | | ૩ | | ૨ | ૨ |
| ૨૧ | | ૩ | ૩ | | | ૩ | ૧ | ૧ |
| ૨૨ | | ૩ | ૩ | | | ૩ | ૧ | ૨ |
| ૨૩ | | ૩ | ૩ | | | ૩ | ૨ | ૧ |
| ૨૪ | | ૩ | ૩ | | | ૩ | ૨ | ૨ |
| ૨૫ | | ૩ | | ૩ | ૩ | | ૧ | ૧ |
| ૨૬ | | ૩ | | ૩ | ૩ | | ૧ | ૨ |
| ૨૭ | | ૩ | | ૩ | ૩ | | ૨ | ૧ |
| ૨૮ | | ૩ | | ૩ | ૩ | | ૨ | ૨ |
| ૨૯ | | ૩ | | ૩ | | ૩ | ૧ | ૧ |
| ૩૦ | | ૩ | | ૩ | | ૩ | ૧ | ૨ |
| ૩૧ | | ૩ | | ૩ | | | ૨ | ૧ |
| ૩૨ | | ૩ | | ૩ | | ૩ | ૨ | ૨ |

[ **નોંધ :**– આ યંત્રમાં જ્યાં ત્રણનો આંક છે ત્યાં સર્વ બોલવું જોઈએ, જ્યાં બેનો આંક છે ત્યાં અનેક ભાગ બોલવું જોઈએ અને જ્યાં ૧ નો અંક છે ત્યાં એક ભાગ બોલવું જોઈએ. ]

છ સંયોગી ૩૮૪ ભાંગા બને છેઃ તે આ પ્રમાણે બને છે.

(૧) સર્વ કર્કશ સર્વ ગુરુથી ૧૬ ભાંગા આ પ્રકારે બને છે :—

૧. સર્વ કર્કશ સર્વ ગુરુ એક ભાગ શીત એક ભાગ ઉષ્ણુ એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ.

૨. સર્વ કર્કશ સર્વ ગુરુ એક ભાગ શીત એક ભાગ ઉષ્ણુ એક ભાગ સ્નિગ્ધ અનેક ભાગ રૂક્ષ.

૩. સર્વ કર્કશ સર્વ ગુરુ એક ભાગ શીત એક ભાગ ઉષ્ણુ અનેક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ.

૪. સર્વ કર્કશ સર્વ ગુરુ એક ભાગ શીત એક ભાગ ઉષ્ણુ અનેક ભાગ સ્નિગ્ધ, અનેક ભાગ રૂક્ષ.

૫. સર્વ કર્કશ સર્વ ગુરુ એક ભાગ શીત અનેક ભાગ ઉષ્ણુ એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ.

૬. સર્વ કર્કશ સર્વ ગુરુ એક ભાગ શીત અનેક ભાગ ઉષ્ણુ એક ભાગ સ્નિગ્ધ અનેક ભાગ રૂક્ષ.

૭. સર્વ કર્કશ સર્વ ગુરુ એક ભાગ શીત અનેક ભાગ ઉષ્ણુ એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ.

૮. સર્વ કર્કશ સર્વ ગુરુ એક ભાગ શીત અનેક ભાગ ઉષ્ણુ અનેક ભાગ સ્નિગ્ધ અનેક ભાગ રૂક્ષ.

૯. સર્વ કર્કશ સર્વ ગુરુ અનેક ભાગ શીત એક ભાગ ઉષ્ણુ એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ.

૧૦. સર્વ કર્કશ સર્વ ગુરુ અનેક ભાગ શીત એક ભાગ ઉષ્ણુ એક ભાગ સ્નિગ્ધ અનેક ભાગ રૂક્ષ.

૧૧. સર્વ કર્કશ સર્વ ગુરુ અનેક ભાગ શીત એક ભાગ ઉષ્ણુ અનેક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ.

૧૨. સર્વ કર્કશ સર્વ ગુરુ અનેક ભાગ શીત એક ભાગ ઉષ્ણુ અનેક ભાગ સ્નિગ્ધ અનેક ભાગ રૂક્ષ.

૧૩. સર્વ કર્કશ સર્વ ગુરુ અનેક ભાગ શીત અનેક ભાગ ઉષ્ણુ એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ.

૧૪. સર્વ કર્કશ સર્વ ગુરુ અનેક ભાગ શીત અનેક ભાગ ઉષ્ણુ એક ભાગ સ્નિગ્ધ અનેક ભાગ રૂક્ષ.

૧૫. સર્વ કર્કશ સર્વ ગુરુ અનેક ભાગ શીત અનેક ભાગ ઉષ્ણુ અનેક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ.

૧૬. સર્વ કર્કશ સર્વ ગુરુ અનેક ભાગ શીત અનેક ભાગ ઉષ્ણુ અનેક ભાગ સ્નિગ્ધ અનેક ભાગ રૂક્ષ.

એવી રીતે 'સર્વ કર્કશ સર્વ લઘુ'થી ૧૬ ભાંગા કહી દેવા. તેનો પહેલો ભાંગો આ પ્રમાણે બને છે.

૧. સર્વ કર્કશ સર્વ લઘુ એક ભાગ શીત એક ભાગ ઉષ્ણુ એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ.

એવી રીતે સર્વ મૃદુ સર્વ ગુરુથી ૧૬ ભાંગા કહી દેવા. તેનો પહેલો ભાંગો આ પ્રમાણે બને છે.

૧. સર્વ મૃદુ સર્વ ગુરુ એક ભાગ શીત એક ભાગ ઉષ્ણુ એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ.

એવી રીતે 'સર્વ મૃદુ સર્વ લઘુ'થી ૧૬ ભાંગા કહી દેવા જોઈએ તેનો પહેલો ભાંગો આ પ્રમાણે બને છે.

૧. સર્વ મૃદુ સર્વ લઘુ એક ભાગ શીત એક ભાગ ઉષ્ણુ એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ.

આ રીતે પ્રથમ ચોસઠિયો (૬૪ ભાંગાનો) થયો.

બીજો ચોસઠિયો આ રીતે બને છે :– 'સર્વ કર્કશ સર્વ શીત'થી ૧૬ ભાંગા કહી દેવા જોઈએ. તેનો પહેલો ભાંગો આ પ્રમાણે બને છે.

૧. સર્વ કર્કશ સર્વ શીત એક ભાગ ગુરુ એક ભાગ લઘુ એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ.

એવી રીતે 'સર્વ કર્કશ સર્વ ઉષ્ણ'થી ૧૬ ભાંગા કહી દેવા જોઇએ તેનો પહેલો ભાંગો આ પ્રમાણે બને છે :-

૧. સર્વ કર્કશ સર્વ ઉષ્ણ એક ભાગ ગુરુ એક ભાગ લઘુ એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ

એવી રીતે 'સર્વ મૃદુ સર્વ શીત'થી ૧૬ ભાંગા કહી દેવા જોઇએ. તેનો પ્રથમ ભાંગો આ પ્રમાણે બને છે.

૧. સર્વ મૃદુ સર્વ શીત એક ભાગ ગુરુ એક ભાગ લઘુ એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ.

એવી રીતે 'સર્વ મૃદુ સર્વ ઉષ્ણ'થી ૧૬ ભાંગાં કહી દેવા જોઇએ. તેનો પ્રથમ ભાંગો આ પ્રમાણે બને છે.

૧. સર્વ મૃદુ સર્વ ઉષ્ણ એક ભાગ ગુરુ એક ભાગ લઘુ એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ.

આ બીજો ચોસઠિયો થયો [૬૪ ભાંગાનો].

ત્રીજો ચોસઠિયો આ પ્રમાણે બને છે 'સર્વ કર્કશ સર્વ સ્નિગ્ધ' થી ૧૬ ભાંગા કહી દેવા જોઇએ. તેનો પહેલો ભાંગો આ પ્રમાણે બને છે.

૧. સર્વ કર્કશ સર્વ સ્નિગ્ધ એક ભાગ ગુરુ એક ભાગ લઘુ એક ભાગ શીત એક ભાગ ઉષ્ણ.

એવી રીતે 'સર્વ કર્કશ સર્વ રૂક્ષ' થી ૧૬ ભાંગા કહી દેવા. તેનો પહેલો ભાંગો આ પ્રમાણે બને છે :-

૧. સર્વ કર્કશ સર્વ રૂક્ષ એક ભાગ ગુરુ એક ભાગ લઘુ એક ભાગ શીત એક ભાગ ઉષ્ણ.

એવી રીતે 'સર્વ મૃદુ સર્વ સ્નિગ્ધ'થી ૧૬ ભાંગા કહી દેવા. તેનો પહેલો ભાંગો આ પ્રમાણે બને છે:-

૧. 'સર્વ મૃદુ સર્વ સ્નિગ્ધ' એક ભાગ ગુરુ એક ભાગ લઘુ એક ભાગ શીત એક ભાગ ઉષ્ણ.

એવી રીતે 'સર્વ મૃદુ સર્વ રૂક્ષ'થી ૧૬ ભાંગા કહી દેવા. તેનો પહેલો ભાંગો આ પ્રમાણે બને છેઃ

૧. સર્વમૃદુ સર્વરૂક્ષ એક ભાગ ગુરુ એક ભાગ લઘુ એક ભાગ શીત એક ભાગ ઉષ્ણ.

આ ત્રીજો ચોસઠિયો [૬૪ ભાંગાનો] થયો.

ચોથો ચોસઠિયો આ રીતે બને છેઃ 'સર્વ ગુરુ સર્વ શીત થી ૧૬ ભાંગા કહી દેવા. તેનો પહેલો ભાંગો આ પ્રમાણે બને છે.

૧. સર્વ ગુરુ સર્વ શીત એક ભાગ કર્કશ એક ભાગ મૃદુ એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ.

આ રીતે 'સર્વ ગુરુ સર્વ ઉષ્ણ'થી ૧૬ ભાંગા કહી દેવા જોઇએ. તેનો પહેલો ભાંગો આ પ્રમાણે બને છેઃ

૧. સર્વ ગુરુ સર્વ ઉષ્ણ એક ભાગ કર્કશ એક ભાગ મૃદુ એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ.

આ રીતે 'સર્વ લઘુ સર્વ શીત'થી ૧૬ ભાંગા કહી દેવા જોઇએ. તેનો પહેલો ભાંગો આ પ્રમાણે બને છેઃ–

૧. સર્વ લઘુ સર્વ શીત એક ભાગ કર્કશ એક ભાગ મૃદુ એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ.

આ રીતે 'સર્વ લઘુ સર્વ ઉષ્ણ'થી ૧૬ ભાગ કહી દેવા જોઇએ. તેનો પહેલો ભાંગો આ પ્રમાણે બને છે :–

૧. સર્વ લઘુ સર્વ ઉષ્ણ એક ભાગ કર્કશ એક ભાગ મૃદુ એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ.

આ રીતે ચોથો ચોસઠિયો ( ૬૪ ભાંગાનો ) થયો.

પાંચમો ચોસઠિયો આ પ્રમાણે બને છે. 'સર્વ ગુરુ સર્વ સ્નિગ્ધ' થી ૧૬ ભાંગા કહી દેવા જોઇએ. તેનો પહેલો ભાંગો આ પ્રમાણે બને છે –

૧. સર્વ ગુરુ સર્વ સ્નિગ્ધ એક ભાગ કર્કશ એક ભાગ મૃદુ એક ભાગ શીત એક ભાગ ઉષ્ણ.

આ રીતે 'સર્વ ગુરુ સર્વ રૂક્ષ'થી ૧૬ ભાંગો કહી દેવા જોઈએ. તેનો પહેલો ભાંગો આ પ્રમાણે બને છે :–

૧. સર્વ ગુરુ સર્વ રૂક્ષ એક ભાગ કર્કશ એક ભાગ મૃદુ એક ભાગ શીત એક ભાગ ઉષ્ણ.

આ રીતે 'સર્વ લઘુ સર્વ સ્નિગ્ધ'થી ૧૬ ભાંગો કહી દેવા. તેનો પહેલો ભાંગો આ પ્રમાણે બને છે :–

૧. સર્વ લઘુ સર્વ સ્નિગ્ધ એક ભાગ કર્કશ એક ભાગ મૃદુ એક ભાગ શીત એક ભાગ ઉષ્ણ.

આ રીતે 'સર્વ લઘુ સર્વ રૂક્ષ'થી ૧૬ ભાંગા કહી દેવા જોઈએ. તેનો પહેલો ભાંગો આ રીતે બને છે :–

૧. સર્વ લઘુ સર્વ રૂક્ષ એક ભાગ કર્કશ એક ભાગ મૃદુ એક ભાગ શીત એક ભાગ ઉષ્ણ.

આ પાંચમો ચોસઠિયો (૬૪ ભાંગાનો) થયો.

છઠ્ઠો ચોસઠિયો આ રીતે બને છે :–

'સર્વ શીત સર્વ સ્નિગ્ધ'થી ૧૬ ભાંગા કહી દેવા જોઈએ. તેનો પહેલો ભાગો આ પ્રમાણે બને છે :–

૧. સર્વ શીત સર્વ સ્નિગ્ધ એક ભાગ કર્કશ એક ભાગ મૃદુ એક ભાગ ગુરુ એક ભાગ લઘુ.

આ પ્રમાણે 'સર્વ શીત સર્વ રૂક્ષ'થી ભાંગા ૧૬ કહી દેવા જોઈએ. તેનો પહેલો ભાંગો આ પ્રમાણે બને છે :–

૧. સર્વ શીત સર્વ રૂક્ષ એક ભાગ કર્કશ એક ભાગ મૃદુ એક ભાગ ગુરુ એક ભાગ લઘુ.

આ પ્રમાણે 'સર્વ ઉષ્ણ સર્વ સ્નિગ્ધ'થી ૧૬ ભાંગા કહી દેવા જોઈએ. તેનો પહેલો ભાંગો આ પ્રમાણે બને છે :–

૧. સર્વ ઉષ્ણ સર્વ સ્નિગ્ધ એક ભાગ કર્કશ એક ભાગ મૃદુ એક ભાગ ગુરુ એક ભાગ લઘુ.

આ પ્રમાણે 'સર્વ ઉષ્ણ સર્વ રૂક્ષ'થી ૧૬ ભાંગા કહી દેવા જોઇએ. તેનો પહેલો ભાંગો આ પ્રમાણે બને છે !–

૧. સર્વ ઉષ્ણ સર્વ રૂક્ષ એક ભાગ કર્કશ એક ભાગ મૃદુ એક ભાગ ગુરુ એક ભાગ લઘુ.

આ છઠ્ઠો ચોસઠિયો (૬૪ ભાંગાનો) થયો. આ પ્રમાણે છ ચોસઠિયાના ૩૮૪ (૬×૬૪=૩૮૪) ભાંગા થયા.

સાત સંયોગી (સાત સ્પર્શના સંયોગથી બનવાવાળા) ૫૧૨ ભાંગા આ પ્રમાણે બને છે.

પહેલા ૧૨૮ માં :–

૧. 'સર્વ કર્કશ એક ભાગ ગુરુ એક ભાગ લઘુ એક ભાગ શીત એક ભાગ ઉષ્ણ, એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ' તેના ૬૪ ભાંગા કહી દેવા જોઇએ. તેને માટે આ આંક ઉપર ધ્યાન દેવાથી તે ભાંગા સરળતાથી બોલી શકાય છે. :–

૩૧૧૧૧૧૧, ૩૧૧૧૧૧૨, ૩૧૧૧૧૨૧. ૩૧૧૧૧૨૨, ૩૧૧૧૨૧૧, ૩૧૧૧૨૧૨, ૩૧૧૧૨૨૧. ૩૧૧૧૨૨૨, ૩૧૧૨૧૧૧, ૩૧૧૨૧૧૨, ૩૧૧૨૧૨૧, ૩૧૧૨૧૨૨, ૩૧૧૨૨૧૧, ૩૧૧૨૨૧૨, ૩૧૧૨૨૨૧, ૩૧૧૨૨૨૨, ૩૧૨૧૧૧૧, ૩૧૨૨૧૧૨. ૩૧૨૧૧૨૧, ૩૧૨૧૧૨૧, ૩૧૨૧૨૧૧, ૩૧૨૧૨૧૨, ૩૧૨૧૨૨૧, ૩૧૨૧૨૨૨, ૩૧૨૨૧૧૧, ૩૧૨૨૧૧૨, ૩૧૨૨૧૨૧, ૩૧૨૨૧૨૨, ૩૧૨૨૨૧૧, ૩૧૨૨૨૧૨, ૩૧૨૨૧૨૧, ૩૧૨૨૨૨૨.

આ બત્રીસ ભાંગા એકત્રીસ લાખના આંકથી કહ્યા છે. એવી રીતે ૩૨ ભાંગા બત્રીસ લાખના આંકથી કહી દેવા જોઇએ. એ ૬૪ ભાંગા 'સર્વ કર્કશના કહ્યા છે, અર્થાત્ પહેલાં જ્યા ત્રણનો આંક છે ત્યા સર્વ કહી દેવા જોઇએ. પછી જ્યાં ૧ નો આંક છે ત્યાં 'એક ભાગ' કહી દેવો જોઇએ અને જ્યાં બેનો આંક છે ત્યાં 'અનેક ભાગ' કહી દેવા જોઇએ. જે પ્રમાણે સર્વ કર્કશના ૬૪ ભાંગા કહ્યા છે તે જ પ્રમાણે 'સર્વ મૃદુ'થી ૬૪ ભાંગા કહી દેવા જોઇએ. આ ૧૨૮ ભાંગા થયા.

આ પ્રથમ એકસો અઠ્ઠાવીસી થઇ.

બીજી એકસો અઠ્ઠાવીશી (૧૨૮ ભાંગાની) આ પ્રકારે બને છે. ૧. 'સર્વ ગુરુ એક ભાગ કર્કશ એક ભાગ મૃદુ એક ભાગ શીત એક ભાગ ઉષ્ણ એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ' તેના ૬૪ ભાંગા કહી દેવા જોઇએ. એ પ્રમાણે 'સર્વ લઘુ' થી ૬૪ ભાંગા કહી દેવા જોઇએ. આ બીજી એકસો અઠ્ઠાવીસી (૧૨૮ ભાંગાની) થઈ.

ત્રીજી એકસો અઠ્ઠાવીસી (૧૨૮ ભાંગાની) આ પ્રકારે બને છે :- ૧. સર્વશીત એક ભાગ કર્કશ એક ભાગ મૃદુ એક ભાગ ગુરુ એક ભાગ લઘુ એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ. તેના ૬૪ ભાંગા કહી દેવા જોઇએ. એ પ્રમાણે 'સર્વ ઉષ્ણ' થી ૬૪ ભાંગા કહી દેવા. આ ત્રીજી એકસો અઠ્ઠાવીસી (૧૨૮ ભાગાની) થઇ.

ચોથી એકસો અઠ્ઠાવીસી આ પ્રકારે બને છે :-

૧. સર્વ સ્નિગ્ધ એક ભાગ કર્કશ એક ભાગ મૃદુ એક ભાગ ગુરુ એક ભાગ લઘુ એક ભાગ શીત એક ભાગ ઉષ્ણ. તેના ૬૪ ભાંગા કહી દેવા. એ પ્રમાણે 'સર્વરૂક્ષ' થી ૬૪ ભાંગા કહી દેવા જોઇએ. આ ચોથી એકસો અઠ્ઠાવીસી (૧૨૮ ભાંગા)ની થઇ. આ ચાર એકસો અઠ્ઠાવીસીના (૪×૧૨૮) ૫૧૨ ભાંગા થયા.

આઠ સંયોગી (આઠ સ્પર્શોના સંયોગથી બનવાવાળા) ૨૫૬ ભાંગા આ પ્રમાણે બને છે :-

૧. એક ભાગ કર્કશ એક ભાગ મૃદુ એક ભાગ ગુરુ એક ભાગ લઘુ એક ભાગ શીત એક ભાગ ઉષ્ણ એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ.

૨. એક ભાગ કર્કશ એક ભાગ મૃદુ એક ભાગ ગુરુ એક ભાગ લઘુ એક ભાગ શીત એક ભાગ ઉષ્ણ એક ભાગ સ્નિગ્ધ અનેક ભાગ રૂક્ષ.

૩. એક ભાગ કર્કશ એક ભાગ મૃદુ એક ભાગ ગુરુ એક ભાગ લઘુ એક ભાગ શીત એક ભાગ ઉષ્ણ અનેક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ.

૪. એક ભાગ કર્કશ એક ભાગ મૃદુ એક ભાગ ગુરુ એક ભાગ લઘુ એક ભાગ શીત એક ભાગ ઉષ્ણુ અનેક ભાગ સ્નિગ્ધ અનેક ભાગ રૂક્ષ.

'સ્નિગ્ધ અને રૂક્ષ'ને એક વચન અને બહુવચનમાં રાખવાથી આ ચાર ભાંગા બને છે. એ પ્રમાણે 'ઉષ્ણુ'ને બહુવચનમાં રાખવાથી ચાર ભાંગા બને છે. એ પ્રમાણે 'શીત'ને બહુવચનમાં રાખવાથી ૪ ભાંગા બને છે. એ પ્રમાણે 'શીત અને ઉષ્ણુ'ને બહુવચનમાં રાખવાથી ચાર ભાંગા બને છે. એ ૧૬ ભાંગા થયા.

એક ભાગ કર્કશ એક ભાગ મૃદુ એક ભાગ ગુરુ અનેક ભાગ લઘુ એક ભાગ શીત એક ભાગ ઉષ્ણુ એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ. આ પ્રમાણે 'ગુરુ'ને એકવચનમાં અને લઘુને બહુવચનમાં રાખીને ઉપર કહ્યા તે પ્રમાણે ૧૬ ભાગા કહી દેવા.

એક ભાગ કર્કશ એક ભાગ મૃદુ અનેક ભાગ ગુરુ એક ભાગ લઘુ એક ભાગ શીત એક ભાગ ઉષ્ણુ એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ. આ પ્રમાણે આના પણુ ૧૬ ભાંગા કહી દેવા જોઇએ.

એક ભાગ કર્કશ એક ભાગ મૃદુ અનેક ભાગ ગુરુ અનેક ભાગ લઘુ એક ભાગ શીત એક ભાગ ઉષ્ણુ એક ભાગ સ્નિગ્ધ એક ભાગ રૂક્ષ. પ્રમાણે આના પણુ ૧૬ ભાંગા કહી દેવા જોઇએ. એ સર્વ મળીને 'કર્કશ અને મૃદુ'ને એકવચનમાં રાખવા પહેલાં ચોસઠ ભાંગા બને છે. એ પ્રકારે 'કર્કશ'ને એકવચનમાં અને 'મૃદુ'ને બહુવચનમાં રાખવાથી બીજા પણુ ૬૪ ભાંગા બને છે. એ સુજબ 'કર્કશ'ને બહુવચનમાં અને 'મૃદુ'ને એકવચનમાં રાખવાથી ત્રીજા ૬૪ ભાંગા બને છે. એ પ્રમાણે કર્કશ અને મૃદુ બન્નેને બહુવચનમાં રાખવાથી ચોથા ૬૪ ભાંગા બને છે. એ ચારે ૬૪ ભાંગા ભેગા કરવાથી આઠ સંયોગી (આઠ સ્પર્શોના સંયોગથી બનવાવાળા ( ૨૫૬ ભાંગા બને છે. એ પ્રમાણે બાદર અનંત પ્રદેશી સ્કંધના સ્પર્શ સંબંધી ૧૨૯૬ (ચાર સંયોગી ૧૬, પાંચ સંયોગી ૧૨૮, છ સંયોગી ૩૮૪, સાત સંયોગી ૫૧૨ અને આઠ સંયોગી ૨૫૬=૧૨૯૬ ) ભાંગા થયા.

આ ભાંગાઓ સમજવા માટે નીચે આંક આપ્યો છે. તે આંક ઉપર ધ્યાન આપવાથી ભાંગા સરળતાથી બોલી શકાય છે.

૧૧૧૧૧૧૧૧, ૧૧૧૧૧૧૧૨, ૧૧૧૧૧૧૨૧, ૧૧૧૧૧૧૨૨,
૧૧૧૧૧૨૧૧, ૧૧૧૧૧૨૧૨, ૧૧૧૧૧૨૨૧, ૧૧૧૧૧૨૨૨.
૧૧૧૧૨૧૧૧, ૧૧૧૧૨૧૧૨, ૧૧૧૧૨૧૨૧, ૧૧૧૧૨૧૨૨,
૧૧૧૧૨૨૧૧, ૧૧૧૧૨૨૧૨, ૧૧૧૧૨૨૨૧, ૧૧૧૧૨૨૨૨,
૧૧૧૨૧૧૧૧, ૧૧૧૨૧૧૧૨, ૧૧૧૨૧૧૨૧, ૧૧૧૨૧૧૨૨,
૧૧૧૨૧૨૧૧, ૧૧૧૨૧૨૧૨, ૧૧૧૨૧૨૨૧, ૧૧૧૨૧૨૨૨,
૧૧૧૨૨૧૧૧, ૧૧૧૨૨૧૧૨, ૧૧૧૨૨૧૨૧, ૧૧૧૨૨૧૨૨,
૧૧૧૨૨૨૧૧, ૧૧૧૨૨૨૧૨, ૧૧૧૨૨૨૨૧, ૧૧૧૨૨૨૨૨,
૧૧૨૧૧૧૧૧, ૧૧૨૧૧૧૧૨, ૧૧૨૧૧૧૨૧, ૧૧૨૧૧૧૨૨,
૧૧૨૧૧૧૧૧, ૧૧૨૧૧૨૧૨, ૨૧૨૧૧૨૨૧, ૧૧૨૧૧૨૨૨,
૧૧૨૧૨૧૧૧, ૧૧૨૧૨૧૧૨, ૨૧૨૧૨૧૨૧, ૧૧૨૧૨૧૨૨,
૧૧૨૧૨૨૧૧, ૧૧૨૧૨૨૧૨, ૧૧૨૧૨૨૨૧, ૧૧૨૧૨૨૨૨,
૧૧૨૨૧૧૧૧, ૧૧૨૨૧૧૧૨, ૧૧૨૨૧૧૨૧, ૧૧૨૨૧૧૨૨,
૧૧૨૨૧૨૧૧, ૧૧૨૨૧૨૧૨, ૧૧૨૨૧૨૨૧, ૧૧૨૨૧૨૨૨,
૧૧૨૨૨૧૧૧, ૧૧૨૨૨૧૧૨, ૧૧૨૨૨૧૨૧, ૧૧૨૨૨૧૨૨,
૧૧૨૨૨૨૧૧, ૧૧૨૨૨૨૧૨, ૧૧૨૨૨૨૨૧, ૧૧૨૨૨૨૨૨.

આ ૬૪ આંક છે, તેમાથી ૬૪ ભાંગા બોલી શકાય છે. જ્યાં ૧નો આક છે ત્યાં એક ભાગ બોલવો. જ્યાં બે નો આંક છે ત્યાં અનેક ભાગ બોલવા. આ બધા એક કરોડ અગિયાર લાખના ૩૨ ભાંગા અને એક કરોડ બાર લાખના ૩૨ ભાંગા કહેલ છે.

એ રીતે એક કરોડ એકવીસ લાખના ૩૨ ભાંગા કહી દેવા. જેવી રીતે, ૧૨૧૧૧૧૧૧.

એક કરોડ બાવીસ લાખથી ૩૨ ભાગા કહી દેવા જોઇએ. જેવી રીતે. ૧૨૨૧૧૧૧૧.

બે કરોડ અગિયાર લાખથી ૩૨ ભાગા કહી દેવા જોઇએ. જેવી રીતે ૨૧૧૧૧૧૧૧.

બે કરોડ બાર લાખથી ૩૨ ભાંગા કહી દેવા. જેવી રીતે, ૨૧૨૧૧૧૧૧.

બે કરોડ એકવીસ લાખથી ૩૨ ભાંગા કહી દેવા. જેવી રીતે, ૨૨૧૧૧૧૧૧.

બે કરોડ બાવીસ લાખથી ૩૨ ભાંગા કહી દેવા. જોઇએ. જેવી રીતે, ૨૨૨૧૧૧૧૧.

આ પ્રમાણે આઠ સંયોગીના ૨૫૬ ભાંગા થયા.

કુલ ભાંગા ૬૪૭૦ થયા. તેનો ખુલાસો આ પ્રમાણે છે.

| દ્રવ્ય | વર્ણ | ગંધ | રસ | સ્પર્શ | યોગ |
|---|---|---|---|---|---|
| ૧ | ૫ | ૨ | ૫ | ૪ | ૧૬ |
| ૨ | ૧૫ | ૩ | ૧૫ | ૯ | ૪૨ |
| ૩ | ૪૫ | ૫ | ૪૫ | ૨૫ | ૧૨૦ |
| ૪ | ૯૦ | ૬ | ૯૦ | ૩૬ | ૨૨૨ |
| ૫ | ૧૪૧ | ૬ | ૧૪૧ | ૩૬ | ૩૨૪ |
| ૬ | ૧૮૬ | ૬ | ૧૮૬ | ૩૬ | ૪૧૪ |
| ૭ | ૨૧૬ | ૬ | ૨૧૬ | ૩૬ | ૪૭૪ |
| ૮ | ૨૩૧ | ૬ | ૨૩૧ | ૩૬ | ૫૦૪ |
| ૯ | ૨૩૬ | ૬ | ૨૩૬ | ૩૬ | ૫૧૪ |
| ૧૦ | ૨૩૭ | ૬ | ૨૩૭ | ૩૬ | ૫૧૬ |
| સંખ્યાતા | ૨૩૭ | ૬ | ૨૩૭ | ૩૬ | ૫૧૬ |
| અસંખ્યાતા | ૨૩૭ | ૬ | ૨૩૭ | ૩૬ | ૫૧૬ |
| સૂક્ષ્મ અનંતા | ૨૩૭ | ૬ | ૨૩૭ | ૩૬ | ૫૧૬ |
| બાદર અનંતા | ૨૩૭ | ૬ | ૨૩૭ | ૧૨૯૬ | ૧૭૭૬ |
| | ૨૩૫૦ | ૭૬ | ૨૩૫૦ | ૧૬૯૪ | ૬૪૭૦ |

**નોંધ :—** એક પરમાણુથી માંડીને સૂક્ષ્મ અનંત પ્રદેશી સ્કંધ સુધી સ્પર્શના ૩૯૮ ભાંગા થાય છે, અને બાદર અનંત પ્રદેશી સ્કંધના ૧૨૯૬ ભાંગા થાય છે.

# પરમાણું

**ગૌતમ :** હે ભગવન્ ! પરમાણુ પુદ્ગલ કેટલા પ્રકારના છે?

**મહાવીર :** હે ગૌતમ ! પરમાણુ પુદ્ગલ ૪ પ્રકારના છે ○ (૧) દ્રવ્ય પરમાણુ (૨) ક્ષેત્ર @પરમાણુ (૩) કાળ પરમાણુ (૪) ભાવ પરમાણુ.

**ગૌતમ :** હે ભગવન્ ! દ્રવ્ય પરમાણુ કેટલા પ્રકારના છે?

**મહાવીર :** હે ગૌતમ ! દ્રવ્ય પરમાણુ ચાર પ્રકારના છે. (૧) અછેદ્ય (જેનો છેદ ન થઇ શકે, (૨) અભેદ્ય (જેવું ભેદન ન થઇ શકે) (૩) અદાહ્ય (જેને સળગાવી ન શકાય, (૪) અગ્રાહ્ય (જે પકડી ન શકાય)

**ગૌતમ :** હે ભગવન્ ! ક્ષેત્ર પરમાણુ કેટલા પ્રકારના છે?

**મહાવીર :** હે ગૌતમ ! ક્ષેત્ર પરમાણુ ચાર પ્રકારના છે △ (૧) અનર્ધ (૨) અમધ્ય (૩) અપ્રદેશ (૪) અવિભાગ.

**ગૌતમ :** હે ભગવન્ ! કાળ પરમાણુ કેટલા પ્રકારના છે?

**મહાવીર :** હે ગૌતમ ! કાળ પરમાણુ ચાર પ્રકારના છે. (૧) (૧) અવર્ણ (૨) અગંધ (૩) અરસ (૪) અસ્પર્શ.

---

○ વર્ણાદિ ધર્મની વિવક્ષા રહિત એક પરમાણુને દ્રવ્યપરમાણુ કહે છે. કેમકે અહીં ફક્ત દ્રવ્યની જ વિવક્ષા છે.

@ એક આકાશ પ્રદેશને ક્ષેત્રપરમાણુ કહે છે. એક સમયને કાળ પરમાણુ કહે છે. એક ગુણ કાળા આદિને ભાવ પરમાણુ કહે છે.

△ (૧) પરમાણુમાં સમસંખ્યાવાળા અવયવ નથી. એ માટે અનર્ધ △ (જેનો અર્ધો ભાગ ન થઇ શકે) કહેવાય છે

(૨) પરમાણુમા વિષમ સંખ્યાવાળા અવયવ નથી એટલે અમધ્ય કહેવાય છે.

(૩) પરમાણુમાં પ્રદેશ નથી માટે અપ્રદેશ કહેવાય છે.

(૪) પરમાણુના વિભાગ થઇ શકતા નથી માટે તેને અવિભાગ કહે છે.

નોંધ : શતક ૨૦ ઉદેશા-૬ નો અધિકાર શતક ૧૭ ના ઉદ્દેશકોની સમાન હોવાના કારણે એ જ સ્થળે આપેલ છે. પુનરુક્તિ કરેલ નથી.

**ગૌતમ :** હે ભગવન્! ભાવ પરમાણુ કેટલા પ્રકારના છે?

**મહાવીર :** હે ગૌતમ! ભાવ પરમાણુ ચાર પ્રકારના છે. (૧) વર્ણવાળા (૨) ગંધવાળા (૩) રસવાળા (૪) સ્પર્શવાળા.

---

## ત્રણ બંધ

### શ્રી ભગવતી સૂત્ર શ. ૨૦. ઉ. ૭ નો અધિકાર

**ગૌતમ :** હે ભગવન્! બંધ કેટલા પ્રકારના છે?

**મહાવીર :** હે ગૌતમ! બંધ ત્રણ પ્રકારના છે. [૧]□ જીવ પ્રયોગ બંધ [૨] અંતર બંધ [૩] પરંપર બંધ.

આ ત્રણ પ્રકારના બંધમાં જેઓમાં મળી શકે એવા ૫૫ બોલ. કર્મબંધ ૮, કર્મઉદય ૮, વેદ ૩, દર્શનમોહનીય ૧, ચારિત્ર મોહનીય ૧, <શરીર ૫, સંજ્ઞા ૪, લેશ્યા ૬, દૃષ્ટિ ૩, જ્ઞાન ૫, અજ્ઞાન ૩,

---

□ (૧) જીવના પ્રયોગથી અર્થાત્ મન-વચન-કાયાની પ્રવૃત્તિથી આત્માની સાથે કર્મ પુદ્ગલોનો જે સંબંધ હોય છે તેને જીવ પ્રયોગ બંધ કહે છે.

(૨) કર્મ પુદ્ગલોનો બંધ થયા બાદ (અંતરરહિત સમયમાં) જે બંધ હોય છે તેને અનંતર બંધ કહે છે.

(૩) કર્મ પુદ્ગલોના બંધ થયા બાદ બીજા-ત્રીજા સમયમાં જે બંધ હોય છે તેને પરંપરબંધ કહે છે. અર્થાત્ વચમાં એક-બે સમય આદિનું અંતર પડીને બંધ હોય છે તેને પરંપર બંધ કહે છે.

< કર્મનો આત્મા સાથે સંબંધ થવો તે બંધ છે એમ પહેલાં કહેલ છે, પરંતુ અહીં કર્મ પુદ્ગલ અથવા અન્ય પુદ્ગલોનો આત્મા સાથે જે સંબંધ છે એને બંધ સમજવો જોઇએ. તો પણ ઔદારિકાદિ શરીર, આહારાદિ સંજ્ઞાજનક કર્મ અને કૃષ્ણાદિ લેશ્યાનો બંધ હોવો સંભવ છે.

તો પણ એ શંકા હોઇ શકે કે, દષ્ટિ, જ્ઞાન, અજ્ઞાન અને એના વિષયના બંધ કેમ હોય? કેમકે સર્વ અપૌદ્ગલિક છે.

ઉત્તર આ પ્રકારે છે. અહીં બંધનો અર્થ કેવળ સંબંધ વિવક્ષિત છે. એટલે સમ્યગ્દષ્ટિ આદિનો જીવ પ્રયોગાદિ બંધ ઘટિત થાય છે.

જ્ઞાનના વિષય ૫, અજ્ઞાનના વિષય ૩ એ કુલ મળી ૫૫ બોલ થયા. સમુચ્ચય જીવમાં એ ૫૫ બોલ લાભે છે. નારકીમાં ૪૪ બોલ લાભે છે. [ઉપર કહેલ ૫૫માંથી ૨ વેદ, ૨ શરીર, ૩ લેશ્યા ૨, જ્ઞાન ૩, અજ્ઞાનના વિષય એ ૧૧ બોલ ઓછા થયા]. ભવનપતિ અને વાણવ્યંતર દેવોમાં ૪૬ બોલ લાભે છે. [ઉપર ૪૪ કહ્યા છે એમાંથી ૧ નપુંસકવેદ ઓછો થયો. બે વેદ અને એક લેશ્યા એ ૩ બોલ વધી ગયા.] જ્યોતિષી દેવોમાં ૪૩ બોલ લાભે. [ઉપરના ૪૬ માંથી ૩ લેશ્યા ઓછી થઈ]. વૈમાનિક દેવોમાં ૪૫ બોલ લાભે. [ઉપરના ૪૩ બોલમાં ૨ લેશ્યા વધી]. પૃથ્વીકાય, અપકાય અને વનસ્પતિકાયમાં ૩૫ બોલ લાભે છે. કર્મ બંધ ૮, કર્મ ઉદય ૮, વેદ ૧, દર્શનમોહનીય ૧, ચારિત્ર મોહનીય ૧, શરીર ૩, સંજ્ઞા ૪, લેશ્યા ૪, દૃષ્ટિ ૧, અજ્ઞાન ૨, અજ્ઞાનના વિષય ૨, એ સર્વ મળી ૩૫ થયા. તેઉકાયમાં ૩૪ બોલ લાભે [ઉપર કહેલ બોલોમાંથી ૧ લેશ્યા ઓછી થઈ]. વાયુકાયમાં ૩૫ બોલ લાભે છે. [ઉપરના ૩૪ બોલોમાં ૧ શરીર વધ્યું] ત્રણ વિકલેંદ્રિયમાં ૩૯ બોલ લાભે છે. [ઉપરના ૩૪ બોલોમાં ૧ દૃષ્ટિ, ૨ જ્ઞાન, ૨ જ્ઞાનના વિષય એ પાંચ બોલ વધ્યા] તિર્યંચ પંચેંદ્રિયમાં ૫૦ બોલ લાભે. [૫૫ માંથી ૧ શરીર, ૨ જ્ઞાન, ૨ જ્ઞાનના વિષય એ પાંચ બોલ ઓછા થયા]. મનુષ્યમાં ૫૫ બોલ લાભે.

૨૪ દંડકમાં જેટલા જેટલા બોલ લાભે છે, એ સર્વમાં પ્રત્યેકમાં જીવપ્રયોગબંધ, અંતરબંધ અને પરંપરબંધ એ ત્રણે બંધ લાભે છે.



## કર્મ અને અકર્મભૂમિ

### શ્રી ભગવતી સૂત્ર શ. ૨૦. ઉ. ૯ નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્! કર્મભૂમિઓ કેટલી છે?

**મહાવીર** : હે ગૌતમ! પંદર છેઃ પાંચ ભરત, પાંચ ઐરવત અને પાંચ મહાવિદેહ.

**ગૌતમ** : હે ભગવન્! અકર્મભૂમિઓ કેટલી કહી છે?

**મહાવીર** : હે ગૌતમ ! ત્રીસ કહી છે ! પાંચ હૈમવત, પાંચ હૈરણ્યવત, પાંચ હરિવર્ષ, પાંચ રમ્યકવર્ષ, પાંચ દેવકુરુ અને પાંચ ઉત્તરકુરુ.

**ગૌતમ** : હે ભગવન્ ! એ ત્રીસ અકર્મભૂમિઓમાં ઉત્સર્પિણી અને અવસર્પિણીરૂપ કાળ છે ?

**મહાવીર** : હે ગૌતમ ! નથી.

**ગૌતમ** : હે ભગવન્ ! પાંચ ભરતોમાં અને પાંચ ઐરવતોમાં ઉત્સર્પિણી અને અવસર્પિણીરૂપ કાળ છે ?

**મહાવીર** : હે ગૌતમ ! છે.

**ગૌતમ** : હે ભગવન્ ! પાંચ મહાવિદેહમાં ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળ છે ?

**મહાવીર** : નથી. હે આયુષ્યમાન્ શ્રમણ ! ત્યાં એકરૂપે અવસ્થિત કાળ કહ્યો છે.

**ગૌતમ** : હે ભગવન્ ! એ પાંચ મહાવિદેહોમાં અરહંત ભગવાનો પાંચ મહાવ્રતવાળા અને પ્રતિક્રમણસહિત ધર્મનો ઉપદેશ કરે છે. ?

**મહાવીર** : હે ગૌતમ ! પાંચ ભરતોમાં અને પાંચ ઐરવતોમાં પહેલા અને છેલ્લા એ બે અરહંત ભગવંતો પાંચ મહાવ્રતવાળા તથા પ્રતિક્રમણ સહિત ધર્મનો ઉપદેશ કરે છે, બાકીના અરહંત ભગવંતો ચાર મહાવ્રતવાળા ધર્મનો ઉપદેશ કરે છે; વળી, પાંચ મહાવિદેહમાં પણ અરહંત ભગવંતો ચાર મહાવ્રતવાળા ધર્મનો ઉપદેશ કરે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! જંબુદ્વીપ નામે દ્વીપના ભારતવર્ષમાં આ અવસર્પિણીમાં કેટલા તીર્થંકરો થયા છે ?

**મહાવીર** : હે ગૌતમ ! ચોવીસ તીર્થંકરો થયા છે: ઋષભ, અજિત, સંભવ, અભિનંદન, સુમતિ, સુપ્રભ, સુપાર્શ્વ, શશી–ચંદ્રપ્રભ, પુષ્પદંત–સુવિધિ, શીતલ, શ્રેયાંસ, વાસુપૂજ્ય, વિમલ, અનંત, ધર્મ, શાંતિ, કુંથુ, અર, મલ્લિ, મુનિસુવ્રત, નમિ, નેમિ, પાર્શ્વ અને વર્ધમાન.

**ગૌતમ** : હે ભગવન્ ! એ ૨૪ તીર્થંકરોના ૨૩ જિનાંતરોમાં કયા જિનના અંતરમાં કાલિક @ શ્રુતનો વિચ્છેદ કહ્યો છે ?

**મહાવીર** : હે ગૌતમ ! એ ૨૩ જિનાંતરોમાં પહેલાં અને છેલ્લાં આઠ આઠ જિનાંતરોમાં કાલિકશ્રુતનો અવિચ્છેદ કહ્યો છે, અને વચલાં સાત જિનાંતરોમાં કાલિકશ્રુતનો વિચ્છેદ કહ્યો છે. દૃષ્ટિવાદનો વિચ્છેદ તો બધાંય જિનાંતરોમાં કહ્યો છે.

**ગૌતમ** : હે ભગવન્ ! જંબુદ્વીપ નામે દ્વીપના ભારતવર્ષમાં આ અવસર્પિણીમાં આપ દેવાનુપ્રિયનું પૂર્વગત શ્રુત કેટલા કાળ સુધી રહેશે ?

**મહાવીર** : હે ગૌતમ ! એક હજાર વર્ષ સુધી રહેશે.

**ગૌતમ** : હે ભગવન્ ! બાકી બધા તીર્થંકરોનું પૂર્વગત્ શ્રુત કેટલા કાળ સુધી રહ્યું હતું ?

**મહાવીર** : હે ગૌતમ ! કેટલાક તીર્થંકરોનું સંખ્યાતા કાળ અને કેટલાક તીર્થંકરોનું અસંખ્યાત કાળ સુધી.

**ગૌતમ** : હે ભગવન્ ! જંબુદ્વીપ નામે દ્વીપના ભારત વર્ષમાં આ અવસર્પિણી કાળમાં આપ દેવાનુપ્રિયનું તીર્થ કેટલા કાળ સુધી રહેશે

**મહાવીર** : હે ગૌતમ ! એકવીસ હજાર વર્ષ સુધી રહેશે.

**ગૌતમ** : હે ભગવન્ ! તેવી રીતે ભાવિ તીર્થંકરોમાંના છેલ્લા તીર્થંકરનું તીર્થ કેટલા કાળ સુધી રહેશે ?

---

@ જે સૂત્રનો સ્વાધ્યાય દિવસ અને રાત્રિના પહેલા અને છેલ્લા પહોરમાં થઈ શકે છે તેને કાલિકશ્રુત કહેવાય છે. જેવી રીતે આચારાગ આદિ ૨૩ સૂત્ર (૧૧ અંગસૂત્ર ૫ નિરયાવલિકા, ૪ છેદ સૂત્ર, જંબુદ્વીપપ્રજ્ઞપ્તિ, ચંદ્રપ્રજ્ઞપ્તિ, ઉત્તરાધ્યયન )

જે સૂત્રનો સ્વાધ્યાય બધા સમયે (અસ્વાધ્યાયના સમયને છોડીને) થઈ શકે છે તેને ઉત્કાલિક સૂત્ર કહે છે. જેમકે દશવૈકાલિક આદિ ૯ સૂત્ર (ઉવવાઈ, રાયપ્રશ્નીય, જીવાભિગમ, પન્નવણા, દશવૈકાલિક, નન્દીસૂત્ર, અનુયોગદ્વાર સૂત્ર, પ્રજ્ઞપ્તિ, આવશ્યક સૂત્ર.)

**મહાવીર** : હે ગૌતમ ! કોશલ દેશના ઋષભદેવ અર્હંતનો જેટલો જિનપર્યાય કહ્યો છે, તેટલાં (હજાર વર્ષ ન્યૂન લાખ પૂર્વ) વર્ષ સુધી.

**ગૌતમ** : હે ભગવન્ ! તીર્થ એ તીર્થ છે કે તીર્થંકર તીર્થ છે ?

**મહાવીર** : હે ગૌતમ ! અર્હંત તો અવશ્ય તીર્થંકર છે. પરંતુ ચાર પ્રકારનો શ્રમણપ્રધાન સંઘ : સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા. તે તીર્થરૂપ છે.

**ગૌતમ** : હે ભગવન્ ! પ્રવચન એ પ્રવચન છે કે પ્રવચની એ પ્રવચન છે ?

**મહાવીર** : હે ગૌતમ ! અર્હંત તો અવશ્ય પ્રવચની (પ્રવચનના ઉપદેશક) છે; અને દ્વાદશાંગ ગણિપિટક ( આચારાંગાદિ ૧૨ અંગગ્રંથ) પ્રવચન છે.

**ગૌતમ** : હે ભગવન્ ! આ જે ઉગ્રકુલના, ભોગકુલના, રાજન્યકુલના, ઇક્ષ્વાકુકુલના, જ્ઞાતકુલના અને કૌરવ્યકુલના ક્ષત્રિયો આ ધર્મમાં પ્રવેશ કરે છે, અને પ્રવેશ કરીને આઠ પ્રકારના કર્મરૂપ રજોમલને ધુએ છે, તેઓ ત્યાર પછી સિદ્ધ થાય છે, અને સર્વ દુઃખનો અંત કરે છે ?

**મહાવીર** : હા. ગૌતમ ! પરંતુ કેટલાક કોઈ એક દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થાય છે.

## વિદ્યાચારણ જંઘાચારણ લબ્ધિ

**ગૌતમ** : હે ભગવન્ ! *ચારણ કેટલા પ્રકારના છે ?

+ લબ્ધિ દ્વારા આકાશમાં અતિશય ગમન કરવાની શકિતવાળા મુનિને ચારણ કહે છે. ચારણના બે ભેદ છે : વિદ્યાચારણ અને જંઘાચારણ. વિદ્યા દ્વારા અર્થાત્ પૂર્વોના જ્ઞાન દ્વારા જે મુનિને અતિશય ગમન કરવાની લબ્ધિ પ્રાપ્ત થાય તેને વિદ્યાચારણ કહે છે. જે મુનિને જંઘા દ્વારા અતિશય ગમન કરવાની શકિત લબ્ધિ પ્રાપ્ત થાય તેને જંઘાચરણ કહે છે.

**મહાવીર :** હે ગૌતમ ! ચારણ બે પ્રકારના છે: વિદ્યાચારણ અને જંઘાચારણ.

**ગૌતમ :** હે ભગવન્ ! એને વિદ્યાચારણ શા માટે કહે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! નિરંતર છઠ્ઠછઠ્ઠ તપશ્ચર્યા કરવાથી અને પૂર્વના જ્ઞાન દ્વારા ઉત્તરગુણલબ્ધિ ( તપોલબ્ધિ ) પ્રાપ્ત થાય તે મુનિને 'વિદ્યાચારણ' નામની લબ્ધિ ઉત્પન્ન થાય છે, એટલે એને 'વિદ્યાચારણ' કહે છે.

**ગૌતમ :** હે ભગવન્ ! 'વિદ્યાચારણ'ની કેવી શીઘ્ર ગતિ હોય છે ? એની ગતિનો વિષય કેવો શીઘ્ર હોય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! આ જંબુદ્વીપનો પરિધિ ત્રણ લાખ સોળ હજાર બસ્સો સત્યાવીસ યોજન ત્રણ ગાઉ (કોસ) એકસો અઠ્ઠાવીસ ધનુષ્ય સાડાતેર આંગૂલ ઝાઝેરો (કંઈક વધુ) છે. કોઈ મહર્દ્ધિક દેવ ત્રણ ચપટી વગાડે એટલામાં આ જંબુદ્વીપની ત્રણ વાર પરિક્રમા કરીને પાછા શીઘ્ર આવે એ રીતની શીઘ્રગતિ વિદ્યાચારણની છે. એ પ્રકારે એની ગતિનો વિષય શીઘ્ર છે.

**ગૌતમ:** હે ભગવન્ ! વિદ્યાચારણના તિર્છા જવાનો વિષય કેટલો છે ?

**મહાવીર :** હે ગૌતમ ! એક ઉડ્ડયનમાં માનુષોતર પર્વત પર સ્થિતિ વિશ્રામ કરે છે, બીજા ઉડ્ડયનમાં નંદીશ્વર દ્વીપમાં સમવસરણ કરે છે, ત્યાંથી પાછા એક જ ઉડ્ડયનમાં અહીં આવી સમવસરણ કરે છે.

**ગૌતમ :** હે ભગવન્ ! વિદ્યાચારણના ઊંચા જવાના વિષય કેટલા છે ?

**મહાવીર :** હે ગૌતમ ! એક ઉડ્ડયનમાં નંદનવનમાં સમવસરણ કરે છે, બીજા ઉડ્ડયનમાં પંડકવનમાં સમવસરણ કરે છે, ત્યાંથી પાછા એક ઉડ્ડયનમાં અહીં આવીને સમવસરણ કરે છે.

**ગૌતમ :** હે ભગવન્ ! જંઘાચારણ લબ્ધિની કેવી રીતે પ્રાપ્તિ થાય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! શાસ્ત્રમાં કહેલ વિધિ અનુસાર ત્રણ ત્રણ ઉપવાસનાં પારણાં કરવાથી જંઘાચારણ લબ્ધિ પ્રાપ્ત થાય છે.

**ગૌતમ :** હે ભગવન્ ! જંઘાચારણની કેવી શીઘ્ર ગતિ હોય છે ?

**મહાવીર :** ગૌતમ ! કોઇ મહર્દ્ધિક દેવ ત્રણ ચપટી વગાડે એટલામાં આ જંબુદ્વીપને ૨૧ વખત પરિક્રમા કરીને પાછા શીઘ્ર આવે. આ રીતની શીઘ્રગતિ જંઘાચારણની છે. આ પ્રકાર એની ગતિના વિષય શીઘ્ર છે.

**ગૌતમ :** હે ભગવન્ ! જંઘાચારણની તિર્ચ્છા જવાનો વિષય કેટલો છે ?

**મહાવીર :** હે ગૌતમ ! તે એક ઉડ્ડયનથી રુચકવર દ્વીપમાં જઇ સમવસરણ કરે છે, ત્યાંથી પાછા આવતા સમયે એક ઉડ્ડયનમાં નંદીશ્વર દ્વીપમાં સમવસરણ કરે છે. અને બીજા ઉડ્ડયનથી તે અહીં આવીને સમવસરણ કરે છે.

**ગૌતમ :** હે ભગવન્ ! જંઘાચારણના ઉર્ધ્વગમન □ ( ઊંચા જવાનું )નો કેટલો વિષય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! તે એક ઉડ્ડયન દ્વારા પંડકવનમાં સમવસરણ કરે છે, ત્યાંથી પાછા આવતાં એક ઉડ્ડયનમાં નંદનવનમાં

---

□ વિદ્યાચારણનું ગમન બે ઉડ્ડયનમાં થાય છે, અને આગમન એક ઉડ્ડયનમાં થાય છે. જંઘાચારણનું ગમન એક ઉડ્ડયનથી અને આગમન બે ઉડ્ડયનથી થાય છે. એ લબ્ધિઓનો એવો સ્વભાવ છે.

આ વિષયમાં બીજા આચાર્યોનો મત આ પ્રકારે છે—વિદ્યાચારણની વિદ્યા જ, તે સમયે મંદ અભ્યાસવાળી હોય છે. એટલે ગમન બે ઉડ્ડયનદ્વારા થાય છે. એની વિદ્યા આવતે વખતે તે જ અભ્યાસવાળી હોય છે. એટલે આગમન એક ઉડ્ડયનદ્વારા થાય છે.

જંઘાચારણની લબ્ધિ જ્યારે જ્યારે ઉપયોગમાં આવે છે ત્યારે ત્યારે તે અલ્પ સામર્થ્યવાળી થઇ જાય છે, એટલે એનું ગમન એક ઉડ્ડયન દ્વારા થાય છે અને આગમન બે ઉડ્ડયન દ્વારા થાય છે.

સમવસરણ કરે છે. બીજા ઉડ્ડયનમાં સ્વસ્થાન પર આવી જાય છે. ○

બન્ને પ્રકારની લબ્ધિવાળા મુનિ આ વિષયની આલોચના પ્રતિક્રમણ કરી લે તો આરાધક થાય છે, અને આલોચના પ્રતિક્રમણ કર્યા વિના કાળ કરી જાય (મૃત્યુને પ્રાપ્ત થાય) તો આરાધક થતા નથી.

---

## સોપક્રમ-નિરુપક્રમ

### શ્રી ભગવતી સૂત્ર શ. ૨૦. ઉ. ૧૦ નો અધિકાર

સોપક્રમ @ આયુષ્ય ૭ કારણથી તૂટી શકે છે. ૧ પાણીથી, ૨ અગ્નિથી, ૩ વિષથી, ૪ શસ્ત્રથી, ૫ અતિહર્ષ, ૬ શોક, ૭ ભયથી (વધુ ચાલવું, વધુ ખાવું, મૈથુન સેવવું, આદિ વ્યયથી)

નિરુપક્રમ આયુષ્ય બાંધેલ પૂરું આયુષ્ય ભોગવે. વચ્ચે તૂટે નહિ. જીવ બન્ને પ્રકારના આયુષ્યવાળા હોય છે.

(૧) નારકી, દેવતા, જુગલ મનુષ્ય, તીર્થંકર, ચક્રવર્તી, વાસુદેવ પ્રતિવાસુદેવ, બળદેવ-એમના આયુષ્ય નિરુપક્રમી હોય છે. શેષ સર્વ જીવોના બન્ને પ્રકારે હોય છે.

(૨) નારકી સોપક્રમ (સ્વહસ્તે શસ્ત્રાદિ)થી ઊપજે, પર ઉપક્રમથી કે વિના ઉપક્રમથી ? ત્રણે પ્રકારથી, મતલબ કે, મનુષ્ય-તિર્યંચપણે જીવે

---

○ વિદ્યાચારણ અને જંઘાચારણ લબ્ધિવાળા મુનિ નંદીશ્વર દ્વીપ રુચકદ્વીપ,પાંડુકવનમાં ગયા હોય એવુ શાસ્ત્ર પાઠમાં ક્યાય વર્ણન આવતું નથી. અહીં ફક્ત તેઓના તિર્ચ્છા જવાની અને ઊંચા જવાની શક્તિના વિષયના પ્રશ્નોત્તર છે.

@ જીવ સોપક્રમ હોય યા નિરુપક્રમ હોય પરંતુ તે આયુકર્મના દલિકો જેટલા બાંધ્યા છે તે સર્વ પૂરા ભોગવ્યા વિના મૃત્યુ પામે નહિ સોપક્રમ બાંધેલ આયુ વચ્ચે તૂટવાનુ નિમિત્ત પરભવથી સાથે નિર્માણ કરીને આવે છે અને તેના ઉદયે શેષ દલિકો શીઘ્ર ભોગવી પૂર્ણ કરે છે નિરુપક્રમીને દલિકો શીઘ્ર ભોગવી લેવા પડે તેવું નિમિત્ત હોતું નથી.

નરકનું આયુષ્ય બાંધ્યું હોય તે મરતી વખતે પોતાના હાથે, બીજાના હાથે અથવા આયુષ્ય પૂર્ણ થયે મરે. એમ ૨૪ દંડક જાણવા.

(૩) નારકી નરકથી નીકળે તે સ્વોપક્રમથી, પરોપક્રમથી કે વિના ઉપક્રમથી ? એવં ૧૩ દેવતાના દંડકમાં પણ વિના ઉપક્રમથી ચવે. પાંચ સ્થાવર ત્રણ વિકલેંદ્રિય, તિર્યંચપંચેંદ્રિય અને મનુષ્ય એ ૧૦ દંડકના જીવો ત્રણ ઉપક્રમથી ચવે.

(૪) નારકી સ્વાત્મઋદ્ધિ (નરકાયુ આદિ)થી ઉત્પન્ન થાય કે પરઋદ્ધિથી ? સ્વઋદ્ધિથી અને નીકળે (ચવે) પણ સ્વઋદ્ધિથી, એવં ૨૩ દંડકમાં જાણવું.

(૫) ૨૪ દંડકના જીવો સ્વપ્રયોગ (મન, વચન, કાય)થી ઊપજે અને નીકળે, પરપ્રયોગથી નહિ.

(૬) ૨૪ દંડકના જીવો સ્વકર્મથી ઊપજે અને નીકળે (ચવે), પરકર્મથી નહિ.



## કૃત સંચય અકૃત સંચય

**ગૌતમ** : હે ભગવન્ ! નારકીના નેરિયા કૃતસંચય છે ? @ અકૃતસંચય છે ? અવ્યકતવ્યસંચય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! નારકીના નેરિયા ત્રણે ≈ પ્રકારના છે.

---

@ જે જીવ બીજી ગતિમાંથી આવીને એક સમયમાં એક સાથે સંખ્યાતા ઉત્પન્ન થાય છે તેને કૃતસંચય કહે છે. જે એક સમયમાં એક સાથે અસંખ્યાતા ઉત્પન્ન થાય છે તેને અકૃતસંચય કહે છે. જે એક સમયમા એક ઉત્પન્ન થાય તેને અવ્યક્તવ્યસંચય કહે છે.

≈ નારકીના જીવ ત્રણે પ્રકારના હોય છે. કારણ કે તે એક સમયમા એકસાથે એકથી લઇને અસંખ્યાતા સુધી ઉત્પન્ન થઇ શકે ?.

પાંચ સ્થાવર અકૃત સંચય ○ છે. પરંતુ કૃતસંચય અને અવ્યક્ત સંચય નથી. શેષ ૧૮ દંડકના જીવો ત્રણે પ્રકારના હોય છે. સિદ્ધ ભગવાન કૃત સંચય છે અને અવ્યક્તવ્યસંચય પણ છે, પરંતુ અકૃતસંચય નથી.

અલ્પબહુત્વઃ– નારકી આદિ ૧૯ દંડકમાં સર્વથી થોડા અવ્યક્તવ્યસંચય (૨) તેથી કૃતસંચય સંખ્યાતગુણા (૩) તેથી અકૃતસંચય અસંખ્યાતગુણા સિદ્ધ ભગવાન સર્વથી થોડા કૃતસંચય (૨) તેથી અવ્યક્તવ્યસંચય સંખ્યાતગુણા છે. પાંચ સ્થાવરમાં એક જ બોલ હોય છે. એટલા માટે તેનો અલ્પ બહુત્વ હોતો નથી.

---

# શાલિ, વ્રીહિ આદિ વનસ્પતિનો અધિકાર

## ભગવતી સૂત્ર શ. ૨૧. ઉ. ૧ થી ૮૦.

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮

सालि कल अयसि वंसे इक्खू दब्भे य अब्मे तुलसीय ।

अट्ठए दस वग्गा असीतिं पुण होंति उद्देसा ॥

એકવીસમા શતકમાં વિવિધ વનસ્પતિના આઠ વર્ગ છે અને તેના એંશી ઉદ્દેશા છે. આઠ વર્ગ આ પ્રમાણે છે :–

૧. પ્રથમ વર્ગ શાલિ (ચોખા)ના પ્રકારનાં ધાન્ય સંબંધે છે. આ પ્રકારમાં ઘઉ, વ્રીહિ, જવ, વગેરે ધાન્ય જાણવાં.

---

○ પૃથ્વીકાયિક આદિ પાંચ સ્થાવર અકૃતસંચય છે. કારણ કે તે એક સમયમાં એક સાથે અસંખ્યાતા ઉત્પન્ન થાય છે, એક બે નહિ. જો કે વનસ્પતિ કાયિક જીવ એક સમયમાં એક સાથે અનંતા ઉત્પન્ન થઇ શકે છે, પરંતુ ત્યાં વિજાતીય જીવોથી આવીને ઉત્પન્ન થવાવાળા જીવોની જ વિવક્ષા છે. તે અસંખ્યાતા જ ઉત્પન્ન થાય છે.

સિદ્ધ ભગવાન અકૃતસંચય નથી. કારણ કે મોક્ષ જવાવાળા જીવ એક સમયમાં એક સાથે એકથી લઇને સંખ્યાતા જ મોક્ષ જાય છે–સિદ્ધ થાય છે, અસંખ્યાતા સિદ્ધ થતા નથી.

૨. બીજો વર્ગ કલ–વટાણાના પ્રકારનાં ધાન્ય સંબંધે છે. આ પ્રકારમાં મસૂર, તલ, મગ, અડદ, વાલ, કળથી, અલિસંદક સટિન, ચણા, વગેરે ધાન્ય જાણવાં.

૩. ત્રીજો વર્ગ અળસીના પ્રકારની વનસ્પતિ સંબંધે છે. આ પ્રકારમાં કુસુંબ, કોદ્રવ, કાંગ રાળ, તુવેર, કોદુસા, શણ, સરસવ, અને મૂળકબીજ વગેરે વનસ્પતિ જાણવી.

૪. ચોથો વર્ગ વાંસના પ્રકારની પર્વ ( ગાંઠ )વાળી વનસ્પતિ સંબંધે છે. આ પ્રકારમાં વેણું, કનક. કર્કાવંશ, ચારુવંશ, દંડા, કુડા, વિમા, ચંડા, વેણુકા અને કલ્યાણી વગેરે વનસ્પતિ જાણવી.

૫. પાંચમો વર્ગ ઇક્ષુ ( શેરડી )ના પ્રકારની પર્વ (ગાંઠ)વાળી વનસ્પતિ સંબંધે છે આ પ્રકારમાં ઇક્ષુવાટિકા, વીરણ, ઇક્કિડ, ભમાસ, સુંઠ, શર, વેત્ર (નેતર), તિમિર, સતપોરગ અને નડ એ બધી વનસ્પતિ જાણવી.

૬. છઠ્ઠો વર્ગ દર્ભના પ્રકારના તૃણ સંબંધે છે. આ પ્રકારમા સેડિય, ભંતિય, દર્ભ, કોંતિય, દર્ભકુશ, પર્વક, પોદેઇલિ, અર્જુન (અજન) આષાઢક, રોહિતક, સમુ, અવખીર (તવખીર) ભુસ, એરંડ, કુરુકુંદ, કરકર, સુંઠ, વિભંગ, મધુરયણ, થુરગ, શિલ્પિક અને સંકલિતૃણ વગેરે પ્રકારનાં તૃણ સમજવાં.

૭. સાતમો વર્ગ અભ્ર વગેરે વનસ્પતિ સંબંધે છે. એક જાતિના વૃક્ષમાં બીજી જાતિનું વૃક્ષ ઊગે તેને અભ્ર કહેવામાં આવે છે. જેમ કે વડના ઝાડમાં પીપળો ઊગી નીકળે અથવા લીમડાના ઝાડમાં પીપળાનું વૃક્ષ ઊગે તેને અભ્ર કહેવાય છે.

આ વર્ગમાં અભ્રરુહ (એક વૃક્ષ પર ઊગતી અન્ય વનસ્પતિ), વાયણ, હરિતક, તાંદળજો, તૃણ, વત્થુલ, પોરક, માર્જાર, બિલ્લી, (ચિલ્લી) પાલક્ક, દગપિપ્પલી, દર્વિ–દર્વી, સ્વસ્તિક, શાકમંડુકી, મૂલક, અંબિલ શાક, સરસવ, જિયંતગ,. વગેરે વનસ્પતિનો સમાવેશ થાય છે.

૮. આઠમો વર્ગ તુલસીના પ્રકારની વનસ્પતિ સંબંધે છે આ પ્રકારમાં તુલસી, કૃષ્ણ, દરાલ, ફણેજ્જા, અજ્જા, ચૂતણા, ચોરા, જીરા, દમણા, મરુઆ, ઇદિવર, અને શતપુષ્પ વગેરે વનસ્પતિ જાણવી.

આ આઠ વર્ગના દરેક વર્ગ ઉપર દસ દસ ઉદ્દેશા છે. આ દસ ઉદ્દેશાનાં નામ આ પ્રમાણે છે :–

[૧] મૂળ [૨] કંદ [૩] સ્કંધ (થડ) [૪] ત્વચા (છાલ) [૫] શાખા (ડાળી) [૬] પ્રવાલ (કોમળ પાંદડા) [૭] પાંદડાં [૮] ફૂલ [૯] ફળ [૧૦] બીજ.

જે પ્રમાણે ભગવતી શતક ૧૧ ના પહેલા ઉદ્દેશામાં ઉત્પલકમલના અધિકારમાં ૩૨ દ્વારા કહેવામાં આવ્યા તે જ પ્રમાણે ઉપરોક્ત દરેક વર્ગના દરેક ઉદ્દેશા પર ૩૨ દ્વાર કહેવા. એટલે કે આઠ વર્ગ અને તેના એંશી ઉદ્દેશા પર ઉત્પલ કમલના અધિકાર પ્રમાણે ૩૨ દ્વાર કહેવા. અહીં બત્રીસ દ્વારોમાં જે વિશેષતાઓ છે તે નીચે પ્રમાણે છે :–

[૧] શ્રી પન્નવણા સૂત્રના વ્યુત્ક્રાંતિપદમાં દેવોની વનસ્પતિમાં ઉત્પત્તિ કહી છે. આનો આશય એ છે કે, દેવતા વનસ્પતિના પુષ્પ (ફૂલ) ફળ અને બીજ એ શુભ અંગોમાં ઉત્પન્ન થાય છે. પરંતુ મૂળ વગેરે અશુભ અંગોમાં ઉત્પન્ન થતા નથી. તેથી ઉપરોક્ત દરેક વર્ગના સાત ઉદ્દેશાના ઉપપાત દ્વારમા દેવગતિથી દેવો મૂળાદિપણે ઊપજતા નથી. પરંતુ આઠમા, નવમા અને દશમા ઉદ્દેશામાં દેવતા ઉત્પન્ન થાય છે. તેથી પહેલા સાત ઉદ્દેશામાં આગત ૪૯ ની જાણવી. જ્યારે આઠમા, નવમા અને દસમા ઉદ્દેશામાં દેવો ઉત્પન્ન થતા હોવાથી આગત ૭૪ ની સમજવી.

ચોથો વર્ગ વાંસનો છે અને આઠમો વર્ગ તુલસીનો છે. તેમાં વિશેષતા એ છે કે, આ વર્ગમાં દેવતા ઉત્પન્ન થતા નથી. તેથી આ બંને વર્ગના દસ ઉદ્દેશામાં આગત ૪૯ બોલની સમજવી.

પાંચમા ઇક્ષુના વર્ગમાં ઇક્ષુના સ્કંધમાં દેવતા ઉત્પન્ન થાય છે. તેથી પાંચમા વર્ગના ત્રીજા ઉદ્દેશામાં આગત ૭૪ બોલની સમજવી

(૨) પહેલા ત્રણ વર્ગ, છઠ્ઠા અને સાતમા વર્ગના પહેલા સાત ઉદ્દેશામાં, ચોથા વાંસના અને આઠમા તુલસીના વર્ગના દસેય ઉદ્દેશામાં અને પાંચમા ઇક્ષુના વર્ગના ત્રીજા સ્કંધના ઉદ્દેશા સિવાય બાકીના નવ ઉદ્દેશામાં લેશ્યા ત્રણ તે કૃષ્ણ, નીલ અને કાપોત લેશ્યા અને તેના છવીસ ભાંગા જાણવા□.

પહેલા ત્રણ વર્ગ, છઠ્ઠા અને સાતમા વર્ગના, આઠ, નવ અને દસ ઉદ્દેશામાં તથા પાંચમા ઇક્ષુ વર્ગના ત્રીજા સ્કંધના ઉદ્દેશામાં લેશ્યા ચાર કહેવી. તે કૃષ્ણ, નીલ, કાપોત અને તેજો લેશ્યા. અને તેના એંસી ભાંગા જાણવા. <

(૩) પહેલા ત્રણ વર્ગ, છઠ્ઠા અને સાતમા વર્ગમાં દરેક વર્ગના પહેલા સાત ઉદ્દેશામાં અને ચોથા, પાંચમા અને આઠમા વર્ગના દસે દસ ઉદ્દેશામાં અવગાહના જઘન્ય આંગૂલનો અસંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટ પ્રત્યેક એથી નવ ધનુષની જાણવી.

બાકીના ઉદ્દેશામાં એટલે કે પહેલા ત્રણ વર્ગ, છઠ્ઠા અને સાતમા વર્ગના આઠ, નવ અને દસમા ઉદ્દેશામાં અવગાહના જઘન્ય આંગૂલનો

---

□ ત્રણ લેશ્યાના ૨૬ ભાંગા આ પ્રમાણે છે : કૃષ્ણ, નીલ, અને કાપોત એ ત્રણ લેશ્યાના એકવચન અને બહુવચનના અસંયોગી ત્રણ ત્રણ ભાંગા ગણતાં ૭ ભાગા થાય છે તથા તેના દ્વિક સયોગી, કૃષ્ણ નીલ, કૃષ્ણ કાપોત, અને નીલ કાપોત, એ પ્રમાણે ત્રણ વિકલ્પ થાય અને પ્રત્યેકના એક અને અનેકના ચાર ચાર ભાંગા ગણતાં બાર ભાંગા થાય. તેમ જ ત્રિક સંયોગી એક અને અનેકના આઠ વિકલ્પ થાય. આ પ્રમાણે બધા મળીને છવીસ ભાંગા જાણવા.

< ચાર લેશ્યાના ૮૦ ભાંગા આ પ્રમાણે છે :– પ્રથમની ચાર કૃષ્ણ, નીલ, કાપોત અને તેજોલેશ્યાના એકત્વ અને બહુત્વને આશ્રયી અસંયોગી ચાર ચાર ભાંગા ગણતાં આઠ ભાંગા, દ્વિક સયોગી છ વિકલ્પ (કૃષ્ણ નીલ, નીલ કાપોત, કાપોત તેજો, તેજો કૃષ્ણ, કાપોત કૃષ્ણ અને નીલ તેજો) અને પ્રત્યેકના એકત્વ અને બહુત્વને આશ્રયી ચાર ચાર ભંગ ગણતાં ચોવીસ ભાંગાઓ, ત્રિક સંયોગી આઠ વિકલ્પ અને તેના પૂર્વોક્ત રીતે ચાર ચાર ભંગ ગણતાં બત્રીસ વિકલ્પો તથા ચતુઃસંયોગી સોળ વિકલ્પો એ બધા મળી એંશી વિકલ્પો થાય છે.

અસંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટ આંગૂલ પૃથકત્વ બેથી નવ આંગૂલ જાણવી.



## તાડ, તમાલ આદિ વનસ્પતિનો અધિકાર

## ભગવતી સૂત્ર શતક ૨૨ ઉદ્દેશા ૧ થી ૬૦

**ताले गट्ठिय बहुबीयगा य, गुच्छा य गुम्म वल्ली य।**
**छद्दस वग्गा एए सट्ठि पुण होंति उद्देशा॥**

બાવીસમા શતકમાં છ વર્ગ છે અને સાઠ ઉદ્દેશા છે. (૧) પ્રથમ વર્ગ તાલ (તાડ)ના પ્રકારની વનસ્પતિ સંબંધે છે. આ પ્રકારમાં તાડ, તમાલ, તકકલિ, તેતલિ, સાલ, સરલ-દેવદાર, સારગલ્લ, યાવત્ કેતકી, કેળ, કંદલી, ચર્મવૃક્ષ, ગુંદવૃક્ષ, હિંગુવૃક્ષ, લવંગવૃક્ષ, સોપારીનું વૃક્ષ, ખજૂરી અને નાળીયેરી વગેરેનો સમાવેશ થાય છે.

શાલિ વર્ગની પેઠે અહીં પણ દરેક વર્ગમાં (૧) મૂળ (૨) કંદ, (૩) સ્કંધ (૪) ત્વચા (છાલ) (૫) શાખા (૬) પ્રવાલ (કોમળ પાંદડાં) (૭) પાંદડાં (૮) ફૂલ (૯) ફળ (૧૦) બીજ. એ પ્રમાણે દસ ઉદ્દેશકો કહેવા.

આ વર્ગમાં વિશેષતા એ છે કે, પ્રથમ પાંચ ઉદ્દેશકોમાં દેવો આવી ઊપજતા નથી. તેથી ત્યાં તેઓને લેશ્યા ત્રણ હોય છે અને તેના ૨૬ ભાંગા થાય છે. તેઓની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ દસ હજાર વર્ષ છે. બાકીના પાંચ (કોમળ પાંદડાંથી બીજ સુધીના) ઉદ્દેશામાં દેવો ઉત્પન્ન થાય છે, માટે ત્યાં તેઓને ચાર લેશ્યાઓ હોય છે અને તેના ૮૦ ભાંગા થાય છે. તેઓની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ વર્ષ પૃથકત્વ બેથી નવ વર્ષ સુધીની હોય છે. અવગાહના શરીર પ્રમાણ મૂળ અને કંદની ધનુષપૃથકત્વ તથા શાખાની ગાઉપૃથકત્વ હોય છે. પ્રવાલ અને પાંદડાંની અવગાહના ધનુષ પૃથકત્વ, પુષ્પની હસ્ત પૃથકત્વ (બેથી નવ હાથની) અને બીજની આંગૂલપૃથકત્વ ઉત્કૃષ્ટ અવ-

ગાહના હોય છે. એ બધાની જઘન્ય અવગાહના આંગૂલના અસંખ્યાતમા ભાગની જાણવી.

આ વર્ગનો બાકી બધો અધિકાર શાલિ વર્ગની પેઠે કહેવો.

(૨) બીજો વર્ગ એક બીજવાળાં વૃક્ષોનો છે. આ વર્ગમાં લીમડો. આંબો, જાંબુ, કોસંબ, તા(સા)લ, અંકોલ્લ, પીલુ, સેલુ, સલ્લકી, મોચકી, માલૂક, બકુલ, પલાશ, કરંજ, પુત્રંજીવક, અરિષ્ટ–અરીઠા બહેડા. હરડે, ભિલામા, ઉબેભરિકા, ક્ષીરિણી, ધાવડી, પ્રિયાલ–ચારોળી, પૂતિનિંબ, કરંજ, સેણ્હય, પાસિય, સીસમ, અતસી (અસન), નાગકેસર, નાગવૃક્ષ (વછનાગ), શ્રીવર્ણી (સેવન) અને અશોક વગેરે વૃક્ષો જાણવાં.

આ વર્ગનો બધો અધિકાર તાડ વર્ગની પેઠે કહેવો.

(૩) ત્રીજો વર્ગ બહુ બીજવાળાં વૃક્ષોનો ( જેનાં ફળોમાં ઘણાં બીજ થાય એવા વૃક્ષો) સંબંધે છે. આ વર્ગમાં અગસ્તિક, તિંદુક, (ટીંબરુ) બોર, કપિસ્થક (કોઠા), અંબાડગ (આમ્રાતક), બીજોરું, બિલ્વ, (બીલાં), આમલક (આમળાં), ફણસ, દાડમ, અશ્વત્થ–પીપળો, ઊંબરો, વડ, ન્યગ્રોધ (ચોતરફ વડવાઈ ફેલાયેલ હોય તે વડ), નંદીવૃક્ષ (પારસ–પીપળો), પિપ્પલી–પીંપર, સતર ( શતરિ-પીપળાની જાત ), પ્લક્ષ વૃક્ષ (ખાખરો), કાકોદુંબરી (નાનો ઊંબરો), કુસ્તુંબરી ( જંગલી અંજીરની જાતિ હોય તેમ જણાય છે ), દેવદાલિ, તિલક, લકુચ (ફણસની જાત). છત્રોધ (છત્રાક–બાવળની જાત), શિરિષ (સરસડો), સપ્તપર્ણ (સાતવીણ) દધિપર્ણ, લોધ્રક, ધવ, ચંદન, અર્જુન, નીપ, કુટજ અને કદંબ એ બધાં વૃક્ષો જાણવાં.

આ વર્ગનો બધો અધિકાર તાડવર્ગની પેઠે કહેવો.

(૪) ચોથો વર્ગ ગુચ્છા વનસ્પતિનો છે. આ વર્ગમાં વાઈંગણી–રીંગણી, સલ્લકી–સાલેડું, થુંડકી (પોંડઇ), કચ્છુરી–કવચ, જાસુમણા (જીભુમણા), રૂપી, આઢકી (તુવેર), નીલી (ગળી), તુલસી માતુલિંગી–બીજોરાની જાત, કુસ્તુંભરી, પિપ્પલિકા (પીપર), અલસી, વલ્લી ( વિલ્લી ), કાકમાચી (પીલુડી), વુચ્ચુ, પટોલકંદલી, વિઉવ્વા, વત્થુલ–વાસ્તુક,

બદર-બોરડી, પત્તઉર, સીયઉર, જવસય, જવાસો, નિર્ગુંડી, નગોડ, કસ્તુંબરિ-ધાણા, અરથઈ, તલકડા, શણ, પાણ, કાસમર્દ-કાસુંદરો, અગ્ઘાણ (અઘેડો), શ્યામા-પ્રિયંગુ-ઘઉંલા, સિંદુવાર-ધોળાં ફૂલવાળી નગોડ, કરમર્દ-કરમદાં, અદ્રસસગ-અરડૂસો, કટીર-કેરડો, એરાવણ, મહિત્થ, માલગ, પરિલી, ગજમારિચી-કરેણ, કુબ્વકારિયા, ભંડી-મજીઠ, જીવન્તી-ડોડી, કેતકી, ગંજ, પાટલા-પાડલ, દાસિ-લીલાં ફૂલવાળો કાંટાશેરીઓ, અંકોલ અને એ પ્રકારની ગુચ્છા વનસ્પતિ જાણવી.

આ વર્ગનો બધો અધિકાર ભગવતી શતક ૨૧ ના ચોથા વાંસ વર્ગ પ્રમાણે કહેવો.

(૫) પાંચમો વર્ગ ગુલ્મ વનસ્પતિ સંબંધે છે. આ વર્ગમાં સૈરિયક-ધોળાં ફૂલવાળો કાંટાશેરિયો, નવમાલિકા-નરમાળી, કોરંટક-પીળાં ફૂલવાળો કાંટાશેરિયો, બંધુજીવક-બપોરિયો, મણોજ્જ-મનોજ્ઞ (મોગરાની જાતિ) પિઇય, પાણ, કણેર, કુજ્જય-કુબ્જક-સફેદ ગુલાબ, સિંદુવાર, ધોળાં ફૂલવાળી નિર્ગુંડી, જાતી-જાઈ, મોગરો, યૂથિકા, જૂઇ, મલ્લિકા-મોગરાની જાતિ, વાસંતી-નેમાલી, વત્થુલ, વાસ્તુલ, સેવાલ, ગ્રંથિ, મૃગદન્તિકા (એક જાતનાં ફૂલનો છોડ,) ચંપક જાતિ, નવણીઇયા, કુંદ-મોગરાની અને મહાજાતિ એમ અનેક આકારનાં ગુલ્મ વૃક્ષો જાણવાં.

આ વર્ગનો બધો અધિકાર ભગવતી શતક ૨૧ ના પહેલા શાલિ વર્ગ પ્રમાણે કહેવો.

(૬) છઠ્ઠો વર્ગ વલ્લી (વેલ)નો છે. આ વર્ગમાં પૂસફલી, કાલિંગી, જંગલી તરબૂચના વેલા, તુંબી, ગપુષી,-કાકડી, એલવાલુંકી એક જાતની કાકડી, ઘોપાતકી (કડવી ઘીસોડી,) પડોલાં, પંચાગુલિકા, નીલી-ગળી, કંડુઇયા, કટદુઇયા કંકોડી, કારેલી. સુભગા-મોગરાની જાતિ, કુયધાય, વાગુલિયા, પાવવલ્લી, દેવદાલી, (કુંડવેલ) અફોયા-આસ્ફોતા-અનંતમૂળ અતિમુક્ત, નાગલતા,-નાગરવેલ, કૃષ્ણ-જટામાંસી, સૂરવલ્લી-સૂર્યવલ્લી સુરજમુખીની વેલ, સંઘટ્ટા, સુમણુસા, જાસુવણ, કુવિંદવલ્લી, મુદ્દિયા-મુદ્રિકા-દ્રાક્ષના વેલા, અંબાવલ્લી-આમ્રવલ્લી, ક્ષીરવિદારિકા, જયંતિ, ગોપાલી-શ્વેતસારિવા, પાણી, માસવલ્લી,-સાપણી, ગુંજાવલ્લી-ચણો-

ઠીની વેલ, વચ્છાણી,–વત્સાદની–ગજપીપર, શશબિંદુ, ગોત્તકુસિયા. (ગોગ સ્પર્શિકા) ગિરિકર્ણિકા (ગરણી), માલુકા, અંજનકી, દહિફોલ્લઇ, (દધિ પુષ્પિકા), કાકણી, મોગલી, અર્કબોંદિ વગેરે વલ્લીઓ (વેલ) જાણવી.

આ વર્ગનો બધો અધિકાર તાડવર્ગની માફક કહેવો. વિશેષતા માત્ર એટલી છે કે, ફલની જઘન્ય અવગાહના આંગૂલના અસંખ્યાતમા ભાગની અને ઉત્કૃષ્ટ ધનુષ્ય પૃથકત્વ બેથી નવ ધનુષની હોય છે. બધે સ્થળે (ઉપરોક્ત છએ વર્ગમાં) સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્તની અને ઉત્કૃષ્ટ બેથી નવ વર્ષની જાણવી.



## અનંતકાયિક જીવો

### ભગવતી સૂત્ર શ. ૨૩ વર્ગ પાંચ ઉ. ૧ થી ૫૦

आलुय लोही अवए पाढा तह मासवन्नि वल्लीय ।
पंचेते दसवग्गा पन्नासं होंति उद्देशा ॥

ત્રેવીસમાં શતકમાં પાંચ વર્ગ છે અને પચાસ ઉદ્દેશા છે. તે નીચે પ્રમાણે છે.

(૧) પ્રથમ વર્ગ આલુ વગેરે સાધારણ વનસ્પતિ સંબંધે છે. આ વર્ગમાં આલુ, મૂળા, આદુ, હળદર, સરુ, કંડરિક, જીરુ, ક્ષીરવિરાલી (ક્ષીર વિદારીકન્દ), કિટ્ટિ, કુંદુ, કૃષ્ણ, કડસુ, મધુ, મધુસિંગી, નિરુહા, સર્પસુગંધા, છિન્નરુહા અને બીજરુહા વગેરે વનસ્પતિ જાણવી.

અહીં ભગવતી શતક ૨૧ ના વાંસ વર્ગના પ્રમાણે મૂળ વગેરે દસ ઉદ્દેશકો કહેવા. વિશેષતા માત્ર એ છે કે, તેઓનું પરિમાણ જઘન્યથી એક સમયે એક, બે કે ત્રણ અને ઉત્કૃષ્ટ સંખ્યાતા, અસંખ્યાતા અને અનંતા આવી ઊપજે છે. તેઓને અપહાર આ પ્રમાણે છે. જો તે અનંત જીવો, સમયે સમયે અપહરીએ તો અનંત ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળે અપહરાય. પણ એ પ્રમાણે અપહરાતા નથી. તેઓની જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિ અંતર્મુહૂર્તની છે.

આ વર્ગનો બાકી બધો અધિકાર વાંસ વર્ગ પ્રમાણે કહેવો.

(૨) બીજો વર્ગ લોહી, વગેરે અનંતકાયિક વનસ્પતિ સંબંધે છે. આ વર્ગમાં લોહી, નીહુ, થીહુ, થિભગા, અશ્વકર્ણી, સિંહકર્ણી સીઉઢી અને મસુંઢી વનસ્પતિ જાણવી.

આ વર્ગનો બધો અધિકાર ચાલુ વર્ગની પેઠે જાણવો. માત્ર વિશેપતા એટલી છે કે, અવગાહના ભગવતી શતક ૨૨ ના પહેલા તાડ વર્ગ પ્રમાણે જાણવી.

(૩) ત્રીજો વર્ગ આવક વગેરે વનસ્પતિ સંબંધી છે. આ વર્ગમાં આય, કાય, કુહુણા, કુંદુસકક, ઉવ્વેહલિય, સફા, સેજ્જા, છત્રા, વંશાનિકા અને કુમારી વગેરે વનસ્પતિ જાણવી.

આ વર્ગનો બધો અધિકાર આલુ વર્ગની પેઠે કહેવો. માત્ર વિશેષતા એ કે, અવગાહના ભ. શ. ૨૨ ના તાડવર્ગ પ્રમાણે જાણવી.

(૪) ચોથો વર્ગ પાઠા વગેરે વનસ્પતિ સંબંધે છે. આ વર્ગમાં પાઠા, મૃગવાલુંકી, મધુરરસા, રાજવલ્લી, પદ્મા, મોઢરી, દંતી અને ચંડી વગેરે વનસ્પતિ જાણવું.

આ વર્ગનો બધો અધિકાર આલુ વર્ગ પેઠે કહેવો. વિશેષતા એ કે, શરીરનું પ્રમાણ-અવગાહના ભગવતી શતક ૨૨ ના છઠ્ઠા વલ્લી વર્ગ પ્રમાણે જાણવી.

(૫) પાંચમો વર્ગ ભાષપર્ણી આદિ વનસ્પતિ સંબંધે છે. આ વર્ગમાં માષપર્ણી, મુદ્ગપર્ણી, જીવક, સરસવ (सरिसव), કરેણુક, કાકોલી, ક્ષીર કાકોલી, ભંગી, ણુહી, (નહી) કૃમિરાશિ, ભદ્રમુસ્તા, લાંગલી પઉય (પયોદ), કિણ્ણાપઉલય, પાઢ (હઢ), હરેણુકા અને લોહી વગેરે વનસ્પતિ જાણવી.

આ વર્ગનો બધો અધિકાર આલુ વર્ગની પેઠે કહેવો.

બધે ઠેકાણે દેવતા ઊપજતા નથી. તેથી દરેક ઠેકાણે લેશ્યા ત્રણ જ હોય છે.

## " ગમ્મા અધિકાર "

### ભગવતીસૂત્ર શ. ૨૪. ઉ. ૧ થી ૨૪

**(૧) પ્રથમ બોલે ઘર ૪૪ :–** સાત નારકીનાં ૭ ઘર, દસ ભવનપતિનાં ૧૦ ઘર, વાણવ્યંતરનું ૧, જ્યોતિષીનું ૧, બાર દેવલોકનાં ૧૨ ઘર, નવગ્રૈવેયકનું ૧ ઘર, ચાર અનુત્તર વિમાનનું ૧ ઘર, સર્વાર્થસિધ્ધનું ૧ ઘર, પાંચ સ્થાવરનાં ૫ ઘર, ત્રણ વિકલેંદ્રિયનાં ૩ ઘર, તિર્યંચ- પંચેંદ્રિયનું ૧ ઘર, અને મનુષ્યનું ૧ મળી કુલ ૪૪ ઘર.

**(૨) બીજે બોલે જીવના ભેદ ૪૮ :–** તે ઉપર ૪૪ ઘર બતાવ્યાં છે તેમાં મનુષ્ય અને તિર્યંચનું એક એક ઘર બતાવેલ છે, તેના નીચે પ્રમાણે ત્રણ ત્રણ ભેદ કરવા. સંખ્યાતવર્ષના મનુષ્ય, અસંખ્યાત વર્ષના મનુષ્ય અને સમુર્ચ્છિમ મનુષ્ય, એ જ પ્રમાણે તિર્યંચના ભેદ કરવા. એટલે ૪૮ થશે.

**(૩) ત્રીજે બોલે ઠેકાણાં (સ્થાન) ૩૨૧ તે કહે છે :–** પહેલી નરકમાં ત્રણ જીવ મરીને આવે છે : સંજ્ઞીતિર્યંચ, અસંજ્ઞીતિર્યંચ અને સંજ્ઞી મનુષ્ય. બીજી નરકથી સાતમી નરક સુધી એ છ ઘરમાં બે બે સ્થાનોથી જીવ આવે છે. સંજ્ઞી તિર્યંચ અને સંજ્ઞી મનુષ્ય. છ નરકનાં બે બે ૬×૨=૧૨. ૧ નરકનાં ત્રણ એટલે નરકનાં પંદર સ્થાન થયાં. ૧૦ ભવનપતિ, એક વાણવ્યંતર એ ૧૧ ઘરમાં ૫–૫ સ્થાનોથી જીવ આવે છે. તે સંજ્ઞીતિર્યંચ, અસંજ્ઞીતિર્યંચ, જુગલિયા તિર્યંચ, સંજ્ઞી કર્મભૂમિ, મનુષ્ય અને જુગલિયા મનુષ્ય ૧૧×૫=૫૫ સ્થાન થયાં.

જ્યોતિષી અને ૧–૨ દેવલોક એ ત્રણ ઘરમાં ૪–૪ સ્થનોથી જીવ આવે છે. સંજ્ઞી મનુષ્ય, જુગલિયા મનુષ્ય, સંજ્ઞી તિર્યંચ, જુગલિયા

---

**નોંધ :–** ૨૧ મા શતકના ૮૦ ઉદ્દેશા, ૨૨ મા શતકના ૬૦ ઉદ્દેશા અને ૨૩ મા શતકના ૫૦ ઉદ્દેશા એમ કુલ ૧૯૦ ઉદ્દેશા પર પાના નં. ૨૧૦ પર આપેલ ભગવતી શતક ૧૧ ઉ. ૧ ના ઉત્પલ કમલના અધિકારમાં આપેલ ૩૨ દ્વારો પ્રમાણે ૩૨ દ્વારો કહેવા.

તિર્યંચ, ૪×૩=૧૨ થયાં. ત્રીજા દેવલોકથી ૮ દેવલોક-એ છ ઘરમાં ૨-૨ સ્થાનોથી જીવ આવે છે. તે સંજ્ઞી તિર્યંચ અને સંજ્ઞી મનુષ્ય ૬×૨=૧૨ સ્થાન થયાં. ઉપરના ચાર દેવલોકનાં ૪ ઘર, નવગ્રૈવેયકનું ૧ ઘર, ચાર અનુત્તર વિમાનનું ૧ ઘર, અને સર્વાર્થસિદ્ધનું એક ઘર-કુલ ૭ ઘરમાં એક એક સ્થાનથી જીવ આવે છે. તે સંજ્ઞી મનુષ્ય ૭×૧=૭ સ્થાન થયાં. પૃથ્વી, અપ, વનસ્પતિ-એ ત્રણ ઘરમાં ૨૬-૨૬ સ્થાનોથી જીવ આવે છે. તે ૧૪ ઘર વૈક્રિયનાં, અને ૧૨ ઔદારિકનાં ૨૬×૩=૭૮ સ્થાન થયાં.

તૈજસ-વાયુ અને ત્રણ વિકલેંદ્રિય એ પાંચ ઘરમાં ૧૨-૧૨ સ્થાનોથી જીવ આવે છે. તે ૧૨ ઔદારિકનાં ૫×૧૨=૬૦ સ્થાન થયાં. તિર્યંચના ઘરમાં ૩૯ સ્થાનથી જીવ આવે છે. તે ૨૭ વૈક્રિય (૧ નરકથી ૮ દેવલોક સુધીના) અને ૧૨ ઔદારિકના ૨૭+૧૨=૩૯ સ્થાન થયાં. મનુષ્યના એક ઘરમાં ૪૩ સ્થાનોથી જીવ આવે છે તે ૩૩ વૈક્રિયના (૭ મી નરક બાદ) ૧૦ ઔદારિક (તેજો-વાયુ બાદ) ૩૩+૧૦=૪૩ સ્થાન થયાં. એ સર્વ ૩૨૧ સ્થાન થયાં.

**(૪) ચોથા બોલે ભવનાં સ્થાન ૧૬ :—** (૧) અસંજ્ઞી તિર્યંચ મરીને વૈક્રિયના ૧૨ સ્થાનમાં (૧૦ ભવનપતિ, ૧ વાણવ્યંતર અને ૧ પ્રથમ નરક-એ ૧૨ સ્થાનમાં) જાય તો જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ ક્રોડપૂર્વ સુધીની સ્થિતિવાળો જાય. અને ત્યાં સ્થિતિ પામે તો જઘન્ય ૧૦ હજાર વર્ષ, ઉત્કૃષ્ટ પલ્યના અસંખ્યાતમા ભાગની પામે, ભવ કરે તો જઘન્ય ઉત્કૃષ્ટ બે. (૨) સંજ્ઞીતિર્યંચ મરીને વૈક્રિયનાં ૨૬ સ્થાનોમાં જાય તો (૧ થી ૬ નરકના ૬, ભવનપતિ ૧૦, વાણવ્યંતર ૧, જ્યોતિષી ૧, અને ૮ દેવલોકના ૮ મળીને કુલ ૨૬) જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ ક્રોડપૂર્વની સ્થિતિવાળો જાય, અને ત્યાં પોતાના સ્થાન પ્રમાણે સ્થિતિ પામે, ભવ કરે તો જઘન્ય ૨ અને ઉત્કૃષ્ટ ૮ કરે. (૩) સંજ્ઞી તિર્યંચ મરીને ૭ મી નરકમાં જાય તો પૂર્વવત્ સ્થિતિવાળો જાય અને ત્યાં સ્થાન પ્રમાણે સ્થિતિ પામે. ભવ કરે તો ૧-૨-૪ ૫-૭-૮ ગમ્મામાં જાવા આશ્રી જઘન્ય ૩ અને ઉત્કૃષ્ટ ૭ ભવ કરે. ૩-૬-૯

ગમ્મામાં જાવા આશ્રી જઘન્ય ૩ અને ઉત્કૃષ્ટ પાંચ ભવ કરે. આવવા આશ્રી પ્રથમના ૭ ગમ્માસાં જઘન્ય ૨ અને ઉત્કૃષ્ટ ૬ ભવ કરે અને પાછળના ત્રણ ગમ્માસાં આવવા આશ્રી જઘન્ય ૨ અને ઉત્કૃષ્ટ ૪ ભવ કરે. (૪) સંજ્ઞી મનુષ્ય મરીને વૈક્રિયનાં ૧૫ સ્થાનોમાં જાય તો (૧ પ્રથમ નરક, ૧૦ ભવનપતિ, ૧ વાણુવ્યંતર ૧, જ્યોતિષી ૧, અને ૧–૨ દેવલોક એ–૧૫) જઘન્ય પ્રત્યેક માસની અને ઉત્કૃષ્ટ ક્રોડપૂર્વની સ્થિતિવાળો જાય. ત્યાં પોતાના સ્થાન પ્રમાણે સ્થિતિ પામે, ભવ કરે તો જઘન્ય ૨ અને ઉત્કૃષ્ટ ૮ કરે. (૫) સંજ્ઞી મનુષ્ય મરીને ૧૧ સ્થાનમાં જાય તો (૨–૩–૪–૫–૬ નરક, ૩–૪–૫–૬–૭–૮ દેવલોક સુધી કુલ ૧૧) જઘન્ય પ્રત્યેક વર્ષ અને ઉત્કૃષ્ટ ક્રોડપૂર્વની સ્થિતિવાળો જાય. ત્યાં પોતાના સ્થાન પ્રમાણે સ્થિતિ પામે, ભવ કરે તો જઘન્ય ૨ અને ઉત્કૃષ્ટ ૮ ભવ કરે. (૬) સંજ્ઞી મનુષ્ય મરીને ૭ મી નરકમાં જાય તો સ્થિતિ પૂર્વવત્ ભવ કરે તો જઘન્ય અને ઉત્કૃષ્ટ બે કરે. (૭) સંજ્ઞી મનુષ્ય મરીને ૯–૧૦–૧૧–૧૨ દેવલોકના ચાર અને નવગ્રૈવેયકનો એક એ પાંચ સ્થાનમાં જાય તો સ્થિતિ પૂર્વવત્, ભવ કરે તો જાવા આશ્રી જઘન્ય ૩ અને ઉત્કૃષ્ટ ૭ તથા આવવા આશ્રી જઘન્ય અને ઉત્કૃષ્ટ ૬ ભવ કરે. (૮) સંજ્ઞી મનુષ્ય મરીને ચાર અનુત્તર વિમાનના એક સ્થાનમાં જાય તો પૂર્વવત્ સ્થિતિવાળો જાય, ભવ કરે તો જાવા આશ્રી જઘન્ય ૩ ઉત્કૃષ્ટ ૫ તથા આવવા આશ્રી જઘન્ય ૨, ઉત્કૃષ્ટ ૪ ભવ કરે. (૯) મનુષ્ય મરીને સર્વાર્થસિદ્ધના એક સ્થાનમાં જાય તો પૂર્વવત્ સ્થિતિવાળો જાય, ભવ કરે તો જાવા આશ્રી ૩ ભવ અને આવવા આશ્રી ૨ ભવ કરે. (૧૦) જુગલિયા મનુષ્ય ને તિર્યંચ મરીને વૈક્રિયના ૧૪ સ્થાનમાં જાય (૧૦ ભવનપતિ, ૧ વાણુવ્યંતર ૧ જ્યોતિષી તથા ૧–૨ દેવલોક એ–૧૪) તો ભવનપતિ વાણુવ્યંતરમાં જઘન્ય ક્રોડ પૂર્વ ઝાઝેરી સ્થિતિવાળો જાય. જ્યોતિષીમાં જાય તો જઘન્ય પલ્યના આઠમા ભાગની સ્થિતિવાળા હોય તે જાય. ૧ દેવલોકમાં જઘન્ય ૧ પલ્યની સ્થિતિવાળો જાય, અને બીજા દેવલોકમાં એક પલ્ય ઝાઝેરી સ્થિતિવાળો જાય. ઉત્કૃષ્ટ સર્વમાં ત્રણ પલ્ય સમજવા. ત્યાં અહીંની સ્થિતિથી વધારે મળે નહિ. ભવ કરે તો જઘન્ય ઉત્કૃષ્ટ ૨ ભવ કરે. [૧૧] ઉપરોક્ત ૧૪ સ્થાનના દેવો મરીને પૃથ્વી,

અપ, વનસ્પતિમાં જાય હો સ્થિતિ પોતપોતાના સ્થાન પ્રમાણે, ભવ કરે તો જઘન્ય અને ઉત્કૃષ્ટ ૨, ભવ કરે. [૧૨] પાંચ સ્થાવર મરીને ચાર સ્થાવરમાં જાય, ચાર સ્થાવર મરીને વનસ્પતિમાં જાય. વનસ્પતિ મરીને વનસ્પતિમાં જાય. સ્થિતિ પોતપોતાના સ્થાન પ્રમાણે. ભવ કરે તો ૩–૬–૭–૮–૯ ગમ્મામાં જઘન્ય ૨ ઉત્કૃષ્ટ ૮ અને ૧–૨–૪–૫ ગમ્મામાં જઘન્ય ૨ ઉત્કૃષ્ટ અસંખ્યાતા ભવ કરે, વનસ્પતિ મરીને વનસ્પતિમાં જાય તો જઘન્ય ૨, ઉત્કૃષ્ટ અનંત ભવ કરે. [૧૩] પાંચ સ્થાવર મરીને ૩ વિકલેંદ્રિયમાં જાય અને ૩ વિકલેંદ્રિય મરીને પાંચ સ્થાવરમાં જાય, સ્થિતિ પૂર્વવત્ ભવ કરે તો પાંચ ગમ્મામાં જઘન્ય ૨ ઉત્કૃષ્ટ ૮ અને ૪ ગમ્મામાં જઘન્ય ૨ ઉત્કૃષ્ટ સંખ્યાતા ભવ કરે. [૧૪] ઔદારિકના ૧૨ સ્થાનના જીવો મરીને તિર્યંચ પંચેદ્રિયમાં જાય, અને તિર્યંચ પંચેંદ્રિય મરીને ૧૨ સ્થાનમાં જાય, સ્થિતિ પૂર્વવત્, ભવ કરે તો જઘન્ય ૨ અને ઉત્કૃષ્ટ ૮ ભવ કરે. [૧૫] તેજો વાયુ વિના ઔદારિકના દસ સ્થાનના જીવો મરી મનુષ્યમાં જાય અને મનુષ્ય મરીને ૧૦ સ્થાન ઔદારિકમાં જાય, સ્થિતિ પૂર્વવત્, ભવ કરે તો જઘન્ય ૨ અને ઉત્કૃષ્ટ ૮ ભવ કરે. [૧૬] મનુષ્ય મરીને તેજો વાયુમાં જાય તો સ્થિતિ પૂર્વવત્, ભવ કરે તો જઘન્ય અને ઉત્કૃષ્ટ બે ભવ કરે.

**પાંચમો ગમ્મા દ્વાર :** નવ પ્રકારના ગમ્માની વ્યાખ્યા :–

**(૧). ગમ્મો પહેલો : "ઔધિક અને ઔધિક"** એ રીતે સમજવાનો છે કે અહીંથી જનાર જીવની સ્થિતિ લેવી. ત્યાં ઉત્પત્તિ સ્થાનની પણ જઘન્ય સ્થિતિ સમજવી અથવા અહીંથી જનાર જીવની ઉત્કૃષ્ટ સ્થિતિ અને ત્યાં ઉત્પત્તિ સ્થાનની પણ ઉત્કૃષ્ટ સ્થિતિ લેવી.

**ગમ્મો બીજો : "ઔધિક અને જઘન્ય"** એ પ્રમાણે સમજવું કે, અહીંથી ચવીને ત્યાં ઊપજનાર જીવની જઘન્ય અને ઉત્કૃષ્ટ બન્ને સ્થિતિ લેવી. અને ત્યા ઉત્પત્તિ સ્થાનની જઘન્ય સ્થિતિ લેવી.

**ગમ્મો ત્રીજો : "ઔધિક અને ઉત્કૃષ્ટ"** એ રીતે સમજવો કે, અહીંથી ચવીને ત્યાં ઊપજનાર જીવની જઘન્ય અને ઉત્કૃષ્ટ બન્ને સ્થિતિ લેવી, અને ઉત્પત્તિના સ્થાનની ઉત્કૃષ્ટ સ્થિતિ લેવી.

**ગમ્મો ચોથો : "જઘન્ય અને ઔધિક"** એ પ્રમાણે સમજવો કે, અહીંથી ચવીને ત્યાં ઊપજનાર જીવની જઘન્ય સ્થિતિ લેવી, અને ત્યાં- ઉત્પત્તિસ્થાનની જઘન્ય અને ઉત્કૃષ્ટ બન્ને લેવી.

**ગમ્મો પાંચમો : "જઘન્ય અને જઘન્ય"** એ પ્રમાણે સમજવો કે, અહીંથી ત્યાં ઊપજનાર જીવની જઘન્ય સ્થિતિ લેવી, અને ઉત્પત્તિ સ્થાનની પણ જઘન્ય સ્થિતિ લેવી.

**ગમ્મો છઠ્ઠો : "જઘન્ય અને ઉત્કૃષ્ટ"** એ પ્રમાણે સમજવો કે, અહીંથી ત્યાં ઊપજનાર જીવની જઘન્ય સ્થિતિ લેવી અને ઉત્પત્તિ સ્થાનની ઉત્કૃષ્ટ સ્થિતિ લેવી.

**ગમ્મો સાતમો : "ઉત્કૃષ્ટ અને ઔધિક"** એ રીતે સમજવો કે, અહીંથી ચવીને ત્યાં ઊપજનાર જીવની ઉત્કૃષ્ટ સ્થિતિ લેવી અને ત્યાંના ઉત્પત્તિ સ્થાનની જઘન્ય અને ઉત્કૃષ્ટ બન્ને સ્થિતિ લેવી.

**ગમ્મો આઠમો : "ઉત્કૃષ્ટ અને જઘન્ય"** એ રીતે સમજવો કે, અહીંથી ચવીને ત્યાં ઊપજનાર જીવની ઉત્કૃષ્ટ સ્થિતિ લેવી, અને ત્યાંના ઉત્પત્તિ સ્થાનની જઘન્ય સ્થિતિ લેવી.

**ગમ્મો નવમો : "ઉત્કૃષ્ટ અને ઉત્કૃષ્ટ"** એ પ્રમાણે સમજવો કે, અહીંથી ચવીને ત્યાં ઊપજનાર જીવની ઉત્કૃષ્ટ સ્થિતિ લેવી, અને ત્યાંના ઉત્પત્તિ સ્થાનની પણ ઉત્કૃષ્ટ સ્થિતિ લેવી.

કુલ ગમ્મા ૨૮૮૯ છે. તે ૩૨૧×૯=૨૮૮૯ થાય છે. ( ૩૨૧ સ્થાનને ૯ ગમ્માથી ગુણવા ) તેમાં ૮૪ ખાલી છે. માટે તે બાદ કરવા તે દર્શાવે છે. અસંજ્ઞી મનુષ્ય મરી ઔદારિકના ૧૦ ઘરમાં જાય છે, ત્યાં ૭ ગમ્મા તૂટે છે. એટલે ૧૦×૬=૬૦. જુગલિયા મનુષ્ય અને તિર્યંચ મરીને જ્યોતિષી ૧ અને ૨ દેવલોક ૩ સ્થાનમાં જાય છે. ત્યાં ૫-૬ બે ખાલી છે (કોઇ ૪-૬ એ બે ગમ્મા ખાલી માને છે) એટલે ત્યાં ૩×૨=૬ મનુષ્ય જુગલિયા અને ૬ તિર્યંચ જુગલિયા ૬×૨=૧૨ ગમ્મા તૂટે છે એટલે ૭૨ થયા. અને મનુષ્ય મરીને સર્વાર્થ-

સિદ્ધના એક ઘરમાં જાય તો ત્યાં છ ગમ્મા તૂટે છે. તે ૪–૫–૬–૭–૮–૯ તથા કોઈ ૧–૨–૪–૫–૬–૮ માને છે તે છ તૂટે છે, અને તે સર્વાર્થસિદ્ધ દેવ મરીને મનુષ્યમાં આવે ત્યારે ૧ થી ૬ ગમ્મા તૂટે છે. એટલે ૬+૬=૧૨ એમ કુલ ૮૪ ગમ્મા થયા ને ૨૮૮૯માંથી તે બાદ કરવાથી ૨૮૦૫ રહે છે. તેનો વિસ્તાર :–

જઘન્ય અને ઉત્કૃષ્ટ ૨ ભવના ૭૭૪ ગમ્મા થયા છે તે અસંજ્ઞી તિર્યંચ મરીને વૈક્રિયના ૧૨ સ્થાનમાં જાય (૧૦ ભવનપતિ, ૧ વાણુવ્યંતર, ૧ પ્રથમ નરક એ ૧૨) એ ૧૨. જુગલિયા તિર્યંચ અને જુગલિયા મનુષ્ય મરીને વૈક્રિયના ૧૪ સ્થાનમાં જાય એટલે ૧૪×૨=૨૮ અને ૧૨=૪૦ થયા.

૧૪ પ્રકારના દેવતા (૧૦ ભવનપતિ ૧ વાણુવ્યંતર ૧ જ્યોતિષી ૧–૨ દેવલોક=૧૪) મરીને પૃથ્વીકાય, અપકાય, વનસ્પતિકાયમાં જાય એટલે ૧૪×૩=૪૨ અને તેમાં ઉપરના ૪૦ ઉમેરતા=૮૨ થયા. તેને ૯–૯ ગમ્માથી ગુણતાં ૮૨×૯=૭૩૮ થયા. હવે તેમાંથી ૧૨ ગમ્મા ખાલી છે માટે તે તોડવા આ પ્રમાણે મનુષ્ય જુગલિયા અને તિર્યંચ જુગલિયા જ્યોતિષી અને ૧–૨ દેવલોકમાં જવા આશ્રી ૨–૨ ગમ્મા (૪ થો અને ૬ ઠ્ઠો) ઓછા થાય છે. ૨×૩=૬ તે છ મનુષ્ય જુગલિયા અને ૬ તિર્યંચ જુગલિયાના એટલે ૬×૨=૧૨ ૭૩૮ માંથી ૧૨ બાદ કરતાં ૭૨૬ બાકી રહે છે.

અસંજ્ઞી તિર્યંચ, સંજ્ઞી તિર્યંચ અને સંજ્ઞી મનુષ્ય મરીને તિર્યંચ પંચેંદ્રિયમાં અને મનુષ્યમાં જાય તો ત્રીજા અને નવમા એ બે ગમ્મામાં જઘન્ય અને ઉત્કૃષ્ટ ૨ ભવ કરે. એટલે ૬ મનુષ્યના અને ૬ તિર્યંચના એમ ૧૨ ગમ્મા થયા. અને કુલ ૭૩૮. સંજ્ઞી મનુષ્ય મરીને તેઉ અને વાયુમાં જાય તો ૯ ગમ્મા. અસંજ્ઞી મનુષ્ય તેઉ અને વાયુમાં જાય તો ત્રણ ગમ્મા (૧–૨–૩ અથવા ૪–૫–૬) એ પ્રમાણે ૧૨ તેઉના અને ૧૨ વાયુના એટલે ૨૪ ગમ્મા થયા.

સંજ્ઞી મનુષ્ય સાતમી નરકમાં જાય તો નવ ગમ્મા. સર્વાર્થસિદ્ધના દેવતા મનુષ્યમાં આવે તો ત્રણ ગમ્મા (૭–૮–૯ ગમ્મા)માં જઘન્ય

અને ઉત્કૃષ્ટ ૨ભવ કરે. (૯×૩= ૧૨ થયા). એમ કુલ મળીને ૭૭૪

ગમ્મા જઘન્ય અને ઉત્કૃષ્ટ ૨ ભવના થયા.

જઘન્ય ૨ અને ઉત્કૃષ્ટ ૮ ભવના ૧૬૪૬ ગમ્મા થાય છે, તે

આ પ્રમાણે :- સંજ્ઞીતિર્યંચ મરીને વૈક્રિયના ૨૬ સ્થાનમાં જાય

(૧ થી ૬ નરક, ૧૦ ભવનપતિ ૧ વાણવ્યંતર ૧ જ્યોતિષી ૮ દેવલોક

તે ૨૬) અને મનુષ્ય પણ તે પ્રમાણે ૨૬ સ્થાનમાં જાય. ૨૬×૨=૫૨

અને એ ૨૬-૨૬ સ્થાનથી મનુષ્ય અને તિર્યંચમાં આવે. ૫૨×૨=૧૦૪

તેને ૯ ગમ્માથી ગુણતાં ૯૩૬ ગમ્મા થયા.

પાંચ સ્થાવર અને ત્રણ વિકલેંદ્રિય મરીને પૃથ્વીકાયમાં આવે.

૫ ગમ્મામાં જઘન્ય ૨ અને ઉત્કૃષ્ટ ૮ ભવ કરે. ૫+૩=૮ પ્રકારના

જીવોને ૫-૫ [૩-૬-૭-૮-૯] ગમ્માથી ગુણતાં ૪૦ થયા. અસંજ્ઞી

તિર્યંચ, સંજ્ઞીતિર્યંચ સંજ્ઞીમનુષ્ય મરીને પૃથ્વીકાયમાં આવે તો ૯

ગમ્મામાં જઘન્ય ૨ અને ઉત્કૃષ્ટ ૮ ભવ કરે છે. તેને ઉપરોક્ત ત્રણ

પ્રકારના જીવોથી ગુણતાં ૯×૩=૨૭.

અસંજ્ઞી મનુષ્ય પૃથ્વીમાં આવે ગમ્મા ૩ થાય છે તેને ૨૭માં

ઉમેરવાથી ૩૦ થયા. તથા ઉપરના ૪૦ સર્વ મળીને ૭૦ ગમ્મા

થયા. એ જ પ્રમાણે અપકાયના પણ ૭૦ ગમ્મા, તેઉકાયના ૫૮ તે

૭૦ માંથી સંજ્ઞી મનુષ્યના ૯ ગમ્મા અને અસંજ્ઞી મનુષ્યના ૩ ગમ્મા

એમ ૧૨ બાદ કરતાં બાકી ૫૮. (કારણ કે તે ૧૨ ગમ્મામાં જઘન્ય

ઉત્કૃષ્ટ ૨ ભવ કરે) તે જ પ્રમાણે, વાયુ- કાયના ૫૮ ગમ્મા.

વનસ્પતિના ૭૦, બેઇંદ્રિયના ૭૦, તેઇંદ્રિયના ૭૦, ચૌરેંદ્રિયના ૭૦

એટલે ૫૩૬ થયા. સર્વ મળી ૧૪૭૨ થયા.

પાંચ સ્થાવર ત્રણ વિકલેંદ્રિય મરીને તિર્યંચ પંચેંદ્રિયમાં જાય

તે ગમ્મા ૯-૯. તેમાં જઘન્ય ૨ ઉત્કૃષ્ટ ૮ ભવ કરે છે એટલે ૯×૮=૭૨

ગમ્મા થયા. અસંજ્ઞીતિર્યંચ, સંજ્ઞીતિર્યંચ, સંજ્ઞીમનુષ્ય મરીને તિર્યંચ

પંચેંદ્રિયમાં જાય તેના ગમ્મા ૭-૭ [ત્રીજો અને નવમો વર્જીને] એ

૭-૭ ગમ્મામાં જઘન્ય ૨ ઉત્કૃષ્ટ ૮ ભવ કરે છે. ઉપરોક્ત ત્રણ પ્રકારના

જીવો સાથે ગુણતાં ૭×૩=૨૧ તથા અસંજ્ઞી મનુષ્ય તિર્યંચ પંચેંદ્રિયમાં જાય તેના ગમ્મા ત્રણ–૪–૫–૬ એ ત્રણ ગમ્મા તે મળીને ૭૨+૨૧+૩ =૯૬ ગમ્મા થયા.

મનુષ્યમાં ૧૦ ઔદારિકના [ઔદારિકના ૧૨ માંથી તેઉ. વાયુ. બાદ કરીને] આવે છે, જેમાંથી પૃથ્વી, અપ, વનસ્પતિ તથા ત્રણ વિકલેંદ્રિય એ છ સ્થાનના ૯–૯ ગમ્મામાં જઘન્ય ૨ અને ઉત્કૃષ્ટ ૮ ભવ કરે છે. ૯×૬=૫૪ ગમ્મા થાય છે. સંજ્ઞીતિર્યંચ, અસંજ્ઞીતિર્યંચ, સંજ્ઞી મનુષ્ય તેના ૭–૭ ગમ્મામાં જઘન્ય ૨ અને ઉત્કૃષ્ટ ૮ ભવ કરે, [૩–૯ ગમ્મો વર્જીને] ૭×૩=૨૧ ગમ્મા થાય છે. અસંજ્ઞી મનુષ્યના ૩ ગમ્મા [૪–૫–૬]માં જઘન્ય ૨, ઉત્કૃષ્ટ ૮ ભવ કરે છે. ૫૪+૨૧+૩ મળીને ૭૮ ગમ્મા થાય છે. એમ આગળના સર્વ થઈને ૧૬૪૬ ગમ્મા જઘન્ય ૨ અને ઉત્કૃષ્ટ ૮ ભવના થયા, અને કુલ મળીને ૨૪૨૦ ગમ્મા થાય છે.

જઘન્ય અને ઉત્કૃષ્ટ અસંખ્યાતા ભવના ૯૬ ગમ્મા થાય છે. તે આ પ્રમાણે: પાંચ સ્થાવર મરીને પૃથ્વીકાયમાં જાય તો ૧–૨–૪–૫ એ ચાર ગમ્મામાં જઘન્ય ૨ અને ઉત્કૃષ્ટ અસંખ્યાતા ભવ કરે, એમ પાંચને ચારથી [૫×૪=૨૦] ગુણતાં વીસ થયા એમ ચાર સ્થાવરના ૨૦–૨૦ ગમ્મા એટલે ૮૦ થયા. ચાર સ્થાવર મરીને વનસ્પતિમાં જાય તો ૪ ગમ્મામાં જઘન્ય ૨ ઉત્કૃષ્ટ અસંખ્ય ભવ કરે. એટલે ૪×૪=૧૬ અને ૮૦ કુલ ૯૬ ગમ્મા થયા. તથા જઘન્ય ૨ અને ઉત્કૃષ્ટ અનંતા ભવના ચાર ગમ્મા તે વનસ્પતિ મરીને વનસ્પતિમા જાય તો ચાર ગમ્મામાં જઘન્ય ૨ અને ઉત્કૃષ્ટ અનંતા ભવ કરે. એટલે ઉપરના ૯૬ અને ૪ મળી કુલ ૧૦૦ થયા. તે સર્વ મળીને ૨૫૨૦ ગમ્મા થયા.

જઘન્ય ૨ અને ઉત્કૃષ્ટ સંખ્યાતા ભવના ૧૫૬ ગમ્મા. પાંચ સ્થાવર ત્રણ વિકલેંદ્રિય મરીને બેઇંદ્રિયમાં જાય ત્યાં ૧–૨–૪–૫ એ ચાર ગમ્મામાં જઘન્ય ૨ અને ઉત્કૃષ્ટ સંખ્યાતા ભવ કરે. ૮×૪=૩૨ ગમ્મા થયા. બેઇંદ્રિય મરીને પાંચ સ્થાવરમાં જાય, ભવ ઉપરવત્ ૫×૪=૨૦–૨૦ અને ઉપરના ૩૨ કુલ ૫૨ થયા. તેઇંદ્રિયના ૫૨,

ચૌરેંદ્રિયના પર કુલ ૧૫૬ ગમ્મા થયા.

જાવા આશ્રી જઘન્ય ૩ અને ઉત્કૃષ્ટ ૭ ભવ આવવા આશ્રી જઘન્ય ૨ ઉત્કૃષ્ટ ૬ ભવના ગમ્મા ૧૦૨. મનુષ્ય મરીને પાંચ વૈક્રિયના સ્થાનમાં [૯–૧૦–૧૧–૧૨ એ ૪ દેવલોક ૧ નવગ્રૈવેયક એ પંચ] જાય છે. તેના ૯–૯ ગમ્મા કરવાથી ૫×૯=૪૫. સંજ્ઞી તિર્યંચ મરીને ૭ મી નરકમાં જાય છે તેના છ ગમ્મા (૧–૨–૪–૫–૭–૮ નરકની ઉત્કૃષ્ટ સ્થિતિના ત્રણ ગમ્મા બાદ કરી બાકી ૬ ગમ્મા લેવા) ૪૫+૬=૫૧ તે. ૫૧ જાવા આશ્રી અને ૫૧ આવવા આશ્રી. ૫૧×૨ : ૧૦૨ ગમ્મા થયા. કુલ ૨૭૭૮ થયા.

જાવા આશ્રી જઘન્ય ૩ ઉત્કૃષ્ટ ૫ ભવના અને આવવા આશ્રી જઘન્ય ૨ ઉત્કૃષ્ટ ૪ ભવના ૨૪ ગમ્મા થાય છે. તે આ પ્રમાણે મનુષ્ય મરીને ચાર અનુતર વિમાનના એક ઘરમાં જાય તો તેના ૯ ગમ્મા થાય છે. તિર્યંચ મરીને ૭ મી નરકમાં જાય તો નરકની ઉત્કૃષ્ટ સ્થિતિના ત્રણ ગમ્મા [૩–૬–૯] એટલે ૯+૩=૧૨ એ આવવા આશ્રી અને ૧૨ જાવા આશ્રી ૨૪ ગમ્મા થયા.

જાવા આશ્રી ત્રણ ભવ અને આવવા આશ્રી બે ભવના ત્રણ ગમ્મા થાય છે. મનુષ્ય મરીને સર્વાર્થસિદ્ધમાં જાય છે તેના ત્રણ ઉત્કૃષ્ટ ગમ્મા ૩–૬–૯ ગમ્મામાં ૩ ભવ કરે. એટલે ૨૪ ઉપરના અને ૩ કુલ ૨૭ ગમ્મા થયા અને ઉપરના ૨૭૭૮. સર્વ મળીને ૨૮૦૫ ગમ્મા થયા. ઇતિ પાંચમો ગમ્મા દ્વાર પૂર્ણ.

---

દ્વાર છઠ્ઠો નાણુત્તાધિકાર :–

## ગાથા

**उच्चतमेव लेस्सादिट्ठि नाणजोग समुग्घाओ**
**आउ अज्झावसाणाणु वंधो, णव ठाणे णाणत्ता हवे ॥१॥**

૧. અસંજ્ઞી તિર્યંચ મરીને વૈક્રિયના ૧૨ સ્થાનમાં જાય [૧૦ ભવનપતિ ૧ વાણુવ્યંતર, ૧ પ્રથમ નરક] તેમાં ૫–૫ બોલના નાણુત્તા

[ફરક] પડે છે. જઘન્ય ગમ્મા [જઘન્ય સ્થિતિવાળા જાય તેને જઘન્ય ગમ્મા કહે છે] ત્રણ છે. જેમાં નાણુત્તા પડે ત્રણ તે આયુષ્ય, અધ્યવસાય અને અણુબંધ. એ ત્રણ બતાવે છે. આયુષ્ય અંતર્મુહૂર્તનું, અધ્યવસાય નારકીમાં જનારના અશુભ અને દેવતામાં જનારના શુભ હોય છે. તથા અનુબંધ [ગતિ, જાતિ આદિ છ બોલ] આયુષ્ય પ્રમાણે. ઉત્કૃષ્ટ ગમ્મા [ઉત્કૃષ્ટ સ્થિતિવાળા જાય તે] ત્રણ છે. તેના નાણુત્તા બે પડે. આયુષ્ય અને અનુબંધ એ બે તે બતાવે છે. આયુષ્ય ક્રોડપૂર્વનું અને અનુબંધ આયુષ્ય પ્રમાણે. ૧૨ સ્થાનમાં એક એક સ્થાને ૫–૫ નાણુત્તા પડે છે. એટલે ૧૨×૫=૬૦ નાણુત્તા થયા.

૨. સંજ્ઞી તિર્યંચ મરીને વૈક્રિયના ૨૭ સ્થાનમાં જાય. [૭ નરક, ૧૦ ભવનપતિ, ૧ વાણવ્યંતર, ૧ જ્યોતિષી, ૧ થી ૮ દેવલોક=૨૭] જેમાં ૧૦ ૧૦ બે બોલના નાણુત્તા પડે છે. જઘન્ય ગમ્મા ત્રણ નાણુત્તા આઠ [નવમાંથી જોગ બાદ કરવો] પડે છે. [૧] **અવગાહના :** જઘન્ય આંગૂલના અસંખ્યાતમા ભાગની અને ઉત્કૃષ્ટ પ્રત્યેક ધનુષ્યની [૨] **લેશ્યા :** તે નારકીમાં જનારને ત્રણ લેશ્યા. ભવનપતિથી ૧–૨ દેવલોક સુધી જનારને ચાર લેશ્યા હોય છે. ૩–૪–૫ દેવલોકમાં જનારને પાંચ લેશ્યા હોય છે. ૬–૭–૮ દેવલોકમાં લેશ્યામાં ફેર પડતો નથી. (૩) **દષ્ટિ :** તે જ્યોતિષી સુધીના ૧૯ સ્થાનમાં જનારને એક મિથ્યા દૃષ્ટિ અને ૧ થી ૮ દેવલોકમાં જનારને બન્ને દૃષ્ટિ લાભે છે. (૪) **જ્ઞાન :** જ્યોતિષી સુધી ૧૯ સ્થાનમાં જનારમાં બે અજ્ઞાન હોય છે. અને ૧ થી ૮ દેવલોકમાં જનારમાં બે જ્ઞાન અને બે અજ્ઞાન લાભે છે. (૫) **સમુદ્‌ઘાતઃ** ત્રણ લાભે છે. (૬) **આયુષ્ય :** અંતર્મુહૂર્તનું (૭) **અધ્યવસાયઃ** નારકીમાં જનારના અશુભ અને દેવલોકમાં જનારના શુભ. (૮) **અનુબંધ :** આયુષ્યના પ્રમાણમાં. ઉત્કૃષ્ટ ગમ્મા ત્રણ. તેમા નાણુત્તા બે પડે છે. [૧] આયુષ્ય [૨] અનુબંધ. તે ક્રોડપૂર્વનુ આયુષ્ય અને અનુબંધ તેટલા જ પ્રમાણુ. એ કુલ ૧૦ નાણુત્તા થયા. ૨૭ સ્થાનમાં એક એક સ્થાને ૧૦–૧૦ લાભે. એટલે ૨૭×૧૦=૨૭૦ નાણુત્તા થયા પણ ૬–૭–૮ દેવલોકમાં લેશ્યાનો ફરક નથી. માટે ત્રણ બાદ કરતાં ૨૬૭ શેષ રહે છે અને તેમાં ઉપરના ૬૦ ભેળવતાં કુલ ૩૨૭ નાણુત્તા થયા.

૩. સંજ્ઞી મનુષ્ય મરીને ૧૫ સ્થાનમાં [પહેલી ૧ નરક, ૧૦ ભવનપતિ, ૧ વાણવ્યંતર, ૧ જ્યોતિષી, ૧-૨ દેવલોક=૧૫] જાય. તેમાં ૮-૮ બોલમાં નાણુત્તા પડે છે. જઘન્ય ગમ્મા ત્રણ. તેમાં પાંચ નાણુત્તા. [૧] અવગાહના પ્રત્યેક આંગૂલની [૨] ત્રણજ્ઞાન અને ત્રણ અજ્ઞાનની ભજના [૩] સમુદ્દઘાત પાંચ [૪] આયુષ્ય પ્રત્યેક માસ [૫] અનુબંધ આયુષ્ય પ્રમાણે. ઉત્કૃષ્ટ ગમ્મા ત્રણ છે, જેમાં ત્રણ નાણુત્તા [૧] અવગાહના ૫૦૦ ધનુષ્ય [૨] આયુષ્ય ક્રોડપૂર્વ [૩] આયુષ્ય પ્રમાણે અનુબંધ ૧૫ સ્થાનમાં. એક એક સ્થાને ૮-૮ નાણુત્તા પડે છે. એટલે ૧૫×૮=૧૨૦ થયા, અને કુલ ૪૪૭ નાણુત્તા થયા.

૪. સંજ્ઞી મનુષ્ય મરીનેને વૈક્રિયનાં ૧૯ સ્થાનોમાં (૨ થી ૭ નરક, ૧૦ દેવલોક, ગ્રૈવેયકનો ૧, ચાર અનુત્તર વિમાનનો ૧, સર્વાર્થસિધ્ધનો ૧=૧૯) જાય તો તેમાં ૬-૬ બોલના નાણુત્તા પડે છે. જઘન્ય ગમ્મા ત્રણ છે. તેના નાણુત્તા ત્રણ પડે તે [૧] અવગાહના પ્રત્યેક હાથની [૨] આયુષ્ય પ્રત્યેક વર્ષ, [૩] અનુબંધ આયુષ્ય પ્રમાણે. ઉત્કૃષ્ટ ગમ્મા ત્રણ છે. તેમાં નાણુત્તા ત્રણ પડે તે [૧] અવગાહના ૫૦૦ ધનુષ્યની [૨] આયુષ્ય ક્રોડપૂર્વ [૩] અનુબંધ આયુષ્ય પ્રમાણે. ૧૯ સ્થાનોમાં એક એક સ્થાને ૬-૬ નાણુત્તા પડે છે. એટલે ૧૯×૬ ૧૧૪, અને કુલ ૫૬૧ થયા.

૫. જુગલિયા મનુષ્ય મરીને વૈક્રિયનાં ૧૪ સ્થાનમાં (૧૦ ભવનપતિ, ૧ વાણવ્યંતર, ૧ જ્યોતિષી, ૧-૨ દેવલોક = ૧૪) જાય તો ૬-૬ બોલના નાણુત્તા પડે છે. જઘન્ય ગમ્મા ત્રણ છે. તેમાં નાણુત્તા ત્રણ (૧) ભવનપતિ તથા વાણવ્યંતરમાં જવાવાળાની અવગાહના ૫૦૦ ધનુષ્ય ઝાઝેરી, જ્યોતિષીમાં જવાવાળાની અવગાહના ૯૦૦ ધનુષ્ય ઝાઝેરી, પ્રથમ દેવલોકમાં જવાવાળાની અવગાહના ૧ ગાઉની, બીજા દેવલોકમાં જવાવાળાની અવગાહના ૧ ગાઉ ઝાઝેરી. (૨) આયુષ્ય : ભવનપતિ અને વાણવ્યંતરમાં જવાવાળાની ક્રોડપૂર્વ ઝાઝેરી, જ્યોતિષીમાં જવાવાળાની સ્થિતિ પલ્યનો આઠમો ભાગ. પ્રથમ દેવલોકમાં જવાવાળાની સ્થિતિ એક પલ્યની અને બીજા દેવલોકમાં

જનારનું આયુષ્ય એક પલ્ય ઝાઝેરું (૩) અનુબંધ: આયુષ્ય પ્રમાણે. ઉત્કૃષ્ટ ગમ્મા ત્રણ છે. તેમાં નાણુત્તા ત્રણ પડે છે. (૧) અવગાહના ત્રણ ગાઉની (૨) આયુષ્ય ૩ પલ્ય (૩) અનુબંધ આયુષ્ય પ્રમાણે. એ પ્રમાણે ૮૪ નાણુત્તા મનુષ્ય જુગલિયાના થયા.

૬. તિર્યંચ જુગલિયા મરીને ઉપર પ્રમાણે વૈક્રિયના ૧૪ સ્થાનમાં જાય તો તેમાં ૫-૫ બોલના નાણુત્તા પડે છે. જઘન્ય ગમ્મા ત્રણ છે. તેમાં નાણુત્તા ત્રણ. ૧ અવગાહના:-સર્વમાં જઘન્ય તો પ્રત્યેક ધનુષ્યની અને ઉત્કૃષ્ટ ભવનપતિ અને વાણુવ્યંતરમાં જવાવાળાની ૧૦૦૦ ધનુષ્ય ઝાઝેરી, જ્યોતિષીમાં જવાવાળાની ૧૮૦૦ ધનુષ્ય ઝાઝેર એક દેવલોકમાં જવાવાળાની બે ગાઉની અને બીજા દેવલોકમાં જવાવાળાની અવગાહના બે ગાઉ ઝાઝેરી (૨-૩). આયુષ્ય અને અનુબંધ:-મનુષ્ય જુગલિયા પ્રમાણે ઉત્કૃષ્ટ ત્રણ છે. તેમાં નાણુત્તા પડે બે તે આયુષ્ય ત્રણ પલ્યનું અને અનુબંધ આયુષ્ય પ્રમાણે ૧૪×૫=૭૦ થયા અને કુલ ૭૧૫ નાણુત્તા થયા.

૭. ઉપરોક્ત ૧૪ પ્રકારના દેવતા મરીને પૃથ્વી, અપ અને વનસ્પતિમાં જાય તો નાણુત્તા પડે ચાર. ચાર જઘન્ય અને ઉત્કૃષ્ટ ગમ્મા ૩-૩ છે તેમાં ૨-૨ નાણુત્તા પડે છે. આયુષ્ય અને અનુબંધ પોતપોતાના સ્થાન પ્રમાણે. જઘન્ય ઉત્કૃષ્ટ આયુ અને તે પ્રમાણે અનુબંધ એટલે ૧૪ સ્થાનને ૪ નાણુત્તાથી ગુણતાં ૧૪×૪=૫૬. પૃથ્વીના ૨૬ અપના, ૫૬ વનસ્પતિના ૫૬×૩=૧૬૮ અને સર્વ મળી ૮૮૩ નાણુત્તા થયા. ૮. પૃથ્વીકાય મરીને પૃથ્વીકાયમાં આવે તો નાણુત્તા ૬-૬ પડે છે. જઘન્ય ગમ્મા ત્રણ છે. તેમાં નાણુત્તા ૪ તે (૧) લેશ્યા ૩. (૨) આયુષ્ય અંતર્મૂહૂર્તનું, (૩) અશુભ અધ્યવસાય (૪) અનુબંધ આયુષ્ય પ્રમાણે. ઉત્કૃષ્ટ ગમ્મા ત્રણ છે, તેમાં ત્રણ નાણુત્તા પડે બે તે ૧-૨ આયુષ્ય ૨૨૦૦૦ વર્ષ અને અનુબંધ આયુ પ્રમાણે. અપકાય મરીને પૃથ્વીકાયમાં આવે તો તેમાં નાણુત્તા પડે છ ઉપર પૃથ્વીકાયવત્. તેઉકાય મરીને પૃથ્વીકાયમાં આવે તો તેમાં નાણુત્તા પાંચ તે ઉપરના છમાંથી એક લેશ્યાનો નાણુત્તો. જઘન્ય ગમ્મામાં નથી માટે તે બાદ કરીને પાંચ. વાયુ મરીને

પૃથ્વીકાયમાં આવે તો તેમાં નાણુત્તા પડે છ, તે પાંચ તેઉકાય પ્રમાણે અને છઠ્ઠો જઘન્ય ગમ્માામાં ત્રણ સમુદ્દઘાતનો નાણુત્તો એમ છ. વનસ્પતિ મરીને પૃથ્વીકાયમાં આવે તો તેમાં નાણુત્તા પડે સાત તે છ પૃથ્વી પ્રમાણે અને સાતમો અવગાહના જઘન્ય ગમ્માંમાં અંગૂલનો અસંખ્યતમો ભાગ. બેઇંદ્રિયજીવો મરીને પૃથ્વીકાયમાં આવે તો તેમાં નાણુત્તા પડે નવ તે જઘન્ય ગમ્મા ત્રણુ છે તેમાં નાણુત્તા પડે ૭ તે (૧) અવગાહના: આંગૂલના અસંખ્યાતમા ભાગની (૨) દષ્ટિ :- એક મિથ્યાદષ્ટિ (૩) અજ્ઞાન:- મતિ-શ્રુત બે અજ્ઞાન (૪) જોગ:- કાયાનો (૫) આયુષ્ય:- અંતર્મુહૂર્ત (૬) અધ્યવસાય :- અશુભ (૭) અનુબંધ :- આયુષ્ય પ્રમાણે. ઉત્કૃષ્ટ ગમ્મા ત્રણુ છે. તેમાં નાણુત્તા પડે બે (૧-૨) આયુષ્ય ૧૨ વર્ષ અને અનુબંધ આયુષ્ય પ્રમાણે, તેમ તેઇંદ્રિયના ૯ નાણુત્તા અને ચૌરેંદ્રિયના પણુ નવ નાણુત્તા છે. તથા અસંજ્ઞી તિર્યંચ મરીને પૃથ્વીકાયમાં જાય તો તેના પણુ ૯ નાણુત્તા. સંજ્ઞીતિર્યંચ પંચેદ્રિય મરીને પૃથ્વીકાયમાં આવે તો તેમાં નાણુત્તા પડે ૧૧. તે જઘન્ય ગમ્મા ત્રણુ છે. તેનાં નાણુત્તા પડે ૯ તે (૧) અવગાહના :- આંગૂલનો અસંખ્યાતનો ભાગ (૨) લેશ્યા - ત્રણુ (૩) દષ્ટિ-એક મિથ્યા (૪) અજ્ઞાન બે (૫) જોગ :- એક કાયાનો (૬) સમુદ્દઘાત-ત્રણુ (૭) આયુષ્ય અંતર્મુહૂર્ત (૮) અધ્યવસાય-અશુભ. ૯. અનુબંધ-આયુષ્ય પ્રમાણે. ઉત્કૃષ્ટ ગમ્મા ત્રણુ છે. તેમાં નાણુત્તા પડે ૨ તે ૧-૨ આયુષ્ય ક્રોડપૂર્વ અને અનુબંધ આયુષ્ય પ્રમાણે કુલ ૧૧ નાણુત્તા થયા. મનુષ્ય મરીને પૃથ્વીકાયમાં આવે તો તેમાં નાણુત્તા પડે ૧૨ તે જઘન્ય ગમ્મા ત્રણુ છે, તેમાં નાણુત્તા પડે નવ તે તિર્યંચ પંચેંદ્રિયમાં બતાવ્યું. તે પ્રમાણે તથા ઉત્કૃષ્ટ ગમ્મા ત્રણુ છે તેમાં નાણુત્તા પડે ત્રણુ તે ૧. અવગાહના ૫૦૦ ધનુષ્યની ૨-૩ આયુષ્ય ક્રોડપૂર્વનું અને અનુબંધ આયુષ્ય પ્રમાણે. ૧૨ નાણુત્તા. એ પ્રમાણે પૃથ્વીકાયના સર્વ મળી ૮૯ નાણુત્તા, તથા અપકાયના, તેઉકાયના, વાયુકાય, વનસ્પતિકાય, ત્રણુ વિકલેંદ્રિય તે સર્વ ૮૯-૮૯ નાણુત્તા થયા. એટલે પાંચ સ્થાવર અને ત્રણુ વિકલેંદ્રિયના ૭૧૨ નાણુત્તા થયા. અને સર્વ મળીને ૧૫૯૫ નાણુત્તા થયા.

તિર્યંચ પંચેંદ્રિયના ૧૯૭ નાણુત્તા તે ૮૯ તો પૃથ્વીકાયવત્ (જે સ્થાનના જેટલા નાણુત્તા છે તે સ્થાનના મરીને તિર્યંચ પંચેદ્રિયમાં આવે છે તે બોલ લીધા છે). અને વૈક્રિયના ૨૭ સ્થાનમાંથી તિર્યંચ પંચેંદ્રિયમાં આવે તેમાં નાણુત્તા પડે ૪-૪ તો જઘન્ય ગમ્મા ત્રણ છે. તેમાં નાણુત્તા પડે બે. તે પોતાના સ્થાનનું જઘન્ય આયુષ્ય અને તે પ્રમાણે અનુબંધ, ઉત્કૃષ્ટ ગમ્મા ત્રણ, નાણુત્તા પડે બે, તે પોતાના સ્થાનનું ઉત્કૃષ્ટ આયુષ્ય અને તે પ્રમાણે અનુબંધ એમ ૨૭×૪=૧૦૮+૮૯ =૧૯૭ નાણુત્તા થયા અને સર્વ મળીને ૧૭૯૨ થયા.

મનુષ્યમાં ૨૦૬ નાણુત્તા પડે છે, તેઉ વાયુ મરીને મનુષ્યમાં આવતા નથી માટે પૃથ્વીકાયવત્ ૮૯ માંથી તેઉકાયના ૫ અને વાયુકાયના ૬ કુલ ૧૧ બાદ કરતાં ૭૮ નાણુત્તા રહ્યા. અને વૈક્રિયના ૩૨ સ્થાનમાંથી મનુષ્યમાં આવે તો તેમાં નાણુત્તા ૪-૪ પડે તે તિર્યંચ પંચેંદ્રિયવત્ એમ ૩૨×૪=૧૨૮+૭૮=૨૦૬ નાણુત્તા અને ઉપરોક્ત સર્વ મળીને ૧૯૯૮ નાણુત્તા થયા.

-: ઇતિ છઠ્ઠો નાણુત્તા દ્વાર સમાપ્ત :-

૧. ઘર એક પહેલી નારકીનું તેમાં અસંજ્ઞી તિર્યંચ આવીને ઉત્પન્ન થાય છે. ત્યાં જઘન્ય દસ હજાર વર્ષ ઉત્કૃષ્ટ પલ્યની અસંખ્યાતમા ભાગની સ્થિતિમાં ઉત્પન્ન થાય છે. ૨. પરિમાણઃ- એક સમયમાં ૧, ૨, ૩ યાવત્ સંખ્યાતા-અસંખ્યાતા ઉત્પન્ન થાય છે. ૩. સંઘયણ-એક સેવાર્ત લાભે છે. ૪. અવગાહના-જઘન્ય આંગૂલનો અસંખ્યાતમો ભાગ, ઉત્કૃષ્ટ ૧૦૦૦ યોજનની હોય છે ૫. સંઠણ-એક હુંડક હોય છે. ૬. લેશ્યા ૩ કૃષ્ણ, નીલ, કાપોત ૭. દૃષ્ટિ-એક મિથ્યાદૃષ્ટિ ૮. જ્ઞાન-જ્ઞાન હોતું નથી. મતિ-અજ્ઞાન, શ્રુતઅજ્ઞાન બે અજ્ઞાન હોય છે, ૯. યોગ-વચન યોગ અને કાયા યોગ બે યોગ હોય છે. ૧૦. ઉપયોગ-સાકાર ઉપયોગ અને અનાકારોપયોગ, એ બે ઉપયોગ હોય છે. ૧૧. સંજ્ઞા-૪ ૧૨. કષાય ૪. ૧૩. ઇંદ્રિય ૫. ૧૪. સમુદ્ઘાત ૩. ૧૫. વેદના-શાતા-અશાતા એ બે-વેદનાઓ ૧૬. વેદ-એક નપુંસક ૧૭. આયુષ્ય જઘન્ય અંતર્મુહૂર્ત,

ઉત્કૃષ્ટ ક્રોડપૂર્વ, ૧૮. અધ્યવસાય શુભ અને અશુભ એ બે અધ્યવસાય ૧૯. આયુષ્ય અનુસાર અનુબંધ હોય છે. ૨૦. કાયસંવેધ–કાયસંવેધના બે ભેદ છે. ભવાદેશ [ભવની અપેક્ષા] અને કાલાદેશ [કાલની અપેક્ષા].

ભવની અપેક્ષાએ–જઘન્ય ઉત્કૃષ્ટ બે ભવ કરે છે. < કાલાદેશથી [કાલની અપેક્ષાથી] ૯ ગમ્મા હોય છે-૧. પહેલા ગમ્મા ઔધિક અને ઔધિક અંતર્મુહૂર્તને દસ હજાર વર્ષ, ક્રોડપૂર્વને પલ્યનો અસંખ્યાતમો ભાગ @ ૨. બીજો ગમ્મો ઔધિક અને જઘન્ય અંતર્મુહૂર્ત દસ હજાર વર્ષ, ક્રોડપૂર્વ દસ હજાર વર્ષ ૩. ત્રીજો ગમ્મો ઔધિક અને ઉત્કૃષ્ટ:– અંતર્મુહૂર્ત પલ્યનો અસંખ્યાતમો ભાગ ક્રોડપૂર્વ પલ્યના અસંખ્યાતમો ભાગ ૪. ચોથો ગમ્મો. જઘન્ય અને ઔધિક :– અંતર્મુહૂર્ત દસ હજાર વર્ષ, અંતર્મુહૂર્ત પલ્યનો અસંખ્યાતમો ભાગ ૫. પાંચમો ગમ્મો જઘન્ય અને જઘન્ય– અંતર્મુહૂર્ત દસ હજાર વર્ષ અંતર્મુહૂર્ત દસ હજાર વર્ષ ૬. છઠ્ઠો ગમ્મો જઘન્ય અને ઉત્કૃષ્ટ :– અંતર્મુહૂર્ત પલ્યનો અસંખ્યાતમો ભાગ, અંતર્મુહૂર્તને પલ્યનો અસંખ્યાતમો ભાગ ૭. સાતમો ગમ્મો ઉત્કૃષ્ટ અને ઔધિક ક્રોડપૂર્વ દસ હજાર વર્ષ, ક્રોડપૂર્વ પલ્યનો અસંખ્યાતમો ભાગ ૮. ઉત્કૃષ્ટ અને જઘન્ય :– ક્રોડપૂર્વ દસ હજાર વર્ષ, ક્રોડપૂર્વ દસ હજાર વર્ષ ૯. ઉત્કૃષ્ટ અને ઉત્કૃષ્ટ ક્રોડપૂર્વ પલ્યનો અસંખ્યાતમો ભાગ ક્રોડપૂર્વ પલ્યનો અસંખ્યાતમો ભાગ.

ઘર એક પહેલી નારકીથી સાતમી નારકી સુધી સંજ્ઞી તિર્યંચ અને સંજ્ઞી મનુષ્ય આવીને ઉત્પન્ન થાય છે. કેટલી સ્થિતિમાં ઉત્પન્ન

---

< પહેલા ભવમા અસંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિય હોય છે અને બીજા ભવમાં નૈરયિક હોય હોય છે. ત્યાંથી નીકળી અસંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિયપણું પ્રાપ્ત કરતાં નથી. પરંતુ સંજ્ઞીપણું અવશ્ય પ્રાપ્ત કરે છે. એટલા માટે ભવની અપેક્ષાએ બે ભવનો કાયા સંવેધ હોય છે.

@ કાળની અપેક્ષા–જઘન્ય કાયસંવેધ અસંજ્ઞીના જઘન્ય આયુષ્ય અંતર્મુહૂર્ત સહિત નરકનું જઘન્ય આયુષ્ય દસ હજાર વર્ષનુ હોય છે, અને ઉત્કૃષ્ટ કાયસંવેધ અસંજ્ઞીના ઉત્કૃષ્ટ આયુષ્ય ક્રોડપૂર્વ વર્ષ સહિત રત્નપ્રભાના ઉત્કૃષ્ટ આયુષ્ય પલ્યોપમના અસંખ્યાતમાં ભાગ પ્રમાણ હોય છે.

થાય છે ? પહેલી નારકીમાં જઘન્ય દસ હજાર વર્ષ ઉત્કૃષ્ઠ ૧. સાગર. બીજી નારકીમાં જઘન્ય ૧ સાગર ઉત્કૃષ્ઠ ૩ સાગર ત્રીજી નારકીમાં જઘન્ય ૩ સાગર ઉત્કૃષ્ટ ૭ સાગર ચોથી નારકીમાં જઘન્ય ૭ સાગર ઉત્કૃષ્ટ. દસ સાગર. પાંચમી નારકીમાં જઘન્ય ૧૦ ઉત્કૃષ્ટ ૧૭ સાગર છઠ્ઠી નારકીમાં જઘન્ય ૧૭ સાગર ઉત્કૃષ્ટ ૨૨ સાગર. સાતમી નારકીમાં જઘન્ય ૨૨ ઉત્કૃષ્ટ ૩૩ સાગરની સ્થિતિમાં ઉત્પન્ન થાય છે. ૨. પરિમાણુ –મનુષ્ય એક સમયમાં ૧–૨–૩ યાવત્ સંખ્યાતા ઉત્પન્ન થાય છે. તિર્યંચ એક સમયમાં ૧–૨–૩ યાવત્ અસંખ્યાતા ઉત્પન્ન થાય છે. પરંતુ એટલી વિશેષતા છે કે, સાતમી નરકમાં ત્રીજા, અને નવમા ગમ્માસમાં સંખ્યાત ઉત્પન્ન થાય છે. ૩. સંઘયણુ પહેલી બીજી નારકીમાં ૬ સંઘયણુવાળા જાય છે. ત્રીજીમાં પાંચ સંઘયણુવાળા, ચોથીમાં ચાર સંઘયણુવાળા, પાંચમીમાં ૩ સંઘયણુવાળા. છઠ્ઠીમાં ૨ સંઘયણુવાળા સાતમીમાં એક વજ્રઋષભનારાચ સંઘયણુવાળા જીવ જાય છે. ૪. અવગાહના :– તિર્યંચ જઘન્ય આંગૂલને અસંખ્યાતમો ભાગ. ઉત્કૃષ્ટ એક હજાર જોજનની અવગાહનાવાળા જાય છે. પહેલી નારકીમાં જવાવાળા મનુષ્યની અવગાહના જઘન્ય પ્રત્યેક આંગૂલની હોય છે અને બીજીથી સાતમી નારકી સુધી જઘન્ય પ્રત્યેક હાથની ઉત્કૃષ્ટ પાંચસો ધનુષ્યની હોય છે. ૫. સંઠાણુ :– છ સંઠાણુવાળા જીવ સાતે નારકીઓમાં જાય છે. ૬. લેશ્યા :– જાવાવાળામાં છ–છ લેશ્યા લાભે છે. ૭. દષ્ઠિ :– જાવાવાળામાં દષ્ઠિ ત્રણુ ત્રણુ હોય છે. ૮. જ્ઞાન :– જાવાવાળા તિર્યંચમાં ૩ જ્ઞાન ૩ અજ્ઞાનની ભજના, જાવાવાળા મનુષ્યમાં ચાર જ્ઞાન ૩ અજ્ઞાનની ભજના ૯. યોગ – જાવાવાળામાં યોગ ત્રણુ ત્રણુ ૧૦. ઉપયોગ જાવાવાળામાં ઉપયોગ બે બે સાકારોપયોગ અને અનાકાર ઉપયોગ ૧૧. સંજ્ઞા જવાવાળામાં સંજ્ઞા ચાર–ચાર ૧૨. કષાય :– જાવાવાળામાં કષાય ૪–૪ ૧૩. ઇંદ્રિય – જાવાવાળામાં ઇન્દ્રિય પાંચ–પાંચ ૧૪. સમુદ્દઘાત:– જાવાવાળા તિર્યંચમાં પાંચ અને મનુષ્યમા ૬. ૧૫. વેદના :– જાવાવાળામાં વેદના ૨–શાતા અશાતા ૧૬. વેદ–પહેલીથી છઠ્ઠી નારકી સુધી ત્રણુ ત્રણુ વેદવાળા જાય છે. બે વેદ (પુરુષ–નપુંસક વેદ)વાળા જાય છે. ૧૭. આયુષ્ય :– જાવાવાળા તિર્યંચનુ જઘન્ય અંતર્મુહૂર્ત પહેલી

નારકીમાં જવાવાળા મનુષ્યનું જઘન્ય પ્રત્યેક માસ બીજીથી સાતમી સુધી જઘન્ય પ્રત્યેક વર્ષ ઉત્કૃષ્ટ મનુષ્ય–તિર્યંચનું ક્રોડપૂર્વ હોય છે. ૧૮. અધ્યવસાય :– જવાવાળામાં શુભ અને અશુભ બન્ને હોય છે. ૧૯. અનુબંધ–આયુષ્ય અનુસાર અનુબંધ હોય છે. ૨૦. કાયસંવેધ–કાયસંવેધના બે ભેદ. ભવની અપેક્ષા, કાળની અપેક્ષા. ભવની અપેક્ષાથી તિર્યંચ અને મનુષ્ય પહેલી નારકીથી છઠ્ઠી નારકી સુધી જઘન્ય ૨ ભવ કરે છે, અને ઉત્કૃષ્ટ ૮ ભવ કરે છે. સાતમી નારકીમાં તિર્યંચ ૬ ગમ્મા (૩–૬–૯ ગમ્મા છોડ્યા) અપેક્ષાએ જતાં અપેક્ષાએ ત્રણ ભવ સાત ભવ કરે છે, અને આવતા અપેક્ષાએ ૨ ભવ ૬ ભવ કરે છે. ત્રણ ગમ્મા (૩–૬–૯) જતાં અપેક્ષાએ ૩ ભવ ૫ ભવ કરે છે, અને આવતા અપેક્ષાએ ૩ ગમ્મા (૭–૮–૯) બે ભવ ચાર ભવ કરે છે મનુષ્ય સાતમી નારકીના બે ભવ કરે છે. કાળની અપેક્ષાથી નવ ગમ્મા કહેવા.▱

૧. પહેલો ગમ્મો–ઔધિક અને ઔધિક :–(તિર્યંચના) અંતર્મુહૂર્ત (મનુષ્યના) પ્રત્યેક માસ દસ હજાર વર્ષ ચાર ક્રોડપૂર્વ ચાર સાગરોપમ ૨. બીજો ગમ્મો ઔધિક અને જઘન્ય અંતર્મુહૂર્ત પ્રત્યેક માસ દસ હજાર વર્ષ ચાર ક્રોડ પૂર્વ ૪૦ હજાર વર્ષ ૩. ત્રીજો ગમ્મો ઔધિક અને ઉત્કૃષ્ટ :– અંતર્મુહૂર્તને પ્રત્યેક માસ એક સાગરોપમ ચાર ક્રોડ પૂર્વ, ચાર સાગરોપમ ૪. ચોથો ગમ્મો–જઘન્ય અને ઔધિક:– અંતર્મુહૂર્તને પ્રત્યેક માસ દસ હજાર વર્ષ, ૪ અંતર્મુહૂર્ત, ૪ પ્રત્યેક માસ ૪ સાગરોપમ ૫. પાંચમો ગમ્મો :– જઘન્ય અને જઘન્ય અંતર્મુહૂર્ત, પ્રત્યેક માસ, દસ હજાર વર્ષ, ચાર અંતર્મુહૂર્ત ચાર પ્રત્યેક માસ, ૪૦ હજાર વર્ષ ૬. છઠ્ઠો ગમ્મો જઘન્ય અને ઉત્કૃષ્ટ :– અંતર્મુહૂર્ત પ્રત્યેક માસ એક સાગરોપમ, ૪ અંતર્મુહૂર્ત, ૪ પ્રત્યેક માસ, ૪ સાગરોપમ ૭. સાતમો ગમ્મો :– ઉત્કૃષ્ટ અને ઔધિક :–ક્રોડપૂર્વ દસ હજાર વર્ષ, ચાર ક્રોડપૂર્વ ચાર સાગરોપમ ૮. આઠમો ગમ્મો :– ઉત્કૃષ્ટ અને જઘન્ય : ક્રોડપૂર્વ દસ હજાર વર્ષ, ૪ ક્રોડપૂર્વ ૪૦ હજાર વર્ષ ૯. ઉત્કૃષ્ટ અને ઉત્કૃષ્ટ

---

▱પહેલી નારકીમાં જઘન્યમાં તિર્યંચના અંતર્મુહૂર્તથી કહ્યું મનુષ્યનું પ્રત્યેક માસથી કહેવું.

ક્રોડપૂર્વ એક સાગરોપમ, ૪ ક્રોડપૂર્વ, ૪ સાગરોપમ.

બીજી નારકીમાં નવ ગમ્મા ૧. પહેલો ગમ્મો ઔધિક અને ઔધિક (તિર્યંચના) અંતર્મુહૂર્ત (મનુષ્યના) પ્રત્યેક વર્ષ☆ એક સાગરોપમ ૪ ક્રોડપૂર્વ, ૧૨ સાગરોપમ ૨. બીજો ગમ્મો ઔધિક અને જઘન્ય: અંતર્મુહૂર્તને પ્રત્યેક વર્ષ એક સાગરોપમ ચાર ક્રોડપૂર્વ, ૪ સાગરોપમ ૩. ત્રીજો ગમ્મો. ઔધિક અને ઉત્કૃષ્ટ:- અંતર્મુહૂર્ત પ્રત્યેક વર્ષ ૩ સાગરોપમ ૪ ક્રોડપૂર્વ ૧૨ સાગરોપમ ૪. ચોથો ગમ્મો-જઘન્ય અને ઔધિક-અંતર્મુહૂર્ત પ્રત્યેક વર્ષ ૧ સાગરોપમ ૪ અંતર્મુહૂર્ત ૪ પ્રત્યેક વર્ષ ૧૨ સાગરોપમ ૫. પાંચ ગમ્મા. જઘન્ય અને જઘન્ય અંતર્મુહૂર્ત પ્રત્યેક વર્ષ, એક સાગરોપમ ચાર અંતર્મુહૂર્ત ચાર પ્રત્યેક વર્ષ, ૪ સાગરોપમ ૬. છઠ્ઠા ગમ્મા-જઘન્ય અને ઉત્કૃષ્ટ-અંતર્મુહૂર્ત પ્રત્યેક વર્ષ ત્રણ સાગરોપમ ૪ અંતર્મુહૂર્ત ૪ પ્રત્યેક વર્ષ ૧૨ સાગરોપમ ૭. સાતમા ગમ્મા ઉત્કૃષ્ટ અને ઔધિક :- ક્રોડપૂર્વ એક સાગરોપમ, ચાર ક્રોડપૂર્વ ૧૨ સાગરોપમ ૮. આઠમા ગમ્મા :- ઉત્કૃષ્ટ અને જઘન્ય ક્રોડપૂર્વ એક સાગરોપમ ૪ ક્રોડપૂર્વ ચાર સાગરોપમ. ૯. નવમા ગમ્મા ઉત્કૃષ્ટ અને ઉત્કૃષ્ટ, ક્રોડપૂર્વ ત્રણ સાગરોપમ, ચાર ક્રોડપૂર્વ ૧૨ સાગરોપમ.

ત્રીજી નારકીના ૯ ગમ્મા આ પ્રકારે કહેવા :- ૧. પહેલા ગમ્મા ઔધિક અને ઔધિક :- અંતર્મુહૂર્ત પ્રત્યેક વર્ષ ૩ સાગરોપમ ૪ ક્રોડપૂર્વ ૨૮ સાગરોપમ ૨. બીજા ગમ્મા-ઔધિક અને જઘન્ય :- અંતર્મુહૂર્ત પ્રત્યેક વર્ષ, ૩ સાગરોપમ ૪ ક્રોડપૂર્વ બાર સાગરોપમ ૩. ત્રીજા ગમ્મા ઔધિક અને ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત પ્રત્યેક વર્ષ સાત સાગરોપમ, ૪ ક્રોડપૂર્વ ૨૮ સાગરોપમ ૪. ચોથા ગમ્મા જઘન્ય અને ઔધિક :- અંતર્મુહૂર્ત પ્રત્યેક વર્ષ, ૩ સાગરોપમ ચાર અંતર્મુહૂર્ત ચાર પ્રત્યેક વર્ષ, ૨૮ સાગરોપમ ૫. પાંચમા ગમ્મા જઘન્ય અને જઘન્ય :- અંતર્મુહૂર્ત પ્રત્યેક વર્ષ ૩ સાગરોપમ ૪ અંતર્મુહૂર્ત, ચાર પ્રત્યેક વર્ષ, ૧૨

☆બીજી નારકીથી સાતમી નારકી સુધી જઘન્યમાં તિર્યંગના અંતર્મુહૂર્તથી મનુષ્યના પ્રત્યેક વર્ષથી કહેવું.

સાગરોપમ, ૬. છઠ્ઠા ગમ્મા જઘન્ય અને ઉત્કૃષ્ટ :– અંતર્મુહૂર્ત પ્રત્યેક વર્ષ, સાત સાગરોપમ ચાર અંતર્મુહૂર્ત ચાર પ્રત્યેક વર્ષ, ૨૮ સાગરોપમ. ૭. સાતમા ગમ્મા–ઉત્કૃષ્ટ અને ઔધિક :– ક્રોડપૂર્વ ૩ સાગરોપમ ૪ ક્રોડપૂર્વ ૨૮ સાગરોપમ. ૮. આઠમા ગમ્મા–ઉત્કૃષ્ટ અને જઘન્ય :– ક્રોડપૂર્વ, ત્રણ સાગરોપમ ૪ ક્રોડપૂર્વ ૧૨ સાગરોપમ ૯. નવમા ગમ્મા ઉત્કૃષ્ટ અને ઉત્કૃષ્ટ–ક્રોડપૂર્વ, સાત સાગરોપમ ૪ ક્રોડપૂર્વ, ૨૮ સાગરોપમ.

ચોથી નારકીના સાત સાગરોપમ અને દસ સાગરોપમથી નવ ગમ્મા કહેવા. ૧. પહેલા ગમ્મા ઔધિક અને ઔધિક :– અંતર્મુહૂર્ત, પ્રત્યેક વર્ષ, ૭ સાગરોપમ, ૪ ક્રોડપૂર્વ ૪૦ સાગરોપમ. ૨. બીજા ગમ્મા ઔધિક અને જઘન્ય :– અંતર્મુહૂર્ત પ્રત્યેક વર્ષ, સાત સાગરોપમ ૪ ક્રોડપૂર્વ, ૨૮ સાગરોપમ. ૩. ત્રીજા ગમ્મા ઔધિક અને ઉત્કૃષ્ટ–અંતર્મુહૂર્ત પ્રત્યેક વર્ષ ૧૦ સાગરોપમ, ૪ ક્રોડપૂર્વ ૪૦ સાગરોપમ ૪. ચોથા ગમ્મા–જઘન્ય અને ઔધિક–અંતર્મુહૂર્ત પ્રત્યેક વર્ષ સાત સાગરોપમ, ૪ અંતર્મુહૂર્ત, ચાર પ્રત્યેક વર્ષ ૪૦ સાગરોપમ. ૫. જઘન્ય અને જઘન્ય :– અંતર્મુહૂર્ત પ્રત્યેક વર્ષ સાત સાગરોપમ ૪ અંતર્મુહૂર્ત ચાર પ્રત્યેક વર્ષ, ૨૮ સાગરોપમ ૬. છઠ્ઠા ગમ્મા–જઘન્ય અને ઉત્કૃષ્ટ–અંતર્મુહૂર્ત પ્રત્યેક વર્ષ ૧૦ સાગરોપમ ૪ અંતર્મુહૂર્ત ૪ પ્રત્યેક વર્ષ ૪૦ સાગરોપમ ૭. સાત ગમ્મા–ઉત્કૃષ્ટ અને ઔધિક :– ક્રોડપૂર્વ સાત સાગરોપમ ૪ ક્રોડપૂર્વ ૪૦ સાગરોપમ ૮. ઉત્કૃષ્ટ અને જઘન્ય :– ક્રોડપૂર્વ સાત સાગરોપમ, ૪ ક્રોડપૂર્વ ૨૮ સાગરોપમ ૯. ઉત્કૃષ્ટ અને ઉત્કૃષ્ટ:– ક્રોડપૂર્વ દસ સાગરોપમ ૪ ક્રોડપૂર્વ ૪૦ સાગરોપમ.

પાંચમી નારકીના ૧૦ સાગરોપમ અને ૧૭ સાગરોપમના ૯ ગમ્મા કહી દેવા. ૧. પહેલા ગમ્મા ઔધિક અને ઔધિક–અંતર્મુહૂર્ત પ્રત્યેક વર્ષ દસ સાગરોપમ ચાર ક્રોડપૂર્વ, ૬૮ સાગરોપમ ૨. બીજા ગમ્મા–ઔધિક અને જઘન્ય :– અંતર્મુહૂર્ત પ્રત્યેક વર્ષ, દસ સાગરોપમ ૪ ક્રોડપૂર્વ, ચાલીસ સાગરોપમ ૩. ત્રીજા ગમ્મા–ઔધિક અને ઉત્કૃષ્ટ:– અંતર્મુહૂર્ત, પ્રત્યેક વર્ષ, ૧૭ સાગરોપમ, ૪ ક્રોડપૂર્વ, ૬૮ સાગરોપમ

(૪) ચોથો ગમ્મો જઘન્ય અને ઔધિક અંતર્મુહૂર્ત અંતર્મુહૂર્ત ચાર અંતર્મુહૂર્ત ૪ ક્રોડપૂર્વ (૫) પાંચમો ગમ્મો જઘન્ય અને જઘન્ય અંતર્મુહૂર્ત અંતર્મુહૂર્ત ચાર અંતર્મુહૂર્ત ચાર અંતર્મુહૂર્ત (૬) છઠ્ઠો ગમ્મો જઘન્ય અને ઉત્કૃષ્ટ-અંતર્મુહૂર્ત ક્રોડપૂર્વ ચાર અંતર્મુહૂર્ત ચાર ક્રોડપૂર્વ (૭) સાતમો ગમ્મો ઉત્કૃષ્ટ અને ઔધિક-ક્રોડપૂર્વ અંતર્મુહૂર્ત ચાર ક્રોડપૂર્વ ત્રણ ક્રોડપૂર્વ ત્રણ પલ્યોપમ (૮) આઠમો ગમ્મો ઉત્કૃષ્ટ અને જઘન્ય ક્રોડપૂર્વ અંતર્મુહૂર્ત ચાર ક્રોડપૂર્વ ચાર અંતર્મુહૂર્ત (૯) નવમો ગમ્મો-ઉત્કૃષ્ટ અને ઉત્કૃષ્ટ ક્રોડપૂર્વ ત્રણ પલ્યોપમ ક્રોડપૂર્વ ત્રણ પલ્યોપમ પાંચ સ્થાવરના ૪૫ ગમ્મા ૩૦ નાણુત્તા [ ફેરફાર ] અસંજ્ઞી મનુષ્યના ૩ ગમ્મા નાણુત્તા [ફરક] નથી. ત્રણ વિકલેંન્દ્રિય અસંજ્ઞી તિર્યંચના ૩૬ ગમ્મા ૩૬ નાણુત્તા [ફરક] સંજ્ઞી મનુષ્ય સંજ્ઞી તિર્યંચના ૧૮ ગમ્મા ૨૩ નાણુત્તા [ફરક] સાત નારકી દસ ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષી, પહેલાથી આઠમા દેવલોક સુધી આ ૨૭ બોલોમાં ૯-૯ ગમ્માના હિસાબે ૨૪૩ ગમ્મા થાય છે, અને ૪-૪ નાણુત્તા [ફરક]ના હિસાબથી ૧૦૮ નાણુત્તા [ફરક] થાય છે. કુલ ગમ્મા ૩૪૫ [૪૫+૩+૩૬+૧૮+૨૪૩=૩૪૫] થયા અને ૧૯૭ નાણુત્તા [ ફેરફાર ] [૩૦+૦+૩૬+૨૩×૧૦૮=૧૯૭] થયા.

વીસમો ઉદ્દેશો સમાપ્ત.

**એકવીસમો ઉદ્દેશો :-** ઘર એક મનુષ્યનું-પહેલી નારકીથી લઇને છઠ્ઠી નારકી સુધીના જીવ આવીને ઉત્પન્ન થાય છે. કેટલી સ્થિતિમાં ઉત્પન્ન થાય છે? પહેલી નારકીથી નીકળેલ નેરિયા જઘન્ય પ્રત્યેક માસ, બીજીથી છઠ્ઠી નારકીના નીકળેલ જઘન્ય પ્રત્યેક વર્ષ. ઉત્કૃષ્ટ ક્રોડપૂર્વની સ્થિતિમાં ઉત્પન્ન થાય છે. @ પરિમાણ આદિના સર્વ અધિકાર સંજ્ઞી તિર્યંચમાં કહ્યા એ પ્રકારે કહેવા.

---

@તિર્યંચના ગમ્મામા જ્યા જ્યા અંતર્મુહૂર્ત કહ્યુ છે ત્યા ત્યા મનુષ્યના ગમ્મામા પહેલી નરકમા પ્રત્યેક માસ અને બીજીથી છઠ્ઠી નરક સુધીમા પ્રત્યેક વર્ષનુ કહેવુ જેમ પહેલા નરકનો પહેલો ગમ્મો-ઔધિક અને ઔધિક દસ હજાર વર્ષ, પ્રત્યેક માસ, ચાર સાગરોપમ, ૪ ક્રોડપૂર્વ, બીજી નરકના પહેલો ગમ્મો-ઔધિક અને ઔધિક-એક સાગરોપમ, પ્રત્યેક વર્ષ ચાર સાગરોપમ ક્રોડપૂર્વ.

પરંતુ એટલી વિશેષતા છે કે, જઘન્ય ૧-૨-૩ યાવત્ સંખ્યાતા ઊપજે છે.

મનુષ્યમાં ૨૭ પ્રકારના (ઠેકાણાના) દેવતા (૧૦ ભવનપતિ, વાણવ્યંતર જ્યોતિષી, બાર દેવલોક, નવગ્રૈવેયક, ચાર અનુત્તર વિમાન, સર્વાર્થસિદ્ધ) આવીને ઊપજે છે. કેટલી સ્થિતિમાં ઊપજે છે? ભવનપતિથી માંડી બીજા દેવલોક સુધી જઘન્ય પ્રત્યેક માસ, ત્રીજા દેવલોકથી સર્વાર્થસિદ્ધ સુધી જઘન્ય પ્રત્યેક વર્ષ. ઉત્કૃષ્ટ ક્રોડપૂર્વની સ્થિતિના ઊપજે છે. પરિમાણ ૧-૨-૩ યાવત્ સંખ્યાતા ઊપજે છે. સંઘયણ નથી. દેવતામાં શુદ્ધ પુદ્‌ગલ પરિણમે છે. અવગાહના-ભવધારણીય જઘન્ય આંગૂલનો અસંખ્યાતમો ભાગ ઉત્કૃષ્ટ ભાગ ઉત્કૃષ્ટ અલગ-અલગ છે. ભવનપતિથી લઈ બીજા દેવલોક સુધી ૭ હાથની, ત્રીજા-ચોથા દેવલોકની ૬ હાથની, પાંચમા-છઠ્ઠાનીપ -હાથની, સાતમા-આઠમાની ૪ હાથની, નવમા, દસમા, અગિયારમા-બારમાની ૩-૩ હાથની, નવગ્રૈવેયકની ૨ હાથની, પાંચ અનુત્તર વિમાનની ૧ હાથની હોય છે.

જો ઉત્તર વૈક્રિય કરે તો ભવનપતિથી લઈ ૧૨ મા દેવલોક સુધી જઘન્ય આંગૂલનો સંખ્યાતપો ભાગ ઉત્કૃષ્ટ ૧-એક લાખ યોજનની હોય છે. નવગ્રૈવેયક ૪ અનુત્તર વિમાન અને સર્વાર્થસિદ્ધના દેવતા ઉત્તર વૈક્રિય કરતા નથી. સંઠાણ-સમચોરસ-ઉત્તર વૈક્રિય કરે તો વિધ વિધ પ્રકારના હોય છે. લેશ્યા-ભવનપતિ વાણવ્યંતરમાં લેશ્યા ચાર જ્યોતિષી ૧-૨ દેવલોકમાં લેશ્યા એક (તેજોલેશ્યા) ૩-૪-૫ માં દેવલોકમાં લેશ્યા એક [ પદ્મલેશ્યા ] છઠ્ઠા દેવલોકમા તથા તેનાથી આગળ લેશ્યા-એક [ શુકલલેશ્યા ] હોય છે. દૃષ્ટિ-ભવનપતિથી લઇ ૧૨ મા દેવલોક સુધી દૃષ્ટિ ૩, નવગ્રૈવેયકમાં-૨, પાંચ અનુત્તર વિમાનમા એક [સમદૃષ્ટિ] હોય છે. જ્ઞાન ભવનપતિથી લઇ નવગ્રૈવેયક સુધી ૩ જ્ઞાન, ૩ અજ્ઞાન પરંતુ ભવનપતિ વાણવ્યંતરમાં ૩ અજ્ઞાનની ભજના પાંચ અનુત્તર વિમાનમાં ૩ જ્ઞાનની નિયમા. ૩ યોગ ઉપયોગ-૨ સંજ્ઞા-૪ કષાય-૪ ઇન્દ્રિય-૫, સમુદ્‌ઘાત-ભવનપતિથી લઇ ૧૨ મા દેવલોક સુધી પાંચ સમુદ્‌ઘાત -નવગ્રૈવેયક ચાર અનુત્તર વિમાન અને સર્વાર્થસિદ્ધમાં સમુદ્‌ઘાત ૩

હોય છે. વેદના ૨ (શાતા અને અશાતા) વેદ–ભવનપતિના લઇ બીજા દેવલોક સુધી વેદ બે (સ્ત્રી વેદ અને પુરુષવેદ) ત્રીજાથી બારમા દેવલોક નવગ્રૈવેયક, ચાર અનુત્તર વિમાન અને સર્વાર્થસિદ્ધમાં વેદ એક (પુરુષવેદ) આયુષ્ય–પોતપોતાના સ્થાન અનુસાર હોય છે. અધ્યવસાય–૨ (શુભ અને અશુભ) અનુબંધ–આયુષ્ય અનુસાર હોય છે. કાયસંવેધના બે ભેદઃ ભવાદેશ અને કાળાદેશ.

ભવનપતિથી લઇ આઠમા દેવલોક સુધી ભવ અને કાળના ગમ્મા આદિ સર્વ તિર્યંચની રીતે કહેવા. @ નવમા દેવલોકથી લઇ નવગ્રૈવેયક સુધી ભવાદેશની અપેક્ષાએ જઘન્ય બે ભવ અને ઉત્કૃષ્ટ ૭ ભવ કરે છે. કાળાદેશની અપેક્ષાએ નવ ગમ્મા હોય છે. ચાર અનુત્તર વિમાનના દેવતા ભવાદેશની અપેક્ષાએ જઘન્ય બે ભવ ઉત્કૃષ્ટ ચાર ભવ કરે છે. કાળાદેશની અપેક્ષાએ નવ ગમ્મા હોય છે. સર્વાર્થસિદ્ધના દેવતા ભવાદેશની અપેક્ષાએ જઘન્ય ઉત્કૃષ્ટ બે ભવ કરે છે. કાળાદેશની અપેક્ષાએ કાળના ૩ ગમ્મા (સાતમા, આઠમા, નવમા) હોય છે.

નવમા દેવલોકથી લઇ નવગ્રૈવેયક સુધી કાળના નવ ગમ્મા કહેવા. નવમા દેવલોકની સ્થિતિ જઘન્ય ૧૮ સાગરોપમ. ઉત્કૃષ્ટ ૧૯ સાગરોપમ, દસમા દેવલોકની સ્થિતિ જઘન્ય ૧૯ સાગરોપમ. ઉત્કૃષ્ટ ૨૦ સાગરોપમ એ રીતે એક એક સાગરોપમ વધારતો જવો. નવમા ગ્રૈવેયકની સ્થિતિ જઘન્ય ૩૦ સાગરોપમ ઉત્કૃષ્ટ ૩૧ સાગરોપમથી ગમ્મા કહેવા.

નવમા દેવલોકના કાળ સબંધી નવ ગમ્મા (૧) પહેલો ગમ્મો ઔઘિક અને ઔઘિક–૧૮ સાગરોપમ પ્રત્યેક વર્ષ, ૫૭ સાગરોપમ, ૩ ક્રોડપૂર્વ (૨) બીજો ગમ્મો–ઔઘિક અને જઘન્ય–૧૮ સાગરોપમ, પ્રત્યેક વર્ષ, ૫૭ સાગરોપમ, ૩ પ્રત્યેક વર્ષ. (૩) ત્રીજો ગમ્મો–ઔઘિક અને ઉત્કૃષ્ટ–૧૮ સાગરોપમ, ક્રોડપૂર્વ, ૫૭ સાગરોપમ, ત્રણ ક્રોડપૂર્વ, (૪)

@ પરંતુ એટલી વિશેષતા છે કે, ભવનપતિથી લઇ બીજા દેવલોક સુધી જઘન્ય ગમ્મા અંતર્મુહૂર્તના બદલે પ્રત્યેક માસના અને ત્રીજાથી આઠમા દેવલોક સુધી પ્રત્યેક વર્ષના કહેવા.

ચોથો ગમ્મો–જઘન્ય અને ઔધિક–૧૮ સાગરોપમ, પ્રત્યેક વર્ષ, ૫૪ સાગરોપમ, ત્રણ ક્રોડપૂર્વ (૫) પાંચમો ગમ્મો જઘન્ય અને જઘન્ય ૧૮ સાગરોપમ, પ્રત્યેક વર્ષ, ૫૪ સાગરોપમ, ત્રણ પ્રત્યેક વર્ષ, (૬) છઠ્ઠો ગમ્મો–જઘન્ય અને ઉત્કૃષ્ટ ૧૮ સાગરોપમ, ક્રોડપૂર્વ, ૫૪ સાગરોપમ, ત્રણ ક્રોડપૂર્વ. (૭) સાતમો ગમ્મો ઉત્કૃષ્ટ અને ઔધિક–૧૯ સાગરોપમ પ્રત્યેક વર્ષ, ૫૭ સાગરોપમ ત્રણ ક્રોડપૂર્વ (૮) આઠમો ગમ્મો–ઉત્કૃષ્ટ અને જઘન્ય ૧૯ સાગરોપમ પ્રત્યેક વર્ષ ૨૭ સાગરોપમ ૩ પ્રત્યેક વર્ષ (૯) નવમો ગમ્મો–ઉત્કૃષ્ટ અને ઉત્કૃષ્ટ–૧૯ સાગરોપમ ક્રોડપૂર્વ, ૫૭ સાગરોપમ ત્રણ ક્રોડપૂર્વ, એ રીને નવગ્રૈવેયક સુધીપોતપોતાની સ્થિતિના ૯–૯ ગમ્મા કહેવા.

ચાર અનુત્તર વિમાનોના નવ ગમ્મા–સ્થિતિ જઘન્ય ૩૧ સાગરોપમ, ઉત્કૃષ્ટ ૩૩ સાગરોપમના કહેવા. (૧) પહેલો ગમ્મો–ઔધિક અને ઔધિક ૩૧ સાગરોપમ પ્રત્યેક વર્ષ ૬૬ સાગરોપમ, બે ક્રોડપૂર્વ. (૨) બીજો ગમ્મો–ઔધિક અને જઘન્ય ૩૧ સાગરોપમ પ્રત્યેક વર્ષ. ૬૬ સાગરોપમ બે પ્રત્યેક વર્ષ. (૩) ત્રીજો ગમ્મો–ઔધિક અને ઉત્કૃષ્ટ ૩૧ સાગરોપમ ક્રોડપૂર્વ, ૬૬ સાગરોપમ, બે ક્રોડપૂર્વ (૪) ચોથો ગમ્મો જઘન્ય અને ઔધિક ૩૧ સાગરોપમ, પ્રત્યેક વર્ષ, ૬૨ સાગરોપમ, બે ક્રોડપૂર્વ (૫) પાંચમો ગમ્મો–જઘન્ય અને જઘન્ય ૩૧ સાગરોપમ, પ્રત્યેક વર્ષ, ૬૨ સાગરોપમ, બે પ્રત્યેક વર્ષ, (૬) છઠ્ઠો ગમ્મો–જઘન્ય અને ઉત્કૃષ્ટ–૩૧ સાગરોપમ ક્રોડપૂર્વ, ૬૨ સાગરોપમ બે ક્રોડપૂર્વ, (૭) સાતમો ગમ્મો–ઉત્કૃષ્ટ અને ઔધિક ૩૩ સાગરોપમ, પ્રત્યેક વર્ષ, ૬૬ સાગરોપમ, બે ક્રોડપૂર્વ (૮) આઠમો ગમ્મો–ઉત્કૃષ્ટ અને જઘન્ય–૩૩ સાગરોપમ પ્રત્યેક વર્ષ, ૬૬ સાગરોપમ બે પ્રત્યેક વર્ષ, (૯) નવમો ગમ્મો–ઉત્કૃષ્ટ અને ઉત્કૃષ્ટ–૩૩ સાગરોપમ ક્રોડપૂર્વ, ૬૬ સાગરોપમ બે ક્રોડપૂર્વ.

સર્વાર્થસિદ્ધના ૩ ગમ્મા–૩૩ સાગરોપમની સ્થિતિના કહેવા. (૧) પહેલો ગમ્મો–ઉત્કૃષ્ટ અને ઔધિક–૩૩ સાગરોપમ પ્રત્યેક વર્ષ, ૩૩ સાગરોપમ ક્રોડપૂર્વ, (૨) બીજો ગમ્મો-ઉત્કૃષ્ટ અને જઘન્ય–૩૩

સાગરોપમ પ્રત્યેક વર્ષ, ૩૩ સાગરોપમ પ્રત્યેક વર્ષ. (૩) ત્રીજો ગમ્મો–ઉત્કૃષ્ટ અને ઉત્કૃષ્ટ–૩૩ સાગરોપમ ક્રોડપૂર્વ, ૩૩ સાગરોપમ ક્રોડપૂર્વ.

પૃથ્વીકાય, અપકાય, વનસ્પતિકાય અને અસંજ્ઞી મનુષ્ય આવીને મનુષ્યમાં ઊપજે છે. કેટલી સ્થિતિમાં ઊપજે છે? જઘન્ય અંતર્મુહૂર્ત, ઉત્કૃષ્ટ ક્રોડપૂર્વની સ્થિતિમાં ઊપજે છે. બાકી પરિમાણ આદિના સર્વ અધિકાર તથા ગમ્મા નાણુત્તા (ફરક) આદિ તિર્યંચમાં ઊપજતા હોવાના કહ્યા એ રીતે કહેવા.

પરંતુ એટલી વિશેષતા છે કે, પૃથ્વીકાય, અપકાય, વનસ્પતિકાય ૩–૬–૯ મા ગમ્મામાં જઘન્ય ૧–૨–૩ યાવત્ સંખ્યાતા ઊપજે છે. અને અસંજ્ઞી મનુષ્ય છઠ્ઠા ગમ્મામાં જઘન્ય ૧–૨૦૩ યાવત્ સંખ્યાતા ઊપજે છે. પૃથ્વીકાય, અપકાય, વનસ્પતિકાયના કાગના ૯ ગમ્મા.

સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત ઉત્કૃષ્ટ પૃથ્વીકાયની ૨૨૦૦૦ વર્ષ, અપકાયની ૭૦૦૦ વર્ષ, વનસ્પતિકાયની ૧૦,૦૦૦ વર્ષની હોય છે.

૧. પહેલા ગમ્મા–ઔધિક અને ઔધિક–અંતર્મુહૂર્ત, અંતર્મુહૂર્ત ૮૮૦૦૦ વર્ષ. ૨૮૦૦૦ વર્ષ, ૪૦૦૦૦ વર્ષ ચાર ક્રોડપૂર્વ.

એ રીતે ઉપયોગ લગાવી ૮ ગમ્મા બાકીના કહેવા, અસંજ્ઞી મનુષ્યના ૩ ગમ્મા, સંજ્ઞી તિર્યંચમાં કહ્યા એ રીતે કહી દેવા.

ત્રણ વિકલેન્દ્રિય અને અસંજ્ઞી તિર્યંચ આવીને મનુષ્યમાં ઊપજે છે. પરિણામ, ગમ્મા, નાણુત્તા (ફરક) આદિ સર્વ અધિકાર તિર્યંચમાં કહ્યા એ રીતે કહેવા.

પરંતુ એટલી વિશેષતા છે કે, ત્રીજા, છઠ્ઠા, નવમા ગમ્મામાં જઘન્ય ૧–૨–૩ યાવત્ સંખ્યાતા ઊપજે છે.

સંજ્ઞી તિર્યંચ અને સંજ્ઞી મનુષ્ય આવીને મનુષ્યમાં ઊપજે છે. પરિણામ ગમ્મા–નાણુત્તા–આદિ સર્વ અધિકાર સંજ્ઞી તિર્યંચ મનુષ્યના કહ્યા એ રીતે કહેવા.

પરંતુ એટલી વિશેષતા છે કે, સંજ્ઞી તિર્યંચ ત્રીજા–છઠ્ઠા નવમા ગમ્માામાં જઘન્ય ૧–૨–૩ યાવત્ સંખ્યાતા ઊપજે છે, અને સંજ્ઞી મનુષ્ય નવ ગમ્મા જઘન્ય ૧–૨–૩ યાવત્ સંખ્યાતા ઊપજે છે.

૬ નારકી, ૧૦ ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષી, ૧૨ દેવલોક, નવગ્રૈવેયક, ચાર અનુત્તર વિમાન, એ ૩૨ સ્થાનોના નવ નવ ગમ્માના હિસાબથી ૩૨×૯=૨૮૮ ગમ્મા થયા. ચાર ચાર નાણુત્તા (ફરક)ના હિસાબથી ૩૨×૪=૧૨૮ નાણુત્તા (ફરક) થયા. સર્વાર્થસિદ્ધના ૩ ગમ્મા અસંજ્ઞી મનુષ્યના ત્રણ ગમ્મા નાણુત્તા (ફરક) નથી. પૃથ્વીકાય, અપકાય, વનસ્પતિકાયમાં નવ–નવ ગમ્માના હિસાબે ૩×૯=૨૭ ગમ્મા થયા. નાણુત્તા (ફરક) પૃથ્વીકાયમાં ૬, અપકાયમાં ૬, વનસ્પતિકાયમાં ૭ એમ ૧૯ નાણુત્તા થયા. ત્રણ વિકલેન્દ્રિય અને અસંજ્ઞી તિર્યંચમાં નવ–નવ ગમ્માના હિસાબે ૪×૯=૩૬ ગમ્મા થયા. સંજ્ઞી તિર્યંચ સંજ્ઞી મનુષ્યમાં નવ–નવ ગમ્માના હિસાબે ૧૮ ગમ્મા થયા. સંજ્ઞી તિર્યંચના ૧૧ નાણુત્તા, સંજ્ઞી મનુષ્યના ૧૨ નાણુત્તા એમ ૨૩ નાણુત્તા થયા. કુલ ગમ્મા ૩૭૫, (૨૮૮+૬+૨૭+૩૬+૧૮=૩૭૫) થયા. કુલ નાણુત્તા (ફરક) ૨૦૬ (૧૨૮+૧૯+૩૬+૨૩=૨૦૬ થયા.)

એકવીસમો ઉદ્દેશો સમાપ્ત.

**૨૨ મો ઉદ્દેશો :–** ઘર એક વાણવ્યંતર દેવતાનું. અસંજ્ઞી તિર્યંચ આવીને ઉત્પન્ન થાય છે. કેટલી સ્થિતિમાં ઉત્પન્ન થાય છે? જઘન્ય દસ હજાર વર્ષ, ઉત્કૃષ્ટ પલ્યના અસંખ્યાતમા ભાગની સ્થિતિમાં ઉત્પન્ન થાય છે. બાકી પરિમાણ આદિના સર્વ અધિકાર તથા ગમ્મા, નાણુત્તા આદિ રત્નપ્રભા પૃથ્વીમાં ઊપજનાવાળા અસંજ્ઞી તિર્યંચમાં કહ્યા એ રીતે કહેવા. ગમ્મા ૯, નાણુત્તા ૫ થયા.

સંજ્ઞીતિર્યંચ સંજ્ઞી મનુષ્ય આવીને ઊપજે છે. કેટલી સ્થિતિમાં ઊપજે છે? જઘન્ય દસ હજાર વર્ષ ઉત્કૃષ્ટ એક પલ્યની સ્થિતિમાં ઊપજે છે. પરિમાણ આદિ સર્વ અધિકાર તથા ગમ્મા–નાણુત્તા આદિ રત્નપ્રભા પૃથ્વીમાં ઊપજતા સંજ્ઞી તિર્યંચ, સંજ્ઞી મનુષ્યમાં કહ્યા એ રીતે કહેવા.

પરંતુ દેવતાની સ્થિતિ જઘન્ય દસ હજાર વર્ષ, ઉત્કૃષ્ટ એક પલ્યની સ્થિતિના ગમ્મા કહેવા, ગમ્મા ૧૮ થયા. નાણુત્તા ૧૮ થયા.

તિર્યંચ યુગલિયા અને મનુષ્ય યુગલિયા એ બે પ્રકારના યુગલિયા ઊપજે છે. કેટલી સ્થિતિમાં ઊપજે છે? જઘન્ય દસ હજાર વર્ષ ઉત્કૃષ્ટ એક પલ્યની સ્થિતિમાં ઊપજે છે. પરિમાણુ-ગમ્મા-નાણુત્તા આદિ સર્વ અધિકાર અસુરકુમારમાં ઊપજવાવાળા બે પ્રકારના યુગલિયામાં કહ્યા એ રીતે કહેવા.

પરંતુ સ્થિતિ જઘન્ય દસ હજાર વર્ષ, ઉત્કૃષ્ટ એક પલ્યની સ્થિતિના ગમ્મા કહેવા. પરંતુ ત્રીજા ગમ્મામાં મનુષ્ય યુગલિયાની અવગાહના જઘન્ય એક ગાઉ, ઉત્કૃષ્ટ ત્રણ ગાઉની કહેવી. સ્થિતિ-તિર્યંચ અને મનુષ્યની બન્નેની જઘન્ય એક પલ્ય, ઉત્કૃષ્ટ ત્રણ પલ્યોપમની કહેવી. ગમ્મા ૧૮ (૨×૯=૧૮) થયા અને નાણુત્તા ૧૧ (૫+૬=૧૧) થયા.

કુલ ગમ્મા ૪૫ (૯+૧૮+૧૮=૪૫) થયા. નાણુત્તા ૩૪ (૫+૧૮+૧૧=૩૪) થયા.

બાવીસમો ઉદ્દેશો સમાપ્ત.

**ત્રેવીસમો ઉદ્દેશો** :- ઘર એક જ્યોતિષીનું. બે પ્રકારના યુગલિયા આવીને ઉત્પન્ન થાય છે. કેટલી સ્થિતિમાં ઊપજે છે? જઘન્ય પલ્યનો આઠમો ભાગ, ઉત્કૃષ્ટ એક પલ્ય એક લાખ વર્ષની સ્થિતિમાં ઊપજે છે. પરિમાણુ-ગમ્મા-નાણુત્તા આદિ સર્વ અધિકાર નાગકુમારની રીતે કહેવા. પરંતુ ત્રીજા ગમ્મામાં મનુષ્યની અવગાહના જઘન્ય એક ગાઉ ઝાઝેરી, ઉત્કૃષ્ટ ત્રણ ગાઉની કહેવી. અને સ્થિતિ જઘન્ય એક પલ્ય એક લાખ વર્ષ ઉત્કૃષ્ટ ત્રણ પલ્યોપમની કહેવી. બાકી સર્વ ગમ્મામાં જઘન્ય સ્થિતિ પલ્યના આઠમા ભાગની કહેવી. જ્ઞાન-નથી. અજ્ઞાન-૨, ગમ્મા-૭ કહેવા. (ચોથા, છઠ્ઠા કહેવા નહિ.)

તિર્યંચ યુગલિયાના ગમ્મા-(૧) પહેલો ગમ્મો-ઔધિક અને ઔધિક-પલ્યનો આઠમો ભાગ, પલ્યનો આઠમો ભાગ ત્રણ પલ્યોપમ, એક લાખ વર્ષ. (૨) બીજો ગમ્મો ઔધિક અને જઘન્ય, પલ્યનો આઠમો

ભાગ, ૫ અને આઠમો ભાગ ત્રણ પલ્યેપમ, પલ્યોપમનો આઠમો ભાગ. (૩) ત્રીજો ગમ્મો–ઔધિક અને ઉત્કૃષ્ટ–એક પલ્ય લાખ વર્ષ, એક પલ્ય એક લાખ વર્ષ, ત્રણ પલ્યોપમ, એક પલ્ય. એક લાખ વર્ષ, (૫) પાંચમો ગમ્મો–જઘન્ય અને જઘન્ય–પલ્યને। આઠમો ભાગ, પલ્યને। આઠમો ભાગ, પલ્યને। આઠમો ભાગ (૭) સાતમો ગમ્મો ઉત્કૃષ્ટ અને ઔધિક–ત્રણ પલ્યોપમ, પલ્યને। આઠમો ભાગ, ત્રણ પલ્યોપમ એક પલ્ય લાખ વર્ષ, (૮) આઠમો ગમ્મો–ઉત્કૃષ્ટ અને જઘન્ય–ત્રણ પલ્યોપમ, પલ્યને। આઠમો ભાગ, ત્રણ પલ્યોપમ, પલ્યને। આઠમો ભાગ (૯) નવમો ગમ્મો–ઉત્કૃષ્ટ અને ઉત્કૃષ્ટ–ત્રણ પલ્યોપમ એક પલ્ય લાખ વર્ષ, ત્રણ પલ્યોપમ એક પલ્ય લાખ વર્ષ.

એ રીતે ૭ ગમ્મા મનુષ્ય યુગલિયાના પણ કહેવા. ગમ્મા ૧૪ થયા. નાણુત્તા ૧૧ થયા.

સંજ્ઞી તિર્યંચ અમે સંજ્ઞી મનુષ્ય આવીને જ્યોતિષીમાં ઊપજે છે. કેટલી સ્થિતિમાં ઊપજે છે? જઘન્ય પલ્યને। આઠમો ભાગ, ઉત્કૃષ્ટ એક પલ્ય લાખ વર્ષની સ્થિતિમાં ઊપજે છે. પરિમાણુ–આદિના સર્વ અધિકાર રત્નપ્રભા પૃથ્વીમાં ઊપજવાવાળા સંજ્ઞી તિર્યંચ સંજ્ઞી મનુષ્યમાં કહ્યા એ રીતે કહેવા.

કાળના ૯ ગમ્મા સંજ્ઞી તિર્યંચના આ રીતે કહેવા. (૧) પહેલો ગમ્મો–ઔધિક અને ઔધિક–અંતર્મુહૂર્ત પલ્યને। આઠમો ભાગ, ચાર ક્રોડપૂર્વ ચાર પલ્યોપમ ચાર લાખ વર્ષ (૨) બીજો ગમ્મો–ઔધિક અને જઘન્ય અંતર્મુહૂર્ત પલ્યને। આઠમો ભાગ ચાર ક્રોડપૂર્વ અડધો પલ્ય. (૩) ત્રીજો ગમ્મો–ઔધિક અને ઉત્કૃષ્ટ–અંતર્મુહૂર્ત એક પલ્ય લાખ વર્ષ, ચાર ક્રોડપૂર્વ પલ્યોપમ ચાર લાખ વર્ષ. (૪) ચોથો ગમ્મો–જઘન્ય અને ઔધિક–અંતર્મુહૂર્ત પલ્યને। આઠમો ભાગ, ચાર અંતર્મુહૂર્ત, ચાર પલ્યોપમ ચાર લાખ વર્ષ, (૫) પાંચમો ગમ્મો–જઘન્ય અને જઘન્ય–અંતર્મુહૂર્ત પલ્યને। આઠમો ભાગ ચાર અંતર્મુહૂર્ત ચાર પલ્યોપમને। આઠમો ભાગ. (૬) છઠ્ઠો ગમ્મો–જઘન્ય અને ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત એક પલ્ય લાખ વર્ષ, ચાર અંતર્મુહૂર્ત ચાર પલ્યોપમ, ચાર લાખ વર્ષ.

(૭) સાતમો ગમ્મો- ઉત્કૃષ્ટ અને ઔધિક ક્રોડપૂર્વ પલ્યનો આઠમો ભાગ ચાર ક્રોડપૂર્વ ચાર પલ્યોપમ ચાર લાખ વર્ષ, (૮) આઠમો ગમ્મો ઉત્કૃષ્ટ અને જઘન્ય ક્રોડપૂર્વ પલ્યનો આઠમો ભાગ, ચાર ક્રોડપૂર્વ ચાર પલ્યનો આઠમો ભાગ (૯) નવમો ગમ્મો-ઉત્કૃષ્ટ અને ઉત્કૃષ્ટ ક્રોડપૂર્વ એક પલ્ય લાખ વર્ષ. ચાર ક્રોડપૂર્વ ચાર પલ્યોપમ ચાર લાખ વર્ષ.

એ રીતે નવ ગમ્મા સંજ્ઞી મનુષ્યના પણ કહેવા. પરંતુ અંતર્મુહૂર્તની જગ્યાએ પ્રત્યેક માસ કહેવા. ગમ્મા ૧૮ [ ૨×૯=૧૮ ] થયા અને નાણુત્તા ૧૮ [૧૦+૮=૧૮] થયા. કુલ ગમ્મા ૩૨ [ ૧૪+૧૮=૩૨ ] અને નાણુત્તા ૨૯ [૧૧+૧૮=૨૯] થયા.

ત્રેવીસમો ઉદ્દેશો સમાપ્ત.

**ચોવીસમો ઉદ્દેશો :** ઘર એક વૈમાનિક દેવતાનું. બે પ્રકારના યુગલિયા આવી વૈમાનિક દેવતામાં ઊપજે છે. કેટલી સ્થિતિમાં ઊપજે છે ? પહેલા દેવલોકમાં જઘન્ય એક પલ્યની સ્થિતિમાં, બીજા દેવલોકમાં, એક પલ્ય ઝાઝેરી સ્થિતિમાં, ઉત્કૃષ્ટ ત્રણ-ત્રણ પલ્યોપમની સ્થિતિમાં ઊપજે છે. પરિમાણ આદિ સર્વ અધિકાર જ્યોતિષીમાં ઊપજવાવાળા તિર્યંચ યુગલિયા અને મનુષ્ય યુગલિયામાં કહ્યા એ રીતે કહેવા. પરંતુ ત્રીજા ગમ્મામાં મનુષ્ય યુગલિયાની અવગાહના ત્રણ ગાઉ કહેવી. સ્થિતિ મનુષ્ય યુગલિયા અને તિર્યંચ યુગલિયા બન્નેની ત્રણ ત્રણ પલ્યોપમ કહેવી. દૃષ્ટિ-બે [સમદૃષ્ટિ-મિથ્યાદૃષ્ટિ] જ્ઞાન-૨-અજ્ઞાન-૨ ગમ્મા-૭.

તિર્યંચ યુગલિયા પહેલા દેવલોકમાં ઉત્પન્ન થાય છે. એના ૭ ગમ્મા આ પ્રકારે કહેવા (૧) પહેલો ગમ્મો-ઔધિક અને ઔધિક :- એક પલ્ય, એક પલ્ય, ત્રણ પલ્યોપમ (૨) બીજો ગમ્મો-ઔધિક અને જઘન્ય-એક પલ્ય, એક પલ્ય, ત્રણ પલ્યોપમ એક પલ્ય. (૩) ત્રીજો ગમ્મો-ઔધિક અને ઉત્કૃષ્ટ-ત્રણ પલ્યોપમ ત્રણ પલ્યપમ, ત્રણ પલ્યોપમ ત્રણ પલ્યોપમ, (૫) પાચમો ગમ્મો-જઘન્ય અને જઘન્ય-એક પલ્ય એક પલ્ય. એક પલ્ય એક પલ્ય (૭) સાતમો ગમ્મો-ઉત્કૃષ્ટ અને ઔધિક :- ત્રણ પલ્યોપમ એક પલ્ય, ત્રણ પલ્યોપમ, ત્રણ પલ્યોપમ. (૮) આઠમો ગમ્મો

ઉત્કૃષ્ટ અને જઘન્ય-ત્રણ પલ્યોપમ એક પલ્ય ત્રણ પલ્યોપમ એક પલ્ય. (૯) નવમો ગમ્મો-ઉત્કૃષ્ટ અને ઉત્કૃષ્ટ :- ત્રણ પલ્યોપમ, ત્રણ પલ્યોપમ ત્રણ પલ્યોપમ, ત્રણ પલ્યોપમ.

એ રીતે ૭ ગમ્મા મનુષ્ય યુગલિયાના પણ કહેવા. પહેલા દેવલોકના કહ્યા એ રીતે બીજા દેવલોકના કહેવા. પરંતુ એટલો ફરક છે કે બીજા દેવલોકમાં એક પલ્ય ઝાઝેરા કહેવા. ગમ્મા-૨૮ [૨×૭=૧૪×૨=૨૮] થયા. નાણુત્તા [ફરક] ૨૨ [૫+૬=૧૧×૨=૨૨.]

સંજ્ઞી તિર્યંચ આશ્રીને પહેલા દેવલોકથી આઠમા દેવલોક સુધી ઊપજે છે. કેટલી સ્થિતિમાં ઊપજે છે ? પહેલા દેવલોકમાં જઘન્ય એક પલ્ય ઉત્કૃષ્ટ બે સાગરોપમ. બીજા દેવલોકમાં જઘન્ય એક પલ્ય ઝાઝેરી ઉત્કૃષ્ટ બે સાગરોપમ ઝાઝેરી. ત્રીજા દેવલોકમાં જઘન્ય બે સાગરોપમ ઉત્કૃષ્ટ સાત સાગરોપમ. ચોથા દેવલોકમાં જઘન્ય બે સાગરોપમ ઉત્કૃષ્ટ સાત સાગરોપમ ઝાઝેરી. પાંચમા દેવલોકમાં જઘન્ય સાત સાગરોપમ ઉત્કૃષ્ટ દસ સાગરોપમ, છઠ્ઠા દેવલોકમાં જઘન્ય દસ સાગરોપમ ઉત્કૃષ્ટ ચૌદ સાગરોપમ. સાતમા દેવલોકમાં જઘન્ય ચૌદ સાગરોપમ ઉત્કૃષ્ટ સત્તર સાગરોપમ આઠમા દેવલોકમાં જઘન્ય સત્તર સાગરોપમ ઉત્કૃષ્ટ ૧૮ સાગરોપમની સ્થિતિમાં ઊપજે છે.

પરિણામ આદિનો અધિકાર રત્નપ્રભા પૃથ્વીમાં ઊપજવાવાળા સંજ્ઞી તિર્યંચમાં કહ્યા એ રીતે કહેવા. પરંતુ તેમાં ફેર એટલો કે ચાર દેવલોક સુધી છ સંઘયણવાળા સંજ્ઞી તિર્યંચ ઉત્પન્ન થાય છે. પાંચમા છઠ્ઠા દેવલોકમાં પાંચ સંઘયણવાળા, અને સાતમા આઠમા દેવલોકમાં ચાર સંઘયણવાળા ઉત્પન્ન થાય છે. કાયસંવેધના બે ભેદ- ભવાદેશ અને કાળાદેશ. ભવાદેશની અપેક્ષાએ જઘન્ય ૨ ભવ ઉત્કૃષ્ટ ૮ ભવ કરે છે.

કાળાદેશની અપેક્ષાએ ૯ ગમ્મા હોય છે. તે ઉપર કહેલી અલગ-અલગ સ્થિતિના કહેવા જોઇએ. (૧) પહેલો ગમ્મો-ઔધિક અને ઔધિક-અંતર્મુહૂર્ત એક પલ્ય, એક પલ્ય ઝાઝેરી, ૨ સાગરોપમ, બે સાગરોપમ ઝાઝેરી સાત સાગરોપમ ૧૦ સાગરોપમ, ૧૪ સાગરોપમ, ૧૭

સાગરોપમ, ૪ ક્રોડપૂર્વ, આઠ સાગરોપમ, આઠ સાગરોપમ ઝાઝેરી, ૨૮ સાગરોપમ, ૨૮ સાગરોપમ ઝાઝેરી, ૪૦ સાગરોપમ ૫૬ સાગરોપમ, ૬૮ સાગરોપમ, ૭૨ સાગરોપમ (૨) બીજો ગમ્મો-ઔધિક અને જઘન્ય અંતર્મુહૂર્ત એક પલ્ય-એક પલ્ય ઝાઝેરી ૨ સાગરોપમ, ૨ સાગરોપમ ઝાઝેરી સાત સાગરોપમ, ૧૦ સાગરોપમ, ૧૪ સાગરોપમ, ૧૭ સાગરોપમ, ચાર ક્રોડપૂર્વ. ચાર પલ્યોપમ, ચાર પલ્યોપમ ક્રોડ ૮ સાગરોપમ ૮ સાગરોપમ ઝાઝેરી, ૨૮ સાગરોપમ ૪૦ સાગરોપમ, ૫૬ સાગરોપમ, ૬૮ સાગરોપમ (૩) ત્રીજો ગમ્મો-ઔધિક અને ઉત્કૃષ્ટ-અંતર્મુહૂર્ત ૨ સાગરોપમ, ૨ સાગરોપમ ઝાઝેરી, સાત સાગરોપમ, સાત સાગરોપમ, ઝાઝેરી. ૧૦ સાગરોપમ, ૧૪ સાગરોપમ, ૧૭ સાગરોપમ ૧૮ સાગરોપમ ચાર ક્રોડપૂર્વ ૮ સાગરોપમ ૮ સાગરોપમ ઝાઝેરી, ૨૮ સાગરોપમ ૨૮ સાગરોપમ ઝાઝેરી ૪૦ સાગરોપમ, ૫૬ સાગરોપમ ૬૮ સાગરોપમ, ૭૨ સાગરોપમ (૪) ચોથો ગમ્મો-જઘન્ય અને ઔધિક-અંતર્મુહૂર્ત એક પલ્ય, એક પલ્ય ઝાઝેરી બે સાગરોપમ, બે સાગરોપમ ઝાઝેરી ૭ સાગરોપમ ૧૦ સાગરોપમ, ૧૪ સાગરોપમ, ૧૭ સાગરોપમ ૪ અંતર્મુહૂર્ત, ૮ સાગરોપમ, ૮ સાગરોપમ ઝાઝેરી, ૨૮ સાગરોપમ, ૪૦ સાગરોપમ, ૫૬ સાગરોપમ, ૬૮ સાગરોપમ ૬૮ સાગરોપમ ૭૨ સાગરોપમ. (૫) જઘન્ય અને જઘન્ય-અંતર્મુહૂર્ત એક પલ્ય એક પલ્ય ઝાઝેરી બે સાગરોપમ, ૨ સાગરોપમ ઝાઝેરી, ૭ સાગરોપમ, ૧૦ સાગરોપમ, ૧૪ સાગરોપમ, ૧૭ સાગરોપમ, ૪ અંતર્મુહૂર્ત ચાર પલ્યોપમ ચાર પલ્યોપમ ઝાઝેરી ૮ સાગરોપમ ૮ સાગરોપમ ઝાઝેરી ૨૮ સાગરોપમ ૪૦ સાગરોપમ ૫૬ સાગરોપમ ૬૮ સાગરોપમ (૬) છઠ્ઠો ગમ્મો-જઘન્ય અને ઉત્કૃષ્ટ-અંતર્મુહૂર્ત એક પલ્ય, એક પલ્ય ઝાઝેરી, ૨ સાગરોપમ બે સાગરોપમ ઝાઝેરી, સાત સાગરોપમ. સાત સાગરોપમ ઝાઝેરી, ૧૦ સાગરોપમ, ૧૪ સાગરોપમ ૧૭ સાગરોપમ, ૧૮ સાગરોપમ ૪ અંતર્મુહૂર્ત, ૮ સાગરોપમ, ૮ સાગરોપમ ઝાઝેરી ૨૮ સાગરોપમ, ૨૮ સાગરોપમ ઝાઝેરી. ૪૦ સાગરોપમ, ૫૬ સાગરોપમ, ૬૮ સાગરોપમ ૭૨ સાગરોપમ (૭) સાતમો ગમ્મો-ઉત્કૃષ્ટ અને ઔધિક-ક્રોડપૂર્વ એક પલ્ય, એક પલ્ય ઝાઝેરી, બે સાગરોપમ, બે સાગરોપમ ઝાઝેરી, સાત

સાગરોપમ, ૧૦ સાગરોપમ ૧૪ સાગરોગમ ૧૭ સાગરોપમ ૪ ક્રોડપૂર્વ ૯ સાગરોપમ ૮ સાગરોપમ ઝાઝેરી, ૨૮ સાગરોપમ ૨૮ સાગરોપમ ઝાઝેરી, ૪૦ સાગરોપમ, ૫૬ સાગરોપમ, ૬૮ સાગરોપમ, ૭૨ સાગરોપમ (૮) આઠમો ગમ્મો–ઉત્કૃષ્ટ અને જઘન્ય- ક્રોડપૂર્વ એક પલ્ય એક પલ્ય ઝાઝેરી, બે સાગરોપમ, બે સાગરોપમ ઝાઝેરી, ૭ સાગરોપમ, ૧૦ સાગરોપમ, ૧૪ સાગરોપમ ૧૭ સાગરોપમ ૪ ક્રોડપૂર્વ, ૪ પલ્યોપમ, ૪ પલ્યોપમ ઝાઝેરી, ૮ સાગરોપમ, ૮ સાગરોપમ ઝાઝેરી, ૨૮ સાગરોપમ, ૪૦ સાગરોપમ, ૫૬ સાગરોપમ, ૬૮ સાગરોપમ. (૯) નવમો ગમ્મો-ઉત્કૃષ્ટ અને ઉત્કૃષ્ટ ક્રોડપૂર્વ બે સાગરોપમ ઝાઝેરી ૭ સાગરોપમ ૭ સાગરોપમ ઝાઝેરી, ૧૦ સાગરોપમ ૧૪ સાગરોપમ ૧૭ સાગરોપમ, ૧૮ સાગરોપમ ચાર ક્રોડપૂર્વ આઠ સાગરોપમ આઠ સાગરોપમ ઝાઝેરી, ૨૮ સાગરોપમ ૨૮ સાગરોપમ ઝાઝેરી, ૪૦ સાગરોપમ, ૫૬ સાગરોપમ, ૬૮ સાગરોપમ ૭૨ સાગરોપમ.

મનુષ્ય પહેલા દેવલોકથી આઠમા દેવલોક સુધી ઉપજે છે. એના પરિણામ આદિના અધિકાર શર્કરાપ્રભા પૃથ્વીમાં ઉપજવાવાળા સંજ્ઞી મનુષ્યના કહ્યા એ રીતે કહેવા. પરંતુ તેમાં ફેર એટલો કે, ચાર દેવલોક સુધી ૬ સંઘયણવાળા, મનુષ્ય ઉત્પન્ન થાય છે. પાંચમા છઠ્ઠા દેવલોકમાં પાંચ સંઘયણવાળા, સાતમા આઠમા દેવલોકમાં ચાર સંઘયણવાળા અને નવથી બારમા દેવલોકમાં ત્રણ સંઘયણવાળા, નવગ્રૈવેયકમાં ૨ સંઘયણવાળા અને અનુત્તર વિમાનમાં એક સંઘયણવાળા ઉત્પન્ન થાય છે.

એના કાળ સંબંધી ૯ ગમ્મા તિર્યંચ પંચેન્દ્રિયની રીતે કહેવા. પરંતુ એટલી વિશેષતા છે કે, પહેલા બીજા દેવલોકમાં જઘન્ય સ્થિતિ પ્રત્યેક માસની કહેવી. ત્રીજાથી આઠમા દેવલોક સુધી જઘન્ય સ્થિતિ પ્રત્યેક વર્ષની કહેવી. ભાવાદેસેણં–બે ભવ, આઠ ભવ કરે છે.

નવમા દેવલોકથી નવગ્રૈવેયક સુધી જે મનુષ્ય જાય છે એના ૯ ગમ્મા કહેવા. સ્થિતિ પોતપોતાના દેવલોકની કહેવી. જવા અપેક્ષાએ ૩ ભવ અને ૭ ભવ હોય છે.

કાળના ૯ ગમ્મા આ પ્રકારે કહેવા : (૧) પહેલા ગમ્મા-ઔધિક અને ઔધિક એ પ્રત્યેક વર્ષ, ૧૮ સાગરોપમ, ૧૯ સાગરોપમ, ૨૦ સાગરોપમ, ૨૧ સાગરોપમ, ૨૨ સાગરોપમ, ૨૩ સાગરોપમ, ૨૪ સાગરોપમ, ૨૫ સાગરોપમ, ૨૬ સાગરોપમ, ૨૭ સાગરોપમ, ૨૮ સાગરોપમ, ૨૯ સાગરોપમ, ૩૦ સાગરોપમ, ચાર ક્રોડપૂર્વ ૫૪ સાગરોપમ, ૫૭ સાગરોપમ ૬૦ સાગરોપમ, ૬૩ સાગરોપમ ૬૬-૬૯ સાગરોપમ, ૭૨ સાગરોપમ, ૭૫ સાગરોપમ, ૭૮ સાગરોપમ, ૮૧ સાગરોપમ, ૮૪ સાગરોપમ, ૮૭ સાગરોપમ, ૯૦ સાગરોપમ ૯૩ સાગરોપમ, (૨) બીજો ગમ્મો-ઔધિક અને જઘન્ય એ પ્રત્યેક વર્ષ, ૧૮ સાગરોપમથી લઇ એક એક સાગરોપમ વધારતા ૩૦ સાગરોપમ સુધી કહેવું. ચાર ક્રોડપૂર્વ ૫૪ સાગરોપમથી લઇ ત્રણ ત્રણ સાગરોપમ વધારતા ૯૦ સાગરોપમ સુધી કહેવું. (૩) ત્રીજો ગમ્મો ઔધિક અને ઉત્કૃષ્ટ-એ પ્રત્યેક વર્ષ ૧૯ સાગરોપમથી લઇ એક એક વધારતા ૩૧ સાગરોપમ સુધી ચાર ક્રોડપૂર્વ ૫૭ સાગરોપમથી લઇ ત્રણ ત્રણ સાગરોપમ વધારતા ૯૩ સાગરોપમ સુધી કહેવું. (૪) ચોથો ગમ્મો- જઘન્ય અને ઔધિક-એ પ્રત્યેક વર્ષ ૧૮ સાગરોપમથી લઇ એક એક સાગરોપમ વધારતા ૩૦ સાગરોપમ સુધી, ચાર પ્રત્યેક વર્ષ. ૫૭ સાગરોપમથી ૯૩ સાગરોપમ સુધી ત્રણ ત્રણ સાગરોપમ વધારતા જતા કહેવું. (૫) પાંચમો ગમ્મો-જઘન્ય અને જઘન્ય :- બે પ્રત્યેક વર્ષ ૧૮ સાગરોપમથી એક એક સાગરોપમ વધારતા ૩૦ સાગરોપમ સુધી: ચાર પ્રત્યેક વર્ષ ૫૪ સાગરોપમથી ૯૦ સાગરોપમ સુધી ત્રણ ત્રણ સાગરોપમ વધારતા જતા કહેવું. (૬) છઠ્ઠો ગમ્મો-જઘન્ય અને ઉત્કૃષ્ટ-બે પ્રત્યેક વર્ષ ૧૯ સાગરોપમથી એક એક સાગરોપમ વધારતા ૩૧ સાગરોપમ સુધી ચાર પ્રત્યેક વર્ષ ૫૭ સાગરોપમથી લઇ ૯૩ સાગરોપમ સુધી ત્રણ ત્રણ સાગરોપમ વધારતા કહેવું. (૭) સાતમો ગમ્મો-ઉત્કૃષ્ટ અને ઔધિક-બે ક્રોડપૂર્વ ૧૮ સાગરોપમથી લઇ એક એક સાગર વધારતા ૩૦ સાગરોપમ સુધી ચાર ક્રોડપૂર્વ. ૫૭ સાગરોપમથી લઇ ૯૩ સાગરોપમ સુધી ત્રણ ત્રણ સાગરોપમ વધારતા કહેવું. (૮) આઠમો ગમ્મો-ઉત્કૃષ્ટ અને જઘન્ય-બે ક્રોડપૂર્વ ૧૮ સાગરોપમથી લઇ ૩૦ સાગરોપમ સુધી, ૪ ક્રોડપૂર્વ ૫૪ સાગરોપમથી લઇ ૯૦ સાગરોપમ સુધી ત્રણ

ત્રણ સાગરોપમ વધારતા જવું. (૯) નવમો ગમ્મો—ઉત્કૃષ્ટ અને ઉત્કૃષ્ટ—બે ક્રોડપૂર્વ ૧૯ સાગરોપમથી લઈ એક એક વધારતા ૩૧ સાગરોપમ સુધી ચાર ક્રોડપૂર્વ ૫૭ સાગરોપમથી લઈ ૯૩ સાગરોપમ સુધી ત્રણ ત્રણ સાગરોપમ વધારતા કહેવું.

ચાર અનુત્તર વિમાનથી ૯ ગમ્મા સ્થિતિ જઘન્ય ૩૧ સાગરોપમ ઉત્કૃષ્ટ ૩૩ સાગરોપમ, જવા અપેક્ષાએ ત્રણ ભવ, ૫ ભવ કરે છે. (૧) પહેલો ગમ્મો—ઔધિક અને ઔધિક :— બે પ્રત્યેક વર્ષ ૩૧ સાગરોપમ ત્રણ ક્રોડપૂર્વ, ૬૬ સાગરોપમ (૨) બીજો ગમ્મો—ઔધિક અને જઘન્ય—બે પ્રત્યેક વર્ષ ૩૧ સાગરોપમ, ત્રણ ક્રોડપૂર્વ ૬૨ સાગરોપમ (૩) ત્રીજો ગમ્મો—ઔધિક અને ઉત્કૃષ્ટ—બે પ્રત્યેક વર્ષ ૩૩ સાગરોપમ ત્રણ ક્રોડપૂર્વ ૬૬ સાગરોપમ (૪) ચોથો ગમ્મો—જઘન્ય અને ઔધિક—બે પ્રત્યેક વર્ષ ૩૧ સાગરોપમ ત્રણ પ્રત્યેક વર્ષ ૬૬ સાગરોપમ. (૫) પાંચમો ગમ્મો—જઘન્ય અને જઘન્ય બે પ્રત્યેક વર્ષ, ૩૧ સાગરોપમ, ત્રણ પ્રત્યેક વર્ષ ૬૨ સાગરોપમ (૬) છઠ્ઠો ગમ્મો—જઘન્ય અને ઉત્કૃષ્ટ બે પ્રત્યેક વર્ષ ૩૩ સાગરોપમ, ત્રણ પ્રત્યેક વર્ષ, ૬૬ સાગરોપમ (૭) સાતમો ગમ્મો ઉત્કૃષ્ટ અને ઔધિક—બે ક્રોડપૂર્વ ૩૧ સાગરોપમ ત્રણ ક્રોડપૂર્વ, ૬૬ સાગરોપમ (૮) આઠમો ગમ્મો—ઉત્કૃષ્ટ અને જઘન્ય—બે ક્રોડપૂર્વ ૩૧ સાગરોપમ ત્રણ ક્રોડપૂર્વ ૬૬ સાગરોપમ (૯) નવમો ગમ્મો ઉત્કૃષ્ટ અને ઉત્કૃષ્ટ—બે ક્રોડપૂર્વ ૩૩ સાગરોપમ ત્રણ ક્રોડપૂર્વ ૬૬ સાગરોપમ.

સર્વાર્થસિદ્ધના ૩ ગમ્મા ૩૩ સાગરોપમની સ્થિતિથી કહેવા. ત્રીજો, છઠ્ઠો અને નવમો, એ ત્રણ ગમ્મા હોય છે. જવા આશ્રી ત્રણ ભવ કરે છે. (૩) ત્રીજો ગમ્મો—ઔધિક અને ઉત્કૃષ્ટ—બે પ્રત્યેક વર્ષ ૩૩ સાગરોપમ બે ક્રોડપૂર્વ તેત્રીસ સાગરોપમ (૬) છઠ્ઠો ગમ્મો જઘન્ય અને ઉત્કૃષ્ટ—બે પ્રત્યેક વર્ષ ૩૩ સાગરોપમ, બે પ્રત્યેક વર્ષ ૩૩ સાગરોપમ. (૯) નવમો ગમ્મો—ઉત્કૃષ્ટ અને ઉત્કૃષ્ટ—બે ક્રોડપૂર્વ ૩૩ સાગરોપમ બે ક્રોડપૂર્વ ૩૩ સાગરોપમ.

પહેલા દેવલોકના યુગલિયાના ગમ્મા—૧૪ (૨×૭=૧૪) મનુષ્ય તિર્યંચના ૧૮ (૨×૯=૧૮) એ ૩૨ ગમ્મા (૧૪+૧૮=૩૨) થયા. એ

રીતે બીજા દેવલોકના પણ ૩૨ ગમ્મા થયા. ત્રીજાથી આઠમા દેવલોક સુધી તિર્યંચના ૫૪ (૬×૯=૫૪) મનુષ્યના ૫૪ એ ૧૦૮ ગમ્મા (૫૪+૫૪=૧૦૮) થયા. નવમા દેવલોકથી ચાર અનુત્તર વિમાન સુધી છ ઘર હોય છે. એ માટે મનુષ્યના ૫૪ ગમ્મા (૬×૯=૫૪) થયા. સર્વાર્થસિદ્ધના ત્રણ ગમ્મા થયા. એ સર્વ ૨૨૯ ગમ્મા (૩૨+૩૨+૧૦૮ +૫૪+૩=૨૨૯) થયા.

નાણુત્તા-પહેલા દેવલોકમાં ૨૯ નાણુત્તા, બીજા દેવલોકમા ૨૯ નાણુત્તા. ત્રીજાથી આઠમા દેવલોક સુધી દરેકમાં ૧૬-૧૬ નાણુત્તા હોવાથી (૧૬×૬=૯૬) થયા. છઠ્ઠા, સાતમા, આઠમા દેવલોકમાં લેશ્યાનો ફરક નથી. એ માટે ત્રણ નાણુત્તા ઓછા કરવાથી ૯૩ નાણુત્તા થયા. નવમા દેવલોકથી સર્વાર્થસિદ્ધ વિમાન સુધી સાત ઘર હોય છે. દરેકમાં છ છ નાણુત્તા હોવાથી. (૭×૬=૪૨) નાણુત્તા થયા. એ સર્વ ૧૯૩ નાણુત્તા (૨૯+૨૯+૯૩+૪૨=૧૯૩) નાણુત્તા થયા.

સર્વ ગમ્મા અને નાણુત્તા (ફરક)ની જોડ :—

| | ગમ્મા | (ફરક) નાણુત્તા |
|---|---|---|
| ૨૪ મા શતકના પહેલા ઉદ્દેશા ઘર એક નારકીનું | ૧૩૫ | ૧૧૯ |
| ૨૪ મા શતકના બીજાથી અગિયારમા ઉદ્દેશાઓ— સુધી ઘર ૧૦ ભવનપતિનાં.... | ૪૫૦ | ૩૪૦ |
| ૨૪ મા શતકનો બારમો ઉદ્દેશો ઘર એક પૃથ્વીકાયનું | ૨૨૮ | ૧૪૫ |
| ૨૪ મા શતકનો તેરમો ઉદ્દેશો ઘર એક અપકાયનું | ૨૨૮ | ૧૪૫ |
| ૨૪ મા શતકનો ચૌદમો ઉદ્દેશો ઘર એક તેઉકાયનું | ૧૦૨ | ૮૯ |
| ,, ,, ,, ૧૫ મો ,, ,, ,, વાયુકાયનું | ૧૦૨ | ૮૯ |
| ,, ,, ,, ૧૬ ,, ,, ,, ,, વનસ્પતિકાયનું | ૨૨૮ | ૧૪૫ |
| ,, ,, ,, ૧૭ ,, ,, ,, ,, બેઇન્દ્રિયનું | ૧૦૨ | ૮૯ |
| ,, ,, ,, ૧૮ ,, ,, ,, ,, તેઇન્દ્રિયનુ | ૧૦૨ | ૮૯ |
| ,, ,, ,, ૧૯ ,, ,, ,, ,, ચોરેન્દ્રિયનું | ૧૦૨ | ૮૯ |
| ,, ,, ,, ૨૦ ,, ,, ,, ,, તિર્યંચ પંચેન્દ્રિયનું | ૩૪૫ | ૧૯૭ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૪ મા શતકનો | ૨૧ મો | ઉદ્દેશો | ઘર એક | મનુષ્યનું | ૩૬૫ | ૨૦૬ |
| ,, ,, ,, | ૨૨ | ,, | ,, ,, | ,, વાણવ્યંતરનું | ૪૫ | ૩૪ |
| ,, ,, ,, | ૨૩ | ,, | ,, ,, | ,, જ્યોતિષી દેવનું | ૩૨ | ૨૯ |
| ,, ,, ,, | ૨૪ | ,, | ,, ,, | ,, વૈમાનિક દેવનું | ૨૨૯ | ૧૯૩ |
| | | | | | ૨૮૦૫ | ૧૯૯૮ |

આ સર્વ ગમ્મા ૨૮૦૫ થયા અને નાણત્તા (ફરક) ૧૯૯૮ થયા. ૯૫૦ ગમ્મા સંખ્યાતા ઊપજવાવાળાના.

મનુષ્ય ૩૪ સ્થાન–૭ નારકી ૧૦ ભવનપતિ વાણવ્યંતર જ્યોતિષી, ૧૨ દેવલોક, નવગ્રૈવેયક, અનુત્તર વિમાન અને સર્વાર્થસિદ્ધમાં જાય છે. અને ૩૩ સ્થાન (સાતમી નારકી સિવાય)થી આવે છે. એ ૬૭ થયા. એને ૯ ગુણા કરવાથી ૬૦૩ થયા. એમાં સર્વાર્થસિદ્ધના ૬ ગમ્મા જવાના અને ૬ ગમ્મા આવવાના એ ૧૨ ગમ્મા ઘટાડવાથી ૫૯૧ ગમ્મા રહ્યા.

મનુષ્ય યુગલિયા અને તિર્યંચ યુગલિયા મરીને ૧૪ સ્થાન (૧૦ ભવનપતિ વાણવ્યંતર, જ્યોતિષી, પહેલા–બીજા દેવલોક )માં જાય છે. એના ૧૪×૨=૨૮×૯=૨૫૨ ગમ્મા થયા. એમાંથી જ્યોતિષી પહેલો–બીજો દેવલોક એ ૩ સ્થાનમાં મનુષ્ય યુગલિયા અને તિર્યંચ યુગલિયા જવાથી ૬+૬=૧૨ થયા. ( ચોથો અને છઠ્ઠો ) ઘટાડવાથી ૨૪૦ ગમ્મા રહ્યા. મનુષ્ય મરીને ૯ સ્થાનમાં (પાંચ સ્થાવર, ૩ વિકલેન્દ્રિય, તિર્યંચ પંચેન્દ્રિય) જાય છે. એના ૯×૯=૮૧ ગમ્મા થયા.

મનુષ્યમાં ૮ સ્થાનથી (પૃથ્વી, પાણી, વનસ્પતિ, ૩ વિકલેન્દ્રિય અસંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિય સંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિય) આવે છે. તેના ત્રણ–ત્રણ ગમ્મા (ત્રીજો–છઠ્ઠો–નવમો) ૮×૩=૨૪ થયા. મનુષ્યમાં અસંજ્ઞી મનુષ્ય આવે છે. તેનો ૧ છઠ્ઠો ગમ્મો. મનુષ્યમાં સંજ્ઞી મનુષ્ય આવે છે. તેના ૯ ગમ્મા થયા. સંજ્ઞી તિર્યંચમાં સંજ્ઞી અને અસંજ્ઞી તિર્યંચ આવે છે. તેના ૨–૨ ગમ્મા (ત્રીજો અને નવમો) ૨×૨=૪ ગમ્મા થયા. એ પ્રકારે ૫૯૧+૨૪૦+૮૧+૨૪+૧×૯+૪=૯૫૦ ગમ્મા સંખ્યાતા ઊપજવાવાળાના થયા.

૧૮૫૧ ગમ્મા અસંખ્યાતા ઊપજવાવાળાના.

અસંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિય મરીને ૧૨ સ્થાન (દસ ભવનપતિ વાણવ્યંતર પહેલી નરકમાં) જાય છે. સંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિય ૨૭ સ્થાનો (૧૦ ભવનપતિ વાણવ્યંતર, જ્યોતિષી, પહેલાથી આઠમાં દેવલોક ૭-નરક)માં જાય છે. અને એ જ ૨૭ સ્થાનોથી આવે છે. એ ૨૭+૨૭=૫૪ સ્થાન થયાં.

પૃથ્વી પાણી-વનસ્પતિમાં ૧૪ પ્રકારના દેવતા [૧૦ ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષી, પહેલું બીજું દેવલોક] આવે છે. આ ૩×૧૪=૪૨ સ્થાન થયાં. પાંચ સ્થાવર ત્રણ વિકલેન્દ્રિય તિર્યંચ પંચેન્દ્રિય એ ૯ સ્થાનોમાં ૧૦ સ્થાન (પાંચ સ્થાવર ત્રણ વિકલેન્દ્રિય સંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિયઅસંજ્ઞીતિર્યંચ પંચેન્દ્રિય)નાં આવે છે. એ ૯×૧૦=૯૦ સ્થાન થયાં. એ ૧૨+૫૪+૪૨+૯૦=૧૯૮ સ્થાનોના નવ-નવ ગમ્મા હોવાથી ૧૯૮×૯=૧૭૮૨ ગમ્મા થયા.

ઉપરોક્ત ૯ સ્થાનોમાં અસંજ્ઞી મનુષ્ય આવે છે. તેના ત્રણ ગમ્મા (૪-૫-૬) થાય છે એ ૯×૩=૨૭ ગમ્મા થયા. મનુષ્યમાં ૮ સ્થાન (પૃથ્વી, પાણી, વનસ્પતિ ૩ વિકલેન્દ્રિય, અસંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિય, સંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિય)નાં આવે છે. તેના ૬-૬ ગમ્મા (૧,૨,૪,૫,૭,૮) હોવાથી ૮×૬=૪૮ ગમ્મા થયા. મનુષ્યમાં અસંજ્ઞી મનુષ્ય આવે છે. તેના ૨ ગમ્મા (૪,૫) હોય છે. આ પ્રકારના ૧૭૮૨+૨૭+૪૮+૨=૧૮૫૯ ગમ્મા થયા.

સંજ્ઞી તિર્યંચમાં સંજ્ઞી તિર્યંચ અને અસંજ્ઞી તિર્યંચ આવે છે. તેના ૨-૨ ગમ્મા (૩-૯) ૨×૨=૪ (યુગલિયા હોવાથી) સંખ્યાતામાં ગણાય છે. તથા વનસ્પતિ મરીને વનસ્પતિમાં ઉત્પન્ન થાય છે. તેના ચાર ગમ્મા (૧-૨-૪-૫) એ ભવ અનંત ભવના છે. એવી રીતે, આ ૮ ગમ્મા ઓછા કરવાથી ૧૮૫૯-૮=૧૮૫૧ ગમ્મા અસંખ્યાતા ઊપજવાવાળાના છે.

ચાર ગમ્મા અનંતા ઊપજવાવાળાના.

વનસ્પતિ મરીને વનસ્પતિમાં ઉપજે છે. એના ચાર ગમ્મા (૧–૨–૪–૫) અનંતા ઉપજવાના છે.

સંખ્યાતાના ૯૫૦, અસંખ્યાતાના ૧૮૫૧ અને અનંતાના ૪. આ પ્રકારે કુલ ૯૫૦+૧૮૫૧+૪=૨૮૦૫ ગમ્મા થયા.

| | ઔધિક | જઘન્ય | ઉત્કૃષ્ટ | કુલ ગમ્મા |
|---|---|---|---|---|
| ૧. જઘન્ય ઉત્કૃષ્ટ ૨ ભવના | ૨૬૧ | ૨૪૯ | ૨૬૪ | ૭૭૪ |
| ૨. જઘન્ય ૨ ભવ ઉત્કૃષ્ટ ૮ ભવના | ૪૯૬ | ૫૨૬ | ૬૨૪ | ૧૬૪૬ |
| ૩. જઘન્ય ૨ ભવ ઉત્કૃષ્ટ અસંખ્યાતા ભવના | ૪૮ | ૪૮ | ૦ | ૯૬ |
| ૪. જઘન્ય ૨ ભવ ઉત્કૃષ્ટ અનંતા ભવના | ૨ | ૨ | ૦ | ૪ |
| ૫. જઘન્ય ૨ ભવ ઉત્કૃષ્ટ સંખ્યાતા ભવના | ૭૮ | ૭૮ | ૦ | ૧૫૬ |
| ૬. જઘન્ય ૩ ભવ ઉત્કૃષ્ટ ૭ ભવના | ૧૭ | ૧૭ | ૧૭ | ૫૧ |
| ૭. જઘન્ય ૨ ભવ ઉત્કૃષ્ટ ૬ ભવના | ૧૮ | ૧૮ | ૧૫ | ૫૧ |
| ૮. જઘન્ય ૩ ભવ ઉત્કૃષ્ટ ૫ ભવના | ૪ | ૪ | ૪ | ૧૨ |
| ૯. જઘન્ય ૨ ભવ ઉત્કૃષ્ટ ૪ ભવના | ૩ | ૩ | ૬ | ૧૨ |
| ૧૦. જઘન્ય ઉત્કૃષ્ટ ૩ ભવના | ૧ | ૧ | ૧ | ૩ |
| | ૯૨૮ | ૯૪૬ | ૯૩૧ | ૨૮૦૫ |

## યોગના ૨૮ બોલોનો અલ્પ બહુત્વ

### શ્રી ભગવતી સૂત્ર શ. ૨૫ ઉ. ૧ નો અધિકાર.

સર્વ સંસારી જીવોના ૧૪ પ્રકાર છે. (૧) સૂક્ષ્મ એકેંદ્રિય (૨) બાદર એકેંદ્રિય, (૩) બેઇંદ્રિય, (૪) તેઇંદ્રિય, (૫) ચૌરેંદ્રિય, (૬) અસંજ્ઞી પંચેંદ્રિય, (૭) સંજ્ઞી પંચેંદ્રિય એ સાતના અપર્યાપ્તા અને પર્યાપ્તા કુલ મળીને ૧૪.

એ ૧૪ પ્રકારના જીવોમાં જઘન્ય ઉત્કૃષ્ટ યોગ અપેક્ષાથી અલ્પ-બહુત્વ કહે છે.

૧. *સર્વથી થોડા અપર્યાપ્ત સૂક્ષ્મ એકેંદ્રિયના જઘન્ય યોગ.
૨. તેથી અપર્યાપ્ત બાદર એકેંદ્રિયના જઘન્ય યોગ અસંખ્યાત ગુણા.
૩. તેથી અપર્યાપ્ત બેઇંદ્રિયના જઘન્ય યોગ અસંખ્યાત ગુણા.
૪. તેથી અપર્યાપ્ત તેઇંદ્રિયના જઘન્ય યોગ અસંખ્યાત ગુણા.
૫. તેથી અપર્યાપ્ત ચૌઇંદ્રિયના જઘન્ય યોગ અસંખ્યાત ગુણા.
૬. તેથી અપર્યાપ્ત અસંજ્ઞી પંચેંદ્રિયના જઘન્ય યોગ અસંખ્યાત ગુણા.
૭. તેથી અપર્યાપ્ત સંજ્ઞી પંચેંદ્રિયના જઘન્ય યોગ અસંખ્યાત ગુણા.
૮. તેથી પર્યાપ્ત સૂક્ષ્મ એકેંદ્રિયના જઘન્ય યોગ અસંખ્યાત ગુણા.
૯. તેથી પર્યાપ્ત બાદર એકેંદ્રિયના જઘન્ય યોગ અસંખ્યાત ગુણા.
૧૦. તેથી અપર્યાપ્ત સૂક્ષ્મ એકેંદ્રિયના ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાત ગુણા.
૧૧. તેથી અપર્યાપ્ત બાદર એકેંદ્રિયના ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાત ગુણા.
૧૨. તેથી પર્યાપ્ત સૂક્ષ્મ એકેંદ્રિયના ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાત ગુણા.
૧૩. તેથી પર્યાપ્ત બાદર એકેંદ્રિયના ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાત ગુણા.
૧૪. તેથી પર્યાપ્ત બેઇંદ્રિયના જઘન્ય યોગ અસંખ્યાત ગુણા.
૧૫. તેથી પર્યાપ્ત તેઇંદ્રિયના જઘન્ય યોગ અસંખ્યાત ગુણા.
૧૬. તેથી પર્યાપ્ત ચૌરિન્દ્રિયના જઘન્ય યોગ અસંખ્યાત ગુણા.
૧૭. તેથી પર્યાપ્ત અસંજ્ઞી પંચેંદ્રિયના જઘન્ય યોગ અસંખ્યાત ગુણા.

---

* આત્મપ્રદેશના પરિસ્પંદન (કંપન)ને યોગ કહે છે. તે યોગ વીર્યાંતરાય-કર્મના ક્ષયોપશમાદિની વિચિત્રતાથી અનેકવિધ હોય છે. કોઇ જીવને આશ્રયી અલ્પ યોગ હોય છે, અને તે જ બીજા જીવની અપેક્ષાએ ઉત્કૃષ્ટ હોય છે. તેનાં ચૌદ જીવ સ્થાનકોને આશ્રયી પ્રત્યેકના જઘન્ય અને ઉત્કૃષ્ટ ભેદ ગણાતાં ૨૮ પ્રકાર થાય છે. આ સૂત્રમાં તેના અલ્પ બહુત્વનુ કથન છે. તેમા સૂક્ષ્મ અપર્યાપ્ત એકેંદ્રિયનો જઘન્ય યોગ સૌથી અલ્પ હોય છે. કારણ કે તેઓનુ શરીર સૂક્ષ્મ હોવાથી અને અપર્યાપ્ત હોવાને લીધે અપૂર્ણ હોવાથી બીજા બધા યોગ કરતાં તેનો યોગ સૌથી થોડો છે, અને તે કાર્મણ શરીર દ્વારા ઔદારિક પુદ્ગલો ગ્રહણ કરવાના પ્રથમ સમયે હોય છે, અને પછી સમયે સમયે યોગની વૃદ્ધિ થાય છે, અને તે ઉત્કૃષ્ટ યોગપર્યંત વધે છે.

૧૮. તેથી પર્યાપ્ત સંજ્ઞી પંચેંદ્રિયના જઘન્ય યોગ અસંખ્યાત ગુણા.
૧૯. તેથી અપર્યાપ્ત બેઇંદ્રિયના ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાત ગુણા.
૨૦. તેથી અપર્યાપ્ત તેઇંદ્રિયના ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાત ગુણા.
૨૧. તેથી અપર્યાપ્ત ચૌરેન્દ્રિયના ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાત ગુણા.
૨૨. તેથી અપર્યાપ્ત અસંજ્ઞી પંચેદ્રિયાના ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાત ગુણા.
૨૩. તેથી અપર્યાપ્ત સંજ્ઞી પંચેદ્રિયના ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાત ગુણા.
૨૪. તેથી પર્યાપ્ત બેઇંદ્રિયના ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાત ગુણા.
૨૫. તેથી પર્યાપ્ત તેઇંદ્રિયના ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાત ગુણા.
૨૬. તેથી પર્યાપ્ત ચૌરેન્દ્રિયના ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાત ગુણા.
૨૭. તેથી પર્યાપ્ત અસંજ્ઞી પંચેદ્રિયના ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાત ગુણા.
૨૮. તેથી પર્યાપ્ત સંજ્ઞી પંચેંદ્રિયના ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાત ગુણા.

## સમયોગી વિષમયોગી

**ગૌતમ :** હે ભગવન્! પ્રથમ સમયમાં ઉત્પન્ન બે નૈરયિક સમયોગી હોય છે કે વિષમયોગી હોય છે?

**મહાવીર :** હે ગૌતમ! તે બન્ને કદાચ સમયોગી હોય છે અને કદાચ વિષમયોગી હોય છે.

**ગૌતમ :** હે ભગવાન્! એનું શું કારણ?

**મહાવીર :** હે ગૌતમ! @ આહારક નૈરયિકની અપેક્ષાએ અનાહારક નૈરયિક અને અનાહારક નૈરયિકની અપેક્ષાએ આહારક નૈરયિક

ટિપ્પણ @ આહારક નારકના અપેક્ષાએ અનાહારક હીનયોગવાળા હોય છે. કેમકે જે નારક ઋજુગતિથી આવીને આહારકપણે ઉત્પન્ન થાય છે તે નિરંતર આહારક હોવાથી પુદ્ગલોથી ઉપચિત (પુષ્ટ) હોય છે, એટલે તે અધિક યોગવાળા છે. જે નારક વિગ્રહગતિથી અનાહારકપણે ઉત્પન્ન થાય છે તે અનાહારક હોવાથી પુદ્ગલોથી ઉપચિત હોતા નથી એ માટે તે હીનયોગવાળા હોય છે. જે નારક સમાનની વિગ્રહગતિથી અનાહારકપણે ઉત્પન્ન થાય અથવા ઋજુગતિથી આવીને આહારકપણે ઉત્પન્ન થાય છે તે બન્ને એકબીજાની અપેક્ષાએ સમાન યોગવાળા હોય છે.

કદાચ હીનયોગી, કદાચ તુલ્યયોગી, કદાચ અધિકયોગી હોય છે. અર્થાત્ આહારક નૈરયિકની અપેક્ષાએ અનાહારક નૈરયિક હીનયોગી હોય છે. અનાહારક નૈરયિકની અપેક્ષા આહારક નૈરયિક અધિકયોગી હોય છે. બે આહારક નૈરયિક અથવા બે અનાહારક નૈરયિક સમયોગી (તુલ્યયોગ-વાળા) હોય છે.

જે હીનયોગી હોય છે, તે અસંખ્યાત ભાગ હીન અથવા સંખ્યાત ભાગહીન અથવા અસંખ્યાત ગુણહીન અથવા સંખ્યાતગુણ હીન, આ રીતે □ ચૌઠાણુ વડિયા હોય છે.



## પંદર યોગોનો અલ્પમહુત્વ

### શ્રી ભગવતી સૂત્ર શ. ૨૫. ઉ. ૧ નો અધિકાર

યોગ ૧૫ પ્રકારના છે :- [૧] સત્યમનયોગ [૨] અસત્યમન-યોગ [૩] મિશ્રમનયોગ [૪] વ્યવહાર મનયોગ [૫] સત્ય વચનયોગ

□પ્રથમ સમયના ઉત્પન્ન બે નૈરયિકમાં યોગોનું તારતમ્ય ચૌઠાણવડિયા આ પ્રકારે સમજવું.

(૧) એક જીવ એક સમયના આહારક મંડુકગતિથી આવેલ છે અને બીજા જીવ એક સમયના આહારક ઇલિકાગતિથી આવેલ છે. એ બન્નેના યોગ અસંખ્યાત ભાગ ન્યૂનાધિક છે.

(૨) એક જીવ એક સમયની આહારક મંડુકગતિથી આવેલ છે અને બીજો જીવ બે સમયની આહારક વક્રગતિથી આવેલ છે. એ બન્નેનો યોગ સંખ્યાતભાગ ન્યૂનાધિક છે.

(૩) એક જીવ એક સમયનો આહારક મંડુકગતિ કરીને આવેલ છે અને બીજો જીવ એક સમયના અનાહારક એક વક્રગતિ કરીને આવેલ છે. એ બન્નેનો યોગ સંખ્યાતગુણ ન્યૂનાધિક છે.

(૪) એક જીવ એક સમયનો આહારક મંડુકગતિથી આવે છે અને બીજો જીવ બે સમયના અનાહારક બે વક્રગતિથી આવ્યો છે. એ બન્નેનો યોગ અસં-ખ્યાતગુણ ન્યૂનાધિક છે. જે અધિકયોગી હોય છે તે પણ અસંખ્યાતભાગ અધિક કે સંખ્યાતભાગ અધિક કે અસંખ્યાતગુણ અધિક કે સંખ્યાતગુણ અધિક આ રીતે, ચૌઠાણવડિયા અધિક હોય છે. આ કારણથી નૈરયિક કદાચ સમયોગી કદાચ વિષમયોગી હોય છે. આ રીતે ચોવીસ દંડકમાં કહેવું.

[૬] અસત્ય વચનયોગ, [૭] મિશ્ર વચનયોગ [૮] વ્યવહાર વચનયોગ [૯] ઔદારિક કાયયોગ [૧૦] ઔદારિક મિશ્ર કાયયોગ [૧૧] વૈક્રિય કાયયોગ [૧૨] વૈક્રિય મિશ્ર કાયયોગ [૧૩] આહારક કાયયોગ [૧૪] આહારક મિશ્ર કાયયોગ [૧૫] કાર્મણ કાયયોગ.

એ ૧૫ યોગોમાં જઘન્ય, ઉત્કૃષ્ટ યોગને અલ્પબહુત્વ કહે છે:-

[૧] કાર્મણ શરીરને જઘન્ય યોગ સર્વથી થોડો છે.
[૨] તેથી ઔદારિક મિશ્રને જઘન્ય યોગ અસંખ્યાત ગુણા.
[૩] તેથી વૈક્રિય મિશ્રને જઘન્ય યોગ અસંખ્યાત ગુણા.
[૪] તેથી ઔદારિક શરીરને જઘન્ય યોગ અસંખ્યાત ગુણા.
[૫] તેથી વિક્રિય શરીરને જઘન્ય યોગ અસંખ્યાત ગુણા.
[૬] તેથી કાર્મણ શરીરને ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાત ગુણા.
[૭] તેથી આહારક મિશ્રને જઘન્ય યોગ અસંખ્યાત ગુણા.
[૮] તેથી આહારક મિશ્રને ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાત ગુણા.
[૯-૧૦] તેથી ઔદારિક મિશ્ર અને વૈક્રિય મિશ્રને ઉત્કૃષ્ટ યોગ પરસ્પર તુલ્ય અસંખ્યાત ગુણા.
[૧૧] તેથી વ્યવહાર મનયોગને જઘન્ય યોગ અસંખ્યાત ગુણા.
[૧૨] તેથી આહારક શરીરને જઘન્ય યોગ અસંખ્યાત ગુણા.
[૧૩ થી ૧૯] તેથી ત્રણ પ્રકારના મનયોગ અને ચાર પ્રકારના વચનયોગ, એ સાત પરસ્પર તુલ્યના જઘન્ય યોગ અસંખ્યાત ગુણા.
[૨૦] તેથી આહારક શરીરના ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાત ગુણા.
[૨૧ થી ૩૦] તેથી ઔદારિક શરીર, વૈક્રિય શરીર ચાર પ્રકારના મનયોગ અને ચાર પ્રકારના વચનયોગ એ દશ પરસ્પર તુલ્યના ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાત ગુણા.

ooooooooooo

## જીવ દ્રવ્ય અજીવ દ્રવ્ય

### શ્રી ભગવતી સૂત્ર શ. ૨૫ ઉ. ૨ નો અધિકાર

**ગૌતમ :** હે ભગવન્ ! દ્રવ્ય કેટલા પ્રકારનાં છે ?

**મહાવીર :** હે ગૌતમ! દ્રવ્ય બે પ્રકારનાં છે : જીવદ્રવ્ય અને અજીવ દ્રવ્ય.

**ગૌતમ :** હે ભગવન્! અજીવ દ્રવ્ય કેટલા પ્રકારનાં છે?

**મહાવીર :** હે ગૌતમ! બે પ્રકારનાં છે? રૂપી અજીવ દ્રવ્ય અને અરૂપી અજીવ દ્રવ્ય.

**ગૌતમ :** હે ભગવન્! રૂપી અજીવ દ્રવ્યના કેટલા ભેદ છે?

**મહાવીર :** હે ગૌતમ! ચાર ભેદ છે? સ્કંધ, દેશ, પ્રદેશ અને પરમાણુ પુદ્ગલ.

**ગૌતમ :** હે ભગવન્! અરૂપી અજીવ દ્રવ્યના કેટલા ભેદ છે?

**મહાવીર :** હે ગૌતમ! દસ ભેદ છે? ધર્માસ્તિકાયના સ્કંધ, દેશ અને પ્રદેશ, આકાશાસ્તિકાયના સ્કંધ, દેશ અને પ્રદેશ; અધર્માસ્તિકાયના સ્કંધ, દેશ અને પ્રદેશ અને દસમો કાળ દ્રવ્ય.

**ગૌતમ :** હે ભગવન્! રૂપી અજીવ દ્રવ્ય સંખ્યાત છે, અસંખ્યાત છે કે અનંત છે?

**મહાવીર :** હે ગૌતમ! સંખ્યાત નહિ, અસંખ્યાત નહિ, પરંતુ અનંત છે.

**ગૌતમ :** હે ભગવન્! એનું શું કારણ છે?

**મહાવીર :** હે ગૌતમ! પરમાણુ પુદ્ગલ અનંત છે, બે પ્રદેશી સ્કંધ અનંત છે યાવત્ દસ પ્રદેશી સ્કંધ અનંત છે. સંખ્યાત પ્રદેશી સ્કંધ અનત છે. અસંખ્યાત પ્રદેશી સ્કંધ અનંત છે. અનંત પ્રદેશી સ્કંધ અનંત છે. આ કારણથી રૂપી અજીવ દ્રવ્ય અનંત છે.

**ગૌતમ :** હે ભગવન્! જીવ દ્રવ્ય સંખ્યાત છે, અસંખ્યાત છે કે અનંત છે?

**મહાવીર :** હે ગૌતમ! જીવ દ્રવ્ય સંખ્યાત નથી, અસંખ્યાત નથી પરંતુ અનંત છે.

**ગૌતમ :** હે ભગવન્! એનું શું કારણ?

**મહાવીર :** હે ગૌતમ! ૨૩ દંડકના જીવ અસંખ્યાત છે અને વનસ્પતિકાયના જીવ તથા સિદ્ધ ભગવાન અનંત છે.

**ગૌતમ :** હે ભગવન્! જીવ દ્રવ્ય અજીવ દ્રવ્યના કામમાં આવે છે કે અજીવ દ્રવ્ય જીવ દ્રવ્યના કામમાં આવે છે?

**મહાવીર :** હે ગૌતમ! અજીવ દ્રવ્ય જીવ દ્રવ્યના કામમાં આવે છે પરંતુ જીવ દ્રવ્ય અજીવ દ્રવ્યના કામમાં આવતા નથી.@

જીવ દ્રવ્ય અજીવ દ્રવ્યોને ગ્રહણ કરીને ૧૪ બોલોમાં પરિણમાવે છે. ૫ શરીર, ૫ ઈંદ્રિય, ૩ યોગ, ૧ શ્વાસોશ્વાસ, નારકી અને દેવતા એ ચૌદ દંડકના જીવ ૧૨ બોલોમાં પરિણમાવે છે. (ઔદારિક અને આહારક એ બે શરીર એનાં નથી) ચાર સ્થાવરના જીવ ૬ બોલોમાં પરિણમાવે છે. (૩ શરીર ૧ ઈંદ્રિય, ૧ યોગ, ૧ શ્વાસોશ્વાસ) વાયુકાયના જીવ ૭ બોલોમાં પરિણમાવે છે. (વૈક્રિય શરીર વધ્યું) બેઈંદ્રિયજીવ ૮ બોલોમાં પરિણમાવે છે. (૩ શરીર, ૨ ઈંદ્રિય, ૨ યોગ, ૧ શ્વાસોશ્વાસ) તેઈંદ્રિય જીવ ૯ બોલોમાં (એક ઈંદ્રિય વધી) અને ચૌરેન્દ્રિય જીવ ૧૦ બોલોમાં (એક ઈંદ્રિય વધી) પરિણમાવે છે. તિર્યંચ પંચેંદ્રિય જીવ ૧૩ બોલોમાં આહારક શરીર છોડીને) પરિણમાવે છે. મનુષ્ય ૧૪ બોલોમાં પરિણમાવે છે.

**ગૌતમ :** હે ભગવન્! લોક તો અસંખ્યાત પ્રદેશી છે. એમાં અનંત જીવ અને અનંત અજીવ દ્રવ્ય કેવી રીતે સમાયાં છે?

**મહાવીર :** હે ગૌતમ! કૂટાગારશાળા તથા પ્રકાશના દૃષ્ટાંતથી સમાયાં છે.

**ગૌતમ :** હે ભગવન્! લોકના એક આકાશ પ્રદેશ પર કેટલી દિશાથી આવીને પુદ્ગલ એકઠા થાય છે?

---

@ જીવ દ્રવ્ય સચેતન હોવાથી અજીવ દ્રવ્યને ગ્રહણ કરીને શરીરાદિ રૂપથી એનો પરિભોગ કરે છે. એ માટે જીવ ભોકતા છે. અજીવ દ્રવ્ય અચેતન હોવાથી ગ્રાહ્ય (ગ્રહણ કરવા યોગ્ય) છે, માટે એ જીવનો ભોગ છે.

**મહાવીર :** હે ગૌતમ ! નિર્વ્યાઘાત (પ્રતિબંધ–રુકાવટ ન હોય તો) અપેક્ષાએ જ દિશાના પુદ્ગલ આવીને એકઠા હોય છે. વ્યાઘાત (પ્રતિબંધ–રુકાવટ) અપેક્ષાએ કદાચ ત્રણ દિશાના, કદાચ ચાર દિશાના કદાચ પાંચ દિશાન પુદ્ગલ એકઠા થાય છે. એ રીતે ઉપચય, અપચય તથા છેદ (અલગ હોવા)ના પણ કહેવા.

પાંચ સ્થાવરને છોડીને ૧૯ દંડકના જીવ નિયમા છ દિશાના પુદ્ગલ લે છે, ચય, ઉપચય કરે છે, છેદે છે. સમુચ્ચય જીવ અને પાંચ સ્થાવરના જીવ છ બોલ (ઔદારિક, તૈજસ, કાર્મણ એ ૩ શરીર, સ્પર્શ ઇંદ્રિય, કાયયોગ, શ્વાસોશ્વાસ) અપેક્ષાએ કદાચ ત્રણ–ચાર–પાંચ–છ–દિશાના પુદ્ગલ લે છે, ચય (એકઠા કરવા) ઉપચય (વિશેષ રૂપથી એકઠા કરવા) અપચય (ઓછા કરવાના) કરે છે, છેદે છે.

આ પ્રકારે એક આકાશ પ્રદેશ પર પુદ્ગલ આવે–જાય છે. લોકાકાશના અસંખ્યાત પ્રદેશોમાં અનંત દ્રવ્ય સમાયેલાં છે.



## સ્થિત અસ્થિત

**ગૌતમ :** હે ભગવન્ ! જીવ ઔદારિક શરીરપણે પુદ્ગલોને ગ્રહણ કરે છે તો શું સ્થિત☐ પુદ્ગલોને ગ્રહણ કરે છે કે અસ્થિત પુદ્ગલોને ગ્રહણ કરે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સ્થિત દ્રવ્યને પણ ગ્રહણ કરે છે અને અસ્થિત દ્રવ્યને પણ ગ્રહણ કરે છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ યાવત્

☐ જેટલા આકાશ પ્રદેશોમા જીવ રહ્યા છે એટલા આકાશ પ્રદેશોમાં રહેલા પુદ્ગલોને 'સ્થિત' કહે છે, અને એની બહારના ક્ષેત્રમા રહેલા પુદ્ગલોને 'અસ્થિત' કહે છે. એ પુદ્ગલોને ત્યાથી ખેંચીને જીવ ગ્રહણ કરે છે.

બીજા આચાર્ય એમ કહે છે કે, જે દ્રવ્યગતિ રહિત છે તે સ્થિત છે, અને જે દ્રવ્યગતિ સહિત છે તે અસ્થિત છે.

†૨૮૮ બોલ નિર્વ્યાઘાત અપેક્ષાએ નિયમા ૬ દિશાના ગ્રહણ કરે છે. વ્યાઘાત અપેક્ષાએ કદાચ ૩ દિશાના, કદાચ ૪ દિશાના, કદાચ પાંચ દિશાના ગ્રહણ કરે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! જીવ વૈક્રિય શરીરપણે પુદ્ગલોને ગ્રહણ કરે છે. તો શું સ્થિત પુદ્ગલોને ગ્રહણ કરે છે કે અસ્થિત પુદ્ગલોને ગ્રહણ કરે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! સ્થિત પણ ગ્રહણ કરે છે અને અસ્થિત પણ ગ્રહણ કરે છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ યાવત્ ૨૮૮ બોલ નિયમા ≈૬ દિશાના ગ્રહણ કરે છે. જે રીતે વૈક્રિય શરીરના કહ્યા

† આહારના ૨૮૮ બોલ

બોલ.

૧ દ્રવ્યથી– અનંતા અનંત પ્રદેશી સ્કન્ધને ગ્રહણ કરે.

૧ ક્ષેત્રથી– અસંખ્યાતા આકાશ પ્રદેશ અવગાહ્યા પુદ્ગલોને ગ્રહે.

૧૨ કાલથી– ૧–૨–૩–૪–૫–૬–૭–૮–૯–૧૦ સંખ્યાત અને અસંખ્યાત સમયની સ્થિતિના પુદ્ગલોને ગ્રહે.

૨૬૦ ભાવથી– એક ગુણ કાળોવર્ણ યાવત્ ૧૦ ગુણ, સંખ્યાત ગુણ અસંખ્યાત–અનંત ગુણ કાળો. એ ૧૩ બોલ બાકીના વર્ણાદિ ૧૯ માટે સમજવા ૧૩×૨૦=૨૬૦ તથા ૧૪ બોલ

૧૪ (૧) સ્પર્શ્યા (૨) અવગાહ્યા (૩) અનંતર અવગાહ્યા (૪) સૂક્ષ્મ (૫) બાદર (૬–૭–૮) ઊંચી–નીચી–તીર્યક્ દિશાના (૯–૧૦–૧૧) આદિ–મધ્ય અને અંતના (૧૨) સવિષય (૧૩) અનુપૂર્વી (૧૪) નિયમા ૭ દિશાના પુદ્ગલો ગ્રહણ કરે.

---

૨૮૮

≈ વૈક્રિય શરીર યોગ્ય દ્રવ્યને ૬ દિશાથી ગ્રહણ કરે છે એ જે કહ્યું છે તેનો અભિપ્રાય એ છે કે ઉપયોગપૂર્વક વૈક્રિય શરીર કરવાવાળા પંચેંદ્રિય જીવ હોય છે. તે ત્રસ નાડીના મધ્ય ભાગમા હોય છે, એ માટે ૭ દિશાના પુદ્ગલ ગ્રહણ કરે છે. યદ્યપિ વાયુકાયના જીવોમા વૈક્રિય શરીર હોવાથી એની અપેક્ષાએ લોકાંત નિષ્કુટના વિષયમા ૫ દિશાના પુદ્ગલ ગ્રહણ કરે છે. તથાપિ તે ઉપયોગપૂર્વક વૈક્રિય શરીર કરતા નથી, તથા એના વૈક્રિય શરીર અતિશય સહિત નથી. એ માટે એની એ વિવક્ષા કરી નથી. એ માટે ૭ દિશાના કહ્યા છે.

તે રીતે આહારક શરીરને માટે પણ કહેવા.

**ગૌતમ :** હે ભગવન્! જીવ તૈજસ શરીરપણે પુદ્ગલ ગ્રહણ કરે છે તો સ્થિતને ગ્રહણ કરે છે કે અસ્થિતને ગ્રહણ કરે છે?

**મહાવીર :** હે ગૌતમ! સ્થિતને ગ્રહણ કરે છે. પરતુ અસ્થિતને ગ્રહણ કરતા નથી. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ યાવત્ ૨૮૮ બોલ નિર્વ્યાઘાત અપેક્ષાએ અવશ્ય છ દિશાના ગ્રહણ કરે છે, વ્યાઘાત અપેક્ષાએ કદાચ બે દિશાના, કદાચ ચાર દિશાના, કદાચ પાંચ દિશાના ગ્રહણ કરે છે.

**ગૌતમ :** હે ભગવન્! જીવ કાર્મણ શરીરપણે પુદ્ગલ ગ્રહણ કરે છે તો સ્થિતને ગ્રહણ કરે છે અસ્થિતને ગ્રહણ કરે છે?

**મહાવીર :** હે ગૌતમ! સ્થિતને ગ્રહણ કરે છે, પરંતુ અસ્થિતને ગ્રહણ કરતા નથી. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ યાવત્ ૨૪૦ બોલ @ નિર્વ્યાઘાત અપેક્ષાએ અવશ્ય છ દિશાના ગ્રહણ કરે છે. વ્યાઘાત અપેક્ષાએ કદાચ ત્રણ દિશાના, કદાચ ચાર દિશાના, કદાચ પાંચ દિશાના ગ્રહણ કરે છે.

**ગૌતમ :** હે ભગવન્! જીવ શ્રોતેંદ્રિયપણે, ચક્ષુઇંદ્રિયપણે, ઘ્રાણેંદ્રિયપણે, રસેંદ્રિયપણે પુદ્ગલ ગ્રહણ કરે છે. તો સ્થિત। ગ્રહણ કરે છે કે અસ્થિતના ગ્રહણ કરે છે?

**મહાવીર :** હે ગૌતમ! સ્થિતના પણ ગ્રહણ કરે છે અને અસ્થિતના પણ ગ્રહણ કરે છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ યાવત્ ૨૮૮ બોલ નિયમા ૬ દિશાના ગ્રહણ કરે છે.

**ગૌતમ :** હે ભગવન્! જીવ સ્પર્શેન્દ્રિયપણે, કાયયોગપણે, શ્વાસોશ્વાસપણે પુદ્ગલોને ગ્રહણ કરે છે. તો સ્થિતના ગ્રહણ કરે છે કે અસ્થિતના ગ્રહણ કરે છે?

---

@ ૨૪૦ બોલોના વર્ણન પન્નવણા સૂત્રના ૧૧ મા ભાષા પદમાં આવે છે. જિજ્ઞાસુએ ત્યાંથી જોવું.

**મહાવીર :** હે ગૌતમ ! સ્થિતના પણ ગ્રહણ કરે છે અને અસ્થિતના પણ ગ્રહણ કરે છે. યાવત્ ઔદારિક શરીરની રીતે કહેવા.

**ગૌતમ :** હે ભગવન્ ! જીવ મનયોગપણે, વચનયોગપણે પુદ્ગલ ગ્રહણ કરે છે. તો સ્થિતિના ગ્રહણ કરે છે કે અસ્થિતના ગ્રહણ કરે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સ્થિતના ગ્રહણ કરે છે, અસ્થિતના ગ્રહણ કરતા નથી. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ યાવત્ ૨૪૦ બોલ નિયમા ૬ દિશાના ગ્રહણ કરે છે.

નારકી અને દેવતાના ૧૪ દંડકમાં ૧૨ બોલ લાભે છે. ઔદારિક અને આહારક શરીર લાભે નહિ. સમુચ્ચયની રીતે છ દિશાનું કહેવું. પરંતુ વ્યાઘાત, નિર્વ્યાઘાત ભેદ કહેવા નહિ. ચાર સ્થાવરમાં છ બોલ લાભે છે. વાયુકાયમાં ૭ બોલ લાભે છે સમુચ્ચયની રીતે કહેવું. બેઇંદ્રિયમાં ૮, તેઇંદ્રિયમાં ૯, ચૌરેન્દ્રિયમાં ૧૦, તિર્યંચ પંચેંદ્રિયમાં ૧૩ અને મનુષ્યમાં ૧૪ બોલ લાભે છે. સમુચ્ચય જીવની રીતે કહેવા, પરંતુ નિયમા છ દિશાના કહેવા.

## છ સંસ્થાન

### શ્રી ભગવતી સૂત્ર શ. ૨૫ ઉ. ૩ નો અધિકાર

**ગૌતમ :** હે ભગવન્ ! સંસ્થાન (પુદ્ગલ સ્કંધનો આકાર) કેટલા પ્રકારનાં છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સંસ્થાન છ પ્રકારનાં છે.

૧. પરિમંડળ :– (ગોળચૂડીના આકારે)
૨. વટ્ટ–વૃત્ત :– (ગોળ લાડવાનો આકાર)
૩. તસ–ત્ર્યસ્ત્ર :– (ત્રિકોણ–સિંઘાડાનો આકાર)
૪. ચઉરંસ :– ચતુરસ્ત્ર (ચતુષ્કોણ–ચોકીનો આકાર)
૫. આયત :– (લાંબી–લાકડીનો આકાર)
૬. અતિત્થંસ્થ :– (ઉપરોક્ત પાંચ સંસ્થાનોથી જુદો)

**ગૌતમ :** હે ભગવન્! દ્રવ્યની અપેક્ષાથી પરિમંડળ સંસ્થાન સંખ્યાત છે કે અસંખ્યાત છે કે અનંત છે?

**મહાવીર :** હે ગૌતમ! સંખ્યાત નથી, અસંખ્યાત નથી, પરંતુ અનંત છે. જે રીતે પરિમંડળ સંસ્થાનનું કહ્યું એ રીતે બાકી પાંચ સંસ્થાનનું કહેવું. જે રીતે દ્રવ્યની અપેક્ષાથી કહ્યું એ રીતે પ્રદેશની અપેક્ષાથી અને દ્રવ્યપ્રદેશ સાથેની અપેક્ષાથી કહેવું.

દ્રવ્યની અપેક્ષાથી એનો અલ્પબહુત્વ :–

૧. @ સર્વથી થોડા પરિમંડળ સંસ્થાન દ્રવ્યની અપેક્ષાએ.

૨. એનાથી વટ્ટ (વૃત્ત) સંસ્થાન દ્રવ્યની અપેક્ષાએ સંખ્યાતગુણા છે.

૩. એનાથી (ચઉરંસ–ચતુરસ્ત્ર) સંસ્થાન દ્રવ્યની અપેક્ષાથી સંખ્યાતગુણા છે.

૪. એનાથી તંસ (ત્ર્યસ્ત્ર) સંસ્થાન દ્રવ્યની અપેક્ષાએ સંખ્યાતગુણા છે.

૫. એનાથી આયત સંસ્થાન દ્રવ્યની અપેક્ષાએ સંખ્યાતગુણા છે.

૬. એનાથી અનિત્થંસ્થ સંસ્થાન દ્રવ્યની અપેક્ષાએ અસંખ્યાતગુણા છે. જે રીતે દ્રવ્યની અપેક્ષાથી અલ્પ બહુત્વ કહ્યા એ રીતે પ્રદેશની અપેક્ષાથી પણ કહેવા.

દ્રવ્ય પ્રદેશ બન્નેની સાથે અલ્પબહુત્વ :–

---

@ અહીં સંસ્થાનોની જઘન્ય અવગાહનાનો વિચાર કર્યો છે. જે સંસ્થાન જે સંસ્થાનની અપેક્ષાએ બહુ પ્રદેશાવગાહી છે તે સ્વાભાવિક રીતે થોડા છે પરિમંડળ સંસ્થાન જઘન્ય વીસ પ્રદેશોની અવગાહનાવાળા હોય છે, વટ્ટ (વૃત્ત) સંસ્થાન જઘન્યથી પાંચ પ્રદેશાવગાહી છે ચઉરંસ (ચતુરસ્ત્ર) સંસ્થાન ચાર પ્રદેશાવગાહી તંસ (ત્ર્યસ્ત્ર) સંસ્થાન ત્રણ પ્રદેશાવગાહી, અને આયત સંસ્થાન જઘન્યથી બે પ્રદેશાવગાહી છે. એ માટે પરિમંડળ સંસ્થાન બહુ પ્રદેશાવગાહી હોવાથી સર્વથી થોડા છે. એનાથી વટ્ટાદિ (વૃત્ત આદિ) સંસ્થાન અલ્પ પ્રદેશાવગાહી હોવાથી ક્રમથી સંખ્યાતગુણા અધિક અધિક છે.

૧. સર્વથી થોડા પરિમંડળ સંસ્થાન દ્રવ્યની અપેક્ષાએ,
૨. તેથી વૃત્તસંસ્થાન દ્રવ્યની અપેક્ષાએ સંખ્યાતગુણા,
૩. તેથી ચઉરંસ સંસ્થાન દ્રવ્યની અપેક્ષાએ સંખ્યાતગુણા,
૪. તેથી ત્ર્યસ્ત્ર સંસ્થાન દ્રવ્યની અપેક્ષાએ સંખ્યાતગુણા,
૫. તેથી આયત સંસ્થાન દ્રવ્યની અપેક્ષાએ સંખ્યાતગુણા,
૬. તેથી અનિત્થંસ્થ સંસ્થાન દ્રવ્યની અપેક્ષાએ અસંખ્યાતગુણા,
૭. તેથી પરિમંડળ સંસ્થાન પ્રદેશની અપેક્ષાએ અસંખ્યાતગુણા.
૮. તેથી વૃત્ત સંસ્થાન પ્રદેશની અપેક્ષાએ સંખ્યાતગુણા.
૯. તેથી ચઉરંસ સંસ્થાન પ્રદેશની અપેક્ષાએ સંખ્યાતગુણા.
૧૦. તેથી ત્ર્યસ્ત્ર સંસ્થાન પ્રદેશની અપેક્ષાએ સંખ્યાતગુણા,
૧૧. તેથી આયત સંસ્થાન પ્રદેશની અપેક્ષાએ સંખ્યાતગુણા.
૧૨. તેથી અનિત્થંસ્થ સંસ્થાન પ્રદેશની અપેક્ષાએ અસંખ્યાતગુણા છે.

એના કુલ ૪૨ આલાવા ૬+૬+૬+૬+૬+૬+૬=૪૨ છે.

---

## પાંચ સંસ્થાન

**ગૌતમ :** હે ભગવન્ ! સંસ્થાન કેટલા પ્રકારનાં છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સંસ્થાન પાંચ પ્રકારનાં છે :– પરિમંડળ, વૃત્ત (વટ્ટ), ત્ર્યસ્ત્ર, (તંસ) ચતુરસ્ત્ર (ચઉરંસ), આયત. ○

**ગૌતમ :** હે ભગવન્ ! પરિમંડળ સંસ્થાન સંખ્યાત છે કે અસંખ્યાત છે કે અનંત છે ?

---

○ પહેલાં સંસ્થાનોની સામાન્ય પ્રરૂપણા કહેલ છે. હવે રત્નપ્રભા આદિમાં સંસ્થાનોની પ્રરૂપણા કરવાની ઇચ્છાથી ફરી સંસ્થાનોના વિષયમા પ્રશ્ન કર્યો છે. અહીં બીજા સંસ્થાન સંયોગજન્ય હોવાથી અનિત્થંસ્થ સંસ્થાનની વિવક્ષા નથી કરી. એ માટે અહીં પાંચ સંસ્થાન કહ્યાં છે.

**મહાવીર :** હે ગૌતમ ! સંખ્યાત નથી, અસંખ્યાત નથી, પણ અનંત છે.

આ પ્રકારે વૃત્ત, ત્ર્યસ્ત્ર, ચતુરસ્ત્ર અને આયત સર્વ સંસ્થાન અનંત અનંત છે.

**ગૌતમ :** હે ભગવન્ ! રત્નપ્રભા નારકીમાં પરિમંડળ સંસ્થાન સંખ્યાત છે કે અસંખ્યાત છે કે અનંત છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સંખ્યાત નથી, અસંખ્યાત નથી, અનંત છે. એ રીતે આયત સંસ્થાન સુધી કહેવા.

આ રીતે ૭ નારકી, ૧૨ દેવલોક, ૯ ગ્રૈવેયક, ૫ અનુત્તર વિમાન, ૧ સિદ્ધશિલા, ૧ સમુચ્ચય એ ૩૫ બોલોમાં પાંચ સંસ્થાનોના કહેવા. એના કુલ ભાંગા ૧૭૫ થયા. (૩૫×૫=૧૭૫)

**ગૌતમ :** હે ભગવન્ ! જ્યાં એક < જવમધ્ય પરિમંડળ સંસ્થાન હોય છે ત્યાં બીજાં પરિમંડળ સંસ્થાન કેટલાં હોય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! અનંત હોય છે.

એ રીતે વૃત્ત, ત્ર્યસ્ત્ર, ચતુરસ્ત્ર અને આયત સંસ્થાન પણ અનંત અનંત હોય છે.

જે રીતે એક જવમધ્ય પરિમંડળ સંસ્થાનનું કહેલ છે એ રીતે બાકી સંસ્થાનોનાં કહેવાં. ૫×૫=૨૫ થયા. ૨૫ ને ૩૫ થી ગુણવાથી ૮૭૫ ભાંગા થયા. એમાં ૧૭૫ ભાંગા ભેળવવાથી કુલ ૧૦૫૦ ભાંગા થયા.

---

< પરિમંડળ સંસ્થાનવાળા પુદ્ગલ સ્કંધોથી આ બધો લોક ઠસાઠસ ભરેલ છે. એમાંથી તુલ્ય પ્રદેશવાળા, તુલ્ય પ્રદેશાવગાહી (તુલ્ય આકાશ પ્રદેશોમાં રહેવાવાળા) અને તુલ્ય વર્ણાદિ પર્યાયવાળા જે જે પરિમંડળ દ્રવ્ય છે. એ સર્વને કલ્પનાથી એક લાઇનમાં ગોઠવવામા આવે અને ઉપર અને નીચે એક એક જાતિવાળા પરિમંડળ દ્રવ્યોને એક એક પંક્તિમા ગોઠવવામા આવે. એથી એમાં અલ્પ બહુત્વવાળા હોવાથી પરિમંડળ સંસ્થાનના સમુદાય જવમધ્યના આકારવાળા હોય છે.

## સંસ્થાનના ૨૦ બોલો

**ગૌતમ :** હે ભગવન્ ! પરિમંડળ સંસ્થાનના કેટલા ભેદ છે?

**મહાવીર :** હે ગૌતમ ! પરિમંડળ સંસ્થાનના બે ભેદ છે: ઘનપરિમંડળ અને પ્રતરપરિમંડળ. ઘનપરિમંડળ જઘન્ય ૪૦ પ્રદેશી સ્કંધ હોય છે અને ૪૦ આકાશ પ્રદેશોને અવગાહે છે. ઉત્કૃષ્ટ અનંત પ્રદેશી સ્કંધ હોય છે, અને અસંખ્યાત આકાશ પ્રદેશોને અવગાહે છે. પ્રતરપરિમંડળ જઘન્ય ૨૦ પ્રદેશી હોય છે અને ૨૦ આકાશ પ્રદેશોને અવગાહે છે. ઉત્કૃષ્ટ અનંત પ્રદેશી હોય છે અને અસંખ્યાત આકાશ પ્રદેશોને અવગાહે છે.

**ગૌતમ :** હે ભગવન્! વૃત્ત (વટ્ટ) સંસ્થાનના કેટલા ભેદ છે?

**મહાવીર :** હે ગૌતમ ! બે ભેદ છે. ○ ઘનવૃત્ત અને પ્રતરવૃત્ત.

પ્રતરવૃત્તના બે ભેદ ≈ ઓજપ્રદેશી અને યુગ્મ પ્રદેશી.

ઓજપ્રદેશી જઘન્ય પાંચ પ્રદેશી છે, અને પાંચ આકાશ પ્રદેશોને અવગાહે છે. ઉત્કૃષ્ટ અનંત પ્રદેશી હોય છે અને અસંખ્યાત આકાશ પ્રદેશોને અવગાહે છે.

---

એમાં જઘન્ય પ્રદેશિક દ્રવ્ય સ્વભાવથી અલ્પ હોવાથી પહેલી લાઇન નાની હોય છે. એનાથી આગળની લીટીઓ વધુ અને વધારે વધુ પ્રદેશવાળી હોવાથી એનાથી મોટી અને વધુ મોટી થતી જાય છે. એના પછી ક્રમશઃ ઘટતી જતી અંતમાં ઉત્કૃષ્ટ પ્રદેશવાળા દ્રવ્ય અત્યંત અલ્પ હોવાથી અંતિમ લીટી અત્યંત નાની હોય છે.

એ પ્રકારે તુલ્ય પ્રદેશવાળા અને બીજા પરિમંડળ દ્રવ્યોથી જવમધ્ય (જવના મધ્યમ આકારવાળું) ક્ષેત્ર બને છે.

જ્યાં એક જવ મધ્ય પરિમંડળ સંસ્થાન હોય છે ત્યાં બીજા પરિમંડળ સંસ્થાન કેટલાં હોય છે? એ પ્રશ્ન કર્યો છે. જેનો ઉત્તર દીધો છે કે, બીજા પરિમંડળ સંસ્થાન અનંત હોય છે. એ રીતે વૃત્ત આદિ સંસ્થાનોને માટે પણ જાણવું.

○ જે દડાની રીતે સર્વ રીતેસમપ્રમાણ છે તે ઘનવૃત્ત છે અને માંડાની રીતે ફક્ત મોટાઇ (જાડાઇ)માં ઓછો છે તે પ્રતરવૃત્ત છે.

≈ એકી સંખ્યાવાળાને ઓજપ્રદેશી કહે છે. જેમ કે ૧, ૩, ૫, ૭ ઇત્યાદિ. બેકી સંખ્યાવાળાને યુગ્મ પ્રદેશી કહે છે. જેમ કે ૨, ૪, ૬, ૮, ઇત્યાદિ.

યુગ્મપ્રદેશી જઘન્ય ૧૨ પ્રદેશી હોય છે અને ૧૨ આકાશ પ્રદેશોને અવગાહે છે. ઉત્કૃષ્ટ અનંત પ્રદેશી હોય છે, અને અસંખ્યાત આકાશ પ્રદેશોને અવગાહે છે.

ઘનવૃત્તના બે ભેદ: ઓજપ્રદેશી અને યુગ્મપ્રદેશી.

ઓજપ્રદેશી જઘન્ય ૭ પ્રદેશી હોય છે અને ૭ આકાશ પ્રદેશોને અવગાહે છે. ઉત્કૃષ્ટ અનંત પ્રદેશી હોય છે અને અસંખ્યાત આકાશ પ્રદેશોને અવગાહે છે યુગ્મપ્રદેશી જઘન્ય ૩૨ પ્રદેશી હોય છે અને ૩૨ આકાશ પ્રદેશોને અવગાહે છે. ઉત્કૃષ્ટ અનંત પ્રદેશી હોય છે. અને અસંખ્યાત આકાશ પ્રદેશોને અવગાહે છે.

**ગૌતમ :** હે ભગવન્! તંસ (ત્ર્યસ્ર) સંસ્થાનના કેટલા ભેદ છે?

**મહાવીર :** હે ગૌતમ! બે ભેદ છે. ઘન અને પ્રતર.

ઘનના બે ભેદ: ઓજપ્રદેશી અને યુગ્મપ્રદેશી. ઓજશ પ્રદેશી જઘન્ય ૩૫ પ્રદેશી હોય છે અને ૩૫ આકાશ પ્રદેશોને અવગાહે છે. ઉત્કૃષ્ટ અનંત પ્રદેશી હોય છે, અને અસંખ્યાત આકાશ પ્રદેશોને અવગાહે છે. યુગ્મ-પ્રદેશી જઘન્ય ૪ પ્રદેશી હોય છે, અને ૪ આકાશ પ્રદેશોને અવગાહે છે. ઉત્કૃષ્ટ અનંત પ્રદેશી હોય છે, અને અસંખ્યાત આકાશ પ્રદેશોને અવગાહે છે.

પ્રતરત્રંસના બે ભેદ:- ઓજ પ્રદેશી અને યુગ્મ પ્રદેશી.

ઓજ પ્રદેશી જઘન્ય ૩ પ્રદેશી હોય છે અને ૩ આકાશ પ્રદેશોને અવગાહે છે. ઉત્કૃષ્ટ અનંત પ્રદેશી હોય છે અને અસંખ્યાત આકાશ પ્રદેશોને અવગાહે છે.

યુગ્મ પ્રદેશી તંસ જઘન્ય ૬ પ્રદેશી હોય છે, અને જઘન્ય ૬ આકાશ પ્રદેશોને અવગાહે છે. ઉત્કૃષ્ટ અનંત પ્રદેશી હોય છે અને અસંખ્યાત આકાશ પ્રદેશોને અવગાહે છે.

**ગૌતમ :** હે ભગવન્! ચતુરસ્ર (ચોરસ) સંસ્થાનના કેટલા ભેદ છે?

**મહાવીર :** હે ગૌતમ ! બે ભેદ છે. ઘન અને પ્રતર ઘનના બે ભેદ ઓજ પ્રદેશી અને યુગ્મ પ્રદેશી.

ઓજ પ્રદેશી જઘન્ય ૨૭ પ્રદેશી હોય છે અને ૨૭ આકાશ પ્રદેશોને અવગાહે છે. ઉત્કૃષ્ટ અનંત પ્રદેશી હોય છે અને અસંખ્યાત આકાશ પ્રદેશોને અવગાહે છે.

યુગ્મ પ્રદેશી જઘન્ય ૮ પ્રદેશી હોય છે અને ૮ આકાશ પ્રદેશોને અવગાહે છે. ઉત્કૃષ્ટ અનંત પ્રદેશી હોય છે અને અસંખ્યાત આકાશ પ્રદેશોને અવગાહે છે.

પ્રતર ચોરસના બે ભેદ–ઓજ પ્રદેશી અને યુગ્મ પ્રદેશી.

ઓજ પ્રદેશી જઘન્ય ૯ પ્રદેશી હોય છે અને ૯ આકાશ પ્રદેશોને અવગાહે છે. ઉત્કૃષ્ટ અનંતા પ્રદેશી હોય છે. અને અસંખ્યાત આકાશ પ્રદેશોને અવગાહે છે.

યુગ્મ પ્રદેશી પ્રતર ચોરસ જઘન્ય ૪ પ્રદેશી હોય છે અને ૪ આકાશ પ્રદેશોને અવગાહે છે. ઉત્કૃષ્ટ અનંત પ્રદેશી હોય છે. અને અસંખ્યાત આકાશ પ્રદેશોને અવગાહે છે.

**ગૌતમ :** હે ભગવન્ ! આયત સંસ્થાનના કેટલા ભેદ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! ત્રણ પ્રકારના છે. ૧. શ્રેણી આયત, ૨. પ્રતર આયત, ૩. ઘન આયત.

શ્રેણી આયતના બે ભેદ–ઓજ પ્રદેશી અને યુગ્મ પ્રદેશી.

ઓજ પ્રદેશી જઘન્ય ૩ પ્રદેશી હોય છે અને ૩ આકાશ પ્રદેશોને અવગાહે છે. ઉત્કૃષ્ટ અનંત પ્રદેશી હોય છે અને અસંખ્યાત આકાશ પ્રદેશોને અવગાહે છે.

યુગ્મ પ્રદેશી જઘન્ય બે પ્રદેશી હોય છે અને બે આકાશ પ્રદેશને અવગાહે છે. ઉત્કૃષ્ટ અનંત પ્રદેશી હોય છે અને અસંખ્યાત આકાશ પ્રદેશને અવગાહે છે.

પ્રતર આયાતના બે ભેદ-ઓજ પ્રદેશી અને યુગ્મ પ્રદેશી.

ઓજ પ્રદેશી જઘન્ય ૧૫ પ્રદેશી હોય છે અને ૧૫ આકાશ પ્રદેશોને અવગાહે છે. ઉત્કૃષ્ટ અનંત પ્રદેશી હોય છે અને અસંખ્યાત આકાશ પ્રદેશોને અવગાહે છે.

યુગ્મ પ્રદેશી જઘન્ય ૬ પ્રદેશી હોય છે અને ૬ આકાશ પ્રદેશોને અવગાહે છે. ઉત્કૃષ્ટ અનંત પ્રદેશી હોય છે અને અસંખ્યાત આકાશ પ્રદેશોને અવગાહે છે.

ઘન આયતના બે ભેદ-ઓજ પ્રદેશી અને યુગ્મ પ્રદેશી.

ઓજ પ્રદેશી જઘન્ય ૪૫ પ્રદેશી હોય છે અને ૪૫ આકાશ પ્રદેશોને અવગાહે છે. ઉત્કૃષ્ટ અનંત પ્રદેશી હોય છે અને અસંખ્યાત આકાશ પ્રદેશોને અવગાહે છે.

યુગ્મ પ્રદેશી જઘન્ય ૧૨ પ્રદેશી હોય છે અને ૧૨ આકાશ પ્રદેશોને અવગાહે છે. ઉત્કૃષ્ટ અનંત પ્રદેશી હોય છે. અને અસંખ્યાત આકાશ પ્રદેશોને અવગાહે છે.

---

(**નોંધઃ**- સંસ્થાનના જઘન્ય ભેદોના આકાર પરિશિષ્ટમાં આવેલ છે.)



# પરિશિષ્ટ

સંસ્થાનના જઘન્ય ભેદેના આકાર નીચે લખ્યા મુજબ છેઃ-

ઘન પરિમંડળ સંસ્થાન




પ્રતર પરિમંડળ સંસ્થાન




ઓજ પ્રદેશી પ્રતરવૃત્ત સંસ્થાન



૫

યુગ્મ પ્રદેશી પ્રતરવૃત્ત સંસ્થાન



૧૨

ઓજ પ્રદેશી ઘનવૃત્ત સંસ્થાન



૭

યુગ્મ પ્રદેશી ઘનવૃત્ત સંસ્થાન



૩૨

ઘન ત્ર્યંસ્ર સંસ્થાન ઓજ પ્રદેશી



૩૫

ઘન ત્ર્યંસ્ર સંસ્થાન યુગ્મ પ્રદેશી



૪

પ્રતર ત્ર્યસ્ર સંસ્થાન ઓજ પ્રદેશી



૩

પ્રતર ત્ર્યસ્ર સંસ્થાન યુગ્મ પ્રદેશી



૬

ઘન ચતુરસ્ત્ર સંસ્થાન ઓજ પ્રદેશી

| ૩ | ૩ | ૩ |
|---|---|---|
| ૩ | ૩ | ૩ |
| ૩ | ૩ | ૩ |

૨૭

ઘન ચતુરસ્ત્ર સંસ્થાન યુગ્મ પ્રદેશી

| ૨ | ૨ |
|---|---|
| ૨ | ૨ |

૮

પ્રતર ચતુરસ્ત્ર સંસ્થાન ઓજ પ્રદેશી

| ૧ | ૧ | ૧ |
|---|---|---|
| ૧ | ૧ | ૧ |
| ૧ | ૧ | ૧ |

૯

પ્રતર ચતુરસ્ત્ર સંસ્થાન યુગ્મ પ્રદેશી

| ૧ | ૧ |
|---|---|
| ૧ | ૧ |

૪

શ્રેણી આયત સંસ્થાન ઓજ પ્રદેશી

| ૧ | ૧ | ૧ |
|---|---|---|

૩

શ્રેણી આયત સંસ્થાન યુગ્મ પ્રદેશી

| ૧ | ૧ |
|---|---|

૨

પ્રતર આયત સંસ્થાન ઓજ પ્રદેશી

| ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૧ | ૧ | ૧ | ૧ | ૧ |

૧૫

પ્રતર આયત સંસ્થાન યુગ્મ પ્રદેશી

| ૧ | ૧ | ૧ |
|---|---|---|
| ૧ | ૧ | ૧ |

૬

ઘન આયત સંસ્થાન ઓજ પ્રદેશી

| ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
|---|---|---|---|---|
| ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| ૩ | ૩ | ૩ | ૩ | ૩ |

૪૫

ઘન આયત સંસ્થાન યુગ્મ પ્રદેશી

| ૨ | ૨ | ૨ |
|---|---|---|
| ૨ | ૨ | ૨ |

૧૨

## સંસ્થાનના કૃત યુગ્મ

**ગૌતમ :** હે ભગવન્! એક પરિમંડળ સંસ્થાન દ્રવ્યની અપેક્ષાએ ○ કૃતયુગ્મ છે, ત્ર્યોજ છે, દ્વાપર યુગ્મ છે કે કલ્યોજ છે?

**મહાવીર :** હે ગૌતમ! તે કૃતયુગ્મ, ત્ર્યોજ, દ્વાપર યુગ્મ નથી, પરંતુ કલ્યોજ છે.

એ પ્રકારે વૃત્ત આદિ ચારે સંસ્થાનોનું કહેવું.

**ગૌતમ :** હે ભગવન્! બહુ પરિમંડળ સંસ્થાન દ્રવ્યરૂપથી કૃતયુગ્મ છે, ત્ર્યોજ છે, દ્વાપર યુગ્મ છે કે કલ્યોજ છે?

**મહાવીર :** હે ગૌતમ! સર્વ સમુદાયરૂપથી (સમુચ્ચયથી–ઓઘાદેશથી) કદાચ કૃતયુગ્મ છે, કદાચ ત્ર્યોજ છે, કદાચ દ્વાપર યુગ્મ છે અને કદાચ કલ્યોજ છે.

એ રીતે વૃત્ત આદિ ચારે સંસ્થાનો કહેવાં.

**ગૌતમ :** હે ભગવન્! એક પરિમંડળ સંસ્થાન પ્રદેશની અપેક્ષાએ કૃતયુગ્મ છે, યાવત્ કલ્યોજ છે?

**મહાવીર :** હે ગૌતમ! કદાચ કૃતયુગ્મ કદાચ ત્ર્યોજ, કદાચ દ્વાપર યુગ્મ કદાચ કલ્યોજ છે.

---

○ પરિમંડળ સંસ્થાન દ્રવ્યરૂપથી એક છે. એક વસ્તુના ચાર ચારથી ભાગ થતા નથી. એટલે એક બાકી રહે છે. માટે તે કલ્યોજરૂપ છે. એ રીતે વૃત્ત આદિ સંસ્થાનોને માટે પણ જાણવું.

જ્યારે બહુવચન આશ્રી પરિમંડળ સંસ્થાનના વિચાર કરાય ત્યારે એમાં ચાર ચારના ભાગ કરતાં (ચાર ચારનો ભાગ દેતાં) કોઇ સમયે કોઇ પણ બાકી બચતો નથી ત્યારે તે કદાચ કૃતયુગ્મ હોય છે. કયારેક ત્રણ બાકી બચે ત્યારે તે કદાચ ત્ર્યોજ હોય છે. કયારેક બે બાકી બચે છે ત્યારે તે કદાચ દ્વાપર યુગ્મ હોય છે અને કયારેક એક બાકી બચે ત્યારે તે કદાચ કલ્યોજરૂપ હોય છે.

જ્યારે વિશિષ્ટ દષ્ટિથી એક એક સંસ્થાનના વિચાર કરાય ત્યારે ચારના ભાગ ન થવાથી એક બાકી રહે છે એટલે કલ્યોજ રૂપ હોય છે.

એ રીતે એકવચનની અપેક્ષાએ બાકી વૃત્ત આદિ ચારે સંસ્થાનોનાં કહેવાં. બહુવચનની અપેક્ષાએ બે ભેદ છે. સમુચ્ચય અને વિધાનં દેશ.

સમુચ્ચયથી કદાચ કૃતયુગ્મ, કદાચ ત્ર્યોજ, કદાચ દ્વાપર યુગ્મ, કદાચ કલ્યોજ છે.

વિધાના દેશથી કૃતયુગ્મ હોય છે, ત્ર્યોજ હોય છે, દ્વાપર યુગ્મ હોય છે, કલ્યોજ પણ હોય છે.

એ રીતે વૃત્ત આદિ ચારે સંસ્થાન કહેવાં.

**ગૌતમ :** હે ભગવન્! એક પરિમંડળ સંસ્થાનને ક્ષેત્રની અપેક્ષાએ કૃતયુગ્મ પ્રદેશ અવગાહે છે યાવત્ કલ્યોજ પ્રદેશ અવગાહે છે?

**મહાવીર :** હે ગૌતમ! કૃતયુગ્મ પ્રદેશોને અવગાહે છે. પરંતુ ત્ર્યોજ, દ્વાપર યુગ્મ અને કલ્યોજ પ્રદેશોને અવગાહતા નથી.

**ગૌતમ :** હે ભગવન્! એક વૃત્ત સંસ્થાનને ક્ષેત્રની અપેક્ષાએ કૃતયુગ્મ પ્રદેશ અવગાહે છે યાવત્ કલ્યોજ પ્રદેશ અવગાહે છે?

**મહાવીર :** હે ગૌતમ! કદાચ કૃતયુગ્મ, કદાચ ત્ર્યોજ, કદાચ કલ્યોજ પ્રદેશોને અવગાહે છે, પરંતુ દ્વાપરયુગ્મ પ્રદેશોને અવગાહતા નથી.

**ગૌતમ :** હે ભગવન્! એક, ત્ર્યસ સંસ્થાનને ક્ષેત્રની અપેક્ષાએ કૃતયુગ્મ પ્રદેશ અવગાહે છે યાવત્ કલ્યોજ પ્રદેશ અવગાહે છે?

**મહાવીર :** હે ગૌતમ! કદાચ કૃતયુગ્મ કદાચ ત્ર્યોજ, કદાચ દ્વાપર યુગ્મ પ્રદેશોને અવગાહે છે. પરંતુ કલ્યોજ પ્રદેશોને અવગાહતા નથી.

**ગૌતમ :** હે ભગવન્! એક ચોરસ સંસ્થાનને ક્ષેત્રની અપેક્ષાએ કૃતયુગ્મ યાવત્ કલ્યોજ પ્રદેશ અવગાહે છે?

**મહાવીર :** હે ગૌતમ! જેમ વૃત્તસંસ્થાનનું કહ્યું એ પ્રકારે ચોરસ સંસ્થાનનું કહેવું.

**ગૌતમ** : હે ભગવન્ ! એક આયત સંસ્થાનને ક્ષેત્રની અપેક્ષાએ કૃતયુગ્મ યાવત્ કલ્યોજ પ્રદેશ અવગાહે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! કદાચ કૃતયુગ્મ યાવત્ કદાચ કલ્યોજ પ્રદેશ અવગાહે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! બહુ પરિમંડળ સંસ્થાનોને ક્ષેત્રની અપેક્ષાએ કૃતયુગ્મ યાવત્ કલ્યોજ આકાશ પ્રદેશ અવગાહે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! એના બે ભેદ છે. સમુચ્ચય આદેશ અને વિધાનાદેશ.

સમુચ્ચય આદેશની અપેક્ષાએ કૃતયુગ્મ આકાશ પ્રદેશ અવગાહે છે, બાકીના ત્રણ અવગાહતા નથી.

વિધાના દેશની અપેક્ષાએ બહુ કૃતયુગ્મ આકાશ પ્રદેશ અવગાહે છે, બાકીના ત્રણ અવગાહતા નથી.

એ પ્રકારે વૃત્તસંસ્થાનના પણ બે ભેદ છે:– સમુચ્ચય આદેશ અને વિધાના દેશ.

સમુચ્ચય આદેશથી કૃતયુગ્મ પ્રદેશ અવગાહે છે, બાકીના ત્રણ અવગાહતા નથી.

વિધાના દેશની અપેક્ષાએ કૃતયુગ્મ પ્રદેશ, ત્ર્યોજ પ્રદેશ, કલ્યોજ પ્રદેશ પણ અવગાહે છે, પરંતુ દ્વાપર યુગ્મ પ્રદેશ અવગાહતા નથી.

ત્ર્યંસ સંસ્થાનના પણ બે ભેદ છે :– સમુચ્ચય આદેશ અને વિધાનાદેશ. સમુચ્ચય આદેશની અપેક્ષાએ કૃતયુગ્મ પ્રદેશ અવગાહે છે, બાકીના ત્રણ અવગાહતા નથી. વિધાનાદેશની અપેક્ષાએ કૃતયુગ્મ પ્રદેશ, ત્ર્યોજ પ્રદેશ, દ્વાગર યુગ્મ પ્રદેશ પણ અવગાહે છે, પરંતુ કલ્યોજ અવગાહતા નથી. એ પ્રકારે ચોરસ સંસ્થાનના પણ કહેવા.

આયત સંસ્થાનના બે ભેદ છે. સમુચ્ચય આદેશ અને વિધાનાદેશ. સમુચ્ચય–આદેશની અપેક્ષાએ કૃતયુગ્મ પ્રદેશ અવગાહે છે, બાકીના ત્રણ

અવગાહતા નથી. વિધાનાદેશની અપેક્ષાએ કૃતયુગ્મ પ્રદેશ, ત્ર્યોજ પ્રદેશ, દ્વાપરયુગ્મ પ્રદેશ અને કલ્યોજ પ્રદેશ પણ અવગાહે છે.

**ગૌતમ**. હે ભગવન્! એકવચનની અપેક્ષાએ પરિમંડળ સંસ્થાન કૃતયુગ્મ સમયની સ્થિતિવાળા છે? ત્ર્યોજ સમયની સ્થિતિવાળા છે? દ્વાપર યુગ્મ સમયની સ્થિતિવાળા છે? કલ્યોજ સમયની સ્થિતિવાળા છે?

**મહાવીર**: હે ગૌતમ! કદાચ કૃતયુગ્મ સમયની સ્થિતિવાળા છે. યાવત્ કદાચ કલ્યોજ સમયની સ્થિતિવાળા છે.

એ રીતે વૃત્ત આદિ બાકીનાં ચાર સંસ્થાન કહેવાં.

**ગૌતમ**: હે ભગવન્! બહુવચનની અપેક્ષાએ પરિમંડળ સંસ્થાન કૃતયુગ્મ સમયની સ્થિતિવાળા છે યાવત્ કલ્યોજ સમયની સ્થિતિવાળા છે?

**મહાવીર**: હે ગૌતમ! બહુવચન પરિમંડળ સંસ્થાનના બે ભેદ છે. સમુચ્ચય આદેશ અને વિધાનાદેશ. સમુચ્ચય આદેશની અપેક્ષાએ કદાચ કૃતયુગ્મ સમયની સ્થિતિના છે. યાવત્ કદાચ કલ્યોજ સમયની સ્થિતિના છે. વિધાનાદેશની અપેક્ષાએ કૃતયુગ્મ સમયની સ્થિતિવાળા છે યાવત્ કલ્યોજ સમયની સ્થિતિવાળા છે.

એ રીતે વૃત્ત આદિ ચારે સંસ્થાનોનાં પણ કહેવાં.

**ગૌતમ**: હે ભગવન્! એકવચનથી પરિમંડળ સંસ્થાન કાળા વર્ણની પર્યાયોની અપેક્ષાએ કૃતયુગ્મ યાવત્ કલ્યોજ છે?

**મહાવીર**: હે ગૌતમ! કદાચ કૃતયુગ્મ યાવત્ કદાચ કલ્યોજ છે. જે રીતે સ્થિતિના કહ્યા એ પ્રકારે કહેવા. એ પ્રકારે વીસ વર્ણાદિક (૫ વર્ણ, ૨ ગંધ ૫ રસ, ૮ સ્પર્શ=૨૦) ના કહેવા.

બહુવચનથી પરિમંડળ સંસ્થાનના કાળા વર્ણની અપેક્ષાએ બે ભેદ છે. સમુચ્ચય આદેશ અને વિધાનાદેશ.

સમુચ્ચય આદેશની અપેક્ષાએ કદાચ કૃતયુગ્મ યાવત્ કલ્યોજ છે.

વિધાના દેશની અપેક્ષાએ કૃતયુગ્મ પણ છે, યાવત્ કલ્યોજ પણ છે. એ રીતે વર્ણાદિ ૨૦ બોલોના કહેવા.

---

## આકાશ પ્રદેશની શ્રેણી

**ગૌતમ** : હે ભગવન્ ! આકાશ પ્રદેશની શ્રેણીઓ દ્રવ્યની અપેક્ષાએ સંખ્યાત, અસંખ્યાત કે અનંત છે ?

**મહાવીર** : હે ગૌતમ ! સંખ્યાત નથી, અસંખ્યાત નથી, પરંતુ અનંત છે. એ રીતે પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ઊંચી, નીચી છએ દિશાઓનું કહેવું.

**ગૌતમ** : હે ભગવન્ ! લોકાકાશની શ્રેણીઓ દ્રવ્યની અપેક્ષાએ સંખ્યાત, અસંખ્યાત કે અનંત છે ?

**મહાવીર** : હે ગૌતમ ! અસંખ્યાત છે. એ રીતે છએ દિશાની લોકાકાશ શ્રેણી કહેવી.

**ગૌતમ** : હે ભગવન્ ! અલોકાકાશની શ્રેણીઓ દ્રવ્યની અપેક્ષાએ સંખ્યાત, અસંખ્યાત કે અનંત છે ?

**મહાવીર** : હે ગૌતમ ! અનંત છે. સંખ્યાત અસંખ્યાત નથી. એ રીતે છ દિશાનું કહેવું.

**ગૌતમ** : હે ભગવન્ ! આકાશ પ્રદેશની શ્રેણીઓ પ્રદેશની અપેક્ષાએ સંખ્યાત, અસંખ્યાત કે અનંત છે ?

**મહાવીર** : હે ગૌતમ ! અનંત છે. એ રીતે છએ દિશાનું કહેવું.

**ગૌતમ** : હે ભગવન્ લોકાકાશની શ્રેણીઓ પ્રદેશની અપેક્ષાએ સંખ્યાત, અસંખ્યાત કે અનંત છે ?

**મહાવીર :** હે ગૌતમ ! @ કદાચ્ સંખ્યાત, કદાચ અસંખ્યાત છે, પરંતુ અનંત નથી. એ રીતે પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ ચારે દિશાઓનું કહેવું. ઊંચી દિશા અને નીચી દિશાની શ્રેણીઓ સંખ્યાત□ નથી, અસંખ્યાત છે અને અનંત નથી.

**ગૌતમ :** હે ભગવન્ ! અલોકાકાશની શ્રેણીઓ પ્રદેશની અપેક્ષાએ સંખ્યાત, અસંખ્યાત કે અનંત છે ?

**મહાવીર :** હે ગૌતમ ! કદાચ સંખ્યાત, કદાચ અસંખ્યાત, કદાચ અનંત છે.

એ રીતે ઊંચી દિશા અને નીચી દિશાનું પણ કહેવું. પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ દિશામાં શ્રેણીઓ સંખ્યાત નથી. અસંખ્યાત નથી પરંતુ અનંત છે.

**ગૌતમ :** હે ભગવન્ ! શ્રેણીઓ સાદિ સાંત છે, સાદિ અનંત છે, અનાદિ સાંત છે કે અનાદિ અનંત છે ?

**મહાવીર :** હે ગૌતમ ! શ્રેણીઓ અનાદિ અનંત છે. એ રીતે છએ દિશાનું કહેવું. લોકની શ્રેણીઓમાં એક ભાંગો લાભે છે—સાદિ સાંત એ રીતે છએ દિશાનું કહેવું. અલોકાકાશની શ્રેણીઓમાં ચારે ભાંગા

---

@ લોકાકાશની શ્રેણીઓ પ્રદેશની અપેક્ષાએ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ સંખ્યાત કઈ રીતે હોય છે ? આ વિષયમા ચૂર્ણિકાર અને પ્રાચીન ટીકાકાર આ પ્રકારે સમાધાન કરે છે : ચૂર્ણિકાર કહે છે કે, લોકનો ગોળ દાંતો જે અલોકમાં ગયો છે એની શ્રેણીઓ સંખ્યાન પ્રદેશરૂપ છે અને બાકીની શ્રેણીઓ અસંખ્યાત પ્રદેશરૂપ છે.

પ્રાચીન ટીકાકાર કહે છે કે, લોકાકાશ ગોળ હોવાથી અંતમાં રહેનાવાળી શ્રેણીઓ સખ્યાત પ્રદેશરૂપ છે

□ ઉર્ધ્વલોકથી અધોલોક સુધી લોકાકાશની લાંબી શ્રેણી અસંખ્યાત પ્રદેશની છે. પરંતુ સખ્યાત પ્રદેશની કે અનંત પ્રદેશની નથી. આ સૂત્રના કથનથી એ પણ જ્ઞાત થાય છે કે, અધોલોકના ખૂણેથી બ્રહ્મલોકના તિર્ચ્છા પ્રાંત સુધી જે શ્રેણી નીકળી છે તે પણ અસંખ્યાત પ્રદેશની છે, પરંતુ સંખ્યાન પ્રદેશની કે અનંત પ્રદેશની નથી.

લાભે. એ રીતે ઊંચી દિશા અને નીચી દિશાનું પણ કહેવું. પૂર્વાદિ ચાર દિશાઓમાં ૩ ભાંગા લાભે છે. પહેલો સાદિ સાંત ભાંગો લાભે નહિ.

**ગૌતમ** : હે ભગવન્! શ્રેણીઓ દ્રવ્યની અપેક્ષાએ કૃતયુગ્મ છે યાવત્ કલ્યોજ છે?

**મહાવીર** : હે ગૌતમ! કૃતયુગ્મ છે, બાકીના ત્રણ લાભે નહિ. એ રીતે છએ દિશાનું કહેવું. એ રીતે લોકાકાશ અને અલોકાકાશની શ્રેણીઓનું પણ કહેવું.

**ગૌતમ** : હે ભગવન્! શ્રેણીઓ પ્રદેશની અપેક્ષાએ કૃતયુગ્મ છે યાવત્ કલ્યોજ છે?

**મહાવીર** : હે ગૌતમ! કૃતયુગ્મ છે. બાકીના ત્રણ લાભે નહિ. લોકાકાશની શ્રેણીઓમાં સમુચ્ચયમાં ચાર દિશામાં કદાચ કૃતયુગ્મ, કદાચ દ્વાપર યુગ્મ છે. બાકીના બે ભાંગા લાભે નહિ. ઊંચી દિશા અને નીચી દિશામાં કૃતયુગ્મ છે. શેષ ત્રણ ભાંગા લાભે નહિ. અલોકાકાશની શ્રેણીઓમાં સમુચ્ચયમાં અને ચારે દિશામાં કૃતયુગ્મ આદિ ચારે ભાંગા લાભે છે. ઊંચી દિશા અને નીચી દિશામાં ત્રણ ભાંગા લાભે છે. એક કલ્યોજ લાભે નહિ.

**ગૌતમ** : હે ભગવન્! શ્રેણીઓ @ કેટલી છે?

**મહાવીર** : હે ગૌતમ! શ્રેણીઓ સાત છે. (૧) ઋજ્વાયતા (૨) એકતોવક્રા (૩) ઊભયતોવક્રા (૪) એકતઃ ખા (૫) ઊભયતઃ ખા (૬) ચક્રવાલ (૭) અર્દ્ધચક્રવાલ.

**ગૌતમ** : હે ભગવન્! પરમાણુ આદિની અનુશ્રેણી (શ્રેણીની અનુસાર) ગતિ થાય છે કે વિશ્રેણી (શ્રેણીની પ્રતિકૂળ) ગતિ થાય છે?

**મહાવીર** : ગૌતમ! શ્રેણીની અનુસાર ગતિ થાય છે, શ્રેણીની પ્રતિકૂળ ગતિ થતી નથી. પરમાણુથી લઈને અનંત પ્રદેશી સ્કંધ સુધી

---

@ શ્રેણી—જ્યા જીવ અને પુદ્ગલોની ગતિ હોય છે, એ આકાશ પ્રદેશોની પંક્તિને શ્રેણી કહે છે. વિશેષ આગળના પાનામાં જુઓ.

અજીવ સંબંધી ૧૩ બોલ અને ચૌવીસ દંડક એ ૩૭ બોલોની શ્રેણીની અનુસાર ગતિ થાય છે. પરંતુ શ્રેણીની પ્રતિકૂળ ગતિ થતી નથી.

---

(૧) ઋજ્વાયતા—જે શ્રેણી દ્વારા જીવ અને પુદ્ગલ સીધી ગતિ કરે છે એને ઋજ્વાયતા કહે છે.

(૨) એકતોવક્રા—જે શ્રેણી દ્વારા સીધા જઈને ફરી વક્રગતિ કરે છે અર્થાત્ બીજી શ્રેણીમાં પ્રવેશ કરે છે. એને એકતોવક્રા કહે છે.

(૩) ઉભય તો વક્રા—પહેલાં સીધા જઈ પછી બે વાર વક્રગતિ કરે છે. અર્થાત્ બે વાર બીજી શ્રેણીમાં પ્રવેશ કરે છે એને ઉભયતોવક્રા કહે છે. એ શ્રેણી ઉર્ધ્વલોકની અગ્નિદિશાથી અધોલોકની વાયવ્ય દિશામા જે ઉત્પન્ન થાય છે તે કરે છે પહેલા સમયમા અગ્નિદિશાથી તિર્ચ્છાં નૈઋર્ત્ય દિશામાં જાય છે. ત્યાંથી ત્રીજા સમયમાં નીચે વાયવ્ય દિશામા જાય છે. એ ત્રણ સમયની ગતિ ત્રસનાડીમા અથવા એના બહાર હોય છે.

(૪) એકતઃખા—જીવ અને પુદ્ગલ જે શ્રેણી દ્વારા ત્રસનાડીની ડાબે ભાગેથી ત્રસનાડીમા પ્રવેશ કરે છે અને ફરી ત્રસનાડી દ્વારા જઈને એના ડાબા ભાગમાં ઉત્પન્ન થાય છે એને એકતઃખા શ્રેણી કહે છે. કેમકે એના એક તરફ લોકનાડી (ત્રસનાડી) નો બહારનો આકાશ આવેલ છે. જો કે એ ગતિ બે, ત્રણ અને ચાર સમયની વક્રગતિવાળી હોય છે, છતાં પણ ક્ષેત્રની વિશેષતા હોવાથી એને અલગ કહેલ છે.

(૫) ઉભયતઃખા—ત્રસનાડી (લોકનાડી)ની બહાર એના ડાબા ભાગથી પ્રવેશ કરીને લોકનાડી દ્વારા જઈને ફરી એના જમણા ભાગમા ઉત્પન્ન થાય એને ઉભયતઃખા કહે છે. કેમકે એને ત્રસ નાડીનો બહારનો આકાશ પ્રદેશ ડાબી તરફ અને જમણી તરફ બન્ને તરફ સ્પર્શ કરે છે.

(૬) ચક્રવાલ—પરમાણુ આદિ જે શ્રેણી દ્વારા ગોળ ઘૂમીને ઉત્પન્ન થાય તેને ચક્રવાલ કહે છે.

(૭) અર્દ્ધચક્રવાલ—પરમાણુ આદિ જે શ્રેણી દ્વારા અડધા ગોળ ઘૂમીને ઉત્પન્ન થાય છે. એને અર્દ્ધચક્રવાલ કહે છે

એ શ્રેણીઓના આકાર આ પ્રકારે બતાવેલ છે.

ઋજુ—, એકતોવક્રા, Λ, ઉભયતો વક્રા M, એકતઃખા L, ઉભયતોખા |—|, ચક્રવાલ O, અર્દ્ધચક્રવાલ ⌒.

## દ્રવ્ય

## શ્રી ભગવતી સૂત્ર શ. ૨૫ ઉ. ૪ નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્! યુગ્મ કેટલા પ્રકારના છે?

**મહાવીર** : હે ગૌતમ! ચાર પ્રકારના છે. કૃતયુગ્મ, ત્ર્યોજ, દ્વાપર યુગ્મ, કલ્યોજ@, સમુચ્ચય જીવ, નારકી આદિ ૨૪ દંડક અને સિદ્ધ ભગવાનમાં ચાર ચાર યુગ્મ લાભે છે.

**ગૌતમ** : હે ભગવન્! દ્રવ્ય કેટલા પ્રકારનાં છે?

**મહાવીર** : હે ગૌતમ! છ પ્રકારનાં છે: (૧) ધર્માસ્તિકાય. (૨) અધર્માસ્તિકાય, (૩) આકાશાસ્તિકાય, (૪) જીવાસ્તિકાય, (૫) પુદ્ગલાસ્તિકાય, (૬) કાળ.

**ગૌતમ** : હે ભગવન્! ધર્માસ્તિકાય દ્રવ્યની અપેક્ષાએ કૃતયુગ્મ યાવત્ કલ્યોજ છે?

**મહાવીર** : હે ગૌતમ! કલ્યોજ છે. બાકીના ત્રણ નથી. એ રીતે અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય કહેવા.

**ગૌતમ** : હે ભગવન્! જીવાસ્તિકાય દ્રવ્યની અપેક્ષાએ કૃતયુગ્મ છે યાવત્ કલ્યોજ છે?

**મહાવીર** : હે ગૌતમ! કૃતયુગ્મ છે, બાકીના ત્રણ નથી.

**ગૌતમ** : હે ભગવન્! પુદ્ગલાસ્તિકાય દ્રવ્યની અપેક્ષાએ કૃતયુગ્મ છે યાવત્ કલ્યોજ છે?

**મહાવીર** : હે ગૌતમ! કદાચ કૃતયુગ્મ છે, કદાચ દ્વાપરયુગ્મ છે, કદાચ ત્ર્યોજ છે, કદાચ કલ્યોજ છે.

---

@ ૧૮મા શતકના ચોથા ઉદ્દેશામાં ચાર યુગ્મનો અધિકાર કહ્યો છે એની અનુસાર અહીં પણ કહેવું. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ એ ચારમાં જેટલા યુગ્મ લાભે છે એટલા એટલા કહેવા.

**ગૌતમ :** હે ભગવન્! કાળ દ્રવ્યની અપેક્ષાએ કૃતયુગ્મ છે યાવત્ કલ્યોજ છે?

**મહાવીર :** હે ગૌતમ! કૃતયુગ્મ છે, બાકીના ત્રણ નથી.

**ગૌતમ :** હે ભગવન્! ધર્માસ્તિકાય પ્રદેશની અપેક્ષાએ કૃતયુગ્મ છે યાવત્ કલ્યોજ છે?

**મહાવીર :** હે ગૌતમ! કૃતયુગ્મ છે. બાકીના ત્રણ નથી.

એ રીતે બાકી પાંચે દ્રવ્ય કહેવાં.

**ગૌતમ :** હે ભગવન્! ધર્માસ્તિકાય આદિ છએ દ્રવ્ય, દ્રવ્યની અપેક્ષાએ કોણ કોનાથી ઓછાં વધુ છે?

**મહાવીર :** હે ગૌતમ! (૧) દ્રવ્યરૂપથી સર્વથી થોડા ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય આપસમાં સરખા, (૨) એનાથી જીવાસ્તિકાય અનંતગુણા, (૩) એનાથી પુદ્ગલાસ્તિકાય અનંતગુણા, (૪) એનાથી કાળ અનંતગુણા.

**ગૌતમ :** હે ભગવન્! ધર્માસ્તિકાય આદિ છ દ્રવ્યોમાં પ્રદેશની અપેક્ષાએ કોણ કોનાથી ઓછાં વધુ છે?

**મહાવીર :** હે ગૌતમ! પ્રદેશરૂપથી સર્વથી થોડા ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય પરસ્પર સરખા. એનાથી જીવાસ્તિકાય પ્રદેશરૂપથી અનંત ગુણા, એનાથી પુદ્ગલાસ્તિકાય પ્રદેશરૂપથી અનંતગુણા.

દ્રવ્યરૂપથી અને પ્રદેશરૂપથી, બે બે બોલોના અલ્પબહુત્વ :–

(૧) સર્વથી થોડા ધર્માસ્તિકાય દ્રવ્યરૂપથી એનાથી પ્રદેશ અસંખ્યાતગુણા.
(૨) સર્વથી થોડા અધર્માસ્તિકાય દ્રવ્યરૂપથી, એનાથી પ્રદેશ અસંખ્યાતગુણા.
(૩) સર્વથી થોડા આકાશાસ્તિકાય દ્રવ્યરૂપથી, એનાથી પ્રદેશ અનંતગુણા.
(૪) સર્વથી થોડા જીવાસ્તિકાયના દ્રવ્ય, એનાથી પ્રદેશ અસંખ્યાતગુણા.
(૫) સર્વથી થોડા પુદ્ગલાસ્તિકાયના દ્રવ્ય, એનાથી પ્રદેશ અસંખ્યાતગુણા.
(૬) કાળના પ્રદેશ નહિ હોવાથી પરસ્પર અલ્પબહુત્વ બનતો નથી.

છએ દ્રવ્યોના ૧૨ બોલોની સાથે અલ્પબહુત્વ :-

(૧) સર્વથી થોડા ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય આકાશાસ્તિકાયના દ્રવ્ય પરસ્પરમાં સરખા.

(૨) એનાથી ધર્માસ્તિકાય અધર્માસ્તિકાયના પ્રદેશ પરસ્પરમાં સમાન અસંખ્યાતગુણા.

(૩) એનાથી જીવાસ્તિકાયના દ્રવ્ય અનંતગુણા.
(૪) એનાથી જીવાસ્તિકાયના પ્રદેશ અસંખ્યાતગુણા.
(૫) એનાથી પુદ્ગલાસ્તિકાયના દ્રવ્ય અનંતગુણા.
(૬) એનાથી પુદ્ગલાસ્તિકાયના પ્રદેશ અસંખ્યાતગુણા.
(૭) એનાથી કાળના દ્રવ્ય અપ્રદેશરૂપથી અનંતગુણા.
(૮) એનાથી આકાશાસ્તિકાયના પ્રદેશ અનંતગુણા.

(૧) સર્વથી થોડા જીવ, (૨) એનાથી પુદ્ગલ અનંતગુણા (૩) એનાથી કાળ અનંતાગુણા, (૪) એનાથી સર્વ દ્રવ્ય વિશેષાધિક (૫) એનાથી સર્વ પ્રદેશ અનંતગુણા, (૬) એનાથી સર્વ પર્યાય અનંતગુણા.

**ગૌતમ** : હે ભગવન્! ધર્માસ્તિકાય શું આશ્રિત (અવગાઢ) છે કે અનાશ્રિત (અનાવગાઢ) છે?

**મહાવીર** : હે ગૌતમ! આશ્રિત છે, અનાશ્રિત નથી.

**ગૌતમ** : હે ભગવન્! તે આશ્રિત છે તો સંખ્યાત પ્રદેશમાં આશ્રિત છે કે અસંખ્યાત પ્રદેશમાં આશ્રિત છે કે અનંત પ્રદેશમાં આશ્રિત છે?

**મહાવીર** : હે ગૌતમ! લોકાકાશના સંખ્યાત કે અનંત પ્રદેશમાં આશ્રિત નથી, પરંતુ અસંખ્યાત પ્રદેશમાં આશ્રિત છે.

**ગૌતમ** : હે ભગવન્! અસંખ્યાત પ્રદેશમાં આશ્રિત છે તો કૃતયુગ્મ પ્રદેશોમાં આશ્રિત છે યાવત્ કલ્યોજ પ્રદેશોમાં આશ્રિત છે?

**મહાવીર** : હે ગૌતમ! કૃતયુગ્મ પ્રદેશોમાં આશ્રિત છે. ત્ર્યોજ, દ્વાપર યુગ્મ, કલ્યોજ પ્રદેશોમાં આશ્રિત નથી. જે રીતે ધર્માસ્તિકાયના

કહ્યા એ રીતે બાકીના અધર્માસ્તિકાય આદિ ૫ દ્રવ્ય, ૭ નારકી, ૧૨ દેવલોક, ૯ ગ્રૈવેયક, ૫ અનુત્તર વિમાન, ૧ ઇષત્પ્રાગ્ભારા (સિદ્ધશિલા) પૃથ્વીના કહેવા.

૨૫ સૂત્ર યુગ્મોના પ્રશ્નોત્તરના, ૬ સૂત્ર દ્રવ્યના પ્રકારના, ૬ સૂત્ર દ્રવ્યાર્થના, ૬ સૂત્ર પ્રદેશાર્થના ૬ સૂત્ર દ્રવ્યાર્થની અલ્પબહુત્વના, ૬ સૂત્ર પ્રદેશાર્થની અલ્પબહુત્વના, ૧૨ સૂત્ર બે બે બોલોની અલ્પ-બહુત્વના, ૧૨ સૂત્ર દ્રવ્ય પ્રદેશની સાથે અલ્પબહુત્વના, ૪૦ સૂત્ર ધર્માસ્તિકાય આદિના આશ્રિત અનાશ્રિતના એ કુલ ૧૧૯ (૨૫+૬+૬+૬ +૬+૬+૧૨+૧૨+૪૦=૧૧૯) સૂત્ર થયાં.

## જીવના કૃતયુગ્મો

**ગૌતમ :** હે ભગવન્ ! એક જીવ દ્રવ્યાર્થ રૂપથી ( દ્રવ્યની અપેક્ષાથી ) કૃતયુગ્મ છે, ત્ર્યોજ છે, દ્વાપરયુગ્મ છે, કલ્યોજ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! કલ્યોજ છે[1]. કૃતયુગ્મ, ત્ર્યોજ, દ્વાપરયુગ્મ નથી.

એ રીતે ૨૪ દંડક અને સિદ્ધ ભગવાન કહેવા.

**ગૌતમ :** હે ભગવન્ ! બહુજીવ દ્રવ્યની અપેક્ષાએ કૃતયુગ્મ છે યાવત્ કલ્યોજ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! બહુવચન અપેક્ષાએ બે ભેદ છે– સામાન્ય (ઓઘાદેશ) અને વિધાનાદેશ (વિહાણા દેશ).

સામાન્યની અપેક્ષાએ કૃતયુગ્મ છે. ત્ર્યોજ, દ્વાપરયુગ્મ, કલ્યોજ નથી.

વિધાના દેશની અપેક્ષાએ કલ્યોજ છે. કૃતયુગ્મ, ત્ર્યોજ, દ્વાપર-યુગ્મ નથી.

---

[1] જીવ દ્રવ્યરૂપથી એક વ્યક્તિ છે, એ માટે માત્ર કલ્યોજરૂપ હોય છે. બહુજીવ દ્રવ્યરૂપથી અનંત છે, એ માટે સામાન્યરૂપથી તે કૃતયુગ્મ હોય છે.

નારકી આદિ ૨૪ દંડક અને સિદ્ધ ભગવાન સામાન્યની અપેક્ષાએ કદાચ કૃતયુગ્મ, કદાચ ત્ર્યોજ, કદાચ દ્વાપરયુગ્મ, કદાચ કલ્યોજ છે. વિધાનાદેશની અપેક્ષાએ કલ્યોજ છે. કૃતયુગ્મ, ત્ર્યોજ, દ્વાપરયુગ્મ નથી.

**ગૌતમ :** હે ભગવન્! એક જીવપ્રદેશની અપેક્ષાએ કૃતયુગ્મ છે યાવત્ કલ્યોજ છે?

**મહાવીર :** હે ગૌતમ! પ્રદેશ બે પ્રકારના છે. જીવપ્રદેશ અને શરીરપ્રદેશ. જીવપ્રદેશની અપેક્ષાએ કૃતયુગ્મ છે, બાકીના ત્રણ નથી. શરીર પ્રદેશની અપેક્ષાએ કદાચ કૃતયુગ્મ, કદાચ ત્ર્યોજ, કદાચ દ્વાપરયુગ્મ, કદાચ કલ્યોજ છે.

એ રીતે નારકી આદિ ૨૪ દંડક કહેવા.

સિદ્ધ ભગવાન એક જીવની અપેક્ષાએ જીવપ્રદેશ અપેક્ષાએ કૃતયુગ્મ છે. બાકીના ત્રણ નથી. સિદ્ધ ભગવાનને શરીર નથી એ માટે શરીર પ્રદેશ પણ નથી.

**ગૌતમ :** હે ભગવન્! બહુજીવ પ્રદેશોની અપેક્ષાએ કૃતયુગ્મ છે, યાવત્ કલ્યોજ છે?

**મહાવીર :** હે ગૌતમ! પ્રદેશ બે પ્રકારના છે–જીવ પ્રદેશ અને શરીર પ્રદેશ.

જીવપ્રદેશના બે ભેદ છે ઓઘાદેશ (સામાન્ય) અને વિધાનાદેશ.

ઓઘાદેશ (સામાન્ય)ની અપ્રક્ષાએ કૃતયુગ્મ છે, બાકીના ત્રણ નથી. શરીરપ્રદેશના પણ બે ભેદ છે. ઓઘાદેશ (સામાન્ય) અને વિધાનાદેશ. ઓઘાદેશ (સામાન્ય)ની અપેક્ષાએ કદાચ કૃતયુગ્મ, કદાચ ત્ર્યોજ, કદાચ દ્વાપરયુગ્મ, કદાચ કલ્યોજ છે.

વિધાનાદેશની અપેક્ષાએ કૃતયુગ્મ પણ છે, ત્ર્યોજ પણ છે, દ્વાપરયુગ્મ પણ છે, કલ્યોજ પણ છે. આ રીતે ૨૪ દંડક કહેવા.

બહુ સિદ્ધ ભગવાનમાં જીવપ્રદેશના બે ભેદ છે. ઓઘાદેશ અને વિધાનાદેશ.

ઓઘાદેશ (સામાન્ય)ની અપેક્ષાએ કૃતયુગ્મ છે, બાકીના ત્રણ નથી. અને વિધાનાદેશની અપેક્ષાએ પણ કૃતયુગ્મ છે. બાકીના ત્રણ નથી. સિદ્ધોને શરીર નથી એ માટે એના શરીર પ્રદેશ પણ નથી.

**ગૌતમ** : હે ભગવન્! એક જીવને કૃતયુગ્મ પ્રદેશ અવગાહે છે. યાવત્ કલ્યોજ (કલિયુગ્મ) પ્રદેશ અવગાહે છે?

**મહાવીર** : હે ગૌતમ! કદાચ કૃતયુગ્મ પ્રદેશ અવગાહે છે યાવત્ કદાચ કલ્યોજ પ્રદેશ અવગાહે છે. એ રીતે નારકી આદિ ૨૪ દંડક અને સિદ્ધ ભગવાનનું કહેવું.

**ગૌતમ** : હે ભગવન્! બહુ જીવોને કૃતયુગ્મ પ્રદેશ અવગાહે છે યાવત્ કલ્યોજ પ્રદેશ અવગાહે છે?

**મહાવીર** : હે ગૌતમ! ઓઘાદેશ (સામાન્ય)ની અપેક્ષાએ કૃતયુગ્મ પ્રદેશ અવગાહે છે. બાકી ત્રણ અગાહતા નથી. વિધાનાદેશની અપેક્ષાએ કૃતયુગ્મ પણ યાવત્ કલ્યોજ પણ અવગાહે છે, નારકી આદિ ૧૯ દંડક (પાંચ સ્થાવરને છોડીને)ના જીવોને ઓઘાદેશ (સામાન્ય)ની અપેક્ષાએ કદાચ કૃતયુગ્મ, કદાચ ત્ર્યોજ, કદાચ દ્વાપર યુગ્મ કદાચ કલ્યોજ પ્રદેશ અવગાહે છે.

વિધાના દેશની અપેક્ષાએ કૃતયુગ્મ પણ યાવત્ કલ્યોજ પણ પ્રદેશ અવગાહે છે. પાંચ સ્થાવર અને સિદ્ધ ભગવાનને ઓઘાદેશની અપેક્ષાએ કૃતયુગ્મ પ્રદેશ અવગાહે છે. બાકીના ત્રણ અવગાહતા નથી. અને વિધાના દેશની અપેક્ષાએ કૃતયુગ્મ યાવત્ કલ્યોજ પણ પ્રદેશ અવગાહે છે.

**ગૌતમ** : હે ભગવન્! એક જીવ કૃતયુગ્મ સમયની સ્થિતિવાળા છે યાવત્ કલ્યોજ સમયની સ્થિતિવાળા છે?

**મહાવીર** : હે ગૌતમ! × કૃતયુગ્મ સમયની સ્થિતિવાળા છે.

---

× સામાન્ય જીવની સ્થિતિ સર્વ કાળમાં શાશ્વત હોય છે અને સર્વ કાળ નિયત અનંત સમયાત્મક હોય છે. એ માટે જીવ કૃતયુગ્મ સમયની સ્થિતિવાળા હોય છે. નારકી આદિ ભિન્ન ભિન્ન સમયની સ્થિતિવાળા હોય છે. એ માટે તે કોઇ સમયે કૃતયુગ્મ સમયની સ્થિતિવાળા હોય છે. યાવત્ કોઇ સમયે કલ્યોજ સમયની સ્થિતિવાળા હોય છે.

ત્ર્યોજ, દ્વાપર યુગ્મ, કલ્યોજ સમયની સ્થિતિવાળા નથી. એક જીવ અપેક્ષાએ ૨૪ દંડકના જીવ કદાચ કૃતયુગ્મ સમયની સ્થિતિવાળા છે યાવત્ કદાચ કલ્યોજ સમયની સ્થિતિવાળા છે. સિદ્ધ ભગવાન કૃતયુગ્મ સમયની સ્થિતિવાળા છે, બાકી ત્રણ નથી.

**ગૌતમ** : હે ભગવન્! બહુજીવ કૃતયુગ્મ સમયની સ્થિતિવાળા છે યાવત્ કલ્યોજ સમયની સ્થિતિવાળા છે?

**મહાવીર** : હે ગૌતમ! ≈ ઓઘા પ્રદેશની અપેક્ષાએ કૃતયુગ્મ સમયની સ્થિતિવાળા છે.

બાકીના ત્રણ નથી. અને વિધાનાદેશની અપેક્ષાએ કૃતયુગ્મ સમયની સ્થિતિવાળી છે. પરંતુ ત્ર્યોજ, દ્વાપરયુગ્મ, કલ્યોજ સમયની સ્થિતિવાળા નથી.

બહુવચન અપેક્ષાએ ૨૪ દંડકના જીવ ઓઘાદેશની અપેક્ષાએ > કદાચ કૃતયુગ્મ યાવત્ કદાચ કલ્યોજ સમયની સ્થિતિવાળા છે.

વિધાનાદેશની અપેક્ષાએ કૃતયુગ્મ સમયની સ્થિતિવાળા પણ છે. સિદ્ધ ભગવાન કૃતયુગ્મ સમયની સ્થિતિવાળા છે, બાકીના ત્રણ નથી.

**ગૌતમ** : હે ભગવન્! @એક જીવના કાળા વર્ણની પર્યાય કૃતયુગ્મ છે યાવત્ કલ્યોજ છે?

**મહાવીર** : હે ગૌતમ! જીવ કાળા વર્ણની પર્યાય અપેક્ષાએ તો કૃતયુગ્મ પણ નથી યાવત્ કલ્યોજ પણ નથી. શરીરમાં કાળા વર્ણની પર્યાય અપેક્ષાએ કદાચ કૃતયુગ્મ છે યાવત્ કદાચ કલ્યોજ છે.

---

≈ સામાન્ય અને વિધાના દેશની અપેક્ષાએ સર્વજીવોની સ્થિતિ અનાદિ અનંતકાળની હોય છે, એ માટે તે કૃતયુગ્મ સમયની સ્થિતિવાળા છે.

> જે સર્વ નારકી જીવોની સ્થિતિના સમયોને એકત્રિત કર્યા હોય, કરી એમાં ચારથી ભાગ કરે તો સર્વ નારકી જીવ સામાન્યની અપેક્ષાએ કદાચ કૃતયુગ્મ સમયની સ્થિતિવાળા થશે. યાવત્ કદાચ કલ્યોજ સમયની સ્થિતિવાળા થશે.

@ જીવ પ્રદેશ અમૂર્ત હોવાથી એને કાળા આદિ વર્ણના પર્યાય હોતા નથી. શરીર સહિત જીવની અપેક્ષાએ શરીરના વર્ણ ચારે રાશિરૂપ હોય છે. હોઈ શકે છે.

જે રીતે કાળો વર્ણ કહ્યો એ રીતે બાકીના ૧૯ વર્ણાદિક કહેવા. એ રીતે ૨૪ દંડક કહેવા. અહીં સિદ્ધ ભગવાનની પૃચ્છા નથી. કેમ કે એને શરીર નથી હોતું, એટલે વર્ણાદિક હોતા નથી.

**ગૌતમ :** હે ભગવન્! બહુ જીવોના કાળા વર્ણના પર્યાય કૃતયુગ્મ છે યાવત્ કલ્યોજ છે?

**મહાવીર :** હે ગૌતમ! જીવ પ્રદેશ અપેક્ષાએ કૃતયુગ્મ નથી યાવત્ કલ્યોજ નથી.

શરીર પ્રદેશ અપેક્ષાએ બે ભેદ છે. ઓઘાદેશ અને વિધાનાદેશ. ઓઘાદેશની અપેક્ષાએ કદાચ કૃતયુગ્મ યાવત્ કદાચ કલ્યોજ છે. વિધાનાદેશની અપેક્ષાએ કૃતયુગ્મ પણ છે યાવત્ કલ્યોજ પણ છે.

જે રીતે કાળો વર્ણ કહ્યો એ રીતે બાકીના ૧૯ વર્ણાદિક કહેવા. જે રીતે ઓઘાદેશ (સમુચ્ચય) કહ્યા એ રીતે ૨૪ દંડક કહેવા. અહીં સિદ્ધ ભગવાનની પૃચ્છા નથી. કેમ કે એને શરીર હોતું નથી, એટલે વર્ણાદિક હોતા નથી.

**ગૌતમ :** હે ભગવન્! એક જીવના મતિજ્ઞાનના પર્યાય કૃતયુગ્મ છે યાવત્ કલ્યોજ છે?

**મહાવીર :** હે ગૌતમ! × કદાચ કૃતયુગ્મ છે. યાવત્ કદાચ કલ્યોજ છે. એ રીતે એકેંદ્રિયને < છોડીને બાકીના ૧૯ દંડકમાં કહેવા.

---

× આવરણના ક્ષયોપશમની વિચિત્રતાથી મતિજ્ઞાનની વિશેષતાઓને તથા મતિજ્ઞાનને અવિભાજ્ય (જેના વિભાગ કરી શકાતા નથી) સૂક્ષ્મ અંશોને મતિજ્ઞાનના પર્યાય કહેવાય છે. તે અનંત છે, પરંતુ ક્ષયોપશમની વિચિત્રતાથી એનું અનંતપણું એકસરખું નથી. એટલે જુદા સમયની અપેક્ષાએ તે કદાચ કૃતયુગ્મ હોય છે યાવત્ કલ્યોજ હોય છે.

< એકેંદ્રિય જીવમાં સમકિત હોતું નથી, એટલે એને મતિજ્ઞાન હોતું નથી. એટલે અહીં 'એકેન્દ્રિય જીવને છોડીને' એવું કહ્યું છે.

બહુવચન અપેક્ષાએ જીવોના મતિજ્ઞાનના પર્યાય ~ સામાન્યની અપેક્ષાએ કદાચ કૃતયુગ્મ છે યાવત્ કદાચ કલ્યોજ છે. વિધાનાદેશની અપેક્ષાએ કૃતયુગ્મ પણ છે. યાવત્ કલ્યોજ પણ છે. એ રીતે એકેંદ્રિયને છોડીને બાકીના ૧૯ દંડકમાં કહેવું.

જે રીતે મતિજ્ઞાનનું કહ્યું એ રીતે શ્રુતજ્ઞાનનું કહેવું. એ રીતે અવધિજ્ઞાનનું પણ કહેવું. એટલી વિશેષતા છે કે, ત્રણ વિકલેંદ્રિય ન કહેવા. (ત્રણ વિકલેંદ્રિયોમાં અવધિજ્ઞાન હોતું નથી.)

એ રીતે મનઃપર્યવજ્ઞાનનું પણ કહેવું. એટલી વિશેષતા છે કે, સમુચ્ચય (સામાન્ય જીવ) અને મનુષ્યમાં કહેવા. બાકીના દંડકમાં કહેવું નહિ. (મનઃપર્યવજ્ઞાન મનુષ્યને હોય છે, બીજા જીવોને હોતું નથી.)

એક જીવ અપેક્ષાએ કેવળજ્ઞાનની @ કૃતયુગ્મપર્યાય કહેવી, બાકીની ત્રણ કહેવી નહિ. એ રીતે મનુષ્ય અને સિદ્ધ ભગવાનમાં કહેવું. બહુજીવ અપેક્ષાએ સમુચ્ચય અને વિધાના દેશની અપેક્ષાએ કૃતયુગ્મ પર્યાય હોય છે, બાકીની ત્રણ હોતી નથી. એ રીતે મનુષ્ય અને સિદ્ધ કહેવા.

મતિઅજ્ઞાન અને શ્રુતઅજ્ઞાન એક જીવ અપેક્ષાએ અને બહુજીવ અપેક્ષાએ મતિજ્ઞાનની રીતે કહેવું. પરંતુ એટલી વિશેષતા છે કે, ૨૪ દંડકમાં કહેવું. વિભંગજ્ઞાન પણ મતિજ્ઞાનની રીતે કહેવું. પરંતુ ૧૬ દંડક (એકેંદ્રિય અને વિકલેંદ્રિયોને છોડીને)માં કહેવું. ચક્ષુદર્શન ૧૭ દંડકમાં, અચક્ષુદર્શન ૨૪ દંડકમાં, અવધિદર્શન ૧૬ દંડકમાં મતિજ્ઞાનની રીતે કહેવું. કેવળદર્શન કેવળજ્ઞાનની–પર્યાયની રીતે કહેવું.



~ જો સર્વ જીવોના મતિજ્ઞાનના પર્યાયોને એકઠા કરાય તો સમુચ્ચયથી જુદા જુદા કાળની અપેક્ષાએ ચારે રાશિરૂપ હોય છે. કેમકે ક્ષયોપશમની વિચિત્રતાના કારણે એના મતિજ્ઞાનના પર્યાય અનવસ્થિતરૂપથી અનંત છે. વિધાનાદેશની અપેક્ષાએ એક કાળમાં પણ ચારે રાશિરૂપ હોય છે.

@ કેવળજ્ઞાનના પર્યાયોનું અનંતપણું અવસ્થિત છે એટલે તે કૃતયુગ્મ રાશિરૂપ હોતું નથી.

## જીવ કંપમાન અકંપમાન

**ગૌતમ :** હે ભગવન્! શું જીવ સકંપ છે કે નિષ્કંપ છે?

**મહાવીર :** હે ગૌતમ! જીવ સકંપ પણ છે અને નિષ્કંપ પણ છે.

**ગૌતમ :** હે ભગવન્! એનું કારણ શું?

**મહાવીર :** હે ગૌતમ! જીવના બે ભેદ છે. સિદ્ધ અને સંસારી. સિદ્ધના બે ભેદ છે. અનંતરસિદ્ધ અને પરંપરસિદ્ધ.

પરંપરસિદ્ધ તો નિષ્કંપ છે. અનંતરસિદ્ધ સકંપ < છે. તે સર્વ અંશોથી કંપે છે, થોડા અંશોથી કંપતા નથી.

સંસારી જીવના બે ભેદ છે. શૈલેશી અવસ્થાને પ્રાપ્ત થયેલ ચૌદમા ગુણસ્થાનવાળા જીવ અને પહેલા ગુણસ્થાનથી લઈને તેરમા ગુણસ્થાન સુધીના જીવ.

શૈલેશી અવસ્થાને પ્રાપ્ત થયેલ ચૌદમા ગુણસ્થાનવાળા જીવ તો નિષ્કંપ ≈ હોય છે અને પહેલા ગુણસ્થાનથી લઈને તેરમા ગુણસ્થાન સુધીના જીવ સકંપ હોય છે. તે થોડા અંશોથી □ પણ કંપે છે, અને સર્વ અંશોથી પણ કંપે છે.

---

< સિદ્ધત્વ પ્રાપ્તિના પ્રથમ સમયમાં અનતરસિદ્ધ કહેવાય છે. કેમકે ત્યાં સુધી સમયનુ અંતર હોતું નથી. જે સિદ્ધત્વના પ્રથમ સમયમા વર્તમાન સિદ્ધ જીવ છે એનામાં કંપન છે. કેમકે સિદ્ધગમન સમય અને સિદ્ધત્વ પ્રાપ્તિનો સમય એક હોવાથી અને સિદ્ધ–ગમન સમયમા ગમનક્રિયાનું હોવાથી એ સમય તે સકંપ હોય છે. સિદ્ધત્વ પ્રાપ્તિ હોવાને લીધે જેને સમયાદિક અતર પડી જાય છે તે પરપરસિદ્ધ કહેવાય છે અને તે નિષ્કપ છે.

≈ જે મોક્ષ જવાના સમય પહેલા શૈલેશી અવસ્થાને પ્રાપ્ત થયા છે એના યોગનો સર્વથા નિરોધ હોવાથી તે નિષ્કંપ છે.

□ ઇલિકાગતિથી ઉત્પત્તિ સ્થાનમાં જતા હોતા જીવ થોડા અંશોથી સંકપ છે. કેમકે એના પહેલાંના શરીરમા રહેલા અંશ ગતિક્રિયા રહિત હોવાથી નિશ્ચલ છે.

વિગ્રહગતિવાળા △ જીવ સર્વ અંશથી કંપે છે. અવિગ્રહગતિવાળા જીવ થોડા અંશોથી કંપે છે. એ રીતે ૨૪ દંડકના જીવો થોડા અંશોથી પણ કંપે છે અને સર્વ અંશોથી પણ કંપે છે.

## પુદ્‌ગલોનો બહુત્વ

**ગૌતમ :** હે ભગવન્! પુદ્‌ગલના કેટલા ભેદ છે?

**મહાવીર :** હે ગૌતમ! પુદ્‌ગલના ચાર ભેદ છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ. દ્રવ્યની અપેક્ષા એક પરમાણુથી લઇ અનંત પ્રદેશી સ્કંધ સુધી ૧૩ ભેદ હોય છે. ક્ષેત્રની અપેક્ષાએ એક આકાશ પ્રદેશ અવગાહ્યાથી લઇ અસંખ્યાત આકાશ પ્રદેશ અવગાહ્યા સુધી ૧૨ ભેદ હોય છે. કાળની અપેક્ષાએ એક સમયની સ્થિતિથી લઇ અસંખ્યાત સમયની સ્થિતિ સુધી ૧૨ ભેદ હોય છે. ભાવની અપેક્ષાએ એક ગુણ કાળાથી લઇને અનંતગુણ કાળા યાવત્ અનંત ગુણ રૂક્ષ સુધી ૨૬૦ ભેદ હોય છે. એ પ્રકારે ચારેને મેળવતાં ૨૯૭ (૧૩+૧૨+૧૨+૨૬૦=૨૯૭) ભેદ થાય છે.

**ગૌતમ :** હે ભગવન્! પરમાણુ પુદ્‌ગલ અને બે પ્રદેશી સ્કંધમાં દ્રવ્યાર્થરૂપથી કોણ કોનાથી ઓછાવત્તા (થોડા-આઝેરા) છે?

**મહાવીર :** હે ગૌતમ! બે પ્રદેશી સ્કંધની અપેક્ષાએ પરમાણુ પુદ્‌ગલ દ્રવ્યાર્થરૂપથી ઘણા છે. એ રીતે ત્રણ પ્રદેશી સ્કંધની અપેક્ષાએ

---

△ વિગ્રહગતિને પ્રાપ્ત અર્થાત્ જે મરીને વિગ્રહગતિ દ્વારા ઉત્પત્તિ સ્થાનમાં જાય છે તે દડાની ગતિથી સર્વાત્મરૂપથી ઉત્પન્ન થાય છે. એટલે તે સર્વતઃ સકંપ છે. જે જીવ વિગ્રહગતિને પ્રાપ્ત નથી તે ઋજુગતિવાળા અને અવસ્થિત એ બે પ્રકારના છે. એમાંથી અહીં ફક્ત અવસ્થિત ગ્રહણ કરેલા છે એવો સંભવ છે.

તે શરીરમાં રહીને મરણ સમુદ્‌ઘાત કરી ઇલિકાગતિદ્વારા ઉત્પત્તિ ક્ષેત્રનો સ્પર્શ કરે છે. એટલે તે કંઇક અંશોથી સકંપ છે અથવા સ્વક્ષેત્રમાં રહેલા જીવ હસ્તપાદાદિ અવયવ ચલાવવાથી કંઇક અંશોથી સકંપ છે.

બે પ્રદેશી સ્કંધ દ્રવ્યાર્થરૂપથી ઘણા છે. એ રીતે યાવત્ દસ પ્રદેશી સ્કંધથી નવ પ્રદેશી સ્કંધ દ્રવ્યાર્થરૂપથી ઘણા છે. દસ પ્રદેશી સ્કંધ દ્રવ્યાર્થરૂપથી ઘણા છે. દસ પ્રદેશી સ્કંધથી સંખ્યાત પ્રદેશી સ્કંધ દ્રવ્યાર્થ રૂપથી ઘણા છે. સંખ્યાત પ્રદેશી-સ્કંધથી અસંખ્યાત પ્રદેશી સ્કંધ દ્રવ્યાર્થ-રૂપથી ઘણા છે. અનંત પ્રદેશી સ્કંધથી અસંખ્યાત-પ્રદેશી સ્કંધ ઘણા છે. □

**ગૌતમ** : હે ભગવન્! પરમાણુ પુદ્ગલ અને બે પ્રદેશી સ્કંધમાં પ્રદેશાર્થ રૂપથી કોણ કોનાથી ઓછા-ઝાઝેરા છે?

**મહાવીર** : હે ગૌતમ! પરમાણુ પુદ્ગલથી બે પ્રદેશી સ્કંધ પ્રદેશાર્થરૂપથી ઘણા છે. એ પ્રકારે યાવત્ નવ પ્રદેશી સ્કંધથી દસ પ્રદેશી સ્કંધ પ્રદેશાર્થરૂપથી ઘણા છે. દસ પ્રદેશી સ્કંધથી સંખ્યાત પ્રદેશી સ્કંધ પ્રદેશાર્થરૂપથી ઘણા છે. સંખ્યાત પ્રદેશી સ્કંધથી અસંખ્યાત પ્રદેશી સ્કંધ પ્રદેષાર્થરૂપથી ઘણા છે અને અનંત પ્રદેશી સ્કંધથી અસંખ્યાત પદેશી સ્કંધ પ્રદેષાર્થરૂપથી ઘણા છે.

**ગૌતમ** : હે ભગવન્! એક પ્રદેશ અવગાહેલા પુદ્ગલ અને બે પ્રદેશ અવગાહેલા પુદ્ગલોમાં દ્રવ્યાર્થરૂપથી કોણ કોનાથી થોડા ઝાઝેરા (ઓછાવત્તા) છે?

**મહાવીર** : હે ગૌતમ! બે પ્રદેશ અવગાહેલા પુદ્ગલોથી એક

---

□ બે પ્રદેશી સ્કંધની અપેક્ષાએ પરમાણુ સૂક્ષ્મ છે અને તે એક એક છે, એટલે ઘણા છે બે પ્રદેશી સ્કંધ પરમાણુની અપેક્ષાએ સ્થૂળ છે, એટલે તે થોડા છે એ રીતે અગાઉ અગાઉની સંખ્યા ઘણી છે અને પછી પછીની સંખ્યા થોડી છે. પરંતુ દસ પ્રદેશી સ્કંધની અપેક્ષાએ સંખ્યાત પ્રદેશી સ્કંધ ઘણા છે. કેમકે સંખ્યાતના સ્થાન ઘણા છે. સંખ્યાત પ્રદેશની અપેક્ષાએ અસંખ્યાત પ્રદેશી સ્કંધ ઘણા છે. કેમકે અસંખ્યાતના સ્થાન ઘણા છે. અસંખ્યાત પ્રદેશીની અપેક્ષાએ અનંત પ્રદેશી સ્કંધ થોડા છે. કેમ કે એના એ પ્રકારનાં સૂક્ષ્મ પરિણામ છે

પ્રદેશ અવગાહેલા પુદ્ગલ દ્રવ્યાર્થરૂપથી વિશેષાધિક છે. @ એ રીતે યાવત્ દસ પ્રદેશ અવગાહેલા પુદ્ગલોથી નવ પ્રદેશ અવગાહેલા પુદ્ગલ દ્રવ્યાર્થરૂપથી વિશેષાધિક છે. દસપ્રદેશાવગાઢ પુદ્ગલોથી સંખ્યાત પ્રદેશાવગાઢ પુદ્ગલ દ્રવ્યાર્થરૂપથી ઘણા છે. સંખ્યાત પ્રદેશાવગાઢ પુદ્ગલોથી અસંખ્યાત પ્રદેશાવગાઢ પુદ્ગલ દ્રવ્યાર્થરૂપથી ઘણા છે.

**ગૌતમ :** હે ભગવન્ ! એક પ્રદેશાવગાઢ પુદ્ગલથી બે પ્રદેશાવગાઢ પુદ્ગલોમાં પ્રદેશાર્થરૂપથી કોણ કોનાથી ઓછાવત્તા છે ?

**મહાવીર :** હે ગૌતમ ! એક પ્રદેશાવગાઢ પુદ્ગલોથી બે પ્રદેશાવગાઢ પુદ્ગલ પ્રદેશાર્થરૂપથી વિશેષાધિક છે. એ રીતે યાવત્ નવ આકાશ પ્રદેશાવગાઢ પુદ્ગલોથી દસ પ્રદેશાવગાઢ પુદ્ગલ પ્રદેશાર્થરૂપથી વિશેષાધિક છે. દસ આકાશ પ્રદેશાવગાઢ પુદ્ગલોથી સંખ્યાત આકાશ પ્રદેશાવગાઢ પુદ્ગલ પ્રદેશાર્થરૂપથી ઘણા છે. સંખ્યાત આકાશ પ્રદેશાવગાઢ પુદ્ગલોથી અસંખ્યાત પ્રદેશાવગાઢ પુદ્ગલ પ્રદેશાર્થરૂપથી ઘણા છે.

**ગૌતમ :** હે ભગવન્ ! એક સમયની સ્થિતિવાળા પુદ્ગલ બે સમયની સ્થિતિવાળા પુદ્ગલોમાં દ્રવ્યાર્થરૂપથી કોણ કોનાથી ઓછાવત્તા છે ?

**મહાવીર :** ગૌતમ ! જે રીતે ક્ષેત્રની કહી તે રીતેથી કાળની વકતવ્યતા કહેવી.

**ગૌતમ :** હે ભગવન્ ! એક ગુણ કાળા અને બે ગુણ કાળા પુદ્ગલોમાં દ્રવ્યાર્થરૂપથી કોણ કોનાથી ઓછાવત્તા છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જે રીતે પરમાણુ પુદ્ગલની વકતવ્યતા કહી એ રીતે પાંચ વર્ણ, બે ગંધ અને પાંચ રસ એ બારની વકતવ્યતા કહેવી.

---

@ પરમાણુથી લઈને અનંત પ્રદેશી સ્કંધ સુધી એક પ્રદેશાવગાઢ હોય છે. બે પ્રદેશી સ્કંધથી લઈને અનંત પ્રદેશી સ્કંધ સુધી બે પ્રદેશાવગાઢ હોય છે. એ રીતે ત્રણ પ્રદેશાગાઢ યાવત્ અસંખ્યાત પ્રદેશાગાઢ સુધી હોય છે.

**ગૌતમ** : હે ભગવન્ ! એક ગુણ કર્કશ અને બે ગુણ કર્કશ પુદ્ગલોમાં દ્રવ્યાર્થરૂપથી કોણુ કોનાથી ઓછાવત્તા છે ?

**મહાવીર** : હે ગૌતમ ! એક ગુણ કર્કશ પુદ્ગલોથી બે ગુણ કર્કશ પુદ્ગલ વિશેષાધિક છે. એ રીતે યાવત્ નવ ગુણ કર્કશ પુદ્ગલોથી દસ ગુણ કર્કશ પુદ્ગલ દ્રવ્યાર્થરૂપથી વિશેષાધિક છે. દસ ગુણ કર્કશ પુદ્ગલોથી સંખ્યાતગુણ કર્કશ પુદ્ગલ દ્રવ્યાર્થરૂપથી ઘણા છે. સંખ્યાતગુણ કર્કશ પુદ્ગલોથી અસંખ્યાતગુણ કર્કશ પુદ્ગલ દ્રવ્યાર્થરૂપથી ઘણા છે. અસંખ્યાતગુણ કર્કશ પુદ્ગલોથી અનંતગુણ કર્કશ પુદ્ગલ દ્રવ્યાર્થરૂપથી ઘણા છે. જે રીતે દ્રવ્યાર્થરૂપથી કહ્યું એ રીતે પ્રદેશાર્થરૂપથી પણ કહેવું.

જે રીતે કર્કશના કહ્યા એ રીતે કોમળ, ભારે ( ગુરુ ) હળવા (લઘુ)ના પણ કહેવા.

જે રીતે વર્ણના કહ્યા એ રીતે ઠંડા, ગરમ, સ્નિગ્ધ અને રૂક્ષના કહેવા.

ઓઘાદેશનાં ૨૯૭ અને સમુચ્ચયનાં ૨૯૭ તથા પ્રદેશાર્થનાં ૨૯૭ એ સર્વ મળી ૮૯૧ સૂત્ર થયાં.

## અજીવના કૃતયુગ્મ

**ગૌતમ** : હે ભગવન્ ! એક પરમાણુ પુદ્ગલ દ્રવ્ય અપેક્ષાએ કૃતયુગ્મ છે કે ત્ર્યોજ છે કે દ્વાપરયુગ્મ છે કે કલ્યોજ છે ?

**મહાવીર** : હે ગૌતમ ! કલ્યોજ છે, બાકીના ત્રણ નથી. એ રીતે અનંતપ્રદેશી સ્કંધ સુધી કહેવું.

**ગૌતમ** : હે ભગવન્ ! ઘણા પરમાણુ પુદ્ગલ દ્રવ્ય અપેક્ષાએ કૃતયુગ્મ છે યાવત્ કલ્યોજ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! ઓઘાદેશથી કદાચ કૃતયુગ્મ યાવત્ કદાચ કલ્યોજ છે. વિધાનાદેશથી કલ્યોજ છે. બાકીના ત્રણ નથી. એ રીતે અનંતપ્રદેશી સ્કંધ સુધી કહેવું.

**ગૌતમ :** હે ભગવન્ ! પરમાણુ પુદ્ગલ પ્રદેશ અપેક્ષાએ કૃતયુગ્મ છે યાવત્ કલ્યોજ છે?

**મહાવીર :** હે ગૌતમ ! કલ્યોજ છે. ત્રણ બાકીના નથી. એ રીતે બે પ્રદેશી સ્કંધ અપેક્ષાએ દ્વાપરયુગ્મ છે. ત્રણ પ્રદેશી સ્કંધ પ્રદેશ અપેક્ષાએ ત્ર્યોજ છે. ચાર પ્રદેશી સ્કંધ પ્રદેશ અપેક્ષાએ કૃતયુગ્મ છે. પાંચ પ્રદેશી સ્કંધ પ્રદેશ અપેક્ષાએ કલ્યોજ છે. છ પ્રદેશી સ્કંધ પ્રદેશ અપેક્ષાએ દ્વાપરયુગ્મ છે. સાત પ્રદેશી સ્કંધ પ્રદેશ અપેક્ષાએ ત્ર્યોજ છે. આઠ પ્રદેશી સ્કંધ પ્રદેશ અપેક્ષાએ કૃતયુગ્મ છે. નવ પ્રદેશી સ્કંધ પ્રદેશ અપેક્ષાએ કલ્યોજ છે. દસ પ્રદેશી સ્કંધ પ્રદેશ અપેક્ષાએ દ્વાપરયુગ્મ છે. સંખ્યાત પ્રદેશી સ્કંધ પ્રદેશ અપેક્ષાએ કદાચ કૃતયુગ્મ છે યાવત્ કલ્યોજ છે. અસંખ્યાત પ્રદેશી સ્કંધ પ્રદેશ અપેક્ષાએ કૃતયુગ્મ છે યાવત્ કલ્યોજ છે. અનંત પ્રદેશી સ્કંધ-પ્રદેશ અપેક્ષાએ કદાચ કૃતયુગ્મ છે યાવત્ કદાચ કલ્યોજ છે.

**ગૌતમ :** હે ભગવન્ ! ઘણા પરમાણુ-પુદ્ગલ દ્રવ્યની અપેક્ષાએ કૃતયુગ્મ છે યાવત્ કલ્યોજ છે?

**મહાવીર :** હે ગૌતમ ! ઓઘાદેશથી કદાચ કૃતયુગ્મ યાવત્ કદાચ કલ્યોજ છે. વિધાનાદેશથી કલ્યોજ છે. એ રીતે અનંત પ્રદેશી સ્કંધ સુધી કહેવું.

**ગૌતમ :** હે ભગવન્ ! ઘણા પુદ્ગલ પરમાણુ પ્રદેશ અપેક્ષાએ કૃતયુગ્મ છે યાવત્ કલ્યોજ છે?

**મહાવીર :** હે ગૌતમ ! ઓઘાદેશથી કદાચ કૃતયુગ્મ છે યાવત્ કદાચ કલ્યોજ છે. વિધાનાદેશથી કલ્યોજ છે.

ઘણા પ્રદેશી સ્કંધ પ્રદેશ અપેક્ષાએ ઓઘાદેશથી કદાચ કૃતયુગ્મ છે, કદાચ દ્વાપરયુગ્મ છે, ત્ર્યોજ અને કલ્યોજ નથી. વિધાનાદેશથી દ્વાપરયુગ્મ છે, બાકીના ત્રણ નથી.

ઘણા ત્રણ પ્રદેશી સ્કંધ પ્રદેશ અપેક્ષાએ ઓઘાદેશથી કદાચ કૃતયુગ્મ યાવત્ કદાચ કલ્યોજ છે. વિધાનાદેશથી ત્ર્યોજ છે, બાકીના ત્રણ નથી.

ઘણા ચાર પ્રદેશી સ્કંધ ઓઘાદેશથી કૃતયુગ્મ છે અને વિધાનાદેશથી પણ કૃતયુગ્મ છે; બાકીના ત્રણ નથી. ઘણા પાંચ પ્રદેશી સ્કંધનું કથન પરમાણુની રીતે, ઘણા છ પ્રદેશી સ્કંધનું કથન બે પ્રદેશીની રીતે, ઘણા સાત પ્રદેશી સ્કંધનું કથન ત્રણ પ્રદેશીની રીતે, ઘણા આઠ પ્રદેશી સ્કંધનું ચાર પ્રદેશી સ્કંધની રીતે, ઘણા નવ પ્રદેશી સ્કંધનું કથન પરમાણુની રીતે, ઘણા દસ પ્રદેશી સ્કંધનું કથન બે પ્રદેશીની રીતે કહેવું.

ઘણા સંખ્યાત પ્રદેશી સ્કંધ પ્રદેશ અપેક્ષાએ ઓઘાદેશથી કદાચ કૃતયુગ્મ યાવત્ કદાચ કલ્યોજ છે. વિધાનાદેશથી કૃતયુગ્મ પણ છે, યાવત્ કલ્યોજ પણ છે.

જે રીતે સંખ્યાત પ્રદેશી સ્કંધનું કહ્યું એ રીતથી અસંખ્યાત પ્રદેશી સ્કંધ અને અનંત પ્રદેશી સ્કંધ કહેવા.

**ગૌતમ :** હે ભગવન્ ! પરમાણુ પુદ્ગલને કૃતયુગ્મ પ્રદેશ અવગાહે છે યાવત્ કલ્યોજ પ્રદેશ અવગાહે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! કલ્યોજ પ્રદેશ અવગાહે છે. બાકીના ત્રણ અવગાહતા નથી. બે પ્રદેશી સ્કંધને કદાચ દ્વાપરયુગ્મ, કદાચ કલ્યોજ પ્રદેશ અવગાહે છે. બાકીના બે અવગાહતા નથી. ત્રણ પ્રદેશી સ્કંધને કદાચ દ્વાપરયુગ્મ, કદાચ ત્ર્યોજ, કદાચ કલ્યોજ પ્રદેશ અવગાહે છે, કૃતયુગ્મ પ્રદેશ અવગાહતો નથી. ચાર પ્રદેશી સ્કંધને કદાચ કૃતયુગ્મ યાવત્ કદાચ કલ્યોજ પ્રદેશ અવગાહે છે.

જે રીતે ચાર પ્રદેશી સ્કંધનું કહ્યું એ રીતે પાંચ પ્રદેશી સ્કંધ યાવત્ અનંત પ્રદેશી સુધી કહેવું.

ઘણા પુદ્ગલ પરમાણુને ઓઘાદેશથી કૃતયુગ્મ પ્રદેશ અવગાહે છે. બાકીના ત્રણ અવગાહતા નથી. વિધાનાદેશથી કલ્યોજ પ્રદેશ અવગાહે છે. બાકીના ત્રણ અવગાહતા નથી. ઘણા બે પ્રદેશી સ્કંધને ઓઘાદેશથી

કૃતયુગ્મ-પ્રદેશ અવગાહે છે. બાકીના ત્રણ અવગાહતા નથી. વિધાનાદેશથી દ્વાપરયુગ્મ પ્રદેશ પણ અને કલ્યોજ પ્રદેશ પણ અવગાહે છે. બાકીના બે ભાંગા અવગાહતા નથી.

ઘણા ત્રણ પ્રદેશી સ્કંધને ઓઘાદેશથી કૃતયુગ્મ-પ્રદેશ અવગાહે છે, બાકી ત્રણ અવગાહતા નથી. વિધાનાદેશથી ત્ર્યોજ પ્રદેશ પણ, દ્વાપરયુગ્મ પ્રદેશ પણ અને કલ્યોજ પ્રદેશ પણ અવગાહે છે, કૃતયુગ્મ પ્રદેશ અવગાહતો નથી. ઘણા ચાર પ્રદેશી સ્કંધને ઓઘાદેશથી કૃતયુગ્મ પ્રદેશ અવગાહે છે, બાકીના ત્રણ અવગાહતા નથી. વિધાનાદેશથી કૃતયુગ્મ પ્રદેશ પણ અવગાહે છે, યાવત્ કલ્યોજ પ્રદેશ પણ અવગાહે છે.

જે રીતે ચાર પ્રદેશીનું કહ્યું એ રીતે પાંચ પ્રદેશી સ્કંધ યાવત્ અનંત પ્રદેશી સ્કંધ સુધી કહેવું.

**ગૌતમ :** હે ભગવન્! પરમાણુ પુદ્ગલ કૃતયુગ્મ સમયની સ્થિતિવાળા છે યાવત્ કલ્યોજ સમયની સ્થિતિવાળા છે?

**મહાવીર :** હે ગૌતમ! પરમાણુ પુદ્ગલ કદાચ કૃતયુગ્મ સમયની સ્થિતિવાળો છે, યાવત્ કદાચ કલ્યોજ સમયની સ્થિતિવાળા છે.

એ રીતે યાવત્ અનંતપ્રદેશી સ્કંધ સુધી કહેવું.

ઘણા પરમાણુ પુદ્ગલ ઓઘાદેશથી કદાચ કૃતયુગ્મ સમયની સ્થિતિવાળા પણ છે યાવત્ કદાચ કલ્યોજ સમયની સ્થિતિવાળા છે. વિધાનાદેશથી કૃતયુગ્મ સમયની સ્થિતિવાળા પણ છે યાવત્ કલ્યોજ સમયની સ્થિતિવાળા પણ છે.

એ રીતે યાવત્ અનંત પ્રદેશી સ્કંધ સુધી કહેવું.

**ગૌતમ :** હે ભગવન્! પરમાણુ પુદ્ગલની કાળા વર્ણની પર્યાય કૃતયુગ્મ છે યાવત્ કલ્યોજ છે?

**મહાવીર :** હે ગૌતમ! જે રીતે સ્થિતિનું કહ્યું એ રીતે અનંતપ્રદેશી સુધી કાળા વર્ણનું કહેવું. એ રીતે વર્ણાદિ ૧૬ કહેવા.

**ગૌતમ :** હે ભગવન્! અનંત પ્રદેશી સ્કંધમાં કર્કશ સ્પર્શના પર્યાય કૃતયુગ્મ યાવત્ કલ્યોજ છે?

**મહાવીર :** હે ગૌતમ! કદાચ કૃતયુગ્મ યાવત્ કદાચ કલ્યોજ છે. ઘણા અનંત પ્રદેશી સ્કંધમાં ઓઘાદેશથી કદાચ કૃતયુગ્મ યાવત્ કદાચ કલ્યોજ છે વિધાનાદેશથી કૃતયુગ્મ પણ છે યાવત્ કલ્યોજ પણ છે. એ રીતે નાના, મોટા, કોમળ સ્પર્શના કહેવા.

**ગૌતમ :** હે ભગવન્! પરમાણુ પુદ્દગલ સાર્દ્ધ (જેના અડધા ભાગ થઇ શકે) છે કે અનર્દ્ધ (જેના અડધા ભાગ થઈ શકે નહિ) છે?

**મહાવીર :** હે ગૌતમ! સાર્દ્ધ નથી પરંતુ અનર્દ્ધ છે. બે પ્રદેશી સ્કંધ સાર્દ્ધ છે @ અનર્દ્ધ નથી.

ત્રણ પ્રદેશી, પાંચ પ્રદેશી સાત પ્રદેશી, નવ પ્રદેશી સ્કંધ પરમાણુની રીતે કહેવા. ચાર પ્રદેશી, છ પ્રદેશી, આઠ પ્રદેશી, દસ પ્રદેશી સ્કંધ બે પ્રદેશી સ્કંધની રીતે કહેવા. સંખ્યાત પ્રદેશી સ્કંધ કદાચ સાર્દ્ધ છે કદાચ અનર્દ્ધ છે.

એ રીતે અસંખ્યાત પ્રદેશી અનંત પ્રદેશી સ્કંધનું કહેવું. ઘણા પરમાણુ પુદ્દગલ યાવત્ ઘણા અનંત પ્રદેશી સ્કંધ સાર્દ્ધ પણ હોય છે અને અનર્દ્ધ પણ હોય છે. <



---

@ બેકી સંખ્યાવાળા પ્રદેશોના જે સ્કંધ છે તે સાર્દ્ધ છે. કેમકે એના બરાબર બે ભાગ થઇ શકે છે. એકી સંખ્યાવાળા પ્રદેશોના જે સ્કંધ છે તે અનર્દ્ધ છે. કેમકે એના બરાબર બે ભાગ થઈ શકતા નથી.

< જે ઘણા પરમાણુ બેકી સંખ્યાવાળા હોય છે તે સાર્દ્ધ હોય છે અને જે એકી સંખ્યાવાળા હોય છે તે અનર્દ્ધ હોય છે. કેમકે પરમાણુ પરસ્પર મળવાથી અને અલગ થવાના રૂપે હોવાથી એની સંખ્યા અવસ્થિત નથી. એ માટે તે સાર્ધ્ય અને અનર્દ્ધ બન્ને રૂપ હોય છે.

## અજીવ કંપમાન

**ગૌતમ :** હે ભગવન્ ! પરમાણુ સકંપ છે કે નિષ્કંપ છે?

**મહાવીર :** હે ગૌતમ ! કદાચ સકંપ છે અને કદાચ નિષ્કંપ છે.

એ રીતે બે પ્રદેશી સ્કંધ યાવત્ અનંત પ્રદેશી સ્કંધ સુધી કહેવું.

ઘણા પરમાણુ પુદ્ગલ યાવત્ બહુ અનંત પ્રદેશી સ્કંધ સદાકાળ સકંપ પણ રહે છે અને સદાકાળ નિષ્કંપ પણ રહે છે.

**ગૌતમ :** હે ભગવન્ ! પરમાણુ પુદ્ગલ કેટલા કાળ સુધી સકંપ રહે છે?

**મહાવીર :** હે ગૌતમ ! જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ આવલિકાના અસંખ્યાતમા ભાગ સુધી સકંપ રહે છે.

**ગૌતમ :** હે ભગવન્ ! પરમાણુ પુદ્ગલ કેટલા કાળ સુધી નિષ્કંપ રહે છે?

**મહાવીર :** હે ગૌતમ ! જઘન્ય એક સમય ઉત્કૃષ્ટ અસંખ્યાતા કાળ સુધી નિષ્કંપ રહે છે.

એ રીતે બે પ્રદેશી સ્કંધથી લગાડી અનંત પ્રદેશી સ્કંધ સુધી કહેવું. ઘણા પરમાણુ પુદ્ગલ યાવત્ અનંત પ્રદેશી સ્કંધ સદાકાળ સકંપ રહે છે અને સદાકાળ નિષ્કંપ રહે છે.

**ગૌતમ :** હે ભગવન્ ! સકંપ પરમાણુ પુદ્ગલના કેટલા કાળના અંતર હોય છે અર્થાત્ સકંપ અવસ્થાનો ત્યાગ કરી ફરી પાછા કેટલા કાળ બાદ કંપે છે?

**મહાવીર :** હે ગૌતમ ! સ્વસ્થાન* અપેક્ષાએ અને પરસ્થાન અપેક્ષાએ જઘન્ય એક સમયનું, ઉત્કૃષ્ટ અસંખ્યાતા કાળનું અંતર હોય છે.

---

* જ્યારે પરમાણુ પરમાણુ અવસ્થામા રહે છે ત્યારે સ્વસ્થાન કહેવાય છે. જ્યારે પરમાણુ સ્કંધ અવસ્થામાં હોય છે ત્યારે પરસ્થાન કહેવાય છે. જ્યારે પરમાણુ એક સમય સુધી કંપમાન અવસ્થાથી બંધ રહીને ફરી ચાલે છે (કંપે છે) ત્યારે સ્વસ્થાન અપેક્ષાએ જઘન્ય એક સમયનું અંતર હોય છે જ્યારે પરમાણુ પુદ્ગલ અસંખ્યાતા કાળ સુધી કોઈ એક જગ્યાએ સ્થિર રહીને ફરી કંપાયમાન થાય છે ત્યારે

**ગૌતમ :** હે ભગવન્ ! નિષ્કંપ પરમાણુ પુદ્ગલનું અંતર કેટલા કાળનું હોય છે?

**મહાવીર :** હે ગૌતમ ! સ્વસ્થાન અપેક્ષાએ જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ આવલિકાનો અસંખ્યાતમો ભાગ હોય છે. અને પરસ્થાન અપેક્ષાએ જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ અસંખ્યાત કાળનું હોય છે.

સકંપ બે પ્રદેશી સ્કંધનું અંતર સ્વસ્થાન અપેક્ષાએ જઘન્ય એક સમયનું ઉત્કૃષ્ટ અસંખ્યાત કાળનું હોય છે. પરસ્થાન અપેક્ષાએ જઘન્ય એક સમયનુ ઉત્કૃષ્ટ અનંત કાળનું હોય છે.

નિષ્કંપ બે પ્રદેશી સ્કંધનું અંતર સ્વસ્થાન અપેક્ષાએ જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ આવલિકાના અસંખ્યાતમા ભાગનું હોય છે. પરસ્થાન અપેક્ષાએ જઘન્ય એક સમયનું ઉત્કૃષ્ટ અનંતકાળનું હોય છે. એ રીતે યાવત્ અનંત પ્રદેશી સ્કંધ સુધી કહેવું.

ઘણા પરમાણુ અપેક્ષાએ સકંપ અને નિષ્કંપનું અંતર હોતું નથી. એ રીતે યાવત્ અનંત પ્રદેશી સ્કંધ સુધી કહેવું.

અલ્પબહુત્વ :– સર્વથી થોડા સકંપ પરમાણુ પુદ્ગલ, એનાથી નિષ્કંપ પરમાણુ પુદ્ગલ અસંખ્યાત ગુણા. એ રીતે બે પ્રદેશી સ્કંધ યાવત્ અસંખ્યાત પ્રદેશી સ્કંધ સુધી કહેવું. નિષ્કંપ અનંત પ્રદેશી સ્કંધ સર્વથી થોડા, એનાથી નિષ્કંપ અનંત પ્રદેશી સ્કંધ અનંતગુણા છે.

અલ્પબહુત્વ :– (દ્રવ્યાર્થ રૂપથી) (૧) સર્વથી થોડા દ્રવ્યાર્થ રૂપથી અકંપમાન અનંત પ્રદેશી સ્કંધ (૨) એનાથી સકંપ અનંત પ્રદેશી દ્રવ્યાર્થ રૂપથી અનંત ગુણા. (૩) એનાથી પરમાણુ પુદ્ગલ સકંપ દ્રવ્યાર્થરૂપથી અનંત ગુણા (૪) એનાથી સંખ્યાત પ્રદેશી સ્કંધ સકંપ દ્રવ્યાર્થરૂપથી અસંખ્યાત ગુણા (૫) એનાથી અસંખ્યાત પ્રદેશી સ્કંધ સકંપ દ્રવ્યાર્થ

ઉત્કૃષ્ટ અસંખ્યાતા કાળનુ અંતર હોય છે જ્યારે પરમાણુ બે પ્રદેશી આદિ સ્કંધના અંતરગત હોય છે અને જઘન્યથી એક સમય ચાલવાની ક્રિયાથી બંધ રહીને ફરી ચાલે ત્યારે પરસ્થાન અપેક્ષાએ જઘન્ય એક સમયનું અંતર હોય છે. જ્યારે પરમાણુ અસંખ્યાત કાળ સુધી બે પ્રદેશી આદિ સ્કંધોમાં રહીને ફરી સ્કંધથી અલગ થઇને ચલાયમાન થાય છે ત્યારે પરસ્થાન અપેક્ષાએ ઉત્કૃષ્ટ અસંખ્યાતકાળનુ અંતર હોય છે.

રૂપથી અસંખ્યાત ગુણા. (૬) એનાથી પરમાણુ પુદ્ગલ અકંપમાન દ્રવ્યાર્થ રૂપથી અસંખ્યાત ગુણા (૭) એનાથી સંખ્યાત પ્રદેશી સ્કંધ અકંપમાન દ્રવ્યાર્થ રૂપથી અસંખ્યાત ગુણા (૮) એનાથી અસંખ્યાત પ્રદેશી સ્કંધ અકંપમાન દ્રવ્યાર્થરૂપથી અસંખ્યાત ગુણા.

અલ્પબહુત્વ:– (પ્રદેશાર્થરૂપથી) જેમ દ્રવ્યાર્થરૂપથી અલ્પબહુત્વ કહી. તે રીતે પ્રદેશાર્થરૂપથી અલ્પબહુત્વ કહેવી. પરંતુ એટલી વિશેષતા છે કે, પરમાણુ પુદ્ગલમાં અપ્રદેશાર્થરૂપથી કહેવી અને સંખ્યાત પ્રદેશી સ્કંધ અકંપમાન પ્રદેશાર્થરૂપથી અસંખ્યાત ગુણા કહેવા.

બન્નેનો સાથે અલ્પબહુત્વ :– (૧) સર્વથી થોડા અનંત પ્રદેશી સ્કંધ અકંપમાન દ્રવ્યાર્થ રૂપથી (૨) એનાથી અનંત પ્રદેશી સ્કંધ અકંપમાન પ્રદેશાર્થ રૂપથી અનંતગુણા (૩) એનાથી અનંત પ્રદેશી સ્કંધ સકંપ દ્રવ્યાર્થ રૂપથી અનંતગુણા (૪) એનાથી અનંત પ્રદેશી સ્કંધ સકંપ દ્રવ્યાર્થ રૂપથી અપ્રદેશાર્થ રૂપથી અનંતગુણા (૫) તેનાથી પરમાણુ પુદ્ગલ સકંપ દ્રવ્યાર્થ રૂપથી અપ્રદેશાર્થ રૂપથી અનંતગુણા (૬) એનાથી સંખ્યાત પ્રદેશી સ્કંધ સકંપ દ્રવ્યાર્થ રૂપથી અસંખ્યાત ગુણા (૭) એનાથી સંખ્યાત પ્રદેશી સ્કંધ સકંપ પ્રદેશાર્થ રૂપથી સંખ્યાતગુણા@ (૮) એનાથી અસંખ્યાત પ્રદેશી સ્કંધ સકંપ દ્રવ્યાર્થ રૂપથી અસંખ્યાતગુણા (૯) એનાથી અસંખ્યાત પ્રદેશી સ્કંધ પ્રદેશાર્થ રૂપથી અસંખ્યાતગુણા (૧૦) એનાથી પરમાણુ પુદ્ગલ અકંપમાન દ્રવ્યાર્થ રૂપથી અપ્રદેશાર્થ રૂપથી અસંખ્યાતગુણા (૧૧) એનાથી સંખ્યાત પ્રદેશી સ્કંધ અકંપમાન દ્રવ્યાર્થ રૂપથી અસંખ્યાતગુણા (૧૨) એનાથી સંખ્યાત પ્રદેશી સ્કંધ અકંપમાન પ્રદેશાર્થ રૂપથી અસંખ્યાતગુણા<

---

@ 'સંખ્યાત પ્રદેશી સ્કંધ સકંપ પ્રદેશાર્થરૂપથી અસંખ્યાતગુણા' એવું પણ કોઈ પ્રતોમાં મળે છે.

< અગિયારમા બોલમાં નિષ્કંપ પરમાણુઓની અપેક્ષાએ સંખ્યાત પ્રદેશી સ્કંધ નિષ્કંપ દ્રવ્યાર્થરૂપથી સંખ્યાતગુણા બતાવ્યા છે અને બારમા બોલમાં પ્રદેશાર્થરૂપથી સંખ્યાત પ્રદેશી નિષ્કંપ સ્કંધ નિષ્કંપ પરમાણુઓની અપેક્ષાએ અસંખ્યાતગુણા કહ્યા છે. એનું કારણ એ છે કે નિષ્કંપ પરમાણુઓથી નિષ્કંપ

(૧૩) એનાથી અસંખ્યાત પ્રદેશી સ્કંધ અકંપમાન દ્રવ્યાર્થ રૂપથી અસંખ્યાતગુણા (૧૪) એનાથી અસંખ્યાત પ્રદેશી સ્કંધ અકંપમાન પ્રદેશાર્થ રૂપથી અસંખ્યાતગુણા છે.

## સર્વથી અને દેશથી કંપમાન અકંપમાન

**ગૌતમ :** હે ભગવન્! એક પરમાણુ પુદ્‌ગલ સર્વથી કંપે છે કે દેશથી કંપે છે કે કંપતા નથી?

**મહાવીર :** હે ગૌતમ! એક પરમાણુ પુદ્‌ગલ કદાચ સર્વથી કંપે છે, કદાચ કંપતા નથી, પરંતુ દેશથી કંપતા નથી.

**ગૌતમ :** હે ભગવન્! એક બે પ્રદેશી સ્કંધ દેશથી કે સર્વથી કંપે છે કે કંપતા નથી?

**મહાવીર :** હે ગૌતમ! કદાચ દેશથી કંપે છે. કદાચ સર્વથી કંપે છે કદાચ કંપતા નથી.

જે રીતે બે પ્રદેશી સ્કંધનું કહ્યું એ રીતે ત્રણ પ્રદેશી સ્કંધથી લઇને યાવત્ અનંત પ્રદેશી સ્કંધ સુધી કહેવું.

**ગૌતમ :** હે ભગવન્! ઘણા પરમાણુ પુદ્‌ગલ દેશથી કે સર્વથી કંપે છે કે કંપતા નથી?

**મહાવીર :** હે ગૌતમ! દેશથી કંપતા નથી પરંતુ સર્વથી કંપે છે અને નિષ્કંપ પણ રહે છે.

**ગૌતમ :** હે ભગવન્! ઘણા બે પ્રદેશી સ્કંધ દેશથી કે સર્વથી કંપે છે કે નિષ્કંપ રહે છે?

**મહાવીર :** હે ગૌતમ! દેશથી પણ કંપે છે, સર્વથી પણ કંપે છે, અને નિષ્કંપ પણ રહે છે.

---

સંખ્યાત પ્રદેશી સ્કંધ સંખ્યાતગુણા છે. એમાથી અનેક સ્કંધોમાં ઉત્કૃષ્ટ સંખ્યાવાળા પ્રદેશ હોય છે. એટલે એ સ્કંધ નિષ્કંપ પરમાણુઓથી પ્રદેશાર્થ રૂપથી અસંખ્યાતગુણા હોય છે. કેમકે ઉત્કૃષ્ટ સંખ્યાતમાં એક સંખ્યા વધવાથી અસંખ્યાત થઇ જાય છે.

જે રીતે બે પ્રદેશી સ્કંધ કહ્યા એ રીતથી ત્રણ પ્રદેશીથી લઈ યાવત્ અનંત પ્રદેશી સ્કંધ સુધી કહી દેવા.

**ગૌતમ :** હે ભગવન્ ! એક પરમાણુ પુદ્ગલ કંપમાન અકંપમાનની સ્થિતિ કેટલી છે ?

**મહાવીર :** હે ગૌતમ ! કંપમાનની સ્થિતિ જઘન્ય એક સમયની, ઉત્કૃષ્ટ આવલિકના અસંખ્યાતમા ભાગની છે. અકંપમાનની જઘન્ય સ્થિતિ એક સમયની, ઉત્કૃષ્ટ અસંખ્યાત કાળની છે બે પ્રદેશી સ્કંધ સર્વથી કંપમાન અને દેશથી કંપમાનની સ્થિતિ જઘન્ય એક સમયની છે, ઉત્કૃષ્ટ આવલિકાના અસંખ્યાતમા ભાગની છે. અકંપમાનની સ્થિતિ જઘન્ય એક સમયની, ઉત્કૃષ્ટ અસંખ્યાતા કાળની છે. જે રીતે બે પ્રદેશીનું કહ્યું એ રીતે ત્રણ પ્રદેશી સ્કંધ યાવત્ અનંત પ્રદેશી સ્કંધ સુધી કહેવું.

ઘણા પરમાણુ પુદ્ગલ કંપમાન અકંપમાનની સ્થિતિ અને ઘણા બે પ્રદેશી સ્કંધ યાવત્ અનંત પ્રદેશી સ્કંધ સુધી સર્વથી કંપમાન અને દેશથી કંપમાનની સ્થિતિ સર્વકાળ શાશ્વતી લાભે છે.

**ગૌતમ :** હે ભગવન્ ! પરમાણુ પુદ્ગલ કંપમાનનું અંતર કેટલું છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સ્વકાય અપેક્ષાએ પરકાય અપેક્ષાએ અંતર જઘન્ય એક સમયનું ઉત્કૃષ્ટ અસંખ્યાતા કાળનું છે. પરમાણુ પુદ્ગલ અકંપમાનનું અંતર સ્વકાય અપેક્ષાએ જઘન્ય એક સમયનું, ઉત્કૃષ્ટ આવલિકાના અસંખ્યાતમા ભાગનું છે. પરકાય અપેક્ષાએ જઘન્ય એક સમયનું ઉત્કૃષ્ટ અસંખ્યાતા કાળનું છે.

એક બે પ્રદેશી સ્કંધ સર્વ અંશોથી કંપમાન અને થોડા અંશોથી કંપમાનનું અંતર સ્વકાય અપેક્ષાએ જઘન્ય એક સમયનું, ઉત્કૃષ્ટ અસંખ્યાતાકાળનું છે. પરકાય અપેક્ષાએ જઘન્ય એક સમયનું, ઉત્કૃષ્ટ અનંતકાળનું છે. એક બે પ્રદેશી સ્કંધ અકંપમાનનું અંતર સ્વકાય અપેક્ષાએ જઘન્ય એક સમયનું, ઉત્કૃષ્ટ આવલિકાના અસંખ્યાતમા

ભાગનું છે. પરકાય અપેક્ષાએ જઘન્ય એક સમયનું, ઉત્કૃષ્ટ અનંત કાળનું છે.

જે રીતે બે પ્રદેશી સ્કંધ કહ્યા એ રીતે ત્રણ પ્રદેશી સ્કંધ યાવત્ અનંત પ્રદેશી સ્કંધ સુધી કહેવું.

ઘણા પરમાણુ પુદ્ગલ કંપમાન અકંપમાનનું અંતર નથી. એ રીતે બે પ્રદેશી સ્કંધથી લઇને યાવત્ અનંત પ્રદેશી સ્કંધ સુધી કહેવું.

અલ્પબહુત્વઃ- સર્વથી થોડા પરમાણુ પુદ્ગલ કંપમાન, એનાથી અકંપમાન અસંખ્યાતગુણા. બે પ્રદેશી સ્કંધ સર્વથી કંપમાન સર્વથી થોડા, દેશથી કંપમાન અસંખ્યાતગુણા, અકંપમાન અસંખ્યાતગુણા.

એ રીતે ત્રણ પ્રદેશી સ્કંધથી લઇને યાવત્ અસંખ્યાત પ્રદેશી સ્કંધ સુધી કહેવા. અનંત પ્રદેશી સ્કંધ અકંપમાન સર્વથી થોડા, એનાથી સર્વ કંપમાન અનંતગુણા, એનાથી દેશ કંપમાન અનંતગુણા.

પરમાણુ પુદ્ગલ સંખ્યાત પ્રદેશી સ્કંધ અસંખ્યાત પ્રદેશી સ્કંધ અનંત પ્રદેશી સ્કંધ સર્વ કંપમાન દેશ કંપમાન અકંપમાન દ્રવ્યાર્થની અલ્પબહુત્વઃ-(૧) સર્વથી થોડા અનંત પ્રદેશી સ્કંધ સર્વ કંપમાન દ્રવ્યાર્થથી, (૨) એનાથી અનંત પ્રદેશી સ્કંધ અકંપમાન દ્રવ્યાર્થથી અનંતગુણા (૩) એનાથી અનંત પ્રદેશી સ્કંધ દેશ કંપમાન દ્રવ્યાર્થથી અનંતગુણા (૪) એનાથી અસંખ્યાત પ્રદેશી સ્કંધ સર્વ કંપમાન દ્રવ્યાર્થથી ▱ અનંતગુણા. (૫) એનાથી અસંખ્યાત પ્રદેશી સ્કંધ સર્વ કંપમાન દ્રવ્યાર્થથી અસંખ્યાતગુણા (૬) એનાથી પરમાણુ પુદ્ગલ સર્વ કંપમાન દ્રવ્યાર્થથી અસંખ્યાતગુણા (૭) એનાથી સંખ્યાત પ્રદેશી સ્કંધ દેશ કંપમાન દ્રવ્યાર્થથી અસંખ્યાતગુણા. (૮) એનાથી અસંખ્યાત પ્રદેશી સ્કંધ દેશ-કંપમાન દ્રવ્યાર્થથી અસંખ્યાતગુણા. (૯) એનાથી પરમાણુ પુદ્ગલ અકંપમાન દ્રવ્યાર્થથી અસંખ્યાતગુણા. (૧૦) એનાથી સંખ્યાત પ્રદેશી સ્કંધ અકંપમાન દ્રવ્યાર્થથી સંખ્યાત ગુણા. (૧૧) એનાથી અસંખ્યાત પ્રદેશી સ્કંધ અકંપમાન દ્રવ્યાર્થથી અસંખ્યાત ગુણા.

---

▱ ડો.d પ્રતોમા અસંખ્યાતગુણા પણ મળે છે.

પ્રદેશાર્થથી અલ્પબહુત્વ :— પ્રદેશાર્થથી અલ્પબહુત્વ દ્રવ્યાર્થની રીતે કહેવી. પરંતુ એટલી વિશેષતા છે કે પરમાણુમાં અપ્રદેશાર્થ કહેવા. સંખ્યાત પ્રદેશી સ્કંધ અકંપમાન પ્રદેશાર્થ અસંખ્યાત ગુણા કહેવા.

દ્રવ્યાર્થ પ્રદેશાર્થ બન્નેની સાથે અલ્પ બહુત્વ :— (૧) સર્વથી થોડા અનંત પ્રદેશી સ્કંધ સર્વ કંપમાન દ્રવ્યાર્થથી (૨) એનાથી અનંત પ્રદેશી સ્કંધ સર્વ કંપમાન પ્રદેશાર્થથી અનંત ગુણા (૩) એનાથી અનંત પ્રદેશી સ્કંધ અકંપમાન દ્રવ્યાર્થથી અનંત ગુણા. (૪) એનાથી અનંત પ્રદેશી સ્કંધ અકંપમાન પ્રદેશાર્થથી અનંત ગુણા (૫) એનાથી અનંત પ્રદેશી સ્કંધ દેશ કંપમાનથી અનંતગુણા (૬) એનાથી અનંત પ્રદેશી સ્કંધ દેશ કંપમાન પ્રદેશાર્થથી અનંત ગુણા (૭) એનાથી અસંખ્યાત પ્રદેશી સ્કંધ સર્વ કંપમાન દ્રવ્યાર્થથી અનંત ગુણા (૮) એનાથી અસંખ્યાત પ્રદેશી સ્કંધ સર્વ કંપમાન પ્રદેશાર્થથી અસંખ્યાત ગુણા. (૯) એનાથી સંખ્યાત પ્રદેશી સ્કંધ સર્વ કંપમાન દ્રવ્યાર્થથી અસંખ્યાત ગુણા. (૧૦) એનાથી સંખ્યાત પ્રદેશી સ્કંધ સર્વ કંપમાન પ્રદેશાર્થથી< સંખ્યાત ગુણા (૧૧) એનાથી પરમાણુ પુદ્ગલ પરમાણુ સર્વ કંપમાન દ્રવ્યાર્થથી (અપ્રદેશાર્થથી) અસંખ્યાત ગુણા (૧૨) એનાથી સંખ્યાત પ્રદેશી સ્કંધ દેશ કંપમાન દ્રવ્યાર્થથી અસંખ્યાત ગુણા. (૧૩) એનાથી સંખ્યાત પ્રદેશી સ્કંધ દેશ કંપમાન પ્રદેશાર્થથી સંખ્યાત ગુણા (૧૪) એનાથી અસંખ્યાત પ્રદેશી સ્કંધ દેશ કંપમાન દ્રવ્યાર્થથી અસંખ્યાત ગુણા. (૧૫) એનાથી અસંખ્યાત પ્રદેશી સ્કંધ પ્રદેશાર્થથી અસંખ્યાત ગુણા. (૧૬) એનાથી પરમાણુ પુદ્ગલ અકંપમાન દ્રવ્યાર્થથી (અપ્રદેશાર્થથી) અસંખ્યાત ગુણા. (૧૭) એનાથી સંખ્યાત પ્રદેશી સ્કંધ અકંપમાન દ્રવ્યાર્થથી સંખ્યાત ગુણા (૧૮) એનાથી સંખ્યાત પ્રદેશી સ્કંધ પ્રદેશાર્થથી સંખ્યાત ગુણા. (૧૯) એનાથી અસંખ્યાત પ્રદેશી સ્કંધ અકંપમાન દ્રવ્યાર્થથી અસંખ્યાત ગુણા. (૨૦) એનાથી અસંખ્યાત પ્રદેશી સ્કંધ અકંપમાન પ્રદેશાર્થથી અસંખ્યાત ગુણા.

**ગૌતમ :** હે ભગવન્ ! ધર્માસ્તિકાયના મધ્ય પ્રદેશ કેટલા કહ્યા છે ?

---

< કોઈ પ્રતોમાં અસંખ્યાત ગુણા પણ મળે છે.

**મહાવીર :** હે ગૌતમ ! આઠ @ કહ્યા છે.

એ રીતે અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને જીવાસ્તિકાયના પણ આઠ આઠ મધ્ય પ્રદેશ કહ્યા છે.

**ગૌતમ :** હે ભગવન્ ! જીવાસ્તિકાયના એ આઠ પ્રદેશ આકાશાસ્તિકાયના કેટલા પ્રદેશોમાં સમાઇ શકે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જઘન્ય એક, બે ત્રણ ચાર, પાંચ, છ માં સમાઇ શકે છે. અને ઉત્કૃષ્ટ આઠ પ્રદેશોમાં સમાઇ શકે છે □ પરંતુ સાત પ્રદેશોમાં સમાઈ શકતા નથી.

## કાળ

## શ્રી ભગવતી સૂત્ર શ. ૨૫. ઉ. ૫ નો અધિકાર

**ગૌતમ :** હે ભગવન્ ! આવલિકા સંખ્યાતા સમયરૂપ છે, અસંખ્યાત સમયરૂપ છે અથવા અનંત સમયરૂપ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! (૧) આવલિકા સંખ્યાત સમયરૂપ નથી, અનંત સમયરૂપ પણ નથી પરંતુ અસંખ્યાત સમયરૂપ છે.

એ રીતે (૨) શ્વાસોશ્વાસ,(૩) સ્તોક, (૪) લવ, (૫) મુહૂર્ત, (૬) અહોરાત્રિ, (૭) પક્ષ, (૮) માસ, (૯) ઋતુ, (૧૦) અયન, (૧૧) સંવત્સર વર્ષ, (૧૨) યુગ, (૧૩)સો વર્ષ, (૧૪) હજાર વર્ષ, (૧૫) લાખ વર્ષ, (૧૬) પૂર્વાંગ,

---

@ 'ધર્માસ્તિકાયના આઠ મધ્ય પ્રદેશ આઠ રુચક પ્રદેશવર્તી હોય છે' એમ ચૂર્ણીકાર કહે છે. તે રુચક પ્રદેશ મેરુના મૂળ ભાગને મધ્યવર્તી છે. જો કે ધર્માસ્તિકાય આદિ લોક પ્રમાણ છે. એ માટે એનો મધ્ય ભાગ રુચક પ્રદેશોથી અસંખ્યાત યોજન દૂર રત્નપ્રભાની નીચેના આકાશની અંદર છે, રુચકવર્તી નથી છતા પણ આકાશાસ્તિકાયના આઠ રુચક પ્રદેશની દિશા અને વિદિશાનું ઉત્પત્તિ સ્થાન છે. એ માટે તે ધર્માસ્તિકાય આદિનો પણ મધ્ય ભાગ છે, એવી વિવક્ષા કરેલ છે. એવો સંભવ લાગે છે

□ સંકોચ અને વિસ્તાર એ જીવ પ્રદેશોના ધર્મ છે એ માટે જીવના મધ્યવર્તી આઠ પ્રદેશ જઘન્ય એક, બે ત્રણ, ચાર, પાંચ, છ આકાશ પ્રદેશોમાં રહી શકે છે અને ઉત્કૃષ્ટ આઠ પ્રદેશોમાં રહે છે, પરંતુ સાત આકાશ પ્રદેશોમાં કદી રહેતા નથી. કેમકે વસ્તુ સ્વભાવ એવો છે.

(૧૭) પૂર્વ, (૧૮) ત્રુટિતાંગ, (૧૯) ત્રુટિત, (૨૦) અટટાંગ, (૨૧) અટટ, (૨૨) અવવાંગ, (૨૩) અવવ, (૨૪) હૂહૂકાંગ, (૨૫) હૂહૂક, (૨૬) ઉત્પલાંગ, (૨૭) ઉત્પલ, (૨૮) પદ્માંગ, (૨૯) પદ્મ, (૩૦) નલિનાંગ, (૩૧) નલિન, (૩૨) અર્થનિપુરાંગ, (૩૩) અર્થનિપુર, (૩૪) અયુતાંગ, (૩૫) અયુત, (૩૬) નયુતાંગ, (૩૭) નયુત, (૩૮) પ્રયુતાંગ, (૩૯) પ્રયુત, (૪૦) ચૂલિકાંગ, (૪૧) ચૂલિકા, (૪૨) શીર્ષપ્રહેલિકાંગ, (૪૩) શીર્ષપ્રહેલિકા, (૪૪) પલ્યોપમ, (૪૫) સાગરોપમ, (૪૬) અવસર્પિણી, (૪૭) ઉત્સર્પિણી સુધી કહેવું. એ સર્વ અસંખ્યાત સમયરૂપ છે.

**ગૌતમ :** હે ભગવન્ ! પુદ્ગલ પરાવર્તન અસંખ્યાત સમયરૂપ છે, સંખ્યાત સમરૂપ છે અથવા અનંત સમયરૂપ છે?

**મહાવીર :** હે ગૌતમ ! સંખ્યાત સમયરૂપ નથી, અસંખ્યાત સમયરૂપ નથી. પરંતુ અનંત સમયરૂપ છે. એ રીતે ભૂતકાળ, ભવિષ્યકાળ અને સર્વકાળ કહેવા.

**ગૌતમ :** હે ભગવન્ ! બહુ આવલિકાઓ સંખ્યાત સમયરૂપ છે, અસંખ્યાત સમયરૂપ છે અથવા અનંત સમયરૂપ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સંખ્યાત સમયરૂપ નથી, કદાચ અસંખ્યાત સમયરૂપ છે, કદાચ અનંત સમયરૂપ છે.

એ રીતે ઘણા શ્વાસોશ્વાસ યાવત્ ઘણા ઉત્સર્પિણી સુધી કહેવું.

**ગૌતમ :** હે ભગવન્ ! ઘણા પુદ્ગલ પરાવર્તન સંખ્યાત સમયરૂપ છે, અસંખ્યાત સમયરૂપ છે, કે અનંત સમયરૂપ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સંખ્યાત સમયરૂપ નથી, અસંખ્યાત સમયરૂપ નથી. પરંતુ અનંત સમયરૂપ છે. ○

**ગૌતમ :** હે ભગવન્ ! આણુપાણુ ( આનપાણુ શ્વાસોશ્વાસ ) સંખ્યાત આવલિકારૂપ છે, અસંખ્યાત આવલિકારૂપ છે અથવા અનંત આવલિકારૂપ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! આણુપાણુ સંખ્યાત આવલિકારૂપ છે પરંતુ અસંખ્યાત અને અનંત આવલિકારૂપ નથી. એ રીતે શીર્ષપ્રહેલિકા

---

○ ભૂતકાળ, ભવિષ્યકાળ અને સર્વકાળ એમા બહુવચન હોતા નથી એટલે એમાં બહુવચન અપેક્ષાએ પ્રશ્ન કર્યો નથી.

સુધી કહેવું. પલ્યોપમ, સાગરોપમ, અવસર્પિણી, ઉત્સર્પિણી એ ચાર બોલોમાં એક એકમાં અસંખ્યાત આવલિકા છે.

પુદ્ગલ પરાવર્તન, ભૂતકાળ (ગયો કાળ), ભવિષ્યકાળ ( આવવાવાળો કાળ ) અને સર્વકાળ એ ચાર બોલોમાં એક એકમાં અનંત આવલિકાઓ છે.

**ગૌતમ :** હે ભગવન્ ! ઘણા આણુપાણુમાં સંખ્યાત આવલિકા છે, અસંખ્યાત આવલિકા છે અથવા અનંત આવલિકા છે ?

**મહાવીર :** હે ગૌતમ ! કદાચ સંખ્યાત, કદાચ અસંખ્યાત, કદાચ અનંત આવલિકા છે. એ રીતે શીર્ષપ્રહેલિકા સુધી કહેવું. ઘણા પલ્યોપમ, સાગરોપમ, અવસર્પિણી, ઉત્સર્પિણી એ ચાર બોલોમાં કદાચ અસંખ્યાત, કદાચ અનંત આવલિકા છે. ઘણા પુદ્ગલ-પરાવર્તનમાં અનંત આવલિકા છે.

**ગૌતમ :** હે ભગવન્ ! એક સ્તોકમાં કેટલા આણુપાણુ છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જે રીતે આવલિકાનું કહ્યું એ રીતે કહેવું. યાવત્ શીર્ષપ્રહેલિકા સુધી કહેવું. એ રીતે એક એક બોલને છોડીને એકવચન અપેક્ષાએ પ્રશ્નોત્તર કરવા.

**ગૌતમ :** હે ભગવન્ ! એક પલ્યોપમમાં સમયથી લગાડી શીર્ષપ્રહેલિકા સુધી કેટલા છે ?

**મહાવીર :** હે ગૌતમ ! અસંખ્યાત છે.

**ગૌતમ :** હે ભગવન્ ! બહુ પલ્યોપમમાં સમયથી લગાડી શીર્ષપ્રહેલિકા સુધી કેટલા છે ?

**મહાવીર :** હે ગૌતમ ! કદાચ અસંખ્યાત, કદાચ અનંત.

**ગૌતમ :** હે ભગવન્ ! એક સાગરોપમમાં પલ્યોપમ કેટલા છે?

**મહાવીર :** હે ગૌતમ ! સંખ્યાત છે. એ રીતે અવસર્પિણીમાં ઉત્સર્પિણીમાં પલ્યોપમ સંખ્યાત છે.

**ગૌતમ :** હે ભગવન્ ! એક પુદ્ગલ પરાવર્તનમાં પલ્યોપમ કેટલા છે ?

**મહાવીર :** હે ગૌતમ ! અનંત છે. એ રીતે ભૂતકાળ, ભવિષ્યકાળ, સર્વકાળમાં પણ પલ્યોપમ અનંત છે.

**ગૌતમ :** હે ભગવન્ ! બહુ સાગરોપમમાં પલ્યોપમ કેટલા છે ?

**મહાવીર :** હે ગૌતમ ! કદાચ સંખ્યાત, કદાચ અસંખ્યાત, કદાચ અનંત છે. એ રીતે અવસર્પિણીમાં પણ કહેવું. બહુ પુદ્‌ગલ પરાવર્તનમાં પલ્યોપમ અનંત છે.

**ગૌતમ :** હે ભગવન્ ! એક અવસર્પિણીમાં, એક ઉત્સર્પિણીમાં સાગરોપમ કેટલા છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સંખ્યાત યાવત્ પલ્યોપમની રીતે કહેવા.

**ગૌતમ :** હે ભગવન્ ! એક પુદ્‌ગલ પરાવર્તનમાં અવસર્પિણી ઉત્સર્પિણી કેટલી છે ?

**મહાવીર :** હે ગૌતમ ! અનંત છે. એ રીતે ભૂતકાળ, ભવિષ્યકાળ અને સર્વકાળ કહેવા.

**ગૌતમ :** હે ભગવન્ ! બહુ પુદ્‌ગલ પરાવર્તનમાં અવસર્પિણી ઉત્સર્પિણી કેટલી છે ?

**મહાવીર :** હે ગૌતમ ! અનંત છે.

**ગૌતમ :** હે ભગવન્ ! ભૂતકાળમાં પુદ્‌ગલ પરાવર્તન કેટલા છે ?

**મહાવીર :** હે ગૌતમ ! અનંત છે. એ રીતે ભવિષ્યકાળ અને સર્વકાળમાં પણ પુદ્‌ગલ પરાવર્તન અનંત છે.

સમુચ્ચય ત્રણ કાળના ૬ અલાવા (આલાપક) કહેવાય છે: (૧) ભૂતકાળથી ભવિષ્યકાળ એક સમય અધિક છે. (૨) ભવિષ્યકાળથી ભૂતકાળ એક સમય ન્યૂન (ઓછો) છે. (૩) ભૂતકાળથી સર્વકાળ બે ગુણાથી કંઈક અધિક છે. (૪) સર્વકાળથી ભૂતકાળ અડધાથી કંઈક ઓછો છે. (૫) ભવિષ્યકાળથી સર્વકાળ બે ગુણાથી કંઈક ઓછો છે. (૬) સર્વકાળથી ભવિષ્યકાળ અડધાથી કંઈક વધુ છે.

## નૈરયિક ઉત્પત્તિ

### ભગવતી સૂત્ર શ. ૨૫ ઉ.૮ થી ૧૧ નો અધિકાર

**ગૌતમ** : હે ભગવન્ ! નૈરયિક નરકમા કેવી રીતે ઉત્પન્ન થાય છે?

**મહાવીર** : હે ગૌતમ ! જેમ કોઇ કુદતો માણુસ પોતાની ઇચ્છાથી ક્રિયાસાધનદ્વારા ભવિષ્યકાલમાં પ્રથમ સ્થાન છોડી આગળના સ્થાનને પ્રાપ્ત કરી ફરે છે. એજ પ્રમાણે જીવ પણ ચાલુ ભવને છોડી આગલા ભવને સ્વિકાર કરે છે.

**ગૌતમ** : હે ભગવન્ નરકમા ઉત્પન્નથવાવાલા જીવની ગતિ કેવી શીઘ્ર હોય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! જેમ કોઇ ત્રીજા–ચોથા આરાનો જન્મેલ બલિષ્ઠ તરુણુ શીલ્પકળામાં નિપુણુ હોય અને તે હાથ, પગનો સંકોચ અને વિસ્તાર શીઘ્રતાની કરે તેટલો વખત પણ લાગતો નથી, કારણુ કે તેમા અસંખ્યાતા સમય વ્યતિત થઇ જાય છે. પરંતુ નરકમાં ઉત્પન્ન થવાવાલા નૈરયિકને ૧–૨–૩ સમય લાગે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! જીવો પરભવનુ આયુષ્ય કેવી રીતે બાંધે છે?

**મહાવીર** : હે ગૌતમ ! જીવો અધ્યવસાય–મન–વચન–કાયા યોગથી અને કર્મબંધનના હેતુદ્વારા પરભવનુ આયુષ્ય બાંધે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! તે જીવોની ગતિ (તે ભવથી બહાર નિકળવાનું) કેમ થાય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! આયુ–ભવ અને સ્થિતિનો@ ક્ષય થયે તે જીવોની ગતિ થાય છે.

**ગૌતમ** : હે ભગવન્ ! જીવો પોતાની શક્તિથી ઉત્પન્ન થાય છે કે પરશક્તિથી ?

---

@ આયુષ્ય–સ્થિતિ અને ભવનો ક્રમશઃ અર્થ—

**મહાવીર** : હે ગૌતમ! જીવો આત્મઋદ્ધિથી (પોતાની શકિતથી) ઉત્પન્ન થાય છે પરંતુ પરઋદ્ધિ (પરશકિત)થી ઉત્પન્ન થતા નથી.

**ગૌતમ** : હે ભગવન્! જીવો પોતાના કર્મથી ઉત્પન્ન થાય છે કે–પરના કર્મથી?

**મહાવીર** : હે ગૌતમ! જીવો પોતાના કર્મથી ઉત્પન્ન થાય છે, પરના કર્મથી ઉત્પન્ન થતા નથી.

**ગૌતમ** : હે ભગવન્! જીવો પોતાના પ્રયોગથી ઉત્પન્ન થાય છે કે–પર પ્રયોગથી.

**મહાવીર** : હે ગૌતમ! જીવો પોતાના પ્રયોગથી ઉત્પન્ન થાય છે, પર પ્રયોગથી નહિ. એમ ચોવીસે દંડક માટે જાણવું.

જે પ્રમાણે આઠમા ઉદ્દેશામાં કહ્યું તે પ્રમાણે નવમા દશમા ઉદ્દેશામાં ભવી અને અભવી નૈરયિક માટે સમજવું. અને ૧૧ તથા ૧૨મા ઉદ્દેશામાં સમદૃષ્ટિ તથા મિથ્યાદૃષ્ટિ નૈરયિકનું વકતવ્ય કહેવું, અને ૨૪ દંડકના જીવોને માટે પણ તેમજ કથન કરવું.



---

(૧) આયુષ્ય :– આગલા ભવનું આયુષ્ય પૂર્વ ભવે જે વખતે બાંધ્યું ત્યારથી આગલા ભવમાં જેટલો સમય રહેશે તે સર્વ આયુષ્ય કહેવાય છે.

(૨) સ્થિતિ :– જે ભવનું આયુષ્ય બાંધેલ છે તે સ્થાનમાં ઉત્પન્ન થવા માટે ત્યજિત્ય શરીરનો સંબંધ છોડી વાટે વહેતો થયો ત્યારથી જેટલા સમયનું આયુષ્ય બાંધેલ છે તેટલો કાળ ત્યાં વિતાવે તેનું નામ સ્થિતિ,

(૩) ભવ :– દેવ, મનુષ્ય, વિગેરેના જે ભવ મળ્યો છે અને તે અવસ્થામાં ટકેલ છે, તેનું નામ ભવ. આ ત્રણેનો ક્ષય થાય છે ત્યારે એક સાથે જ થાય તે. અને ત્યારે જ આત્મા ગતિઅંતર (એક ભવથી બીજા ભવમાં) કરી શકે છે.

# નિયંઠા

## શ્રી ભગવતી સૂત્ર શ. ૨૫ ના ઉ. ૬ નો અધિકાર

નિર્ગંથોનાં ૩૬ દ્વાર કહે છે. [૧] પન્નવણા [પ્રરૂપણા] [૨] વેદ, [૩] રાગ [સરાગી] [૪] કલ્પ, [૫] ચરિત્ર, [૬] પડિસેવણા [દોષસેવન] [૭] જ્ઞાન, [૮] તીર્થ, [૯] લિંગ, [૧૦] શરીર, [૧૧] ક્ષેત્ર, [૧૨] કાળ, [૧૩] ગતિ, [૧૪] સંયમ-સ્થાન, [૧૫] [નિકાસે] ચારિત્ર પર્યાય, [૧૬] યોગ, [૧૭] ઉપયોગ, [૧૮] કષાય, [૧૯] લેશ્યા, [૨૦] પરિણામ, [૨૧] બંધ, [૨૨] વેદે [૨૩] ઉદીરણા, [૨૪] ઉપસંપજ્જણ [ક્યાં જાય?] [૨૫] સંજ્ઞાબહુત્તા, [૨૬] આહાર, [૨૭] ભવ, [૨૮] આગરેસ [કેટલી વખત આવે?] [૨૯] કાળ-સ્થિતિ, [૩૦] આંતરો, [૩૧] સમુદ્દઘાત, [૩૨] ક્ષેત્ર [વિસ્તાર] [૩૩] સ્પર્શના, [૩૪] ભાવ, [૩૫] પરિમાણ [કેટલા લાભે] અને [૩૬] અલ્પબહુત્વદ્વાર.

**૧. પન્નવણાદ્વાર :–**□

નિર્ગંથ (સાધુ) ૬ પ્રકારના પ્રરૂપ્યા છે. [૧] પુલાક [૨] બકુશ, [૩] પડિસેવણા, [૪] કષાયકુશીલ, [૫] નિર્ગંથ, [૬] સ્નાતક.

**પુલાક :** < સારરહિત ધાન્યને પુલાક કહે છે. તે પ્રમાણે સંયમસાર રહિતને પુલાક કહેવાય છે. તે સંયમવાન હોવા છતાં દોષ વડે સંયમને કંઇક અસાર કરે છે. તેના બે ભેદ છેઃ

**(૧) લબ્ધિ પુલાક :–** @ કોઇ ચક્રવતી આદિ જિનશાસ-

---

□ બાહ્ય અને આભ્યંતર ગ્રન્થ-પરિગ્રહથી રહિતને નિર્ગંથ અથવા શ્રમણ-સાધુ કહેવાય છે, તે બધાને સર્વ વિરતિ ચારિત્ર હોવા છતાં ચારિત્ર મોહનીય કર્મના ક્ષયોપશમની વિભિન્નતાને કારણે નિર્ગંથના ૭ પ્રકાર થાય છે.

< આ સંબંધે અન્ય આચાર્યો આ પ્રમાણે કહે છે કે, વિરાધનાથી જે જ્ઞાનપુલાક છે તેને જ આવી લબ્ધિ હોય છે અને તેને જ લબ્ધિપુલાક કહેવાય છે. તે સિવાય બીજા કોઇ લબ્ધિ પુલાક કહેવાતા નથી.

@ **પ્રશ્ન :** પુલાક નિર્ગંથનો સંયમ થોડો નિસ્સાર છે કે વિશેષ નિસ્સાર છે?

**ઉત્તર :** પુલાકના સંયમમાં નિસ્સારતાની બહુલતા હોવા છતાં પણ થોકડામાં જે થોડો નિસ્સાર બતાવ્યો છે તે સમયની અપેક્ષાથી બતાવ્યું છે, અર્થાત્ પુલાક થોડા સમયને માટે સંયમને નિસ્સાર (અલ્પસાર) કરી દે છે.

નની કે જૈનમુનિની અશાતના કરે તો તેની સેના આદિને સજા કરવા માટે લબ્ધિનો પ્રયોગ કરે તે.

**(૨) પ્રતિસેવના પુલાક :–** તેના પાંચ પ્રકાર છે. જ્ઞાનને વિસ્મરણાદિ દૂષણ વડે વિરાધના કરે તે જ્ઞાનપુલાક, શંકાદિ દૂષણ વડે સમ્યક્ત્વની વિરાધના કરે તે દર્શનપુલાક, મૂળ–ઉત્તરગુણની વિરાધનાથી જે ચારિત્રને દૂષિત કરે તે ચારિત્રપુલાક, જે વિના કારણ અન્ય લિંગ ધારણ કરે તે લિંગ પુલાક અને જે મનથી અકલ્પિત–સેવવા અયોગ્ય દોષોને સેવે તે યથાસૂક્ષ્મ કહેવાય છે.

**(૨) બકુશના બે ભેદ છે :–** [૧] ઉપકરણ બકુશ અને, [૨] શરીર બકુશ. જે વસ્ત્રપાત્રાદિ ઉપકરણની વિભૂષા કરવાના સ્વભાવવાળો હોય તે ઉપકરણ બકુશ. તથા જે હાથ–પગ, નખ, મુખ આદિ શરીરના અવયવોને સુશોભિત કર્યા કરે તે શરીર બકુશ.

આ બન્ને પ્રકારના બકુશના પાંચ પ્રકાર છે. [૧] શરીર, ઉપકરણ આદિને સુશોભિત કરવા સાધુઓને અયોગ્ય છે, એમ જાણવા છતાં પણ જે દોષ લગાડે તે આભોગબકુશ. [૨] અજાણતાં દોષ સેવે તે અનાભોગબકુશ, [૩] સંવુડા–પ્રગટ દોષ લગાડે, [૪] અસંવુડા–છાના દોષ લગાડે, [૫] યથાસૂક્ષ્મ–હાથ–મોં ધોવે, આંખ આંજે ઇત્યાદિ કરે. બકુશ નિર્ગ્રંથ તે ખળામાં પડેલી શાળવંત્ સમજવું.

**(૩) પ્રતિસેવના :–** (વિરાધના) કથંચિત્ ઉત્તર ગુણોની વિરાધના વડે દૂષિત ચારિત્રવાળા હોય તે પ્રતિસેવના નિર્ગ્રંથ કહેવાય છે. તેના પાંચ પ્રકાર છે. [૧] જ્ઞાન, [૨] દર્શન, [૩] ચારિત્ર, [૪] લિંગ વડે જે આજીવિકા કરનાર હોય તેને ક્રમશઃ જ્ઞાન પ્રતિસેવના, દર્શનપ્રતિસેવના, ચારિત્ર પ્રતિસેવના અને લિંગપ્રતિસેવના કહે છે. (૫) તથા આ 'તપસ્વી' છે એવી પ્રશંસાથી જે ખુશ થાય તથા તપના ફળની ઇચ્છા કરે અને દેવાદિપદની ઇચ્છા કરે તેને યથાસૂક્ષ્મ પ્રતિસેવના કહે છે. શાળના ઊપણેલા ખળા જેવા પ્રતિસેવના નિર્ગ્રંથ છે.

**(૪) કષાયકુશીલ :–** ફોતરાંવાળી, કચરા વિનાની શાળ જેવા જેને માત્ર સંજ્વલન કષાયનું જ દૂષણ છે. તેના પાંચ પ્રકાર છે. (૧–૨–૩)

જે ક્રોધ, માય આદિ કષાયોના ઉદયથી જે ઊંચનીચ પરિણામો વડે જ્ઞાન-દર્શન અને ચારિત્રમાં દોષ લગાડે તેને ક્રમશઃ જ્ઞાનકષાયકુશીલ, દર્શનકષાયકુશીલ અને ચારિત્રકષાયકુશીલ કહે છે. [૪] જે કષાય-પૂર્વક વેશ પરિવર્તન કરે તેને લિંગકષાયકુશીલ કહે છે. અને, [૫] જે મનથી ક્રોધાદિનું સેવન કરે છે તેને યથાસૂક્ષ્મ કષાયકુશીલ કહેલ છે. તે મૂળગુણમાં અને ઉત્તરગુણમાં દોષ લગાડતા નથી.

(૫) નિગ્રંથ-ફોતરાં કાઢેલી-ખાંડેલી શાળ જેવા. તેના ૫ ભેદ [૧] પ્રથમ સમય નિગ્રંથ (દસમે ગુણસ્થાનથી ૧૧ કે ૧૨ ગુણસ્થાનથી ચડતા પ્રથમ સમયના) [૨] અપ્રથમ સમય નિગ્રંથ (૧૧-૧૨ ગુણસ્થાનમાં બે સમયથી વધુ થયું હોય) [૩] ચરમ સમય (૧ સમયનું છદ્મસ્થપણું જેને બાકી હોય) [૪] અચરમ સમય (બે સમયથી વધુ સમય જેને છદ્મસ્થપણું બાકી હોય) અને, [૫] અહાસુહુમ્મ નિગ્રંથ (પ્રથમ આદિ સમયની વિવક્ષા સિવાયના નિગ્રંથો.)

(૬) સ્નાતક :- ○ શુદ્ધ અખંડ, સુગંધી ચોખા જેવા, તેના ૫ ભેદ :- [૧] અચ્છવી (યોગ નિરોધ [૨] અસબલે (સબલા દોષ રહિત) [૩] અકમ્મે (ઘાતિકર્મ રહિત) [૪] સંશુદ્ધ, (કેવળી) અને [૫] અપરિસ્સવી (અબંધક).

૨. વેદદ્વાર :-

(૧) પુલાક@ પુરુષ વેદી અને પુરુષ નપુંસક વેદી હોય (૨-૩)બકુશ પડિસેવણા-ત્રણ વેદી, (૪) કષાયકુશીલ ત્રણ વેદી અને અવેદી (ઉપશાંત

---

○ કોઈ પણ વ્યાખ્યાકારે આ સ્થળે અથવા અન્ય સ્થળે સ્નાતકની ભિન્ન ભિન્ન અવસ્થાનુ વર્ણન કરેલ નથી માટે એવો સંભવ પ્રતીત થાય છે કે શબ્દનયને અનુસરીને એક જ અર્થના પર્યાયવાચી નામ હોવાં જોઈએ. શક્ર-દેવેન્દ્ર-પુરંદર આદિની જેમ.

@ સ્ત્રીને તથા જન્મ નપુંસકને પુલાકલબ્ધિ હોતી નથી. પુરુષને તથા પુરુષનપુંસકને હોય છે (લિંગચ્છેદ આદિ વડે જે કૃત્રિમ નપુંસક હોય તેને પુરુષ નપુંસક કહે છે)

કે ક્ષીણ) (૫) નિર્ગ્રંથ અવેદી ઉપશાંત અને ક્ષીણ. અને (૬) સ્નાતક ક્ષીણ અવેદી હોય.

૩. રાગદ્વાર :–

૪ નિર્ગ્રંથ સરાગી. નિર્ગ્રંથ (પાંચમા) વિતરાગી (ઉપશાંત અને ક્ષીણ) અને, સ્નાતક ક્ષીણ વીતરાગી હોય.

૪. કલ્પદ્વાર :–

કલ્પ પાંચ પ્રકારે (સ્થિત, અસ્થિત, સ્થિવર, જિનકલ્પ અને કલ્પાતીત) પાલન કરાય, એ કલ્પ ૧૦ પ્રકારના છે. (૧) અચેલ,☐ (૨) ઉદ્દેશી, (૩) રાજપિંડ, (૪) સેજ્જાંતર, (૫) માસકલ્પ, (૬) ચોમાસી કલ્પ, (૭) વ્રત, (૮) પ્રતિક્રમણ, (૯) કૃતિકર્મ અને (૧૦) પુરુષ જ્યેષ્ઠ.

એ દસ કલ્પ પહેલા અને છેલ્લા તીર્થંકરના શાસનમાં સ્થિત કલ્પ હોય છે. શેષ ૨૨ તીર્થંકરના શાસનમાં અસ્થિત કલ્પ છે. ઉપરના ૧૦ કલ્પમાંથી ૪–૭–૯–૧૦ એ ચાર સ્થિત કલ્પ છે, અને ૧–૨–૩–૫–૬–૮ અસ્થિત કલ્પ છે.

સ્થિવરકલ્પ=શાસ્ત્રોક્ત વસ્ત્ર–પાત્રાદિ રાખે.

જિનકલ્પ=જઘન્ય ૨ ઉત્કૃષ્ટ ૧૨ ઉપકરણ રાખે.

કલ્પાતીત=કેવળી, મનઃપર્યવ, અવધિજ્ઞાની, ૧૪ પૂર્વધર, ૧૦ પૂર્વધર, શ્રુતકેવળી અને જાતિસ્મરણ જ્ઞાની.

પુલાક=સ્થિત, અસ્થિત અને સ્થિવર કલ્પી હોય.

બકુશ અને પડિસેવણા નિયંઠામાં કલ્પ ૪, સ્થિત, અસ્થિત, સ્થિવર અને જિનકલ્પી.

કશાયકુશીલમાં ૫ કલ્પ–ઉપરના ૪ અને કલ્પાતીત.

નિર્ગ્રંથ અને સ્નાતક–સ્થિત, અસ્થિત અને કલ્પાતીતમાં હોય.

૫. ચારિત્રદ્વાર :–

ચારિત્ર પાંચ છે. (૧) સામાયિક, (૨) છેદોપસ્થાપનીય, (૩) પરિહાર વિશુદ્ધિ (૪) સૂક્ષ્મસંપરાય, અને, (૫) યથાખ્યાત, પુલાક,

☐ જુઓ પરિશિષ્ઠ નં. ૧

બકુશ, પડિસેવણામાં પહેલા બે ચારિત્ર. કષાયકુશીલમાં ૪ ચારિત્ર અને નિર્ગ્રંથ સ્નાતકમાં યથાખ્યાત ચારિત્ર હોય.

### ૬. પડિસેવણદ્વાર< :

મૂળગુણ પ્રતિસેવી (મહાવ્રતમાં દોષ) અને ઉત્તરગુણ પ્રતિસેવી (ગૌચરી આદિમાં દોષ): (૧–૨–૩) પુલાક, બકુશ પડિસેવણામાં મૂળગુણ ઉત્તરગુણની બન્ને પડિસેવણા. શેષ (૪–૫–૬) ત્રણ નિયંઠા અપ્રતિસેવી (વ્રતોમાં દોષ ન લગાડે).

### ૭. જ્ઞાનદ્વાર :

(૧–૨–૩) પુલાક, બકુશ, પડિસેવણા એ ત્રણ નિયંઠામાં બે જ્ઞાન કે ત્રણ જ્ઞાન, (૩–૪) કષાયકુશીલ અને નિર્ગ્રંથમાં ૨–૩–૪ જ્ઞાન, અને (૫) સ્નાતકમાં કેવળજ્ઞાન; શ્રુતજ્ઞાન આશ્રી (૧) પુલાકને જઘન્ય ૯ પૂર્વ ન્યૂન ઉત્કૃષ્ટ ૯ પૂર્વ પૂર્ણ, (૨–૩) બકુશ અને પડિસેવણાને જઘન્ય ૮ પ્રવચન ઉત્કૃષ્ટ દશ પૂર્વ. (૪–૫) કષાયકુશીલ તથા નિર્ગ્રંથને જઘન્ય ૮ પ્રવચન, ઉત્કૃષ્ટ ૧૪ પૂર્વ. (૫) સ્નાતક સૂત્ર વ્યતિરિક્ત.

### ૮. તીર્થદ્વાર :

(૧–૨–૩) પુલાક, બકુશ, પડિસેવણા તીર્થમાં હોય, શેષ ત્રણ (૪–૫–૭) તીર્થમાં અને @અતીર્થમાં હોય. અતીર્થમાં પ્રત્યેક બુદ્ધ આદિ હોય.

### ૯. લિંગદ્વાર○ :

---

< સંજ્વલન કષાયના ઉદયથી સંયમ વિરુદ્ધ આચરણ કરે તે પ્રતિસેવના.

@ છદ્મસ્થ અવસ્થામાં તીર્થંકર કષાયકુશીલ હોય છે, તે અપેક્ષાથી અતીર્થમાં હોય છે અથવા તીર્થનું વિચ્છેદ થઈ જવાથી અન્યચારિત્રકષાય કુશીલ હોય છે તે અપેક્ષાથી પણ અતીર્થમા હોય છે.

○ લિંગના બે ભેદ છે દ્રવ્યલિંગ અને ભાવલિંગ જ્ઞાનાદિને ભાવલિંગ કહે છે. તેથી ભાવની અપેક્ષાએ તેને સ્વલિંગ કહે છે. દ્રવ્યલિંગના બે ભેદ છે. સ્વલિંગ અને પરલિંગ મુખવસ્ત્રિકા, રજોહરણ. વગેરે દ્રવ્યલિંગ છે. પરલિંગના બે ભેદ છે. કુતીર્થિકલિંગ. અને ગૃહસ્થલિંગ. પુલાક ત્રણે પ્રકારના દ્રવ્યલિંગમાં હોય છે. કારણ કે ચરિત્રનું પરિણામ કોઈ પણ દ્રવ્યલિંગની અપેક્ષા રાખતું નથી.

૭ એ નિયંઠા (સાધુ) દ્રવ્યલિંગ અપેક્ષા સ્વલિંગ અને અન્યલિંગ અને ગૃહસ્થલિંગમાં હોય. ભાવાપેક્ષા સ્વલિંગ જ હોય.

**૧૦. શરીરદ્વાર :**

પુલાક, નિર્ગ્રંથ અને સ્નાતકમાં ૩ (ઔદારિક, તૈજસ, કાર્મણ) બકુશ, પડિસેવણામાં ૪ (ઔદારિક, વૈક્રિય, તૈજસ, કાર્મણ) કષાયકુશીલમાં પાંચ શરીર.

**૧૧. ક્ષેત્રદ્વાર :**

૭ (બધા) નિયંઠા જન્મ અપેક્ષાએ ૧૫ કર્મભૂમિમાં હોય. સંહરણ અપેક્ષાએ પાંચ નિયંઠા (પુલાક સિવાય) ☐ કર્મભૂમિ અને અકર્મભૂમિમાં હોય. પ્રસંગોપાત પુલાકલબ્ધિ, આહારકશરીર, સાધ્વી, અપ્રમાદી, ઉપશમશ્રેણીવાળા, ક્ષપકશ્રેણીવાળા અને કેવળી થયા બાદ સંહરણ ન થઇ શકે.

**૧૨. કાળદ્વાર :**

પુલાક, નિર્ગ્રંથ અને સ્નાતક ✡ અવસર્પિણી કાળમાં ત્રીજે, ચોથે આરે જન્મે અને ૩–૪–૫ માં આરામાં પ્રવર્તે. ઉત્સર્પિણી કાળમાં ૨–૩–૪ આરામાં જન્મે અને ૩–૪ થા આરામાં પ્રવર્તે. મહાવિદેહમાં સદા હોય.

---

☐ જન્મ-ઉત્પત્તિ અને સદ્ભાવ–ચારિત્રભાવથી અસ્તિત્વ, જન્મ અને સદ્ભાવની અપેક્ષાએ પુલાક કર્મભૂમિમાં હોય. એટલે ત્યાં જન્મે અને ત્યાં વિહરે પણ અકર્મભૂમિમાં ઉત્પન્ન ન થાય. કેમકે ત્યાં જન્મેલાને ચારિત્ર ન હોય તેમ સંહરણથી અકર્મભૂમિમાં ન હોય કારણ કે દેવાદિ પુલાકલબ્ધિવાળાને સંહરી ન શકે.

✡ પુલાક નિર્ગ્રંથ અને સ્નાતક અવસર્પિણી કાળના ચોથા આરામાં જન્મેલ હોય તો પાંચમા આરામાં તેનો સદ્ભાવ હોઇ શકે છે. ત્રીજા, ચોથા આરામાં જન્મ અને સદ્ભાવ બન્ને હોઇ શકે છે. ઉત્સર્પિણી કાળમાં જન્મની અપેક્ષા બીજા, ત્રીજા, ચોથા આરામાં હોય છે. બીજા આરાના અંતમાં જન્મ લઇને ત્રીજા આરામાં ચારિત્ર સ્વીકાર કરે છે. ત્રીજા–ચોથા આરામા જન્મ અને સદ્ભાવ બન્ને હોય છે. સદ્ભાવની અપેક્ષા ત્રીજા, ચોથા આરામાં જ હોય છે. કારણ કે એ બે આરામાં ચારિત્રની પ્રાપ્ત હોય છે.

પુલાકનું સંહરણ ન થાય, પણ નિગ્રંથ, સ્નાતક-સંહરણ × અપેક્ષા બીજા કાળમાં પણ હોય. બકુશ પડિસેવણા અને કષાયકુશીલ અવસર્પિણી કાળના ૩-૪-૫ આરામાં જન્મે અને પ્રવર્તે ઉત્સર્પિણી કાળના ૨-૩-૪ આરામાં જન્મે અને ૩-૪ આરામાં પ્રવર્તે. મહાવિદેહમાં સદા હોય.

## ૧૩. ગતિદ્વાર :-

| નામ | ગતિ | | સ્થિતિ | |
|---|---|---|---|---|
| | જઘન્ય | ઉત્કૃષ્ટ | જઘન્ય | ઉત્કૃષ્ટ |
| પુલાક | સુધર્મ દેવલોક | સહસ્રાર દેવલોક | પ્રત્યેક પલ્ય | ૧૮ સાગર |
| બકુશ | ,, ,, | અચ્યુત ,, | ,, | ૨૨ ,, |
| પડિસેવણા | ,, ,, | ,, ,, | ,, | ૨૨ ,, |
| કષાયકુશીલ | ,, ,, | અનુત્તર વિમાન | ,, | ૩૩ ,, |
| ઉપશાંત) નિગ્રંથ) | અનુત્તર વિમાન | સર્વાર્થસિદ્ધ | ૩૧ સાગર | ૩૩ ,, |
| સ્નાતક | | મોક્ષ | | સાદિ અનંત |

દેવતામાં પાંચ પદવીઓ છે. (૧) ઇંદ્ર, (૨) લોકપાલ, (૩ ત્રાયસ્ત્રિંશક, (૪) સામાનિક ને, (૫) અહમેંદ્ર.

પુલાક, બકુશ, પડિસેવણા પ્રથમ ૪ પદવીમાંની કોઇ પણ ૧ પદવી પામે. કષાયકુશીલ ૫ માંથી ૧ પદવી પામે. નિગ્રંથ અહમેંદ્ર થાય. સ્નાતક મોક્ષે જાય.

---

× સંહરણ આશ્રી નિગ્રંથ અને સ્નાતકના છએ આરા અને ચાર પલિભાગમાં સદ્ભાવ કહ્યો છે. તેનો અભિપ્રાય એ છે કે પહેલા સંહરણવાળા મુનિને નિગ્રંથપણું અને સ્નાતકપણાની પ્રાપ્તિ થાય છે. આ અપેક્ષાથી આ સમજવું જોઇએ. એવા વેદરહિત મુનિનું સંહરણ હોતું નથી. કારણ કે (૧) શ્રમણી-(સાધ્વી), (૨) વેદરહિત, (૩) પરિહાર વિશુદ્ધ, (૪) પુલાક લબ્ધિવાળા, (૫) અપ્રમત્ત, (૬) ચૌદ પૂર્વધારી-અને, (૭) આહારક લબ્ધિવાળાનું સંહરણ હોતું નથી.

પ્રથમના પાંચ નિર્ગ્રંથો જો જઘન્ય વિરાધક+ હોય તો ઉપરોક્ત પાંચ પદવીમાંથી કોઈ એક પામે. અને જો ઉત્કૃષ્ટ વિરાધક હોય તો અન્ય= ગતિઓમાં ઉત્પન્ન થાય છે.

## ૧૪. સંયમદ્વાર :–

સંયમ સ્થાન÷ અસંખ્યાતા છે. ચાર નિયંઠામાં અસંખ્યાતા સંયમ સ્થાન અને નિર્ગ્રંથ સ્નાતકમાં સંયમ સ્થાન એક જ હોય. સૌથી થોડા નિર્ગ્રંથસ્નાતકના સંયમ સ્થાન. તેથી પુલાકના સંયમ સ્થાન અસંખ્યાતગણા. તેથી બકુશના સંયમ સ્થાન અસંખ્યાતગણા. તેથી પડિસેવણાના સંયમ સ્થાન અસંખ્યાતગણા. તેથી કષાયકુશીલના સંયમ સ્થાન અસંખ્યાતગણા.

## ૧૫. નિકાસે (સંયમના પર્યાય) દ્વાર :– □

બધાના ચારિત્ર પર્યાય અનંતા અનંતા. પુલાકથી પુલાકના ચારિત્ર પર્યાય પરસ્પર છઠાણુવડિયા. તે આ પ્રમાણે ≈ [૧] અનંતભાગહાનિ [૨] અસંખ્યભાગહાનિ [૩] સંખ્યાતભાગહાનિ [૪] સંખ્યાતગણીહાનિ, [૫] અસંખ્યતગણીહાનિ [૬] અનંતગણીહાનિ.

---

+ વિસ્તાર માટે જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ઠ નં. ૨.

= વિસ્તાર માટે જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ઠ નં. ૩.

÷ સંયમ અર્થાત્ ચારિત્રની શુદ્ધિ અશુદ્ધિની હિનાધિકતાના કારણે થવાવાળા ભેદને સંયમ સ્થાન કહે છે. તે અસંખ્યાતા હોય છે. તેમાં દરેક સંયમ સ્થાનના સર્વ આકાશપ્રદેશ ગુણિત કરે. સર્વ આકાશપ્રદેશ પ્રમાણ (અનંતા અનંત પર્યાવ) પર્યાય (અંશ) હોય છે. તે સયમ સ્થાન પુલાકના અસંખ્યાતા હોય છે. કારણકે ચારિત્રમોહનીયનો ક્ષયોપશમ વિચિત્ર હોય છે. એ પ્રમાણે બકુશ, પ્રતિસેવના, કષાયકુશીલનું પણ સમજી લેવું. નિર્ગ્રંથ અને સ્નાતકમાં કષાયનો અભાવ હોવાને કારણે માત્ર એક જ સંયમસ્થાન હોય છે.

□ ચારિત્રની પર્યાયોને નિકર્ષ કહે છે. પુલાક આદિનું પોતાની સ્વજાતીય પુલાક આદિની સાથે સંયોજન (મિલન) કરવું તે સ્વસ્થાન સનિકર્ષ કહેવાય છે.

≈ જુઓ પરિશિષ્ટ નં. ૪.

[૧] અનંતભાગવૃદ્ધિ [૨] અસંખ્યભાગવૃદ્ધિ, [૩] સંખ્યાત-ભાગવૃદ્ધિ, [૪] સંખ્યાતગણીવૃદ્ધિ [૫] અસંખ્યાતગણીવૃદ્ધિ, [૬] અનંતગણીવૃદ્ધિ.

પુલાક–બકુશ પડિસેવણાથી અનંતગુણહીન. કષાયકુશીલથી છઠાણવડિયા નિર્ગ્રંથ સ્નાતકથી અનંતગુણાહીન. બકુશ પુલાકથી અનંતગુણ વૃદ્ધિ. બકુશ–બકુશથી છઠાણવડિયા. બકુશ–પડિસેવણા કષાયકુશીલથી છઠાણવડિયા. નિર્ગ્રંથ સ્નાતકથી અનંતગુણાહીન.

પડિસેવણા બકુશ માફક સમજવા. કષાયકુશીલ, ચાર નિયંઠા (પુલાક, બકુશ, પડિસેવણા, કષાયકુશીલ)થી છઠાણવડિયા અને નિર્ગ્રંથ સ્નાતકથી અનંતગુણાહીન.

નિર્ગ્રંથ પ્રથમ ૪ નિયંઠાથી અનંતગુણઅધિક, નિર્ગ્રંથ સ્નાતકથી સમતુલ્ય સ્નાતકને નિર્ગ્રંથ માફક (ઉપરવત્) જાણવા.

અલ્પબહુત્વ :– પુલાક અને કષાયકુશીલના જઘન્ય ચારિત્ર પર્યાય પરસ્પર તુલ્ય. તેથી પુલાકના ઉત્કૃષ્ટ ચારિત્ર પર્યાય અનંતગણા. તેથી બકુશ અને પડિસેવણાના જઘન્ય ચારિત્ર પર્યાય પરસ્પર તુલ્ય અને અનંતગણા, તેથી બકુશના ઉત્કૃષ્ટ ચારિત્ર પર્યાય અનંતગણા તેથી પડિસેવણાના ઉત્કૃષ્ટ ચારિત્ર પર્યાય અનંતગુણા, તેથી કષાયકુશીલના ઉત્કૃષ્ટ ચારિત્ર પર્યાય અનંતગુણા. તેથી નિર્ગ્રંથ અને સ્નાતકના જઘન્ય ઉત્કૃષ્ટ ચારિત્ર પર્યાય પરસ્પર તુલ્ય અને અનંતગુણા.

**૧૬. યોગદ્વાર :–**

૫ નિયંઠા સયોગી અને સ્નાતક સયોગી તથા અયોગી.

**૧૭. ઉપયોગદ્વાર :–**

છયે નિયંઠામાં સાકાર–નિરાકાર–બન્ને ઉપયોગ.

૧૮. કષાયદ્વાર :–

પહેલા ૩ નિયંઠા સકષાયી (સંજ્વલનનો ચોક). કષાયકુશીલમાં સંજ્વલન ⊂ ૪–૩–૨–૧. નિર્ગ્રંથ અકષાયી (ઉપશમ કે ક્ષીણ). અને સ્નાતક અકષાયી (ક્ષીણ.)

૧૯. લેશ્યાદ્વાર :–

પુલાક, બકુશ, પડિસેવણામાં ૩ શુભ લેશ્યા. કષાયકુશીલમાં છ લેશ્યા@. નિર્ગ્રંથમાં શુકલ સ્નાતકમાં ≈ પરમ શુકલ લેશ્યા અથવા અલેશી.

૨૦. પરિણામદ્વાર :–

પરિણામ ૩ પ્રકારનાં છે. ૧. હિયમાન (ઘટતા) ૨. વર્ધમાન (વધતા) અને, ૩. અવસ્થિત (સમાન). તેમાં પુલાક નિયંઠાના પરિણામ ▱ ત્રણે પ્રકારના, બકુશ, પ્રતિસેવના અને કષાયકુશીલમાં પણ ત્રણે પરિણામ લાભે. તેમાં હિયમાન વર્ધમાનની સ્થિતિ જઘન્ય ૧ સમય, ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત. અવસ્થિતની જઘન્ય ૧ સમય, ઉત્કૃષ્ટ ૭ સમયની

---

⊂ ઉપશમ શ્રેણી અથવા ક્ષપક શ્રેણીમાં ક્રોધનો ઉપશમ અથવા ક્ષય હોય તો ત્રણ કષાય હોય છે. માનનો ઉપશમ અથવા ક્ષય હોય તો બે કષાય હોય છે. જ્યારે માયાનો ઉપશમ અથવા ક્ષય હોય છે તો સૂક્ષ્મ સંપરાય નામના દશમા ગુણસ્થાનમાં એક સંજ્વલનનો લોભ હોય છે.

@ જુઓ. પરિશિષ્ટ નં. ૫.

≈ જ્યારે જીવમાં શુકલધ્યાનનો ત્રીજો ભેદ હોય છે, તે સમયે પરમશુકલ લેશ્યા હોય છે. બાકી સમયે શુકલલેશ્યા હોય છે. પરંતુ તે બીજા જીવોની શુકલ લેશ્યાની અપેક્ષાએ તો પરમશુકલ લેશ્યા જ હોય છે.

▱ જ્યારે પુલાકનાં પરિણામ ઊંચા હોય અને કષાય દ્વારા બાધિત હોય તો તે સમયે તે એકાદ સમય સુધી વર્ધમાન પરિણામનો અનુભવ કરે છે. એટલા માટે પુલાકના વર્ધમાન પરિણામની સ્થિતિ જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્તની હોય છે. તેવી રીતે બકુશ પ્રતિસેવના અને કષાયકુશીલના વિષયમાં જાણી લેવું જોઇએ. પરંતુ બકુશ આદિમાં જઘન્ય એક સમય વર્ધમાન પરિણામ મરણની અપેક્ષા પણ ઘટિત હોય છે. પુલાકપણામાં મરણ હોતું નથી, એટલા માટે પુલાકમાં મરણની અપેક્ષા એક સમય ઘટિત હોતો નથી. મરણના સમયમાં પુલાક કષાયકુશીલ આદિ રૂપથી પરિણત હોય છે. પુલાકનું જે મરણ કહ્યું છે તે ભૂતભાવ (ગયોકાળ અથવા ભવિષ્યકાળ)ની અપેક્ષાથી જાણી લેવું જોઇએ.

નિગ્રંથમાં △ વર્ધમાન પરિણામ અને અવસ્થિત પરિણામ. સ્થિતિ જઘન્ય ૧ સમય, ○ ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત. સ્નાતકમાં ૨ (વર્ધમાન અને અવસ્થિત) વર્ધમાનની @ સ્થિતિ જઘન્ય ૧ સમય, ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત અવસ્થિતની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત ઉત્કૃષ્ટ દેશઊણી પૂર્વક્રોડની (૯ વર્ષ ઓછાં.)

૨૧. બંધદ્વાર :–

પુલાક ૭ કર્મ □ (આયુષ્ય સિવાય) બાંધે. બકુશ અને પડિસેવણા ૭–૮ કર્મ બાંધે, કષાયકુશીલ ૬–૭ કે ૮ કર્મ (આયુ–મોહ

---

△ નિગ્રંથમા હિયમાન પરિણામ હોતાં નથી જો તેના પરિણામોની હાનિ થાય તો તે કષાયકુશીલ કહેવાય છે. વિશેષ માટે જુઓ પરિશિષ્ટ ન. ૬.

○ નિગ્રંથ જઘન્ય અને ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત સુધી વર્ધમાન પરિણામવાળા હોય છે જ્યારે તેને કેવળજ્ઞાન થઈ જાય છે ત્યારે તેના પરિણામાંતર (બીજા પરિણામ) થઈ જાય છે. નિગ્રંથનુ મરણ અવસ્થિત પરિણામમાં થાય છે. એટલા માટે તેને અવસ્થિત પરિણામની સ્થિતિ એક સમયની ઘટિન હોઈ શકે છે.

@ સ્નાતક જઘન્ય અને ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત સુધી વર્ધમાન પરિણામવાળા હોય છે. કારણ કે શૈલેશી અવસ્થામા વર્ધમાન પરિણામ અંતર્મુહૂર્ત સુધી હોય છે. સ્નાતકના અવસ્થિત પરિણામનો સમય જઘન્ય અંતર્મુહૂર્તનો હોય છે. તેનું કારણ એ છે કે, કેવળજ્ઞાન ઉત્પન્ન થયા બાદ અંતર્મુહૂર્ત સુધી અવસ્થિત પરિણામવાળા રહીને શૈલેશી અવસ્થાને પ્રાપ્ત કરે છે તે અપેક્ષાથી અવસ્થિત પરિણામનો સમય જઘન્ય અંતર્મુહૂર્તનો સમજવો જોઈએ. અવસ્થિત પરિણામની ઉત્કૃષ્ટ સ્થિતિ દેશ ઊણી ક્રોડપૂર્વની હોય છે. તેનુ કારણ એ છે કે ક્રોડપૂર્વના આયુષ્યવાળા પુરુષને જન્મથી જઘન્ય નવ વર્ષ વીત્યા બાદ કેવળજ્ઞાન ઉત્પન્ન થાય. તે કારણથી નવ વર્ષ ઓછા (કમ) ક્રોડપૂર્વ વર્ષ સુધી અવસ્થિત પરિણામવાળા થઈને વિચરે છે. પછી શૈલેશી અવસ્થા (ચૌદમું ગુણસ્થાન)મા 'વર્ધમાન' પરિણામવાળા હોય છે.

□ પુલાક અવસ્થામા આયુષ્યનો બંધ હોતો નથી. કારણ કે તેના આયુષ્યબંધ યોગ્ય અધ્યવસાય (પરિણામ) હોતા નથી.

સિવાય )< બાંધે. નિર્ગ્રંથ☐ ૧ શાતા વેદનીય બાંધે અને ☐સ્નાતક શાતાવેદનીય બાંધે અથવા અબંધ.

**૨૨. વેદદ્વાર :–**

૪ નિયંઠા, ૮ કર્મ વેદે. નિર્ગ્રંથ ૭ કર્મ ( મોહ સિવાય ) વેદે સ્નાતક ચાર કર્મ (અઘાતી) વેદે.

**૨૩. ઉદીરણાદ્વાર :–**

પુલાક છ કર્મ (આયુ,@ મોહ વર્જીને)ની ઉદીરણા કરે. બકુશ પડિસેવણા ૬–૭ કે ૮ કર્મ ઉદેરે. કષાયકુશીલ ૫–૬–૭–૮ કર્મ ઉદેરે (૫ હોય તો આયુ, મોહ, વેદની વર્જીને), નિર્ગ્રંથ ૨ કે ૫ કર્મ ઉદેરે ( નામ–ગોત્ર) અને સ્નાતક ☐નામ–ગોત્ર ઉદેરે અથવા અનુદિરિક.

**૨૪. ઉવસંપજઝાણદ્વાર :–**

( સ્વીકાર અને ત્યાગ ) પુલાક પુલાકને છોડીને કષાયકુશીલમાં કે અસંયમમાં જાય. બકુશ બકુશપણાને છોડીને પડિસેવણામાં, કષાય-

< કષાયકુશીલ સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનમાં આયુષ્ય બાંધતા નથી. કારણ કે આયુષ્યનો બંધ અપ્રમત્ત ગુણસ્થાન સુધી હોય છે. બાદર કષાયના ઉદયનો અભાવ હોવાથી મોહનીય કર્મ પણ બાંધતા નથી. એટલા માટે આયુષ્ય અને મોહનીય કર્મ સિવાય ૭ કર્મોને બાંધે છે.

☐ નિર્ગ્રંથ યોગ નિમિત્તક એક શાતાવેદનીય કર્મ બાંધે છે. કારણ કે કર્મબંધનાં કારણોમાંથી તેમાં ફકત યોગનો જ સદ્‌ભાવ છે.

☐ સ્નાતક અયોગી (ચૌદમું) ગુણસ્થાનમાં અબંધક હોય છે. કારણ કે તે ગુણસ્થાનમાં બંધ હેતુઓનો અભાવ છે. સયોગી અવસ્થામા સ્નાતક બંધક હોય છે અને તે બંધ પણ માત્ર શાતાવેદનીયનો હોય છે.

@ પુલાક આયુષ્ય અને વેદનીય કર્મની ઉદીરણા કરતા નથી. કારણ કે તેના તે પ્રકારનાં અધ્યવસાય સ્થાન હોતાં નથી. પરંતુ તે પહેલાં ઉદીરણા કરીને પછી પુલાકપણાને પ્રાપ્ત કરે છે. તે પ્રકારે બકુશાદિના વિષયમા સમજવું. જે જે કર્મ પ્રકૃતિઓની તે ઉદીરણા કરતા નથી તે તે કર્મ પ્રકૃતિઓની ઉદીરણા તે પહેલાં કરીને પછી બકુશાદિપણાને પ્રાપ્ત કરે છે.

☐ સ્નાતક સયોગી અવસ્થામાં નામ અને ગોત્ર કર્મની ઉદીરણા કરે છે. આયુષ્ય અને વેદનીયની ઉદીરણા તો તે પહેલા કરી ચૂકયા છે. પછી સ્નાતકપણાને પ્રાપ્ત થાય છે.

કુશીલમાં, અસંયમમાં કે સંયમાસંયમમાં જાય. એ જ ચાર ઠેકાણે પડિસેવણા નિયંઠા જાય. કષાયકુશીલ છ ઠેકાણે (પુલાક, બકુશ, પડિસેવણા અસંયમ, સંયમાસંયમ કે નિર્ગ્રંથમાં) જાય નિર્ગ્રંથ,~ નિર્ગ્રંથપણાને છોડીને કષાયકુશીલ, સ્નાતક કે અસંયમમાં જાય અને સ્નાતક મોક્ષમાં જાય.

**૨૫. સંજ્ઞાદ્વાર :–**

પુલાક, નિર્ગ્રંથ અને સ્નાતક નોસંજ્ઞાવહુત્તા, બકુશ, પડિસેવણા. અને કષાયકુશીલ <સંજ્ઞાવહુત્તા અને નોસંજ્ઞાવહુત્તા.

**૨૬. આહારદ્વાર :–**

૫ નિયંઠા આહારક △ અને @ સ્નાતક આહારકે અનાહારક.

---

~ ઉપશમ નિર્ગ્રંથ ઉપશમશ્રેણીથી પડતો થકો કષાયકુશીલ થાય છે. કદાચ જો ઉપશમશ્રેણીના શિખર પર મરણ પામે તો દેવોમાં ઉત્પન્ન થતો થકો અસંયતિ હોય છે. દેશવિરતિ થતા નથી કારણ કે દેવોમા દેશવિરતિપણું હોતું નથી. શ્રેણીથી પડીને દેશવિરતિ પણ હોય છે, તો પણ તેનુ અહીં કથન કરેલ નથી. કારણ કે શ્રેણીથી પડતાં જ તુરંત દેશવિરતિ હોતા નથી, પરંતુ કષાયકુશીલ થઈને પછી પાછળથી દેશવિરતિ થાય છે

< જે આહારાદિની અભિલાષાવાળો હોય તેને સન્નોવઉત્તા કહે છે. જે આહારાદિના ઉપભોગ કરતા છતા પણ તેમા આસક્તિ રહિત હોય તેને નોસન્નોવઉત્તા કહે છે. આહારાદિના વિષયમા આસક્તિ રહિત હોવાથી પુલાક, નિર્ગ્રંથ અને સ્નાતક નોસન્નોવઉત્તા હોય છે.

શંકા:– નિર્ગ્રંથ અને સ્નાતક વિતરાગી હોવાને કારણે નોસન્નોવઉત્તા હોય છે, પરંતુ પુલાક તો સરાગી છે તે નોસન્નોવઉત્તા કેવી રીતે હોઈ શકે?

સમાધાન:-સરાગ અવસ્થામાં આસક્તિરહિતપણું સર્વથા હોતું નથી તે વાત નથી, પરંતુ બકુશાદિ સરાગ હોય છે તો પણ નિઃસંગ હોય છે એમ કહ્યું છે.

△ પુલાકથી લઈને નિર્ગ્રંથ સુધી મુનિઓને વિગ્રહગતિ આદિનાં કારણ ન હોવાથી તે અનાહારક હોતા નથી, પરંતુ આહારક જ હોય છે.

@ સ્નાતક કેવળી સમુદ્ઘાતના ત્રીજા, ચોથા અને પાંચમા સમયમાં તથા અયોગી અવસ્થામાં અનાહારક હોય છે. બાકી સમયમાં આહારક હોય છે.

## ૨૭. ભવદ્વાર :–

□ પુલાક અને નિર્ગ્રંથ ભવ કરે જઘન્ય ૧, ઉત્કૃષ્ટ ૩ (મનુષ્યના) ○ બકુશ, પડિસેવણા, કષાયકુશીલ જઘન્ય ૧ ઉત્કૃષ્ટ ૧૫ ભવ કરે અને સ્નાતક તે જ ભવે મોક્ષ જાય.

## ૨૮. આગરેસ (આકર્ષ) દ્વાર :–

પુલાક એક ભવમાં જઘન્ય એક@વાર ઉત્કૃષ્ટ ત્રણ વાર આવે. ઘણા ભવ આશ્રી જઘન્ય બે વાર અને ઉત્કૃષ્ટ ≏ સાત વાર આવે. બકુશ, પડિસેવણ અને કષાયકુશીલ એક ભવમાં જઘન્ય એક વાર ઉત્કૃષ્ટ પ્રત્યેક○

---

□ જઘન્યત : એક ભવમાં પુલાક થઇને કષાયકુશીલપણું આદિ કોઇને એક વાર અગર અનેક વાર, તે જ ભવમાં અગર અન્ય ભવમાં પ્રાપ્ત કરીને મોક્ષ જાય છે. ઉત્કૃષ્ટ દેવાદિ ભવથી અંતરિત મનુષ્યમાં ત્રણ ભવ સુધી પુલાકપણું પ્રાપ્ત કરે છે.

○ કોઇ એક ભવમાં બકુશપણું અને કષાયકુશીલપણું પ્રાપ્ત કરીને મોક્ષ જાય છે અને કોઇ એક ભવમા બકુશપણું પ્રાપ્ત કરીને ભવાન્તરમાં બકુશપણું પ્રાપ્ત કર્યા વિના જ મોક્ષ જાય છે. એટલા માટે બકુશનો જઘન્ય એક ભવ કહ્યો છે, ઉત્કૃષ્ટ આઠ ભવ કહ્યા છે. તેનું કારણ એ છે કે, ઉત્કૃષ્ટ આઠ ભવ સુધી ચારિત્રની પ્રાપ્તિ થાય છે. તેમાથી કોઇ તો આઠ ભવ બકુશપણા દ્વારા અને અંતિમ ભવ કષાયાદિ સહિત બકુશપણા દ્વારા પૂર્ણ કરે છે. અને કોઇ તો દરેક ભવ પ્રતિસેવના આદિથી યુક્ત બકુશપણાથી પૂર્ણ કરે છે.

@ અહીં ચારિત્રના પરિણામોને આકર્ષ કહ્યો છે. પુલાકને એક ભવમાં જઘન્ય એક વાર ઉત્કૃષ્ટ ત્રણ વાર આકર્ષ હોય છે.

≏ પુલાક એક ભવમા એક અને અન્ય ભવમા બીજા એવી રીતે અનેક ભવ આશ્રી જઘન્યત બે વખત આવે છે અને ઉત્કૃષ્ટ સાત વાર આવે છે. પુલાકપણું ઉત્કૃષ્ટ ત્રણ ભવમા આવે છે, તેમાંથી એક ભવમા ઉત્કૃષ્ટ ત્રણ વાર આવે છે. પ્રથમ ભવમાં એક વાર આવે છે, અને બાકી બે ભવમાં ત્રણ ત્રણ વાર આવે છે. એવી રીતે સાત વાર આવે છે.

○ બકુશના ઉત્કૃષ્ટ આઠ ભવ હોય છે. તેમા દરેક ભવમાં ઉત્કૃષ્ટ પ્રત્યેક સો વાર આવે છે. ત્યારે આઠ ભવમાં ૭૨૦૦ (૯૦૦×૮=૭૨૦૦) વાર આવે છે. આ પ્રકારે અનેક ભવ આશ્રી બકુશ ઉત્કૃષ્ટ પ્રત્યેક હજાર વાર આવે છે.

સો વાર આવે. ઘણા ભવ આશ્રી જઘન્ય બે વાર આવે, ઉત્કૃષ્ટ પ્રત્યેક હજાર વાર. નિર્ગ્રંથપણું જઘન્ય એક વાર ✓ ઉત્કૃષ્ટ બે વાર ઘણા ભવ આશ્રી જઘન્ય બે, ઉત્કૃષ્ટ પાંચ વાર × આવે. સ્નાતકપણું જઘન્ય ઉત્કૃષ્ટ એક જ વાર આવે.

**૨૯. કાળદ્વાર :– (સ્થિતિ)**

પુલાક એક જીવ * અપેક્ષાએ જઘન્ય ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત ∟ ઘણા જીવાપેક્ષા જઘન્ય એક સમય ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્તની, < બકુશ, પડિસેવણા અને કષાયકુશીલ એક જીવાપેક્ષા જઘન્ય એક સમય ઉત્કૃષ્ટ દેશ ઊણા પૂર્વક્રોડ, ઘણા જીવાપેક્ષા શાશ્વતા. નિર્ગ્રંથ એક તથા ઘણા જીવાપેક્ષા જઘન્ય ૧ સમય ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત, સ્નાતક એક જીવાશ્રયી જઘન્ય અંતર્મુહૂર્ત, ઉત્કૃષ્ટ દેશઊણા પૂર્વક્રોડ, ઘણાજીવાપેક્ષા શાશ્વતા છે.

---

✓ નિર્ગ્રંથને એક ભવમાં જઘન્ય એક વાર અને ઉત્કૃષ્ટ બે વાર ઉપશમ-શ્રેણી હોય છે, એટલા માટે તેના આકર્ષ પણ જઘન્ય એક અને ઉત્કૃષ્ટ બે હોય છે એટલે નિર્ગ્રંથપણું એક ભવમા જઘન્ય એક વાર ઉત્કૃષ્ટ બે વાર આવે છે.

× નિર્ગ્રંથના ઉત્કૃષ્ટ ત્રણ ભવ હોય છે. તેમાંથી પહેલા ભવમા બે વાર, બીજા ભવમા બે વાર અને ત્રીજા ભવમા એક વાર આવે છે ક્ષપક શ્રેણી કરીને મોક્ષ જાય છે. એ પ્રકાર અનેક ભવ આશ્રી નિર્ગ્રંથ પાંચ વાર આવે છે.

* પુલાકપણાને પ્રાપ્ત કરવાવાળો જીવ જ્યાં સુધી અંતર્મુહૂર્ત પૂર્ણ ન થાય ત્યા સુધી મરણ પામતા નથી અને પુલાકપણાથી ઊતરતા (પડતા) પણ નથી. એટલા માટે સ્થિતિ જઘન્યથી પણ અંતર્મુહૂર્ત છે અને ઉત્કૃષ્ટથી પણ અંતર્મુહૂર્ત છે.

∟ એક પુલાક જ્યારે પોતાના અંતર્મુહૂર્તના અંતિમ સમયમાં હોય છે, બરાબર તે સમયે બીજો જીવ પુલાકપણાને પ્રાપ્ત થાય છે. એટલા માટે બન્ને પુલાકોનો સદ્‌ભાવ એક સમયમાં હોય છે. તે બે થવાથી અનેક કહેવાયાં. એ પ્રકારે અનેક પુલાકોનો જઘન્ય કાળ એક સમય હોય છે અને તેનો ઉત્કૃષ્ટ કાળ અંતર્મુહૂર્તનો હોય છે. કારણ કે પુલાક એક સમયમા ઉત્કૃષ્ટ પ્રત્યેક હજાર હોય છે, તે અનેક હોવા છતાં પણ તેનો કાળ અંતર્મુહૂર્ત છે. પરંતુ એક પુલાકની સ્થિતિને અંતર્મુહૂર્તથી અનેક પુલાકોની સ્થિતિનો અંતર્મુહૂર્ત મોટો હોય છે.

< બકુશ ચારિત્ર પ્રાપ્ત થયા બાદ પહેલા સમયમા કાળ કરી જાય તો જઘન્ય એક સમયની સ્થિતિ હોય છે. ક્રોડપૂર્વની આયુવાળા આઠ વર્ષના અંતમા ચારિત્ર સ્વીકાર કરે તેની અપેક્ષા ઉત્કૃષ્ટ સ્થિતિ દેશ ઊણી (થોડી ઓછી) ક્રોડપૂર્વના હોય છે.

**૩૦. અંતરદ્વાર :—**

પહેલા પાંચ નિયંઠાને અંતર પડે તો એક જીવ અપેક્ષા જઘન્ય અંતર્મુહૂર્ત ઉત્કૃષ્ટ દેશઊણા અર્ધપુદ્ગલપરાવર્તન કાળ સુધી. સ્નાતકને એક જીવાપેક્ષા અંતર ન પડે. ઘણા જીવાપેક્ષા અંતર પડે તો પુલાકને જઘન્ય ૧ સમય, ઉત્કૃષ્ટ સંખ્યાતકાળ, નિર્ગ્રંથને જઘન્ય ૧ સમય ઉત્કૃષ્ટ ૬ માસ. શેષ ૪ નું અંતર ન પડે.

**૩૧. સમુદ્દઘાતદ્વાર :—**

પુલાકમાં ૩ સમુદ્દઘાત (વેદની, ×કષાય, મારણાંતિક+) બકુશમાં તથા પડિસેવણામાં ૫ સમુદ્દઘાત (વેદની, કષાય, મારણાંતિક, વૈક્રિય, તૈજસ) કષાયકુશીલમાં ૬ સમુદ્દઘાત (કેવળી સમુદ્દઘાત નહિ) નિર્ગ્રંથમાં નહિ. સ્નાતકમાં હોય તો કેવળી સમુદ્દઘાત.

**૩૨. ક્ષેત્રદ્વાર :—**

પાંચ નિયંઠા લોકના અસંખ્યાતમા ભાગમાં હોય અને સ્નાતક લોકના અસંખ્યાતમે ભાગ હોય અથવા આખા લોકમાં (÷કેવળી સમુદ્દઘાત અપેક્ષા) હોય.

**૩૩. સ્પર્શનદ્વાર :—**

ક્ષેત્રદ્વાર વત્. ( પાના નં. )

---

× પુલાકમાં સંજ્વલન કષાયનો ઉદય હોય છે એટલા માટે કષાયસમુદ્દઘાતનો સંભવ છે.

+ પુલાકમાં મરણ હોતું નથી તો પણ મારણાંતિકસમુદ્દઘાત હોય છે. તેનું કારણ એ છે કે, મારણાંતિકસમુદ્દઘાતથી નિવૃત્ત થયા બાદ કષાયકુશીલાદિ પરિણામમાં તેનું મરણ હોય છે.

÷ કેવળીસમુદ્દઘાતના સમયે જ્યારે સ્નાતક શરીરસ્થ હોય છે અથવા દંડકપાટ અવસ્થામાં હોય છે ત્યારે લોકના અસંખ્યાતમાં ભાગમા રહે છે. મન્થાન અવસ્થામાં તે લોકના ઘણા ભાગને વ્યાપ્ત કરી લે છે અને થોડો ભાગ અવ્યાપ્ત રહે છે. એટલા માટે લોકના અસંખ્યાતમા ભાગમાં રહે છે, અને જ્યારે સંપૂર્ણ લોક વ્યાપ્ત કરી લે છે ત્યારે તે સંપૂર્ણ લોકમાં રહે છે.

**૩૪. ભાવદ્વાર :–**

પહેલા ૪ નિયંઠા ક્ષયોપશમભાવમાં હોય. નિર્ગ્રંથ ઉપશમ કે ક્ષાયક ભાવમાં હોય અને સ્નાતક ક્ષાયકભાવમાં હોય.

**૩૫. પરિમાણદ્વાર :–**

(સંખ્યા–પ્રમાણ) સ્યાત્ હોય, સ્યાત્ ન હોય, હોય તો કેટલા ?–

| | વર્તમાન પર્યાય અપેક્ષા | | પૂર્વ પર્યાય અપેક્ષા | |
|---|---|---|---|---|
| નામ | જઘન્ય | ઉત્કૃષ્ટ | જઘન્ય | ઉત્કૃષ્ટ |
| પુલાક | ૧–૨–૩ | પ્રત્યેક સો (૨૦૦ થી ૯૦૦) | ૧–૨–૩ | પ્રત્યેક હજાર (૨થી૯ હજાર) |
| બકુશ | ૧–૨–૩ | ,, | | પ્રત્યેક સો ક્રોડ (નિયમા) |
| પડિસેવણા | ,, | ,, | ,, | ,, |
| કષાયકુશીલ | ,, | પ્રત્યેક હજાર | | @ પ્રત્યેક હજાર ક્રોડ ,, |
| નિર્ગ્રંથ | ,, | ૧૬૨ | ૧–૨–૩ | પ્રત્યેક સો |
| સ્નાતક | ,, | ૧૦૮ | | પ્રત્યેક સો ક્રોડ સિવાયના |

**૩૬. અલ્પબહુત્વદ્વાર :–**

સૌથી થોડા નિર્ગ્રંથ નિયંઠા, તેથી પુલાકવાળા સંખ્યાતગણા

@ બધા સંયતોના સંખ્યા પ્રત્યેક હજાર કરોડ (બે હજાર કરોડથી નવ હજાર કરોડ સુધી) હોય છે. પરંતુ અહીં તો કષાયકુશીલોની સંખ્યા પ્રત્યેક હજાર કરોડ બતાવેલ છે તે કેવી રીતે ઘટિત હશે ? તેનો ઉત્તર એ છે કે, કષાય-કુશીલના પરિણામ જે પ્રત્યેક હજાર કરોડ કહ્યા છે તે બે હજાર કરોડ અથવા ત્રણ હજાર કરોડ લેવા જોઈએ. તે સંખ્યામાં પુલાક આદિની સંખ્યા ભેળવી દેવાથી બધા સયનોની સંખ્યા નવ હજાર કરોડથી અધિક થતી નથી.

તેથી સ્નાતક સંખ્યાતગણા. તેથી બકુશ સંખ્યાતગણા, તેથી પડિસેવણા સંખ્યાતગણા. ૮ અને તેથી કશાયકુશીલના જીવ સંખ્યાતગણા.

---

## પરિશિષ્ટ નં. ૧

પ્રથમ અને છેલ્લા તીર્થંકરના સાધુઓમાં 'અચેલકલ્પ' આદિ દસ કલ્પ હોય છે. કારણ કે તેનું તેમણે પાલન કરવું આવશ્યક છે. એટલા માટે તે સ્થિતકલ્પમાં હોય છે. વચ્ચે બાવીસ તીર્થંકરના સાધુ કોઇ વાર કલ્પમાં સ્થિત હોય છે. અને કોઇ વાર સ્થિત નથી હોતા. કારણ કે કલ્પનું પાલન કરવું તેમને માટે આવશ્યક નથી. એટલા માટે તે અસ્થિતકલ્પવાળા હોય છે.

છદ્મસ્થ તીર્થંકર સકષાયી પણ હોય છે એટલા માટે કષાય-કુશીલમાં કલ્પાતીતપણું હોય છે.

નિર્ગ્રંથ અને સ્નાતકમાં જિનકલ્પ અને સ્થવિરકલ્પના ધર્મ હોતા નથી. એટલા માટે તે બન્ને કલ્પાતીત જ હોય છે

કલ્પ દસ છેઃ- (૧) અચેલકલ્પ (૨) ઔદેશિક કલ્પ, (૩) રાજપિંડ, (૪) શય્યાતર, (૫) માસકલ્પ, (૬) ચતુર્માસકલ્પ, (૭) વ્રત, (૮) પ્રતિક્રમણ, (૯) કૃતિકર્મ, (૧૦) પુરુષજ્યેષ્ઠ.

### -: દશ કલ્પ આ પ્રકારે છે :-

**૧. અચેલકલ્પ :-** પહેલા અને ચોવીસમા તીર્થંકરના સાધુઓને સફેદ રંગનાં વસ્ત્ર રાખવાનું કલ્પ હતું. તે વસ્ત્રો ઓછી કિંમતનાં હતાં, તથા મર્યાદિત પ્રમાણમાં રાખવામાં આવતાં. શેષ બાવીસ તીર્થંકરના સાધુ પાંચ વર્ણનાં વસ્ત્ર આવશ્યકતાનુસાર રાખી શકતા હતા.

---

૮ બકુશ અને પ્રતિસેવનાના પરિમાણ પ્રત્યેક સો કરોડ કહ્યા છે તો બકુશથી પ્રતિસેવના સંખ્યાતગુણા કેવી રીતે થયા? ઉત્તર એ છે કે બકુશમાં જે 'પ્રત્યેક સો કરોડ' કહ્યા છે તેનો અર્થ એ છે કે બસો કરોડ અથવા ત્રણસો કરોડ લેવાં જોઇએ. અને પ્રતિસેવનામા જે 'પ્રત્યેક સો કરોડ કહ્યા છે તેનો અર્થ ચારસો કરોડ, પાંચસો કરોડ છસો કરોડ ઇત્યાદિ છે.

**૨ ઔદ્દેશિક કલ્પ**:– પહેલા અને ચોવીસમા તીર્થંકરના સાધુઓનો અન્ય સંભોગી સાધુઓના નિમિત્તથી બનાવેલો આહાર બીજા સાધુઓને નહિ લેવાનો કલ્પ છે. પણ જો લે તો ઔદ્દેશિક દોષ લાગે. શેષ બાવીસ તીર્થંકરના સાધુ ઉકત ઔદ્દેશિક આહાર લઇ શકે છે.

**૩. રાજપિંડ**:– પહેલા અને ચોવીસમા તીર્થંકરના સાધુને રાજપિંડ યાને રાજાના માટે બનાવેલો આહાર નહિ લેવાનો કલ્પ છે. શેષ ૨૨ તીર્થંકરના સાધુ રાજપિંડ લઇ શકે છે.

**૪. શય્યાતર**:– ચોવીસ તીર્થંકરના સાધુઓને શય્યાતરને ત્યાંથી આહાર નહિ લેવાનો કલ્પ છે.

**૫. માસકલ્પ**:– પહેલા અને ચોવીસમા તીર્થંકરના સાધુઓને માટે નવકલ્પી વિહાર બતાવ્યો છે. શેષ બાવીસ તીર્થંકરના સાધુઓને માટે નવકલ્પી વિહાર બતાવેલ નથી. તે પોતાની ઇચ્છાનુસાર વિહાર કરે છે.

**૬. ચાતુર્માસ**:– પહેલા અને ચોવીસમા તીર્થંકરના સાધુને વર્ષાકાળના ચાર મહિના એક સ્થાન પર રહેવાનો કલ્પ છે. ૨૨ તીર્થંકરના સાધુઓને વર્ષાકાળમાં ૭૦ દિવસ એક સ્થાન પર રહેવાનો કલ્પ છે. પહેલાં વર્ષા થઇ જવાથી પાપ લાગવાનો સંદેહ હોય તો વધારે પણ રહી શકે છે.

**૭. વ્રત**:– પહેલા અને ચોવીસમા તીર્થંકરના સાધુને માટે પાંચ મહાવ્રત અને છઠું રાત્રિભોજન ત્યાગનું કલ્પ છે. બાવીસ તીર્થંકરના સાધુઓને માટે ચાર મહાવ્રત અને પાંચમું રાત્રિભોજન ત્યાગનું કલ્પ છે.

**૮. પ્રતિક્રમણ**:– પહેલા અને ચોવીસમા તીર્થંકરના સાધુને માટે દેવસિય, રાયસિય, પાખી, ચૌમાસી અને સંવત્સરી પ્રતિક્રમણ એ પાંચ પ્રતિક્રમણ કરવાનો કલ્પ છે. ૨૨ તીર્થંકરના સાધુઓને માટે ચૌમાસી અને સંવત્સરીનું પ્રતિક્રમણ આવશ્યક છે. શેષ પ્રતિક્રમણ પાપ લાગે ત્યારે કરે અન્યથા કરે, નહિ.

૯. **પ્રતિક્રમ**:– ચોવીસ તીર્થંકરના સાધુઓને માટે આ કલ્પ છે કે નાની દીક્ષાવાળા સાધુ મોટી દીક્ષાવાળાને વંદના નમસ્કાર કરે છે. તેના ગુણગ્રામ કરે છે.

૧૦ **પુરૂષ જ્યેષ્ઠ** :– ચોવીસ તીર્થંકરોને માટે આ કલ્પ છે કે પુરુષની પ્રધાનતા હોવાથી, ભલે તે એકસો વર્ષનાં દીક્ષિત સાધ્વી હોય તો પણ તે નવદીક્ષિત સાધુને વંદના નમસ્કાર કરે છે.

કારણ કે પહેલા તીર્થંકરના સાધુ ઋજુ જડ હોય છે, અને અંતિમ તીર્થંકરના સાધુ વક્ર જડ હોય છે; તથા શેષ બાવીસ તીર્થંકરના સાધુ ઋજુપ્રજ્ઞ હોય છે. તે કારણથી પહેલા અને ચોવીસમા તીર્થંકરના સાધુના કલ્પમાં અને શેષ ૨૨ તીર્થંકરના સાધુઓના કલ્પમાં તફાવત છે.

પહેલા અને અંતિમ તીર્થંકરના સાધુઓમાં દસ કલ્પ નિયમા હોય છે. વચ્ચેના બાવીસ તીર્થંકરોના સાધુઓમાં ચારકલ્પ (ચોથું, સાતમું, નવમું, દસમું)ની નિયમા અને છ કલ્પની ભજના હોય છે.

શાસ્ત્રોક્ત મર્યાદા અનુસાર વસ્ત્ર પાત્રાદિ રાખવું સ્થવિરકલ્પ છે. જઘન્ય ૨, ઉત્કૃષ્ટ ૧૨ ઉપકરણ રાખવાં જિનકલ્પ છે.

કેવળી, તીર્થંકર આદિ કલ્પાતીત હોય છે.

---

## પરિશિષ્ટ નં. ૨

**પ્રશ્ન** : આરાધક અને વિરાધકપણાનો આધાર શેના પર છે? અને તેની વ્યાખ્યા શી?

**ઉત્તર** : આરાધક અને વિરાધકપણાનો આધાર આયુષ્યના બંધ પર છે. "સમ્યક્ત્વ, દેશવિરતિ અથવા સર્વવિરતિ"નો આરાધક એક જ વાર થઇ જાય તો ૧૫ ભવથી વધારે અતિક્રમે નહિ. જેમ અભ્યાસ માટે વર્ષભર પ્રયત્ન કરવા છતાં પણ પાસ અને નાપાસનું ફળ એક જ વાર હોય છે અને તે ફળ પર જ તેની યોગ્યતા મપાય છે. જીવ પરાક્રમ કરીને ૧૧ ગુણસ્થાન પ્રાપ્ત કરે છતાં પણ ત્યાંથી પડીને અનંતકાળ સંસારમાં પરિભ્રમણ કરે છે. પણ જો આયુના બંધ સમયે આરાધક બની ગયા હોય તો ઉત્કૃષ્ટ ૧૫ ભવથી વધારે ભવને અતિક્રમે નહિ.

**પ્રશ્ન :** છઠ્ઠા આદિ ગુણસ્થાનથી પાંચમા આદિ ગુણસ્થાનના અધ્યવસાય સ્થાન નિમ્ન જ હોય છે કે ઉચ્ચ પણ હોઇ શકે છે? જો નિમ્ન જ હોય તો તીવ્ર પરિષહ સહન કરને સમયે કામદેવાદિ શ્રાવકના જે અધ્યવસાય હતા તેને મૂળગુણપ્રતિસેવી નિર્ગ્રંથ પડીસેવણા બકુશાદિના જે અધ્યવસાય સ્થાન છે તેનાથી નિમ્ન કેમ કહેવાય? જો ઉચ્ચ પણ હોય છે તો ગુણસ્થાન નિમ્ન કેમ? ગુણસ્થાનની ઉચ્ચતા અને નિમ્નતા તો મોહની તરતમ્યતાના આધાર પર માનેલ છે.

**ઉત્તર :** છઠ્ઠા આદિ ગુણસ્થાનોમાં પૂર્વ સંગ્રહિત સંયમ પર્યવ વિશેષ અને વિશુદ્ધ હોય છે. એવી અવસ્થામાં જો મૂળગુણાદિ પ્રતિસેવી બની જાય તો તે સમયે તેના સયમ પર્યવનો હ્રાસ થતો હોવા છતાં પણ શેષ બચેલા સંયમ પર્યવ પાંચમા ગુણસ્થાનવાળાથી વિશુદ્ધ હોય છે. જો કોઇ એ બન્ને અવસ્થામાં કાળ કરી જાય તો આરાધક પાંચમા ગુણસ્થાનવાળો થશે, અન્ય નહિ.

**પ્રશ્ન :** જ્ઞાન-દર્શન ચારિત્રના પર્યવ અને આત્માના ગુણો તેની વચ્ચે અંતર શું?

**ઉત્તર :** જ્ઞાનાદિની વિશુદ્ધતાના કારણે જે ગુણો ઉત્પન્ન થાય છે તે ગુણોનો સૌથી નાનો અલ્પાંશ કે જે કેવળી દ્વારા પણ અવિભાજ્ય છે તે સૂક્ષ્મતમ ગુણાંશને પર્યવ કહે છે. એ પ્રકારના પર્યવ બતાવવાનું પ્રયોજન એ છે કે, એક જીવથી બીજા જીવના જ્ઞાનાદિ પર્યવ કેટલા પ્રમાણથી અધિક-હીન અથવા તુલ્ય છે એ અલ્પબહુત્વની સુગમતા માટે પર્યવનું સ્વરૂપ બતાવેલ છે. એ પ્રકારના પર્યવ જ્ઞાન-દર્શન અને ચારિત્ર એ ત્રણેના અનંત અનંત હોય છે. અને તે અનંતને પણ સર્વ આકાશ પ્રદેશથી અનંતગુણ સમજવા જોઇએ.

---

## પરિશિષ્ટ નં. ૩

પાંચ નિયંઠા વિરાધકની અપેક્ષા 'અન્નયરેસુ' એટલે કે બીજા સ્થાનોમાં ઉત્પન્ન થાય છે એમ બતાવ્યું છે તેનો ખુલાસો આ પ્રકારે છે-

પહેલા ચાર નિયંઠાને પહેલા આયુષ્ય બાંધ્યું હોય તો ભવનપતિ આદિ સ્થાનોમાં ઉત્પન્ન થાય છે. અથવા ઈંદ્રાદિની પદવી ન મેળવતાં અન્ય વૈમાનિક દેવોમાં ઉત્પન્ન થઇ શકે છે. કષાયકુશીલ અપ્રતિસેવી હોય તો તે મૂળગુણ ઉત્તરગુણમાં દોષ લગાવતા નથી. તેમાં તીર્થંકર દેવ તો ઉત્કૃષ્ટ કષાયકુશીલ હોય છે. તથા તે કલ્પાતીત હોય છે. એટલા માટે તે વિરાધક હોતા જ નથી.

સામાન્ય સાધુઓમાં જે કષાયકુશીલ હોય છે; તે પણ મૂળગુણ ઉત્તરગુણના વિરાધક નથી હોતા. પરંતુ કષાયના ઉદયથી પરિણામની ધારામાં ચઢ–ઊતર હોવાથી વિરાધક હોય છે. તે પ્રકારે કષાયકુશીલ પહેલા આયુષ્યનો બંધ થઇ જવાથી તથા ઉપર લખ્યા મુજબ વિરાધક હોવાથી બીજા સ્થાનોમાં ઉત્પન્ન થઇ શકે છે.

નિર્ગ્રંથ નિયંઠા નિર્ગ્રંથ અવસ્થામાં તો વિરાધક હોઇ શકતા જ નથી. તેના પરિણામ વર્ધમાન અવસ્થિત હોય છે. તથા તે અજઘન્ય, અનુકૃષ્ટ ૩૩ સાગરોપમની આયુવાળા અનુત્તરવિમાનમાં જ ઉત્પન્ન થાય છે, બીજા સ્થાનોમાં નહિ. તેનું અન્ય સ્થાનોમાં ઉત્પન્ન થવાનું આ પ્રકારે સંભવ છે કે ઉપશમશ્રેણીમાં જે નિર્ગ્રંથ હોય છે તે ઉપશમશ્રેણીની સ્થિતિ પૂર્ણ થવાથી નીચે ગુણસ્થાનોમાં આવે છે ત્યારે નિર્ગ્રંથાવસ્થા છોડીને બીજા નિયંઠામાં આવી શકે છે તે સમયે બીજા સ્થાનોની સ્થિતિ બાંધી શકે છે. તેને ભૂતનયની અપેક્ષાથી નિર્ગ્રંથ માનીને નિર્ગ્રંથનાં બીજા સ્થાનોમાં જવાનું બતાવ્યું છે એવો સંભવ છે. તત્ત્વકેવળી ગમ્ય.

**પ્રશ્ન :** પાંચ શરીર અને છ સમુદ્દ્ઘાત કષાયકુશીલને હોય છે તો પછી તેને અપ્રતિસેવી–મૂળગુણ ઉત્તરગુણના અવિરાધિક કેમ કહ્યાં છે?

**ઉત્તર :** વીતરાગીના પગ નીચે જીવ આવી જાય તો તેને ઇરિયાવહી બંધ લાગે તેમ કહ્યું છે અને સરાગીને તે ક્રિયાથી સંપરાય બંધ હોવાનું બતાવ્યું છે. ક્રિયા એકસરખી હોવા છતાં પણ ભેદનું કારણ એ છે કે વીતરાગનાં પરિણામ ખૂબ ઊંચાં હોય છે. આ પ્રકારે પરિણામોની અતિશય શુદ્ધતાને કારણે કષાયકુશીલને પાંચ શરીર અને છ સમુદ્દ્ઘાત હોવા છતાં પણ અપ્રતિસેવી કહ્યાં છે.

# પરિશિષ્ટ નં. ૪

**પ્રશ્ન :** સંયત ષડ પતિત (છઠાણુવડિયા) હોય છે. તો શું મહાવ્રતોના ભંગ કરવાવાલા, સમિતિ ગુપ્તિનું પાલન નહિ કરવાવાળા અને આજ્ઞાના વિરાધક પણ છઠાણુવડિયામાં સ્થાન પામી શકે છે? છઠાણુવડિયાનું સ્વરૂપ શું છે?

**ઉત્તર :** સાધુતાની રુચિ અને સંયમપાલન કરવાના ભાવ હોય તેને સંયતિ કહેવાય છે. એક જીવને એક ભવમાં સેંકડો વાર (વચમાં ભાવોની સંતતિ તૂટી જાય તો) સંયમભાવ આવી શકે છે. સાધુપણાનું પાલન કરતા વચમાં જ્યારે વચ્ચે સંયમભાવ તૂટી જાય છે. અને પ્રસન્નચંદ્ર રાજર્ષિની માફક અસંયતભાવ આવી જાય છે. અર્થાત્ મહાવ્રતોની વિરાધના થઇ જાય છે અને તે શ્રમણ પુનઃ સાવધાન થઇ વિકૃતભાવો દૂર કરી શુદ્ધીકરણ કરી લ્યે છે ત્યારે તે સંયતિ રહે છે, અને ભગવાનની આજ્ઞાનો આરાધક થાય છે. અન્યથા નહિ!

શુદ્ધીકરણની અપેક્ષાથી જ મહાવ્રત ભંગ પણ ષડસ્થાન પતિતમાં સંમલિત મનાય છે એ વાત ભગવાને નિશ્ચિત રૂપથી ફરમાવી છે. ષડ્ સ્થાનનું વિવરણ નીચે પ્રમાણે છે. છ હાનિ :- (૧) અનંતભાગ હીન, (૨) અસંખ્યાતભાગ હીન, (૩) સંખ્યેયભાગ હીન, (૪) સંખ્યેય ગુણહીન (૫) અસંખ્યેય ગુણહીન, (૬) અનંતગુણહીન.

છ વૃદ્ધિ :- (૧) અનંતભાગ વૃદ્ધિ, (૨) અસંખ્યભાગ વૃદ્ધિ, (૩) સંખ્યેયભાગ વૃદ્ધિ, (૪) સંખ્યેય ગુણવૃદ્ધિ, (૫) અસંખ્યેય ગુણવૃદ્ધિ, (૬) અનંતગુણ વૃદ્ધિ. પ્રત્યેક ચારિત્રના અનંત પર્યવ હોય છે. એક ચારિત્રના પાલન કરવાવાળા અનેક જીવ હોય છે. યથાખ્યાત ચારિત્ર સિવાય અન્ય ચારિત્રના પાલન કરવાવાળાના પરિણામમાં અસમાનતા અને સમાનતા બન્ને હોઇ શકે છે. અસમાનતાને સમજવાને માટે ષડગુણહાનિ વૃદ્ધિનું સ્વરૂપ બતાવવામાં આવે છે.

**૧. અનંતભાગહીન :** ચારિત્રપાલન કરવાવાળા કોઈ બે વિવક્ષિત સાધુમાંથી એકના જે ચારિત્ર પર્યવ છે તેના અનંતભાગ (હિસ્સા) કરવામાં આવે છે. તેમાંથી બીજાના ચારિત્ર પર્યવ એક હિસ્સો

(એક ભાગ જેટલો) કમ છે તે કમી અનંતમે ભાગ હીન કહેવાય છે.

**૨. અસંખ્યાતમોભાગહીન :** એ જ પ્રમાણે, એક સાધુના ચારિત્રના અસંખ્ય ભાગ કરવામાં આવે તેથી બીજા સાધુનું ચારિત્ર એક ભાગ કમ છે. તો તે અસંખ્યભાગહીન કહેવાય છે.

**૩. સંખ્યેયભાગહીન :–** તે પણ ઉપરોક્ત રીતિથી એકના ચારિત્રના સંખ્યાત ભાગ કરવાથી બીજાના એક ભાગ કમ થયે થાય છે.

**૪. સંખ્યેયગુણહીન :–** બીજા જેટલા ચારિત્ર પર્યવ છે તેને સંખ્યાત ગુણા કરે ત્યારે તે પ્રથમની બરોબરીમાં થઈ શકે ત્યારે તેનું ચારિત્ર સંખ્યાતગુણ હીન છે.

**૫. અસંખ્યગુણહીન:–** બીજાના જેટલા ચારિત્ર છે તેને અસંખ્યગુણા કરે ત્યારે તે પ્રથમની બરોબર થાય. માટે તેનું ચારિત્ર અસંખ્યગુણહીન છે.

**૬. અનંતગુણહીન:–** બીજાના જેટલા ચારિત્ર પર્યવ છે તેને અનંતગુણા કરે ત્યારે તે પ્રથમની બરોબર થાય તે અનંતગુણહીણ છે.

એ જ પ્રમાણે વૃદ્ધિ માટે પણ સમજવું જોઈએ.

સામાયકચારિત્રના અનંત પર્યવ છે. કોઈના સામાયકચારિત્રના પર્યવ અનંત અધિક છે અને કોઇના કમ છે પરંતુ સર્વ સામાયક-ચારિત્રના પાલવાવાળાના અનંત પર્યવ તો છે જ. તેને સમજાવવા માટે સામાયકચારિત્રના પર્યવ જેના સર્વથી અધિક છે. તે પણ છે તો અનંતા પણ સર્વ આકાશ પ્રદેશોથી અનંત ગુણ અધિક છે, અસત્ કલ્પનાથી ઉદાહરણના રૂપમાં સમજવાને માટે સર્વથી અધિક સંયમ પર્યવવાળા સંયમીનાં અનંતપર્યવને ૧૦ હજારના રૂપમાં કલ્પના કરીએ. લોકમાં જીવ પણ અનંત છે તે સર્વ જીવોને અસત્ કલ્પનાથી ૧૦૦ માનવામાં આવે! લોકાકાશના પ્રદેશ અસંખ્ય છે તેને અસત્ કલ્પનાથી ૫૦ માનવામાં આવે! હવે ઉપરોક્ત જે જે અસત્ કલ્પના સમજવા માટે બનાવી છે તેને પુનઃ સમજાવે છે.

**(૧) અનંતભાગ હીન :—** સામાયકચારિત્રના અનંત પર્યવને ૧૦૦૦૦ માનેલ છે તેને ૧૦૦ થી ભાગવામાં આવે. કારણ કે એક તો, પૂર્ણ પર્યવવાળો છે અને બીજો, અનંતભાગ હીન છે. માટે ૧૦૦૦૦ને ૧૦૦ થી ભાગતાં જવાબમાં ૧૦૦ આવશે. અર્થાત્ ૧૦૦૦૦ માંથી ૧૦૦ બાદ કરતાં ૯૯૦૦ તેના ચારિત્ર પર્યવ છે.

**(૨) અસંખ્યભાગ હીન :—** એક જીવના તો પૂર્ણ અનંત પર્યવ છે, જેને ૧૦૦૦૦ માનેલ છે અને બીજા તેથી અસંખ્યાતમો ભાગ હીન છે. અસંખ્યને અસત્ કલ્પનાથી ૫૦ માનેલ છે. ૧૦૦૦૦ને ૫૦ થી ભાગતાં ૨૦૦ આવશે. એ પ્રમાણે તેના ૧૦૦૦૦ માંથી ૨૦૦ બાદ કરતાં ૯૮૦૦ પર્યવ છે. તે ૨૦૦ પર્યવ અસંખ્યાતમો ભાગ હીન છે.

**(૩) સંખ્યાતભાગ હીન :—** એક જીવના તો પૂર્ણ અનંત પર્યવ છે. બીજાના તેથી સંખ્યાત ભાગ હીન છે. અસત્ કલ્પનાથી સંખ્યાતને ૧૦ માનેલ છે. ૧૦૦૦૦ ને ૧૦થી ભાગતાં ૧૦૦૦ ઉત્તર આવશે. માટે ૧૦૦૦૦ માંથી ૯૦૦૦ પર્યવ છે. પ્રથમનાથી બીજાના ૧૦૦૦ પર્યવ (સંખ્યાત ભાગ) હીન છે.

**(૪) સંખ્યાતગુણ હીન :—** જે સંખ્યાત ગુણ-હીન છે તેના ૧૦૦૦ પર્યવ છે અને સંખ્યાતને અસત્ કલ્પનાથી ૧૦ માનેલ છે. ચારિત્રના પાલક પ્રથમ એકના પર્યવ અનંત છે. અને બીજાના ૧૦૦૦ પર્યવને સંખ્યાતગુણા કરવા. અર્થાત્ ૧૦ થી ગુણવાથી તે પ્રથમવાળાની બરોબર (જેને અસત્ કલ્પનાથી ૧૦૦૦૦ માનેલ છે) થઇ શકે છે.

**(૫) અસંખ્યેયગુણ હીન :—** જે અસંખ્યગુણ હીન છે તેના ૨૦૦ પર્યવ છે પ્રથમના સાધુના તો અનંત પર્યવ છે (જેને અસત્ કલ્પનાથી ૧૦૦૦૦ માનેલ છે) માટે ૨૦૦ પર્યવને (અસંખ્યગુણ હીનને, જેને અસત્ કલ્પનાથી ૫૦ માનેલ છે) ૫૦ ગુણા કરીએ ત્યારે તે પ્રથમવાળાની બરોબર થઇ શકે !

**(૬) અનંતગુણ હીન :** જેના અનંતગુણ હીન પર્યવ છે તેના ૧૦૦ પર્યવ માનેલ છે. પ્રથમના તો અનંત પર્યવ અર્થાત્ ૧૦૦૦૦

પર્યવ છે. માટે તેના ૧૦૦ પર્યવને ૧૦૦ થી ગુણા કરવાથી તે પ્રથમ જ્ઞાની બરોબર થશે. માટે તેના પર્યવ અનંત ગુણ હીન છે।

હાનિ અને વૃદ્ધિ સંક્ષેપથી

| પૂર્ણ પર્યવવાળા | પ્રતિયોગી | અપૂર્ણ પર્યવ પાલવાવાળા |
|---|---|---|
| | વૃદ્ધિ :- | હાનિ :- |
| (૧) ૧૦૦૦૦ | ,, | ૯૯૦૦ અનંતમો ભાગ હીન |
| (૨) ૧૦૦૦૦ | ,, | ૯૮૦૦ અસંખ્યાતમો ભાગ હીન |
| (૩) ૧૦૦૦૦ | ,, | ૯૦૦૦ સંખ્યાતમો ભાગ હીન |
| (૪) ૧૦૦૦૦ | ,, | ૧૦૦૦ સંખ્યાતગુણા હીન |
| (૫) ૧૦૦૦૦ | ,, | ૨૦૦ અસંખ્યગુણ હીન |
| (૬) ૧૦૦૦૦ | ,, | ૧૦૦ અનંતગુણ હીન |

આ પ્રમાણે ષડગુણ હાનિ અને વૃદ્ધિનું સ્વરૂપ છે. તે ભગવતી સૂત્ર શ. ૨૫ ઉ. ૬ ના ૧૫ દ્વારની ટીકા તથા પ્રજ્ઞાપના સૂત્રના પાંચમા પદની ટીકાને આધારે તૈયાર કરેલ છે.

**પ્રશ્ન :** ગુણોના ઉત્કર્ષ–અપકર્ષથી સાધુ વંદ્ય છે કે નહિ?

**ઉત્તર :** ગુણોનો ઉત્કર્ષ અપકર્ષ એટલો હોવો જોઇએ કે, જેનાથી પ્રભુની આજ્ઞાનું ઉલ્લંઘન ન હોય. આજ્ઞાનું ઉલ્લંઘન થવા પર તે વંદ્ય રહે નહિ. જેમ મનુષ્યમાં શ્વાસોશ્વાસની માત્રાની હિનાધિકતા હોવા પર પણ જીવિત કહેવાય છે. પરંતુ તે નષ્ટ થઇ જવા પર તો મૃત જ કહેવાય છે. અથવા શ્વાસોશ્વાસના માત્રાની હીનાધિકતા હોવા પર પણ નીરોગી કહેવાય છે. પરંતુ વધારે હીનાધિકતા હોવા પર બીમાર કહેવાય છે. તે પ્રમાણે અપકર્ષ આદિના સંબંધમાં સમજવું. જેમ પોલીસના વેશ સહિત પોતાની ફરજ ઉપર ઊભા રહેવા છતાં પણ તે ત્યાં બેકાળજી રાખે, નિદ્રા લ્યે, નાટકાદિ જોવામાં લાગી જાય તો તેને પોતાની નોકરી ગુમાવવી પડે છે, તે પ્રમાણે સાધુ પણ ચાહે તે વેશમાં કેમ ન હોય પણ તે પોતાના ગુણોનું પાલન નહિ કરવાથી વંદ્ય નથી.

પ્રશ્ન : કષાયકુશીલને અપ્રતિસેવી કેમ બતાવ્યા ? કેમકે તેની પર્યાય પુલાકની સાથે પણ છસ્થાનપતિત છે !

ઉત્તર : કષાયકુશીલને તો શાસ્રમાં અપ્રતિસેવી બતાવ્યા છે, તેનું પુલાકની સાથે છસ્થાનપતિત અર્થાત્ પુલાકના સંયમના પર્યાયોથી પણ કષાયકુશીલના સંયમ પર્યાયોનું અનંતગુણહીન થવાનું કારણ એ છે કે, નવા કષાયકુશીલ (નવદીક્ષિત) હોવાથી તેના તો સંયમસ્થાન પર્યવ સંગ્રહિત ન થાય, તથા પુલાક તો કષાયકુશીલપૂર્વક હોવાથી (નવમા પૂર્વ સુધી પહોંચેલા) ઘણા સંયમ પર્યવ સંગ્રહિત થાય છે અને પુલાક કષાયની તીવ્રતાથી ચક્રવર્તીની સેનાદિને સજા દંડ કરવા છતાં પણ તેની સ્થિતિ થોડી હોવાને કારણે સર્વથાનાશ પામતું નથી. તથા ઘણી સંયમ પર્યાય બાકી રહેવાથી પુલાકને તે કષાયકુશીલથી અનંતગુણ અધિક સંયમ પર્યવ રહી શકે છે, છતાં પણ તે કષાયકુશીલ નિર્દોષ હોવાને કારણે અપ્રતિસેવી જ છે. તથા પુલાક (ઘણી સંયમ પર્યાયવાળા હોવા છતાં પણ) સદોષ હોવાને કારણે પ્રતિસેવી માનવામાં આવે છે.

જેમકે દૃષ્ટાંત :– એક તરતનો જન્મેલ બાળક છે, ને વીસ વર્ષનો એક પહેલવાન છે, તે ઘણો જ બીમાર પડયો અને બળ ઘટી ગયું. છતાં પણ તે નવજાત બાળકથી તો અધિક જ છે. પરંતુ જ્યારે તંદુરસ્ત અને નાદુરસ્તની દૃષ્ટિથી તપાસ કરવામાં આવે તો બાળક નીરોગી, તંદુરસ્ત અને વીસ વર્ષનો યુવાન નાદુરસ્ત–રોગીની ગણતરીમાં ગણવામાં આવે છે. એ જ પ્રમાણે, સંયમ પર્યાયની અપેક્ષાથી પુલાક કષાયકુશીલથી અનંતગુણ વધી જશે. પણ પ્રતિસેવી અને અપ્રતિસેવીની અપેક્ષા કરવામાં આવે તો પુલાક પ્રતિસેવી અને કષાયકુશીલ અપ્રતિસેવી ગણાશે.

## પરિશિષ્ટ નં. ૫

પ્રશ્ન : " પુલાક, બકુશ અને પ્રતિસેવના " એ ત્રણે નિર્ગ્રંથો (મૂળગુણ અને ઉત્તરગુણ પ્રતિસેવી છે)માં ત્રણ શુભ લેશ્યા માની છે પરંતુ કષાયકુશીલ જે અપ્રતિસેવી છે તેમાં છ લેશ્યા બતાવી છે. તેમાં પ્રશ્ન એ છે કે, જે ત્રણ પ્રતિસેવી નિર્ગ્રંથ છે તેમાં પૂર્વની ત્રણ અશુભ

લેશ્યા નથી કહી અને જે અપ્રતિસેવી છે તેમાં કષાયકુશીલમાં ત્રણ અશુભ લેશ્યા કેમ ? (ત્રણ શુભ લેશ્યા તો છે જ, પ્રશ્ન અશુભ લેશ્યા માટે છે.)

**ઉત્તર** : પુલાક અને પ્રતિસેવના નિર્ગ્રંથ તો મૂળ અને ઉત્તર ગુણોના પ્રતિસેવી છે. અને બકુશ માત્ર ઉત્તરગુણ પ્રતિસેવી છે. પ્રશ્નમાં મુખ્ય વાત લેશ્યાવિષયક છે. તેનું સમાધાન એ છે કે, કષાયકુશીલ નિર્ગ્રંથ કષાયકુશીલપણાને જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે તેને ત્રણ શુભ લેશ્યામાંથી કોઇ એક શુભ લેશ્યા હોય છે. પરંતુ તેના સંયમનાં સ્થાન **शुद्धि प्रकर्षाप्रकर्ष कृता भेदाः** ( શુદ્ધિની અલ્પબહુતાને કારણે ભેદ કરેલ છે) તે અસંખ્ય હોવા છતાં પણ પુલાક બકુશ અને પ્રતિસેવનાથી અધિક છે.

તેમાંથી કોઈ પ્રાથમિક સ્થાનમાં (નવ દીક્ષિત) ત્રણ અશુભ લેશ્યાની પ્રાપ્તિ હોઇ શકે છે. કારણ કે તેના જઘન્ય ચારિત્ર પર્યવ બકુશ અને પ્રતિસેવનાના જઘન્ય ચારિત્ર પર્યવોથી પણ અનંતગુણહીન છે. કષાય કુશીલ નિર્ગ્રંથ અલ્પપર્યાયવાળો હોય અને બકુશ તથા પ્રતિસેવના નિર્ગ્રંથ લાંબી પર્યાયવાળો હોય તે અપેક્ષાથી છે.

હવે જો શંકા કરવામાં આવે કે જ્યારે પુલાક નિર્ગ્રંથના જઘન્ય અને ઉત્કૃષ્ટ ચારિત્ર પર્યવ પણ બકુશ અને પ્રતિસેવના નિર્ગ્રંથના ચારિત્રના પર્યવોથી અનંતગુણહીન જ છે. તો તેમાં અશુભ લેશ્યા કેમ નહિ?

તેનું સમાધાન એ છે કે, પુલાકપણું શુભલેશ્યામાં જ પ્રાપ્ત થાય છે. અને તેની સ્થિતિ અંતર્મુહૂર્તથી અધિક હોતી નથી. માટે લાંબી સ્થિતિના અભાવને કારણે શુભલેશ્યા બદલીને અશુભ લેશ્યાનું આગમન નથી થતું, અર્થાત્ શુભલેશ્યા જ રહે છે. પરંતુ કષાયકુશીલ નિર્ગ્રંથની સ્થિતિ દેશોણીક્રોડપૂર્વ સુધીની છે. માટે તેમાં અશુભ લેશ્યાનું આગમન સંભવિત છે.

બકુશ અને પ્રતિસેવના નિર્ગ્રંથની સ્થિતિ પણ દેશોણી ક્રોડપૂર્વ સુધીની છે, પરંતુ તેના જઘન્ય ચારિત્રનાપર્યવ, પુલાકના જઘન્ય તથા ઉત્કૃષ્ટ પર્યવોથી અને કષાયકુશીલના જઘન્ય ચારિત્રના

પર્યવોથી અનંતગુણ અધિક છે. માટે બકુશ અને પડિસેવણા નિર્ગ્રંથમાં સ્થિતિ અધિક હોવા છતાં પણ અશુભ લેશ્યા નથી આવી શકતી.

પુલાક, બકુશ અને પ્રતિસેવના નિર્ગ્રંથ તો ચારિત્રમાં દોષ લગાવે છે. પરંતુ કષાયકુશીલ નિર્ગ્રંથ ચારિત્રમાં દોષ નથી લગાવતા. શુભાશુભતા માત્ર તેના કષાયોમા જ હોય છે.

વિશુદ્ધ જ્ઞાન-આચારના પાલક એવા કષાયકુશીલ નિર્ગ્રંથમાં અશુભ લેશ્યા આવવાનું કારણ પણ પ્રાયઃ અન્યની ચારિત્ર સંબંધી હીનતા અને ઢીલાશ નિમિત્તરૂપ બને છે. શિષ્યો અને સાધુઓની મર્યાદાહીનતા, પંચાચારથી વિરૂદ્ધ વર્તન, ઉત્સૂત્રપ્રરૂપણાદિના નિમિત્તથી તેમાં અશુભ લેશ્યાનું આગમન સ્વાભાવિક છે. તે જો આચાર્ય પ્રવર્તક આદિ હોય તો સારણા-વારણાના પ્રસંગે તથા કોઈ અનાર્ય દ્વારા સંઘ પર સંકટ ઉપસ્થિત થવા પર અશુભ કષાય આવવાનો સંભવ છે.

જેમકે મર્યાદાહીન અને દૂષિતાચારવાળા શિષ્યોથી ખેદિત થઈને શ્રી ગર્ગાચાર્યે વિચાર્યું કે, "**किं मज्ज दुट्ठ सीसेहिं अप्पा मे अवसीयइ**" એ પ્રમાણે અન્ય અનેક પણ ઉદાહરણ હોઈ શકે છે. પરંતુ તે અશુભ લેશ્યા, ભલે કૃષ્ણલેશ્યા પણ કેમ ન હોય ? પણ સંજ્વલન કષાયના દરજ્જાથી આગળ વધવાવાળી હોતી નથી. અને જો તે સંજ્વલન કષાયના દરજ્જાથી આગળ વધે તો કષાયકુશીલપણાથી પડી જાય છે. પરિણામોની હિયમાનતાથી કષાયકુશીલ પણ બકુશ આદિમાં તથા અસંયમમાં પણ ચાલ્યા જાય છે, અને બકુશ આદિ પણ પરિણામોની વર્ધમાનતાને કારણે આગળ વધીને કષાયકુશીલાદિમાં આવી શકે છે. આગમ પ્રમાણ સાથે તર્ક લગાવતાં ને પ્રમાણે ધ્યાનમાં આવે છે. બાકી, તત્ત્વકેવળી ગમ્ય.

## પરિશિષ્ટ નં. ૬

**પ્રશ્ન :** ૧૧ મા અને ૧૨ મા ગુણસ્થાનવર્તી આત્માઓ નિર્ગ્રંથ નિયંઠાના અધિકારી ગણાય છે. અને તેમાં વર્ધમાન અને અવસ્થિત એ બે પરિણામ બતાવેલ છે. તેથી એક વાત સ્પષ્ટ થાય છે કે, ૧૧ મા ગુણસ્થાને પણ હિયમાન પરિણામ હોતું નથી, છતાં પણ ૧૧ માં ગુણ-

સ્થાનેથી આત્મા નીચે તો અવશ્ય આવે છે. તો હિયમાન પરિણામ વિના નીચે આવવાનું કારણ શું ?

**ઉત્તર :** યથાખ્યાતચારિત્ર અને નિર્ગ્રંથ નિયંઠામાં હિયમાન પરિણામ નથી. છતાં પણ નીચે આવવાની જે ક્રિયા થાય છે તે સ્થિતિ પૂર્ણ થવાને કારણે થાય છે. ૧૧ મા ગુણસ્થાને રહેવાનો જે કાળ છે તે સ્થિતિનો પરિપાક થયે સ્વાભાવિક રીતે ૧૧ મે ૧૦ મે ગુણસ્થાને આવે છે. હિયમાન પરિણામ ત્યાં છે જ નહિ. એટલે નીચે આવવાના કારણ રૂપમાં તેને ગણાય નહિ. તથા તે વાત સમજવા એક વ્યાવહારિક ઉદાહરણ લઈએ.

એક ન્યાયાધીશ થોડા દિવસની રજા ઉપર ગયા અને તેના સ્થાને રજા પ્રમાણના દિવસો માટે એક બીજા ન્યાયાધીશ આવ્યા. પ્રથમના જે રજા ઉપર હતા તેના રજાના દિવસો પૂર્ણ થયે આવ્યા એટલે તેના સ્થાને જે હતા તે ઊતરી ગયા. હવે વિચારીએ કે જે ન્યાયાધીશ ઊતરી ગયા તે શું પોતાના દોષને કારણે ? નહિ. તેને તેટલા જ દિવસ માટે નિર્ધારિત કર્યા હતા, બસ, હવે તે જ ઉદાહરણ ૭ ગુણસ્થાનથી છઠ્ઠે ગુણસ્થાને આવવાવાળા માટે અને ૧૧ ગુણસ્થાનથી ૧૦મા ગુણસ્થાને આવવાવાળા માટે વિચારી લ્યો ! તેમાં તેના હિયમાન પરિણામનો દોષ નથી પણ તે સ્થાનની સ્થિતિ જ તેટલા સમયની છે તે નક્કી થયું.

તીર્થંકર દેવો પણ ૭ મે થી ૬ ગુણસ્થાને આવે છે. તેને માટે પણ ઉપર પ્રમાણેનો જ નિયમ સમજવાનો છે. જેમકે છદ્મસ્થ તીર્થંકર જ્યારે પ્રવ્રજ્યા સ્વીકાર કરે છે ત્યારે તેને નિયમા ૭ મું ગુણસ્થાન હોય છે. અને અંતર્મુહૂર્ત પછી ૭ મા ગુણસ્થાનની સ્થિતિ પૂર્ણ થયે છઠ્ઠા ગુણસ્થાને આવે છે. હવે તીર્થંકર દેવોમાં પણ નિર્ગ્રંથ નિયંઠાની સમાન હિયમાન પરિણામ હોતું નથી. છતાં પણ નીચેના ગુણસ્થાન પર આવે છે. એટલે સારાંશ એ છે કે, ૭ ગુણસ્થાનથી ૬ આવવામાં અને ૧૧ મેથી ૧૦ મા ગુણસ્થાને આવવામાં માત્ર સ્થિતિની પરિપાકતાનો જ પ્રભાવ છે. પરંતુ હિયમાન પરિણામનો પ્રભાવ નથી.

**પ્રશ્ન :** આહારક લબ્ધિ કયા નિર્ગ્રંથને પ્રાપ્ત થાય છે ? (છ નિર્ગ્રંથમાંથી)

ઉત્તર : આહારકલબ્ધિ ૧૪ પૂર્વધારીને જ પ્રાપ્ત થાય છે અને તે ૧૪ પૂર્વનું જ્ઞાન માત્ર કષાયકુશીલ અને નિર્ગ્રંથ સિવાય અન્ય નિર્ગ્રંથોમાં હોતું નથી. એટલા માટે આહારકલબ્ધિની પ્રાપ્તિ ઉપરોક્ત બે નિર્ગ્રંથોમાં જ થાય છે. અને તે બન્ને નિર્ગ્રંથ અપ્રતિસેવી છે, અને આહારકલબ્ધિનો પ્રયોગ કરનારને પ્રતિસેવી બતાવ્યા છે; માટે જે સમયે પ્રયોગ કરે ત્યારે ૧૪ પૂર્વમાં ઉપયોગ નહિ હોવાના કારણે ઋજુસૂત્રનયથી તેમાં ૧૪ પૂર્વ નહિ માનવાથી તેનો પ્રયોગ અન્ય નિર્ગ્રંથોમાં હોવાનો સંભવ છે. અર્થાત્ આહારકલબ્ધિની પ્રાપ્તિ ઉપરોક્ત બન્ને અપ્રતિસેવી નિર્ગ્રંથમાં થાય છે અને પ્રયોગ પ્રતિસેવી નિર્ગ્રંથમાં થાય છે.

**પ્રશ્ન :** આહારકલબ્ધિનો પ્રયોગ કરીને આલોચના ન કરે તો શું આરાધક ન કહેવાય ?

**ઉત્તર :** આહારકલબ્ધિનો પ્રયોગ કરવાવાળાને શાસ્ત્રોમાં સિય તિકિરીએ ચઉકિરીએ સિય પંચ કિરિએ અર્થાત્ કદાચિત્ ૩-૪-૫ ક્રિયા લાગે છે તેમ બતાવ્યું છે. તે પરથી એમ સિદ્ધ થાય છે કે, આ લબ્ધિનો પ્રયોગ કરવાથી જીવહિંસા સુધીની ક્રિયા પણ થઈ જાય છે. તથા તેનો પ્રયોગ કરવો તે પણ પ્રમાદનું કારણ છે. તે તે કારણોથી આલોચના વગર આરાધક ન થઈ શકે.

**પ્રશ્ન :** આહારકલબ્ધિ જીવ કેટલી વાર પ્રાપ્ત કરી શકે છે ? તથા પ્રયોગમાં કેટલી વાર લાવી શકે છે ?

**ઉત્તર :** આહારકલબ્ધિનો પ્રયોગ જઘન્ય ૧ વાર, ઉત્કૃષ્ટ ૪ વાર કરી શકે છે તથા આહારકલબ્ધિની પ્રાપ્તિ પણ ૪ વાર જ હોય તેવી સંભાવના છે.

---

## સંજયા (સંયતિ)

### શ્રી ભગવતી સૂત્ર શ. ૨૫. ઉ. ૭ નો અધિકાર

**સંયતિ પાંચ પ્રકારના :–** (તેનાં ૩૬ દ્વાર નિયંઠા માફક જાણવાં) (૧) સામાયિક ચારિત્રી (૨) છેદોપસ્થાપનીય ચારિત્રી (૩) પરિ-

હાર વિશુદ્ધ ચારિત્રી (૪) સૂક્ષ્મસંપરાય ચારિત્રી અને, (૫) યથાખ્યાત ચારિત્રી.

૧. સામાયિક ચારિત્રીના ૨ ભેદ- (૧) સ્વલ્પકાળના-પ્રથમ અને ચરમ તીર્થંકરના સાધુઓ હોય છે. જઘન્ય ૭ દિન, મધ્યમ ૪ માસ, ઉત્કૃષ્ટ ૬ માસની કાચી દીક્ષાવાળા (૨) જાવજીવના-૨૨ તીર્થંકરના, મહાવિદેહ ક્ષેત્રના અને પાકી દીક્ષા લીધેલા સાધુઓ (સામાયિક ચારિત્ર લીધેલા ).

૨. છેદોપસ્થાપનીય ( બીજી વાર નવી દીક્ષા લીધેલા ) સંયતિના બે ભેદ. (૧) સાતિચાર-પૂર્વ સંયમમાં દોષ લાગવાથી નવી દીક્ષા લે તે (૨) નિરતિચાર શાસન કે સંપ્રદાય બદલીને ફરી દીક્ષા લે. જેમ પાર્શ્વજીનના સાધુ મહાવીર પ્રભુના શાસનમાં દીક્ષા લે તે.

૩. પરિહારવિશુદ્ધચારિત્રી- ૯-૯ વર્ષના ૯ જણ દીક્ષા લે, ૨૦ વર્ષ ગુરુકુલવાસકરીને ૯ પૂર્વ ભણે. પછી ગુરુ આજ્ઞાએ વિશેષ ગુણ પ્રાપ્તિ માટે નવેય સાધુઓ પરિહારવિશુદ્ધચારિત્ર લે. તેમાંના ૪ સુનિ છ માસ સુધી તપ કરે, ૪ સુનિ વૈયાવચ્ચ કરે અને ૧ સુનિ વ્યાખ્યાન વાંચે. બીજા છ માસમાં ૪ વૈયાવચ્ચી સુનિ તપ કરે, ૪ તપ કરનારા વૈયાવચ્ચ કરે, ૧ સુનિ વ્યાખ્યાન વાંચે. ત્રીજા છ માસમાં ૧ વ્યાખ્યાન વાંચનાર તપ કરે, ૧ વ્યાખ્યાન વાંચે અને ૭ સુનિ વૈયાવચ્ચ કરે. તપશ્ચર્યા, ઉનાળે એકાંતરે ઉપવાસ, શિયાળે છઠ્ઠ છઠ્ઠ પારણાં, ચોમાસે અઠમ અઠમ પારણાં કરે, એમ ૧૮ માસ તપ કરીને જીનકલ્પી થાય અથવા ફરી ગુરુકુલવાસ સ્વીકારે.

૪. સૂક્ષ્મસંપરાયચારિત્રના ૨ ભેદ- (૧) સંક્લેશ પરિણામ ઉપશમ શ્રેણીથી પડનારા (૨) વિશુદ્ધ પરિણામ. ક્ષપક શ્રેણી પર ચડનારા.

૫. યથાખ્યાત ચારિત્રના બે ભેદ-(૧) ઉપશાંત વીતરાગી ૧૧મા ગુણસ્થાનવાળા (૨) ક્ષીણ વીતરાગીના ૨ ભેદ-છદ્મસ્થ અને કેવળી (સયોગી તથા અયોગી ).

૨. વેદદ્વાર :- □સામાયિક, છેદોપસ્થાપનીયવાળા સવેદી (૩ વેદ) તથા અવેદી (૯ મા ગુણસ્થાન અપેક્ષા), પરિહારવિશુદ્ધ પુરુષ વેદી કે પુરુષનપુંસક વેદી, સૂક્ષ્મસંપરાય અને યથાખ્યાત અવેદી.○

૩. રાગદ્વાર :- ૪ સંયતિ સરાગી અને યથાખ્યાત સંયતિ વીતરાગી.

૪. કલ્પદ્વાર :- કલ્પના પાંચ ભેદ છે, તેની વિગત :-

૧. સ્થિત કલ્પ :- નિયંઠામાં બતાવેલા ૧૦ કલ્પ, પહેલા તથા છેલ્લા તીર્થંકરના શાસનમાં હોય.

૨. અસ્થિતકલ્પ ;- ૨૨ તીર્થંકરના સાધુઓમાં હોય. ૧૦ કલ્પમાંથી શય્યાતર, વ્રત, કૃતિકર્મ અને પુરુષ જ્યેષ્ઠ એ ચાર તો સ્થિત છે અને વસ્ત્ર કલ્પ, ઉદ્દેશિક, આહારક કલ્પ, રાજપીંડ, માસકલ્પ, ચાતુર્માસિક કલ્પ અને પ્રતિક્રમણ કલ્પ, એ છ અસ્થિત હોય છે.

૩. સ્થવિર કલ્પ :- મર્યાદાપૂર્વક વસ્ત્ર-પાત્રાદિ ઉપકરણથી ગુરૂકુળવાસ, ગચ્છ, અને અન્ય મર્યાદાનું પાલન કરે.

૪. જિન કલ્પ :- જઘન્ય, મધ્યમ, ઉત્કૃષ્ટ ઉત્સર્ગપક્ષ સ્વીકારીને અને ઉપસર્ગ સહન કરતાં જંગલાદિમાં રહે. (વિસ્તાર નંદી સૂત્રમાં)

૫. કલ્પાતીત :- આગમ વિહારી અતિશય જ્ઞાનવાળા મહાત્મા જે કલ્પરહિત ભૂત-ભાવિના લાભાલાભ જોઈને વર્તે.

---

□ નવમા ગુણસ્થાન સુધી સામાયિકચારિત્ર અને છેદોપસ્થાપનીયચારિત્ર હોય છે. નવમા ગુણસ્થાનમાં વેદનો ઉપશમ અથવા ક્ષય થાય છે, ત્યાં સામાયિક ચારિત્રવાળો અવેદી હોય છે. નવમાંથી પહેલાના ગુણસ્થાનોમાં સવેદી હોય છે. જો સવેદી હોય તો ત્રણે વેદવાળો હોય છે અને જો અવેદી હોય તે ઉપશાંત વેદી અથવા ક્ષીણવેદી હોય છે.

○ અવેદી-ઉપશાંતવેદી અથવા ક્ષીણવેદી હોય છે.

સામાયિક ચારિત્રીમાં પાંચે કલ્પ. છેદોપસ્થાપનીય અને પરિહાર વિશુદ્ધ ચારિત્રીમાં ત્રણ કલ્પ @ (સ્થિતકલ્પ, સ્થવિરકલ્પ અને જિનકલ્પ) સૂક્ષ્મસંપરાય અને યથાખ્યાત ચારિત્રીમાં ત્રણ કલ્પ (સ્થિત કલ્પ, અસ્થિતકલ્પ અને કલ્પાતીત.

**૫. નિયંઠાદ્વાર** :- સામાયિક અને છેદોપસ્થાપનીયમાં ચાર નિયંઠા (પુલાક, બકુશ, પડિસેવણા અને કષાયકુશીલ) પરિહારવિશુદ્ધ અને સૂક્ષ્મસંપરાયમાં એક કષાયકુશીલ નિયંઠા. યથાખ્યાતચારિત્રીમાં બે નિયંઠા (નિર્ગ્રંથ અને સ્નાતક)

**૬. પડિસેવણાદ્વાર**:-સામાયિક, છેદોપસ્થાપનીય સંયતિ મૂળગુણ પ્રતિસેવી (૫ મહાવ્રતમાં દોષ લગાડે) તથા ઉત્તરગુણ પ્રતિસેવી (દોષ લગાડે) કે અપ્રતિસેવી (દોષ ન પણ લગાડે.) શેષ ત્રણ સંયતિ અપ્રતિસેવી (દોષ ન લગાડે).

**૭. જ્ઞાનદ્વાર** :- ૪ સંયતિમાં ચાર જ્ઞાન (૨-૩-૪)ની ભજના અને યથાખ્યાતમાં ૫ જ્ઞાનની ભજના. જ્ઞાનાભ્યાસ અપેક્ષા સામાયિક, છેદોપસ્થાપનીયમાં જઘન્ય અષ્ટ પ્રવચન (૫ સમિતિ, ૩ ગુપ્તિ), ઉત્કૃષ્ટ ૧૪ પૂર્વ સુધી. પરિહારવિશુદ્ધમાં જઘન્ય ૯ મા પૂર્વની ત્રીજી આચાર વત્થુ સુધી, ઉત્કૃષ્ટ ૯ પૂર્વ સંપૂર્ણ. સૂક્ષ્મસંપરાય અને યથાખ્યાત જઘન્ય અષ્ટ પ્રવચન સુધી ઉત્કૃષ્ટ ૧૪ પૂર્વ તથા સૂત્ર વ્યતિરિક્ત.

**૮. તીર્થદ્વાર** :- સામાયિક અને યથાખ્યાત સંયતિ તીર્થમાં, અતીર્થમાં, તીર્થંકરમાં અને પ્રત્યેક બુદ્ધમાં હોય. છેદોપસ્થાપનીય, પરિહારવિશુદ્ધ અને સૂક્ષ્મસંપરાય તીર્થમાં જ હોય.

**૯. લિંગદ્વાર** :- પરિહારવિશુદ્ધ દ્રવ્યે-ભાવે સ્વલિંગી હોય. શેષ ચાર સંયતિ દ્રવ્યે સ્વલિંગી, અન્યલિંગી કે ગૃહસ્થલિંગી હોય, પણ ભાવે સ્વલિંગી હોય.

---

@ વચ્ચેના ૨૨ તીર્થંકરોનાં તીર્થમા અને મહાવિદેહક્ષેત્રના તીર્થંકરોનાં તીર્થમાં અસ્થિત કલ્પ હોય છે, ત્યાં છેદોપસ્થાપનીય ચારિત્ર હોતું નથી, માટે છેદોપસ્થાપનીય અને પરિહારવિશુદ્ધ ચારિત્રીમાં અસ્થિતકલ્પ હોતો જેથી.

**૧૦. શરીરદ્વાર :–** સામાયિક, છેદોપસ્થાપનીયમાં ૩–૪–૫ શરીર હોય, શેષ ત્રણમાં ૩ શરીર.

**૧૧. ક્ષેત્રદ્વાર :–** સામા., સૂક્ષ્મ., યથા. ૧૫ કર્મભૂમિમાં. છેદો. પરિ. ૫ ભરત ૫ ઇરવતમાં હોય. સંહરણ અપેક્ષા અકર્મભૂમિમાં પણ હોય., પરિહારવિશુદ્ધ સંયતિનું સંહરણ ન થાય.

**૧૨. કાળદ્વાર :–** સામાયિક, અવસર્પિણી કાળના ૩–૪–૫ આરામાં જન્મે અને ૩–૪–૫ આરામાં વિચરે, ઉત્સર્પિણીના ૨–૩–૪ આરામાં જન્મે અને ૩–૪ આરામાં પ્રવર્તે. મહાવિદેહમાં પણ હોય. સંહરણ અપેક્ષા અન્ય ક્ષેત્ર (૩૦ અકર્મભૂમિ)માં પણ હોય. છેદોપસ્થાપનીય મહા વિદેહમાં ન હોય, શેષ ઉપરવત્. પરિહારવિશુદ્ધ અવસર્પિણી કાળના ૩–૪ થે આરે જન્મે પ્રવર્તે, ઉત્સર્પિણી કાળના ૨–૩–૪ થે આરે જન્મે અને ૩–૪ આરે પ્રવર્તે. સૂક્ષ્મ., યથા. સંયતિ અવસર્પિણીના ૩–૪ આરે જન્મે અને પ્રવર્તે. ઉત્સર્પિણીના ૨–૩–૪ આરે જન્મે અને ૩–૪ થે આરે પ્રવર્તે. મહાવિદેહમાં પણ લાભે. સંહરણ અન્યત્ર પણ થાય.

**૧૩. ગતિદ્વાર :–**

| સંયમ નામ | ગતિ | | સ્થિતિ | |
|---|---|---|---|---|
| | જઘન્ય | ઉત્કૃષ્ટી | જઘન્ય | ઉત્કૃષ્ટી |
| સામાયિક છેદોપ. | સૌધર્મ કલ્પ | અનુત્તર વિમાન | ૨ પલ્ય | ૩૩ સાગર |
| પરિહારવિશુદ્ધ. | ,, | સહસ્રાર ,, | ૨ ,, | ૧૮ ,, |
| સૂક્ષ્મસંપરાય | અનુત્તર વિમાન | અનુત્તર ,, | ૩૧ સાગર | ૩૩ ,, |
| યથાખ્યાત | ,, | ,, ,, | ૩૧ ,, | ૩૩ ,, |

દેવતામાં ૫ પદવી છે– ઇંદ્ર, સામાનિક, ત્રાયસ્ત્રિંશક, લોકપાલ અને અહમેન્દ્ર. સામા. છેદો. આરાધક હોય તો પાંચમાંથી ૧ પદવી પામે પરિ. પ્રથમ ૪ માંથી ૧ પદવી પામે. સૂક્ષ્મ યથા. વાળા અહમેન્દ્ર ×

× સ્પષ્ટીકરણ નિયંઠા અધિકારના પૃષ્ઠ નં. ૬૨૧ પરિશિષ્ઠ નં. ૩માં જુઓ.

પદ પામે. જઘન્ય-વિરાધક હોય તો ૪ પ્રકારના દેવમાં ઊપજે અને ઉત્કૃષ્ટ વિરાધક હોય તો સંસારભ્રમણ કરે.

**૧૪. સંયમ સ્થાન :-**

÷ સામા., છેદો. પરિ. માં અસંખ્ય સંયમ સ્થાન હોય. સૂક્ષ્મ સંપરાયમાં અંતમુહૂર્તના સમય જેટલા અસંખ્ય સમય અને યથા.નું સંયમ સ્થાન એક જ છે તેનો અલ્પબહુત્વ :-

સૌથી થોડા યથા. સંયતિના સંયમ સ્થાન. તેથી સૂક્ષ્મના. સંયમ સ્થાન અસંખ્યાત ગણા. તેથી પરિ. ના સંયમ સ્થા. અસંખ્યાત ગણા. તેથી સામા. છેદો. ના સંયમ સ્થા. અસંખ્યાત ગણા ( પરસ્પર તુલ્ય ).

**૧૫. નિકાસેદ્ધાર:-** એકેક સંયમના પર્યવ (પજવા) અનંત અનંત છે. પહેલા ત્રણ સંયતિના પર્યવ પરસ્પર તુલ્ય તથા ષટગુણ

---

÷ સંજયા અને નિયંઠા અધિકારમાં "સંયમ સ્થાન અને ચારિત્રપર્યવ" ભિન્ન બતાવેલ છે. તેનો અર્થ એ પ્રમાણે સમજવાનો છે કે "સંયમસ્થાન"માં કષાયનો ક્ષયોપશમ ગ્રહણ કરેલ છે. કષાયના ક્ષયોપશમની વિચિત્રતાના કારણે સંયમસ્થાન અસંખ્યાતા છે, કષાયના ઉપશમ અને ક્ષયની અપેક્ષાથી તો સંયમસ્થાન એક જ છે. "ચારિત્રના પર્યવ" ક્રિયાના બાહ્ય ભેદની અપેક્ષાથી નહિ પરન્તુ અંતરંગ વિશુદ્ધિના અંશને સંયમ પર્યવ કહે છે. ચારિત્રની વિશુદ્ધિના પ્રભાવે જે ગુણ પ્રગટ થાય તે ગુણના સૌથી સૂક્ષ્મ અંશ જે કેવળી ભગવાનથી પણ અવિભાજ્ય છે. તે સૂક્ષ્મતમ ચારિત્રના ગુણ અંશને "પર્યવ" કહે છે. બધાં સંયમ સ્થાનોમાં પર્યવ સમાન તો નથી, પરંતુ અનંત તો સર્વમાં હોય છે.

પ્રશ્ન :- જ્ઞાન, દર્શન, ચારિત્રના પર્યવ અને આત્માના ગુણો તેની વચ્ચે અંતર શું ?

ઉત્તર :- જ્ઞાનાદિની વિશુદ્ધિના કારણે જે ગુણો ઉત્પન્ન થાય છે તે ગુણોનો સૌથી નાનો અલ્પાંશ કે જે કેવળી દ્વારા પણ અવિભાજ્ય છે તે સૂક્ષ્મતમ ગુણાંશને પર્યવ કહે છે. એ પ્રકારના પર્યવ બનાવવાનું પ્રયોજન એ છે કે એક જીવથી-બીજા જીવના જ્ઞાનાદિ પર્યવ કેટલા પ્રમાણથી અધિક હીન અથવા તુલ્ય છે એ અલ્પબહુત્વની સુગમતા માટે પર્યવનું સ્વરૂપ બતાવેલ છે. એ પ્રકારના પર્યવ જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણના અનંત અનંત હોય છે અને તે અનંતને પણ સર્વ આકાશ પ્રદેશથી અનંતગુણ સમજવા જોઈએ.

હાનિ–વૃદ્ધિ. સૂક્ષ્મ, યથા.થી ૩ સંયમ અનંતગણા ન્યૂન છે. સૂક્ષ્મ. ત્રણેયથી અનંતગણા અધિક છે. પરસ્પર ષટગુણ હાનિ વૃદ્ધિ, અને યથા.થી અનંતગણા ન્યૂન છે યથા. ચારેયથી અનંતગણા અધિક છે. પરસ્પર તુલ્ય છે. અલ્પબહુત્વ :–

| | | | | | |
|---|---|---|---|---|---|
| (૧) | સૌથી થોડા સામા, છેદો ના જ. સંયમ પર્યવ (પરસ્પર તુલ્ય) તેથી | | | | |
| (૨) | પરિહાર વિશુદ્ધના | જઘન્ય | ,, | અનંતગણા | ,, |
| (૩) | ,, ,, | ઉત્કૃષ્ટ | ,, | ,, | ,, |
| (૪) | સામા. છેદો.ના | ,, | ,, | ,, | ,, |
| (૫) | સૂક્ષ્મ સંપરાયના | જઘન્ય | ,, | ,, | ,, |
| (૬) | ,, ,, | ઉત્કૃષ્ટ | ,, | ,, | ,, |
| (૭) | યથાખ્યાતના | જ.ઉ. | ,, | ,, | પરસ્પર તુલ્ય |

**૧૬. યોગદ્વાર :–** ૪ સંયતિ સયોગી અને યથા. સયોગી અને અયોગી.

**૧૭. ઉપયોગદ્વાર :** સૂક્ષ્મ.માં સાકારઉપયોગી હોય, શેષ ચારમાં બન્ને (સાકાર નિરાકાર) ઉપયોગવાળા હોય છે.

**૧૮. કષાયદ્વાર :–** ૩ સંયતિમાં સંજવલનના ચોક (ચારેય કષાય) હોય. સૂક્ષ્મ., સંયતિમાં લોભ હોય અને યથા. અકષાયી (ઉપશાંત કે ક્ષીણ) હોય.

**૧૯. લેશ્યાદ્વાર :–** સામા. છેદો.માં છ લેશ્યા. પરિ.માં ૩ શુભ લેશ્યા. સૂક્ષ્મ.માં ૧ શુક્લ લેશ્યા. યથા.માં ૧ શુક્લ લેશ્યા તથા અલેશી પણ હોય.

**૨૦. પરિણામદ્વારા :** સામાયિક છેદોપસ્થાપનીય અને પરિહાર વિશુદ્ધ ચારિત્રીમાં પરિણામ ત્રણેય હોય છે. અને તેની સ્થિતિ આ પ્રમાણે છે. હિયમાન અને વર્ધમાનની જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ સાત અંતર્મુહૂર્ત તથા અવસ્થિત પરિણામની સ્થિતિ જઘન્ય એક સમય ઉત્કૃષ્ટ સાત સમયની. સૂક્ષ્મસંપરાય ચારિત્રીમાં બે પરિણામ, < હિયમાન અને

< સૂક્ષ્મ સંપરાયચારિત્રી જ્યારે શ્રેણી આરૂઢ થાય છે ત્યારે વર્ધમાન પરિણામ યુક્ત હોય છે અને જ્યારે શ્રેણીથી પડે છે ત્યારે હિયમાન પરિણામ યુક્ત હોય છે. પરંતુ સ્વાભાવિક રૂપથી તે સ્થિર પરિણામવાળા (અવસ્થિત) હોતા નથી.

વર્ધમાન. તે બન્નેની સ્થિતિ જઘન્ય ઉત્કૃષ્ટના વિકલ્પ વિના માત્ર અંતર્મુહૂર્તની. યથાખ્યાત ચારિત્રીમાં બે પરિણામ વર્ધમાન અને અવ-સ્થિત. તેમાં વર્ધમાનની સ્થિતિ જઘન્ય ઉત્કૃષ્ટના વિકલ્પ વિના અંત-ર્મુહૂર્તની અને અવસ્થિતની સ્થિતિ જઘન્ય એક સમયની અને ઉત્કૃષ્ટ દેશોણા ક્રોડપૂર્વની.

**૨૧. બંધદ્વાર :–** ત્રણ સંયતિ ૭–૮ કર્મનો બંધ કરે. સૂક્ષ્મ. ૬ કર્મ બાંધે (મોહ, આયુ વર્જીને), યથા. બાંધે તો શાતાવેદની અથવા અબંધ.

**૨૨. વેદેદ્વાર :–** ચાર સંયતિ ૮ કર્મ વેદે. યથા. ૭ કર્મ (મોહવર્જીને) કે ૪ કર્મ (અઘાતિયા) વેદે.

**૨૩. ઉદીરણાદ્વાર :** પ્રથમના ત્રણ ચારિત્રવાળા ૭–૮ અથવા ૭ કર્મની ઉદીરણા કરે, સાતની કરે તો આયુકર્મ વર્જીને અને ૭ ની કરે તો આયુ અને મોહકર્મ વર્જીને. સૂક્ષ્મસંપરાય ચારિત્રવાળો પાંચ અથવા ૭ કર્મની ઉદીરણા કરે, જો ૭ કર્મની કરે તો આયુ અને મોહ વર્જીને, અને પાંચની કરે તો આયુ–મોહ અને વેદનીય વર્જીને. યથા-ખ્યાત ચારિત્રવાળા પાંચ અથવા બે કર્મની ઉદીરણા કરે. પાંચની કરે તો ઉપર પ્રમાણે અને બે કર્મની કરે તો નામ તથા ગોત્ર.

**૨૪. ઉવસંપજઆણદ્વાર :–** (ચારિત્રનો સ્વીકાર અને ત્યાગ) સામાયિક ચારિત્રવાળો, સામાયિક ચારિત્રથી ભિન્ન થાય તો ચાર સ્થાન પ્રાપ્ત કરે, તે (૧) છેદોપસ્થાપનીય (૨) સૂક્ષ્મસંપરાય (૩) સંયમાસંયમ (દેશવિરતિ) (૪) અથવા અસંયમમાં જાય.

છેદોપસ્થાપનીય ચારિત્રવાળો પોતાના સ્થાનથી ભિન્ન થાય તો પાંચ સ્થાનને પ્રાપ્ત થાય, તે (૧) સામાયિક ○ (૨) પરિહારવિશુદ્ધ (૩) સૂક્ષ્મસંપરાય (૪) સંયમાસંયમ (૫) અસંયમમાં જાય.

---

○ જેમ પહેલા તીર્થંકરના સાધુ બીજા અજિતનાથ ભગવાનના તીર્થમાં પ્રવેશ કરે છે ત્યારે છેદોપસ્થાપનીય ચારિત્રને છોડીને સામાયિક ચારિત્રને અંગીકાર કરે છે. આ અપેક્ષાથી એમ કહ્યું છે કે, છેદોપસ્થાપનીય ચારિત્રને છોડતા થકા સામાયિક ચારિત્રને અંગીકાર કરે છે.

પરિહાર વિશુદ્ધ ચારિત્રવાળો પોતાના સ્થાનથી ભિન્ન થાય તો બે ≏ સ્થાન પ્રાપ્ત કરે, તે છેદોપ. અને અસંયમમાં જાય. સૂક્ષ્મ સંપરાય ચારિત્રવાળો પોતાના સ્થાનથી ભિન્ન થાય તો ચાર @ સ્થાન પ્રાપ્ત કરેઃ તે (૧) સામાયિક (૨) છેદોપ. (૩) યથાખ્યાત અને, (૪) અસંયમમાં જાય.

યથાખ્યાત ચારિત્રવાળો પોતાના સ્થાનથી ભિન્ન થાય તો ત્રણ ∠ સ્થાન પ્રાપ્ત કરે, તે (૧) મોક્ષ (૨) સૂક્ષ્મસંપરાય અને, (૩) અસંયમમાં જાય.

**૨૫. સંજ્ઞાદ્વારઃ**– પ્રથમના ચાર ચારિત્રમાં સંજ્ઞાની ભજના અને યથાખ્યાત ચારિત્રમાં સંજ્ઞા રહિત હોય છે.

**૨૬. આહારદ્વારઃ**– પ્રથમનાં ચાર ચારિત્ર આહારિક અને યથાખ્યાત ચારિત્રી આહારિક અને અનાહારિક બન્ને હોય છે.

**૨૭. ભવદ્વારઃ**– પ્રથમના બે ચારિત્રવાળા ભવ કરે તો જઘન્ય એક અને ઉત્કૃષ્ટ ૧૫ ભવ કરે. પરિહા. સૂક્ષ્મ સં. અને યથાખ્યાત ચારિત્રવાળા ભવ કરે તો જઘન્ય ૧ અને ઉત્કૃષ્ટ ૩ યથાખ્યાત ચારિત્રવાળો કદાચ તે જ ભવે મોક્ષ જાય.

---

≏ પરિહારવિશુદ્ધિ ચારિત્રવાળા પરિહારવિશુદ્ધિ ચારિત્રને છોડીને જો પાછા ગચ્છમાં આવે છે તો છેદોપસ્થાપનીય ચારિત્રને અંગીકાર કરે છે. કદાચ જો કાળ કરી જાય તો દેવગતિમાં જાય છે અને ત્યાં અસંયતપણું અંગીકાર કરે છે.

@ સૂક્ષ્મસંપરાય ચારિત્રવાળા જ્યારે શ્રેણીથી ઊતરે છે ત્યારે કદાચ તે પહેલાં સામાયિક ચારિત્રવાળા હોય તો સામાયિક ચારિત્રને અંગીકાર કરે છે અને જો પહેલાં છેદોપસ્થાપનીય ચારિત્રવાળા હોય તો છેદોપસ્થાપનીય ચારિત્રને અંગીકાર કરે છે. જ્યારે તે શ્રેણી ઉપર ચડે છે ત્યારે યથાખ્યાત ચારિત્રને પ્રાપ્ત કરે છે. અને જો કાળ કરી જાય તો દેવગતિમા જાય છે. અસંયમ અંગીકાર કરે છે.

∠ યથાખ્યાત ચારિત્રવાળા જો શ્રેણીથી પડે તો યથાખ્યાતપણાનો ત્યાગ કરતા થકા સૂક્ષ્મસંપરાયપણાને પ્રાપ્ત કરે છે. અને જો ઉપશમ શ્રેણીમાં (ઉપશાંત મોહ અવસ્થામા) કાળ કરી જાય છે તો દેવગતિમા જાય છે, અસંયતપણાને પ્રાપ્ત કરે છે. કદાચ જો સ્નાતક હોય છે તો સિદ્ધિગતિને પ્રાપ્ત કરે છે.

## ૨૯. આગરેસદ્વાર :–

સંયમ કેટલી વાર આવે ?

| નામ | એક ભવ અપેક્ષા | | ઘણા ભવ અપેક્ષા | |
|---|---|---|---|---|
| | જઘન્ય | ઉત્કૃષ્ટ | જઘન્ય | ઉત્કૃષ્ટ |
| સામાયિક | ૧ વાર | પ્રત્યેક સો વાર | બે વાર | પ્રત્યેક હજાર વાર |
| છેદોપસ્થા. | ,, ,, | ૧૨૦ વાર | ,, ,, | ૯૬૦ વાર |
| પરિહાર વિ. | ,, ,, | ત્રણ વાર ○ | ,, ,, | સાત વાર □ |
| સૂક્ષ્મ સં. | ,, ,, | ચાર વાર ⊂ | ,, ,, | નવ વાર @ |
| યથાખ્યાત | ,, ,, | બે વાર ∟ | ,, ,, | પાંચ વાર < |

□ પરિહારવિશુદ્ધિ ચારિત્રવાળાને એક ભવમાં ઉત્કૃષ્ટ ત્રણ વખત પરિહારવિશુદ્ધિ ચારિત્રની પ્રાપ્તિ થાય છે. ત્રણ ભવમાં પરિહારવિશુદ્ધિ ચારિત્રની પ્રાપ્તિ હોઇ શકે છે. જેમકે, એક ભવમા ત્રણ વાર, બીજા ભવમાં બે વાર અને ત્રીજા ભવમાં બે વાર. આવી રીતે તેને અનેક ભવોમાં સાત આકર્ષ હોય છે અર્થાત્ સાત વાર પરિહારવિશુદ્ધિ ચારિત્રની પ્રાપ્તિ હોય છે.

⊂ સૂક્ષ્મ સંપરાય ચારિત્રવાળાને માટે એક ભવમાં બે વાર ઉપશમ શ્રેણી સંભવે છે. પ્રત્યેક શ્રેણીમાં સંક્લિશ્યમાન અને વિશુદ્ધયમાન એ બે પ્રકારના સૂક્ષ્મસંપરાય હોય છે. એટલા માટે ચાર વાર સૂક્ષ્મસંપરાય ચારિત્રની પ્રાપ્તિ હોય છે.

@ સૂક્ષ્મસંપરાય ચારિત્ર એક ભવમાં ચાર વાર આવે છે. સૂક્ષ્મ સંપરાયની પ્રાપ્તિ ત્રણ ભવ સુધી હોય છે. એક ભવમાં ચાર વાર, બીજા ભવમાં ચાર વાર અને ત્રીજા ભવમાં એક વાર સૂક્ષ્મસંપરાય ચારિત્રની પ્રાપ્તિ હોય છે. એવી રીતે અનેક ભવોમાં સૂક્ષ્મસંપરાય ચારિત્રની પ્રાપ્તિ નવ વાર હોય છે.

∟ યથાખ્યાત ચારિત્રવાળા બે વાર ઉપશમ શ્રેણીનો સંભવ છે. એટલા માટે બે આકર્ષ હોય છે.

< યથાખ્યાત ચારિત્ર એક ભવમાં બે વખત આવે છે, બીજા ભવમાં બે વાર આવે છે અને ત્રીજા ભવમાં એક વાર આવે છે. એવી રીતે, ત્રણ ભવમાં પાંચ વાર આવે છે

○ પરિહારવિશુદ્ધ ચારિત્ર એક ભવ આશ્રી જઘન્ય એક વાર ઉત્કૃષ્ટ ત્રણ વાર આવવાનું કહ્યું છે. તે એ પ્રમાણે છે કે નવનો ગણ બનાવી ૧૮ મહિના વહન કરીને ફરી ગચ્છમા આવી ગયા. ફરી કોઈ સમય આવ્યે ફરી વાર અને ફરી કોઇ પ્રસંગ આવ્યે સ્વીકારે એ પ્રમાણે એક ભવમા ૩ થી વધારે પ્રસંગ આવતો નથી. તેવા વિચારો પણ ત્રણ વાર જ આવે છે, એક વાર વહન કરવાના

## ૨૯ સ્થિતિ દ્વાર :–

સંયમ કેટલો વખત રહે ?

| નામ | એક ભવ અપેક્ષા | | ઘણા ભવ અપેક્ષા | |
|---|---|---|---|---|
| | જઘન્ય | ઉત્કૃષ્ટ | જઘન્ય | ઉત્કૃષ્ટ |
| સામાયિક | ૧ સમય* | દેશ ઊણા ક્રોડપૂર્વ | શાશ્વતા | શાશ્વતા |
| છેદોપસ્થા. | ,, | ,, | ૨૫૦@ વર્ષ | ૫૦ લાખ ક્રોડ સાગર |
| પ્રરિહાર વિ. | ,, | ,, ૨૯● વર્ષ કમ ક્રોડપૂ. | ૧૪૨☆ વર્ષ | બે ક્રોડપૂર્વમાં ૫૮ વર્ષ ઓછાં ≏ |
| સૂક્ષ્મ સં. | ,, | ,, અંતર્મુહૂર્ત | અંતર્મુહૂર્ત | અંતર્મુહૂર્ત |
| યથાખ્યાત | ,, | ,,= દેશ ઊણા ક્રોડપૂ. | શાશ્વતા | શાશ્વતા |

વિચારો પ્રગટ થયા પણ સંયોગ ન મળ્યો. અંતર્મુહૂર્ત સુધી ભવ રહ્યા તો પછી ત્યાર બાદ બે વાર વહન કરી શકશે.

ભાવ અને વહન વિધિ બન્નેે મળીને ૩ થી વધારે વાર આવતા નથી. એકી સાથે ૨૯ વર્ષ કમ ક્રોડપૂર્વ સુધી વહન કરે તો આ વર્તન ઘણા હોવા છતાં પણ એક જ વાર ગણાશે તે નિયમાનુસાર પ્રારંભમા ૯ થી વહન થાય છે. વચ્ચે કોઈ કાળ કરે તો યાવત્ એક પણ કરી શકે છે. જેમકે, એક ભોજનમાં ૧૦ વાર પીરસે તો પણ એક જ ભોજન મનાય છે. કોઇએ વહન કરવાનું નક્કી કર્યું અને આયુ પૂર્ણ થવાથી એક સમય પછી કાળ કરી જાય તો એક સમયની જઘન્ય સ્થિતિ સમજવી જોઇએ.

* સામાયિક ચારિત્રની પ્રાપ્તિના એક સમય બાદ તુરંત મરણ થાય એ અપેક્ષાની સામાયિક ચારિત્રની સ્થિતિ જઘન્ય એક સમય છે, ઉત્કૃષ્ટ સ્થિતિ નવ વર્ષ કમ કરોડપૂર્વની છે. આ સ્થિતિ ગર્ભ સમયથી માંડીને જાણવી જોઇએ. કદાચ જન્મ દિવસથી ગણતરી કરવામાં આવે તો આઠ વર્ષ (ઝાઝેરા) કમ કરોડ પૂર્વ વર્ષની હોય છે

= યથાખ્યાત ચારિત્રવાળાની ઉપશમ અવસ્થામા મરણની અપેક્ષા જઘન્ય એક સમયની સ્થિતિ હોય છે અને સ્નાતકની યથાખ્યાત ચારિત્રની અપેક્ષા ઉત્કૃષ્ટ દેશ ઊણી કરોડપૂર્વ વર્ષની હોય છે.

@ જુઓ પરિશિષ્ટ अ. ☆ જુઓ પરિશિષ્ટ क.

● જુઓ પરિશિષ્ટ ब. ≏ જુઓ પરિશિષ્ટ ड.

**૩૦. અંતરદ્વાર :–**

એક જીવની અપેક્ષાથી પાંચેય ચારિત્રનું અંતર જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ દેશઊણાઅર્ધપુદ્‌ગલ પરાવર્તન કાળનું, બહુજીવોની અપેક્ષાથી સામાયિક અને યથાખ્યાત ચારિત્રનું અંતર પડે જ નહિ. કારણ કે આ બન્ને ચારિત્ર શાશ્વતા છે. છેદોપસ્થાપનીય ચારિત્રનું બહુજીવ અપેક્ષાથી અંતર જઘન્ય ૬૩૦૦૦ @ વર્ષનું, અને પરિહારવિશુદ્ધ ચારિત્રનું બહુજીવ અપેક્ષાથી અંતર જઘન્ય ૮૪૦૦૦ વર્ષનું, □ ઉત્કૃષ્ટ અંતર બન્ને ચારિત્રમાં દેશઊણા ૧૮ ક્રોડક્રોડી સાગરનું. સૂક્ષ્મસંપરાય ચારિત્રનું બહુજીવ અપેક્ષા અંતર જઘન્ય એક સમયનું અને ઉત્કૃષ્ટ છ માસનું.

**૩૧. સમુદ્‌ઘાતદ્વાર :–**

સામાયિક અને છેદોપ. માં સમુદ્‌ઘાત (કેવળ સમુ. ન હોય) પરિહાર વિ. માં પ્રથમની ત્રણ સમુ. સૂક્ષ્મ સંયમમાં સમુ. હોય નહિ અને યથાખ્યાત ચારિત્રમાં એક માત્ર કેવળ સમુદ્‌ઘાત.

**૩૨. ક્ષેત્રદ્વાર :–**

પ્રથમના ચાર ચારિત્રવાળા લોકના અસંખ્યાતમે ભાગ હોય યથાખ્યાત ચારિત્રવાળા < કદાચ લોકના અસંખ્યાતમે ભાગ પણ હોય છે, કદાચ લોકના અસંખ્યાતા ભાગમાં હોય છે, અને કદાચ સંપૂર્ણ લોકવ્યાપી પણ હોય છે.

**૩૩. સ્પર્શનાદ્વાર :–**

પાંચે ચારિત્રવાળા જેટલાં ક્ષેત્રમાં રહે છે તેટલાં જ ક્ષેત્રનો સ્પર્શ કરે છે. અર્થાત્ જેટલાં ક્ષેત્રની અવગાહના બતાવેલ છે તેટલાં જ ક્ષેત્રની સ્પર્શના સમજવી. ઉપરના દ્વારવત્

---

@ જુઓ પરિશિષ્ટ વિભાગ–૧.

□ જુઓ પરિશિષ્ટ વિભાગ–૨.

< જુઓ પરિશિષ્ટ વિભાગ–૩.

## ૩૪. ભાવદ્વાર :-

પ્રથમના ચાર ચારિત્ર એક ક્ષયોપશમ ભાવમાં હોય છે, અને યથાખ્યાત ચારિત્ર ઔપશમિક અથવા ક્ષાયકભાવમાં હોય છે.

## ૩૫. પરિમાણુ દ્વાર:-

પાંચેય ચારિત્ર કેટલી સંખ્યામાં હોય? તેની ગણના શાસ્ત્રકાર બે અપેક્ષાથી બતાવે છે. (૧) પ્રતિપદ્યમાન-અર્થાત્ વર્તમાન અપેક્ષાથી ચારિત્રનો સ્વીકાર કરી રહ્યા હોય તેવા આત્માની સંખ્યા. અને (૨) પૂર્વપ્રતિપન્ન અર્થાત્ ચારિત્રનો સ્વીકાર જેને થઇ ગયો છે. અને નિર્મલ પર્યાયથી ચારિત્ર ભાવમાં વિચરી રહ્યા છે. તે બન્નેની સમજણ નીચે યંત્રમાં છે.

| નામ | વર્તમાન અપેક્ષાથી | | પૂર્વ પર્યાવ અપેક્ષાથી | |
|---|---|---|---|---|
| | જઘન્ય | ઉત્કૃષ્ટ | જઘન્ય | ઉત્કૃષ્ટ |
| સામાયિક | ૧-૨-૩ | પ્રત્યેક હજાર | જ. ઉ. નિયમા | પ્રત્યેક હજાર ક્રોડ |
| છેદોપસ્થા. | ,, ,, ,, | ,, સો ⩦ | જ. ઉ. નિયમા | પ્રત્યેક સો ક્રોડ @ |
| પરિહારવિ. | ,, ,, ,, | ,, ,, | ૧-૨-૩ | પ્રત્યેક હજાર |
| સૂક્ષ્મ સં. | ,, ,, ,, | ૧૬૨ | ૧-૨-૩ | પ્રત્યેક સો |
| યથાખ્યાત | ,, ,, ,, | ,, | જ. ઉ. નિયમાથી | પ્રત્યેક ક્રોડ |

## ૩૬ અલ્પદ્વાર :-

? સૌથી થોડા સૂક્ષ્મસંપરાયચારિત્રવાળા, તેથી
પરિહાર વિ. ચારિત્રવાળા સંખ્યાત ગુણા તેથી
યથાખ્યાત ,, ,, ,, ,, ,,
છેદોપસ્થા. ,, ,, ,, ,, ,,
સામાયિક ,, ,, ,, ,, ,,

⩦ જુઓ પરિશિષ્ટ-૩.
@ જુઓ પરિશિષ્ટ-૩.
? જુઓ પરિશિષ્ટ-૩.

## પરિશિષ્ટ ૧

अ. પરિહાર વિશુદ્ધિ ચારિત્રની સ્થિતિ જઘન્ય એક સમય મરણની અપેક્ષા હોય છે અને ઉત્કૃષ્ટ ૨૯ વર્ષ ઓછી કરોડપૂર્વની હોય છે. જેમ કે કરોડપૂર્વના આયુષ્યવાળા કોઈ મનુષ્ય નવ વર્ષની ઉમરમાં દીક્ષા ગ્રહણ કરે. તેમની દીક્ષા પર્યાય વીસ વર્ષની થાય ત્યારે તેમને દૃષ્ટિવાદ અંગ ભણવાની આજ્ઞા મળે છે. ત્યાર બાદ તે પરિહાર વિશુદ્ધિ ચારિત્ર અંગીકાર કરે છે. પરિહારવિશુદ્ધિ ચારિત્રની જઘન્ય મર્યાદા ૧૮ મહિનાની છે. એટલા માટે ૧૮ મહિના સુધી તેમનું પાલન કરી, પછી પરિહારવિશુદ્ધિ કલ્પને જ અંગીકાર કરે. આ પ્રમાણે નિરંતર યાવત્ જીવન પર્યંત પરિહારવિશુદ્ધિ કલ્પનું જ પાલન કરે. આ પ્રમાણે પરિહાર વિશુદ્ધિ ચારિત્રની ઉત્કૃષ્ટ સ્થિતિ ૨૯ વર્ષ કમ કરોડપૂર્વ વર્ષની હોય છે.

ब. ઉત્સર્પિણી કાળમાં પ્રથમ તીર્થંકરનું તીર્થ ૨૫૦ વર્ષ રહે છે. ત્યાં સુધી છેદોપસ્થાપનીય ચારિત્ર હોય છે. એટલા માટે છેદોપસ્થાપનીય ચારિત્રનો જઘન્ય કાળ ૨૫૦ વર્ષ હોય છે. અવસર્પિણી કાળમાં પ્રથમ તીર્થંકરનું તીર્થ ૫૦ લાખ કરોડ સાગરોપમ સુધી રહે છે. ત્યાં સુધી છેદોપસ્થાપનીય ચારિત્ર હોય છે. એટલા માટે ઉત્કૃષ્ટ ૫૦ લાખ કરોડ સાગરોપમ સુધી હોવાનું કહેલ છે.

क. પરિહારવિશુદ્ધિ ચારિત્રનો કાળ ૧૪૨ વર્ષનો હોય છે. જેમ કે ઉત્સર્પિણી કાળમાં પ્રથમ તીર્થંકરની પાસે ૧૦૦ વર્ષની આયુષ્યવાળા મનુષ્ય પરિહારવિશુદ્ધિ ચારિત્ર ગ્રહણ કરે અને તેના જીવનના અંતિમ સમયમાં તેની પાસે સો વર્ષના આયુષ્યવાળો મનુષ્ય પરિહારવિશુદ્ધિ ચારિત્ર સ્વીકાર કરે. ત્યારબાદ ફરી કોઈ તે ચારિત્રને ગ્રહણ ન કરી શકે. એવી રીતે બસો થાય છે. પરંતુ પ્રત્યેકના ઓગણત્રીસ ઓગણત્રીસ વર્ષ ગયા બાદ પરિહારવિશુદ્ધિ ચારિત્રની પ્રાપ્તિ હોય છે. એટલા માટે ૨૦૦ વર્ષમાંથી ૫૮ વર્ષ ઓછાં કરવાથી ૧૪૨ બાકી રહે. એટલાં વર્ષ પરિહારવિશુદ્ધિ ચારિત્રનો જઘન્ય કાળ છે. ચૂર્ણિકારની વ્યાખ્યા પણ આ પ્રમાણેની છે; પરંતુ તે અવસર્પિણી કાળના અંતિમ તીર્થંકરની અપેક્ષાથી છે.

ર્. પરિહારવિશુદ્ધિ ચારિત્રનો ઉત્કૃષ્ટ કાળ ૫૮ વર્ષ કમ બે ક્રોડ-પૂર્વનો છે. જેમ કે અવસર્પિણી કાળના પ્રથમ તીર્થંકરની પાસે ક્રોડપૂર્વની આયુષ્યવાળા મનુષ્ય પરિહારવિશુદ્ધિ ચારિત્ર અંગીકાર કરે અને તેના જીવનના અન્તિમ સમયમાં તેની પાસે ક્રોડપૂર્વની આયુષ્યવાળા મનુષ્ય પરિહારવિશુદ્ધિ ચારિત્ર અંગીકાર કરે એ પ્રમાણે બે ક્રોડપૂર્વ-વર્ષ થયાં. તેમાંથી પ્રત્યેકનાં ૨૯-૨૯ વર્ષ કમ (ઓછ) કરી દેવાથી ૫૮ વર્ષ ઓછાં (કમ) બે ક્રોડપૂર્વ પરિહારવિશુદ્ધિ ચારિત્રનો ઉત્કૃષ્ટકાળ છે.

## પરિશિષ્ટ ૨

@૧. અવસર્પિણી કાળના દૂષમા નામના પાંચમા આરા સુધી છેદોપસ્થાપનીય ચારિત્ર હોય છે. ત્યાર બાદ છઠ્ઠો આરો જે ૨૧ હજાર વર્ષનો હોય છે તેમાં છેદોપસ્થાપનીય ચારિત્રનો અભાવ હોય છે. એવી રીતે ઉત્સર્પિણી કાળના પહેલા અને બીજા આરા જો કે ૨૧-૨૧ હજાર વર્ષના હોય છે તેમાં પણ છેદોપસ્થાપનીય ચારિત્રનો અભાવ હોય છે.

એવી રીતે ૬૩ હજાર વર્ષ સુધી છેદોપસ્થાપનીય ચારિત્રનું જઘન્ય અંતર હોય છે. તેનુ ઉત્કૃષ્ટ અંતર ૧૮ ક્રોડાક્રોડી સાગરોપમનું હોય છે. તે આ પ્રકારે છે. ઉત્સર્પિણીકાળમાં ૨૪ મા તીર્થંકરના તીર્થ સુધી છેદોપસ્થાનીય ચારિત્ર હોય છે. ત્યાર બાદ ઉત્સર્પિણીનો ચોથો, પાંચમો, છઠ્ઠો આરો કે જે ક્રમથી બે, ત્રણ અને ચાર ક્રોડાક્રોડી સાગરોપમનો હોય છે. તેમાં છેદોપસ્થાપનીય ચારિત્રનો અભાવ હોય છે.

એવી રીતે અવસર્પિણી કાળનો પહેલો, બીજો અને ત્રીજો આરો કે જે ક્રમશઃ ચાર, ત્રણ અને બે ક્રોડાક્રોડી સાગરોપમનો હોય છે, તેમાં છેદોપસ્થાપનીય ચારિત્રનો અભાવ હોય છે. ત્યાર બાદ અવસર્પિણી કાળના ચોથા આરામાં પ્રથમ તીર્થંકરના તીર્થમાં છેદોપસ્થાપનીય ચારિત્ર હોય છે. એટલા માટે છેદોપસ્થાપનીય ચારિત્રનું ઉત્કૃષ્ટ અંતર ઉપરોક્ત રૂપથી ૧૮ ક્રોડાક્રોડી સાગરોપમનુ છે, ઉત્કૃષ્ટ અંતર ૧૮ ક્રોડાક્રોડી સાગરોપમમાં થોડું ઓછું હોય છે અને જઘન્ય અંતરમાં ૬૩ હજાર વર્ષથી થોડું વધારે હોય છે, પરંતુ તે ન્યૂનાધિકતા અલ્પ હોવાના કારણે અહીં તેની વિવક્ષા કરેલ નથી.

☐ ૨. અવસર્પિણી કાળનો પાંચમો અને છઠ્ઠો આરો તથા ઉત્સર્પિણી કાળના પહેલા અને બીજા આરા એ પ્રત્યેક એકવીસ એકવીસ હજાર વર્ષના હોય છે. તેઓમાં પરિહારવિશુદ્ધિ ચારિત્ર હોતું નથી. એટલા માટે પરિહારવિશુદ્ધિ ચારિત્રનું જઘન્ય અંતર ૮૪ હજાર વર્ષનું હોય છે. અવસર્પિણી કાળમાં અંતિમ ચોવીસમા તીર્થંકર પછી પાંચમા આરામાં પરિહારવિશુદ્ધિ ચારિત્રનો કાળ અલ્પ છે. અને એ રીતે ઉત્સર્પિણી કાળના ત્રીજા આરામાં પરિહારવિશુદ્ધિ ચારિત્ર સ્વીકાર કર્યા પહેલાંનો કાળ અલ્પ છે. એટલા માટે તેની અહીં વિવક્ષા કરેલ નથી. ઉત્કૃષ્ટ અંતર ૧૮ ક્રોડાક્રોડી સાગરોપમનું હોય છે. તેનો ખુલાસો છેદોપસ્થાપનીય ચારિત્રની માફક સમજી લેવો.

< ૩. યથાખ્યાત ચારિત્રવાળા કેવળી સમુદ્દઘાત કરતી વખતે જ્યારે શરીરસ્થ હોય છે યા દંડક પાટાવસ્થામાં હોય છે ત્યારે લોકના અસંખ્યાતમા ભાગમાં રહે છે. મન્થાન અવસ્થામાં તે લોકનો ઘણો ભાગ વ્યાપ્ત કરી લે છે. થોડો ભાગ અવ્યાપ્ત રહે છે ત્યારે તે લોકના અસંખ્યાતા ભાગોમાં રહે છે. જ્યારે તે સંપૂર્ણ લોકને વ્યાપ્ત કરી લે છે ત્યારે સંપૂર્ણ લોકમાં રહે છે.

## પરિશિષ્ટ ૩

= **પ્રશ્ન** : છેદોપસ્થાનીય ચારિગમાં વર્તમાન પર્યાય આશ્રી જઘન્ય ૧-૨-૩ અને ઉત્કૃષ્ટ પ્રત્યેક સો બતાવ્યા છે. હવે તેમાં પ્રશ્ન એ છે કે જ્યારે હજારો વ્યક્તિએ સાથે દીક્ષા ગ્રહણ કરેલ હોય અને તેઓ એક સાથે છેદોપસ્થાપનીય ચારિત્ર ગ્રહણ કરતા હોય ત્યારે માત્ર પ્રત્યેક સો કેમ સમજવા? વર્તમાન પર્યાય-ગ્રહણ કરનારની સંખ્યા તો વધારે છે!

**ઉત્તર** : ભગવતી શ. ૨૫, ઉ. ૭માં છેદોપસ્થાપનીય ચારિત્રના પ્રતિપદ્યમાન જીવોની ઉત્કૃષ્ટ કોઈ પણ સમયે ૯૦૦ થી વધારે નથી કહી. તેનો અર્થ એ છે કે, છેદો. ગ્રહણ કરવાની ક્રિયા ભલે એકસાથે હજારો સાધુઓ કરતા હોય તો પણ આ ચારિત્રના ભાવમાં પ્રસ્તુત છેદો. ચારિત્ર શું છે? તેનું શું ફળ? હું શું ગ્રહણ કરી રહ્યો છું? વગેરે ભાવોમાં ઉપયોગ જેનો વર્તતો હોય તેવા સાધુની સંખ્યા કોઈ પણ એક સમયે ૯૦૦ થી વધે જ નહિ. સમયાન્તરે બીજા સમયે

બીજા ૯૦૦ થાય તે ભિન્ન વાત, પણ એના એ જ એક સમયે તો ૯૦૦ થી વધે જ નહિ.

@ છેદોપસ્થાપનીય ચારિત્રવાળાના ઉત્કૃષ્ટ પરિમાણ પ્રથમ તીર્થંકરના તીર્થ આસરી સંભવિત હોય છે. પરંતુ જઘન્ય પરિમાણ બરાબર સમજમાં આવતું નથી. કારણ કે પાંચમા આરાના અંતમાં ભરતાદિ દસ ક્ષેત્રોમાં પ્રત્યેક ક્ષેત્રમાં બેબે ના હિસાબે વીસ છેદોપસ્થાપનીય ચારિત્રવાળા હોય છે. કોઈ આચાર્ય એમ કહે છે કે, જઘન્ય પરિમાણ પણ પ્રથમ તીર્થંકરના તીર્થ આસરી જ સમજવા જોઈએ. જઘન્ય પ્રત્યેક સો કરોડમાં થોડા ઓછા, ઉત્કૃષ્ટ પ્રત્યેક સો કરોડથી થોડા વધુ હોય છે એમ સમજવું જોઈએ.

ıı સર્વથી થોડા સૂક્ષ્મસંપરાય ચારિત્રવાળા હોય છે. કારણ કે તેનો કાળ થોડો છે અને તે નિર્ગ્રંથ નિયંઠાની બરાબર હોવાથી એક સમયમાં પ્રત્યેક સો હોય છે. તેના પરિહારવિશુદ્ધિ ચારિત્રવાળા સંખ્યાત ગુણા છે. કારણ કે તેનો કાળ સૂક્ષ્મસંપરાય ચારિત્રવાળાથી અધિક છે. એ પુલાકની જેમ પ્રત્યેક હજાર હોય છે. તેનાથી યથાખ્યાત ચારિત્રવાળા સંખ્યાતગુણા છે. કારણ કે તેનું પરિમાણ પ્રત્યેક કરોડ છે. તેનાથી છેદોપસ્થાપનીય ચારિત્રવાળા સંખ્યાતગુણા છે. કારણ કે તેનું પરિણામ પ્રત્યેક સો કરોડ છે. તેનાથી સામાયિક ચારિત્રવાળા સંખ્યાતગુણા છે. કારણ કે તેનું પરિણામ કષાયકુશીલની માફક પ્રત્યેક હજાર કરોડ છે.



## સાધુ પ્રતિક્રમણને અંતે બોલાતા ૧૨૫ અતિચાર

### એક આવશ્યક વિશેષ પરિચય

સાધુ–સાધ્વી પ્રતિક્રમણને અંતે ૧૨૫ અતિચારની આલોચના કરે છે તેનો ખ્યાલ આ પ્રમાણે છે. જ્ઞાનના ૧૪, દર્શનના પાંચ અને સંલેખનાના પાંચ એ ૨૪ અતિચાર તો સાધુ અને શ્રાવકના સમાન છે. એટલે ૨૪ થયા. પાંચ મહાવ્રતની ૨૫ ભાવના છે, એક એક મહા-

વ્રતની પાંચ પાંચ ભાવના અતિચાર સ્વરુપ છે. એટલે તે ૨૫ અતિચાર થયા, અને તેમા ઉપરના ૨૪ ભળવાથી ૪૯ થયા.

છઠ્ઠા રાત્રીભોજન ત્યાગ વ્રતના બે અતિચાર છે. તે (૧) 'દિવસનું રાત્રી ભોજન એટલે કે—સાધુએ પોતે ગ્રહણ કરેલ આહાર પાણી આગલા દિવસના હોય અને બીજે દિવસે તે આહાર વાપરે તો તેને દિવસનું રાત્રીભોજન કહે છે. (૨) "રાતનું રાત્રીભોજન" દિવસના ગ્રહણ કરેલ આહાર-પાણી આદિ રાત્રે અથવા અત્યંત અંધકારમાં વાપરે તો તેને રાતનું રાત્રી ભોજન દોષ કહેવાય. તે ઉપરાંત દ્રવ્યથી અને ભાવથી પણ રાત્રી ભોજનનો દોષ લાગે છે, તે આ પ્રમાણે છે: "ભાવ રાત્રી ભોજન ' રાતમાં ભોજનની ઇચ્છા કરે, સૂર્યોદય થયો તો છે પરંતુ વાદળાના કારણે જાણ નથી થઇ એટલે પોતાને તો રાત્રીનું જ ભાન છે છતાં પણ નિયમોની બેદરકારીથી વિવેક વિના ઇચ્છાથી આધિન બની વાપરવા માંડે તે ભાવ રાત્રી ભોજન. 'દ્રવ્ય-ભાવ રાત્રી ભોજન" નિયમોની જાગૃતિ પૂર્વકનો એવો ખ્યાલ થઇ ગયો કે—હજુ સૂર્ય છે, વાસ્તવમાં અસ્ત થયે થોડી વાર થઇ ગઇ હોય, તેવી અવસ્થામાં આહારાદિ ભોગવે તે દ્રવ્ય-ભાવ રાત્રી ભોજન તે બે થયા. અને ઉપરના ૪૯ તેમાં બે ભળતાં ૫૧ થયા.

"ઇર્યાસમિતિ" ના ચાર અતિચાર છે (૧) જીવાદિને જોયા વિના ચાલે (૨) ૩।। હાથ પ્રમાણ ભૂમિ જોયા વિના ચાલે. (૩) દિવસે જોઇને અને રાત્રે પુંજયા વિના ચાલે (૪) અન્ય પ્રવૃત્તિમાં ઉપયોગ રાખી ચાલે "ભાષા સમિતિના" બે અતિચાર, તે અસત્ય અને મિશ્રભાષા બોલે. એષણાસમિતિના ૪૭ અતિચાર તે ગૌચરીના દોષ ટાળે નહિ. ચોથી સમિતિના બે અતિચાર તે જોયા પુંજ્યા વિના ભંડોળકરણ ગ્રહણ કરે અને એજ પ્રમાણે અવિધિથી મુકે. પાંચમી સમિતિના ૧૦ અતિચાર તે ઉત્તરાધ્યયન સૂત્રના ૨૪ મા અધ્યયનમા બતાવેલ ૧૦ ટાળે નહિ. એ પાંચે સમિતિના ૬૫ અતિચાર થયા. "મન-વચન-કાયા" ગુપ્તિના સંરંભ-સમારંભ-આરંભના ભેદથી ૯ અતિચાર. સર્વ મળી ૧૨૫ થયા.

## પ્રતિસેવના આદિ સાતદ્વાર

### શ્રી ભગવતી સૂત્ર શ. ૨૫ ના ઉ. ૭ નો અધિકાર

(૧) પ્રતિસેવના (૨) આલોચનાના દોષો (૩) દોષોની આલોચના (૪) આલોચ આપવાયોગ્ય ગુરુ (૫) સમાચારી (૬) પ્રાયશ્ચિત (૭) તપ.

**ગૌતમ :–** હે ભગવન્! પ્રતિસેવના કેટલા પ્રકારની કહી છે?

**મહાવીર :–** હે ગૌતમ! દસ પ્રકારની કહી છે તે આ પ્રમાણે:–

(૧) @ દર્પપ્રતિસેવના,–અહંકારથી થતી પ્રતિસેવના–સંયમની વિરાધના (૨) પ્રમાદથી થતી પ્રતિસેવના, (૩) અનાભોગથી થતી પ્રતિસેવના, (૪) આતુરપણાથી થતી પ્રતિસેવના, (૫) આપદાથી થતી પ્રતિસેવના, (૬) સંકીર્ણતા–સંકડાશથી થતી પ્રતિસેવના, (૭) સહસાકાર–આકસ્મિક ક્રિયાથી થતી પ્રતિસેવના, (૮) ભયથી થતી પ્રતિસેવના (૯) પ્રદ્વેષ–ક્રોધ વગેરે કષાયોથી થતી પ્રતિસેવના અને, (૧૦) વિમર્શ–શૈક્ષકાદિની પરીક્ષા કરવાથી થતી પ્રતિસેવના, એ રીતે પ્રતિસેવનાના દસ પ્રકાર છે.

---

@ દર્પાદિ દસ હેતુથી પ્રતિસેવના-સંયમ વિરાધના થાય છે. તે દસ હેતુ આ પ્રમાણે: (૧) દર્પ–અભિમાન, (૨) મદ્યપાન, વિષય, કષાય, નિદ્રા, અને વિકથારૂપ પ્રમાદ, (૩) અનાભોગ–અજ્ઞાન (૪) આતુરભુખ, તરસની પીડાથી વ્યાકુળપણું (૫) આપદના ચાર પ્રકાર છે (૧) દ્રવ્યાપત્–પ્રાસુકાદિ દ્રવ્યની અપ્રાપ્તિ (૨) ક્ષેત્રાપત્–અટવીમા આવી પડવું, (૩) કાલાપત્ દુર્ભિક્ષકાલ પ્રાપ્તિ અને (૪) ભાવાપત્–ગ્લાનપણું (૬) સંકીર્ણ–સ્વપક્ષ અને પરપક્ષથી થતી ક્ષેત્રની સકડાશ, (૭) શંકિત–આધાકર્માદિ દોષની શંકાવાળો આહાર અથવા 'તિંતિણ' એવો નિશીથનો પાઠ સ્વીકારીએ તો 'આહારાદિની અપ્રાપ્તિમા ખેદપૂર્વક વચન' એવો અર્થ થાય છે. (૮) સહસાકાર–આકસ્મિક ક્રિયા કરવી, જેમકે પૂર્વે જોયા સિવાય પગ મૂકી પછી જુએ તો તે પગને પાછો વાળી ન શકે (૯) ભય–પ્રદ્વેષ–સિંહાદિનો ભય અને ક્રોધાદિ (૧૦) વિમર્શ–શૈક્ષકાદિની પરીક્ષા એ પ્રમાણેનાં દસ પ્રકારના કારણથી દશ પ્રતિસેવના થાય છે.

આલોચનાના દસ દોષો કહ્યા છે, તે આ પ્રમાણે :-

(૧) પ્રસન્ન થયેલા ગુરુ થોડું પ્રાયશ્ચિત્ત આપશે માટે તેમને સેવાદિથી પ્રસન્ન કરી તેમની પાસે દોષની આલોચના કરવી, (૨) તદ્દન નાનો અપરાધ જણાવવાથી આચાર્ય થોડું પ્રાયશ્ચિત્ત આપશે એમ અનુમાન કરી પોતાના અપરાધનું સ્વતઃ આલોચન કરવું (૩) જે અપરાધ આચાર્યાદિકે જોયો હોય તેનું જ આલોચન કરવું. (૪) માત્ર મોટો અતિચારોનું જ આલોચન કરવું, (૫) જે સૂક્ષ્મ અતિચારોનું આલોચન કરે તે સ્થુળ અતિચારોનું આલોચન કેમ ન કરે એવો આચાર્યનો વિશ્વાસ ઉત્પન્ન કરવા સૂક્ષ્મ અતિચારોનું જ આલોચન કરવું. (૬) ઘણી શરમ આવવાને લીધે પ્રચ્છન્ન (કોઇ ન સાંભળે તેમ) આલોચન કરવું, (૭) બીજાને સંભળાવવા ખૂબ જ જોરથી બોલીને આલોચન કરવું, (૮) એક જ અતિચારની ઘણા ગુરુ પાસે આલોચના કરવી, (૯) અગીતાર્થની પાસે આલોચના કરવી અને, (૧૦) જે દોષનું આલોચન કરવાનું છે તે દોષને સેવનાર આચાર્ય પાસે તેનું આલોચન કરવું.

દસ ગુણોથી યુક્ત અણગાર પોતાના દોષની આલોચના કરવાને યોગ્ય છે.

○ (૧) ઉત્તમ જાતિવાળો (૨) ઉત્તમ કૂળવાળો (૩) વિનયવાન (૪) જ્ઞાનવાન (૫) દર્શન સંપન્ન શ્રદ્ધાળુ, (૬) ચારિત્ર સંપન્ન (૭) ક્ષમાવાળો. (૮) દાન્ત-ઇન્દ્રિયોને વશ રાખનાર, (૯) અમાયી-કપટરહિત સરલ અને, (૧૦) અપશ્ચાત્તાપી-આલોચના લીધા પછી પસ્તાવો નહિ કરનાર.

---

○ આલોચનાને યોગ્ય સાધુમાં દસ ગુણ હોવા જોઇએ.

(૧) જાતિ સંપન્ન પ્રાયઃ અકૃત્ય ન કરે, અને કર્યું હોય તો તેની સમ્યક્ આલોચના કરે (૨) કુલસંપન્ન અંગીકૃત પ્રાયશ્ચિત્તને બરોબર કરે (૩) વિનયસંપન્ન વંદનાદિ આલોચના સમાચારી કરે. (૪) જ્ઞાનસંપન્ન કૃત્યાકૃત્યના વિભાગને જાણે (૫) દર્શન સંપન્ન પ્રાયશ્ચિત્તથી થતી શુદ્ધિની શ્રદ્ધા કરે. (૬) ચારિત્ર સંપન્ન પ્રાયશ્ચિત્તનો સ્વીકાર કરે. (૭) ક્ષાન્ત ગુરુએ ઠપકો આપ્યો હોય તો તે ગુસ્સે ન થાય. (૮) દાન્ત-ઇન્દ્રિયોનું દમન કરેલુ હોવાથી શુદ્ધિ ધારણ કરે (૯) અમાયી અપરાધને છુપાવ્યા સિવાય આલોચના કરે અને, (૧૦) અપશ્ચાત્તાપી-આલોચના લીધા પછી તેનો પશ્ચાત્તાપ ન કરે.

આઠ ગુણોથી યુકત સાધુ આલોચના આપવાને યોગ્ય છે.

(૧) આચારવાન–જ્ઞાનાદિ આચારવાળો, (૨) આધારવાન=જણાવેલ અતિચારોને મનમાં ધારણ કરનાર, (૩) વ્યવહારવાન આગમ શ્રુતાદિ પાંચ પ્રકારના વ્યવહારવાળો, (૪) અપવ્રીડક–શરમથી પોતાના અતિચારોને છુપાવતા શિષ્યને મીઠાં વચનોથી સમજાવી શરમનો ત્યાગ કરાવી સારી રીતે આલોચના કરાવનાર, (૫) પ્રકુર્વક–આલોચિત અપરાધનું પ્રાયશ્ચિત્ત આપીને અતિચારોની શુદ્ધિ કરાવવાને સમર્થ. (૬) અપરિસ્રાવી–જણાવેલ અતિચારોને બીજાને નહીં સંભળાવનાર, (૭) નિર્યાપક–અસમર્થ એવાં પ્રાયશ્ચિત્ત લેનાર શિષ્યને થોડે થોડે પ્રાયશ્ચિત્ત આપીને નિર્વાહ કરનાર અને, (૮) અપાયદર્શી–આલોચના નહીં લેવામાં પરલોકનો ભય દેખાડનાર.

સમાચારી દસ પ્રકારની કહી છે —

○ (૧) ઇચ્છાકાર, (૨) મિથ્યાકાર, (૩) તથાકાર, (૪) આવશ્યકી, (૫) નૈષેધિકી, (૬) આપૃચ્છના, (૭) પ્રતિપૃચ્છના. (૮) છંદના, (૯) નિમંત્રણા અને, (૧૦) ઉપસંપદા– એ રીતે કાળે આચરવા યોગ્ય દસ પ્રકારની સમાચારી છે. ”

પ્રાયશ્ચિત્તના □ દસ પ્રકાર કહ્યા છે :

(૧) આલોચનાને યોગ્ય, (૨) પ્રતિક્રમણને યોગ્ય, (૩) આલોચના અને પ્રતિક્રમણ બન્નેને યોગ્ય, (૪) વિવેક–અશુદ્ધ ભકતાદિના ત્યાગને યોગ્ય, (૫) કાર્યોત્સર્ગને યોગ્ય, (૬) તપને યોગ્ય, (૭) દીક્ષાપર્યાયના છેદને યોગ્ય, (૮) મૂલને યોગ્ય–ફરીથી મહાવ્રત લેવા યોગ્ય, (૯) અનવસ્થાપ્યાર્હ–તપ કરીને ફરી મહાવ્રત લેવા યોગ્ય, (૧૦) પારાંચિક–ગચ્છથી બહાર કરવા યોગ્ય. જુદું લિંગ ધારણ કરવા યોગ્ય.

તપના બે પ્રકાર છે: બાહ્ય અને અભ્યંતર.

**ગૌતમ :** હે ભગવન્ ! બાહ્ય તપ કેટલા પ્રકારનાં છે ?

---

○ જુઓ પરિશિષ્ટ

□ જુઓ પરિશિષ્ટ

**મહાવીર** : હે ગૌતમ ! બાહ્ય તપના છ પ્રકાર છે–(૧) અનશન આહારત્યાગ, (૨) ઉનોદરી–કંઇક ઓછો આહાર કરવો, (૩) ભિક્ષાચર્યા, (૪) રસનો ત્યાગ કરવો, (૫) કાયક્લેશ–શરીરને કષ્ટ આપવું અને, (૬) પ્રતિસંલીનતા–ઇન્દ્રિય કષાયાદિનો નિગ્રહ રાખવો.

**ગૌતમ** : હે ભગવન્ ! અનશનના કેટલા પ્રકાર છે ?

**મહાવીર** : હે ગૌતમ ! અનશનના બે પ્રકાર છે. તે આ પ્રમાણે–ઇત્વરિક અમુક કાળ સુધી આહાર ત્યાગ અને યાવત્કથિક–જીવનપર્યંત આહાર–ત્યાગ.

**ગૌતમ** : હે ભગવન્ ! ઇત્વરિક અનશનના કેટલા પ્રકાર છે ?

**મહાવીર** : હે ગૌતમ ! ઇત્વરિક અનશન અનેક પ્રકારનું કહ્યું છે, તે આ પ્રમાણે–ચતુર્થભક્ત–એક ઉપવાસ, ષષ્ટભક્ત–બે ઉપવાસ, અષ્ટમભક્ત ત્રણ ઉપવાસ, દસમભક્ત ચાર ઉપવાસ, દ્વાદશભક્ત–પાંચ ઉપવાસ, ચતુર્દશ ભક્ત–છ ઉપવાસ, અર્ધમાસિક ભક્ત–પક્ષના ઉપવાસ, માસિકભક્ત–માસના ઉપવાસ, દ્વિમાસિકભક્ત–બે માસના ઉપવાસ, ત્રિમાસિકભક્ત–ત્રણ મહિનાના ઉપવાસ, યાવત્–ષટમાસિકભક્ત–છ મહિનાના ઉપવાસ. એ પ્રમાણે ઇત્વરિક અનશન કહ્યું.

**ગૌતમ** : હે ભગવન્ ! યાવત્કથિક અનશનના કેટલા પ્રકાર છે?

**મહાવીર** : હે ગૌતમ ! યાવત્કથિક અનશનના બે પ્રકાર છે: (૧) પાદપોપગમન અને, (૨) ભક્તપ્રત્યાખ્યાન.

**ગૌતમ** : હે ભગવન્ ! પાદપોપગમનના કેટલા પ્રકાર છે ?

**મહાવીર** : હે ગૌતમ ! પાદપોપગમનના બે પ્રકાર છે, તે આ પ્રમાણે :– નિર્હારિમ (જેમાં મૃત શરીર ઉપાશ્રયાદિથી બહાર કાઢવાનું હોય તે) અને અનિર્હારિમ (જેમાં મૃત શરીર બહાર કાઢવાનું ન હોય તે.)

તેમાં અનિર્હારિમ અનશન અવશ્ય સેવાદિ પ્રતિકર્મરહિત છે.

એ રીતે પાદપોપગમન અનશન સંબંધે કહ્યું.

**ગૌતમ** : હે ભગવન્ ! ભક્તપ્રત્યાખ્યાન કેટલા પ્રકારનું છે?

**મહાવીર** : હે ગૌતમ ! ભક્તપ્રત્યાખ્યાનના બે પ્રકાર છે : નિર્હારિમ અને અનિર્હારિમ. તે બન્ને અવશ્ય સેવાદિ પ્રતિકર્મવાળા છે.

એ પ્રમાણે ભક્તપ્રત્યાખ્યાન કહ્યું. એમ યાવત્કથિક અનશન કહ્યું, અને એ રીતે અનશન પણ કહ્યું.

**ગૌતમ** : હે ભગવન્ ઉનોદરિકાના કેટલા પ્રકાર છે ?

**મહાવીર** : હે ગૌતમ ! ઉનોદરિકાના બે પ્રકાર છે, તે આ પ્રમાણે–દ્રવ્ય ઉનોદરિકા અને ભાવઉનોદરિકા.

**ગૌતમ** : હે ભગવન્ ! દ્રવ્યઉનોદરિકાના કેટલા પ્રકાર છે ?

**મહાવીર** : હે ગૌતમ ! દ્રવ્યઉનોદરિકાના બે પ્રકાર છે તે આ પ્રમાણે–ઉપકરણદ્રવ્યઉનોદરિકા અને ભક્તપાનદ્રવ્યઉનોદરિકા.

**ગૌતમ** : હે ભગવન્ ! ઉપકરણ દ્રવ્યઉનોદરિકાના કેટલા પ્રકાર છે?

**મહાવીર** : હે ગૌતમ ! ઉપકરણ દ્રવ્યઉનોદરિકાના ત્રણ પ્રકાર છે. તે આ પ્રમાણે–એક વસ્ત્ર, એક પાત્ર, ચિયત્તોપકરણસ્વદનતા–સયંતોએ ત્યાગ કરેલા વસ્ત્ર પાત્ર સિવાયનાં ઉપકરણોનો ઉપભોગ કરવો. એ રીતે ઉપકરણદ્રવ્ય–ઉનોદરિકા કહી છે.

**ગૌતમ** : હે ભગવન્ ! ભક્તપાનદ્રવ્યઉનોદરિકાના કેટલા પ્રકાર છે ?

**મહાવીર** : હે ગૌતમ ! સુખે ગ્રહણ થાય તે પ્રમાણ આઠ કોળિયા આહાર લે તે અલ્પાહારી કહેવાય અને જે બાર કોળિયા આહાર લે–ઇત્યાદિ બધું સાતમા શતકના પ્રથમ ઉદ્દેશકમાં કહ્યા પ્રમાણે યાવત્–'તે પ્રકામ રસનો ભોજી ન કહેવાય' ત્યાં સુધી કહેવું એ પ્રમાણે ભક્તપાન-દ્રવ્યઉનોદરિકા કહી અને એ રીતે દ્રવ્યોનોદરિકા પણ કહી.

**ગૌતમ** : હે ભગવન્ ! ભાવ ઉનોદરિકાના કેટલા પ્રકાર કહ્યા છે?

**મહાવીર** : હે ગૌતમ ! ભાવ ઉનોદરિકા અનેક પ્રકારની છે, તે આ પ્રમાણે–ક્રોધ ઓછો કરવો, યાવત્–લોભ ઓછો કરવો, અલ્પ

બોલવું, ધીમે બોલવું, ગુસ્સામાં નિરર્થક બહુ પ્રલાપ ન કરવો, હૃદયસ્થ ક્રોધ ઓછો કરવો.

એ રીતે ભાવઉનોદરિકા સંબંધે કહ્યું અને એમ ઉનોદરિકા સંબંધે પણ કહ્યું.

**ગૌતમ** : હે ભગવન્! ભિક્ષાચર્યા કેટલા પ્રકારની છે?

**મહાવીર** : હે ગૌતમ! ભિક્ષાચર્યા અનેક પ્રકારની છે. તે આ પ્રમાણે–દ્રવ્યાભિગ્રહચર ભિક્ષામાં અમુક ચીજોને જ ગ્રહણ કરવાના નિયમ-પૂર્વક ભિક્ષા કરે, અમુક ક્ષેત્રના અભિગ્રહપૂર્વક ભિક્ષા કરે–ઈત્યાદિ જેમ ઔપપાતિક સૂત્રમાં કહ્યું છે તેમ જાણવું. યાવત્–શુદ્ધ નિર્દોષ ભિક્ષા કરવી. દત્તિની સંખ્યા કરવી, એ પ્રમાણે ભિક્ષાચર્યા સંબંધે હકીકત કહી.

**ગૌતમ** : હે ભગવન્! રસપરિત્યાગના કેટલા પ્રકાર છે?

**મહાવીર** : હે ગૌતમ! રસપરિત્યાગના અનેક પ્રકાર છે. તે આ પ્રમાણે ઘૃતાદિ વિકૃતિ (વિગઇ)નો ત્યાગ કરવો; સ્નિગ્ધ રસવાળું ભોજન ન કરવું–ઈત્યાદિ જેમ ઔપપાતિક સૂત્રમાં કહ્યું છે તેમ જાણવું, યાવત્–લૂખો આહાર કરવો. એ પ્રમાણે રસપરિત્યાગ વિષે કહ્યું.

**ગૌતમ** : હે ભગવન્! કાયાક્લેશના કેટલા પ્રકાર છે?

**મહાવીર** : હે ગૌતમ! કાયાક્લેશ અનેક પ્રકારનો છે. તે આ પ્રમાણે : કાયોત્સર્ગ આદિ આસને રહેવું, ઉત્કટાસને રહેવું–ઇત્યાદિ ઔપપાતિક સૂત્રમાં કહ્યું છે તેમ જાણવું. યાવત્–શરીરના સર્વ પ્રકારના સંસ્કાર અને શોભાનો ત્યાગ કરવો. એ પ્રમાણે કાયાક્લેશ સંબંધે કહ્યું.

**ગૌતમ** : હે ભગવન્! પ્રતિસંલીનતાના કેટલા પ્રકાર છે?

**મહાવીર** : હે ગૌતમ! પ્રતિસંલીનતા ચાર પ્રકારની છે તે આ પ્રમાણે– (૧) ઇન્દ્રિય પ્રતિસંલીનતા–ઇંદ્રિયોનો નિગ્રહ કરવો. (૨) કષાય પ્રતિસંલીનતા–કષાયોનો નિગ્રહ કરવો, યોગસંલીનતા મન, વચન કાયના વ્યાપારનો નિગ્રહ કરવો. અને વિવિક્તશયનાસનસેવન, સ્ત્રી–પશુ અને નપુંસક રહિત વસતિમાં નિર્દોષ શયનાદિ ઉપકરણોનો સ્વીકાર કરી રહેવું.

**ગૌતમ :** હે ભગવન્ ! ઇંદ્રિયપ્રતિ સંલીનતા કેટલા પ્રકારની છે ?

**મહાવીર :** હે ગૌતમ ! ઇંદ્રિયપ્રતિસંલીનતાના પાંચ પ્રકાર છે. (૧) શ્રોતેન્દ્રિયના વિષય પ્રચારને રોકવો કે શ્રોતેન્દ્રિય દ્વારા પ્રાપ્ત થયેલ વિષયમાં રાગદ્વેષનો નિરોધ કરવો (૨) ચક્ષુના વિષય પ્રચારનો રોધ કરવો, કે ચક્ષુ દ્વારા પ્રાપ્ત વિષયમાં રાગદ્વેષ ન કરવો એ પ્રમાણે યાવત્ સ્પર્શેન્દ્રિયના વિષય પ્રચારનો નિરોધ કરવો અને સ્પર્શેન્દ્રિય દ્વારા અનુભવેલ પદાર્થોને વિષે રાગદ્વેષનો નિગ્રહ કરવો. એ રીતે ઇન્દ્રિય પ્રતિસંલીનતા કહી.

**ગૌતમ :** હે ભગવન્ ! કષાયપ્રતિસંલીનતાના કેટલા પ્રકાર છે ?

**મહાવીર :** હે ગૌતમ ! કષાયપ્રતિસંલીનતાના ચાર પ્રકાર છે. (૧) ક્રોધના ઉદયનો નિરોધ કરવો; અથવા ઉદય પ્રાપ્ત ક્રોધને નિષ્ફળ કરવો એ પ્રમાણે યાવત્–૫ લોભના ઉદયનો નિરોધ કરવો કે ઉદય પ્રાપ્ત લોભને નિષ્ફળ કરવો. એ રીતે કષાયપ્રતિસંલીનતા કહી.

**ગૌતમ :** હે ભગવન્ ! યોગસંલીનતાના કેટલા પ્રકાર છે ?

**મહાવીર :** હે ગૌતમ ! યોગસંલીનતાના ત્રણ પ્રકાર છે. (૧) અકુશળ મનનો નિરોધ કરવો (૨) કુશળ મનની પ્રવૃત્તિ કરવી અને, (૩) મનને એકાગ્ર સ્થિર કરવું. (૧) અકુશળ વચનનો નિરોધ કરવો; (૨) કુશળ વચન બોલવું અને, (૩) વચનને સ્થિર કરવું.

**ગૌતમ :** હે ભગવન્ ! કાયસંલીનતા કેવા પ્રકારની છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સારી રીતે સમાધિપૂર્વક પ્રશાંત થઈ હાથ પગને સંકોચી કાચબાની પેઠે ગુપ્તેન્દ્રિય થઇ આલીન અને પ્રલીન સ્થિર રહેવું તે કાયસંલીનતા કહેવાય છે, એ રીતે કાયસંલીનતા કહી.

**ગૌતમ :** હે ભગવન્ ! વિવિક્તશયનાસનસેવના કેવા પ્રકારની છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જે આરામોમાં, ઉદ્યાનોમાં ઇત્યાદિ સોમિલના ઉદ્દેશકમાં કહ્યા પ્રમાણે યાવત્ શય્યા અને સંથારાને લઇને

વિહારે તે વિવિક્ત શયનાસન સેવના છે. એ રીતે વિવિક્તશયનાસન સેવના કહી.

એમ પ્રતિસંલીનતા સંબંધે હકીકત પણ કહી. એ રીતે બાહ્ય તપ સંબંધે પણ કહ્યું.

**ગૌતમ** : હે ભગવન્! અભ્યંતર તપ કેટલા પ્રકારે છે?

**મહાવીર** : હે ગૌતમ! અભ્યંતર તપ છ પ્રકારનું છે. તે આ પ્રમાણે (૧) પ્રાયશ્ચિત્ત, (૨) વિનય, (૩) વૈયાવૃત્ય, (૪) સ્વાધ્યાય (૫) ધ્યાન અને, (૬) વ્યુત્સર્ગ.

**ગૌતમ** : હે ભગવન્! પ્રાયશ્ચિત્ત કેટલા પ્રકારે છે?

**મહાવીર** : હે ગૌતમ! પ્રાયશ્ચિત્ત દસ પ્રકારનું છે. તે આ પ્રમાણે : (૧) આલોચનાને યોગ્ય અને યાવત્ ૧૦ પારાંચિતકને યોગ્ય. એ રીતે પ્રાયશ્ચિત્ત કહ્યું.

**ગૌતમ** : હે ભગવન્! વિનય કેટલા પ્રકારનો છે?

**મહાવીર** : હે ગૌતમ! વિનયના સાત પ્રકાર છે. તે આ પ્રમાણે. (૧) જ્ઞાનનો વિનય, (૨) દર્શનનો વિનય, (૩) ચારિત્ર વિનય (૪) મનરૂપ વિનય (૫) વચનરૂપ વિનય (૬) કાયરૂપ વિનય અને, (૭) લોકોપચાર વિનય.

**ગૌતમ** : હે ભગવન્ જ્ઞાનનો વિનય કેટલા પ્રકારે છે.

**મહાવીર** : હે ગૌતમ! જ્ઞાનનો વિનય પાંચ પ્રકારનો છે (૧) આભિનિબોધિક–મતિજ્ઞાનનો વિનય, યાવત્–(૫) કેવળજ્ઞાનનો વિનય એ રીતે જ્ઞાનનો વિનય કહ્યો.

**ગૌતમ** : હે ભગવન્! દર્શનનો વિનય કેટલા પ્રકારે છે?

**મહાવીર** : હે ગૌતમ! દર્શનનો વિનય બે પ્રકારનો છે. તે આ પ્રમાણે શુશ્રુષા વિનય અને અનાશાતનારૂપ વિનય.

**ગૌતમ** : હે ભગવન્! શુશ્રુષા વિનયના કેટલા પ્રકાર છે?

**મહાવીર** : હે ગૌતમ! શુશ્રુષા વિનય અનેક પ્રકારનો છે. તે આ પ્રમાણે–સત્કાર કરવો, સન્માન કરવું વગેરે–ચૌદમા શતકના ત્રીજા

ઉદ્દેશકમાં કહ્યા પ્રમાણે યાવત્ પ્રતિસંસાધનતા સુધી જાણવું. એ પ્રમાણે શુશ્રુષાવિનય કહ્યો.

**ગૌતમ :** હે ભગવન્! અનાશાતના વિનય કેટલા પ્રકારે છે?

**મહાવીર :** હે ગૌતમ! અનાશાતના વિનયના પિસ્તાળીસ ભેદ છે. તે આ પ્રમાણે-(૧) અરિહંતોની અનાશાતના, (૨) અરિહંતોએ કહેલ ધર્મની અનાશાતના, (૩) આચાર્યોની અનાશાતના, (૪) ઉપાધ્યાયોની અનાશાતના, (૫) સ્થવિરોની અનાશાતના (૬) કુળની અનાશાતના (૭) ગણની અનાશાતના, (૮) સંઘની અનાશાતના, (૯) ક્રિયાની અનાશાતના, (૧૦) સમાન ધાર્મિકની અનાશાતના (૧૧) મતિજ્ઞાનની અનાશાતના અને યાવત્-૧૫ કેવળજ્ઞાનની અનાશાતના, અને એ જ રીતે ૩૦ અરિહંતાદિ પંદરની ભકિત અને બહુમાન તથા ૪૫ એઓના ગુણોના કીર્તન વડે તેની કીર્તિ કરવી.

એ રીતે અનાશાતનારૂપ વિનયના પિસ્તાળીસ પ્રકાર છે. એ રીતે અનાશાતનારૂપ વિનય કહ્યો અને એમ દર્શન વિનય પણ કહ્યો.

**ગૌતમ :** હે ભગવન્! ચારિત્રવિનય કેટલા પ્રકારનો છે?

**મહાવીર :** હે ગૌતમ! ચારિત્રવિનય પાંચ પ્રકારનો છે. તે આ પ્રમાણે (૧) સામાયિકચારિત્ર વિનય, અને યાવત્ ૫ યથાખ્યાતચારિત્ર-વિનય, એમ ચારિત્રવિનય કહ્યો.

**ગૌતમ :** હે ભગવન્! મનવિનય કેટલા પ્રકારનો છે?

**મહાવીર :** હે ગૌતમ! મનવિનયના બે પ્રકાર છે. તે આ પ્રમાણે-પ્રશસ્તમનવિનય અને અપ્રશસ્તમનવિનય.

**ગૌતમ :** હે ભગવન્! પ્રશસ્ત મનવિનય કેટલા પ્રકારનો છે?

**મહાવીર :** હે ગૌતમ! પ્રશસ્ત મનવિનયના સાત પ્રકાર છે. તે આ પ્રમાણે (૧) પાપરહિત. (૨) ક્રોધાદિ અવદ્યરહિત, (૩) કાયિક્યાદિ ક્રિયામાં આસકિતરહિત, (૪) શોકાદિ ઉપકલેશરહિત, (૫) આસ્રવરહિત, (૬) સ્વ પરને આયાસ કરવા રહિત, અને (૭) જીવોને ભય ન ઉત્પન્ન કરવો એમ પ્રશસ્ત મનવિનય કહ્યો.

**ગૌતમ :** હે ભગવન્ ! અપ્રશસ્ત મનવિનયના કેટલા પ્રકાર છે ?

**મહાવીર :** હે ગૌતમ ! અપ્રશસ્ત મનવિનયના સાત પ્રકાર છે તે આ પ્રમાણે–(૧) પાપરૂપ, (૨) અવદ્યવાળો (૩) કાયિકયાદિ ક્રિયામાં આસકિત સહિત, (૪) શોકાદિ ઉપકલેષયુકત (૫) આસ્રવસહિત (૬) સ્વ–પરને આયાસ ઉત્પન્ન કરનાર અને, (૭) જીવોને ભય ઉપજાવનાર એમ અપ્રશસ્ત મનવિનય કહ્યો. અને એ રીતે મનવિનય પણ કહ્યો.

**ગૌતમ :** હે ભગવન્ ! વચનવિનયના કેટલા પ્રકાર છે ?

**મહાવીર :** હે ભગવન્ ! વચનવિનયના બે પ્રકાર છે. (૧) પ્રશસ્ત–વચનવિનય અને, (૨) અપ્રશસ્ત વચવિનય.

**ગૌતમ :** હે ભગવન્ ! પ્રશસ્ત વચનવિનય કેટલા પ્રકારે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! પ્રશસ્ત વચનવિનયના સાત પ્રકાર કહ્યા છે. તે આ પ્રમાણે (૧) પાપરહિત (૨) અસાવદ્ય, યાવત્–૭ જીવોને ભય ન ઉપજાવવો. એ રીતે પ્રશસ્ત વચનવિનય કહ્યો.

**ગૌતમ :** હે ભગવન્ ! અપ્રશસ્ત વચનવિનય કેટલા પ્રકારે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! અપ્રશસ્ત વચનવિનયના સાત પ્રકાર છે. તે આ પ્રમાણે–(૧) પાપસહિત, (૨) સાવદ્ય અને યાવત્–જીવોને ભય ઉપજાવવો. એ રીતે અપ્રશસ્ત વચનવિનય કહ્યો અને એ રીતે વચનવિનય પણ કહ્યો.

**ગૌતમ :** હે ભગવન્ ! કાયવિનય કેટલા પ્રકારે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! કાયવિનયના બે પ્રકાર છે. તે આ પ્રમાણે: પ્રશસ્ત કાયવિનય અને અપ્રશસ્ત કાય વિનય.

**ગૌતમ :** હે ભગવન્ ! પ્રશસ્ત કાયવિનય કેટલા પ્રકારે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! પ્રશસ્ત કાયવિનયના સાત પ્રકાર છે. તે આ પ્રમાણે [૧] સાવધાનતાપૂર્વક જવું [૨] સાવધાનતાપૂર્વક સ્થિતિ કરવી [૩] સાવધાનતાપૂર્વક બેસવું [૪] સાવધાનતાપૂર્વક (પથારીમાં) આળોટવું [૫] સાવધાનતાપૂર્વક ઉલ્લંઘન કરવું [૬] સાવધાનતાપૂર્વક

વધારે ઉલ્લંઘન કરવું અને, [૭] સાવધાનતાપૂર્વક બધી ઇન્દ્રિયોની પ્રવૃત્તિ કરવી. એ પ્રમાણે પ્રશસ્ત કાયવિનય કહ્યો છે.

**ગૌતમ :** હે ભગવન્! અપ્રશસ્ત કાયવિનય કેટલા પ્રકારનો છે?

**મહાવીર :** હે ગૌતમ ! અપ્રશસ્ત કાયરૂપ વિનયના સાત પ્રકાર છે. તે આ પ્રમાણે–સાવધાનતા સિવાય જવું–સાવધાનતા સિવાય બધી ઇંદ્રિયોની પ્રવૃત્તિ કરવી. એ પ્રમાણે અપ્રશસ્ત કાયવિનય કહ્યો. એમ કાયરૂપ વિનય પણ કહ્યો.

**ગૌતમ :** હે ભગવન્! લોકોપચાર વિનય કેટલા પ્રકારે છે?

**મહાવીર :** હે ગૌતમ ! લોકોપચાર વિનયના સાત પ્રકાર છે. તે આ પ્રમાણે–(૧) ગુર્વાદિ વડીલ વર્ગની પાસે રહેવું, [૨] તેઓની ઇચ્છા પ્રમાણે વર્તવું, [૩] કાર્યની સિદ્ધિ માટે હેતુઓની સગવડ કરી આપવી, [૪] કરેલા ઉપકારનો બદલો દેવો [૫] રોગીઓની સંભાળ રાખવી, [૬] દેશકાલજ્ઞતા–અવસરોચિત્ત પ્રવૃત્તિ કરવી અને, [૭] સર્વ કાર્યોમાં અનુકૂળપણે વર્તવું. એમ લોકોપચાર વિનય કહ્યો અને એ રીતે વિનય સંબંધે કહ્યું.

**ગૌતમ :** હે ભગવન્! વૈયાવૃત્ત્ય કેટલા પ્રકારનું છે?

**મહાવીર :** હે ગૌતમ ! વૈયાવૃત્ત્યના દસ પ્રકાર છે. તે આ પ્રમાણે–[૧] આચાર્યનું વૈયાવૃત્ત્ય, [૨] ઉપાધ્યાયનુ વૈયાવૃત્ત્ય [૩] સ્થવિરનું વૈયાવૃત્ત્ય [૪] તપસ્વીનું વૈયાવૃત્ત્ય [૫] રોગીઓનું વૈયાવૃત્ત્ય [૬] શૈક્ષ–પ્રાથમિક શિષ્યોનું વૈયાવૃત્ત્ય [૭] કુળએક આચાર્યના શિષ્યોના પરિવારનું વૈયાવૃત્ત્ય [૮] ગણુ સાથે અધ્યયન કરતા સાધુઓના સમૂહ–નું વૈયાવૃત્ત્ય [૯] સંઘનું વૈયાવૃત્ત્ય અને, [૧૦] સાધર્મિકનું વૈયાવૃત્ત્ય. એ રીતે વૈયાવૃત્ત્ય કહ્યું.

**ગૌતમ :** હે ભગવન્! સ્વાધ્યાય કેટલા પ્રકારનું છે?

**મહાવીર :** હે ગૌતમ ! સ્વાધ્યાયના પાંચ પ્રકાર છે. તે આ પ્રમાણે : (૧) વાચના–અધ્યયન, (૨) પૃચ્છના, (૩) પુનરાવર્તન કરવું, (૪) ચિંતન કરવું અને, (૫) ધર્મકથા. એ રીતે સ્વાધ્યાય સંબંધે કહ્યું.

**ગૌતમ :** હે ભગવન્ ધ્યાન કેટલા પ્રકારે છે?

**મહાવીર :** હે ગૌતમ! ધ્યાનના ચાર પ્રકાર છે. તે આ પ્રમાણે : (૧) આર્તધ્યાન (૨) રૌદ્રધ્યાન (૩) ધર્મધ્યાન અને, (૪) શુક્લધ્યાન.

આર્તધ્યાનના ચાર પ્રકાર છે. તે આ પ્રમાણે : (૧) અનિષ્ટ વસ્તુઓની પ્રાપ્તિ થતાં તેના વિયોગનું ચિંતન કરવું. (૨) ઇષ્ટ વસ્તુઓની પ્રાપ્તિ થતાં તેના અવિયોગનું ચિંતન કરવું. (૩) રોગાદિ કષ્ટ પ્રાપ્ત થતાં તેના વિયોગનું ચિંતન કરવું અને, (૪) પ્રીતિ ઉત્પન્ન કરનાર કામભોગાદિકની પ્રાપ્તિમાં તેના અવિયોગનું ચિંતન કરવું.

આર્તધ્યાનનાં ચાર લક્ષણુ કહ્યાં છે–તે આ પ્રમાણે : (૧) આક્રંદન–મોટેથી રોવું, (૨) દીનતા (૩) આંસુ પાડવાં અને, (૪) વારંવાર ક્લેશયુક્ત બોલવું.

રૌદ્ર ધ્યાનના ચાર પ્રકાર કહ્યા છે. તે આ પ્રમાણે : (૧) હિંસાનુબંધી–હિંસાસંબંધી નિરંતર ચિંતન, (૨) મૃષાનુબંધી–ખોટું બોલવા સંબંધી નિરંતર ચિંતન, (૩) સ્તેયાનુબંધી ચોરી–કરવા સંબંધે નિરંતર ચિંતન. અને (૪) સંરક્ષણાનુબંધી–ધન વગેરેના સંરક્ષણ સંબંધે નિરંતર ચિતન

રૌદ્ર ધ્યાનનાં ચાર લક્ષણુ કહ્યાં છે. તે આ પ્રમાણે : (૧) ઓસન્નદોષ–જેમાં હિંસા વગેરેથી નહીં અટકવારૂપ ઘણા દોષ છે તે, (૨) બહુલદોષ–જેમાં હિંસા વગેરેમાં પ્રવૃત્તિ કરવારૂપ ઘણા દોષ છે તે (૩) અજ્ઞાનદોષ–હિંસાદિ અધર્મમાં ધર્મ બુદ્ધિથી પ્રવૃત્તિ કરવારૂપ દોષ અને, (૪) આમરણાંત દોષ–મરણ પર્યંત પાપનો પશ્ચાત્તાપ નહિ થવારૂપ દોષ.

ધર્મધ્યાનના ચાર પ્રકાર છે. તે આ પ્રમાણે :–

૧. આજ્ઞાવિચય–જેમાં જિન પ્રવચનનો નિર્ણય છે. એવું ચિંતન,
૨. અપાયવિચય–રાગદ્વેષાદિજન્ય અનર્થો સંબંધે ચિંતન,
૩. વિપાકવિચય–કર્મમાં ફ્લ સંબંધે ચિંતન,
૪. સંસ્થાન વિચય–લોકના–દ્વીપ સમુદ્રાદિના આકાર સંબંધે ચિંતન.

ધર્મધ્યાનનાં ચાર લક્ષણો કહ્યાં છે. તે આ પ્રમાણે :

[૧] આજ્ઞારુચિ–જિનોપદેશમાં રુચિ. (૨) નિસર્ગ રુચિ–સ્વભાવથી તત્ત્વરુચિ, [૩] સૂત્રરુચિ–આગમથી તત્ત્વરુચિ થવી અને, [૪] અવગાઢરુચિ–દ્વાદશાંગના સવિસ્તર અવગાહનથી રુચિ થવી.

ધર્મધ્યાનનાં ચાર આલંબનો કહ્યાં છે. તે આ પ્રમાણે :

[૧] વાચના, [૨] પ્રતિપૃચ્છના [૩] પરિવર્તના–પુનરાવર્તન કરવું અને ધર્મકથા કરવી.

ધર્મધ્યાનની ચાર ભાવનાઓ કહી છે. તે આ પ્રમાણે : [૧] એકત્વ ભાવના, [૨] અનિત્યભાવના, [૩] અશરણ ભાવના અને [૪] સંસાર ભાવના.

શુક્લધ્યાનના ચાર પ્રકાર કહ્યા છે. તે આ પ્રમાણે : [૧] પૃથક્ત્વવિતર્ક @ સવિચાર, [૨] એકત્વવિતર્ક અવિચાર, [૩] સૂક્ષ્મક્રિય અનિવૃત્તિ અને, [૪] સમુચ્છિન્નક્રિય અપ્રતિપાતિ.

શુક્લધ્યાનનાં ચાર લક્ષણો કહ્યાં છે. તે આ પ્રમાણે :– [૧] ક્ષમા [૨] નિઃસ્પૃહતા, [૩] આર્જવ–સરળતા અને, [૪] માર્દવ–માનનો ત્યાગ.

---

(૧) @ પૃથક્ત્વ–એક દ્રવ્યને આશ્રિત ઉત્પાદાદિ પર્યાયોના ભેદ વડે વિતર્ક–પૂર્વગત શ્રુતાનુસારી અથવા નાનાનયાનુસારી સવિચાર–અર્થથી શબ્દમાં અને શબ્દથી અર્થમા મનપ્રમુખ યોગોમાંના કોઇ પણ એક યોગથી બીજા યોગમાં ઉપયોગપૂર્વક સંક્રાન્તિયુક્ત ચિંતન તે પૃથક્ત્વવિતર્ક સવિચાર.

(૨) એકત્વ ઉત્પાદાદિ પર્યાયોના અભેદથી કોઇ પણ એક પર્યાયદ્વારા વિતર્ક–પૂર્વગતશ્રુતાશ્રિત વ્યંજનરૂપ કે અર્થરૂપ અવિચાર–અર્થ, વ્યંજન અને યોગની સંક્રાન્તિ રહિ ચિંતન તે એકત્વવિતર્ક અવિચાર.

(૩) મન અને વચનયોગનો સર્વથા રોધ કરવાથી અને કાયયોગમાં બાદર કાયયોગનો રોધ કરેલો હોવાથી સૂક્ષ્મ ક્રિયાવાળું પાછું ન પડે તે સૂક્ષ્મક્રિયઅનિવૃત્તિ શુક્લ ધ્યાન. આ ધ્યાન નિર્વાણગમન સમયે કેવળીને હોય છે.

(૪) જ્યાં યોગનો સર્વથા રોધ કરેલો હોવાથી કાયિક્યાદિ ક્રિયાનો સર્વથા ઉચ્છેદ થયો છે એવું સમુચ્છિન્નક્રિય અનિવૃત્તિ. શુક્લધ્યાન કહેવાય છે.

શુકલધ્યાનનાં ચાર આલંબન કહ્યાં છે. તે આ પ્રમાણે :– [૧] અવ્યથા–ભયનો અભાવ, [૨] અસંમોહ–ભ્રાંતિનો અભાવ, (૩) વિવેક–શરીરથી આત્માની ભિન્નતા અને, (૪) વ્યુત્સર્ગ અસંગપણું, ત્યાગ.

શુકલધ્યાનની ચાર ભાવનાઓ છે. તે આ પ્રમાણે :– [૧] સંસારના અનંતવૃત્તિપણા સંબંધે વિચાર, [૨] પ્રત્યેક ક્ષણે વસ્તુઓમાં થતાં વિપરિણામ સંબંધે વિચાર, [૩] સંસારના અશુભપણા સંબંધે ચિંતન અને, [૪] હિંસાદિ જન્ય અનર્થોનો વિચાર. એ રીતે ધ્યાન સંબંધે કહ્યું.

**ગૌતમ** : હે ભગવન્ ! વ્યુત્સર્ગ કેટલા પ્રકારે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! વ્યુત્સર્ગના બે પ્રકાર છે તે આ પ્રમાણે:– દ્રવ્યવ્યુત્સર્ગ અને ભાવવ્યુત્સર્ગ.

**ગૌતમ** : હે ભગવન્ ! દ્રવ્યવ્યુત્સર્ગ કેટલા પ્રકારે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! દ્રવ્યવ્યુત્સર્ગના ચાર પ્રકાર કહ્યા છે તે આ પ્રમાણે :–

(૧) ગણવ્યુત્સર્ગ (૨) શરીરવ્યુત્સર્ગ (૩) ઉપધિવ્યુત્સર્ગ અને, (૪) આહાર પાણીનો [વ્યુત્સર્ગ. અસંગપણું, ત્યાગ] એ રીતે દ્રવ્યવ્યુત્સર્ગ કહ્યો.

**ગૌતમ** : હે ભગવન્ ! ભાવવ્યુત્સર્ગ કેટલા પ્રકારે છે ?

**મહાવીર** : હે ગૌતમ ! ભાવવ્યુત્સર્ગના ત્રણ પ્રકાર છે. તે આ પ્રમાણે :– (૧) કષાયવ્યુત્સર્ગ (૨) સંસારવ્યુત્સર્ગ અને, (૩) કર્મ-વ્યુત્સર્ગ.

**ગૌતમ** : હે ભગવન્ ! કષાય વ્યુત્સર્ગના કેટલા પ્રકાર છે ?

**મહાવીર** : હે ગૌતમ ! કષાય વ્યુત્સર્ગના ચાર પ્રકાર છે. તે આ પ્રમાણે (૧) ક્રોધવ્યુત્સર્ગ, (૨) માનવ્યુત્સર્ગ (૩) માયાવ્યુત્સર્ગ અને, (૪) લોભવ્યુત્સર્ગ. એમ કષાયવ્યુત્સર્ગ કહ્યો.

**ગૌતમ** : હે ભગવન્ ! સંસારવ્યુત્સર્ગના કેટલા પ્રકાર છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સંસારવ્યુત્સર્ગના ચાર પ્રકાર કહ્યા છે. તે આ પ્રમાણે :– (૧) નૈરયિક સંસારવ્યુત્સર્ગ અને યાવત્ (૪) દેવસંસાર વ્યુત્સર્ગ. એ રીતે સંસાર વ્યુત્સર્ગ કહ્યો.

**ગૌતમ :** હે ભગવન્ ! કર્મવ્યુત્સર્ગના કેટલા પ્રકાર છે?

**મહાવીર :** હે ગૌતમ ! કર્મવ્યુત્સર્ગના આઠ પ્રકાર કહ્યા છે. તે આ પ્રમાણે:– ૧. જ્ઞાનાવરણીય કર્મવ્યુત્સર્ગ અને યાવત્ ૮ અંતરાયકર્મ વ્યુત્સર્ગ એ પ્રમાણે કર્મવ્યુત્સર્ગ કહ્યો. એ રીતે ભાવવ્યુત્સર્ગ વિષે પણ કહ્યું. અને એ પ્રમાણે અભ્યંતર તપ સંબંધે કહ્યું 'હે ભગવન્ ! તે એમ જ છે, હે ભગવન્ ! તે એમ જ છે. એમ કહી યાવત્-વિહરે છે.



## પરિશિષ્ટ

○ (૧) સાધુ કોઈ પણ કાર્ય માટે અન્ય સાધુની અભ્યર્થના કરે અને તે સાધુ તેનું ઇચ્છિત કાર્ય કરે તો તે પ્રાર્થના કરનાર અને કાર્ય કરનાર બન્નેએ બળાત્કાર ન થાય માટે 'ઇચ્છાકાર' કહેવો જોઇએ. એટલે, મારું કાર્ય તમારી ઇચ્છા હોય તો કરો; અથવા આ કાર્ય તમે ઇચ્છો તો હું કરું. (૨) મિચ્છાકાર–સંયમ યોગમાં તત્પર સાધુએ વિપરીત આચરણ કર્યું હોય તો એ મારું દુષ્કૃત્ય મિથ્યા થાઓ–એમ સમજી 'મિચ્છાકાર' કહેવો જોઇએ (૩) તથાકાર સૂત્રાદિવિષયક પ્રશ્ન કરતાં ગુરુ ઉત્તર આપે ત્યારે 'તમે કહો છો તે બરોબર છે'–એ અર્થનો સૂચક તથાકાર શબ્દ કહેવો જોઇએ. (૪) આવશ્યિકા–ઉપાશ્રયથી આવશ્યક કાર્ય નિમિત્તે બહાર ગમન કરતા સાધુએ 'આવસ્સિયા' કહેવું. (૫) નૈષેધિકી–બહારથી પાછા ઉપાશ્રયાદિમાં પ્રવેશ કરતાં 'નિસ્સીહિયા–નૈષેધિકી' કહેવું. (૬) આપૃચ્છના–અભીષ્ટ કાર્યમાં પ્રવૃત્તિ કરતા શિષ્યે ગુરુને પૂછવું કે હે ભગવન્ ! આ કાર્ય કરું ? (૭) પ્રતિપૃચ્છના–ગુરુએ પૂર્વે નિષિદ્ધ કરેલ કાર્યમાં પ્રયોજનવશથી પ્રવૃત્તિ કરવી પડે તો ફરી પૂછવું કે આપે પૂર્વે આ કાર્યની ના કહી છે, પણ મારે તે કાર્યનું પ્રયોજન છે, જો આપ ફરમાવો તો કરું. (૮) છંદના–પૂર્વે લાવેલા આહારાદિ વડે બાકીના સાધુને આમંત્રણ કરવું કે, આ આહારનો ઉપયોગ હોય

તે આપ ગ્રહણ કરો. (૯) નિમંત્રણા–આહાર લાવવા માટે સાધુઓને નિમંત્રણ કરવું કે તમારા માટે આહારાદિ લાવું ? (૧૦) ઉપસંપદ્–જ્ઞાનાદિ નિમિત્તે સ્વગચ્છાદિનો ત્યાગ કરી વિશિષ્ટ–શ્રુતાદિયુક્ત ગુરુનો આશ્રય કરવો.

☐ (૧) આલોચના–સંયમમાં લાગેલા દોષને ગુરુ સમક્ષ વચનવડે પ્રકટ કરવા તે આલોચના, જે પ્રાયશ્ચિત્ત આલોચના માત્રથી શુદ્ધ થાય તે આલોચનાને યોગ્ય હોવાથી કારણને વિષે કાર્યનો ઉપચાર કરવાથી તે આલોચનાપ્રાયશ્ચિત્ત કહેવાય છે.

(૨) પ્રતિક્રમણ–દોષથી પાછું જવું, અને ફરી નહીં કરવારૂપે મિથ્યાદુષ્કૃત આપવું, તેને યોગ્ય પ્રાયશ્ચિત્ત પણ પ્રતિક્રમણ કહેવાય છે. જે પ્રાયશ્ચિત્ત મિથ્યાદુષ્કૃત માત્રથી શુદ્ધ થાય, પણ ગુરુ સમક્ષ પ્રકટ કરવાથી જરૂર ન હોય તે માત્ર પ્રતિક્રમણને યોગ્ય હોવાથી પ્રતિક્રમણ કહેવાય છે.

(૩) મિશ્ર–જે પ્રાયશ્ચિત્ત આલોચના અને પ્રતિક્રમણ ઉભયથી શુદ્ધ થાય તે ઉભયને યોગ્ય હોવાથી મિશ્રપ્રાયશ્ચિત્ત કહેવાય છે.

(૪) વિવેક–જે પ્રાયશ્ચિત્ત આધાકર્મિકાદી આહારનો વિવેક–ત્યાગ કરવાથી શુદ્ધ થાય તે વિવેકને યોગ્ય હોવાથી વિવેક પ્રાયશ્ચિત્ત કહેવાય છે.

(૫) વ્યુત્સર્ગ–કાયચેષ્ટાનો રોધ કરી ધ્યેય વસ્તુમાં ઉપયોગ રાખવાથી જે દોષ શુદ્ધ થાય તે વ્યુત્સર્ગને યોગ્ય હોવાથી વ્યુત્સર્ગ પ્રાયશ્ચિત્ત.

(૬) તપ–જે પ્રાયશ્ચિત્ત નિર્વિકૃતિકાદિ તપથી શુદ્ધ થાય તે તપને યોગ્ય હોવાથી તપપ્રાયશ્ચિત્ત.

(૭) છેદ–જે પ્રાયશ્ચિત્ત ચારિત્રના પર્યાયના છેદ કરવા માત્રથી શુદ્ધ થાય તે છેદને યોગ્ય હોવાથી છેદપ્રાયશ્ચિત્ત.

(૮) મૂલ–જે પ્રાયશ્ચિત્ત સર્વવ્રતપર્યાયનો છેદ કરી ફરી મહાવ્રત લેવાથી શુદ્ધ થાય તે મૂલને યોગ્ય હોવાથી મૂલપ્રાયશ્ચિત્ત.

(૯) અનવસ્થાપ્ય–જ્યાં સુધી અમુક પ્રકારનાં વિશિષ્ટ તપ ન કરે ત્યાં સુધી મહાવ્રત કે વેષમાં સ્થાપી ન શકાય. માટે અનવસ્થાને યોગ્ય હોવાથી અનવસ્થાપ્ય પ્રાયશ્ચિત્ત કહેવાય છે.

(૧૦) પારાંચિતક–સાધ્વી, રાણી ઈત્યાદિના શીલભંગ રૂપ મહાદોષ કરવા વડે વેષ અને સ્વક્ષેત્રનો ત્યાગ કરી જિનકલ્પિકની જેમ મહા તપ કરતાં મહાસત્ત્વશાળી આચાર્યને જ છ માસથી તે બાર વર્ષ સુધી આ પ્રાયશ્ચિત્ત હોય છે.

ઉપાધ્યાયને નવમા પ્રાયશ્ચિત્ત સુધી હોય છે, અને સામાન્ય સાધુને મૂળપ્રાયશ્ચિત્ત પર્યંત પ્રાયશ્ચિત્ત હોય છે. જ્યાં સુધી ચતુર્દશ પૂર્વધર અને પ્રથમ સંઘયણવાળા હોય છે ત્યાં સુધી દસે પ્રાયશ્ચિત્ત હોય છે. અને તેનો વિચ્છેદ ગયા પછી મૂલ સુધીના આઠ પ્રાયશ્ચિત્તો દુપ્પસહ સુરિ સુધી છે.



## બંધી શતક
## શ્રી ભગવતી સૂત્ર શ. ૨૬. ઉ. ૧૧નો અધિકાર

**जीवा य लेस्स पक्खिय दिट्ठि, अन्नाण नाण सन्नाओ**
**वेय कसाए उवओग जोग, एक्कारस वि ठाणा ॥१॥**

બંધીના ૪૭ બોલ :– (૧) સમુચ્ચય જીવ, ૮ લેશ્યા (૬ લેશ્યા, ૧ સલેશી, ૧ અલેશી), ૨ પાક્ષિક (કૃષ્ણ પાક્ષિક, શુકલ પાક્ષિક), ૩ દૃષ્ટિ (સમ્યગ્દૃષ્ટિ, મિથ્યાદૃષ્ટિ, મિશ્રદૃષ્ટિ), ૪ અજ્ઞાન (૩ અજ્ઞાન, ૧ સમુચ્ચય અજ્ઞાન), ૬ જ્ઞાન (૫ જ્ઞાન, ૧ સમુચ્ચય જ્ઞાન), ૫ સંજ્ઞા, (૪ સંજ્ઞા, ૧ નોસંજ્ઞા), ૫ વેદ (૩ વેદ, ૧ સવેદી, ૧ અવેદી), ૬ કષાય (૪ કષાય, ૧ સકષાયી, ૧ અકષાયી), ૫ યોગ (મનયોગ, વચનયોગ, કાયયોગ, સયોગી, અયોગી), ૨ ઉપયોગ (આકાર ઉપયોગ, અનાકાર ઉપયોગ) એ સર્વ મળી ૪૭ બોલ થયા.

નારકીમાં ૩૫ બોલ લાભે છે: (સમુચ્ચય જીવનો ૧, લેશ્યાના ૪, પક્ષના ૨, દૃષ્ટિના ૩, જ્ઞાનના ૪, અજ્ઞાનના ૪, સંજ્ઞાના ૪, વેદના ૨, કષાયના ૫, યોગના ૪, ઉપયોગના ૨, એ ૩૫ બોલ.)

ભવનપતિ વાણવ્યંતરમાં ૩૭ બોલ લાભે. [ નારકીના ૩૫ બોલોમાં એક લેશ્યા અને એક વેદ–નપુંસક વેદ એમાં નથી, પરંતુ સ્ત્રીવેદ અને પુરુષવેદ છે. આ બે બોલ વધી ગયા ] જ્યોતિષી દેવોમાં અને પહેલા બીજા દેવલોકમાં ૩૪ બોલ લાભે. [ ઉપર કહેલ ૩૭માંથી ૩ લેશ્યા ઓછી થઈ ] ત્રીજા દેવલોકથી બારમા દેવલોક સુધી ૩૩ બોલ લાભે છે. [ ઉપર કહેલ ૩૪ માંથી એક વેદ–સ્ત્રીવેદ–ઓછો થયો] નવગ્રૈવેયકમાં ૩૨ બોલ લાભે. [ ૩૩ માંથી ૧ દૃષ્ટિ–મિશ્રદૃષ્ટિ–ઓછી

થઇ ]. પાંચ અનુત્તર વિમાનમાં ૨૬ બોલ લાભે. [ ઉપરના ૩૨ માંથી ૧ પક્ષ ( કૃષ્ણપક્ષ ) ૧ દૃષ્ટિ ( મિથ્યાદૃષ્ટિ ), ૪ અજ્ઞાન એ ૬ બોલ ઓછા થયા ] પૃથ્વી–પાણી–વનસ્પતિમાં ૨૭ બોલ લાભે. [સમુચ્ચય જીવનો ૧, લેશ્યાના ૫, પક્ષના ૨, દૃષ્ટિનો ૧, ( મિથ્યાદૃષ્ટિ ), અજ્ઞાનના ૩, સંજ્ઞાના ૪, વેદના ૨, કષાયના ૫, યોગના ૨ ઉપયોગના ૨ એ સર્વ મળી ૨૭ થયા ] તેઉ–વાયુમાં ૨૬ બોલ લાભે. [ ઉપરના ૨૭ માંથી ૧ લેશ્યા ઓછી થઈ ] ત્રણ વિકલેંદ્રિયમાં ૩૧ બોલ લાભે. [ ઉપરના ૨૬ માં ૧ દૃષ્ટિ–સમદૃષ્ટિ, ૩ જ્ઞાનના અને ૧ યોગ–વચનના એ પાંચ બોલ વધી ગયા ] તિર્યંચ પંચેંદ્રિયમાં ૪૦ બોલ લાભે. [ ૪૭ માંથી ૧ અલેશી, ૨ જ્ઞાન–મનઃપર્યવ અને કેવળ-, ૧ નોસંજ્ઞા, ૧ અવેદી, ૧ અકષાયી, ૧ અયોગી આ સાત બોલ ઓછા થયા ] મનુષ્યમાં ૪૭ બોલ લાભે છે.

૪૭ બોલમાંથી કોને કેટલા બોલ લાભે તેનો કોઠો નીચે મુજબ છે.

| નામ | બોલ | જીવ | લેશ્યા | પક્ષ | દૃષ્ટિ | જ્ઞાન | સંજ્ઞા | કષાય | વેદ | યોગ | ઉપયોગ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સમુચ્ચય | ૪૭ | ૧ | ૮ | ૨ | ૩ | ૧૦ | ૫ | ૬ | ૫ | ૫ | ૨ |
| નારકી | ૩૫ | ૧ | ૪ | ૨ | ૩ | ૮ | ૪ | ૫ | ૨ | ૪ | ૨ |
| દસ ભવનપતિ, વાણવ્યંતર | ૩૭ | ૧ | ૫ | ૨ | ૩ | ૮ | ૪ | ૫ | ૩ | ૪ | ૨ |
| જ્યોતિષી, પહેલા–બીજા દેવલોક | ૩૪ | ૧ | ૨ | ૨ | ૩ | ૮ | ૪ | ૫ | ૩ | ૪ | ૨ |
| ત્રીજાથી બારમા દેવલોક સુધી | ૩૩ | ૧ | ૨ | ૨ | ૩ | ૮ | ૪ | ૫ | ૨ | ૪ | ૨ |
| નવગ્રૈવેયક | ૩૨ | ૧ | ૨ | ૨ | ૨ | ૮ | ૪ | ૫ | ૨ | ૪ | ૨ |
| પાંચ અનુત્તર વિમાન | ૨૬ | ૧ | ૨ | ૧ | ૧ | ૪ | ૪ | ૫ | ૨ | ૪ | ૨ |
| પૃથ્વી, પાણી, વનસ્પતિ | ૨૭ | ૧ | ૫ | ૨ | ૧ | ૩ | ૪ | ૫ | ૨ | ૨ | ૨ |
| તેઉકાય, વાયુકાય | ૨૬ | ૧ | ૪ | ૨ | ૧ | ૩ | ૪ | ૫ | ૨ | ૨ | ૨ |
| ત્રણ વિકલેંદ્રિય | ૩૧ | ૧ | ૪ | ૨ | ૨ | ૬ | ૪ | ૫ | ૨ | ૩ | ૨ |
| તિર્યંચ પંચેંદ્રિય | ૪૦ | ૧ | ૭ | ૨ | ૩ | ૮ | ૪ | ૫ | ૪ | ૪ | ૨ |
| મનુષ્ય | ૪૭ | ૧ | ૮ | ૨ | ૩ | ૧૦ | ૫ | ૬ | ૫ | ૫ | ૨ |

**ગૌતમ** : હે ભગવન્ ! શું જીવોએ પાપકર્મ બાંધ્યાં, બાંધે છે અને બાંધશે ?

**મહાવીર** : હે ગૌતમ ! જીવોમાં બંધની અપેક્ષાએ ૪ ભાંગા હોય છે. □ (૧) કેટલાક જીવોએ પાપ કર્મ બાંધ્યાં હતાં, બાંધે છે અને બાંધશે, (૨) કેટલાક જીવોએ પાપ કર્મ બાંધ્યાં હતાં, બાધે છે પણ બાંધશે નહિ. (૩) કેટલાક જીવોએ પાપ કર્મ બાંધ્યાં હતાં અત્યારે બાંધતા નથી પણ આગળ ઉપર બાંધશે. (૪) કેટલાક જીવોએ પાપકર્મ બાંધ્યાં હતાં, અત્યારે બાંધતા નથી, આગળ ઉપર બાંધશે નહિ.

૪૭ બોલોમાંથી ૨૦ બોલોમાં ( ૧ સમુચ્ચયજીવ, ૧ સલેશી, @૧ શુક્લલેશી ▱૧ શુક્લપક્ષી □ ૧ સમદૃષ્ટિ, ૧ સજ્ઞાની, ૧ મતિજ્ઞાની, ૧ શ્રુતજ્ઞાની, ૧ અવધિજ્ઞાની, ૧ મન:પર્યવજ્ઞાની, @ ૧ નોસંજ્ઞા, ૧ ☆ અવેદી, ૧ ● સકષાયી, ૧ લોભકષાયી, ૧ સયોગી, ૧ મનયોગી, ૧ વચનયોગી, ૧ કાયયોગી, ૧ સાકાર ઉપયોગ, ૧ અનાકાર ઉપયોગ=૨૦) સમુચ્ચય પાપ અને મોહનીય કર્મમાં સમુચ્ચયજીવ મનુષ્ય અપેક્ષાએ ચારે ભાંગા લાભે છે. નવમા ગુણસ્થાનના બે સમય બાકી રહે છે ત્યારે

---

□ એમાથી પહેલો ભાગો અભવ્યની અપેક્ષાએ છે. બીજો ભાંગો એ જીવોની અપેક્ષાએ છે કે જે ક્ષપકશ્રેણીને પ્રાપ્ત થવાવાળા છે. ત્રીજો ભાંગો એ જીવોની અપેક્ષાએ છે કે જેઓને મોહનીય કર્મનો ઉપશમ કરેલ છે. અર્થાત્ જે ઉપશમશ્રેણીને પ્રાપ્ત થયા છે. ચોથો ભાગો એ જીવોની અપેક્ષાએ છે કે જેઓએ મોહનીય કર્મનો ક્ષય કરી દીધો છે.

@ સલેશી જીવના ચાર ભાગા હોય છે. કારણ કે શુક્લલેશ્યાવાળા જીવો પાપકર્મના બંધક પણ હોય છે. કૃષ્ણાદિ પાચ લેશ્યાવાળાને પ્રથમના બે ભાંગા હોય છે, કારણ કે તેને વર્તમાનકાળમા મોહનીયરૂપ પાપકર્મનો ક્ષય કે ઉપશમ નથી, તેથી તેને છેલ્લા બે ભાગાહોતા નથી.

જુઓ પરિશિષ્ટ ▱
જુઓ પરિશિષ્ટ □
જુઓ પરિશિષ્ટ @
જુઓ પરિશિષ્ટ ☆
જુઓ પરિશિષ્ટ ●

એક પહેલો ભાંગો લાભે છે. એક સમય બાકી રહે છે ત્યારે એક બીજો ભાંગો લાભે છે. ઉપશમમોહમાં [ અગિયારમા ગુણસ્થાનમાં ] એક ત્રીજો ભાંગો લાભે છે. ક્ષીણમોહમાં [ બારમા ગુણસ્થાનમાં ] એક ચોથો ભાંગો લાભે છે. ૧ અલેશી, ૧ અયોગી, ૧ કેવળીમાં એક ચોથો ભાંગો લાભે@ છે.

અકષાયીમાં ત્રીજો અને ચોથો એ બે ભાંગા લાભે છે. એ સર્વ મળી ૨૪ બોલ થયા. બાકી ૨૩ બોલોમાં પહેલો ને બીજો એ બે ભાંગા લાભે છે. બાકી ૨૩ દંડકમાં જેટલા જેટલા બોલ લાભે છે તે પહેલો અને બીજો એ બે-બે ભાંગા લાભે છે.

જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, નામ, ગોત્ર, અંતરાય એ પાંચ કર્મોમાં સમુચ્ચય જીવ મનુષ્ય અપેક્ષાએ ૧૮ બોલોમાં [ઉપર ૨૦ કહ્યા તેમાંથી સકષાયી અને લોભકષાયી એ બે બોલ છોડી દેતાં ] ચારે ભાંગા લાભે છે. દસમા ગુણસ્થાનના બે સમય બાકી રહે ત્યારે એક પહેલો ભાંગો લાભે છે. એક સમય બાકી રહે ત્યારે એક બીજો ભાંગો લાભે છે. ઉપશમમોહ [અગિયારમા ગુણસ્થાન]માં એક ત્રીજો ભાંગો લાભે છે.

ક્ષીણમોહ [બારમા ગુણસ્થાન]માં એક ચોથો ભાંગો લાભે છે. અલેશી, અયોગી અને કેવળીમાં એક ચોથો ભાંગો લાભે છે. અકષાયીમાં ત્રીજો અને ચોથો એ બે ભાંગા લાભે છે. બાકી ૨૫ બોલોમાં પહેલો અને બીજો એ બે-બે ભાંગા લાભે છે. બાકી ૨૩ દંડકમાં જેમાં જેટલા જેટલા બોલ લાભે છે એ સર્વમાં પહેલો ને બીજો એ બે-બે ભાંગા લાભે છે, જેમ નારકીમાં ૩૫ બોલ લાભે છે એમાં પહેલો, બીજો એ બે ભાંગા લાભે છે. એ રીતે ભવનપતિ વાણવ્યંતરમાં ૩૭ બોલોમાં પહેલો બીજો એ બે ભાંગા લાભે છે. એ રીતે બાકીના સર્વ દંડકમાં કહેવું.

---

@ કેવળજ્ઞાનીને વર્તમાન અને ભવિષ્યકાળમાં બંધ થતો નથી તેથી એક છેલ્લો ભાંગો હોય.

વેદનીય કર્મ ! સમુચ્ચયજીવ મનુષ્ય આશ્રી ૧૨ બોલોમાં [(૧) સમુચ્ચયજીવ, (૨) @ સલેશી, △ શુકલલેશી, (૪) શુકલપક્ષી (૫) ○ સમદૃષ્ટિ, (૬) સજ્ઞાની, (૭) કેવળજ્ઞાની, (૮) નોસંજ્ઞા, (૯)

---

! વેદનીય કર્મમા પહેલો ભાગો અભવ્યની અપેક્ષાએ હોય છે. તથા તેરમા ગુણુસ્થાનમા બે સમય બાકી રહે તે વખતે પણ પહેલો ભાગો લાભે છે. જે ભવ્યજીવ મોક્ષ જવાવાળા છે તેની અપેક્ષાએ બીજો ભાગો હોય છે તથા તેરમા ગુણસ્થાનમાં એક સમય બાકી રહે તે વખને પણુ બીજો ભાગો લાભે છે. ત્રીજા ભાંગાનો સંભવ નથી. કેમકે જે જીવ એક વખત વેદનીય કર્મનો અબંધક થઇ જાય છે તે ફરી કયારેય પણુ વેદનીય કર્મનો બંધ કરતો નથી. ચોથો ભાગો અયોગી અને કેવળીને પહેલા સમયની અપેક્ષાએ હોય છે.

@ સલેશી જીવમાં પૂર્વોક્ત હેતુથી ત્રીજા ભાગાને છોડીને બાકીના ત્રણુ ભાંગા લાભે છે. પરંતુ કોઇ શંકા કરે છે કે, ચોથો ભાંગો (પહેલાં બાંધતો હતો, હવે બાંધતો નથી, અને પછી પણુ બાંધશે નહિ) સલેશીમાં ઘટિત થઇ શકતું નથી. એ ભાગા તો અલેશી (લેશ્યા રહિત) અયોગીમાં ઘટિત થઇ શકે છે. કેમકે લેશ્યા ૧૩ મા ગુણુસ્થાન સુધી હોય છે, અને ત્યા સુધી વેદનીયકર્મનો બંધ પણુ હોય છે.

એનું સમાધાન એ પ્રકારે છે કે, એ સૂત્રના વચનથી અયોગી અવસ્થાના પ્રથમ સમયમાં ઘંટાલાલા ન્યાય (જેમ ઘંટ વાગી ગયા પછી પણુ તેના રણકારનો અવાજ પાછળ પણ રહે છે તે રીતે)થી પરમ શુકલ લેશ્યા સંભવિત છે, એટલે સલેશીમાં ચોથો ભાગો ઘટિત થઇ શકે છે.

△ કૃષ્ણાદિ પાચ લેશ્યાવાળાને અયોગીપણાનો અભાવ હોવાથી તેઓ વેદનીય કર્મના અબંધક નથી. માટે તેઓને આદિના બે ભાગા હોય છે. શુકલલેશ્યાવાળાને સલેશ્યની જેમ ત્રણુ ભાગા હોય છે. લેશ્યારહિત શૈલેશીગત કેવલી અને સિદ્ધ હોય છે અને તેને પૂર્વે બાંધ્યુ હતું, બાંધતો નથી અને બાંધશે નહિ. આ એક જ ભાગો હોય છે. કૃષ્ણપાક્ષિકને અયોગીપણાના અભાવથી પ્રથમના બે ભાગા હોય છે, અને શુકલપાક્ષિક અયોગી પણુ હોય છે. માટે તેને ત્રીજા ભાગા સિવાયના બાકીના ભાગા હોય છે.

○ સમ્યક્દૃષ્ટિ ને અયોગીપણાનો સંભવ હોવાથી બંધ થતો નથી, તેથી ત્રીજા સિવાયના શેષ ત્રણુ ભાંગા હોય છે. મિથ્યાદૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિને અયોગીપણાના અભાવથી વેદનીયનું અબંધકપણું નથી. તેથી પ્રથમના બે જ ભાંગા હોય છે. જ્ઞાનીને અને કેવલજ્ઞાનીને અયોગીપણામાં છેલ્લો ભાંગો હોય છે. એટલે ત્રણુ ભાગા જાણુવા. આભિનિબોધિકાદિ જ્ઞાનવાળામાં અયોગીપણાનો અભાવ હોવાથી છેલ્લા ભાંગો હોતો નથી, માત્ર તેને પ્રથમના બે ભાગા હોય છે.

અવેદી, (૧૦) અકષાયી, (૧૧) સાકાર ઉપયોગ (૧૨) અનાકારઉપયોગ ] ત્રણ ભાંગા લાભે છે-પહેલો બીજો અને ચોથો.

તેરમા ગુણસ્થાનના બે સમય બાકી રહેતાં પહેલો ભાંગો લાભે છે. અને એક સમય બાકી રહેતાં બીજો ભાંગો લાભે છે. અને ચૌદમા ગુણસ્થાનકમાં ચોથો ભાંગો લાભે છે. અલેશી અને અયોગીમાં ફક્ત એક ચોથો ભાંગો લાભે છે. બાકી ૩૩ બોલોમાં પહેલો અને બીજો એ બે ભાંગા લાભે છે. ૨૩ દંડકમાં જેમાં જેટલા જેટલા બોલ લાભે છે એ સર્વમાં પહેલો અને બીજો એ બે ભાંગા લાભે છે.

આયુષ્યકર્મની અપેક્ષાએ સમુચ્ચય જીવના ૪૭ માંથી ૯ બોલોમાં આ પ્રકારે ભાંગા લાભે છે-કૃષ્ણપાક્ષીકમાં પહેલો અને ત્રીજો એ બે ભાંગા લાભે છે. મિશ્રદષ્ટિ, અવેદી, અકષાયી, એ ત્રણ બોલમાં ત્રીજો અને ચોથો એ બે ભાંગા લાભે છે. અલેશી, અયોગી, કેવળજ્ઞાની આ ત્રણ બોલોમાં એક ચોથો ભાંગો લાભે છે. મનઃપર્યવજ્ઞાન અને નોસંજ્ઞા એ બેમાં પહેલો, ત્રીજો અને ચોથો એ ત્રણ ભાંગા લાભે છે. બાકી ૩૮ બોલોમાં ચારે ભાંગા લાભે છે. નારકીમાં ૩૫ બોલ લાભે છે. એમાં કૃષ્ણલેશી અને કૃષ્ણપાક્ષીકમાં પહેલો અને ત્રીજો એ બે ભાંગા લાભે છે. મિશ્રદષ્ટિમાં ત્રીજો અને ચોથો એ બે ભાંગા લાભે છે, બાકી ૩૨ બોલોમાં ચારે ભાંગા લાભે છે.

ભવનપતિથી લઇ નવગ્રૈવેયક સુધી જેટલા જેટલા બોલ લાભે છે એટલા એટલા કહેવા. કૃષ્ણપાક્ષીકમાં પહેલો ને ત્રીજો એ બે ભાંગા લાભે. મિશ્રદષ્ટિમાં પહેલો (ભવનપતિથી લઇ બારમા દેવલોક સુધી) ત્રીજો અને ચોથો એ બે ભાંગા લાભે છે. બાકીના બોલોમાં ચારે ભાંગા લાભે છે. ચાર અનુત્તર વિમાનના દેવોમાં ચારે ભાંગા લાભે છે. સર્વાર્થસિદ્ધના દેવોમાં બીજો, ત્રીજો ને ચોથો એ ત્રણ ભાંગા લાભે છે.

પૃથ્વી, પાણી, વનસ્પતિના ૨૭ બોલોમાંથી તેજોલેશ્યામાં એક ત્રીજો ભાંગો લાભે છે. કૃષ્ણપાક્ષીકમાં પહેલો અને ત્રીજો એ બે ભાંગા લાભે છે. બાકી ૨૫ બોલોમાં ચારે ભાંગા. લાભે છે. તેઉકાય અને વાયુકાયમાં

૨૬ બોલ હોય છે. એ સર્વમાં પહેલો અને ત્રીજો એ બે ભાંગા લાભે છે. ત્રણ વિકલેંદ્રિયમાં ૩૧ બોલ હોય છે. એમાંથી સમદૃષ્ટિ, સજ્ઞાની, મતિજ્ઞાની, શ્રુતજ્ઞાની એ ચારે બોલોમાં ફક્ત એક ત્રીજો ભાંગો લાભે છે, બાકી ૨૭ બોલોમાં પહેલો ને ત્રીજો એ બે ભાંગા લાભે.

તિર્યંચ પંચેંદ્રિયમાં ૪૦ બોલ હોય છે. એમાંથી કૃષ્ણપાક્ષીકમાં પહેલો અને ત્રીજો એ બે ભાંગા લાભે છે. મિશ્રદૃષ્ટિમાં ત્રીજો અને ચોથો એ બે ભાંગા લાભે છે. સમદૃષ્ટિ, સજ્ઞાની, મતિજ્ઞાની, શ્રુતજ્ઞાની અને અવધિજ્ઞાની એ પાંચ બોલોમાં પહેલો, ત્રીજો અને ચોથો એ ત્રણ ભાંગા લાભે છે, બાકી ૩૩ બોલોમાં ચારે ભાંગા લાભે છે.

મનુષ્યમાં ૪૭ બોલ હોય છે. એમાંથી અલેશી, કેવળજ્ઞાની અને અયોગી એ ત્રણ બોલોમાં ફક્ત એક ચોથો ભાંગો લાભે છે. મિશ્રદૃષ્ટિ, અવેદી, અકષાયી, એ ત્રણ બોલોમાં ત્રીજો અને ચોથો એ બે ભાંગા લાભે છે. સમદૃષ્ટિ, સજ્ઞાની, મતિજ્ઞાની શ્રુતજ્ઞાની, અવધિજ્ઞાની મનઃપર્યવજ્ઞાની, નોસંજ્ઞા એ સાત બોલોમાં પહેલો, ત્રીજો અને ચોથો એ ત્રણ ભાંગા લાભે છે. કૃષ્ણપાક્ષીકમાં પહેલો અને ત્રીજો એ બે ભાંગા લાભે છે. બાકી ૩૩ બોલોમાં ચારે ભાંગા લાભે છે.

પહેલો ઔધિક ઉદ્દેશ સંપૂર્ણ.

હવે અગિયાર ઉદ્દેશાનાં નામ કહેવાય છે:- [૧] ઔધિક (સામાન્ય) [૨] અનંતરોપપન્ન (એક સમયના ઉત્પન્ન થયેલા) [૩] પરંપરોપપન્ન (જેના ઉત્પન્ન થયાને ઘણો સમય થયો) [૪] અનંતરાવગાઢ (પહેલા સમયના અવગાહેલ) [૫] પરંપરાવગાઢ ( બહુ સમયના અવગાહેલ ) [૬] અનંતરાહારક ( પહેલા સમયના આહારક ) [૭] પરંપરાહારક ( બહુ સમયના આહારક ) [૮] અનંતરપર્યાપ્તક ( પહેલા સમયના પર્યાપ્તક ) [૯] પરંપર પર્યાપ્તક ( બહુ સમયના પર્યાપ્તક ) [૧૦] ચરમ ( આ ભવમાં મોક્ષ જવાવાળા ) [૧૧] અચરમ ( બહુ ભવો પછી મોક્ષ જવાવાળા અથવા નહિ જવાવાળા ).

બીજો ઉદ્દેશો; અનંતરોપપન્ન, ચોથો ઉદ્દેશો—અનંતરાવગાઢ. છઠ્ઠો ઉદ્દેશો અનંતરાહારક, આઠમો ઉદ્દેશો, અનંતરપર્યાપ્તક આ ચાર

ઉદ્દેશાઓમાં નારકીથી લઇ બારમા દેવલોક સુધી ૪૭ બોલની બંધીના થોકડામાં જેટલા બોલ લાભે છે એમાં ત્રણ ત્રણ બોલ ઓછા કરી દેવા. (ઔધિકમાં ૪૭ બોલ કહ્યા છે તેમાંથી મિશ્રદૃષ્ટિ, મનયોગી, વચનયોગી એ ત્રણ બોલ ઓછા કરવા) કેમકે એ પહેલા સમયના ઉત્પન્ન થયેલા છે, એટલે એમાં ઉપરોક્ત ત્રણ બોલ લાભે નહિ. નવગ્રૈવેયકમાં ૩૦ બોલ લાભે છે. ૩૨ માંથી મન, વચન યોગ ઓછા થયા. અને પાંચ અનુત્તર વિમાનમાં ૨૪ બોલ લાભે છે.

પાંચ સ્થાવરમાં ઔધિક ઉદ્દેશમાં જેટલા બોલ કહ્યા છે એટલા કહી દેવા. ત્રણ વિકલેંદ્રિયમાં ૩૦ બોલ લાભે છે. તિર્યંચ પંચેંદ્રિયમાં ૩૫ બોલ લાભે છે. (ઔધિકમાં ૪૦ બોલ કહ્યા છે એમાંથી મિશ્રદૃષ્ટિ, વિભંગજ્ઞાન–અવધિજ્ઞાન મનયોગ, વચનયોગ એ પાંચ બોલ ઓછા કરવા) મનુષ્યમાં ૩૬ બોલ લાભે છે. [ઔધિકમાં ૪૭ બોલ કહ્યા છે એમાંથી અલેશી, મિશ્રદૃષ્ટિ, વિભંગજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન કેવળજ્ઞાન, નોસંજ્ઞા, અવેદી, અકષાયી, મનયોગી, વચનયોગી, અયોગી એ ૧૧ બોલ ઓછા કરવા] એ પ્રકારે ૨૪ દંડકમાં સાત કર્મો અપેક્ષાએ [આયુષ્યને છોડીને] એ બોલ કહ્યા છે. એ સર્વમાં પહેલો અને બીજો એ બે–બે ભાંગા લાભે છે.

આયુષ્યકર્મ અપેક્ષાએ મનુષ્યને છોડીને ૨૩ દંડકમાં ફક્ત એક ત્રીજો ભાંગો લાભે છે. [સાત કર્મો અપેક્ષાએ જે દંડકમાં જેટલા જેટલા બોલ કહ્યા છે એટલા એટલા બોલ અહીં પણ કહેવા.] મનુષ્યમાં ૩૬ બોલ કહ્યા છે, એમાંથી કૃષ્ણપાક્ષીકમાં એક ત્રીજો ભાંગો લાભે છે. @ બાકી

---

@ અનંતરોવવન્ના ( જેને ઉત્પન્ન થયાને પ્રથમ સમય જ થયો છે ) તેમાં જે આ ૩૫ બોલ કહ્યા છે તેમા નપુંસક પણ સામેલ છે અને આયુષ્યકર્મના બંધ વિષયમાં ત્રીજો અને ચોથો એ બે ભાંગા બતાવેલ છે. (૩) બાંધ્યું હતું, અત્યારે બાંધતા નથી, અને આગળ બાંધશે, એ ત્રીજો ભાંગા છે. (૪) બાંધ્યું હતું હતું, બાંધતા નથી અને આગળ બાંધશે પણ નહિ. એ ચોથો ભાંગા છે.

એટલે એ દૃષ્ટિથી ૩૫ બોલવર્તી જીવો (તેમા નપુંસક પણ સામેલ છે.) આયુકર્મ બાંધશે પણ નહિ. એટલે તે મોક્ષમા જશે. નિર્વાણ પ્રાપ્તિ સિવાય અન્ય કોઇ પણ સ્થાને આયુકર્મના અબંધક હોતા નથી. તેથી એમ સિદ્ધ થાય છે કે જન્મ નપુંસકનો પણ મોક્ષ થઇ શકે છે. (જુઓ પાનુ ૬૭૩માં)

રૂપ બોલમાં ત્રીજો અને ચોથો એ બે ભાંગા લાભે છે.

ત્રીજો ઉદ્દેશો પરંપરોવવન્ન. પાંચમો ઉદ્દેશો પરંપરાવગાઢ, સાતમો ઉદ્દેશો–પરંપરાહારક, નવમો ઉદ્દેશો પરંપરપર્યાપ્તક અને દસમો ઉદ્દેશો ચરમ. એ પાંચ ઉદ્દેશા ઔધિકની રીતે કહેવા.

પરંતુ એટલો ફેર છે કે, અહીં સમુચ્ચય જીવના બોલ કહેવા નહિ. અગિયારમો અચરમ ઉદ્દેશો ચરમ ઉદ્દેશાની રીતે કહેવો. પરંતુ એટલી વિશેષતા છે કે, અહીં ૪૪ બોલ કહેવા. [પહેલા ૪૭ બોલ કહ્યા છે તેમાંથી અલેશી, કેવળજ્ઞાની અને અયોગી એ ત્રણ બોલ અહીં કહેવા નહિ.] પહેલા ચાર ભાંગા કહ્યા છે, એમાંથી ચોથો ભાગો અહીં કહેવો નહિ. સર્વાર્થસિદ્ધ અને સમુચ્ચય જીવના બોલ કહેવા નહિ.

---

## પરિશિષ્ટ

□ જે જીવોને અર્ધપુદ્ગલપરાવર્તન કાલથી અધિક સંસાર બાકી છે. તે કૃષ્ણપાક્ષિક. અને જેને અર્ધપુદ્ગલપરાવર્તથી અધિક સંસાર બાકી નથી. પણ તેની અંદર જે મોક્ષે જવાના છે તે શુકલપાક્ષિક કહેવાય છે. તેમાં કૃષ્ણપાક્ષિકને આદિના બે ભાંગા હોય છે. કેમકે વર્તમાન કાલે તેનામાં પાપકર્મનું અબંધકપણું નથી. શુકલપાક્ષિકને ચારે ભાંગા હોય છે– [૧] પાપકર્મ બાંધ્યું હતું, બાંધે છે અને બાંધશે–આ પ્રથમ ભંગ પ્રશ્ન સમયની અપેક્ષાએ અનન્તર [તુરંતના] ભવિષ્ય સમયને આશ્રયી છે. (૨) બાંધ્યું હતું, બાંધશે અને

---

(પાના નં. ૬૭૨થી ચાલુ)

નપુંસકના બે ભેદ છે. જન્મથી અને કૃત્રિમપણે કરેલ. અને તે બન્ને મોક્ષ પ્રાપ્તિના અધિકારી છે. કૃત્રિમ નપુંસકનો મોક્ષ તો સૌ કોઇ નિર્વિવાદ સ્વીકારે છે. અને જન્મ નપુંસકનો મોક્ષ સૂત્રના આ અધિકારથી સ્પષ્ટ થાય છે. અહી ૩૫ બોલમાં ગણેલ નપુંસક કૃત્રિમ નથી, તેની સાબિતી એ છે કે આ ચાલતો ઉદ્દેશો અનંતરોવવન્ના (જેને ઉત્પન્ન થયાને પ્રથમ જ સમય થયો છે તે) છે. એટલે ઉત્પત્તિ સ્થાનમા પ્રથમ સમયે ત્યાં તેને કોણ કૃત્રિમપણે નપુંસક કરવા જાય છે? અર્થાત્ તે જન્મ નપુંસક છે. અને તેમાં ત્રીજો અને ચોથો ભાગો લાગુ પડે છે. તેથી તેને મોક્ષ પ્રાપ્તિ પણ સિદ્ધ થાય છે.

ઉદ્દેશાઓમાં નારકીથી લઇ બારમા દેવલોક સુધી ૪૭ બોલની બંધીના થોકડામાં જેટલા બોલ લાભે છે એમાં ત્રણ ત્રણ બોલ ઓછા કરી દેવા. (ઔધિકમાં ૪૭ બોલ કહ્યા છે તેમાંથી મિશ્રદૃષ્ટિ, મનયોગી, વચનયોગી એ ત્રણ બોલ ઓછા કરવા) કેમકે એ પહેલા સમયના ઉત્પન્ન થયેલા છે, એટલે એમાં ઉપરોક્ત ત્રણ બોલ લાભે નહિ. નવગ્રૈવેયકમાં ૩૦ બોલ લાભે છે. ૩૨ માંથી મન, વચન યોગ ઓછા થયા. અને પાંચ અનુત્તર વિમાનમાં ૨૪ બોલ લાભે છે.

પાંચ સ્થાવરમાં ઔધિક ઉદ્દેશામાં જેટલા બોલ કહ્યા છે એટલા કહી દેવા. ત્રણ વિકલેંદ્રિયમાં ૩૦ બોલ લાભે છે. તિર્યંચ પંચેંદ્રિયમાં ૩૫ બોલ લાભે છે. (ઔધિકમાં ૪૦ બોલ કહ્યા છે એમાંથી મિશ્રદૃષ્ટિ, વિભંગજ્ઞાન–અવધિજ્ઞાન મનયોગ, વચનયોગ એ પાંચ બોલ ઓછા કરવા) મનુષ્યમાં ૩૬ બોલ લાભે છે. [ઔધિકમાં ૪૭ બોલ કહ્યા છે એમાંથી અલેશી, મિશ્રદૃષ્ટિ, વિભંગજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન કેવળજ્ઞાન, નોસંજ્ઞા, અવેદી, અકષાયી, મનયોગી, વચનયોગી, અયોગી એ ૧૧ બોલ ઓછા કરવા] એ પ્રકારે ૨૪ દંડકમાં સાત કર્મો અપેક્ષાએ [આયુષ્યને છોડીને] એ બોલ કહ્યા છે. એ સર્વમાં પહેલો અને બીજો એ બે–બે ભાંગા લાભે છે.

આયુષ્યકર્મ અપેક્ષાએ મનુષ્યને છોડીને ૨૩ દંડકમાં ફક્ત એક ત્રીજો ભાંગો લાભે છે. [સાત કર્મો અપેક્ષાએ જે દંડકમાં જેટલા જેટલા બોલ કહ્યા છે એટલા એટલા બોલ અહીં પણ કહેવા.] મનુષ્યમાં ૩૬ બોલ કહ્યા છે, એમાંથી કૃષ્ણપાક્ષીકમાં એક ત્રીજો ભાંગો લાભે છે. @ બાકી

---

@ અનંતરોવવન્ના (જેને ઉત્પન્ન થયાને પ્રથમ સમય જ થયો છે) તેમાં જે આ ૩૫ બોલ કહ્યા છે તેમાં નપુંસક પણ સામેલ છે અને આયુષ્યકર્મના બંધ વિષયમાં ત્રીજો અને ચોથો એ બે ભાંગા બતાવેલ છે. (૩) બાંધ્યું હતું, અત્યારે બાંધતા નથી, અને આગળ બાંધશે, એ ત્રીજો ભાંગા છે. (૪) બાંધ્યું હતું હતું, બાંધતા નથી અને આગળ બાંધશે પણ નહિ. એ ચોથો ભાંગા છે.

એટલે એ દૃષ્ટિથી ૩૫ બોલવર્તી જીવો (તેમા નપુંસક પણ સામેલ છે.) આયુકર્મ બાંધશે પણ નહિ. એટલે તે મોક્ષમા જશે. નિર્વાણ પ્રાપ્તિ સિવાય અન્ય કોઇ પણ સ્થાને આયુકર્મના અબંધક હોતા નથી. તેથી એમ સિદ્ધ થાય છે કે જન્મ નપુંસકનો પણ મોક્ષ થઇ શકે છે. (જુઓ પાનુ ૬૭૩માં)

રૂપ બોલમાં ત્રીજો અને ચોથો એ બે ભાંગા લાભે છે.

ત્રીજો ઉદ્દેશો પરંપરોવવન્ન. પાંચમો ઉદ્દેશો પરંપરાવગાઢ, સાતમો ઉદ્દેશો-પરંપરાહારક, નવમો ઉદ્દેશો પરંપરપર્યાપ્તિક અને દસમો ઉદ્દેશો ચરમ. એ પાંચ ઉદ્દેશા ઔધિકની રીતે કહેવા.

પરંતુ એટલો ફેર છે કે, અહીં સમુચ્ચય જીવના બોલ કહેવા નહિ. અગિયારમો અચરમ ઉદ્દેશો ચરમ ઉદ્દેશાની રીતે કહેવો. પરંતુ એટલી વિશેષતા છે કે, અહીં ૪૪ બોલ કહેવા. [પહેલા ૪૭ બોલ કહ્યા છે તેમાંથી અલેશી, કેવળજ્ઞાની અને અયોગી એ ત્રણ બોલ અહીં કહેવા નહિ.] પહેલા ચાર ભાંગા કહ્યા છે, એમાંથી ચોથો ભાગો અહીં કહેવો નહિ. સર્વાર્થસિદ્ધ અને સમુચ્ચય જીવના બોલ કહેવા નહિ.

## પરિશિષ્ટ

☐ જે જીવોને અર્ધપુદ્ગલપરાવર્તન કાલથી અધિક સંસાર બાકી છે. તે કૃષ્ણપાક્ષિક. અને જેને અર્ધપુદ્ગલપરાવર્તથી અધિક સંસાર બાકી નથી. પણ તેની અંદર જે મોક્ષે જવાના છે તે શુકલપાક્ષિક કહેવાય છે. તેમાં કૃષ્ણપાક્ષિકને આદિના બે ભાંગા હોય છે. કેમકે વર્તમાન કાલે તેનામાં પાપકર્મનું અબંધકપણું નથી. શુકલપાક્ષિકને ચારે ભાંગા હોય છે- [૧] પાપકર્મ બાંધ્યું હતું, બાંધે છે અને બાંધશે-આ પ્રથમ ભંગ પ્રશ્ન સમયની અપેક્ષાએ અનન્તર [તુરંતના] ભવિષ્ય સમયને આશ્રયી છે. (૨) બાંધ્યું હતું, બાંધશે અને

(પાના નં. ૬૭૨થી ચાલુ)

નપુંસકના બે ભેદ છે. જન્મથી અને કૃત્રિમપણે કરેલ. અને તે બન્ને મોક્ષ પ્રાપ્તિના અધિકારી છે. કૃત્રિમ નપુંસકનો મોક્ષ તો સૌ કોઈ નિર્વિવાદ સ્વીકારે છે. અને જન્મ નપુસકનો મોક્ષ સૂત્રના આ અધિકારથી સ્પષ્ટ થાય છે. અહી ૩૫ બોલમાં ગણેલ નપુંસક કૃત્રિમ નથી, તેની સાબિતી એ છે કે આ ચાલતો ઉદ્દેશો અનતરોવવન્ના (જેને ઉત્પન્ન થયાને પ્રથમ જ સમય થયો છે તે) છે. એટલે ઉત્પત્તિ સ્થાનમા પ્રથમ સમયે ત્યાં તેને કોણ કૃત્રિમપણે નપુંસક કરવા જાય છે? અર્થાત્ તે જન્મ નપુંસક છે. અને તેમાં ત્રીજો અને ચોથો ભાગો લાગુ પડે છે. તેથી તેને મોક્ષ પ્રાપ્તિ પણ સિદ્ધ થાય છે.

બાંધશે નહિ. આ બીજો ભંગ પછીના ભવિષ્ય સમયમાં ક્ષપકપણાની પ્રાપ્તિની અપેક્ષાએ જાણવો. [૩] બાંધ્યું હતું, બાંધતો નથી પણ બાંધશે. આ ત્રીજો ભંગ જે મોહનીય કર્મનો ઉપશમ કરી પછી પડવાનો હોય તેની અપેક્ષાએ છે, [૪] 'બાંધ્યું હતું બાંધતો નથી અને બાંધશે નહિ. આ ચોથો ભંગ ક્ષપકપણાની અપેક્ષાએ હોય છે.

કૃષ્ણપાક્ષિક 'બાંધશે નહિ' એ અંશનો અસંભવ હોવા છતાં પણ બીજો ભાંગો માનેલો છે તો શુક્લપાક્ષિકને ઉપર કહેલ "બાંધશે નહિ" એ અંશનો અવશ્ય સંભવ હોવાથી 'બાંધશે' એ અંશ ઘટિત પ્રથમ ભાંગો કેમ ઘટે ? આ પ્રશ્નના ઉત્તરમાં શુક્લપાક્ષિકને પ્રશ્ન સમયના અનન્તર [પછીના] સમયની અપેક્ષાએ પ્રથમ ભાંગો, અને કૃષ્ણપાક્ષિકને બાકીના સમયની અપેક્ષાએ બીજો ભાંગો હોય છે.

☐ સમ્યગ્દૃષ્ટિ જીવોને શુક્લ પાક્ષિકની પેઠે ચારે ભાંગા હોય છે. અને મિથ્યાદૃષ્ટિ તથા મિશ્રદૃષ્ટિને આદિના બે જ ભાંગા હોય છે. કારણ કે તેઓને મોહનો બંધ હોવાથી છેલ્લા બે ભાંગા હોતા નથી.

@ આહાર આદિની સંજ્ઞા :– આસક્તિવાળા જીવોમાં ક્ષપકપણું અને ઉપશમપણું હોતું નથી, એટલે એનામાં પહેલો ને બીજો એ બે ભાંગા જ લાભે છે. નોસંજ્ઞા અર્થાત્ આહારાદિકની આસક્તિ વિનાના જીવોમાં મોહનીય કર્મનો ક્ષય તથા ઉપશમ સંભવ હોવાથી ચારે ભાંગા લાભે છે.

☆ વેદનો ઉદય હોય ત્યાં સુધી જીવને મોહનીયનો ક્ષય અને ઉપશમ નહિ થતો હોવાથી પ્રથમના બે ભાંગા હોય છે. (૧) વેદરહિતને પોતાનો વેદ ઉપશાન્ત થાય ત્યારે મોહનીયરૂપ પાપ કર્મને સૂક્ષ્મસંપરાય ગુણસ્થાન પ્રાપ્ત ન થાય ત્યાં સુધી બાંધે છે. અને બાંધશે, અથવા ત્યાંથી પડીને પણ બાંધશે. (૨) વેદક્ષીણ થયા પછી પાપકર્મ બાંધે છે. પણ સૂક્ષ્મસંપરાયાદિ અવસ્થામાં બાંધતો નથી (૩) ઉપશાન્તવેદ સૂક્ષ્મ સંપરાયાદિ અવસ્થામાં બાંધતો નથી, પણ ત્યાંથી પડીને બાંધે છે. (૪) વેદક્ષીણ થયા પછી સૂક્ષ્મસંપરાયાદિ ગુણસ્થાનકે બાંધતો નથી અને બાંધશે પણ નહિ.

● સકષાયમાં ચાર ભાંગા હોય છે. પહેલો ભાંગો અભવ્યની અપેક્ષાએ હોય છે, બીજો ભાંગો એ ભવ્ય જીવની અપેક્ષાએ હોય છે, કે, જેનું મોહનીય કર્મ ક્ષય થવાવાળું છે. ત્રીજો ભાંગો ઉપશમક સૂક્ષ્મ-સંપરાયની (૧૦ માથી ૧૧ મા ગુણસ્થાને જવાવાળા) અપેક્ષાએ છે. ચોથો ભાંગો ક્ષપકસૂક્ષ્મસંપરાયની અપેક્ષાએ (૧૦ માથી ૧૨ મા ગુણસ્થાને (જવાવાળા) છે. એ રીતે લોભ કષાયીમાં ચાર ભાંગા સમજવા. ક્રોધ કષાયીમાં પહેલો અને બીજો એ બે ભાંગા જ લાભે છે. પહેલો ભાંગો અભવ્યની અપેક્ષાએ છે, અને બીજો ભાંગો ભવ્ય વિશેષની અપેક્ષાએ છે. ત્રીજો અને ચોથો ભાંગા હોતા નથી. કેમકે જ્યારે ક્રોધનો ઉદય થાય છે ત્યારે અબંધકપણું હોતું નથી.

'બાંધ્યું હતું બાંધતો નથી અને બાંધશે—એ ભાંગો અકષાયીને ઉપશમકઆશ્રયી હોય છે, અને બાંધ્યું હતું, બાંધતો નથી, બાંધશે નહીં—એ ભંગ ક્ષપકઆશ્રયી જાણવો.

સયોગી અભવ્ય, ભવ્યવિશેષ, ઉપશમક અને ક્ષપકનેઆશ્રયી ક્રમશઃ ચારે ભાંગા જાણવા. અયોગી પાપકર્મ બાંધતું નથી તેમ બાંધવાનું પણ નથી, માટે એક છેલ્લો ભાંગો હોય છે.

નારકને ઉપશમશ્રેણી અને ક્ષપકશ્રેણી નહીં હોવાથી પ્રથમના બે ભાંગા હોય છે. એમ સલેશ્ય ઇત્યાદિ વિશેષણયુકત નારકપદ જાણવું. એ રીતે અસુરકુમારાદિને પણ જાણી લેવું.

---

## કરિંસુ શતક

### શ્રી ભગવતી સૂત્ર શ. ૨૭. ઉ. ૧૧ નો ✠ અધિકાર

**ગૌતમ :** અહો ભગવન્ ! શું જીવે (૧) પાપ કર્મ કર્યાં,

---

✠ છવ્વીસમા શતકના પ્રશ્નમા 'બંધી' પદ આવે છે, એટલે તેનુ નામ "બંધી શતક" કહ્યું છે અને એ જ પદ્ધતિ પ્રમાણે અહી સત્તાવીસમા શતકના પ્રારંભમા 'કરિંસુ પદ" આવે છે, માટે તેનુ નામ "કરિંસુ શતક" નામ આપેલ છે. જો કે કર્મનો "બંધ" અને "કર્મકરણ"મા વિશેષ અંતર નથી. તો પણ સામાન્ય રૂપથી કર્મનું બાંધવુ તે "કર્મબંધ" કહેવાય છે અને કરણ દ્વારા "સંક્રમ" આદિ રૂપમા પરિણમન થાય છે, માટે તે "કર્મકરણ" કહેવાય છે. એ વિશેષતા બતાવવા માટે અહીં બંધ અને કરણ (કરિંસુ)નો નિર્દેશ કરેલ છે.

કરે છે, કરશે? (૨) પાપકર્મ કર્યાં, કરે છે, નહિ કરે? (૩) પાપકર્મ કર્યાં, કરતા નથી, કરશે? (૪) પાપકર્મ કર્યાં, કરતા નથી, કરશે નહિ?

**મહાવીર:** હે ગૌતમ! કોઇ જીવે પાપકર્મ કર્યાં, કરે છે અને કરશે. કોઇ જીવે પાપકર્મ કર્યાં, કરે છે અને કરશે નહિ. કોઇ જીવે પાપકર્મ કર્યાં, કરતા નથી, કરશે. કોઈ જીવે પાપકર્મ કર્યાં, કરતા નથી, કરશે નહિ.

**ગૌતમ:** હે ભગવન્! શું સલેશી જીવે પાપકર્મ કર્યાં, કરે છે, કરશે?

**મહાવીર:** હે ગૌતમ! એ સર્વ વર્ણન છવ્વીસમા 'બંધી-શતક'ની રીતે ૮ કર્મ અને એક સમુચ્ચય પાપકર્મ એ ૯ દંડક અને ૧૧ ઉદ્દેશા કહેવા.

## કર્મ સમાર્જના શતક

### શ્રી ભગવતી સૂત્ર શ. ૨૮ ઉ. ૧૧ નો અધિકાર

**ગૌતમ:** અહો ભગવન્! જીવોએ કઇ ગતિમાં પાપકર્મોનું સર્જન કર્યું અને બાંધ્યાં અને કઇ ગતિમાં સમાચરણ કર્યાં અને ભોગવ્યાં?

**મહાવીર:** હે ગૌતમ! [૧] સર્વ જીવોએ ☆ તિર્યંચ યોનિમાં પાપકર્મોનું ઉપાર્જન કર્યું અને તિર્યંચગતિમાં જ ભોગવ્યાં [૨] અથવા સર્વ જીવોએ તિર્યંચ યોનિમાં બાંધ્યાં અને નૈરયિક યોનિમાં ભોગવ્યાં [૩] અથવા સર્વ જીવોએ તિર્યંચ યોનિમાં બાંધ્યાં અને મનુષ્ય ગતિમાં ભોગવ્યાં [૪] અથવા સર્વ જીવોએ તિર્યંચ યોનિમાં બાંધ્યા

☆ તિર્યંચ યોનિ બહુ જીવોને આશ્રય છે. એટલે તિર્યંચ યોનિ સર્વ જીવોની માતા છે. એટલે નારકી આદિ સર્વ જીવ તિર્યંચ યોનિમાં આવીને ઉત્પન્ન થાય છે. એ અપેક્ષાએ એમ સમજવું જોઇએ કે, પહેલાં સર્વ જીવ તિર્યંચ યોનિમાં હતા. અને ત્યાં તેઓએ નરકગતિ આદિના હેતુભૂત કર્મોનું ઉપાર્જન કર્યું હતું.

અને હવે યોનિમાં ભોગવ્યાં. [૫] અથવા સર્વ જીવોએ તિર્યંચ યોનિમાં બાંધ્યાં અને મનુષ્ય યોનિમાં ભોગવ્યાં [૬] અથવા સર્વ જીવોએ તિર્યંચ યોનિમાં બાંધ્યાં, નરક યોનિમાં તેમ જ દેવ યોનિમાં ભોગવ્યાં [૭] અથવા સર્વ જીવોએ તિર્યંચ ગતિમાં બાંધ્યાં, મનુષ્ય યોનિમાં અને દેવયોનિમાં ભોગવ્યાં @ [૮] અથવા સર્વ જીવોએ તિર્યંચ યોનિમાં બાંધ્યાં, નરક યોનિમાં, મનુષ્ય યોનિમાં અને દેવયોનિમાં ભોગવ્યાં.

બાકી સર્વ અધિકાર ૧૧ ઉદ્દેશાઓ, ૪૭ બોલ સમુચ્ચય જીવ ૨૪ દંડકમાં જ્યાં જે જે બોલ લાભે ત્યાં સમુચ્ચય પાપકર્મ અને આઠ આઠ ભાંગા કહેવા.

## કર્મ પ્રસ્થાન

### શ્રી ભગવતી સૂત્ર શ. ૨૯. ઉ. ૧૧ નો અધિકાર

**जीवा य लेस्स पक्खिय दिट्ठि अन्नाण नाण सन्नाओ ।**
**वेय कसाए उवओग जोग, एक्कारस वि ठाणा ॥ १ ॥**

૧ સમુચ્ચયજીવ, ૮ લેશ્યા, [૬ લેશ્યા, ૧ સલેશી, ૧ અલેશી], ૨ પાક્ષિક [કૃષ્ણ પાક્ષિક, શુકલ પાક્ષિક] ૩ દૃષ્ટિ [સમદૃષ્ટિ, મિથ્યાદૃષ્ટિ, મિશ્રદૃષ્ટિ] ૪ અજ્ઞાન [૩ અજ્ઞાન, ૧ સમુચ્ચય અજ્ઞાન] ૬ જ્ઞાન [૫ જ્ઞાન, ૧ સમુચ્ચય જ્ઞાન] ૫ સંજ્ઞા [૪ સંજ્ઞા, ૧ નોસંજ્ઞા] ૫ વેદ [૩ વેદ, ૧ સવેદી, ૧ અવેદી] ૬ કષાય [૪ કષાય, ૧ સકષાયી, ૧ અકષાયી] ૨ ઉપયોગ [સાકાર ઉપયોગ, અનાકાર ઉપયોગ] એ સર્વ મળી ૪૭ બોલ થયા.

---

@ એમા અસંયોગી ૧, બેસંયોગી ૩, ત્રણસંયોગી ૩, ચારસંયોગી ૧—એ આઠ ભાગાઓ હોય છે પહેલો ભાગો જીવ તિર્યંચગતિથી નીકળી બીજી ગતિમાં ગયો જ નથી. બીજો, ત્રીજો અને ચોથો ભાગો—એ ગતિની સિવાય ચોથી ગતિમાં ગયો જ નથી. પાંચમો, છઠ્ઠો, સાતમો ભાગો—ત્રણ ગતિ સિવાય ત્રીજી ગતિમા ગયો જ નથી. આઠમો ભાંગો—જીવ ચારે ગતિમાં ગયો, એમાં મૂળ સ્થાન તિર્યંચગતિ છે.

**ગૌતમ :** હે ભગવન્! શું બહુ જીવોએ પાપકર્મ ભોગવવાનું એકસાથે શરૂ કર્યું અને એકસાથે પૂરું કર્યું? અથવા એકસાથે ભોગવવા શરૂ કર્યાં અને ભિન્ન સમયમાં પૂરાં કર્યાં? અથવા ભિન્ન કાળમાં ભોગવવાં શરૂ કર્યાં અને એકસાથે (જુદાં જુદાં) પૂરાં કર્યાં અથવા ભિન્ન કાળમાં ભોગવવાં શરૂ કર્યાં અને ભિન્ન કાળમાં પૂરાં કર્યાં?

**મહાવીર :** હે ગૌતમ! કેટલાક જીવોએ પાપકર્મ ભોગવવાં એકસાથે શરૂ કર્યાં અને એકસાથે પૂરાં કર્યાં. કેટલાક જીવોએ પાપકર્મ ભોગવવાં એક સાથે શરૂ કર્યાં અને ભિન્ન કાળમાં પૂરાં કર્યાં. કેટલાક જીવોએ પાપકર્મ ભોગવવાં ભિન્ન કાળમાં શરૂ કર્યાં અને એકસાથે પૂરાં કર્યાં. કેટલાક જીવોએ પાપકર્મ ભોગવવાં ભિન્ન કાળમાં શરૂ કર્યાં અને ભિન્ન કાળમાં પૂરાં કર્યાં.

**ગૌતમ :** હે ભગવન્! એનું શું કારણ?

**મહાવીર :** હે ગૌતમ! જીવ ચાર પ્રકારના છે. જેમ કે:–

(૧) એકસાથે આયુકર્મના ઉદયવાળા એકસાથે ઉત્પન્ન થયા.

(૨) એકસાથે આયુષ્યના ઉદયવાળા અને ભિન્ન કાળમાં ઉત્પન્ન થયા.

(૩) વિષમ કાળમાં આયુષ્યના ઉદયવાળા અને એકસાથે ઉત્પન્ન થયા.

(૪) ભિન્ન કાળમાં આયુષ્યના ઉદયવાળા અને ભિન્ન કાળમાં ઉત્પન્ન થયા.

(૧) જે જીવ સાથમાં આયુષ્યના ઉદયવાળા છે અને એકસાથે ઉત્પન્ન થયા છે, તેઓને આયુકર્મ એકસાથે ભોગવવું શરૂ કર્યું અને એકસાથે પૂરું કર્યું. એ જીવો એકસાથે પાપ ભોગવવાં શરૂ કરે છે અને એકસાથે ક્ષય કરે છે. (૨) જે જીવ એકસાથે આયુષ્યના ઉદયવાળા છે અને ભિન્ન કાળમાં ઉત્પન્ન થયા છે તેઓને આયુષ્ય કર્મ એક સાથે ભોગવવાં શરૂ કર્યાં અને ભિન્ન કાળમાં પૂરાં કર્યાં. < એ જીવ એક સાથે પાપ ભોગવવાં શરૂ કરે છે અને ક્ષય

< જેમ મનુષ્ય ભવમાં બે જીવોએ એક સાથે નરક આયુષ્ય બાંધી, એક અંતર્મુહૂર્ત રહેતા આયુ બાંધી અને એકે એનાથી અધિક સમય રહેતાં આયુ બાંધી. પ્રદેશની અપેક્ષાએ બન્ને જીવોએ એક સાથે આયુ ભોગવવી શરૂ કરી, પરંતુ બન્ને નરકમા ભિન્ન ભિન્ન કાળમા ઉત્પન્ન થયા. જેણે અંતર્મુહૂર્ત રહેતાં આયુષ્ય બાંધી હતી તે પહેલા ઉત્પન્ન થયા અને બીજો પછીથી. બન્ને નરકાયુનો ક્ષય પણ જુદા જુદા કાળમાં કરશે. તત્ત્વ કેવળી ગમ્ય.

જુદાં જુદાં સમયમાં કરે છે. (૩) જે જીવ ભિન્ન કાળમાં આયુષ્યના ઉદયવાળા છે અને એકસાથે ઉત્પન્ન થયા છે તેઓએ ભિન્ન કાળમાં આયુકર્મ ભોગવવાં શરૂ કર્યાં અને એકસાથે પૂરાં કર્યાં એ જીવ ભોગવવાનું જુદાં જુદાં કાળમાં શરૂ કરે છે અને ક્ષય એકસાથે કરે છે. (૪) જે જીવ જુદાં કાળમાં આયુષ્યના ઉદયવાળા છે અને જુદાં કાળમાં ઉત્પન્ન થયા છે, તેઓએ જુદાં કાળમાં આયુકર્મ ભોગવવાં શરૂ કર્યાં અને જુદાં કાળમાં પૂરાં કર્યાં. તે જીવ જુદાં જુદાં કાળમાં પાપ ભોગવવાં શરૂ કરે છે અને જુદાં જુદાં કાળમાં ક્ષય કરે છે.

**ગૌતમ :** હે ભગવન્! શું સલેશી જીવોએ એક સાથે કર્મ ભોગવવાં શરૂ કર્યાં અને એક સાથે પૂરાં કર્યાં? વગેરે પૂર્વવત્ પ્રશ્ન પૂછવા જોઇએ.

**મહાવીર :** હે ગૌતમ! કેટલાક સલેશી જીવોએ એક સાથે કર્મ ભોગવવાં શરૂ કર્યાં અને એકસાથે પૂરાં કર્યાં વગેરે સર્વ પૂર્વવત્ (અગાઉ મુજબ) કહેવાં, સલેશીમાં અનાકાર ઉપયોગ સુધી ૪૭ બોલોમાં અગાઉ મુજબ ચાર ચાર ભાંગા કહેવા: જે રીતે સમુચ્ચય જીવના કહ્યા એ રીતે ૨૪ દંડકમાં જે જેટલા જેટલા બોલ લાભે એટલા એટલા કહેવા.

જે રીતે એ પહેલો ઉદ્દેશો કહ્યો એ રીતે ૧૧ ઉદ્દેશા કહેવા. પરંતુ વિશેષતા એ છે કે બીજો, ચોથો છઠ્ઠો અને આઠમો એ ચાર ઉદ્દેશાઓમાં બે-બે ભાંગાઓ (પહેલો અને બીજો ભાંગો) કહેવા. બાકીના ત્રીજા, પાંચમા, સાતમા, નવમા, દસમા અને અગિયારમા એ ૬ ઉદ્દેશાઓમાં પહેલાની રીતે ચાર ચાર ભાંગાઓ કહેવા.



## સમવસરણ

### શ્રી ભગવતી સૂત્ર શ. ૩૦ ઉ. ૧ નો અધિકાર

जीवा य लेस्स पक्खिदय दिट्ठि, अन्नाण नाण सन्नाओ।
वेय कसाय उवओग जोग एक्कारस वि ठाणा ॥ १ ॥

૧ સમુચ્ચય જીવ, ૮ લેશ્યા (૬ લેશ્યા, ૧ સલેશી ૧ અલેશી) ૨ પાક્ષિક (કૃષ્ણપાક્ષિક, શુક્લપાક્ષિક), ૩ દૃષ્ટિ (સમદૃષ્ટિ, મિથ્યાદૃષ્ટિ,

મિશ્રદૃષ્ટિ), ૪ અજ્ઞાન (૩ અજ્ઞાન, ૧ સમુચ્ચય અજ્ઞાન) ૬ જ્ઞાન (૫ જ્ઞાન, ૧ સમુચ્ચય જ્ઞાન) ૫ સંજ્ઞા (૪ સંજ્ઞા, ૧ નોસંજ્ઞા), ૫ વેદ, (૩ વેદ, ૧ સવેદી ૧ અવેદી ૬ કષાય (૪ કષાય, ૧ સકષાયી, ૧ અકષાયી) ૨ ઉપયોગ (સાકાર ઉપયોગ. અનાકાર ઉપયોગ) ૫ યોગ, (૩ મન-વચન કાયાના યોગ, ૧ સયોગી ૧ અયોગી) એ સર્વ મળી ૪૭ બોલ થયા.

**ગૌતમ :** હે ભગવન્! સમવસરણ (મત) કેટલા પ્રકારના છે?

**મહાવીર :** હે ગૌતમ! ચાર પ્રકારના છે. < [૧] ક્રિયાવાદી [૨] અક્રિયાવાદી, [૩] અજ્ઞાનવાદી અને, [૪] વિનયવાદી.

સમુચ્ચય જીવમાં ૪૭ બોલ લાભે છે. કૃષ્ણપાક્ષિક, મિથ્યાદૃષ્ટિ અને ચાર અજ્ઞાનમાં ત્રણ સમવસરણ (ક્રિયાવાદીને છોડીને) લાભે છે. ચારે ગતિનાં આયુષ્ય બાંધે છે, એ ભવ્ય અભવ્ય બન્ને હોય છે. મિશ્રદૃષ્ટિમાં બે સમવસરણ (અજ્ઞાનવાદી, વિનયવાદી) લાભે છે. આયુષ્યના અબંધ છે, નિયમા ભવ્ય છે. સમદૃષ્ટિમાં અને ચાર જ્ઞાનમાં એક સમવસરણ (ક્રિયાવાદી), લાભે છે. નારકી દેવતા મનુષ્યનું અને તિર્યંચ તથા મનુષ્ય-વૈમાનિક દેવનું ○ આયુષ્ય બાંધે છે. એ નિયમા ભવ્ય હોય છે.

---

< ૧. ક્રિયાવાદી–આત્માના અસ્તિત્વ માનવાવાળા તથા જ્ઞાન અને ક્રિયાથી મોક્ષ માનવાવાળા. તેના ૧૮૦ ભેદ છે.

૨. અક્રિયાવાદી–આત્મા આદિના અસ્તિત્વ ન માનવાવાળા. તેના ૮૪ ભેદ છે.

૩. અજ્ઞાનવાદી–અજ્ઞાનથી મોક્ષ માનવાવાળા. એના ૬૭ ભેદ છે.

૪. વિનયવાદી–સર્વનો વિનય કરવાથી મોક્ષ માનવાવાળા. જેમકે કૂતરા, બિલાડી, ગાય, ભેંશ, આદિ સર્વનો વિનય કરવાથી મોક્ષ માનવાવાળા. તેના ૩૨ ભેદ છે.

એ ચારેના સર્વ મળી ૩૬૩ મત હોય છે. જો કે એ સર્વ મિથ્યાદૃષ્ટિ છે. પરંતુ અહીં ક્રિયાવાદીનું જે વર્ણન છે તે સમ્યક્ અસ્તિત્વ માનવાવાળા. સમ્યક્ દૃષ્ટિઓનું છે, એટલે એને સમદૃષ્ટિ સમજવા જોઇએ.

○ અહીં જે વૈમાનિક દેવનું આયુષ્ય બાંધવાનું બતાવ્યું છે તે વિશિષ્ટ સમ્યગ્દૃષ્ટિ ક્રિયાવાદીની અપેક્ષાથી છે.

કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કાપોતલેશ્યામાં ચારે સમવસરણ લાભે છે. જેમાં ક્રિયાવાદી નારકી, દેવતા, મનુષ્યના આયુષ્ય બાંધે છે અને ક્રિયાવાદી તિર્યંચ મનુષ્ય અલેશ્યાઓમાં આયુ બાંધતા નથી. નિયમા ભવ્ય હોય છે. બાકી ત્રણ સમવસરણવાળા ચારે ગતિનાં આયુષ્ય બાંધે છે, ભવ્ય, અભવ્ય બન્ને હોય છે. તેજોલેશ્યા, પદ્મલેશ્યા અને શુકલલેશ્યામાં ચારે સમવસરણ લાભે છે. જેમાં ક્રિયાવાદી દેવતા, મનુષ્યના અને મનુષ્યતિર્યંચ (ક્રિયાવાદી) વૈમાનિકનાં આયુષ્ય બાંધે છે. નિયમા ભવ્ય હોય છે. બાકી ત્રણ સમવસરણવાળા દેવતા તિર્યંચ મનુષ્યનાં આયુષ્ય બાંધે છે. તથા મનુષ્ય તિર્યંચ નારકીનાં છોડીને બાકી ત્રણ ગતિનાં આયુષ્ય બાંધે છે. ભવ્ય અભવ્ય બન્ને છે.

મનઃ પર્યવજ્ઞાન અને નોસંજ્ઞામાં એક સમવસરણ (ક્રિયાવાદી) લાભે છે. વૈમાનિકનું આયુષ્ય બાંધે છે. નિયમા ભવ્ય હોય છે. અવેદી, અકષાયી, અલેશી, કેવળજ્ઞાની અને અયોગીમાં એક સમવસરણ (ક્રિયાવાદી) લાભે છે. આયુષ્યનો અબંધ છે. નિયમા ભવ્ય હોય છે. બાકી ૨૨ બોલોમાં ચારે સમવસરણ લાભે છે. જેમાં ક્રિયાવાદી નારકી દેવતા તો મનુષ્યનું, મનુષ્ય અને તિર્યંચ વૈમાનિક દેવનું આયુષ્ય બાંધે છે. નિયમા ભવ્ય હોય છે. બાકી ત્રણ સમવસરણવાળા ચારે ગતિના આયુષ્ય બાંધે છે. ભવ્ય અભવ્ય બન્ને હોય છે.

નારકીમાં ૩૫ બોલ લાભે છે. કૃષ્ણપાક્ષિક, મિથ્યાદષ્ટિ અને ચાર અજ્ઞાનમાં ત્રણ સમવસરણ (ક્રિયાવાદીને છોડીને) લાભે છે. મનુષ્ય ને તિર્યંચના આયુષ્ય બાંધે છે. ભવ્ય અભવ્ય બન્ને હોય છે. મિથ્યા-દષ્ટિમાં બે સમવસરણ (વિનયવાદી, અજ્ઞાનવાદી) લાભે છે. આયુષ્યનો અબંધ છે. નિયમા ભવ્ય છે. સમદષ્ટિ અને ચાર જ્ઞાન (ત્રણ જ્ઞાન અને એક સમુચ્ચય જ્ઞાન)માં એક સમવસરણ (ક્રિયાવાદી) લાભે છે. એક મનુષ્યગતિનું આયુષ્ય બાંધે છે. બાકી ૨૩ બોલોમાં ચારે સમવસરણ લાભે છે. જેમાં ક્રિયાવાદી મનુષ્યગતિનું આયુષ્ય બાંધે છે. નિયમા ભવ્ય હોય છે. બાકી ત્રણ સમવસરણવાળા મનુષ્યગતિ અને તિર્યંચ-ગતિનાં આયુષ્ય બાંધે છે. ભવ્ય અભવ્ય બન્ને હોય છે.

ભવનપતિથી લઇ નવગ્રૈવેયક સુધી જેટલા જેટલા બોલ લાભે એટલા એટલા કહેવા, અને સમવસરણ નારકી પ્રમાણે કહેવા. ભવનપતિથી લઇ બારમા દેવલોક સુધી ૧૨ બોલ (કૃષ્ણપાક્ષિક, મિથ્યાદૃષ્ટિ, ચાર અજ્ઞાન, મિશ્રદૃષ્ટિ, સમદૃષ્ટિ, ચાર જ્ઞાન) અને નવગ્રૈવેયકમાં ૧૧ બોલ (કૃષ્ણપાક્ષિક, મિથ્યાદૃષ્ટિ, ચાર અજ્ઞાન, સમદૃષ્ટિ, ચાર જ્ઞાન–સમુચ્ચય જ્ઞાન અને પહેલાંના ત્રણ જ્ઞાન)માં સમવસરણ નારકીની અનુસાર કહેવા. બાકી બોલ પોત પોતાના સ્થાન અનુસાર કહેવા.

એ સર્વનાં કથન નારકીની અનુસાર કહેવાં. ફક્ત એટલી વિશેષતા છે કે, નવમા દેવલોકથી નવગ્રૈવેયક સુધી ચારે સમવસરણ લાભે છે. આયુષ્ય એક મનુષ્યગતિનું બાંધે છે.

પાંચ અનુત્તર વિમાનમાં ૨૬ બોલ લાભે છે. એ સર્વમાં એક સમવસરણ (ક્રિયાવાદી) લાભે છે. મનુષ્યગતિનું આયુષ્ય બાંધે છે. નિયમા ભવ્ય હોય છે.

પૃથ્વીકાય, અપકાય અને વનસ્પતિકાયમાં ૨૭ બોલ લાભે છે. આ સર્વમાં બે સમવસરણ (અક્રિયાવાદી, અજ્ઞાનવાદી) લાભે છે. તેજો લેશ્યામાં આયુષ્યનો અબંધ છે. બાકી ૨૬ બોલોમાં મનુષ્યગતિ અને તિર્યંચગતિનું આયુષ્ય બાંધે છે. ભવ્ય અભવ્ય બન્ને હોય છે.

તેઉકાય અને વાયુકાયમાં ૨૬ બોલ લાભે છે. બે સમવસરણ (અક્રિયાવાદી, અજ્ઞાનવાદી) લાભે છે. એક તિર્યંચગતિનું આયુષ્ય બાંધે છે. ભવ્ય અભવ્ય બન્ને હોય છે.

ત્રણ વિકલેંદ્રિયમાં ૩૧ બોલ લાભે છે. બે સમવસરણ (અક્રિયાવાદી, અજ્ઞાનવાદી) લાભે છે. સમદૃષ્ટિ અને ત્રણ જ્ઞાન (બે જ્ઞાન, એક સમુચ્ચય જ્ઞાન)માં આયુષ્યનો અબંધ હોય છે. નિયમા ભવ્ય હોય છે. બાકી ૨૭ બોલોમાં મનુષ્યગતિ અને તિર્યંચગતિનાં આયુષ્ય બાંધે છે. ભવ્ય અને અભવ્ય બન્ને હોય છે.

તિર્યંચ પંચેંદ્રિયમાં ૪૦ બોલ લાભે છે. કૃષ્ણપાક્ષિક, મિથ્યાદૃષ્ટિ અને ચાર અજ્ઞાનમાં ત્રણ સમવસરણ (ક્રિયાવાદીને છોડીને) લાભે છે. ચારે ગતિનાં આયુષ્ય બાંધે છે. ભવ્ય અભવ્ય બન્ને હોય છે. મિશ્ર

દૃષ્ટિમાં બે સમવસરણ (અજ્ઞાનવાદી, વિનયવાદી) લાભે છે. આયુષ્યનો અબંધ હોય છે. નિયમા ભવ્ય હોય છે.

કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા અને કાપોતલેશ્યામાં ૪ સમવસરણ લાભે છે. જેમાં ક્રિયાવાદીમાં આયુષ્યનો અબંધ હોય છે. ભવ્ય અભવ્ય બન્ને હોય છે. તેજોલેશ્યા, પદ્મલેશ્યા, શુક્લલેશ્યામાં ૪ સમવસરણ લાભે છે:

ક્રિયાવાદી વૈમાનિક દેવતાનાં આયુષ્ય બાંધે છે. બાકી ત્રણ નિયમાં ભવ્ય હોય છે. બાકી સમવસરણ ત્રણ ગતિનાં (નારકીનું છોડીને) આયુષ્ય બાંધે છે. ભવ્ય અભવ્ય બન્ને હોય છે. બાકી ૨૨ બોલોમાં ચાર સમવસરણ લાભે છે, જેમાં ક્રિયાવાદી વૈમાનિકનું આયુષ્ય બાંધે છે. નિયમા ભવ્ય હોય છે. બાકી ત્રણ સમવસરણ ચારે ગતિનું આયુષ્ય બાંધે છે. ભવ્ય અભવ્ય બન્ને હોય છે.

મનુષ્યમાં ૪૭ બોલ લાભે છે. જેમાંથી ૧૮ બોલ તિર્યંચમાં કહ્યા એ રીતે કહી દેવા. મનઃપર્યવજ્ઞાન અને નોસંજ્ઞામાં એક સમવસરણ (ક્રિયાવાદી) લાભે છે. એક વૈમાનિક દેવતાનું આયુષ્ય બાંધે છે. નિયમા ભવ્ય હોય છે.

અવેદી, અકષાયી, અલેશી, કેવળજ્ઞાની અને અયોગીમાં એક સમવસરણ (ક્રિયાવાદી) લાભે છે. આયુષ્યનો અબંધ હોય છે. નિયમા ભવ્ય હોય છે. બાકી ૨૨ બોલોમાં ચારે સમવસરણ લાભે છે. જેમાં ક્રિયાવાદી વૈમાનિક દેવતાનું આયુષ્ય બાંધે છે. નિયમા ભવ્ય હોય છે. બાકી ત્રણ સમવસરણ ચારે ગતિનું આયુષ્ય બાંધે છે. ભવ્ય અભવ્ય બન્ને હોય છે.

## પ્રથમ ઔધિક ઉદ્દેશો સંપુર્ણ

બીજો, ચોથો, છઠ્ઠો અને આઠમો—આ ચાર ઉદ્દેશામાં ૩૨ બોલમાં (નારકીમાં જે ૩૫ બોલ કહ્યાં છે, એમાંથી મનયોગ, વચનયોગ, મિશ્રદૃષ્ટિ એ ત્રણ બોલ ઓછા કરી દેવા) કૃષ્ણપાક્ષિક, મિથ્યાદૃષ્ટિ અને ચાર અજ્ઞાનમા ત્રણ સમવસરણ (ક્રિયાવાદીને છોડીને લાભે) છે. આયુષ્યનો અબંધ હોય છે. સમદૃષ્ટિ અને ચાર જ્ઞાન (૩ જ્ઞાન, ૧ સમુચ્ચય જ્ઞાન)માં એક સમવસરણ (ક્રિયાવાદી) લાભે છે. આયુષ્યનો અબંધ હોય છે: બાકી ૨૧ બોલોમાં ચારે સમવસરણ લાભે. આયુષ્યનો અબંધ હોય છે;

ભવનપતિ અને વાણુવ્યંતરમાં ૩૪ બોલ લાભે છે. (ઔધિકમાં ૩૭ કહ્યા એમાંથી મનયોગ, વચનયોગ, અને મિશ્રદષ્ટિ એ ત્રણ ઓછા કરવા) એમાંથી કૃષ્ણપાક્ષિક, મિથ્યાદષ્ટિ ચાર અજ્ઞાનમાં ત્રણ સમવસરણ (ક્રિયાવાદીને છોડીને) લાભે છે. આયુષ્યનો અબંધ હોય છે. સમદષ્ટિ ને ચાર જ્ઞાનમાં એક સમવસરણ ક્રિયાવાદી લાભે. આયુષ્યનો અબંધ હોય બાકી ૨૩ બોલોમાં ચારે સમવસરણ લાભે છે. આયુષ્યનો અબંધ હોય છે.

જ્યોતિષી અને પહેલા, બીજા દેવલોકમાં ૩૧ બોલ લાભે છે. (ઔધિકમાં ૩૪ કહ્યા એમાંથી મનયોગ, વચનયોગ અને મિશ્રદષ્ટિ એ ત્રણ બોલ ઓછા કરવા.) કૃષ્ણપાક્ષિક, મિથ્યાદષ્ટિ અને ચાર અજ્ઞાનમાં ત્રણ સમવસરણ (ક્રિયાવાદીને છોડીને) લાભે છે. આયુષ્યનો અબંધ હોય છે. સમદષ્ટિ ને ચાર જ્ઞાનમાં એક સમવસરણ ક્રિયાવાદીને લાભે છે. આયુષ્યને અબંધ હોય છે. બાકી ૨૦ બોલોમાં ચારે સમવસરણ લાભે છે. આયુષ્યનો અબંધ હોય છે.

ત્રીજા દેવલોકથી બારમા દેવલોક સુધી ૩૦ બોલ લાભે છે. (ઔધિકમાં ૩૩ કહ્યા એમાંથી મનયોગ વચનયોગી અને મિશ્રદષ્ટિ એ ત્રણ ઓછા કરવા.) કૃષ્ણપાક્ષિક, મિથ્યાદષ્ટિ અને ચાર અજ્ઞાનમાં ત્રણ સમવસરણ (ક્રિયાવાદીને છોડીને) લાભે છે. આયુષ્યનો અબંધ હોય છે. સમદષ્ટિ અને ચાર જ્ઞાનમાં એક સમવસરણ (ક્રિયાવાદી) લાભે છે. આયુષ્યનો અબંધ હોય છે. બાકી ૧૯ બોલોમાં ચારે સમવસરણ લાભે છે. આયુષ્યનો અબંધ હોય છે.

નવગ્રૈવેયકમાં ૨૮ બોલ (ઔધિકમાં ૩૦ બોલ કહ્યા. એમાંથી મનયોગ અને વચનયોગ એ બે ઓછા કરવા) લાભે છે. કૃષ્ણપાક્ષિક, મિથ્યાદષ્ટિ અને ચાર અજ્ઞાનમાં ત્રણ સમવસરણ (ક્રિયાવાદીને છોડીને) લાભે છે. આયુષ્યનો અબંધ હોય છે. સમદષ્ટિ અને ચાર જ્ઞાનમાં એક સમવસરણ [ક્રિયાવાદી] લાભે છે. આયુષ્યનો અબંધ હોય છે. બાકી ૧૭ બોલોમાં ચારે સમવસરણ લાભે છે. આયુષ્યનો અબંધ હોય છે.

પાંચ અનુત્તર વિમાનમાં ૨૪ બોલ [ઔધિકમાં ૨૬ કહ્યાં એમાંથી મનયોગ અને વચનયોગ એ બે ઓછા કરવા] લાભે છે. એક સમવસરણ [ક્રિયાવાદી] લાભે છે. આયુષ્યનો અબંધ હોય છે.

પૃથ્વીકાય, અપકાય અને વનસ્પતિકાયમાં ૨૭ બોલ લાભે છે. તેઉકાય, વાયુકાયમાં ૨૬ બોલ લાભે છે. ત્રણ વિકલેંદ્રિયમાં ૩૦ બોલ [ઔધિકમાં ૩૧ કહ્યા એમાંથી વચનયોગ ઓછો કરવો] લાભે છે. એમાં બે સમવસરણ [અક્રિયાવાદી, અજ્ઞાનવાદી] લાભે છે. આયુષ્યનો અબંધ હોય છે.

તિર્યંચ પંચેંદ્રિયમાં ૩૫ બોલ [ઔધિકમાં ૪૦ કહ્યા એમાંથી વિભંગજ્ઞાન અવધિજ્ઞાન, મિશ્રદષ્ટિ, મનયોગ, વચનયોગ એ પાંચ બોલ ઓછા કરવા] લાભે છે. એમાંથી કૃષ્ણપાક્ષિક, મિથ્યાદષ્ટિ, અને ત્રણ અજ્ઞાનમાં ત્રણ સમવસરણ [ક્રિયાવાદી સિવાયનું] લાભે છે. આયુષ્યનો અબંધ હોય છે.

સમદષ્ટિ અને ત્રણ જ્ઞાન [મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, સમુચ્ચય જ્ઞાન]માં એક સમવસરણ [ક્રિયાવાદી] લાભે છે. આયુષ્યનો અબંધ હોય છે. બાકી ૨૬ બોલોમાં ચારે સમવસરણ લાભે છે. આયુષ્યનો અબંધ હોય છે.

મનુષ્યમાં ૩૬ બોલ (ઔધિકમાં ૪૭ કહ્યા છે તેમાંથી અલેશી, મિશ્રદષ્ટિ, વિભંગજ્ઞાન, મનઃપર્યયજ્ઞાન, કેવળજ્ઞાન, નોસંજ્ઞા, અવેદી, અકષાયી, મનયોગી, વચનયોગી, અયોગી એ ૧૧ બોલ ઓછા કરવા) લાભે છે. કૃષ્ણપાક્ષિક,. મિથ્યાદષ્ટિ અને ત્રણ અજ્ઞાન, (૨ અજ્ઞાન ૧ સમુચ્ચય અજ્ઞાન)માં ત્રણ સમવસરણ (ક્રિયાવાદી સિવાયનું) લાભે છે.

આયુષ્યનો અબંધ હોય છે. સમદષ્ટિ અને ચાર જ્ઞાનમાં એક સમવસરણ (ક્રિયાવાદી) લાભે છે. આયુષ્યનો અબંધ હોય છે. બાકી ૨૬ બોલોમાં ચારે સમવસરણ લાભે છે. આયુષ્યનો અબંધ હોય છે.

ત્રીજો, પાંચમો, સાતમો, નવમો અને દસમો એ પાંચ ઉદ્દેશાઓ ઔધિકની રીતે કહેવા. પરંતુ એટલી વિશેષતા છે કે, સમુચ્ચય જીવની સાથે નહિ કહેવું, પરંતુ નારકીથી લઇ વૈમાનિક સુધી ચોવીસ દંડક કહેવા.

અચરમ ઉદ્દેશા ઔધિકની રીતે કહેવા. પરંતુ એટલી વિશેષતા છે કે, ૪૭ બોલોમાંથી ૪૪ બોલો કહેવા. અલેશી, કેવળજ્ઞાની, અયોગી એ ત્રણ બોલ કહેવા નહિ. સર્વાર્થસિદ્ધના બોલ કહેવા નહિ.

એ અગિયારે ઉદ્દેશાઓ સંપૂર્ણ થયા.



## ખુડાગકડજુમ્મા

### ભગવતી સૂત્ર શ. ૩૧ ઉ. ૨૮ નો અધિકાર

**ગૌતમ :** હે ભગવન્! @ ખુડાગજુમ્મા (ક્ષુદ્રયુગ્મ-લઘુયુગ્મ) કેટલા કહેવામાં આવેલ છે?

**મહાવીર :** હે ગૌતમ! ચાર કહેવામાં આવેલ છે. તે આ પ્રમાણે :-

☐ ૧. કડજુમ્મા, ૨. તેઓગા, ૩. દાવરજુમ્મા, ૪. કલિયોગા.

**ગૌતમ :** હે ભગવન્! કડજુમ્મા, નારકી ક્યાંથી આવીને ઉત્પન્ન થાય છે?

**મહાવીર :** હે ગૌતમ! પાંચ સંજ્ઞી, પાંચ અસંજ્ઞી તિર્યંચ અને સંખ્યાત વર્ષની આયુવાલા મનુષ્ય આ અગિયારસ્થાનેથી આવીને ઉત્પન્ન થાય છે.

આવી જ રીતે સાતે ય નારકીનું સમજવું. પરંતુ આગતિનાં સ્થાન આ પ્રકારે છે.

---

@ લઘુ સંખ્યાવાળી રાશિ વિશેષને ખુડાગજુમ્મા કહેવામાં આવે છે. આગળ "મહાજુમ્મા" બતાવવામાં આવશે. તેની અપેક્ષાએ ક્ષુદ્ર (લઘુ-નાના) જુમ્મા છે.

☐ જે રાશિમાંથી ચાર ચાર કાઢતાં બાકી અંતમાં શેષ ચાર રહે તે રાશિને 'ખુડાગકડજુમ્મા' કહેવામાં આવે છે. દા. ત., ૪,૮,૧૨,૧૬,૨૦ વગેરે. જે રાશિમાંથી શેષ ત્રણ રહે તે રાશિને ખુડાગ તેઓગા કહેવાય છે. દા. ત., ૭,૧૧,૧૫ વગેરે. જે રાશિને ચાર વડે ભાગતાં શેષ બે બચે તેને ખુડાગ દાવર જુમ્મા કહેવામાં આવે છે. દા. ત., ૬,૧૦,૧૪ વગેરે. જે રાશિને ચાર વડે ભાગતાં શેષ એક બચે તેને ખુડાગ કલિયોગા કહેવામાં આવે છે. દા. ત., ૫,૯,૧૩, વગેરે.

૧. રત્નપ્રભાનાં આગતિ સ્થાન ૧૧ છે.

૨. શર્કરાપ્રભાનાં આગતિ સ્થાન ૬ છે (અસંજ્ઞી તિર્યંચ ઓછા થઈ ગયા).

૩. વાલુકાપ્રભાનાં આગતિ સ્થાન ૫ છે (ભૂજપરિસર્પ ઓછા થઇ ગયા).

૪. પંકપ્રભાનાં આગતિ સ્થાન ૪ છે (ખેચર ઓછા થઇ ગયા).

૫. ધૂમ્રપ્રભાનાં આગતિ સ્થાન ૩ છે. (સ્થળચર ઓછા થઇ ગયા).

૬. તમપ્રભાનાં આગતિ સ્થાન ૨ છે. (ઉરપરિસર્પ ઓછા થઇ ગયા).

૭. તમતમાપ્રભાનાં આગતિસ્થાન ૨ છે. (સ્ત્રી જાતિ નહિ);

**ગૌતમ** : હે ભગવન્! નારકીમાં એક સમયમાં કેટલા જીવ ઉત્પન્ન થાય છે?

**મહાવીર** : હે ગૌતમ! ૪,૮,૧૨,૧૬ આ રીતે ચાર ક્રમેરતાં યાવત્ સંખ્યાતા અસંખ્યાતા જીવ નારકીમાં ઉત્પન્ન થાય છે.

**ગૌતમ** : હે ભગવન્! આ જીવો કઇ રીતે ઉત્પન્ન થાય છે?

**મહાવીર** : હે ગૌતમ! જેમ કોઈ કૂદવાવાળો પુરુષ તેના સાથીના સાથથી છૂટી જવાને કારણે અધ્યવસાયપૂર્વક (ઇચ્છાજન્યકરણ અથવા ક્રિયારૂપ સાધન દ્વારા) કૂદતાં કૂદતાં પૂર્વસ્થાનને છોડીને આગળનું સ્થાન ગ્રહણ કરતો જાય છે, તેવી જ રીતે નારકી જીવ કર્મરૂપ ક્રિયાના સાધના દ્વારા પૂર્વભવને છોડીને નારકીમાં ઉત્પન્ન થાય છે.

તેવી જ રીતે, તેઓગાનું પણ સમજવું. પરંતુ ૩,૭,૧૧,૧૫ સંખ્યાત અને અસંખ્યાતા કહેવું જોઇએ. તેવી જ રીતે દાવર જુમ્મા કહેવા જોઇએ. પરંતુ ૨,૬,૧૦,૧૪ સંખ્યાતા અસંખ્યાતા કહેવું જોઇએ. તેવી જ રીતે, કલિયોગા પણ કહેવા જોઇએ. પરંતુ ૧,૫,૯,૧૩ સંખ્યાતા અસંખ્યાતા કહેવું જોઇએ.

આ ઓઘસૂત્ર (સામાન્ય સૂત્ર) થયું હવે વિશેષ કહેવામાં આવે છે.

**ગૌતમ :** હે ભગવન્ ! કૃષ્ણલેશી ખુડાગ કડજુમ્માના નેરિયા કેટલાં સ્થાનોમાંથી આવીને ઉત્પન્ન થાય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! એ સ્થાનોમાંથી (સંજ્ઞી અને મનુષ્યમાંથી) આવીને ઉત્પન્ન થાય છે. પ્રમાણ ૪, ૮, ૧૨, ૧૬, તેમ જ્યાં સુધી સંખ્યાતા અસંખ્યાતા છે.

**ગૌતમ :** હે ભગવન્ ! કેવી રીતે ઉત્પન્ન થાય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! સામાન્ય સૂત્રમા કહ્યું તેવી જ રીતે પૂર્વસ્થાનને છોડીને આગળનું સ્થાન ગ્રહણ કરતા થકા ઉત્પન્ન થાય છે. પાંચમી, છઠ્ઠી, સાતમી નારકીમાં કહેવું. જેવી રીતે કડજુમ્મા કહ્યું તેવી જ રીતે તેઓગા 'દાવરજુમ્મા' કલિયોગા કહી દેવું જોઇએ. પરંતુ પ્રમાણ પોતપોતાનું કહેવું જોઇએ. તેવી જ રીતે, નીલલેશીનું પણ કહી દેવું જોઇએ પરંતુ ત્રીજી, ચોથી, પાંચમી નારકીમાં કહેવું જોઇએ. તેવી જ રીતે કાપોતલેશીના કહેવા જોઇએ પરંતુ પહેલી, બીજી, ત્રીજી નરકમાં કહેવા જોઇએ.

એમ એક સમૂહના ઉદ્દેશો થયા અને ત્રણ લેશ્યાના ત્રણ ઉદ્દેશો થયા. આ ચાર ઉદ્દેશોને સામાન્ય ઉદ્દેશ કહે છે. તેવી જ રીતે ભવીના ચાર ઉદ્દેશા (એક સામાન્ય ઉદ્દેશ, ત્રણ લેશ્યાની સાથ ત્રણ ઉદ્દેશો) કહેવા જોઇએ. ભવીની માફક અભવીના પણ ચાર ઉદ્દેશા કહેવા જોઇએ. તેવી જ રીતે, મિથ્યાદૃષ્ટિના પણ ચાર ઉદ્દેશો કહેવા જોઇએ. તેવી જ રીતે સમદૃષ્ટિના પણ ચાર ઉદ્દેશા કહેવા જોઇએ. પરંતુ સાતમી નરકમાં સમદૃષ્ટિ નહીં કહેવા જોઇએ. કારણ કે તે સાતમી નરકમાં ઉત્પન્ન થતા નથી. અને ત્યાંથી નીકળતા પણ નથી. તેવી જ રીતે, અંધારિયા અને અંજવાળિયાના ચાર–ચાર ઉદ્દેશો કહેવા જોઇએ.

એ બધા મળીને ૨૮ ઉદ્દેશા થયા.



# ઉદ્વર્તના

## શ્રી ભગવતી સૂત્ર શ. ૩૨ ઉ. ૨૮ નો અધિકાર

**ગૌતમ :** હે ભગવન્ ! ખુડાગકડજુમ્માના જીવ નારકીમાંથી નીકળીને ક્યાં ઉત્પન્ન થાય છે ?

**મહાવીર :** પાંચ સંજ્ઞી તિર્યંચમાં અથવા સંખ્યાત વર્ષની આયુષ્યવાળા કર્મ ભૂમિ મનુષ્યમાં આ છ સ્થાનોમાં ઉત્પન્ન થાય છે.

**ગૌતમ :** હે ભગવન્ ! એક સમયમાં કેટલા જીવ નીકળે છે?

**મહાવીર :** હે ગૌતમ ! ચાર, આઠ, બાર, સોળ એમ સંખ્યાતા અસંખ્યાતા નીકળે છે.

**ગૌતમ :** હે ભગવન્ ! તેઓ કેવી રીતે નીકળે છે ?

**મહાવીર :** હે ગૌતમ ! પહેલાની માફક અધ્યવસાયના નિમિત્તથી યોગોના કારણે એટલે સ્વકર્મ પ્રયત્ન અથવા પ્રયોગથી નીકળે છે. તેવી જ રીતે, બીજી નારકીથી લઇને છઠ્ઠી નારકી સુધીના નીકળેલા જીવો પૂર્વોક્ત છ સ્થાનોમાં જાય છે. સાતમી નારકીમાંથી નીકળેલ જીવ પાંચ સંજ્ઞી તિર્યંચમાં જાય છે. મનુષ્યમાં જતા નથી. બાકીની બધી વિગત ૩૧ માં શતકની માફક સમજી લેવી.

તેવી જ રીતે, તેઓગા, દ્દાવરજુમ્મા, કલિયોગાનાં પરિણામ એકત્રીસમા શતકની મુજબ સમજી લેવાં. આ ઓઘ ઉદ્દેશા થયા. તેવી જ રીતે કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કાપોતલેશ્યાના ઉદ્દેશા પણ કહી દેવા જોઇએ. પરંતુ કૃષ્ણલેશી પાંચમી, છઠ્ઠી નરકથી નીકળતા થકા છ સ્થાનો (પાંચ સંજ્ઞી તિર્યંચ અને મનુષ્ય)માં જાય છે અને સાતમી નરકથી નીકળતા થકા પાંચ સ્થાનો (પાંચ સંજ્ઞી તિર્યંચ)માં જાય છે.

આમ, ચાર ઓઘ ઉદ્દેશા થયા. બાકી ૨૪ ઉદ્દેશા એકત્રીસમા શતકની અનુસાર કહી દેવા જોઇએ. પરંતુ એટલી વિશેષતા છે કે, અહીં નીકળવાનું કહેવું જોઇએ. નીકળવાનું આ શતકના ઓઘ સૂત્રની અનુસાર કહેવું. જોઇએ.

" ખુડાગ જુમ્મા સંપૂર્ણ "



# એકેન્દ્રિય-શતક

## શ્રી ભગવતી સૂત્રના ૩૩ મા શતકના ૧૨ પેટા શતકોમાં ૧૨૪ ઉદ્દેશા છે.

**ગૌતમ :** હે ભગવન્! એકેન્દ્રિયના કેટલા ભેદ છે?

**મહાવીર :** હે ગૌતમ! એકેન્દ્રિયના વીસ ભેદ છે. પૃથ્વીકાય આદિ પાંચ સૂક્ષ્મ અને પાંચ બાદર. આ દસના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બન્ને મળીને વીસ ભેદ થયા.

**ગૌતમ :** હે ભગવન્! એકેન્દ્રિયને કેટલાં કર્મોની સત્તા છે?

**મહાવીર :** હે ગૌતમ! એકેન્દ્રિયને આઠ કર્મોની સત્તા છે.

**ગૌતમ :** હે ભગવન્! એકેન્દ્રિયને કેટલાં કર્મોના બંધ થાય છે?

**મહાવીર :** હે ગૌતમ! એકેન્દ્રિયને સાત અથવા આઠ કર્મોના બંધ થાય છે.

**ગૌતમ :** હે ભગવન્! એકેન્દ્રિય જીવ કેટલી કર્મપ્રકૃતિઓનું વેદન કરે છે?

**મહાવીર :** હે ગૌતમ! એકેન્દ્રિય જીવ ૧૪ કર્મ પ્રકૃતિઓનું વેદન કરે છે. તે ૧૪ કર્મો આ પ્રમાણે છે :- જ્ઞાનાવરણીય આદિ ૮ કર્મ @ શ્રોતેન્દ્રિયનું આવરણ, ચક્ષુઇન્દ્રિયનું આવરણ, ઘ્રાણેન્દ્રિયનું આવરણ, રસેન્દ્રિયનું આવરણ, પુરુષવેદનું આવરણ, સ્ત્રીવેદનું આવરણ.

"પ્રથમ ઉદ્દેશા સંપૂર્ણ"

અનંતરોપપન્ન, અનંતરાવગાઢ, અનંતરાહારક, અનંતરપર્યાપ્તક આ ચાર ઉદ્દેશોમાં એકેન્દ્રિયના ૧૦ ભેદ અપર્યાપ્તાના મેળવે છે. તેની આઠ કર્મોની સત્તા હોય છે. ૭ કર્મોનાં બંધન હોય છે. ૧૪ કર્મ પ્રકૃતિઓને વેદે છે.

પરંપરોપપન્ન, પરંપરાવગાઢ, પરંપરાહારક, પરંપરપર્યાપ્તક, ચરમ અને અચરમ આ છ ઉદ્દેશો ઔધિકની માફક કહી દેવા જોઇએ.

---

@ એકેન્દ્રિયને આ ચાર ઇન્દ્રિયો, પુરુષવેદ, સ્ત્રીવેદ આ હોતા નથી. એટલે અધ્યવસાયની અપેક્ષાએ તે દુઃખનું વેદન કરે છે.

આ અગિયાર ઉદ્દેશોમાંથી બીજા, ચોથા, છઠ્ઠા અને આઠમા આ ચાર ઉદ્દેશોમાં ૮ કર્મોની સત્તા ચાલે છે. સાત અથવા આઠ કર્મોના બંધ પડે છે. ૧૪ કર્મ પ્રકૃતિઓને વેદે છે. બાકીનો બધો અધિકાર પ્રથમ ઉદ્દેશા અનુસાર સમજવો.

"તેત્રીસમા શતકનો પ્રથમ ભાગ"

કૃષ્ણલેશી, નીલલેશી, કાપોતલેશી, આ ત્રણ અંતર શતકના ૧૧-૧૧ ઉદ્દેશા સમજવા. તેમાંથી બીજા, ચોથા, છઠ્ઠા, આઠમા આ ચાર ઉદ્દેશામાં પૃથ્વીકાયાદિના ૧૦-૧૦ ભેદ છે. આઠ કર્મોની સત્તા હોય છે સાત કર્મોના બંધ પડે છે. ૧૪ કર્મ પ્રકૃતિઓને વેદે છે. બાકીના ૭ ઉદ્દેશામાં પૃથ્વીકાયાદિના ૨૦-૨૦ ભેદ પડે છે. આઠ કર્મોની સત્તા હોય છે. સાત અથવા આઠ કર્મોના બંધ પડે છે. ૧૪ કર્મ પ્રકૃતિઓને વેદે છે.

તેત્રીસમાં શતકની અંદર લેશ્યા સંયુક્ત ચાર અંતર શતક સમુચ્ચય કહેવામાં આવેલ છે. તેવી જ રીતે, લેશ્યા સંયુક્ત ચાર અંતર શતક ભવી જીવોના અને ચાર અંતર શતક અભવી જીવોના સમજવા. પરંતુ અભવી જીવોના પ્રત્યેક શતકને ૯-૯ ઉદ્દેશા સમજવા. કારણ કે અભવીમાં ચરમ અને અચરમ એ બે ઉદ્દેશા હોતા નથી. આ ૧૨ અંતર શતકોને ૧૨૪ ઉદ્દેશા હોય છે, જેમાં ૪૮ ઉદ્દેશા અંતર સમયના હોય છે.

એકેન્દ્રિયના દસ-દસ બોલ અપર્યાપ્ત થવાથી ૪૮૦ બોલોમાં [૪૮×૧૦=૪૮૦] આઠ કર્મોની સત્તા હોય છે. અને ૧૪ કર્મ પ્રકૃતિઓને વેદે છે. બાકી ૭૬ ઉદ્દેશોમાં એકેન્દ્રિયના ૨૦-૨૦ ભેદ થવાથી ૧૫૨૦ બોલ [૭૬×૨૦=૧૫૨૦] થાય છે. આ ૧૫૨૦ બોલોમાં આઠ કર્મોની સત્તા હોય છે, સાત અથવા આઠ કર્મોના બંધ પડે છે. ૧૪ કર્મ પ્રકૃતિઓને વેદે છે. કુલ ૨૦૦૦ થયા.

આ પ્રમાણે ૩૩ મા શતકના ૧૨ અંતર શતક અને તે પણ ૧૨૪ ઉદ્દેશો સમાપ્ત થયા.

**નોંધ** :- અનન્તરોપપન આદિ બીજા, ચોથા, છઠ્ઠા અને આઠમા આ ચાર ઉદ્દેશોમાં ૧૦-૧૦ ભેદ થવાથી ૪૦ ભેદ થયા. બાકી ૭ ઉદ્દેશોમાં ૨૦-૨૦ ભેદ થવાથી ૧૪૦ ભેદ [૭×૨૦=૧૪૦] થયા. આ પ્રમાણે ૧૮૦ [૪૦+૧૪૦] ઔધિકના થયા. કૃષ્ણલેશીના ૧૮૦, નીલ-લેશીના ૧૮૦, કાપોતલેશીના ૧૮૦ ભાંગા થયા. એ બધા મળીને ૭૨૦ ભાંગા થયા. આ પ્રમાણે ભવીના ૭૨૦ ભાંગા થયા. અભવીમાં ચરમ અને અચરમ એ બે ઉદ્દેશા હોતા નથી. તેથી આ બે ઉદ્દેશોના ૧૬૦ ભાંગા થતા નથી બાકી ૫૬૦ બંધ થાય છે. આ બધા મળીને ૨૦૦૦ [૭૨૦+૭૨૦+૫૬૦=૨૦૦૦] થયા. એટલે ચાર ઉદ્દેશોના ૪૮૦ ભાંગા અને ૭ ઉદ્દેશોના ૧૫૨૦ ભાંગા થયા. બધા મળીને ૨૦૦૦ [૪૮૦+૧૫૨૦=૨૦૦૦] થયા.

## એકેંદ્રિય શતક

### શ્રી ભગવતી સૂત્ર શ. ૩૪. ઉ. ૧

શ્રી ભગવતી સૂત્રના ૩૪ મા શતકના ૧૨ અંતર શતકોના ૧૨૪ ઉદ્દેશોમાં શ્રેણી શતકનો અધિકાર ચાલે છે. તેમાં કહે છે કે:-

**ગૌતમ** : હે ભગવન્! એકેન્દ્રિયના કેટલા ભેદ છે?

**મહાવીર** : હે ગૌતમ! એકેન્દ્રિયના ૨૦ ભેદ છે. પૃથ્વીકાયાદિ પાંચ સૂક્ષ્મ અને પાંચ બાદર એ દસના પર્યાપ્ત અને અપર્યાપ્ત મળીને કુલ ૨૦ ભેદ થયા.

રત્નપ્રભા પૃથ્વીની ચારેય દિશાની ચરમાંતમાં ૧૮-૧૮ બોલ (બાદર તેઉકાયના પર્યાપ્ત અને અપર્યાપ્તને છોડીને) મેળવે છે. બાદર તેઉકાયના પર્યાપ્ત અને અપર્યાપ્ત એ બે બોલ તિર્છાલોકમાં એટલે મનુષ્યલોકમાં મેળવે છે.

**ગૌતમ** : હે ભગવન્! શું રત્નપ્રભા પૃથ્વીની પૂર્વ ચરમાન્તના ૧૮ બોલોના જીવ મરીને રત્નપ્રભા પૃથ્વીની પશ્ચિમ ચરમાતમાં ૧૮ બોલપણે ઉત્પન્ન થાય છે?

**મહાવીર** : હે ગૌતમ! તે જીવો ઉત્પન્ન થાય છે,

**ગૌતમ :** હે ભગવન્! કે તે જીવો કેટલા સમયની વિગ્રહગતિથી ઉપજે છે?

**મહાવીર :** હે ગૌતમ! તે જીવો ૧, ૨, ૩ સમયની વિગ્રહ ગતિથી ઉપજે છે.

**ગૌતમ :** હે ભગવન્! તિર્ચ્છાલોકના ૨ બોલોના જીવ રત્નપ્રભા પૃથ્વીની પશ્ચિમ ચરમાંતના ૧૮ બોલપણે ઉપજે છે?

**મહાવીર :** હે ગૌતમ! હા. ઉપજે છે.

**ગૌતમ :** હે ભગવન્! કેટલા સમયની વિગ્રહગતિથી ઉપજે છે?

**મહાવીર :** હે ગૌતમ! ૧, ૨, ૩ સમયની વિગ્રહગતિથી ઉપજે છે?

**ગૌતમ :** હે ભગવન્! શું તિર્ચ્છાલોકના ૨ બોલોના જીવ તિર્ચ્છાલોકમાં બે બોલપણે ઉપજે છે?

**મહાવીર :** હે ગૌતમ! હા. ઉપજે છે.

**ગૌતમ :** હે ભગવન્! કેટલા સમયની વિગ્રહગતિથી ઉપજે છે?

**મહાવીર :** હે ગૌતમ! ૧, ૨, ૩ સમયની વિગ્રહગતિથી ઉપજે છે

**ગૌતમ :** હે ભગવન્! શું રત્નપ્રભા પૃથ્વીની પૂર્વ ચરમાંતના ૧૮ બોલોના જીવ તિર્ચ્છાલોકમાં બે બોલપણે [બાદર તેઉકાયના પર્યાપ્તા અને અપર્યાપ્તા] ઉપજે છે?

**મહાવીર :** હે ગૌતમ! ઉપજે છે.

**ગૌતમ :** હે ભગવન્! કેટલા સમયથી વિગ્રહગતિથી ઉપજે છે?

**મહાવીર :** હે ગૌતમ! ૧, ૨, ૩ સમયની વિગ્રહગતિથી ઉત્પન્ન થાય છે.

એ બધા મળીને ૪૦૦ અલાવા [૧૮×૧૮=૩૨૪, ૧૮×૨=૩૬, ૨×૨=૪, ૧૮×૨=૩૬=૪૦૦] થયા.

જેવી રીતે પૂર્વની સીમાથી પશ્ચિમની સીમામાં તથા તિર્ચ્છાલોકમાં કહેતા થકા ૪૦૦ અલાવા થયા, તેવી જ રીતે પશ્ચિમની

સીમાંથી પૂર્વ સીમામાં તિર્ચ્છાલોકમાં કહેતા થકા ૪૦૦ વધુ સમજવા. તેવી જ રીતે, ઉત્તર સીમાથી ૪૦૦ વધુ અને દક્ષિણ સીમાથી વધુ ૪૦૦ સમજવા. આ રીતે રત્નપ્રભા પૃથ્વીની ચારે સીમાના ૧૬૦૦ ભાંગા થયા.

આ રીતે બીજી નરકથી લઇને સાતમી નરક સુધી સમજવું. પરંતુ એટલી વિશેષતા છે કે, પૂર્વ સીમાના ૧૮ બોલોના જીવ તિર્ચ્છાલોકમાં બે બોલ પણે ઊપજે છે અને તિર્ચ્છાલોકના બે બોલોના જીવ પશ્ચિમ સીમાના ૧૮ બોલોના જીવોમાં ઊપજે છે. તેમની વિગ્રહગતિ ૨, ૩ સમયની હોય છે આ ૭૨ અલાવા [૩૬+૩૬=૭૨] થયા.

આ રીતે ચારે દિશામાં સમજવું. ચારે દિશાના ૨૮૮ ભાંગા [૭૨×૪=૨૮૮ શર્કરાપ્રભાના] થયા. આ રીતે સાતમી નરક સુધીનું સમજવું એ રીતે ૧૭૨૮ ભાંગા [૨૮૮×૬=૧૭૨૮] થયા આ ૨, ૩ સમેયની વિગ્રહગતિથી થયા અને ૭૮૭૨ અલાવા [ ૧૬૦૦ માંથી ૨૮૮ બાદ કરતાં ૧૩૧૨ રહ્યા ] તેને છ એ ગુણવાથી ૭૮૭૨ થયા. તે ૧, ૨, ૩ સમયની વિગ્રહગતિના થયા. આ બધા મળીને ૧૧૨૦૦ [ ૧૬૦૦+ ૧૭૨૮+૭૮૭૨=૧૧૨૦૦ ] થયા.

**ગૌતમ** : હે ભગવન્ ! અધોલોકની સ્થાવર નાલથી ઉર્ધ્વલોકની સ્થાવર નાલમાં ૧૮ બોલોના જીવ ૧૮ બોલપણે કેટલા સમયની વિગ્રહગતિથી ઊપજે છે?

**મહાવીર** : હે ગૌતમ ! ૩, ૪ સમયની વિગ્રહગતિથી ઊપજે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! અધોલોકની સ્થાવર નાલના ૧૮ બોલના જીવ મરીને તિર્ચ્છાલોકના બે બોલપણે ઊપજે છે તો કેટલા સમયની વિગ્રહગતિથી ઉત્પન્ન થાય છે?

**મહાવીર** : હે ગૌતમ ! ૨, ૩ સમયની વિગ્રહગતિથી ઊપજે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! તિર્ચ્છાલોકના બે બોલોના જીવ મરીને ઉર્ધ્વલોકની સ્થાવર નાલમાં ૧૮ બોલપણે ઊપજે છે તો કેટલા સમયની વિગ્રહગતિથી ઊપજે છે?

મહાવીર : હે ગૌતમ! ૨, ૩ સમયની વિગ્રહગતિથી ઊપજે છે.

ગૌતમ : હે ભગવન્! તિર્છાલોકના બે બોલોના જીવો તિર્છાલોકમાં બે બોલપણે ઊપજે છે તો કેટલા સમયની વિગ્રહગતિથી ઊપજે છે?

મહાવીર : હે ગૌતમ! ૧,૨,૩ સમયની વિગ્રહગતિથી ઊપજે છે. એ બધા મળીને ૪૦૦ ભાંગા થયા. આ રીતે ઉર્ધ્વલોકના સ્થાવરનાલથી અધોલોકની સ્થાવરનાલના ૪૦૦ ભગા સમજવા.

આ રીતે [૪૦૦+૪૦૦=૮૦૦] થયા. ૧૧૨૦૦ ઉપર કહેવામાં આવ્યા તે મુજબ બધાં મળીને ૧૨૦૦૦ ભાંગા થયા. લોકની ચારેય દિશાની સીમામાં ૧૨, ૧૨ બોલ છે. [પાંચ સ્થાવર, સૂક્ષ્મના પર્યાપ્ત અને અપર્યાપ્તા તથા બાદર વાયુકાયના પર્યાપ્તા અને અપર્યાપ્તા એ બાર બોલ થયા.]

ગૌતમ : હે ભગવન્! પૂર્વ સીમાના ૧૨ બોલોના જીવ મરીને પૂર્વ સીમામાં ૧૨ બોલપણે ઊપજે છે તો કેટલા સમયની વિગ્રહગતિથી ઊપજે છે?

મહાવીર : હે ગૌતમ! ૧,૨,૩, ૪ સમયની વિગ્રહગતિથી ઊપજે છે.

ગૌતમ : હે ભગવન્! પૂર્વ સીમાના ૧૨ બોલોના જીવ મરીને પશ્ચિમ સીમામાં ૧૨ બોલપણે ઊપજે છે તો કેટલા સમયની વિગ્રહગતિથી ઊપજે છે?

મહાવીર : હે ગૌતમ! ૧,૨,૩,૪ સમયની વિગ્રહગતિથી ઊપજે છે.

ગૌતમ : હે ભગવન્! પૂર્વ સીમાના ૧૨ બોલોના જીવ મરીને ઉત્તર અને દક્ષિણ દિશાની સામીના ૧૧–૧૨ બોલપણે ઊપજે છે તો કેટલા સમયની વિગ્રહ ગતિથી ઊપજે છે?

મહાવીર : હે ગૌતમ! ૨,૩,૪ સમયની વિગ્રહગતિથી ઊપજે છે.

જેવી રીતે પૂર્વની સીમાથી કહ્યું તેવી જ રીતે પશ્ચિમી સીમાનું સમજવું. દક્ષિણની સીમાના ૧૨ બોલોના જીવ પૂર્વ અને પશ્ચિમની સીમામાં ૧૨-૧૨ બોલપણે ઊપજે છે તે ૨,૩,૪ સમયની વિગ્રહગતિથી ઊપજે છે.

દક્ષિણની સીમાના ૧૨ બોલોના જીવ દક્ષિણ સીમામાં ૧૨-૧૨ ઊપજે છે તેઓ ૧,૨,૩,૪ સમયની વિગ્રહગતિથી ઊપજે છે. દક્ષિણની સીમાના ૧૨ બોલોના જીવ ઉત્તર સીમામાં ૧૨-૧૨ બોલપણે ઊપજે છે. તેઓ પણ ૧,૨,૩,૪ સમયની વિગ્રહગતિથી ઊપજે છે. જેવી રીતે દક્ષિણની સીમાના કહ્યા તેવીજ રીતે ઉત્તર સીમાના પણ સમજવા.

૧૨×૧૨=૧૪૪ ભાંગા થયા. ચાર દિશાના ૫૭૬ [૧૪૪×૪=૫૭૬] પૂર્વ દિશાના થયા. આ રીતે ચાર દિશાના ગણતાં ૨૩૦૪ [૫૭૬×૪=૨૩૦૪] થયા, જેમાં ૧૧૫૨ એક, બે, ત્રણ, ચાર સમયની વિગ્રહગતિના છે અને ૧૧૫૨ ૨,૩,૪ વિગ્રહગતિના છે. એ બધા મળીને ૧૪૩૦૪ [૧૨૦૦૦+૨૩૦૪=૧૪૩૦૪] થયા.

**ગૌતમ :** હે ભગવન્! વીસ પ્રકારના એકેન્દ્રિય જીવોમાં કેટલાં કર્મોની સત્તા, બંધ, વેદન અને સમુદ્દઘાત મેળવે છે.

**મહાવીર :** આઠ કર્મોની સત્તા મેળવે છે. સાત આઠ કર્મ બાંધે છે. ૧૪ પ્રકૃતિઓને વેદે છે. ૭૪ જગ્યાએથી [૪૮ તિર્યંચના, ૨૫ દેવતાના અને ૩ મનુષ્યના] આવીને એકેન્દ્રિયમાં ઉત્પન્ન થાય છે.

**ગૌતમ :** હે ભગવન્! વીસ પ્રકારના એકેન્દ્રિય જીવોમાં સમુદ્દઘાત કેટલી મેળવે છે?

**મહાવીર :** હે ગૌતમ! ચાર સમુદ્દઘાત [વેદનીય, કષાય, મારણાંતિક અને વૈક્રિય] સમુદ્દઘાત મેળવે છે.

**ગૌતમ :** હે મહાવીર ભગવન્! એકેન્દ્રિય જીવો કેવી રીતે કર્મો બાંધે છે?

**મહાવીર :** ગૌતમ! [૧] કેટલાક સમસ્થિતિવાળા સમવિશેષાધિક કર્મ બાંધે છે.

[૨] કેટલાક સમસ્થિતિવાળા વિષમ વિશેષાધિક કર્મ બાંધે છે.

[૩] કેટલાક વિષમ સ્થિતિવાળા સમવિશેષાધિક કર્મ બાંધે છે.

[૪] કેટલાક વિષમ સ્થિતિવાળા વિષમ વિશેષાધિક કર્મ બાંધે છે.

**ગૌતમ :** હે ભગવન્! તેનું શું કારણ છે?

**મહાવીર :** હે ગૌતમ! એકેંદ્રિય જીવ ચાર પ્રકારના છે:

[૧] સમાન આયુષ્યવાળા સાથે ઉત્પન્ન થતા

[૨] સમાન આયુષ્યવાળા વિષમ [જુદા જુદા સમયમાં] સ્થિતિમાં ઉત્પન્ન થતા.

[૩] વિષમ આયુષ્યવાળા સાથે ઉત્પન્ન થતા

[૪] વિષમ આયુષ્યવાળા વિષમ [જુદા જુદા સમયમાં] સમયમાં ઉત્પન્ન થતા.

આમાંથી [૧] જે જીવ ૮ સમાન આયુષ્યવાળા સાથે ઉત્પન્ન થાય છે તેઓ સમસ્થિતિવાળા છે. અને સમવિશેષાધિક કર્મ બાંધે છે.

---

૮ જે જીવ સમાન આયુષ્યવાળા અને સાથે જ ઉત્પન્ન થાય છે તેઓ સમાન યોગવાળા હોવાથી પરસ્પર સરખા જ કર્મ કરે છે. એટલે પૂર્વબદ્ધ કર્મની અપેક્ષાએ સરખાં, ઓછા અથવા વધુ કર્મ કરે છે. અધિક કર્મબંધ પણ પૂર્વબદ્ધ કર્મની અપેક્ષાએ અસંખ્યાત ભાગ આદિથી વિશેષ વધુ હોય છે. તો પણ પરસ્પર સરખા જ હોય છે.

(૨) જે જીવ સમાન આયુવાળા છે પરંતુ વિષમ કાળમાં ઉત્પન્ન થયા છે, તેમા યોગોની વિષમતા–ભિન્નતા થવાને કારણે આ પૂર્વબદ્ધ કર્મની અપેક્ષાએ વિષમ વિશેષાધિક કર્મ બંધ કરે છે. એટલે પૂર્વબદ્ધ કર્મની અપેક્ષાએ [illegible] સંખ્યાતમા [illegible] અધિક, કોઈ અસં[illegible] [illegible] ભાગ [illegible] અધિક, એમ એ પ્રકારે જુદા જુદા રૂપથી વિશેષાધિક કર્મબંધ કરે છે.

(૩) જે વિષમ એટલે કે જુદા જુદા આયુવાળા છે, પરંતુ સાથે ઉત્પન્ન થાય છે તેઓ સમાન યોગવાળા હોય છે તે માટે પ્રથમ ભાગા સમાન પૂર્વ બાંધેલા કર્મના અપેક્ષાએ પરસ્પર તુલ્ય વિશેષાધિક કર્મબંધ કરે છે.

(૪) જે વિષમ આયુવાળા છે અને વિષમ સમયમા ઉત્પન્ન થયેલ છે તેમાં યોગોની વિષમતા થાય છે. તેથી તે બીજા ભાગા સમાન વિષમ વિષમ વિશેષાધિક કર્મબંધ કરે છે.'

[૨] જે જીવ સમાન આયુષ્યવાળા છે અને ભિન્ન ભિન્ન ઉત્પન્ન થાય છે તેઓ સમસ્થિતિવાળા છે અને વિષમ વિશેષાધિક કર્મ બાંધે છે.

[૩] જે જીવ વિષમ આયુષ્યવાળા છે અને સાથે ઉત્પન્ન થાય થાય છે તેઓ વિષય સ્થિતિવાળા છે અને સમવિશેષાધિક કર્મ બાંધે છે.

[૪] જે જીવ વિષમ આયુષ્યવાળા છે અને વિષય ઉત્પન્ન થાય છે. તેઓ વિષમ સ્થિતિવાળા છે અને વિશેષાધિક કર્મ બાંધે છે.

[આ રીતે ઔધિક ઉદ્દેશક સંપૂર્ણ થયા.]

બીજો ઉદ્દેશો અનંતરોપપન્ન, ચોથો ઉદ્દેશો અનંતરાવગાઢ, છઠ્ઠો ઉદ્દેશો અનંતરાહારક, આઠમો ઉદ્દેશો અનંતરપર્યાપ્તક, એ ચાર ઉદ્દેશામાં એકેન્દ્રિયના ૧૦ ભેદ થાય છે. તેમાં ૮ કર્મોની સત્તા હોય છે, સાત કર્મોનો બંધ હોય છે, ૧૪ કર્મ પ્રકૃતિઓ વેદે છે, ૭૪ સ્થાનેથી આવી ઉત્પન્ન થાય છે. બે સમુદ્દઘાત છે. તેમાં ભાંગા બે છે. કારણ કે જીવો બે પ્રકારના છે [૧] સમાન આયુવાલા અને સાથે ઉત્પન્ન થયેલા [૨] સમાન આયુવાલા વિષમ સ્થિતિમાં ઉત્પન્ન થયેલા. ૩–૫–૭–૯–૧૦ અને ૧૧ ઉદ્દેશા પ્રથમની સમાન સમજવા. પહેલા ૧૪૩૦૪ ઉપરાંત થયા હતા તેના ૭ ઉદ્દેશાથી ગુણવાથી ૧૪૩૦૪×૭=૧૦૦૧૨૮ જેટલા થયા.

બીજા કૃષ્ણલેશી ઔધિક (સમુચ્ચય) શતક, ત્રીજા નીલલેશી ઔધિક શતક, ચોથા કપોતલેશી ઔધિક શતક, પાંચમા ભવી ઔધિક શતક, છઠ્ઠા ભવી કૃષ્ણલેશી શતક, સાતમા ભવી નીલલેશી શતક, આઠમા ભવી કાપોતલેશી અને ઔધિક શતક, આ આઠ શતકોમાં ૧૧–૧૧ ઉદ્દેશા છે. એક એક શતકમાં ૧,૦૦,૧૨૮–૧,૦૦,૧૨૮ અલાવા છે. કુલ ૮,૦૧,૦૨૪ અલાવા (૧,૦૦,૧૨૮×૮=૮,૦૧,૦૨૪ અલાવા)થયા.

નવમા ઔધિક અભવી શતક, દસમા કૃષ્ણલેશી અભવી શતક, અગિયારમાં નીલલેશી અભવી શતક, બારમા કાપોતલેશી અભવી શતક, આ ચાર શતકોમાં ૯–૯ ઉદ્દેશા છે. (ચરમ અને અચરમના ઉદ્દેશા હોતા નથી)

આ નવ ઉદ્દેશોમાંથી પાંચ ઉદ્દેશોના □ ૧૪૩૦૪ ને ગુણવાથી ૭૧,૫૨૦ ( ૫×૧૪૩૦૪=૭૧,૫૨૦ ) એક શતકના થયા. આને ચાર શતકોથી ગુણતાં ૨,૮૬,૦૮૦ ( ૭૧૫૨૦×૪=૨,૮૬,૦૮૦ ) થયા. એમ આ બધા મળીને ૧૦,૮૭,૧૦૪ અલાવા ( ૮,૦૧,૦૨૪+૨,૮૬,૦૮૦= ૧૦,૮૭,૧૦૪ અલાવા ) શ્રેણી શતકના થયા.

---

## એકેન્દ્રિય @મહાજુમ્મા

### ભગવતી સૂત્ર. શ. ૩૫થી૧૨ અંતર શતક ઉ. ૧૩૨

**મહાયુગ્મના પ્રકાર :–**

**ગૌતમ :** હે ભગવન્ ! કેટલા મહાયુગ્મો–મહારાશિઓ કહ્યાં છે ?

---

□ ચાર ઉદ્દેશોમા મરતા નથી. માટે તેઓના અલાવા હોતા નથી.

@ યુગ્મ રાશિ વિશેષ, તે ક્ષુલ્લક ક્ષુદ્ર પણ હોય અને મોટા પણ હોય, તેમાં પૂર્વે ક્ષુલ્લક રાશિની પ્રરૂપણા કરી. હવે અહી મહાયુગ્મ મોટી રાશિઓની પ્રરૂપણા કરવાની છે. જે રાશિ પ્રતિસમય ચાર ચારથી અપહારથી અપહારતાં છેવટે ચાર બાકી રહે અને અપહાર સમયોને પણ ચાર ચારના અપહારથી અપહારતાં ચાર સમયો બાકી રહે તે 'કૃતયુગ્મકૃતયુગ્મ' કહેવાય છે. કારણ કે અપહરણ કરતા દ્રવ્ય અને સમયની અપેક્ષાએ બન્ને રીતે તે કૃતયુગ્મરૂપ છે. એ પ્રમાણે અન્ય રાશિ સબધે પણ જાણવુ. જેમકે સોળ સખ્યા જઘન્ય કૃતયુગ્મ કૃતયુગ્મ રાશિરૂપ છે. તેને ચારની સખ્યાથી અપહારતા છેવટે ચાર વધે છે અને અપહાર સમયો પણ ચાર છે. જેમકે જઘન્યથી ઓગણીસની સંખ્યાને પ્રતિસમય ચારથી અપહારતા છેવટે ત્રણ બાકી રહે અને અપહાર સમયો ચાર હોય તો તે અપહારતા દ્રવ્યની અપેક્ષાએ ત્ર્યોજ અને અપહારની સમયની અપેક્ષાએ કૃતયુગ્મ એટલે તે રાશિ કૃતયુગ્મત્ર્યોજ કહેવાય છે. અહીં બધે અપહારક સમયની અપેક્ષાએ આદ્ય પદ છે અપહારતા દ્રવ્યની અપેક્ષાએ રાજવાનું છે બીજું પદ છે. તે રાશિની જઘન્ય સંખ્યા અનુક્રમે નીચે પ્રમાણે છે. (૧) ૧૬, (૨) ૧૯, (૩) ૧૮, (૪) ૧૭, (૫) ૧૨, (૬) ૧૫, (૭) ૧૪, (૮) ૧૩, (૯) (૧૦) ૧૧, (૧૧) ૧૦, (૧૨) ૯, (૧૩) ૪, (૧૪) ૭, (૧૫) ૬, (૧૬) ૫.

**મહાવીર :** હે ગૌતમ ! સોળ મહાયુગ્મો કહ્યાં છે. તે આ પ્રમાણે–(૧) કૃતયુગ્મ–કૃતયુગ્મ, (૨) કૃતયુગ્મત્ર્યોજ, (૩) કૃતયુગ્મ દ્વાપરયુગ્મ, (૪) કૃતયુગ્મકલ્યોજ, (૫) ત્ર્યોજકૃતયુગ્મ, (૬) ત્ર્યોજ-ત્ર્યોજ, (૭) ત્ર્યોજ દ્વાપરયુગ્મ, (૮) ત્ર્યોજકલ્યોજ, (૯) દ્વાપરયુગ્મ કૃતયુગ્મ (૧૦) દ્વાપરયુગ્મ ત્ર્યોજ, (૧૧) દ્વાપરયુગ્મદ્વાપરયુગ્મ (૧૨) દ્વાપરયુગ્મ કલ્યોજ, (૧૩) કલ્યોજકૃતયુગ્મ, (૧૪) કલ્યોજ ત્ર્યોજ, (૧૫) કલ્યોજ દ્વાપરયુગ્મ, (૧૬) કલ્યોજકલ્યોજ.

**સોળ મહાયુગ્મ કહેવાનું કારણ :–**

**ગૌતમ :** હે ભગવન્ ! શા હેતુથી આપ એમ કહો છો કે કૃતયુગ્મકૃતયુગ્મથી માંડી કલ્યોજ કલ્યોજ સુધી સોળ મહાયુગ્મો કહ્યાં છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જે રાશિને ચાર સંખ્યાના અપહારથી અપહારતાં ચાર બાકી રહે, અને તે રાશિના અપહાર સમયો પણ કૃતયુગ્મ હોય તો તે (રાશિ) કૃતયુગ્મકૃતયુગ્મ કહેવાય (૧) જે રાશિને ચાર સંખ્યાના અપહારથી અપહારતાં ત્રણ બાકી રહે અને તે રાશિના અપહાર સમયો પણ કૃતયુગ્મ હોય તો તે રાશિ કૃતયુગ્મ ત્ર્યોજ કહેવાય. (૨) જે રાશિને ચાર સંખ્યાના અપહારથી અપહારતાં બે બાકી રહે અને તે રાશિના અપહાર સમયો કૃતયુગ્મ હોય તો તે કૃતયુગ્મ દ્વાપરયુગ્મ કહેવાય. (૩) જે રાશિને ચાર સંખ્યાના અપહારથી અપહારતાં એક બાકી રહે અને તે રાશિના અપહાર સમયો કૃતયુગ્મ હોય તો તે કૃતયુગ્મ કલ્યોજ કહેવાય, (૪) જે રાશિને ચાર સંખ્યાના અપહારથી અપહારતાં ચાર બાકી રહે અને તે રાશિના અપહાર સમયો ત્ર્યોજ હોય તો તે ત્ર્યોજ કૃતયુગ્મ કહેવાય. (૫) જે રાશિને ચાર સંખ્યાના અપહારથી અપહારતાં ત્રણ બાકી રહે અને તે રાશિના અપહાર સમયો ત્ર્યોજ હોય તો તે ત્ર્યોજત્ર્યોજ કહેવાય. (૬) જે રાશિને ચાર સંખ્યાના અપહારથી અપહારતાં બે બાકી રહે અને તે રાશિના અપહાર સમયો ત્ર્યોજ હોય તો તે ત્ર્યોજ દ્વાપરયુગ્મ

કહેવાય. (૭) જે રાશિને ચાર સંખ્યાના અપહારથી અપહારતાં એક બાકી રહે. અને તે રાશિના અપહાર સમયો ત્ર્યોજ હોય તો ત્ર્યોજ કલ્યોજ કહેવાય. (૮) જે રાશિને ચાર સંખ્યાના અપહારથી અપહારતાં ચાર બાકી રહે અને તે રાશિના અપહાર સમયો દ્વાપરયુગ્મ હોય તો તે દ્વાપર-કૃતયુગ્મ કહેવાય. (૯) જે રાશિને ચાર સંખ્યાના અપહારથી અપહારતાં ત્રણ બાકી રહે અને તે રાશિના અપહાર સમયો દ્વાપરયુગ્મ હોય તો તે દ્વાપરયુગ્મ ત્ર્યોજ કહેવાય, (૧૦) જે રાશિને ચાર સંખ્યાના અપહારથી અપહારતાં બે બાકી રહે અને તે રાશિના અપહાર સમયો દ્વાપરયુગ્મ હોય તો તે દ્વાપરયુગ્મ દ્વાપરયુગ્મ કહેવાય (૧૧) જે રાશિને ચાર સંખ્યાના અપહારતાં એક બાકી રહે અને તે રાશિના અપહાર સમયો દ્વાપરયુગ્મ હોય તો તે દ્વાપરયુગ્મ કલ્યોજ કહેવાય. (૧૨) જે રાશિને ચાર સંખ્યાના અપહારથી અપહારતાં ચાર બાકી રહે અને તે રાશિના અપહાર સમયો કલ્યોજ હોય તો તે કલ્યોજ કૃતયુગ્મ કહેવાય. (૧૩) જે રાશિને ચાર સંખ્યાના અપહારથી અપહારતાં ત્રણ બાકી રહે અને તે રાશિના અપહાર સમયો કલ્યોજ હોય તો તે કલ્યોજ ત્ર્યોજ કહેવાય. (૧૪) જે રાશિને ચાર સંખ્યાના અપહારથી અપહારતાં બે બાકી રહે અને તે રાશિના અપહાર સમયો કલ્યોજ હોય તો તે કલ્યોજ દ્વાપરયુગ્મ કહેવાય. (૧૫) અને જે રાશિને ચાર સંખ્યાના અપહારથી અપહારતાં એક બાકી રહે અને તે રાશિના અપહાર સમયો કલ્યોજ હોય તો તે કલ્યોજકલ્યોજ કહેવાય. (૧૬) માટે તે હેતુથી યાવત્-કલ્યોજકલ્યોજ સુધી સોળ મહાયુગ્મો કહ્યાં.

## કૃતયુગ્મ ૨ રાશિરૂપ એકેન્દ્રિયનો ઉપપાત

**ગૌતમ :** હે ભગવન્! કૃતયુગ્મકૃતયુગ્મ રાશિરૂપ એકેંદ્રિયો ક્યાંથી આવીને ઉત્પન્ન થાય છે? શું નૈરયિકોથી ઉત્પન્ન થાય છે (ઇત્યાદિ)?

**મહાવીર :** હે ગૌતમ! જેમ ઉત્પલોદ્દેશકમાં ઉપપાત કહ્યો છે, તે પ્રમાણે અહીં ઉપપાત કહેવો.

**એક સમયમાં ઉપપાત સંખ્યા :–**

**ગૌતમ** : હે ભગવન્ ! તે જીવો એક સમયે કેટલા ઉત્પન્ન થાય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! સોળ, સંખ્યાતા, અસંખ્યાતા કે અનંત જીવો એક સમયે ઉત્પન્ન થાય છે.

**જીવોની સંખ્યા :–**

**ગૌતમ** : હે ભગવન્ ! તે જીવો સમયે સમયે અનંતા અપહારય તો કેટલા કાળે ખાલી થાય ?

**મહાવીર** : હે ગૌતમ ! તે જીવો સમયે સમયે અનંતા અપહારાય અને અનંત ઉત્સર્પિણી અને અનંત અવસર્પિણી સુધી અપહરીએ તો પણ ખાલી થાય નહીં. તેઓની ઊંચાઇ ઉત્પલોદ્દેશકમાં કહ્યા પ્રમાણે જાણવી.

**બંધ :–**

**ગૌતમ** : હે ભગવન્ ! શું તેઓ (એકેંદ્રિયો) જ્ઞાનાવરણીય કર્મના બંધક છે. અબંધક છે ?

**મહાવીર** : હે ગૌતમ ! તેઓ બંધક છે, પણ અબંધક નથી. એ રીતે આયુષ્ય સિવાય બધાં કર્મો વિષે જાણવું. તેઓ આયુષમાં બંધક પણ છે અને અબંધક પણ છે.

**વેદક :–**

**ગૌતમ** : હે ભગવન્ ! તે જીવો જ્ઞાનાવરણીયના વેદક છે.

**મહાવીર** : હે ગૌતમ ! તેઓ વેદક છે. પણ અવેદક નથી. એ પ્રમાણે બધાં કર્મ સંબંધે સમજવું.

**શતાવેદક અને અશતાવેદક :–**

**ગૌતમ** : હે ભગવન્ ! શું તે જીવો સાતા–સુખના વેદક છે, અસાતા–દુઃખના વેદક છે ?

**મહાવીર :** હે ગૌતમ ! તેઓ સાતાના વેદક છે અને અસાતાના વેદક પણ છે. જેમ ઉત્પલ ઉદ્દેશકમાં કર્મ સંબંધે જે પરિપાટી કહી તે અહીં જાણવી. તેઓ બધાંય કર્મોના ઉદયી છે પણ અનુદયી નથી. છ કર્મોના ઉદિરક છે, પણ અનુદિરક નથી. વેદનીય અને આયુષ કર્મના ઉદિરક પણ છે અને અનુદિરક પણ છે.

**લેશ્યા :–**

**ગૌતમ :** હે ભગવન્ ! શું તે જીવો કૃષ્ણલેશ્યાવાળા છે ?

**મહાવીર :** હે ગૌતમ ! તેઓ કૃષ્ણલેશ્યાવાળા, નીલલેશ્યાવાળા કાપોતલેશ્યાવાળા તથા તેજોલેશ્યાવાળા છે. તેઓ સમ્યગ્દષ્ટિઓ નથી, સમ્યગ્મિથ્યાદષ્ટિઓ નથી, પણ મિથ્યાદષ્ટિઓ છે. જ્ઞાની નથી, પણ અવશ્ય બે અજ્ઞાનવાળા છે. તે આ પ્રમાણેઃ મતિઅજ્ઞાનવાળા શ્રુતઅજ્ઞાનવાળા, તેઓ મનોયોગવાળા નથી, વચનયોગવાળા નથી, માત્ર કાયયોગવાળા છે. સાકારઉપયોગવાળા છે અને અનાકારઉપયોગવાળા પણ છે.

**શરીરોના વર્ણાદિ :–**

**ગૌતમ :** હે ભગવન્ ! તે એકેન્દ્રિય જીવોનાં શરીરો કેટલા વર્ણવાળાં હોય છે ? ઉત્પલ ઉદ્દેશકમાં કહ્યાં પ્રમાણે સર્વ અર્થના પ્રશ્નો કરવા.

**મહાવીર :** હે ગૌતમ ! ઇત્યાદિ ઉત્પલોદ્દેશકમાં કહ્યાં પ્રમાણે (તેઓનાં શરીરો પાંચ વર્ણ પાંચ રસ, બે ગંધ, અને આઠ સ્પર્શવાળાં) જાણવાં. તેઓ ઉચ્છ્વાસવાળાં નિશ્વાસવાળાં અને ઉચ્છ્વાસનિશ્વાસ વિનાનાં પણ છે. આહારક અને અનાહારક છે. સર્વ વિરતિવાળાં અને દેશવિરતિવાળાં નથી. પણ અવિરતિવાળાં છે. ક્રિયાવાળાં છે. પણ ક્રિયા-વિનાનાં નથી. સાત પ્રકારના કર્મનાં બંધક છે, અને આઠ પ્રકારનાં કર્મનાં બંધક છે. અને આઠ પ્રકારનાં કર્મનાં બંધક છે. આહાર સંજ્ઞાના ઉપયોગવાળાં છે, યાવત્ પરિગ્રહસંજ્ઞાનાં ઉપયોગવાળાં છે. ક્રોધ-કષાયવાળાં માનકષાયવાળાં; અને યાવત્ લોભકષાયવાળાં છે. સ્ત્રીવેદવાળાં

નથી, પુરુષવેદવાળાં નથી. પણ નપુંસકવેદવાળાં છે. સ્ત્રીવેદ, પુરુષવેદ અને નપુંસકવેદ આ ત્રણે બંધક છે. સંજ્ઞી (મનસંજ્ઞાવાળાં) નથી પણ અસંજ્ઞી છે. ઇન્દ્રિયવાળાં છે. અને ઇન્દ્રિય વિનાનાં છે.

**અનુબંધકાળ સંવેધાદિ :-**

**ગૌતમ :** હે ભગવન્! તે કૃતયુગ્મ કૃતયુગ્મ રાશિરૂપ એકેંદ્રિયો કાળથી ક્યાં સુધી હોય?

**મહાવીર :** હે ગૌતમ! તેઓ જઘન્ય એક સમય સુધી અને ઉત્કૃષ્ટ અનંત ઉત્સર્પિણી અને અવસર્પિણી સુધી વનસ્પતિકાયિકના કાળ પર્યન્ત હોય. @ સંવેધ કહેવાનો નથી. ઉત્પલ ઉદ્દેશકમાં કહ્યાં પ્રમાણે આહાર કહેવો.

પણ વિશેષતા એ કે, તેઓ દિશાનો પ્રતિબંધ ન હોય તો છયે દિશામાંથી આવેલો આહાર ગ્રહણ કરે છે, અને જો પ્રતિબંધ હોય તો કદાચ ત્રણ દિશામાંથી, ચાર દિશામાંથી કે પાંચ દિશામાંથી આવેલા આહારને ગ્રહણ કરે છે. બાકી બધું તેમ જ જાણવું.

તેઓની સ્થિતિ જઘન્ય એક સમયની અને ઉત્કૃષ્ટ બાવીસ હજાર વર્ષની છે. તેઓને આદિના ચાર સમુદ્ઘાતો હોય છે. તે બંધાય મારણાંતિકસમુદ્ઘાતથી મરે છે. અને તે સિવાય પણ મરે છે. ઉત્પલોદ્દેશકમાં કહ્યા પ્રમાણે ઉદ્વર્તના કહેવી.

---

@ ઉત્પલોદ્દેશકમાં ઉત્પલના જીવનો ઉત્પાદ વિવક્ષિત છે. અને તે પૃથ્વીકાયિકાદિ અન્ય કાળમાં જઇ પુનઃ ઉત્પલમા આવી ઊપજે ત્યારે તેનો સંવેધ થાય છે, પણ અહીં કૃતયુગ્મકૃતયુગ્મ રાશિરૂપ એકેંદ્રિયોનો ઉત્પાદ અધિકૃત છે. અને એકેંદ્રિયો તો અનંત ઉત્પન્ન થાય છે. અને તેઓ ત્યાંથી નીકળી સજાતીય કે વિજાતીય કાયમા ઉત્પન્ન થઇ પુનઃ એકેંદ્રિયપણે ઊપજે ત્યારે સંવેધ થાય છે. પણ તેઓનું ત્યાંથી નીકળવું અસંભવિત હોવાથી સંવેધ થતો નથી. જે કૃતયુગ્મ કૃતયુગ્માદિ રાશિરૂપ એકેંદ્રિયોના ઉત્પાત કહ્યો છે તે ત્રસકાયિકથી આવીને ઉત્પન્ન થાય તેની અપેક્ષાએ છે. પણ તે વાસ્તવિક ઉત્પાદ નથી કારણ કે એકેંદ્રિયોમાં પ્રતિ સમય અનંત જીવોનો ઉત્પાદ થાય છે. તેથી અહીં એકેંદ્રિયોની અપેક્ષાએ સંવેધનો અસંભવ હોવાથી કહ્યો નથી.

**સર્વ જીવોનો કૃતયુગ્મ કૃતયુગ્મરાશિરૂપ એકેંદ્રિયપણે ઉત્પાદ:-**

**ગૌતમ :** હે ભગવન્ ! બધાં પ્રાણો યાવત્-બધાં સત્વો કૃતયુગ્મ કૃતયુગ્મ રાશિરૂપ એકેંદ્રિયપણે પૂર્વ ઉત્પન્ન થયાં છે?

**મહાવીર :** હે ગૌતમ ! હા. અનેકવાર અથવા અનંતવાર પૂર્વે ઉત્પન્ન થયાં છે.

**કૃતયુગ્મ ત્ર્યોજરાશિરૂપ એકેંદ્રિયોનો ઉત્પાદ :-**

**ગૌતમ :** હે ભગવન્ ! કૃતયુગ્મત્ર્યોજ રાશિરૂપ એકેંદ્રિયો ક્યાંથી આવી ઉત્પન્ન થાય છે?

**મહાવીર :** હે ગૌતમ ! પૂર્વની પેઠે ઉપપાત કહેવો.

**ઉત્પાદ સંખ્યા :-**

**ગૌતમ :** હે ભગવન્ ! તે જીવો એકસમયે કેટલા ઉત્પન્ન થાય છે?

**મહાવીર :** હે ગૌતમ ! ઓગણીસ સંખ્યાતા, અસંખ્યાતા કે અનંત ઉત્પન્ન થાય છે. બાકી બધું કૃતયુગ્મ કૃતયુગ્મ રાશિ પ્રમાણ એકેંદ્રિયો સંબંધે જેમ કહ્યું તેમ યાવત્- 'પૂર્વે અનંતવાર ઉત્પન્ન થાય છે' ત્યાં સુધી જાણવું.

**કૃતયુગ્મદ્વાપર પ્રમાણ એકેંદ્રિયોનો ઉત્પાદ ઉપપાત સંખ્યા :-**

**ગૌતમ :** હે ભગવન્ કૃતયુગ્મ દ્વાપરયુગ્મ પ્રમાણ એકેંદ્રિયો ક્યાંથી આવી ઉત્પન્ન થાય છે?

**મહાવીર :** હે ગૌતમ ! તેઓનો ઉપપાત તેમ જ જાણવો.

**ગૌતમ :** હે ભગવન્ ! તે જીવો એકસમયે કેટલા ઉત્પન્ન થાય છે?

**મહાવીર :** હે ગૌતમ ! તેઓ એક સમયે અઢાર, સંખ્યાતા, અસંખ્યાતા કે અનંતા ઉત્પન્ન થાય છે. બાકી બધું યાવત્-'પૂર્વે અનંતવાર ઉત્પન્ન થયા છે' ત્યાં સુધી તેમ જ જાણવું.

**કૃતયુગ્મ કલ્યોજરૂપ એકેંદ્રિયોને ઉત્પાદ :-**

**ગૌતમ** : હે ભગવન્ કૃતયુગ્મ કલ્યોજ રાશિપ્રમાણ એકેંદ્રિયો ક્યાંથી આવી ઉત્પન્ન થાય છે?

**મહાવીર** : હે ગૌતમ ! તેઓ ઉપપાત તેમ જ જાણવો. તેઓનું પરિમાણ–સત્તર, સંખ્યાતા, અસંખ્યાતા, કે અનંત ઉત્પન્ન થાય છે. બાકી બધું યાવત્–'પૂર્વે' અનંત વાર ઉત્પન્ન થાય છે, ત્યાં સુધી તેમ જ જાણવું.

**ત્ર્યોજ કૃતયુગ્મ પ્રમાણ એકેંદ્રિયોનો ઉત્પાદ :-**

**ગૌતમ** : હે ભગવન્ ! ત્ર્યોજકૃતયુગ્મ રાશિપ્રમાણ એકેંદ્રિયો ક્યાંથી આવી ઉત્પન્ન થાય છે?

**મહાવીર** : હે ગૌતમ ! ઉપપાત તેમ જ જાણવો. તેઓનું પરિમાણ–એક સમયે બાર, સંખ્યાતા, અસંખ્યાતા કે અનંત ઉત્પન્ન થાય છે. બાકી બધું તેમ જ જાણવું યાવત્–પૂર્વે અનંત વાર ઉત્પન્ન થાય છે.

**ત્ર્યોજત્ર્યોજ પ્રમાણ એકેંદ્રિયોનો ઉપપાત :-**

**ગૌતમ** : હે ભગવન્ ! ત્ર્યોજ ત્ર્યોજ રાશિરૂપ એકેંદ્રિયો ક્યાંથી આવી ઉત્પન્ન થાય છે?

**મહાવીર** : હે ગૌતમ ! ઉપપાત પૂર્વની પેઠે જાણવો. પરિમાણ પ્રતિસમય પંદર, સંખ્યાતા, અસંખ્યાતા કે અનંત ઉત્પન્ન થાય છે, બાકી બધું તેમ જ જાણવું. યાવત્–'પૂર્વે–અનંત વાર ઉત્પન્ન થાય છે–' એ પ્રમાણે એ સોળે મહાયુગ્મોમાં એક જ પ્રકારનો ગમ જાણવો.

માત્ર એના પરિમાણમાં વિશેષતા છે–ત્ર્યોજદ્વાપરયુગ્મમાં પરિમાણ ચૌદ સંખ્યાતા, અસંખ્યાતા કે અનંત ઉત્પન્ન થાય છે. ત્ર્યોજકલ્યોજમાં તેર, સંખ્યાતા, અસંખ્યાતા કે અનંત ઉત્પન્ન થાય છે. દ્વાપરયુગ્મ કૃતયુગ્મમાં આઠ, સંખ્યાતા, અસંખ્યાતા કે અનંત ઉત્પન્ન થાય છે. દ્વાપરયુગ્મત્ર્યોજમાં અગિયાર, સંખ્યાતા, અસંખ્યાતા કે અનંત ઉત્પન્ન

થાય છે. દ્વાપરયુગ્મ દ્વાપરયુગ્મમાં દસ, સંખ્યાતા અસંખ્યાતા કે અનંત ઉત્પન્ન થાય છે. દ્વાપરયુગ્મ કલ્યોજમાં નવ, સંખ્યાતા, અસંખ્યાતા કે અનંત ઉત્પન્ન થાય છે. કલ્યોજ કૃતયુગ્મમાં ચાર, સંખ્યાતા, અસંખ્યાતા કે અનંત ઉત્પન્ન થાય છે. કલ્યોજત્ર્યોજમાં સાત સંખ્યાતા, અસંખ્યાતા કે અનંત ઉત્પન્ન થાય છે, કલ્યોજ દ્વાપરયુગ્મમાં છ, સંખ્યાતા, અસંખ્યાતા કે અનંત ઉત્પન્ન થાય છે.

**કલ્યોજ કલ્યોજ રાશિરૂપ એકેંદ્રિયોનો ઉત્પાદ :–**

**ગૌતમ** : હે ભગવન્! કલ્યોજકલ્યોજ રાશિપ્રમાણ એકેંદ્રિયો ક્યાંથી આવી ઉત્પન્ન થાય છે?

**મહાવીર** : હે ગૌતમ! ઉપપાત પૂર્વની પેઠે જાણવો. પરિમાણ પાંચ, સંખ્યાતા, અસંખ્યાતા કે અનંત ઉત્પન્ન થાય છે. બાકી બધું યાવત્–'પૂર્વે અનંત વાર ઉત્પન્ન થયા છે' ત્યાં સુધી તેમ જ જાણવું.

હે ભગવન્! તે એમ જ છે. હે ભગવન્ તે એમ જ છે.

**ઉદ્દેશક બીજો :– પ્રથમ સમયોત્પન્ન કૃતયુગ્મ કૃતયુગ્મ એકેંદ્રિયોનો ઉત્પાદ :–**

**ગૌતમ** : હે ભગવન્! જેને ઉત્પન્ન થયાને પહેલો સમય થયો છે એવા કૃતયુગ્મ કૃતયુગ્મ રાશિરૂપ એકેંદ્રિયો ક્યાંથી આવી ઉત્પન્ન થાય છે?

**મહાવીર** : હે ગૌતમ! તેમ જ જાણવું. જેમ પ્રથમ ઉદ્દેશકમાં કહ્યો તેમ જ (સોળ રાશિને આશ્રયી) સોળ વાર પાઠના કથનપૂર્વક બીજો ઉદ્દેશક કહેવો. બાકી બધું તેમ જ કહેવું.

પરંતુ દસ બાબત વિશેષતા છે–(૧) તેઓની અવગાહના શરીરનું પ્રમાણ જઘન્ય અંગૂલના અસંખ્યાતમા ભાગની અને ઉત્કૃષ્ટ અંગૂલના અસંખ્યાતમા ભાગની હોય છે. (૨) આયુષ કર્મના બંધક નથી પણ અબંધક હોય છે. (૩) આયુષ કર્મના ઉદિરક નથી પણ અનુદિરક

હોય છે. (૪) ઉચ્છ્વાસવાળા નથી, નિઃશ્વાસવાળા નથી ઉચ્છ્વાસનિઃશ્વાસવાળા પણ નથી. (૫) સાત પ્રકારનાં કર્મ બંધક હોય છે, પણ આઠ પ્રકારનાં બંધક નથી હોતા.

અનુબન્ધ :-

**ગૌતમ** : હે ભગવન્! પ્રથમ સમયે ઉત્પન્ન થયેલા કૃતયુગ્મ કૃતયુગ્મ રાશિરૂપ એકેંદ્રિયો કાળથી ક્યાં સુધી હોય છે?

**મહાવીર** : હે ગૌતમ! તેઓ એક સમય સુધી હોય. એ રીતે સ્થિતિ સંબંધે પણ સમજવું. તેઓને આદિના બે સમુદ્ઘાતો હોય છે. સમુદ્ઘાતવાળા સંબંધે અને ઉદ્વર્તના સંબંધે સંભવ હોવાથી પૂછવાનું નથી અને બાકી બધું સોળે મહાયુગ્મોમાં તે જ જાણવું. યાવત્-પૂર્વે અનંત વાર ઉત્પન્ન થાય છે.

'હે ભગવન્ તે એમ જ છે, હે ભગવન્ તે એમ જ છે.'

**ઉદ્દેશક ૩ થી ૧૧ અપ્રથમ સમયોત્પન્ન કૃતયુગ્મ કૃતયુગ્મરૂપ એકેંદ્રિયોને ઉત્પાદ :-**

**ગૌતમ** : હે ભગવન્! અપ્રથમ સમયના-(જેને ઉત્પન્ન થયાને બે આદિ સમયો થયા છે એવા) કૃતયુગ્મ કૃતયુગ્મ રાશિરૂપ એકેંદ્રિયો ક્યાંથી આવી ઉત્પન્ન થાય છે?

**મહાવીર** : ગૌતમ! હે જેમ ઉદ્દેશક કહ્યો છે. તેમ જ આ ઉદ્દેશક પણ સોળે મહાયુગ્મોમાં સમજવો, યાવત્ કલ્યોજ કલ્યોજપણે પૂર્વે અનંત વાર ઉત્પન્ન થાય છે.

હે ભગવન્! તે એમ જ છે. હે ભગવન્! તે એમ જ છે.

**ચરમ સમય કૃતયુગ્મ કૃતયુગ્મ એકેંદ્રિયોનો ઉત્પાદ :-**

**ગૌતમ** : હે ભગવન્! ચરમ સમયના કૃતયુગ્મ કૃતયુગ્મરૂપ એકેંદ્રિયો ક્યાંથી આવી ઉત્પન્ન થાય છે?

**મહાવીર** : હે ગૌતમ ! એ સંબંધે જેમ પ્રથમ સમય સંબંધે ઉદ્દેશક કહ્યો તેમ અહીં કહેવું. પણ દેવો અહીં ઉત્પન્ન થતા નથી; તેજોલેશ્યા સંબંધે પૂછવાનું નથી. બાકી બધું તેમ જ જાણવું.

અહીં ચરમ સમય શબ્દથી એકેન્દ્રિયોનો મરણ સમય વિવક્ષિત છે, અને તે તેના પરભવ આયુષનો પ્રથમ સમય જાણવો. તેમાં વર્તમાન કૃતયુગ્મ કૃતયુગ્મ રાશિરૂપ એકેંદ્રિયોને પ્રથમ સમયના એકેંદ્રિયો ઉદ્દેશકની પેઠે જાણવું તેમાં જ દસ બાબતની વિશેષતાઓ છે તે અહીં જાણવી.

પ્રથમ સમય અને ચરમ સમયમાં આ વિશેષતા છે કે અહીં દેવો ઉત્પન્ન થતા નથી અને તેથી જ તેઓને તેજોલેશ્યા હોતી નથી. એકેન્દ્રિયોમાં જ્યારે દેવો ઉત્પન્ન થાય છે. ત્યારે તેઓ તેજોલેશ્યા સહિત થાય છે. અહીં દેવોત્પાદનો સંભવ નથી, માટે તેજોલેશ્યાવાળા એકેન્દ્રિયો સંબંધે પ્રશ્ન કરતા નથી.

**અચરમ સમય કૃતયુગ્મ કૃતયુગ્મ એકેંદ્રિયોનો ઉત્પાદ :–**

**ગૌતમ** : હે ભગવન્ ! અચરમ સમય (ચરમ સિવાયના સમયોમાં વર્તમાન) કૃતયુગ્મ કૃતયુગ્મ રાશિરૂપ એકેંદ્રિયો ક્યાંથી આવી ઉત્પન્ન થાય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! જેમ અપ્રથમ સમય સંબંધે ઉદ્દેશક કહ્યો છે તેમ જ બધું કહેવું.

**ગૌતમ** : હે ભગવન્ ! પ્રથમ સમયના કૃતયુગ્મ કૃતયુગ્મ પ્રમાણ એકેંદ્રિયો ક્યાંથી આવી ઉત્પન્ન થાય છે ?

**મહાવીર** : હે ગૌતમ ! જેમ પ્રથમ સમય સંબંધી ઉદ્દેશક કહ્યો છે તેમ જ બધું જાણવું.

**ગૌતમ** : હે ભગવન્ ! પ્રથમ–અપ્રથમ સમયવર્તી કૃતયુગ્મ કૃતયુગ્મરૂપ એકેંદ્રિયો ક્યાંથી આવી ઉત્પન્ન થાય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જેમ પ્રથમ સમય સંબંધી ઉદ્દેશક કહ્યો તેમ જ અહીં પણ કહેવું.

**ગૌતમ :** હે ભગવન્ ! પ્રથમ–ચરમ સમયવર્તી કૃતયુગ્મ કૃતયુગ્મ રાશિરૂપ એકેન્દ્રિયો ક્યાંથી ઉત્પન્ન થાય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જેમ ચરમ ઉદ્દેશક કહ્યો તેમ જ બાકીનું બધું જાણવું.

**ગૌતમ :** હે ભગવન્ ! પ્રથમ ચરમ–અચરમ સમયવર્તી કૃતયુગ્મ કૃતયુગ્મ રાશિરૂપ એકેન્દ્રિયો ક્યાંથી આવી ઉત્પન્ન થાય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જેમ બીજો ઉદ્દેશક કહ્યો તેમ જ બધું સમજવું.

**ગૌતમ :** હે ભગવન્ ! ચરમ–ચરમ સમયવર્તી કૃતયુગ્મ કૃતયુગ્મ રાશિરૂપ એકેન્દ્રિયો ક્યાંથી આવીને ઉત્પન્ન થાય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જેમ ચોથો ઉદ્દેશક કહ્યો તેમ જ બધું સમજવું.

**ગૌતમ :** હે ભગવન્ ! ચરમ–અચરમ સમયવર્તી કૃતયુગ્મ કૃતયુગ્મ રાશિરૂપ એકેંદ્રિયો ક્યાંથી આવીને ઉત્પન્ન થાય છે ?

**મહાવીર :** હે ગૌતમ ! જેમ પ્રથમ સમય સંબંધે ઉદ્દેશક કહ્યો તેમ જ બધું જાણવું.

"હે ભગવન્ ! તે એમ જ છે. હે ભગવન્ ! તે એમ જ છે." એમ કહી યાવત્ વિહરે છે.

એ રીતે, એ અગિયાર ઉદ્દેશકો કહેવા. પહેલો, ત્રીજો અને પાંચમો સરખા પાઠવાળો છે, અને બાકીના આઠ ઉદ્દેશકો સરખા પાઠવાળા છે. પરંતુ ચોથા, છઠ્ઠા, આઠમા અને દસમા ઉદ્દેશકમાં દેવો

ઊપજતા નથી અને તેઓને તેજોલેશ્યા નથી. શેષ ૧૧ ઉદ્દેશા પણ તેમ જ પોતપોતાના નામ ફેરફાર સાથે સમજવાના છે.

## બેઇન્દ્રિય મહાયુગ્મો

### ભગવતી શ. ૩૬ અંતરે શ. ૧૨ ઉ. ૧૩૨ નો અધિકાર

બેઇન્દ્રિય જીવોની ગતિ અને આગતિ બે છે. સંખ્યાની દૃષ્ટિથી અસંખ્યાત ઉત્સર્પિણી–અવસર્પિણીના સમયોથી અધિક છે. અવગાહના જઘન્ય આંગૂલનો અસંખ્યાતમો ભાગ ઉત્કૃષ્ટ ૧૨ યોજનની છે. તે જીવોને ૭–૮ કર્મોનો બંધ–વેદ અને ઉદય છે. ઉદિરણા છ કર્મની છે. લેશ્યા ચાર છે. દૃષ્ટિ બે છે, તેથી જ્ઞાન અને અજ્ઞાન પણ બે છે. યોગ બે, ઉપયોગ બે, વર્ણાદિ ૨૦ બોલ, સંજ્ઞા ચાર કષાય ચાર, ઇંન્દ્રિય બે, વેદ ત્રણ, આહાર–શ્વાસોચ્છ્વાસ અને ક્રિયાથી યુક્ત છે. સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ ૧૨ વર્ષની છે. સર્વ જીવોએ આવા ભવાંતર ભોગવેલા છે. શેષ ૧૫ યુગ્મ પણ તેમ જ કહેવા. પરિમાણ પોતપોતાની રીતે સમજવાં.

બીજો ઉદ્દેશો પ્રથમ સમયના ઉત્પન્ન થયેલનો છે. ૧૦ ઉદ્દેશા એકેન્દ્રિય સમાન કહેવા અને ૧૧ મા ઉદ્દેશામાં યોગ કહેવો નહિ. એ ૧૧ ઉદ્દેશામાં ૧–૩–૫ એકસમાન છે અને ૨–૪–૬–૭–૮–૯–૧૦–૧૧ ઉદ્દેશા સમાન છે તેમાં દૃષ્ટિ એક મિથ્યા છે માટે જ્ઞાન નથી. એ પ્રમાણે નીલ–કાપોત લેશ્યા માટે ભવી–અભવી માટે સમજી લેવું.

## તેઇન્દ્રિય મહાયુગ્મો

### ભગવતી શ. ૩૭ અંતર શ. ૧૨ ઉ. ૧૩૨ નો અધિકાર

સર્વ અધિકાર ૩૬ મા શતક સમાન છે. અવગાહના જઘન્ય

આંગૂલનો અસંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટ ત્રણ ગાઉની. સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્તની અને ઉત્કૃષ્ટ ૪૯ દિવસની. શેષ સર્વ સમાન.

## ચૌરેન્દ્રિય મહાયુગ્મા

### ભગવતી શ. ૩૮. ૧૨ અંતર શ. ઉ. ૧૩૨ નો અધિકાર

જે રીતે ૩૬ શતકમાં અધિકાર કહ્યો છે, તે પ્રમાણે અહીં સમજવું. વિશેષતા એટલી જ છે કે, ચૌરેન્દ્રિયની અવગાહના જઘન્ય આંગૂલના અસંખ્યાતમા ભાગની અને ઉત્કૃષ્ટ ચાર ગાઉની. સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્તની અને ઉત્કૃષ્ટ છ માસની કહેવી. શેષ સર્વ અધિકાર સમાન છે.

## અસંજ્ઞી પંચેન્દ્રિય મહાયુગ્મો

### ભગવતી શ. ૩૯ અંતર શ. ૧૨ ઉ. ૧૩૨ નો અધિકાર

તેમાં અવગાહના, સ્થિતિ, ગતિ અને આગતિ સિવાય સર્વ અધિકાર ૩૬ મા શતક સમાન છે. અવગાહના જઘન્ય આંગૂલનો અસંખ્યાતમો ભાગ ઉત્કૃષ્ટ એક હજાર યોજન. સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્તની અને ક્રોડપૂર્વની. ચારે ગતિમાં જાય છે.

## સંજ્ઞી પંચેન્દ્રિય મહાયુગ્મો

### શ્રી ભગવતી શ. ૪૦ અંતર શ. ૧૨ ઉ. ૨૩૧ નો અધિકાર

કૃતયુગ્મ સંજ્ઞી પંચેન્દ્રિય ચારે ગતિનાં સર્વ સ્થાનેથી આવીને ઉત્પન્ન થાય છે, અને તે ૧૬–૩૨–૪૮ યાવત્ સંખ્યાતા અસંખ્યાતા ઉત્પન્ન થાય છે. તેનો નિર્લેપનકાળ અસંખ્યાત ઉત્સર્પિણી અને અવસર્પિણીના સમયોથી અધિક છે. અવગાહના તેઓની જઘન્ય આંગૂલનો

અસંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટ એક હજાર યોજન પ્રમાણ છે. તેઓ ૭–૮ કર્મના બંધક છે, ઉદય અને ઉદિરણા પણ ૮ કર્મની છે,

તેઓમાં લેશ્યા ૭ હોય છે. દૃષ્ટિ સમ્યક્ અને મિથ્યા બન્ને હોય છે અને તે કારણે જ્ઞાન તથા અજ્ઞાન બન્ને હોય છે. ઉપયોગ બે હોય છે, વર્ણાદિ ૨૦ બોલોમાં પ્રથમના ચાર શરીરની દૃષ્ટિથી ૨૦ બોલ છે અને કાર્માણશરીરની દૃષ્ટિથી ૧૬ બોલ છે, તેમજ આત્માની દૃષ્ટિથી વર્ણાદિ હોતા નથી

તેઓ આહાર અને શ્વાસોશ્વાસ યુક્ત હોય છે, વિરતિ પણ થઈ શકે છે અને સક્રિય પણ છે, તેઓ સંજ્ઞી છે તેમ જ કષાય–સંજ્ઞા–વેદ –ઇન્દ્રિય–સમુદ્ઘાત–બન્ને મરણ અને કર્મના બંધક છે, તેની કાયસ્થિતિ જઘન્ય એક સમયની અને ઉત્કૃષ્ટ પ્રત્યેક સો હજાર સાગરની છે, છયે દિશાનો આહાર ૨૮૮ બોલનો કરે છે.

આ સર્વ દ્વાર કૃતયુગ્મ રાશિનાં કહેલ છે. તે પ્રમાણે ૧૫ મહાયુગ્મ કહી દેવા. તેમાં વિશેષતા એટલી છે કે, પરિમાણમાં પોતપોતા અનુસાર કહેવું,

પ્રથમ ઔધિક ઉદ્દેશો સમાપ્ત

બીજો પ્રથમ ઉદ્દેશો :– તેમાં નીચે પ્રમાણે ફેર સમજવો.

અવગાહના જઘન્ય આંગૂલનો અસંખ્યાતમો ભાગ, વેદ અને ઉદય ૮ કર્મોનો છે અને બંધ ૭ કર્મોનો છે. ઉદિરણા છ અથવા સાત કર્મની છે, દૃષ્ટિ બે, યોગ એક કાયાનો, સંજ્ઞા ૪, વેદ ૩, કષાય ૪, શ્વાસોશ્વાસ બન્ને, મરણ નથી. શેષ સર્વ પ્રથમ ઉદ્દેશા પ્રમાણે ૨–૪–૬–૭–૮–૯– –૧૦–૧૧ એકસમાન છે. ૪–૬–૮–૧૦ ઉદ્દેશામા જ્ઞાન અને સમ્યક્ દૃષ્ટિ નથી, એ જ પ્રમાણે, શેષ ૧૫ મહાયુગ્મો જાણવા.

**કૃષ્ણલેશી કૃતયુગ્મ :-**

તેમાં થોડો ફેર છે, વેદ ત્રણે, અનુબંધ જઘન્ય ૧ સમય ઉત્કૃષ્ટ ૩૩ સાગર, આયુ પણ તેમ જ એ જ. રીતે મહાયુગ્મોના ૧૫ બોલ સમજવા.

**પ્રથમ કૃષ્ણલેશી સંજ્ઞી પંચેન્દ્રિય :**

તેમાં થોડો ફેર છે, અવગાહના જઘન્ય આંગૂલનો અસંખ્યાતમો ભાગ, બંધ ૭ કર્મનો અને ઉદિરણા ૬ કર્મની, દૃષ્ટિ બે, યોગ એક કાયાનો, સમુદ્દઘાત બે, મરણ અને ચ્યવન નથી. એ જ પ્રમાણે ૧૫ મહાયુગ્મ કહેવા. ૧-૩-૫ ઉદ્દેશા સમાન છે. ૨-૪-૬-૭-૮-૯-૧૦-૧૧ ઉદ્દેશા સમાન છે એ જ પ્રમાણે નીલ, કાપોત અને તેજોલેશ્યા માટે સમજી લેવું. ૪૦ મા શતકનાં સાત અંતર શતક થયા.

જે રીતે ઔધિક અને છ લેશ્યા સાથે સાત અંતર શતક કહ્યાં એ જ પ્રમાણે સાત અંતરશતક ભવીજીવોની દૃષ્ટિથી કહેવાં. પરંતુ ફેર એટલો કે, સર્વ જીવો ભવીપણે નથી. અભવીને માટે પણ તેમ જ પરંતુ ફેર એટલો કે તેઓ અનુત્તરવિમાનમાં નથી ઉત્પન્ન થતા. મિથ્યા-દૃષ્ટિ છે માટે જ્ઞાન કે વિરતિ હોતા નથી. એ પ્રમાણે થોડા ફેર સાથે છ લેશ્યા સાથે ઔધિક અધિકાર સમજવો.



## રાશિયુગ્મ

### ભગવતી સૂત્ર શ. ૪૧ ઉ. ૧૯૬

રાશિ ચાર પ્રકારની છે (૧) કૃતયુગ્મ (૨) ત્ર્યોજ (૩) દ્વાપરયુગ્મ અને, (૪) કલ્યોજ.

(૧) ઉપપાતદ્વાર :- કૃતયુગ્મ રાશિ નૈરયિક ૧૧ સ્થાનોથી આવીને ઉત્પન્ન થાય છે. પાંચ સંજ્ઞી-પાંચ અસંજ્ઞી તિર્યંચ અને

સંખ્યાત વર્ષના આયુવાલા કર્મભૂમિના મનુષ્ય.

**(૨) પરિમાણદ્વાર**:– તે એક સમયમાં ૪, ૮, ૧૨, ૧૬ યાવત્ સંખ્યાતા અસંખ્યાતા ઉત્પન્ન થાય છે.

**(૩) સઅંતર નિરંતરદ્વાર**:– અંતર પડે તો જઘન્ય એક સમયનું ઉત્કૃષ્ટ અસંખ્યાત સમયનું અને નિરંતર ઉત્પન્ન થાય તો જઘન્ય બે સમય અને ઉત્કૃષ્ટ અસંખ્યાત સમય સુધી ઉત્પન્ન થાય છે. જે સમયે કૃતયુગ્મરાશિ હોય છે તે સમયે ત્ર્યોજ આદિ અન્ય રાશિ હોતી નથી.

એક કૂદતો માણુસ જેમ એક સ્થાનથી બીજા સ્થાનને પ્રાપ્ત કરે છે તેમ જીવ એક ગતિથી અન્ય ગતિને પ્રાપ્ત થાય છે.. અસંયમી, સલેશી અને સક્રિય જીવો ગતિઅંતર થાય છે. તેવી અવસ્થામાં મોક્ષ પામી શકાતો નથી.

૨૪ દંડકના જીવોને માટે તેમ જ સમજવું. તેમાં સામાન્ય ફેર એટલો છે કે વનસ્પતિમાં ઉપપાત અનંત કહેવો અને વિગ્રહગતિ ચાર સમયની હોય છે.

ત્ર્યોજ રાશિ માટે પણ તેમ જ સમજવું. પરંતુ પરિણામદ્વારમાં ૩, ૭, ૧૧, ૧૫, યાવત્ સંખ્યાતા અસંખ્યાતા કહેવા. દ્વાપરયુગ્મરાશિ માટે પણ તેમ જ. પરંતુ ૨, ૬, ૧૦, ૧૪ યાવત્ કહેવું. કલ્યોજ રાશિ માટે પણ તેમ જ. પરંતુ ૧, ૫, ૯, ૧૩ યાવત્ અસંખ્યાતા સુધી કહેવું.

જે આ ચાર ઔધિક ઉદ્દેશા કહ્યા તે પ્રમાણે કૃષ્ણલેશ્યાના ચાર ઉદ્દેશા કહેવા; તેમાં જ્યોતિષી–વૈમાનિકના બે દંડક બાદ કરવા; નૈરયિક અને દેવોની આગતિ યથાસંભવ કહી દેવી, મનુષ્ય દંડકમાં સંયમ, સલેશી, સક્રિય અને તદ્ભવ મોક્ષ એ ચાર બોલ કહેવા નહિ; એ આઠ ઉદ્દેશા થયા.

એ જ પ્રમાણે નીલ, કાપોત, તેજો અને પદ્મલેશ્યા માટે ૪-૪ ઉદ્દેશા કહેવા; પરંતુ ફેર એટલો કે, તેજોલેશ્યામાં ૧૮ અને પદ્મલેશ્યામાં ૩ દંડક કહેવા; શુક્લલેશ્યામાં પદ્મની જેમ; ૨૮ ઉદ્દેશા થયા; તે ૨૮ ઉદ્દેશા સમુચ્ચય, ભવી, અભવી, સમદષ્ટિ, મિથ્યાદષ્ટિ, કૃષ્ણપક્ષી અને શુક્લપક્ષી સાથે કહેવા; સર્વ મળીને ૧૯૬ ઉ શા થયા.

## તુંગિકાનગરીના શ્રમણોપાસકના પ્રશ્નો

તે ચોથા આરાના કાળમાં જ્યારે ચોવીસમા તીર્થંકર ભગવાન વિચરતા હતા તે સમયે “ તુંગિકા ” નામની સમૃદ્ધ અને મનોહર નગરી હતી. ત્યાંના શ્રમણોપાસકો શ્રુત અને ચારિત્ર ધર્મના ઘણા જ અનુરાગી અને શ્રમણોની ઉપાસના કરનાર હતા.

અન્યદા એક સમયે પુષ્પવતી ઉદ્યાનમાં ભગવાન પાર્શ્વનાથની પરંપરાના ૫૦૦ નિર્ગ્રંથ ભગવંતો પધાર્યા. નગરમાં વાત થતાં ત્યાંના શ્રમણોપાસકો મોટા સમૂહ સાથે પાંચ અભિગમના વિવેકપૂર્વક પુષ્પવતી ઉદ્યાનમાં આવ્યા અને પર્યુપાસના તથા સેવા કરવા લાગ્યા અને ધર્મોપદેશ સાંભળી હર્ષ-સંતોષ પામ્યા અને વિનયપૂર્વક પ્રશ્નો પૂછ્યા કે,

હે સ્થવિર ભગવન્! તપ અને સંયમનુ ફળ શું ?

સ્થવિર ભગવન્તોએ કહ્યું કે, સંયમનું ફળ સંવર છે અને તપનું ફળ નિર્જરા છે.

શ્રમણોપાસકોએ ફરી પૂછ્યું કે, હે ભગવન્! સંયમનું ફળ સંવર છે અને તપનું ફળ નિર્જરા (વ્યવદાન) છે. તો દેવ, દેવલોકમાં ક્યા કારણથી ઊપજે છે ?

“ કાલિકપુત્ર ” સ્થવિરે ઉત્તર આપ્યો કે, પૂર્વતપના કારણે દેવતા દેવલોકમાં ઊપજે છે.

"મેહિલ (મેધિલ) નામના સ્થવિરે કહ્યું કે, પૂર્વ સંયમને કારણે દેવતા દેવલોકમાં ઊપજે છે.

"આનન્દરક્ષિત" સ્થવિરે કહ્યું કે, પૂર્વ કર્મોના કારણે દેવતા દેવલોકમાં ઊપજે છે.

"કાશ્યપસ્થવિરે કહ્યું કે દ્રવ્યાદિમાં રાગભાવને કારણે દેવતા દેવલોકમાં ઊપજે છે.

એવી રીતે પૂર્વતપ, પૂર્વસંયમ, કર્મો અને સરાગસંયમથી દેવતા દેવલોકમાં ઊપજે છે. આ હકીકત સત્ય છે અને અમારા પોતાના વકતવ્યથી કહ્યું નથી.

અન્યદા એક સમયે શ્રમણ ભગવાન મહાવીર સ્વામી પોતાના જેષ્ઠ અંતેવાસી ઈંદ્રભૂતિ આદિ નિર્ગ્રંથો સાથે રાજગૃહી પધાર્યા. નિરંતર છઠ્ઠ છઠ્ઠના તપસ્વી ગણધર ભગવંત ગૌતમ સ્વામી ગૌચરી માટે નગરમાં પધારતાં વચ્ચે તુંગિકાનગરીના શ્રાવકો અને પ્રભુ પાર્શ્વનાથની પરંપરાના સ્થવિર ભગવંતોનો થયેલ ધર્મચર્ચા પ્રસંગ લોકો દ્વારા સાંભળવા મલ્યો. અને ગૌચરી કાર્યથી નિવૃત્ત થયે પ્રભુની સેવામાં વિનમ્રભાવે વાત રજૂ કરી કે, હે ભગવંત્! તુંગિકાના શ્રમણોપાસકોને સ્થવિરોનો આપેલ ઉત્તર યથાર્થ છે?

પરમાત્માએ ફરમાવ્યું કે, હે ગૌતમ! તે વાત યથાર્થ છે.

ત્યાર પછી નીચેના પ્રશ્નો ભગવંતને પૂછ્યા.

**ગૌતમ :** હે ભગવન્! તેવા પ્રકારના શ્રમણ માહણની પર્યુપાસના કરનાર મનુષ્યને તેની સેવાનું ફળ શું મળે?

**મહાવીર :** હે ગૌતમ! તેઓની પર્યુપાસનાનું ફળ શ્રવણ છે. અર્થાત્ તેઓની પર્યુપાસના કરનારને સત્શાસ્ત્રને સાંભળવાનું ફળ મળે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! તે શ્રવણનું ફળ શું ?

**મહાવીર** : હે ગૌતમ ! તેનું ફળ જ્ઞાન છે. અર્થાત્ સાંભળવાથી જાણવાનું બની શકે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! તે જાણવાનું ફળ શું ?

**મહાવીર** : હે ગૌતમ ! તેનું ફળ વિજ્ઞાન છે. અર્થાત્ સાધારણ જાણ્યા પછી વિવેચનપૂર્વક જાણી શકાય

**ગૌતમ** : હે ભગવન્ ! તે વિજ્ઞાનનું ફળ શું છે ?

**મહાવીર** : હે ગૌતમ ! તેનું ફળ પ્રત્યાખ્યાન છે. અર્થાત્ વિશેષ જાણ્યા પછી સર્વ પ્રકારની વૃત્તિઓ આપોઆપ શાંત પડે છે !

**ગૌતમ** : હે ભગવન્ ! તે પ્રત્યાખ્યાનનું ફળ શું ?

**મહાવીર** : હે ગૌતમ ! તેનું ફળ સંયમ છે. અર્થાત્ પ્રત્યાખ્યાન પ્રાપ્ત થવા પછી સર્વસ્વરૂપયોગરૂપ સંયમ પ્રાપ્ત થાય છે.

**ગૌતમ** : હે ભગવન્ ! તે સંયમનું ફળ શું છે ?

**મહાવીર** : હે ગૌતમ ! તેનું ફળ આસ્રવરહિતપણું છે. અર્થાત્ વિશુદ્ધ સંયમ પ્રાપ્ત થયા પછી પુણ્ય કે પાપનો સ્પર્શ પણ થતો નથી. પણ આત્મા પોતાના મૂળ સ્વરૂપમાં જ રમણ કરે છે.

**ગૌતમ** : હે ભગવન્ ! તે આશ્રવરહિતપણાનું ફળ શું છે ?

**મહાવીર** : હે ગૌતમ ! તેનું ફળ તપ છે.

**ગૌતમ** : હે ભગવન્ ! તે તપનું ફળ શું છે ?

**મહાવીર** : હે ગૌતમ ! તેનું ફળ કર્મરૂપ મેલને સાફ કરવાનું છે.

ગૌતમ : હે ભગવન્ ! કર્મરૂપ મેલ સાફ થવાથી શું થાય ?

મહાવીર : હે ગૌતમ ! તે થવાથી નિષ્ક્રિયપણું પ્રાપ્ત થાય.

ગૌતમ : હે ભગવન્ ! તે નિષ્ક્રિયપણાથી શું લાભ થાય ?

મહાવીર : હે ગૌતમ ! તેનું ફળ સિદ્ધિ છે. અર્થાત્ અક્રિય-પણું પ્રાપ્ત થયા પછી છેવટે સિદ્ધિ મેળવાય છે. એમ કહ્યું છે.

અને સિદ્ધગતિ પ્રાપ્ત કરવા માટેની જીવની અન્તિમ પ્રયોજના આ જ છે.

(ભ. શ. ૨. ઉ. ૫)

गच्छतः स्खलनं क्वापि, भवत्येव प्रमादतः
हसन्ति दुर्जनास्तत्र, समादधति साधवः

समाप्तं च इदं भगवती उपक्रमम्



જે ભવીઆત્માઓની દ્રવ્ય સહાયતાથી

# "શ્રી ભગવતી ઉપક્રમ"

નામના આ ગ્રંથનું મુદ્રણ થયેલ છે
તેઓશ્રીની શુભ નામાવલી





| પ્રત : | | | રકમ : |
|---|---|---|---|
| ૫૦૦ | શ્રીમાન્ શેઠ રામજીભાઈ શામજી વીરાણી | રૂા. | ૨૫૦૦ |
| ૬૦૦ | શ્રીમાન્ શેઠ દુર્લભજીભાઈ શામજી વીરાણી | રૂા. | ૩૦૦૦ |
| ૫૦૦ | શ્રીમાન્ શેઠ છગનલાલભાઈ શામજી વીરાણી | રૂા. | ૨૫૦૦ |
| ૧૦૦ | શ્રીમાન્ શેઠ મણીલાલ શામજી વીરાણી | રૂા. | ૫૦૦ |
| ૧૦૦ | શ્રીમાન્ શેઠ છોટાલાલ શામજી વીરાણી | રૂા | ૫૦૦ |
| ૧૦૦ | શ્રીમાન્ શેઠ નરભેરામ હંસરાજ કમાણી | રૂા. | ૫૦૦ |
| ૧૦૦ | શ્રીમાન્ શેઠ કેશવલાલ અમૃતલાલ પારેખ | રૂા. | ૫૦૦ |
| ૮૦૦ | મુંબઈના ધર્મપ્રેમી સદ્ગૃહસ્થો | રૂા. | ૪૦૦૦ |
| ૨૦૦ | બેનશ્રી સ્વ. હરકુંવરબેન કોઠારી | રૂા. | ૧૦૦૦ |
| ૧૦૦ | સ્વ–ચંદુલાલ ગાંડાલાલ ગોડા | રૂા. | ૫૦૦ |



# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૫ | દ્રડ્ઢે | દ્રઢ્ઢે |
| ૧૮ | ૬ | બકી | બાકી |
| ૧૯ | ૨૨ | જીનેએ | જીનોએ |
| ૨૦ | ૨૦ | પુરુષકાર | પુરુષાકાર |
| ૨૨ | ૪ | મનાતાંર | મતાતર |
| ૨૩ | ૨૫ | સિદ્ધત | સિદ્ધાંત |
| ૨૫ | ૬ | પેતાના | પોતાના |
| ૨૭ | ૧૯ | ગ ણુ | ત્રણુ |
| ૪૯ | ૧૬ | પ્રમણે | પ્રમાણે |
| ૫૫ | ૨૨ | ત્રણુ | ત્રીજા |
| ૫૭ | ૧૩ | વ્યાર | વ્યાપાર |
| ૬૦ | ૫ | ચરિત્ર | ચારિત્ર |
| ૬૦ | ૬ | ચરિત્ર | ચારિત્ર |
| ૬૦ | ૭ | ચરિત્ર | ચારિત્ર |
| ૬૦ | ૧૦ | ચરિત્ર | ચારિત્ર |
| ૬૦ | ૨ | નિયયો | નિયમો |
| ૬૩ | ૧૮ | મટે | માટે |
| ૬૪ | ૨૨ | સૂત્રા | સૂત્રાર્થ |
| ૭૨ | ૧૧ | અલ્પ | અલ્પ |
| ૭૯ | ૧ | વસ્તુનું | વસ્ત્રનું |
| ૭૯ | ૨૦ | સુ—ણુપણે | સુવર્ણુપણે |
| ૮૩ | ૯ | હષિત | હર્ષિત |
| ૮૩ | ૧૫ | શ્રવણુ | શ્રમણુ |
| ૮૬ | ૨૮ | ૧૯ | ૧૬ |
| ૯૫ | ૭ | ધૂમદેષ | ધૂમદોષ |
| ૯૫ | ૧૭ | રાહત | રહિત |
| ૯૬ | ૨૨ | કષયહિત | કષાયરહિત |
| ૧૦૪ | ૧૭ | દશ લાખ છે, | દશ લાખ ક્રોડ છે. |
| ૧૧૧ | ૧૫ | ૭૨ કુંડુઓ | ૭૨ બીલો (દર) |
| ૧૧૧ | ૧૯ | મહનદી | મહાનદી |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૧૧૧ | ૨૦ | પણીને | પાણીને |
| ૧૧૩ | ૧૪ | રૂપો સમર્થ નથી | રૂપો દેખવા સમર્થ નથી |
| ૧૧૩ | ૧૪ | ઇચ્છા દેખવા | ઇચ્છાપૂર્વક |
| ૧૧૬ | ૨૧ | ૨૧૭૫×૫ | ૨૧૭૫×૨૫ |
| ૧૧૬ | ૨૨ | ૭૧૩×૫ | ૭૧૩×૪ |
| ૧૧૯ | ૧૬ | શ્રાવ | શાપ |
| ૧૨૫ | ૫ | ચારિત્ર ચારિત્ર | ચારિત્રાચારિત્ર |
| ૧૨૭ | ૨૪ | અવિરતિ સમ્યદૃષ્ટિ | અવિરતિ સમ્યગ્દૃષ્ટિ |
| ૧૩૫ | ૫ | શ્રુજ્ઞાતનનો | શ્રુતજ્ઞાનનો |
| ૧૪૦ | ૧૩ | જ્ઞન | જ્ઞાન |
| ૧૪૩ | ૧૩ | દેવથી | દેવાથી |
| ૧૪૩ | ૨૦ | સદેષ | સદોષ |
| ૧૫૮ | ૪ | તિર્યંચ પંચેંદ્રિયના દેશબંધની | તિર્યંચ પંચેંદ્રિય અને મનુષ્યના દેશબંધની |
| ૧૬૨ | ૧ | પ્રત્યાયક | પ્રત્યયિક |
| ૧૬૨ | ૧૮ | બંધ છે. | બંધ છે અને સિદ્ધ ભગવાનના જીવ પ્રદેશોનો બંધ આદિ અનંત છે. |
| ૧૬૯ | ૧૬ | ચારિત્રરાધના | ચારિત્રારાધના |
| ૧૭૯ | ૬ | ઉપસક | ઉપાસક |
| ૧૮૦ | ૧૫ | પ્રવ્રજ્યાનો | પ્રવ્રજ્યાનો |
| ૧૮૭ | ૪ | હેય છે. | હોય છે. |
| ૧૯૭ | ૧૫ | ૮૪૨ | ૮૮૨ |
| ૧૯૯ | ૬ | શ્રવણ | શ્રમણ |
| ૨૦૮ | ૧૭ | દેતા | દેવતા |
| ૨૧૬ | ૧૬ | પણ છે. | પણ નથી. |
| ૨૧૯ | ૧ | લોકોના | લોકના |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૩૧ | ૧૩ | સરું | સારું |
| ૨૩૧ | ૧૬ | લોકેનું | લોકોનું |
| ૨૬૦ | ૬ | ભજના | નિયમા |
| ૨૬૪ | ૧૭ | સકારણુ | સકરણુ |
| ૨૭૧ | ૨૫ | સકંધ | સ્કંધ |
| ૨૮૪ | ૧૨ | ચવતા | ચ્યવતા |
| ૨૯૬ | ૨૩ | ઉપરની સંખ્યાતામાં | ઉપરની સંખ્યા |
| ૨૯૬ | ૨૭ | અવત્રાહેલ | અવગાહેલ |
| ૩૦૯ | ૧૭ | | પુદ્ગલાસ્તિકાય પુદ્ગલાસ્તિ-કાયના કેટલા પ્રદેશોને અવગાહે છે? એકપણુ પ્રદેશને અવગાહતો નથી |
| ૩૧૧ | ૨ | દૃષ્ટંત | દૃષ્ટાંત |
| ૩૧૧ | ૬ | રત્નપ્રભ | રત્નપ્રભા |
| ૩૧૧ | ૧૭ | કૂટાગર | કૂટાગાર |
| ૩૧૧ | ૨૪ | પ્રકરે | પ્રકારે |
| ૩૧૨ | ૨૦ | પ્રયેગ | પ્રયોગ |
| ૩૧૪ | ૧૨ | મનન | મન |
| ૩૧૯ | ૧૦ | પાદેપપગમન | પાદપોપગમન |
| ૩૨૫ | ૧૭ | આમાથી | અમાથી |
| ૩૨૭ | ૩ | પ્રહર | પ્રહાર |
| ૩૪૦ | ૨૨ | વાયુથી | વાયુની |
| ૩૪૧ | ૧૦ | પણુ | ત્રણુ |
| ૩૫૨ | ૨૫ | દિર્દેશ | નિર્દેશ |
| ૩૫૬ | ૯ | અવરિત | અવિરતિ |
| ૩૫૮ | ૧૧ | અરૂપરૂપ | અરૂપિરૂપ |
| ૩૫૯ | ૮ | ગાતમ | ગૌતમ |
| ૩૬૦ | ૨૦ | ક્ષ્યચભાવથી | ક્ષાયભાવથી |
| ૩૬૬ | ૨૪ | પ્રથમ છે | અપ્રથમ નથી |
| ૩૬૭ | ૨૬ | ૧૬ | ૧૯ |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૮૪ | ૨૪ | હવે | હોઇ |
| ૫૦૪ | ૫ | ઉકૂષ્ટ | ઉત્કૃષ્ટ |
| ૫૦૪ | ૨૬ | પ્રકરના | પ્રકારના |
| ૫૧૮ | ૧૧ | સારેગાયમ | સાગરોપમ |
| ૫૨૭ | ૨૩ | ઝમ્મો | ગમ્મો |
| ૫૪૩ | ૨૧ | જીને | જીવને |
| ૫૫૧ | ૧૭ | સ્થિત | સ્થિતના |
| ૫૬૪ | ૨૨ | દ્વાગરયુગ્મ | દ્વાપરયુગ્મ |
| ૫૮૬ | ૧૦ | પ્રદેશીનું | પ્રદેશી સ્કંધનું |
| ૫૮૮ | ૯ | ગાતમ | ગૌતમ |
| ૬૦૧ | ૪ | ચરિત્ર | ચારિત્ર |
| ૬૦૩ | ૧ | માથ | માન |
| ૬૦૫ | ૨૫ | દ્રવ્યલિંત્ર | દ્રવ્યલિંગ |
| ૬૦૫ | ૨૯ | ચરિત્રનું | ચારિત્રનું |
| ૬૧૬ | ૨૧ | મારણાતિક સક્દ્ઘાતથી | મારણાંતિક સમુદ્ઘાતથી |
| ૬૧૮ | ૨ | કશાષ કુશીલના | કષાય કુશીલના |
| ૬૩૬ | ૪ | રામા | સામા |
| ૬૪૭ | ૧૩ | તેના | તેનાથી |
| ૬૪૯ | ૧૬ | દર્યાદિ | દર્પાદિ |
| ૬૫૯ | ૧૮ | ષપ ધ્યાયનું | ઉપાધ્યાયનું |
| ૬૬૬ | ૨૨ | બરમાં | બારમાં |
| ૭૧૦ | ૧૩ | ઉશક | ઉદ્દેશક |
| ૭૦૩ | ૨૦ | ગંથ | ગંધ |
| ૪૯૧ | ૨૮ | બે વેદવાળા જાય છે. | ૭ મી નારકીમાં બે વેદ વાળા જાય છે. |
| ૫૧૯ | ૧ | ઓઠ | આઠ |
| ૫૨૯ | ૧૦ | ૨૦૩ | ૨–૩ |
| ૫૪૯ | ૨ | જ | છ |
| ૫૮૯ | ૧૮ | નિષ્કંપ | સકંપ |
| ૬૧૭ | ૧૩ | પ્રત્યેકસોક્રોડસિવાયના | પ્રત્યેકક્રોડ |